# भारतार्थप्रकाश.

# THE BHARATARTHA PRAKASH.

# विराट अने उद्योग पर्व.

पर्व ४ तथा ५ मुं



आवृत्ति बीजी.

રા. રા. ભાઉશંકર નાનાભાઈ સુપ્રિટેંડટની

સહાયથી.

પ્રસિદ્ધ કર્તા.

ભટ્ટ. મણિશંકર મહાનંદ.



अमदावाद.

" ऐंग्लो वर्नाक्युलर प्रिंटिंग प्रेसमां "

નથુભાઈ રતનચંદ માન્કુનીવાળાએ મુદ્રાંકિત કર્યું.

संवत् १९५२ सन १८९६



मूल्य रु. ४)

૬૪૭૩

# भारतार्थप्रकाश.

# ॥ अथ विराटपर्व प्रारंभः ॥

जनमेजयउवाच ॥ कथंविराटनगरे ममपूर्वपितामहाः ।
अज्ञातवासमुषिता दुर्योधनभयार्दिताः ॥ १ ॥

જનમેજય પૂછેછે—દુર્યોધનના ભયથી પીડાયલા મારા પૂર્વ પિતામહ પાંડવો વિરાટ નગરમાં કેમ છુપા રહ્યા? તે કહો; અને દુઃખિત, શ્રીકૃષ્ણના કીર્તનમાં તત્પર તથા મ્હોટા ભાગ્યવાળી પતિવ્રતા દ્રૌપદિએ પણ ત્યાં છુપો વાસ કેવી રીતે કર્યો? તે પણ કહો. વૈશંપાયન કેહેછે—હે નરાધિપ, તારા પૂર્વ પિતામહ પાંડવો ત્યાં કેવી રીતે છુપ્યા રહ્યા, તે હું કહું તે સાંભળ—ધર્મ ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ, ઉદાર ચિત્તવાળા અને ધર્મના પુત્ર યુધિષ્ઠિર રાજાએ છુપ્યા રેહેવાનો વરદાન પામી તે બનેલું વૃત્તાંત બ્રાહ્મણો પાસે કહીને, તે બ્રાહ્મણને અગ્નિહોત્રનાં પાત્ર પાછાં આપ્યાં. પછી તેમણે પોતાના સર્વ ભાઇયોને એકઠા કરીને કહ્યું કે આ બાર વર્ષ આપણે વનમાં રહ્યા; પણ હવે તેરમુ વર્ષ પરમ કષ્ટરૂપ છુપ્યા વાસનું આવ્યું. તે એવી રીતે રેહેવું જોઇએ કે કોઇપણ આપણને ઓળખી શકે નહીં, માટે એવી કયી જગ્યામાં તમને રેહેવું રૂચે છે તે કહો. એવું યુધિષ્ઠરે કહ્યું તે સાંભળી અર્જુન બોલ્યો કે હે મનુષ્યના રાજા, તે ધર્મરાજના વરદાનથી નિશ્ચે આપણને કોઇ ઓળખી નહીં શકે, તોપણ ઘણા અન્નવાળા, છુપ્યા, અને રમણિય એવા કુરૂપાંચાલ, ચેદિ, મત્સ્ય, શૂરસેન, પટચ્ચર, દશાર્ણ નવરાષ્ટ્ર, મલ્લ, શાલ્વ, યુગંધર, કુંતિરાષ્ટ્ર, સુરાષ્ટ્ર, અને અવંતિ એટલા દેશો છે, તેમાંથી જે દેશ આપને રૂચતો હોય તે કહો, કે ત્યાં જઇ આપણે છુપ્યા રહિએ. તે સાંભળી યુધિષ્ઠિરે કહ્યું કે હે મહાબાહો, ધર્મ રાજાએ મને કહ્યું છે તે વૃથા થવાનું નથી. તેથી અવસ્ય આપણે વિરાટના શેહેરમાં છુપ્યુ રેહેવું, અને તે રાજા, બળવાન, ધર્મશીળ, ઉદાર તથા પાંડવો વિષે પ્રીતિમાન છે, તેનાં આપણે કેવી રીતનાં કામ કરવાં તે મને કહો. તે સાંભળી અર્જુને કહ્યું કે હે મનુષ્યના રાજા, દુઃખને લાયક નહીં એવા, કોમળ હૃદય

વાળા, લજ્જાવાન, ધર્મિષ્ટ અને સાચા પરાક્રમવાળા તમે, ત્યાં રાજાનું શું કામ કરશો તે કહો. તે સાંભળી યુધિષ્ઠિરે કહ્યું કે, હે ભાઇઓ, ત્યાં વિરાટના નગરમાં જે હું કામ કરીશ તે કહું તે સાંભળો—પાસાના તત્વને જાણનાર તથા ક્રિડા જેને પ્રિય છે એવો હું, કંક નામનો બ્રાહ્મણ થઇને તે મહાત્મા રાજાનો સભાસદ થઇશ; અને અનેક રંગની જેમાં સોગઠી છે એવી પાસાની રમતથી બંધુ તથા કારભારી સહિત તે રાજાને પ્રસન્ન રાખીશ; પણ કોઇ મને ઓળખી શકશે નહીં. કદી તે રાજા મને પૂછશે તો તેને હું કહીશ કે, પૂર્વે યુધિષ્ઠિર રાજા પાસે હું રહેતો હતો, ને તેનો પ્રાણપ્રિય મિત્ર હતો. હે ભાઇયો જેવી રીતે હું ત્યાં વર્તિશ તેવી રીતે આ મેં તમને કહ્યું. હવે હે ભીમસેન, તું ત્યાં કેવી રીતે વર્તિશ તે કહે.

इत्येतद्वोमयाख्यातं विहरिष्यांम्यहयथा ।

वृकोदरविराटेषु रंस्यसेकनहेतुना ॥

इति श्रीमहाभारते विराटपर्वाणि पांडवप्रवेशपर्वाणि युधिष्ठिरादिमंत्रणे गुर्जरभाषायां प्रथमोऽध्यायः ॥ १ ॥

---

**भीमसेनउवाच** ॥ पौरोगवोब्रुवाणोहं बल्लवोनामभारत ।

उपस्थास्यामिराजानं विराटमितिमेमतिः ॥ १ ॥

ભીમસેન કેહેછે—કે હે ભારત, બલ્લવ નામે હું રસોઇ કરનારમાં શ્રેષ્ઠ છું એમ કહીને, તે વિરાટ રાજા પાસે જઇશ એવી મારી મતિછે. કારણ પાક ક્રિયામાં હું કુશળ છું, તેથી એ રાજાને દાળ આદિ પદાર્થો અતિ ઊત્તમ કરી આપીશ. અને ચટણી, શાક વિગેરે પદાર્થો, જે તેના રસોઇ કરનારાએ પ્રથમ કરી રાખેલાં હશે, તેથી પણ ઉત્તમ તેજ પદાર્થો બનાવીને હું રાજાને પ્રસન્ન કરીશ. વળી પાકસ્થાનમા રસોઇ વાસ્તે કાષ્ટના મ્હોટા ભારા એકદમ ઉપાડી લાવીશ, જે જોઇને રાજા મને સારી રીતે રાખશે, તેથી હું તેના બીજા રસોઇ કરનારાઓમાં મુખ્ય કેહેવાઇશ વળી બળવાન હસ્તિયો તથા મહા બળવાન બળદોને પણ તેના કહ્યાથી વશ કરીશ. તેમ કોઇ યુદ્ધ કરનારા યોદ્ધાઓ સામે આવશે, તેમની સાથે યુદ્ધ કરીને પણ રાજાને પ્રસન્ન કરીશ, ને યુદ્ધ કરનારને પાડી નાંખીશ પણ મરણ નહીં પમાડું. એવી રીતે અમાનુષ કર્મ કરીશ, તેથી તે રાજાના બીજા ચાકરો જેવી રીતે રાજાને માને તેવી રીતે મને પણ માનશે. કદી રાજા પૂછશે તો

કહીશ કે, યુધિષ્ઠિર રાજાને ત્યાં હું, રસોઈ કરવી, હાથી સાથે રમવું, બળદને વશ કરવા તથા યુદ્ધ કરવું, એ કામ કરતો હતો તેથી જાણું છું. એવી રીતે કહી મારા આત્માને છુપ્યો રાખીને વિરાટના શેહેરમાં હું રહીશ. હે રાજા, જે તમોએ પૂછ્યું હતું, તે મેં તમને કહ્યું. પછી યુધિષ્ઠિરે કહ્યું કે, પૂર્વે જ્યારે ખાંડવ વન બાળવાની ઇચ્છાથી અગ્નિપણ, બ્રાહ્મણની રૂપે શ્રીકૃષ્ણ સહિત એવા અર્જુનની પાસે આવી ઉભો રહ્યો, ત્યારે એક રથે જેણે ઇંદ્રને જીતી ખાંડવ, વન બાળી, સર્પ તથા રાક્ષસોને મારીને અગ્નિને તૃપ્ત કર્યો, અને સર્પના રાજા વાસુકીની બેહેન ઉલૂપી જેણે પોતાના સૌંદર્યથી હરણ કરી, તે યુદ્ધ કરનારાઓમાં શ્રેષ્ઠ મહા બળવાન અર્જુન શું કરશે ! પાંચ વર્ષ સ્વર્ગમાં ઇંદ્રના ઘરમાં રહીને, જેણે અસ્ત્ર યોગ સંપાદન કર્યો, દિવ્ય અસ્ત્રો મેળવ્યાં, જેના સરખા તથા લાંબા હાથમાં ધનુષ્યની પ્રત્યંચાના ડણ થયેલા છે, અને જેને હું બારમો રૂદ્ર, તેરમો સૂર્ય, નવમો વસુ તથા દશમો ગ્રહ માનુંછું, તે અર્જુન ત્યાં શું કરશે ? તપનારાઓમાં જેમ સૂર્ય, બે પગવાળાઓમાં બ્રાહ્મણ, સર્પોમાં આશીવિષ, તેજવાળાઓમાં અગ્નિ, આયુધોમાં વજ્ર, બળદોમાં કાંધવાળો બળદ, નદ માત્રમાં સમુદ્ર, વર્ષવાવાળાઓમાં મેઘ, નાગ માત્રમાં ધૃતરાષ્ટ્ર, હસ્તિયોમાં ઐરાવત, પ્રિય વસ્તુમાં પુત્ર, અધિક હિતેચ્છુમાં સ્ત્રી, પર્વતોમાં હિમાલય, દેવતાઓમાં ઇંદ્ર, વસુમાં અગ્નિ, મૃગ માત્રમાં સિંહ અને પક્ષિ માત્રમાં જેમ ગરૂડ શ્રેષ્ઠ છે, તેમ યુદ્ધ કરનારાઓમાં તથા ધનુષ ધારણકરનારાઓમાં સર્વથી શ્રેષ્ઠ, ગાંડિવ ધનુષવાળા અને ઇંદ્ર સરખા પરાક્રમવાળા આ અર્જુન ત્યાં શું કરશે ! અર્જુને કહ્યું કે હે પૃથ્વીના રાજા, હું પાવૈયોછું એમ ત્યાં કહીશ, અને મારા હાથમાં જે ધનુષની પ્રત્યંચાના ડણછે તે કંકણ પેહેરીશ એટલે દેખાશે નહીં; અને કાનમાં અગ્નિ સરખાં તેજવાળાં કુંડળ પેહેરીશ, કેશની વેણિ ગૂંથીશ તથા બૃહન્નલા નામે પ્રસિદ્ધ થઇશ; અને સ્ત્રી ભાવે કરીને પૂર્વ રાજાઓનાં ચરિત્રો ગાઇશ. એવી રીતથી રાજા તથા અંતઃપુરનાં મનુષ્યોને પણ પ્રસન્ન કરીશ, અને વિચિત્ર પ્રકારનાં નૃત્ય કરી ગીત ગાઇ તથા વિવિધ પ્રકારનાં વાદ્ય વગાડી વિરાટના શેહેરની સ્ત્રીઓને શિખવીશ, અને પ્રજાનાં સારાં કર્મનાં ઘણાંક વખાણ કરીશ. હે જ્યેષ્ઠ બંધુ, એવી રીતે હું મારા આત્માને છુપ્યો રાખીશ. કદાચ રાજા પૂછશે તો કહીશ કે, યુધિષ્ઠિર રાજાને ત્યાં દ્રૌપદીની દાસી થઇને રહી હતી હે રાજા, એ વિધિથી, ઢાંકેલ અગ્નિની પેઠે હું સુખે કરીને વિરાટના ગૃહ પ્રત્યે રહીશ.

एतेनविधिनाछन्नः कृतकेनयथानलः ।
विहरिष्यामिराजेंद्र विराटभुवनेसुखं ॥
इति श्रीमहाभारते विराटपर्वणि पांडवप्रवेशपर्वणि युधिष्ठिरादि मंत्रणे गुर्जरभाषायां द्वितीयोऽध्यायः ॥ २ ॥

---

**वैशंपायनउवाच** ॥ इत्येवमुक्त्वापुरुषप्रवीर स्तथार्जुनोधर्मभृतांवरिष्ठः ।
वाक्यंतथासौविरराममूयो नृपोपरंभ्रातरमाबभाषे ॥१॥

વૈશંપાયન કહેછે—હે ધર્મ ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ, પુરૂષોમાં અત્યંત શૂરવીર અર્જુન એવી રીતે કહી બોલતાં બંધ રહ્યો. પછી યુધિષ્ઠિરે બીજા ભાઇને કહ્યું કે હે નકુળ, સુંદર અંગવાળો, શૂર તથા સુખને લાયક એવો તું, તે રાજાના રાજ્યમાં કેવી રીતે વર્તીશ તે કહે. નકુળે કહ્યું કે, વિરાટ રાજાનો ગ્રંથિક નામે હું ચાબુકસ્વાર થઇશ, અને તેના ઘોડાઓની રક્ષા, ઘોડાઓને શિખવવું, તથા તેમનું ઔષધ કરવું, એ કામ સારી રીતે કરીશ, કારણ તે કર્મ મને ઘણું પ્રિયછે, તેમ તેમાં હું કુશળ પણ છું. હે કુરૂકુળના રાજા, ઘોડા જેવા આપને પ્રિયછે તેવાજ મને પણ પ્રિયછે, કોઇ શેહેરના માણસ મને પૂછશે તો કહીશ કે, પૂર્વે પાંડવોએ ઘોડાની ચાકરી ઉપર મને રાખ્યો હતો, તેથી તે વિદ્યા હું જાણું છું. હે રાજા, વિરાટના શેહેરમાં એવી રીતે હું છુપ્યો રહીશ. પછી યુધિષ્ઠિરે બીજા ભાઇને પૂછ્યું કે હે સહદેવ, તું છુપ્યો કેવી રીતે વર્તીશ? તે સાંભળી સહદેવે કહ્યું કે, ગાયોને પાળવામાં હું કુશળ છું, તેથી તંતિપાળ નામે હું તે વિરાટ રાજાનો ગોવાળ થઇને ગાયો દોહીશ; અને પૂર્વે આપે ગાયોમાં મને મોકલ્યોતો તેથી તે કામમાં મારી કુશળતા આપ પણ જાણોછો. વળી મંગળરૂપ ગાયોનાં લક્ષણ પણ હું જાણુંછું, અને ઉત્તમ લક્ષણવાળા બળદોને પણ જાણું છું. જેનું મૂત્ર સુંઘેથી વંધ્યાને પણ પ્રસવ થાય. એ કામ મને હમેશ પ્રિય છે તેથી એવી રીતે ત્યાં છુપ્યો રહીને રાજાને ખુશી કરીશ. તે સાંભળી ફરીથી યુધિષ્ઠિરે કહ્યું કે, ગાયની પેઠે પાળવા લાયક, પાર્વતીની પેઠે પૂજવા લાયક તથા જે બીજી સ્ત્રિયોની પેઠે કંઇપણ કામ કરવું જાણતી નથી એવી સુકુમાર અંગવાળી, બાળક, રાજાની કન્યા, નિર્મળ યશવાળી, પતિવ્રતા, મ્હોટા ભાગ્યવાળી, ઉત્પન્ન થઇ ત્યારથીજ માલ્યગંધાદિ તથા વિવિધ પ્રકારનાં વસ્ત્રોના ભોગનેજ જે જાણે છે તથા ક્લેશ જેણે જોયો નથી એવી પ્રાણથી પણ

અધિક પ્રિયા આપણી આ સ્ત્રી દ્રૌપદી ત્યાં શું કર્મ કરશે! તે સાંભળી દ્રૌપદિએ કહ્યું કે હે ભારત, હું તે રાજાના અંતઃપુરની સૈરંધ્રિ નામે દાસી થઇને, તેની ઉત્તમ યશવાળી સુદેષ્ણા રાણીના કેશ સમા કરવા, ઇત્યાદિ કામ કરીશ. તેથી તે સ્ત્રી મારી રક્ષા કરશે. એવી રીતે મારા આત્માને છુપ્યો રાખીને હું રહીશ, ને રાજા પૂછશે તો કહીશ કે યુધિષ્ઠિર રાજાને ઘેર દ્રૌપદીની દાસી હતી; માટે એ ચિંતાથી આપે દુઃખિત થવું નહીં. યુધિષ્ઠિરે કહ્યું કે હે ભાગિનિ, તું સત્કુળમાં ઉત્પન્ન થયેલી તથા રૂડા વ્રતવાળી સતી છે, તેથી કલ્યાણરૂપ ઉત્તમ વચન બોલે છે, પાપને તો જાણતી પણ નથી. તોપણ હે કલ્યાણિ, દુષ્ટ હૃદયવાળા પાપીઓ તને ઓળખી ન શકે ને સુખ ન પામે તેવી રીતે તું સાવધાન રેહેજે.

यथानदुर्हृदःपापा भवंतिसुखिनःपुनः ।
कुर्यास्तत्त्वंहिकल्याणि लक्षयेयुर्नतेतथा ॥

इति श्रीमहाभारते विराटपर्वणि पांडवप्रवेशपर्वणि युधिष्ठिरादि मंत्रणे गुर्जरभाषायां तृतीयोऽध्यायः ॥ ३ ॥

---

युधिष्ठिरउवाच ॥ कर्माण्युक्तानियुष्मा भिर्यानियानिकरिष्यथ ।
ममचापियथाबुद्धि रुचितानिविधिनिश्चयात् ॥ १ ॥

યુધિષ્ઠિર કહેછે—હે ભાઇયો, તમે જે જે કામ ત્યાં કરવાનાં કહ્યાં તે દૈવની ઇચ્છાથી મને પણ ઠીક લાગેછે. રસોઇ કરનારાઓ તથા રસોઇના અધ્યક્ષો સહિત આ આપણા ગોર ધૌમ્ય, દ્રુપદ રાજાને ઘેર જઇ અગ્નિહોત્રનાં પાત્ર સાચવે, ને આ ઇંદ્રસેનાદિક કેવળ રથોને લઇને જલદીથી દ્વારકાં પ્રત્યે જાય. અને આ દ્રૌપદી પાસે રેહેનારી સ્ત્રીઓ તથા સર્વ દાસિયો રસોઈ કરનારાઓ સહિત પંચાલદેશ પ્રત્યે જાઓ. પણ ત્યાં જઇને તેમણે એવી રીતે કેહેવું કે, " અમોને મૂકીને પાંડવો દ્વૈતવનમાંથી નાશી ગયા, અને તેઓ કયાં ગયા તે જાણવામાં પણ નથી આવતું!" વૈશંપાયન કેહેછે—હે જનમેજય, એ પ્રમાણે પાંડવોએ પરસ્પર વિચાર કરી પોતાના ગુરૂ ધૌમ્યની આજ્ઞા માગી. ત્યારે ધૌમ્યે તેઓને કહ્યું કે હે ભારત, બ્રાહ્મણોની સેવા તથા અગ્નિમાં હોમ શાસ્ત્રાજ્ઞા પ્રમાણે કરો છો, સંબંધિયો ઉપર સ્નેહ રાખોછો, યુદ્ધ તથા જય કેવી રીતે કરવો તે તમારા જાણવામાં છે અને લોકનું વૃત્તાંત કેવી રીતે છે તેપણ તમે જાણો છો, તો

પણ કંઈક સ્નેહથી હું કહું છું! તમારે તથા અર્જુને દ્રૌપદીની રક્ષા કરવી. સ્નેહિયોએ સ્નેહથી પોતાનો સ્નેહિ વિદ્વાન્ હોય, તોપણ તેને સારી શિક્ષા આપવી, જેથી તેના ધર્મ, અર્થ, કામ, એ ત્રણ પુરૂષાર્થ સિદ્ધ થાય છે. માટે હું પણ, હે રાજપુત્રો, રાજાઓ પાસે કેવી રીતે રેહેવું તે તમોને કહું છું, જે રીતે વર્તવાથી રાજા પ્રસન્ન રેહેશે, અને તમે માનથી અથવા અપમાનથી એક વર્ષ ત્યાં અજ્ઞાત વાસ કરી ચૌદમા વર્ષમાં સુખ પામશો. હવે ત્યાં રેહેવાનો વિધિ કહું તે સાંભળો-હે પાંડવો, રાજાઓને પોતાનો પણ વિશ્વાસ હોય નહીં, તેથી "હું રાજાનો માનીતો છું." એમ જાણી કોઈપણ વખતે દ્વારપાળ પાસે પૂછાવ્યા વગર તેની પાસે જવું નહીં. અને કોઈ બીજાને બેસવાનું આસન હોય તેપર પોતે બેસવું નહીં, કારણ તેની સાથે વેર થાય. પારકાં વાહન શય્યા, હસ્તિ તથા રથ, એઓની ઉપર પણ "હું રાજાનો માનીતો છું" એમ જાણી બેસવું નહીં વળી જે જે ઠેકાણે રાજાના દ્યૂતાદિક સ્થાનોમાં દુષ્ટ ચાકરો ફરતા હોય, તેતે સ્થાનકે જવું નહીં. એમ જે વર્તે તે રાજા પાસે રહીં શકે, અને તેના પૂછ્યા વગર ક્યારેય પણ "તમે આ રીતે કરો" એવું કંઇ બોલે નહીં. વળી રાજા કંઇ પરાક્રમ કરે તે વખતે જે તેની પ્રશંસા કરે તે તેની પાસે રહી શકે. વળી રાજાની સેવા કરનારે અસત્ય પણ બોલવું નહીં, કારણ જુઠું બોલનારા પોતાના મંત્રીઓને પણ રાજાઓ તિરસ્કાર કરે છે. તેમ રાજાની સેવા કરનારાએ ક્યારેય પણ તેની સ્ત્રીઓ સાથે મિત્રાઇ કરવી નહીં; તેમજ તેના અંતઃપુરનાં મનુષ્યો સાથે, તેને જેની ઉપર દ્વેષ હોય તે સાથે અને તેના જે શત્રુ હોય તેની સાથે પણ મિત્રાઇ કરવી નહીં. વળી રાજાની સમક્ષ કોઇ વખતે હલકું કામ હોય, તોપણ કરવું, જેથી રાજા પ્રસન્ન થાય. ને તેમાં કામ કરનારની ક્ષતિ થતી નથી. વળી હમેશ જે રાજા પાસે સારે સ્થાનકે બેસતો હોય, તોપણ જે વખતે તે રાજા પાસે જઇને ઉભો રહે, તે વખતે જ્યાંસુધી રાજાએ બોલાવ્યો ન હોય, તથા સ્થાનકે બેસવાની આજ્ઞા ન આપી હોય, ત્યાંસુધી પોતાના આસનને જાણે દેખતોજ ન હોય, તેવી રીતે તેણે ઉભા રેહેવું; કારણ તેની આજ્ઞા વિના બેસવાની મર્યાદા નથી. કેમકે રાજા મર્યાદા ઉલ્લંઘન કરનાર પોતાનો પુત્ર, ભાણેજ અથવા ભાઇ હોય, તો તેનો પણ સત્કાર નથી કરતો. માટે અગ્નિ તથા દેવની પેઠે યત્નથી રાજાની સેવા કરવી, સત્યતાથી વર્તવું અને જે તે આજ્ઞા કરે તેને અનુસરવું; સાવધાન રેહેવું, અને શૌ-

યૌદિકનો ગર્વ તથા ક્રોધ રાખવો નહીં. જે વખતે "આ કામ કરવાને લાયક છે કે નહીં" એમ રાજા પૂછે, તે વખતે તેને સમય વરતી જવાબ દેવો; તેમાં જે તેને પ્રિય લાગે તથા તેનું હિત પણ થતું હોય, તે કેહેવું, અને કોઇ વખત તેને અપ્રિય લાગે પણ તેમાં તેનું હિત હોય તો કેહેવું. પણ જેથી તેનું અહિત થતું હોય ને તેને પ્રિય લાગતુ હોય, તો તે કેહેવું નહીં. વળી અર્થનાં સાધનોમાં હમેશ તેને અનુકૂળ રેહેવું, કોઇ વખતે પણ પ્રતિકૂળ રેહેવું નહીં. "હું એનો પ્રિય છું" એમ જાણી ગાફલતાથી ન રેહેવું, ને સદા સાવધાન પણાથી તેની સેવા કરવી અને તેનું પ્રિય તથા હિત કર્યા જવું. જે રાજાને અપ્રિય વસ્તુ હોય, તેનું સેવન કરવું નહીં, તેના શત્રુ સાથે બોલવુ નહીં, તથા તેના આપેલા આસનપરથી ખસવું નહીં. પંડિત પુરૂષે તેની ડાબી વા જમણી બાજુએ બેશી નાના પ્રકારની કથાઓ કહી તેનું મન રંજન કરવું; અને શસ્ત્ર ધારણ કરનાર અથવા રક્ષકોએ તેની પાછળ બેસવું. પંડિત વા શૂર પુરૂષે રાજા સામે મોટા આસન ઉપર બેસવું નહીં. રાજાની સમક્ષ પગાર વેહેંચાતો હોય, તો બોલાવ્યા વગર જઇને, "મારો પગાર લાવો" એમ કેહેવું નહીં. કારણ સાધારણ મનુષ્યને પણ એમ કરવું પ્રિય લાગે નહીં, ત્યારે રાજાઓને તો કેમજ લાગે! રાજાએ ઘરમાં કંઇ અસત્ય ભાષણ કરેલું હોય, તે બહાર સેવકોએ પ્રકાશ કરવું નહીં, કારણ તે સાંભળી બીજા રાજાઓ તે રાજાની નિંદા કરે. "હું શૂર તથા વિદ્વાન્ છું" એમ જાણી પોતે મદોન્મત્ત થવું નહીં, ને નમ્રતાથી હંમેશ રાજાનું પ્રિય કરવું, જેથી રાજા પ્રસન્ન થઇ તેને સારી રીતે પોતાની પાસે રાખે. રાજાથી ઘણું ઐશ્વર્ય પામી તથા પ્રિય વસ્તુ પામીને પણ નિરંતર તેના પ્રિય તથા હિતમાં સાવધાન રેહેવું, કારણ તેનો કોપ મહા બાધ કરનાર અને તેનો પ્રસાદ મહા ફળરૂપ છે. માટે તેથી સુખ પામી તેના પ્રિય તથા હિતમાં પંડિત કોણ સાવધાન ન રહે! રાજા પાસે બેસી હોઠ દબાવવા નહીં, હાથ પછાડવા નહીં, ગોઠણ જોડવા નહીં, જોરથી વચન બોલવું નહીં, વાસરવું તથા થૂંકવું નહીં પણ બીજા ન જાણે તેમ ધીરેથી કરવું. હાસ્ય પ્રસંગની વાતો નિકળે તે વખતે અત્યંત ખુશી થવું નહીં, તેમ ઉન્મત્તની પેઠે હસવું પણ નહીં; બીજા જણ જાણે તેમ કિંચિત્ માત્ર હસવું. લાભથી ઘણા ખુશી થવું નહીં, તિરસ્કારથી ખેદ પામવો નહીં, અને રાજ સેવામાં નિરંતર સાવધાન રેહેવું; એવી રીતે રેહેવાથી રાજા પાસે રહી શકાય. રાજા તથા રાજપુત્રોને જે અનુસરી ચાલે તે પ્રધાન થઇ હંમે-

શ તેની પાસે રહે. જે મંત્રિને રાજાએ વગર કારણે પકડી દંડ્યો હોય, તે છતાં પણ જો તે રાજાની નિંદા ન કરે તો ફરીને તેને રાજા રાખે, અને પાછી સંપત્તિ પણ તેને મળે. જે રાજાના દેશમાં પોતે રેહેતો હોય, અથવા તેની વૃત્તિ ખાતો હોય, તે રાજાની સમક્ષ વા પરોક્ષ તેના ગુણ વર્ણન કરવા. જે કારભારી રાજાને કોઈ પણ મિષે કરી લોકોને દંડવાની સલાહ આપેછે, તે ઘણા મનુષ્યના વિરોધને લીધે રાજાને પ્રિય હોય, તોપણ તેની પ્રધાનતા ઘણી વખત સુધી સ્થિર રેહેતી નથી, ને તે પ્રાણ સંકટને પામેછે. રાજા પાસેથી જેને ધનગાનાદિકનો લાભ થયો હોય, તેણે બીજા પુરૂષને રાજા પાસે લઇ આવવો નહીં; અને યોગ્ય ઠેકાણે રાજાની અધિક પ્રશંસા કરવી જેથી રાજા પ્રસન્ન રહે. હંમેશ કામ કરવામાં ઉત્સાહવાન, બુદ્ધિબળયુક્ત, શૂરવીર, સત્યવાદિ, કોમળ વાણીવાળો તથા જીતેંદ્રિય પુરૂષ, જો પોતાની છાયાની પેઠે હમેશ રાજાને અનુસરે, તો રાજા પાસે રહી શકે. વળી કોઇ કામ વાસ્તે રાજા બીજા પુરૂષને બોલાવે તેટલામાં તે આવ્યા અગાઉ જલદીથી "મહારાજ શું આજ્ઞા છે!" એમ કહી રાજા પાસે, જે હાથ જોડી ઉભો રહે, તે રાજા પાસે રહી શકે છે. તેમ ધન તથા સ્ત્રિયોના રક્ષણ વાસ્તે અથવા કોઇ દેશનો જય કરવા વાસ્તે રાજાએ આજ્ઞા કરી હોય, તો તે વખત જે સંશય તથા ભયને મૂકી તે કામ કરેછે, તે રાજા પાસે રહી શકેછે. વળી જે ઘરથી બહાર નિકળી સ્ત્રી પુત્રાદિકના સુખને નથી સંભારતો, ને પ્રવાસાદિક દુઃખને સહન કરેછે, તે રાજા પાસે રહી શકેછે. તેમ જે રાજાથી વસ્ત્રાલંકારાદિક હલકા પેહેરે, ઘણું પાસે રહે નહીં તથા અનેક તરેહથી તેનો બુદ્ધિ ભેદ ન કરે, તે રાજાને પ્રિય થાય. કોઇ વખતે રાજા ધન સંબંધિ કામ આપે, પણ જે તેમાંથી કંઇ ચોરે નહીં, અને જે વાહન વસ્ત્રાલંકાર રાજાનું આપેલું હોય તે હંમેશ ધારણ કરે, તે રાજાને પ્રિય થાય. હે પાંડુ રાજાના પુત્રો, એ રીતે ચિત્ત નિયમમાં રાખી યત્નથી વર્ષ પર્યંત તેવા શીળથી ચાલો, ને વર્ષ પછી પોતાના દેશમાં જઇ ઇચ્છા પ્રમાણે કરજો. તે સાંભળી યુધિષ્ઠિરે કહ્યું કે હે ધૌમ્ય, તમારૂં કલ્યાણ થાઓ! કારણ અમારી માતા કુંતિ તથા મહા બુદ્ધિમાન્ વિદુરજી, જેવો અમને સદુપદેશ કરે, તેવોજ તમે અમારા હિતનો ઉપદેશ કર્યો, કોઈપણ બીજું એમ કહે નહીં. હે મહારાજ, અજ્ઞાત વાસનું દુઃખ જેથી તરી જઈએ, પ્રસ્થાન કરીએ તેમાં કંઇ વિઘ્ન ન આવે, ને શત્રુનો જય કરીએ એવું જે કર્મ હોય, તે તમે આ વખત કરવા લાયક છો! વૈશંપાયન કેહેછે—હે જનમેજય,

એવી રીતે જ્યારે યુધિષ્ઠિરે કહ્યું, ત્યારે બ્રાહ્મણમાં ઉત્તમ ધૈમ્ય ઋષિએ અગ્નિને પ્રદીપ્ત કરીને, વિધિથી મંત્ર ભણી, તેમાં હોમ કર્યો. જે કર્મ ચાલવા વખતે કર્યાથી, ચાલનારાઓને સમૃદ્ધિની વૃદ્ધિ, લાભ અને પૃથ્વીનો જય થાય. પછી અગ્નિને તથા તપરૂપી ધનવાળા બ્રાહ્મણોને પ્રદક્ષિણા કરી, દ્રૌપદીને આગળ કરીને, શૂરવીર પાંડવો ત્યાંથી ચાલ્યા; અને જપ કરનારાઓમાં શ્રેષ્ઠ ધૌમ્ય ઋષિ અગ્નિહોત્રનાં પાત્ર લઇને પંચાલ દેશમાં ગયા. અને ઈંદ્રસેનાદિક પણ પાંડવોના કહેવા પ્રમાણે દ્વારકાંમાં યાદવો પાસે જઈને, રથ તથા ઘોડાઓને સાચવતા ત્યાં સુખેથી રહ્યા.

इंद्रसेनादयश्चैव यथोक्ताःप्राप्ययादवान् ।
रथानश्वांश्चरक्षंतः सुखमूषुःसुसंवृताः ॥

इति श्रीमहाभारते विराटपर्वणि पांडवप्रवेशपर्वणि धौम्योपदेशे गुर्जरभाषायां चतुर्थोऽध्यायः ॥४॥

---

**वैशंपायनउवाच ॥** तेवीराबद्धनिस्त्रिंशा स्तथाबद्धकलापिनः ।
बद्धगोधांगुलित्राणाः कालिंदीमभितोययुः ॥ १

વૈશંપાયન કેહેછે–હે જનમેજય, એ પ્રમાણે જેણે ખડ્ગ તથા બાણનાં ભાથાં બાંધેલાં હતાં તથા ધનુષ્યની પ્રસંચા હાથમાં ન વાગે માટે ચર્મના મોજા હાથની કોણી સૂધી પેહેરી લીધા હતા એવા શૂરવીર પાંડવો, યમુના નદિ પાસે જવા લાગ્યા, તે નિવૃત્ત થયો છે વનવાસ જેનો એવા, પર્વત તથા વનના વિકટ સ્થાનોમાં વસનારા, ધનુષ્ય ધારણ કરનારા, મ્હોટા, બળવાળા, વિવર્ણ થઈ ગયેલા શરીરવાળા તથા ડાઢીના મોવાળા જેઓને વધેલા છે, એવા પાંડવો મૃગોને મારતાં કોઈ પૂછે તો તેને "અમે મત્સ્ય રાજાના પારાધિ છીયે" એમ કેહેતાં કેહેતાં યમુનાના દક્ષિણ તટ ઉપર આવ્યા. ત્યાંથી આગળ ચાલતાં તેમને ઉત્તર બાજુએ દશાર્ણ દેશ તથા દક્ષિણ બાજુમાં પાંચાળ દેશ રહ્યા અને મધ્ય ભાગમાં યકૃલોક તથા શૂરસેન દેશ આવ્યા. એવી રીતે પગથી ચાલતાં ચાલતાં પાંડવો વિરાટના દેશમાં આવી પોહોંચ્યા, એટલે દ્રૌપદીએ યુધિષ્ઠિરને કહ્યું કે આ જૂઓ ! ખેતરોમાં જનારા નાના માર્ગો દેખાય છે, હજી મ્હોટા માર્ગો દેખાતા નથી, તેથી હું જાણું છું કે વિરાટની રાજધાની દૂર છે; અને મને શ્રમ ઘણો થયો છે, માટે આજની રાત્રિ અહિંજ રહી જાઓ. તે સાંભળી યુધિષ્ઠિરે

અર્જુનને કહ્યું કે હે ભારત, હે ધનંજય, સાવધાન થઈ આ પાંચાળીને તેડી લ્યો, જેથી આપણે આ વનમાંથી નીસરી રાજધાનીમાં જઇ શકિયે. વૈશંપાયન કેહેછે—હે જનમેજય, તે સાંભળીને અર્જુને મ્હોટા હાથીની પેઠે દ્રૌપદીને તેજ વખતે પોતાના ખભા ઉપર બેસાડી અને પાંચે પાંડવો ત્યાંથી ચાલવા લાગ્યા. તે વિરાટના શેહેરની પાસે આવ્યા એટલે અર્જુને પોતાના ખભા ઉપરથી તેને હેઠે ઉતારી. પછી યુધિષ્ઠિરે અર્જુનને પૂછ્યું કે હે ભાઇ, હવે આપણે આપણાં આયુધો કંઇ મૂકીને શેહેરમાં જઈએ, કદી આયુધ સહિત જઇશું તો શેહેરનાં મનુષ્યો આપણને જોઈને ભય પામશે એમાં સંશય નથી. વળી આ તારા મ્હોટા ગાંડીવ ધનુષ્યને મનુષ્યો જાણે છે તેથી તે લઇને જો શેહેરમાં જઇશું તો લોકો આપણને ઓળખશે, એટલે વળી આપણને બાર વર્ષ વનમાં રેહેવું પડશે. કારણ આપણે એવી રીતે પ્રતિજ્ઞા કરેલી છે કે, જો અજ્ઞાત વાસમાં આપણામાંથી એકને પણ કોઈ ઓળખે, તો ફરીથી આપણે પાછાં બાર વર્ષ વનમાં જઈએ. તે સાંભળી અર્જુને કહ્યું કે હે મનુષ્યના રાજા, આ ટેકરીના શિખર ઉપર ભયંકર જેની શાખાઓ છે તથા જેની ઉપર જઇ શકાય નહીં એવો મ્હોટો તથા ખાટો આ શમીનો વૃક્ષ આડ માર્ગે મૃગ તથા સર્પો જેમાં વસે છે એવા વનમાં સ્મશાનની પાસેછે. તેથી અહીં કોઈ મનુષ્ય પણ છે નહીં જે આપણને શસ્ત્રો મૂકતાં દેખે. માટે હે ભારત, આ શમીને વિષે શસ્ત્રો મૂકી આપણે શેહેરમાં જઇએ અને આપણા વિચાર પ્રમાણે રહીએ. વૈશંપાયન કહેછે—હે જનમેજય, એ પ્રમાણે યુધિષ્ઠિર રાજાને કહીને અર્જુને, જેણે કરી મનુષ્ય, દેવતા તથા સમૃદ્ધિવાન કેટલાક દેશોનો એક રથે જય કર્યો હતો, તે મ્હોટા શબ્દવાળું, સમર્થ, પરસૈન્યને મારનાર તથા અત્યંત ભયંકર ગાંડીવ નામનું પોતાનું ધનુષ્ય પ્રત્યંચા રહિત કરયું. પછી પારકાને તપાવનાર શૂરવીર યુધિષ્ઠિર રાજાએ પણ જેણે કરી કુરૂક્ષેત્રની રક્ષા કરી હતી એવા ધનુષ્યની પ્રત્યંચા છોડી નાંખી. પછી સમર્થ ભીમસેને, જેથી પંચાળ દેશનો જય કર્યો હતો, દિગ્વિજયમાં પણ કેટલાક શત્રુને જીત્યા હતા, જયદ્રથને ભયભીત કર્યો હતો, તથા સુરંગ મૂકેલા પર્વત તથા વજ્રપાત સરખો ભયંકર જેનો શબ્દ સાંભળી શત્રુઓ સંગ્રામમાંથી ભાગી જતા હતા, એવા ધનુષ્યની પ્રત્યંચા છોડી નાંખી. પછી મ્હોટા હાથવાળા, થોડું બોલનાર, યુદ્ધ કરવામાં શૂરવીર તથા તામ્ર સરખા વર્ણવાળા માદ્રીના પુત્ર રૂપવાન નકુળે પણ જે ધનુષ્યથી પશ્ચિમ દિશાનો જય કર્યો હતો

તે ધનુષ્યની દોરી છોડી. તે પછી સમર્થ તથા શૂરવીર સહદેવે, જે ધનુષ્યથી દક્ષિણ દિશાનો જય કર્યો હતો, તે ધનુષ્યની પ્રત્યંચા છોડી નાંખી. પછી તેમણે પ્રકાશમાન મ્હોટા ખડ્ગો તથા બાણના ભાથાઓ અને તીક્ષ્ણ બાણોને ધનુષ્યની સાથે બાંધ્યાં. વૈશંપાયન કેહેછે–હે જનમેજય. એ પછી યુધિષ્ઠિર રાજાએ નકુળને કહ્યું કે હે વીર. આ શમી ઉપર ચઢીને શસ્ત્રો મૂકી આવ. તે સાંભળીને નકુળે શમી ઉપર ચઢીને તેના પોલમાં જ્યાં વર્ષાદ પણ માથે પડે નહીં, ત્યાં સારી રીતે રાખી દૃઢ પાશથી બાંધ્યાં. પછી કોઇ મૂવેલા માણસનું શરીર ત્યાં સ્મશાનને લીધે પડયું હશે, તે પાંડવોએ તે શમીમાં બાંધી દીધું. કારણ આ શબ છે અને ખરાબ ગંધ આવે છે, એમ જાણીને કોઇપણ શમીની પાસે ન આવે વળી શત્રુને મારનાર પાંડવોએ ત્યાં શમીની પાસે ગાય તથા બકરાના ચારનારાઓને જોઇને તેઓને કહ્યું કે, આ અમારી એકસો એંશી વર્ષની માતા છે; અને આ રીતે બાંધવાની અમારી કુળ પરંપરાથી રીતિ ચાલી આવી છે. એમ કહીને પાંડવો વિરાટની રાજધાની પ્રત્યે ગયા. તે વખત યુધિષ્ઠિર રાજાએ પોતાના પાંચ ભાઇયોનાં બોલાવવાનાં બીજાં છુપાં નામ ઠરાવ્યાં, તે એવી રીતે કે જય, જયંત, વિજય, જયત્સેન અને જયદ્બલ. પછી તેરમું વર્ષ કોઇ ન ઓળખે તેવી રીતે રેહેવા ઇચ્છતા પાંડવો પોતાના ઠરાવ પ્રમાણે વેશ લઇ વિરાટના મ્હોટા શેહેર પ્રત્યે ગયા.

ततोयथाप्रतिज्ञाभिः प्राविशन्नगरंमहत् ।
अज्ञातचर्यांवत्स्यंतो राष्ट्रेवर्षंत्रयोदशं ॥

इति श्रीमहाभारते विराटपर्वणि पांडवप्रवेशपर्वणि पुरप्रवेशेअस्त्रसंस्थापने गुर्जरभाषायां पंचमोऽध्यायः ॥५॥

---

**वैशंपायनउवाच** ॥ विराटनगरंरम्यं गच्छमानोयुधिष्ठिरः ।
अस्तुवन्मनसादेवीं दुर्गांत्रिभुवनेश्वरीम् ॥१॥

વૈશંપાયન કેહે છે—હે જનમેજય, મનોહર વિરાટના શેહેરમાં જતી વખતે યુધિષ્ઠિર રાજાએ, મને કરીને ત્રિલોકની નિયંતી દુર્ગા દેવીની સ્તુતિ કરી. તે આવી રીતે કે, પોતાના સર્વ ભાઇયો સહિત દેવીના દર્શનની અપેક્ષા છે જેને એવા યુધિષ્ઠિર રાજા દેવી પ્રત્યે કેહેવા લાગ્યા કે—હે દેવી, હે વરદાન આપનારી, હે કુમારી, હે બ્રહ્મચારિણી, હે ઉગતા સૂર્યના સર-

ખા તેજવાળી, હે ચંદ્ર સરખા મુખવાળી, હે ચાર ભુજાવાળી, હે ચાર મુખવાળી, હે સુંદર અંગવાળી, હે મયૂરપિચ્છના કંકણવાળી, હે બાજુબંધ તથા મુકુટ ધારણ કરનારી, જેવી નારાયણની સ્ત્રી લક્ષ્મી શોભે છે, તેવી તું શોભે છે. હે આકાશમાં ફરનારી તારૂં સ્વરૂપ તથા બ્રહ્મચર્ય ઘણું ઉત્તમ છે. કૃષ્ણના જેવું ઘનશ્યામ તારૂં સ્વરૂપ છે. સંકર્ષણના સરખું મુખ છે. હે યશોદાના ગર્ભથી ઉત્પન્ન થયેલી નારાયણની શ્રેષ્ઠ સ્ત્રી, નંદગોપના કુળમાં ઉત્પન્ન થઈ કલ્યાણરૂપ કુળને વધારનારી, કંસને મારનારી, અસુરોનો ક્ષય કરનારી, કંસે શિલા ઉપર પછાડેલી, આકાશમાં જનારી, વાસુદેવ ભગવાનની બેહેન, મનોહર માલતિનાં પુષ્પ જેણે પેહેર્યાં છે, એવી દિવ્ય વસ્ત્ર ધારણ કરનારી અને હે ખડ્ગ તથા ઢાલ ધારણ કરનારી, તું દુઃખ વખતે તને સ્મરણ કરનારના દુઃખને ટાળનારી છે. હે મ્હોટા હાથવાળી, બે હાથે કરી તું વર તથા અભય આપનારી અને બીજા હાથેથી પાત્ર, કમળ, ઘંટા, પાશ, ધનુષ્ય તથા ચક્રાદિ કેટલાંક દિવ્ય આયુધોને ધારણ કરનારી છે. વળી તું કુંડળથી કાન જેના શોભે છે એવી, કટિસૂત્ર તથા મયૂર પિચ્છની ધજાવાળી, તથા કૌમાર વ્રત ધારણ કરી સ્વર્ગની રક્ષા કરનારી છે તેથી દેવતા તારી નિરંતર પૂજા તથા સ્તુતિ કરે છે. હે ત્રિલોકની રક્ષા વાસ્તે મહિશાસૂરને મારનારી, હે દેવતાઓમાં શ્રેષ્ઠ, મારી ઉપર દયા કરી પ્રસન્ન થઇ મારૂં કલ્યાણ કર. તું જય તથા વિજયરૂપ છે, તથા સંગ્રામ વિષે જય દેનારી છે, માટે સદા વરદાન દેનારી તું આ વખતે મારો જય કર. હે દેવિ, પર્વતમાં શ્રેષ્ઠ વિંધ્યાચળમાં તારૂં સદા સ્થાનક છે. હે કાળી, હે મહાકાળી, હે મદ્યમાંસ તથા પશુ જેને પ્રિય છે એવી, તથા ઇચ્છા પ્રમાણે ફરનારી, તને બ્રહ્માદિક દેવતાઓ પણ અનુસરી ચાલે છે. પૃથ્વીને વિષે દુઃખ વેળાએ સવારમાં ઉભા રહી જે તારૂં સ્મરણ કરે છે તથા તને પ્રણામ કરે છે, તેનું દુઃખ ટળી જાય છે; અને પુત્ર તથા ધન તેને કંઇ દુર્લભ નથી. વિકટ સ્થાન થકી તું માણસોની રક્ષા કરે છે. તેથી તેઓ દુર્ગા એવું તારૂં નામ કહે છે. કોઇ વખતે ઘાટા વનમાં કોઇ ભુલા પડી જાય, મહા સમુદ્રમાં ડુબવા લાગે, ચોર પકડી પર્વતની ગુફામાં કોઇને રૂંધિ મૂકે, એવે સંકટ વખતે પણ હે મહાદેવિ, તે જો તારૂં સ્મરણ કરે તો તે મહા સંકટથી પણ મુક્ત થાય. માટે કીર્તિ, લક્ષ્મી, ધૃતિ, સિદ્ધિ, લજ્જા, વિદ્યા, સંતતિ, મતિ, સંધ્યા, રાત્રિ, પ્રભા, નિદ્રા, જ્યોત્સ્ના, કાંતિ, ક્ષમા, દયા, એ સૌ તારારૂપ છે. વળી જેઓ તમારી પૂજા કરે છે તેને બંધનથી

મુક્ત કરો છો. અને પુત્ર, ધન તથા નિર્ભયતા આપો છો. હે સુરેશ્વરી, હે કમળપત્ર સરખાં નેત્રવાળી, હે સત્યરૂપ, રાજ્યથી ભ્રષ્ટ થયેલો હું મસ્તકથી પ્રણામ કરી આ વખતે તમારી શરણે આવ્યો છું. હે દુર્ગા, હે શરણ થવા લાયક, હે ભક્ત જેને પ્રિય છે એવી, તમો આ વખતે મારી સહાયતા કરો. એવી રીતે યુધિષ્ઠિરે સ્તુતિ કરી ત્યારે દેવિએ પ્રસન્ન થઇ તે વખતે. યુધિષ્ઠિર રાજાને દર્શન દીધાં, ને કહ્યું કે હે મ્હોટા હાથવાળા સમર્થ રાજા, હું તને કહું તે સાંભળ—થોડા વખતમાં સંગ્રામમાં તારો જય થશે. મારા પ્રસાદથી તું કૌરવની સેનાને મારી ચક્રવર્ત્તિ રજ્ય પામી ફરીથી પૃથ્વી ભોગવીશ, અને ભાઇયો સહિત હર્ષને પામીને, મારી દયાથી સુખ તથા આરોગ્યને પણ પામીશ. બીજા પણ જે સાવધાન થઇને મારી સ્તુતિ કરશે, તેને પણ હું રાજ્ય, આયુષ્ય, સારૂં શરીર, તથા પુત્ર આપીશ. પ્રવાસમાં, શેહેરમાં, સંગ્રામમાં ઇત્યાદિ શત્રુના સંકટ વિષે તથા ઘાટા વનમાં, સમુદ્રમાં, અને ઘાટા પર્વતમાં સંકટની વખતે તારી પેઠે જે કોઇ મારૂં સ્મરણ કરશે, તે સંકટથી મુક્ત થશે. તેને કંઇ પણ વસ્તુ આ લોકમાં દુર્લભ નહીં રેહે, ને તેનાં સર્વ કામ સિદ્ધ થશે. હે પાંડવો, તમે જે આ મારી સ્તુતિ કરી, એટલા સ્તુતિના શ્લોકને જે ભક્તિથી સાંભળશે, વા પાઠ કરશે, તો તેનાં સર્વ કામ સિદ્ધ થશે. વિરાટના નગરમાં રહેલાં તમોને મારા પ્રસાદથી કૌરવો તથા તે શેહેરના માણસો કોઇ પણ ઓળખી નહીં શકે. એવી રીતે વરદાન આપનારી દેવી, શત્રુને દમન કરનાર યુધિષ્ઠિર રાજાને કહી પાંડવોની રક્ષા કરીને અંતર્ધ્યાન થયાં.

नप्रज्ञास्यंतिकुरवो नरावातन्निवासिनः ।
इत्युक्त्वावरदादेवी युधिष्ठिरमरिंदमं ॥

इति श्रीमहाभारते विराटपर्वणि पांडवप्रवेशपर्वणि दुर्गास्तवे गुर्जरभाषायां षष्टोऽध्यायः ॥६॥

---

वैशंपायनउवाच ॥ ततोविराटंप्रथमंयुधिष्ठिरो राजासभायामुपविष्टमाव्रजत् ।
वैदुर्यरूपान्प्रतिमुच्यकांचना नक्षान्सकक्षेपरिगृह्यवाससा ॥ १ ॥

વૈશંપાયન કેહે છે—હે જનમેજય, પછી પ્રથમ યુધિષ્ઠિર રાજા, વૈદૂર્યમણિ તથા સુવર્ણ ઇત્યાદિના સરખો જેનો રંગ છે એવી અનેક રંગની સોગઠીઓ, બાજી રમવાનો પટ તથા પાસાઓ, એ સર્વ રમવાની સામગ્રી

વસ્ત્રથી બાંધી કાખમાં રાખી સભામાં બેઠેલા વિરાટની પાસે જવા લાગ્યા. તે કૌરવના વંશને વધારનાર, મ્હોટા યશવાળા, મ્હોટો જેનો પ્રભાવ છે એવા, તીક્ષ્ણ વિષવાળા સર્પની પેઠે અસહ્ય, બળ તથા રૂપે કરી દેવ સરખા, વાદળાંથી વિંટાયલા ચંદ્ર સરખા તથા પૂર્ણ ચંદ્ર સરખા મુખવાળા પરાક્રમી યુધિષ્ઠિર રાજા સભામાં વિરાટની પાસે આવ્યા. તેમને જોઇને વિરાટ રાજા, સભામાં બેઠેલા પોતાના કારભારીઓ, બ્રાહ્મણો, વૈશ્યો તથા શૂદ્રાદિક બીજા જે કોઇ સભામાં હતા તેઓને પૂછવા લાગ્યા કે, આ કોઇ દિવસ આવેલો નહીં એવો, કમલિની પ્રત્યે હસ્તિ જેમ જાય તેમ નિર્ભય ચિત્તથી મારી પાસે ચાલ્યો આવે છે તે કોણ છે? વેષનો બ્રાહ્મણ સરખો છે, પણ એ બ્રાહ્મણ જેવો નથી લાગતો; એ કોઇ પૃથ્વીપતિ રાજા હોય એમ મને લાગે છે, જૂઓ! એની પાસે કોઇ ચાકર, હસ્તિ, રથ કંઇપણ નથી, તોપણ ઇંદ્ર સરખો લાગે છે; અને આજાનું બાહુ ઇત્યાદિ શરીરનાં ચિન્હોએ કરીને તો કોઇ ચક્રવર્તિ રાજા હોય એમ મને લાગે છે. વૈશંપાયન કહેછે—એવી રીતે રાજા અનેક તરેહના તર્ક કરે છે. એટલામાં તો યુધિષ્ઠિર રાજા તેમની પાસે આવ્યા, અને કહ્યું કે હે વિરાટ રાજા, જતું રહ્યું છે સર્વસ્વ જેનું એવો હું બ્રાહ્મણ, નિર્વાહ માટે તારી પાસે આવ્યો છું, ને તારી આજ્ઞા પ્રમાણે વર્તિ તારી પાસે રેહેવા ઇચ્છુ છું. એ સાંભળી પ્રસન્ન થઇ વિરાટે કહ્યું કે તમે ભલે આવ્યા, તમારે જે જોઇએ તે મારી પાસે લ્યો. એમ કહી પોતાની પાસે બેસાડી પૂછ્યું કે તમો કયા રાજા પાસે રેહેતા હતા? કયા દેશથી આવ્યા છો? તમારૂં નામ શું? તમારૂં ગોત્ર કયું? તથા શું વિદ્યા સંપાદન કરી છે! એ સર્વ મને યથાર્થ કહો. યુધિષ્ઠિરે કહ્યું કે, પૂર્વે હું યુધિષ્ઠિર રાજાનો મિત્ર હતો, અને કંક એવું મારૂં નામ છે. હું બ્રાહ્મણ છું, વ્યાઘ્રપાત ગોત્રમાં ઉત્પન્ન થયો છું અને બૃહદશ્વ ઋષિનો શિષ્ય છું, તેથી પાસા રમનારાઓમાં કુશળ છું. તે સાંભળી વિરાટે કહ્યું કે તમારી જે ઇચ્છા હોય તે વર માગો. જે હું તમને આપીશ. મરજી હોય તો મારા મત્સ્ય દેશની તમો રક્ષા કરો, હું તમારે વશ થઇને રહું. ધૂર્ત પાસાના રમનારાઓ મને ઘણા પ્રિયછે, માટે તે વિદ્યાને લીધે તમે મને ઘણાજ પ્રિય છો; પણ દેવની ઉપમા જેને આપીએ એવા તમોતો રાજ્યને લાયક છો! યુધિષ્ઠિરે કહ્યું કે હે રાજા, જો તું મને વર આપતો હોય, તો હુતો એજ વર માગુ છું કે, સત્યનો અંશ જેમાં નથી એવી પાસાની રમત કલહરૂપ છે; તેમાં રમતાં જેનો પરાજય થાય, તે બ્ર-

થમના ઠરાવ પ્રમાણે ખોટો કલહ કરી ધન ન આપે તો, તમારે અપાવવું. તે સાંભળી વિરાટે કહ્યું કે હે કંક, જે તારૂં અપ્રિય કરશે તેને હું મારી નાંખીશ તારૂં અપ્રિય કરનાર કદી બ્રાહ્મણ હશે તો, તેને મારા દેશમાંથી કાઢી મૂકીશ. એમ કહી રાજાએ, સર્વ સભામાં બેઠેલાઓને સંભળાવતાં કહ્યું કે હે દેશના માણુસો, જે હું કહું છું તે તમે સર્વ સાંભળો—મારા દેશમાં જેટલી મારી સત્તાછે, તેટલીજ હવેથી આ કંકની પણ છે; અને એ મારો મિત્ર છે, માટે એને મારા સરખાં વાહન તથા અન્નપાનાદિ વસ્ત્રો આપવાં. એમ કહીને રાજાએ કહ્યું કે હે કંક, મારા અંતઃપુર, સૈન્ય તથા બગીચાઓમાં ચોતરફ જાઓ, તમને કોઇપણ જગ્યાએ જવાની બંધી નથી. વૃત્તિ જેની લોપ થઇ હશે એવા બ્રાહ્મણાદિક તમારી પાસે આવીને ફરીયાદ કરે, તે તમારે મને કહેવું, તો તેજ વખતે હું તેની વૃત્તિ છુટ કરી આપીશ. તમારે કોઇ વખને પણ મારી પાસે આવવામાં શંકા ન રાખવી. વૈશંપાયન કહેછે—હે જનમેજય, એ પ્રમાણે વિરાટ રાજા સાથે સમાગમ તથા તે થકી વરદાન પામી, રાજાએ સત્કાર જેનો કર્યો છે એવા ધૈર્યવાન યુધિષ્ઠિર રાજા સુખે કરીને ત્યાં રહ્યા, પણ ત્યાં કોઇ તેમને ઓળખી શક્યું નહીં.

एवंसलब्ध्वातुवरंसमागमं विराटराजेननरर्षभस्तदा ।
उवासधीरःपरमार्चितःसुखी नचापिकश्चिच्चरितंबुबोधतत् ॥

इति श्रीमहाभारते विराटपर्वणि पांडवप्रवेशपर्वणि युधिष्ठिरप्रवेशो-नाम गुर्जरभाषायां सप्तमोऽध्यायः ॥७॥

---

वैशंपायनउवाच॥ अथापरोभीमबलःश्रियाज्वल न्नुपाययौसिंहविलासविक्रमः।
खजांचदर्वीचकरेणधारय न्नसिंचकालांगमकोशमव्रणं ॥१॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય, ત્યાર પછી ભયંકર જેનું બળ છે, એવો સિંહ સરખો પરાક્રમી, અને શોભાયમાન ભીમસેન પણ કડછો, રવાઇ, તથા માંસાદિક કાપવાનો છરો હાથમાં લઇ ત્યાં આવવા લાગ્યો. તે રસોઇયાનો વેષ જેણે લીધો છે તથા પર્વત સરખું દૃઢ જેનું શરીર છે એવો તથા મેલું વસ્ત્ર જેણે ધારણ કર્યું છે, તોપણ પોતાના ઘણાક તેજથી સૂર્યની પેઠે આ લોકને પ્રકાશ કરનારો ભીમસેન, વિરાટ રાજાની પાસે આવીને ઉભો રહ્યો. તેને જોઇને પેતાની પાસે બેઠેલા માણુસોને રાજાએ કહ્યું કે, સિંહના સરખા ઉંચા ખભાવાળો, અત્યંત રૂપવાન, કોઇ દિવસે પૂર્વે

જોયેલો નથી એવો આ સૂર્ય સરખો કોણ યુવાન પુરૂષ છે! હું ઘણોજ વિચાર કરૂં છું પણ આ કોણ પુરૂષ છે એમ મને નિશ્ચય થતો નથી, અને એના ચિત્તમાં શું છે તેપણ મને જણાતું નથી. મેં તો એને જોઇનેજ જાણ્યું કે આ તે કોઇ ગંધર્વનો રાજા કે ઈંદ્ર હશે! માટે હે મારી પ્રજા, તમે આ મારી સામુ જોઇને ઉભો છે એ કોણ છે તે નિશ્ચય કરો, અને જે એને ઇચ્છા હોય તે જલદી આપો. એવી રીતે વિરાટનાં વચન સાંભળીને તે મનુષ્યોએ જલદીથી ભીમસેન પાસે જઇ તેને રાજાના કેહેવા પ્રમાણે કહ્યું. ત્યારે ઉદાર મનવાળા પાંડુના પુત્ર ભીમસેને વિરાટની પાસે જઇ આવી રીતે ગંભીર વચન કહ્યાં કે હે રાજા, હું બલ્લવ નામે રસોઇયો છું; શાક, ચટણી વીગેરે ભોજનનાં પદાર્થો ઘણાં સારાં કરી જાણું છું, માટે આપ તે કામ વિષે મને આજ્ઞા આપો; તે સાંભળી વિરાટે કહ્યું કે હે બલ્લવ, તું કેહેછે કે હું રસોઇ કરનાર છું, પણ મને વિશ્વાસ આવતો નથી. કારણ તું ઈંદ્ર સરખા તેજવાળો, રૂપવાન, શોભાયમાન તથા મહા પરાક્રમી જણાય છે, માટે કોઇ રાજા હોય એમ લાગે છે. તે સાંભળી ભીમસેન બોલ્યો કે હે રાજા, હું તારો ચાકર રસોઈયોછું. દાળ, કઢી ઇત્યાદિ પદાર્થો હું ઘણાં સારાં કરી જાણું છું, જે પૂર્વે યુધિષ્ઠિર રાજાએ ચાખેલાં છે. હે રાજા. બળવાન પણ મારા સરખો બીજો કોઇ છે નહીં. હમેશ યુદ્ધ પણ કરીશ, હાથી તથા સિંહ સાથે પણ રમીશ, એ રીતે હમેશ તારૂં પ્રિય કરીશ. ત્યારે વિરાટે કહ્યું કે, જે કર્મ મનુષ્યથી ન થાય એવું કર્મ કરવાનું તું કહે છે, તેથી સમુદ્ર પર્યંત પૃથ્વીને યોગ્ય છે, તારા સરખું કર્મ કોઈ કરી શકે એમ નથી. માટે હે બલ્લવ, રસોડામાં જઇ જેવી રીતે કહે છે તેવી રીતે તારી ઇચ્છા પ્રમાણે કર, જે પૂર્વના મારા રસોઇયા છે તેઓનો હું તને અધિપતિ કરૂંછું. વૈશંપાયન કહે છે—હે જનમેજય, એ પ્રમાણે તે ભીમ રસોઇના કામમાં રહ્યો, તેથી વિરાટ રાજાને અત્યંત પ્રિય થયો. એવી રીતે તે પણ વિરાટના રાજ્યમાં રહ્યો, પણ તેને તે રાજાના ચાકરો અથવા બીજા હલકા માણસો ઓળખી શકયા નહીં.

तथासभीमोविहितोमहानसे विराटराज्ञोदयितोऽभवद्दृढं ।

उवासराज्येनचतंपृथक्जनो बुबोधतत्रानुचराश्चकेचन ॥

इति श्रीमहाभारते विराटपर्वणि पांडवप्रवेशपर्वणि भीमप्रवेशे गुर्जरभाषायां अष्टमोऽध्यायः ॥८॥

**वैशंपायनउवाच** ॥ ततःकेशान्समुत्क्षिप्य वेल्लिताग्रानानिंदितान् ।
कृष्णान्सूक्ष्मान्मृदून्दीर्घान् समुद्ग्रथ्यशुचिस्मिता ॥ १॥

વૈશંપાયન કહે છે–હે જનમેજય, ત્યાર પછી પવિત્ર હાસ્યવાળી દ્રૌપદી, અગ્રભાગમાં જેને અંકોડી પડે છે એવા સુંદર, કાળા, અતિઝીણા, કોમળ તથા લાંબા કેશની વેણી કરી, જમણે પડખે તેને સંતાડી, અત્યંત મલીન મ્હોટું એક વસ્ત્ર પેહેરી, રાજાના અંતઃપુરની દાસીનો વેષ લઇ દુઃખિતની પેઠે ગામમાં ફરવા લાગી. તેને જોઇ કેટલાક પુરૂષો તથા સ્ત્રિયો તેની પછવાડે પછવાડે ફરવા લાગ્યાં; અને તેને પૂછવા લાગ્યાં કે તું કોણ છે, અને શું તારી ઇચ્છા છે? તે સાંભળી તેણે કહ્યું કે હું રાજાના અંતઃપુરની દાસી છું, અને તેના અંતઃપુરનું કામ કરવાને ઇચ્છુછું. જો રાજા તે કામમાં મને રાખે તો મારે રેહેવું છે. એવી રીતે તેણે તેમને કહ્યું. તોપણ તેનું રૂપ, વેશ અને મનોહર વાણી જોઇને "આ અન્ન વાસ્તે આવેલી રાજાના અંતઃપુરની દાસી હશે," એમ તેઓના માનવામાં ન આવ્યું. પછી વિરાટ રાજાની પરમસમત એવી કૈકય દેશની સુદેષ્ણા નામની સ્ત્રિએ પોતાના મેહેલમાંથી, એક વસ્ત્ર જેણે પેહેરેલું છે એવી, અત્યંત રૂપવાળી તથા અનાથ દ્રૌપદીને જોઇને પોતાની પાસે બોલાવી લીધી; અને પૂછ્યું કે હે કલ્યાણિ, તું કોણ છે ને શું કામ કરવા ઇચ્છે છે? તે સાંભળી દ્રૌપદીએ કહ્યું કે હું રાજાના અંતઃપુરની દાસી છું, ને રાજ સ્ત્રિયોના કેશ સમા કરવા તથા ચંદન ઘસવું ઇત્યાદિ કામમાં કુશળ છું; અને તે કામ કરવા અહિં આવી છું પણ જો રાજા મને તે કામમાં યોજના કરે તો! તે સાંભળી સુદેષ્ણાએ કહ્યું કે હે ભામિનિ, મારા ધારવામાં તો એમ આવે છે, કે તું અનેક દાસ તથા દાસિયોને હુકમ કરનારી છે, કારણ તારૂં રૂપ તથા ચિન્હ જોતાં તું પારકી દાસી હોય નહીં. આ જો તારા પગની ઘુંટીઓ પણ દેખાતી નથી! તારા સાથળ મળેલા તથા સરખા છે! બુદ્ધિ, નાભિ તથા શબ્દ ગંભીર છે! નાસિકા, નેત્ર, કાન, નખ, સ્તન અને ગ્રીવાનો ભાગ ઉન્નત છે! હાથ પગનાં તળાં, નેત્રના અંત ભાગ, હોઠ, જીભ અને નખ રક્ત છે! તું હંસના સરખું મધુર બોલે છે! કાશ્મિર દેશની ઘોડીની પેઠે લક્ષણે કરી સંપન્ન છે! નેત્રની પાંપણ જેની વાંકી છે, મધ્ય ભાગ જેનો સૂક્ષ્મ છે, નાડિયો જેની દેખાતી નથી તથા શંખના સરખી ત્રણ રેખા જેના કંઠના અગ્ર ભાગમાં છે એવી તું, પૂર્ણ ચંદ્ર સરખા મુખવાળી યુવાન, સુંદર કેશવાળી તથા રૂડા કટિપશ્ચાદ્ ભા-

ગવાળી છે ! વળી રૂપે કરીને તું શરદ ઋતુના કમળ સરખાં નેત્ર તથા ગંધવાળી અને શરદ ઋતુના કમળને સેવનારી લક્ષ્મિ સરખી છે ! તેથી હે કલ્યાણિ, કોઇ રીતે પણ તું દાસી નથી, માટે તું કોણ છે તે ખરેખરૂં બોલ. કોઇ યક્ષની કે ગંધર્વની સ્ત્રી છે ! કોઇ અપ્સરા, દેવ કન્યા, નાગ કન્યા, અથવા નગરની દેવતા વા વિદ્યાધર તથા કિન્નરની સ્ત્રી, વા ચંદ્રની સ્ત્રી રોહિણી છે ! અલાંબુષા, મિશ્રકેશી, પુંડરીકા, માલિની, એ અપ્સરાઓ, ઈંદ્રની અથવા વરૂણની સ્ત્રી, ત્વષ્ટા તથા પ્રજાપતિની સ્ત્રી, એવી રીતે દેવતાઓની પ્રસિદ્ધ સ્ત્રિયો છે, તેઓમાંથી હે સુંદરી તું કોણ છે તે કહે. તે સાંભળી દ્રૌપદીએ કહ્યું કે ગંધર્વ, દેવ, અસુર, રાક્ષસ, એઓમાંથી કોઇની પણ હું સ્ત્રી નથી, રાજાના અંતઃપુરની સૈરંધ્રી એટલે દાસી છું; એ વાત હું સત્ય કહું છું. સ્ત્રિયોના કેશ સમા કરવા હું જાણું છું, તથા સારી રીતે ચંદન ઘસી જાણું છું. માલતી, કમળ તથા ચંપાની વિચિત્ર પ્રકારની ઉત્તમ માળા પણ ગૂંથી જાણું છું. શ્રીકૃષ્ણની પ્રિય સ્ત્રી સત્યભામા તથા પાંડવની સ્ત્રી દ્રૌપદી, એઓની હું સેવા કરતી હતી. તેથી ત્યાં મને સારી રીતે ભોજન મળતું, અને વસ્ત્ર પણ ઘણાંક મળતાં હતાં, તેથી ત્યાં હું ખુશીથી રેહેતી હતી. તેમણે મારૂં માલિની એવું નામ પાડ્યું હતું. હે સુદેષ્ણા, આ ટાણે હું તારી સેવા કરવા વાસ્તે તારી પાસે આવી છું. તે સાંભળી સુદેષ્ણાએ કહ્યું કે, હું તને મારા મસ્તક ઉપર રાખીશ એમાં સંશય નથી; પણ જો રાજા તને ન રાખી બેસે તો ! મને તો એમ લાગે છે કે રાજા તને જોઇ તનેજ સ્ત્રી કરી રાખશે ! કેમકે રાજાના કુળમાં જેટલી સ્ત્રિયો છે તથા મારા ઘરમાં જેટલી સ્ત્રિયો છે, તેઓ તને જોઇને મોહ પામી ગઇયો છે ! ત્યારે પુરૂષ કોણ તને જોઇને મોહ નહીં પામે ! જો આ મારા ઘરમાં જે જે વૃક્ષો છે, તે પણ તને જોઇને સ્તબ્ધ થઇ ગયાં છે ! ત્યારે પુરૂષ કોણ મોહ નહીં પામે ! હે ચંચળ તથા મ્હોટાં નેત્રવાળી, હે સુંદરી, હે રૂડા કટિપશ્ચાદ્ ભાગવાળી, તારૂં સૌંદર્ય કેવું છે કે જે વખત આસક્ત પુરૂષને તું જૂવે, તેજ ટાણે તે કામવશ થાય, અને તને જે જૂવે તે પણ કામને વશ થાય ! માટે વિરાટ રાજા, તારૂં અમાનુષ શરીર જોઇને મારો ત્યાગ કરશે ! અને તને ઇચ્છશે એમ મારૂં ચિત્ત શંકાયુક્ત થાય છે ! કારણ જેમ પુરૂષ પોતાના મરણ માટેજ ઝાડ ઉપર ચઢેછે અને જેમ કર્કટી નામનો જંતુ પોતાના મૃત્યુરૂપ ગર્ભને ધારણ કરેછે, એટલે કે તે જંતુનો ગર્ભ પેટમાં મ્હોટો થાય ત્યારે તેનું પેટ

ફાડી તેને મરણ પમાડી બહાર નિકળેછે. તેમ હે પવિત્ર હાસ્યવાળી, મારા ઘરમાં તારો નિવાસ પણ હું અહિતરૂપ માનુંછું. તે સાંભળી દ્રૌપદીએ કહ્યું કે હે ભાગિનિ, કયારેય પણ વિરાટરાજાએ અથવા બીજા કોઇ પુરૂષે પણ સ્પર્શ કરી શકાય નહીં એવી હું છું. કારણ કોઇ મહા સત્યવાન ગંધર્વ રાજાના યુવા અવસ્થાવાળા પાંચ ગંધર્વ પુત્રો મારા સ્વામિયો છે તેઓ મારી નિરંતર રક્ષા કરેછે, અને હું પણ તીક્ષ્ણ વ્રતવાળી છું. તેથી સિંહની સ્ત્રીના પેઠે કોઇથી મારૂં ગ્રહણ થાય એમ નથી. અને જેના ઘરમાં હું રહું, તે પણ પોતાનું ઉચ્છિષ્ટ મને આપે નહીં, તથા પોતાના પગ મારી પાસે ધોવરાવે નહીં, એવી રીતે રેહેવાથી મારા સ્વામિ ગંધર્વો પ્રસન્ન રેહે છે. અને બીજી પ્રાકૃત સ્ત્રિયોની પેઠે જો કોઇ પુરૂષ મારો સ્પર્શ કરે તો તે રાત્રિમાંજ તે મરણ પામે. હે સુદેષ્ણા, માટે કોઇપણ મને ચલાયમાન કરી શકે એમ નથી. બળવાન તથા આ વખતે દુઃખી ગયેલા મારા પતિ ગંધર્વો મને પ્રિય છે, અને હે પવિત્ર હાસ્યવાળી સુદેષ્ણા, તે મારા પતિ ગંધર્વો છુપ્પા રહીને હંમેશ મારી રક્ષા કરે છે. ત્યારે સુદેષ્ણાએ કહ્યું કે જ્યારે એમ છે, ત્યારે હે સુખને દેવાવાળી, હું તને ખુશીથી મારી પાસે રાખીશ, અને કોઇ વખત પગ તથા ઉચ્છિષ્ટનો સ્પર્શ નહીં કરાવું. વૈશંપાયન કેહેછે—હે જનમેજય, એ રીતે વિરાટ રાજાની સ્ત્રિએ જેની સાંત્વના કરી છે, એવી તથા પતિવ્રત ધર્મમાં તત્પર દ્રૌપદી વિરાટના શેહેરમાં રહી, પણ તેમાં કોઇએ તેને ઓળખી નહીં.

उवासनगरेतस्मिन् पतिधर्मवतीसती ।
नचैनांवेदतत्रान्य स्तत्त्वेनजनमेजय ॥

इति श्रीमहाभारते विराटपर्वणि पांडवप्रवेशपर्वणि द्रौपदिप्रवेशे गुर्जरभाषायां नवमोऽध्यायः ॥ ९ ॥

---

**वैशंपायनउवाच** ॥ सहदेवोपिगोपानां कृत्वावेषमनुत्तमं ।
भाषांचैषांसमास्थाय विराटमुपयादथ ॥ १ ॥

વૈશંપાયન કેહેછે—હે જનમેજય, હવે સહદેવ પાંડવ પણ ઉત્તમ ગોવાળિયાનો વેષ ધારણ કરીને, તેનાજ જેવી ભાષા બોલતો વિરાટના શેહેર પ્રત્યે ગયો. ત્યાં જઇને રાજાના ઘરની પાસે ગાયોના રેહેવાના સ્થાન પ્રત્યે જઇ ઉભો. તેને જોઇને આશ્ચર્યથી રાજાએ તેને બોલાવવા સારૂ પોતાના

માણસોને કહ્યું કે, આ ગોવાળ સરખો ઉત્તમ પુરૂષ કોણ છે તેને બોલાવી લાવો ત્યારે તે માણસોએ રાજાના કહેવા પ્રમાણે જઇ તેને કહ્યું. એટલે તે સહદેવ રાજાની પાસે આવ્યો. પછી રાજાએ પૂછ્યું કે હે મનુષ્યમાં શ્રેષ્ઠ, તું કેનો પુત્ર છે, ક્યાંથી આવ્યો છે, અને શું કામ કરવા ઇચ્છે છે? તે યથાર્થ કહે. એવી રીતે રાજાનાં વચન સાંભળી મેઘના સરખી ગભીર વાણિથી સહદેવે કહ્યું કે, હું વૈશ્ય છું, પૂર્વે પાંડવોની ગાયોની રક્ષા કરતો હતો. હાલ તે રાજાઓમાં સિંહરૂપ પાંડવોને હું જાણતો નથી; તેથી હું તમારી પાસે આવ્યો છું; કારણ કે ઉદ્યમ કીધા વગર જીવાય નહીં અને તે વાસ્તે તમ વિના બીજો રાજા મને રૂચતો નથી. તે સાંભળી વિરાટે કહ્યું કે તું બ્રાહ્મણ, ક્ષત્રિય, વા પૃથ્વીનો કોઇ રાજા છે, એમ મને લાગે છે; માટે જે ખરેખરૂ હોય તે કહે. આ વૈશ્ય કર્મ તારે વિષે યોગ્ય નથી, એમ હું જાણું છું. તથાપિ તારે તે કામ કરવું હોય તો કહે કે તું કયા રાજાના દેશમાંથી અહિં આવ્યો? અને શું કામ કરવામાં તું કુશળ છે? તથા કેવી રીતે અમારી પાસે રહીશ ને શું પગાર લઈશ તેપણ કહે. તે સાંભળી સહદેવે કહ્યું કે તંતિપાળ નામે હું, પાંડુરાજાના પાંચ પુત્રોમાં મ્હોટા ભાઈ યુધિષ્ઠિર રાજાની અગિયાર લાખ ગાયોના, એકેક સોના જૂદા જૂદા વર્ગોને પાળતો હતો તથા તેમની પરીક્ષા પણ કરતો હતો. તેથી દશ યોજનમાં તેઓનું ભૂત, ભવિષ્ય, વર્તમાન કંઇ પણ મારાથી છુપ્પુ રહેતું નહીં. એ મારા ગુણ મહાત્મા યુધિષ્ઠિર રાજા સારી રીતે જાણતા હતા; તેમ મેં પણ એમનેજ જોયા હતા. વળી હે વિરાટ રાજા, થોડા વખતમાં ગાયોનો વધારો થાય અને તેઓને કંઇ પણ રોગ થાય નહીં એવી રીતનાં સાધનો હું જાણું છું. હે રાજા, બળદોનાં પણ ઉત્તમ લક્ષણો હું જાણું છું. જે લક્ષણવાન બળદોનાં મૂત્ર સુંઘવાથી વંધ્યાને પણ પ્રસવ થાય. તે સાંભળી વિરાટે કહ્યું કે મારી એક લક્ષ ગાયો, એક વર્ણની તથા મિશ્રિત વર્ણની મળીને છે, ને તે પાળનારાએ સહિત હું તને સોંપું છું, માટે હવે મારા પશુને તારો આશ્રય છે. વૈશંપાયન કહેછે—હે જનમેજય, એવી રીતે પ્રજાના પાળક રાજાએ ગુણ જેના જાણ્યા છે એવો મનુષ્યમાં શ્રેષ્ઠ સહદેવ, સુખે કરી ત્યાં વિરાટને ઘેર રહ્યો. અને તેની ઇચ્છા પ્રમાણે રાજાએ પગાર પણ તેને ઠરાવી આપ્યો, પણ કોઈ મનુષ્યોએ તેને ઓળખ્યો નહીં.

तथासराज्ञोविदितोविशांपते उवासतत्रैवसुखंनरोत्तमः ।
नचैनमन्योपिविदुःकथंचन प्रादाच्चतस्मैभरणंयथेप्सितं ॥

इति श्रीमहाभारते विराटपर्वणि पांडवप्रवेशपर्वणि सहदेवप्रवेशे गुर्जरभाषायां दशमोऽध्यायः ॥ १० ॥

---

वैशंपायनउवाच॥अथापरोऽदृश्यतरूपसंपदा स्त्रीणामलंकारधरोबृहत्पुमान् । प्राकारवप्रेप्रतिमुच्यकुंडले दीर्घेचकंबुपरिहाटकेशुभे ॥ १ ॥

વૈશંપાયન કેહેછે—હે જનમેજય, ત્યારપછી જેણે સ્ત્રીના સરખા અલંકાર ધારણ કર્યા છે, કાનમાં મ્હોટાં કુંડળ પેહેર્યાં છે તથા હાથમાં ચૂડા તથા સુવર્ણનાં કડાં જેને શોભે છે એવા મ્હોટા પુરૂષને કિલ્લા ઉપરથી લોકોએ જોયો; જેના ચાલવાથી પૃથ્વી કંપાયમાન થવા લાગી. તે હસ્તિ સરખો પરાક્રમી, અત્યંત તેજવાળો કોઇ મિષથી છુપ્યુછે સ્વરૂપ જેનું એવો તથા શત્રુને દમન કરનાર, મ્હોટા હાથવાળો ઇંદ્રનો પુત્ર અર્જુન, કેશ છુટા મૂકી, હાથ લાંબા રાખી, વિરાટ રાજાની સભા આગળ આવી ઉભો. તેને જોઇને સભામાં બેઠેલા પોતાના માણસોને વિરાટે પૂછ્યું કે, મેં પૂર્વે સાંભળ્યો પણ નથી, એવો આ પુરૂષ ક્યાંથી આવે છે? તે સાંભળી સર્વ સભાસદો અર્જુનને કંઇપણ પૂછી શક્યા નહીં. ત્યારે આશ્ચર્ય પામી રાજાએ તેને પૂછ્યું કે, બળવાન, દેવની જેને ઉપમા અપાય એવો, શ્યામ યુવાવસ્થાવાન, હાથમાં ચૂડા તથા કંકણ જેણે પેહેર્યાં છે, કુંડળ પેહેરવાથી કાન જેના શોભેછે, તથા માથાના કેશ જેના છુટા છે એવો તું, જેમ ધનુષ્ય બાણ ધારણ કરનાર શોભે, તેમ શોભે છે. માટે વાહન ઉપર બેસી મારા સરખો અથવા મારા પુત્ર સરખો થઇને આ મારા રાજ્યમાં રહે કારણ કે હું વૃદ્ધ થયોછું, તેથી રાજ્ય કારભારીઓને સોંપવાનો છું; માટે તુંજ હવેથી સમસ્ત મત્સ્ય દેશની રક્ષા કર. મારા મનને તો એમજ છે કે આવા તેજસ્વી પુરૂષો પાવૈયા હોયજ નહીં, તે સાંભળી અર્જુન બોલ્યો કે હે નરેંદ્ર, નૃત્ય તથા ગાયનમાં હું કુશળ છું. તેથી ગાઇશ, નૃત્ય કરીશ, વાદ્ય વગાડીશ માટે તમો તમારી કન્યા ઉત્તરાને આજ્ઞા આપો એટલે હું તેને નૃત્ય શિખવીશ. આ રૂપ મને જે કારણથી પ્રાપ્ત થયું છે, તે તમોને કહીને શું કરવું? કારણ જે કહ્યાથી કંઇ ફળ ન થાય, તો તે કેહેવા પછી શું! ઉલટો મનને શોક ઉત્પન્ન થાય! હે નરેંદ્ર, બૃહન્નલા નામે મને માબાપ વગરનો પુત્ર વા પુત્રી જાણ. તે સાંભળી વૈરાટે કહ્યું કે હે બૃહન્નલા, હું તને વર આપુછું, મારી કન્યા ઉત્તરાને તથા બીજી પણ તેની સખિયો

જે હોય, તે સર્વને નૃત્ય શિખવ. પણ આ કામ તને યોગ્ય નથી, કારણ તું સમુદ્ર પર્યંત પૃથ્વીના રાજ્યને લાયક છે! વૈશંપાયન કેહેછે—હે જનમેજય, નૃત્ય, વાદિત્ર તથા સંગીતમાં કુશળ તે બૃહન્નલાને જોઇ, મંત્રિયો સાથે વિચાર કરીને પછી રાજાએ, તેની પાસે સ્ત્રિયો મોકલી, તેની પરીક્ષા કરી તેનું સ્થિર નપુંસકપણું જાણીને, તેને કન્યા પાસે અંતઃપુરમાં જવાનો હુકમ આપ્યો, જેથી તે અંતઃપુરમાં જઈ ઉત્તરાને, તેની સખિયોને તથા દાસિયોને પણ નૃત્ય, ગીત તથા વાદિત્ર વગાડતાં શિખવવા લાગ્યો. જેથી તે કન્યાઓની પણ તેની ઉપર પ્રીતિ થઇ એવી રીતે છુપ્પા વેષથી, મન જેનું વશ છે એવો અર્જુન, તે કન્યાઓ સહિત રાજાનું પ્રિય કરતો ત્યાં રહ્યો, પણ બહારના તથા અંતઃપુરના કોઇપણ મનુષ્યો તેને ઓળખી શકયા નહીં.

तथासमत्रेणधनंजयोवसन् प्रियाणिकुर्वन्सहताभिरात्मवान् ।
तथाचतंतत्रनजज्ञिरेजना बहिश्चरावाप्यथचांतरेचराः ॥

इति श्रीमहाभारते विराटपर्वणि पांडवप्रवेशपर्वणि अर्जुनप्रवेशो नाम गुर्जरभाषायां एकादशोऽध्यायः ॥ ११ ॥

---

वैशंपायनउवाच ॥ अथापरोदृश्यतपांडवःप्रभु र्विराटराजंतरसासमेयिवान् ।
तमापतंतंददृशेपृथग्जनो विमुक्तमभ्रादिवसूर्यमंडलं ॥ १ ॥

વૈશંપાયન કેહેછે—હે જનમેજય, હવે બીજો સમર્થ નકુળ નામનો પાંડવ વેગથી વિરાટ પાસે આવવા લાગ્યો; તેને ગરીબ લોકોએ વાદળાંમાંથી નિકળતા સૂર્ય મંડળ સરખા તેજવાળો જોયો પછી ચાબુકસ્વારના જેવો વેષ છે જેનો એવો તે નકુળ પાંડવ, તે શેહેરમાં ફરતો વિરાટ રાજાની અશ્વશાળા પાસે જઇને, ચોતરફથી ઘોડાઓને જોવા લાગ્યો. તેને જોઇને વિરાટ રાજાએ પોતાના ચાકરોને પૂછ્યું કે, દેવની ઉપમા અપાય એવો આ પુરૂષ ક્યાંથી આવે છે! જે સારી રીતે મારા ઘોડાઓને જૂવે છે. માટે નિશ્ચે ઘોડાઓને ઓળખવામાં વિચક્ષણ હશે, તેથી તે શૂરવીર દેવ સરખા પુરૂષને જલદીથી મારી પાસે બોલાવી લાવો. તે સાંભળી તરતજ ચાકરોએ તેને જઇને કહ્યું કે તમને અમારા રાજા બોલાવે છે. એવી રીતનાં તે ચાકરોનાં વચન સાંભળી મહા શૂરવીર શત્રુને જીતનારા નકુળે તેજ વખત રાજા પાસે આવી કહ્યું કે હે પૃથ્વીના પતિ, તારૂં કલ્યાણ થાઓ. હે રાજા, હું ઘોડાઓને શિખવવામાં ઘણો કુશળ છું તેથી આપની ઇચ્છા હોયતો ઘો-

ડાઓને શીખવવા વાસ્તે, તથા તેમની પરિક્ષા વાસ્તે, આપનો ચાબુકસ્વાર થઇને રહું. તે સાંભળી વિરાટે કહ્યું કે હું તને વાહન, ધન તથા રેહેવાનું સ્થાનક આપું છું. કારણ તું ઘોડાઓની રક્ષા કરવા યોગ્ય છે. પણ હું તને પૂછુંછું કે, તું કયાંથી આવ્યો છે, કેનો પુત્ર છે, શું યથાર્થ વિદ્યા જાણે છે અને તારૂ અહીં આવવું કેમ થયું ? તે યથાર્થ કહે. તે સાંભળી નકુળે કહ્યું કે હે શત્રુને નાશ કરનાર, પાંડુ રાજાના પાંચ પુત્રોમાં મ્હોટા યુધિષ્ઠિર રાજાએ ઘોડાઓના કામમાં મારી યોજના કરી હતી, તેથી હું ઘોડાઓની જાતને ઓળખું, તેઓને શિક્ષા કરી જાણું તથા કોઇ ખરાબ ઘોડા હોય તેના દોષ ટાળવાનો ઉપાય તથા તેઓનો રોગ ટાળવાનો ઉપાય પણ જાણું છુ. મારૂં શિખવેલું વાહન કયારેય પણ ભય પામે નહીં. મારી શિખવેલી ઘોડી કોઇ ખરાબ હોય નહીં, ત્યારે ઘોડા તે કયાંથીજ ખરાબ થાયો તેથી પાંડવ એવા યુધિષ્ઠિર રાજા, ગ્રથિક એટલે કે અશ્વશાસ્ત્ર જાણનાર, એ નામથી મને બોલાવતા હતા. તે સાંભળી વિરાટે કહ્યું કે, જે જે મારા ઘોડાઓ તથા વાહનો છે તે તે આજથી તારે આધીન છે, ને જે મારા ઘોડાઓના પ્રાચીન શિક્ષકો તથા સારથિયો છે, તે સર્વનો હું તને અધિષ્ટાતા કરૂં છું. એ રીતે કહી ફરીથી વિરાટે કહ્યું કે, હે દેવની ઉપમા લાયક મને તો તું રાજા જેવો લાગે છો તેથી અશ્વ સંબંધિ કામ તને યોગ્ય નથી! તથાપિ તે તને ઇષ્ટ હોય તો શું દરમાયો લઇશ? તે કેહે. તને જોયાથી યુધિષ્ઠિર રાજાને જોયા જેટલો મને આનંદ થાય છે. તે પ્રશંસા કરવા લાયક પાંડવ યુધિષ્ઠિર, ચાકર વગર કેવી રીતે વનમાં રેહેતો હશે! વૈશંપાયન કેહે છે—હે જનમેજય, વિરાટ રાજાએ પ્રસન્નતાથી જેવો સત્કાર કર્યો છે એવો તે ગંધર્વ સરખો રૂપવાન તથા યુવાવસ્થાવાન નકુળ, પ્રસન્ન થઇ ત્યાં રહ્યો, પણ કોઇએ તેને ઓળખ્યો નહીં. એવી રીતે સફળ જેનું દર્શન છે એવા, સમુદ્ર પર્યંત પૃથ્વીના પતિ, તથા અતિ દુઃખિત પાંડવોએ સાવધાન થઇને પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે વિરાટના શેહેરમાં અજ્ઞાત વાસ કર્યો.

एवंहिमत्स्येन्यवसंतपांडवा यथाप्रतिज्ञाभिरमोघदर्शनाः ।
अज्ञातचर्यांव्यचरन्समाहिताः समुद्रनेमीपतयोतिदुःखिताः ॥

इति श्रीमहाभारते विराटपर्वणि पांडवप्रवेशपर्वणि नकुलप्रवेशे गुर्जरभाषायां द्वादशोऽध्यायः ॥१२॥

॥ समाप्तंचेदंप्रवेशपर्व ॥

## ॥ अथ समयपालनपर्व ॥

जनमेजयउवाच ॥ एवंतेमत्स्यनगरे प्रच्छन्नाःकुरुनंदनाः ।
अतऊर्ध्वंमहावीर्याः किमकुर्वतवैद्विज ॥ १ ॥

જનમેજય પૂછેછે—હે વૈશંપાયન ઋષિ, એવી રીતે વિરાટના શેહેરમાં છુપો વાસ જેમણે કર્યો છે, એવા મહા પરાક્રમી પાંડવોએ ત્યાં રહી શું કર્યું? તે તમે મને કહો. વૈશંપાયન કહેછે—હે જનમેજય, એ રીતે વિરાટના શેહેરમાં તેને ખુશી કરતાં અને છુપો વાસ કરનારા પાંડવોએ ત્યાં શું કર્યું? તે કહું તે સાંભળ—તૃણબિંદુના તથા મહાત્મા ધર્મરાજાના પ્રસાદથી વિરાટના શેહેરમાં પાંડવો છુપો વાસ કરીને રહ્યા, અને કેવી રીતે ત્યાં વર્તવા લાગ્યા, તે કહું છું હે જનમેજય, યુધિષ્ઠિર રાજા તો પુત્ર સહિત વિરાટ રાજાના તથા તેના પ્રધાનોના પણ પ્રિય એવા સભાસદ થયા. પાસાના તત્વને જાણનાર તે યુધિષ્ઠિર, પાસાની વિદ્યામાં પોતાની ઇચ્છા પ્રમાણે જેમ સૂત્રથી બાંધેલા પક્ષિયોને રમાડે તેમ તેઓને રમાડતા. વળી પુરૂષમાં સિંહરૂપ યુધિષ્ઠિર, વિરાટ રાજા ન જાણે તેમ પાસાની રમતમાં ધન મેળવીને, ભાઈયોને યોગ્યતા પ્રમાણે આપતા હતા. ભીમસેન પણ, વિરાટને પીરસતાં વધેલા નાના પ્રકારના લાડુ આદિ પકવાનો તથા માંસ વિગેરે યુધિષ્ઠિરને આપતા હતા. તેમજ અર્જુન પણ, અંતઃપુરમાંથી મળેલાં જુનાં વસ્ત્રો વેચીને સર્વ ભાઇયોને ધન આપતા હતા; અને જેણે ગોપનો વેષ ધારણ કર્યો છે એવો સહદેવ પાંડવ પણ, દહીં, દૂધ, ઘી ઇત્યાદિ પદાર્થો ભાઇયોને આપતો હતો. નકુળ પણ, ઘોડાઓનું કામ કરે તેથી પ્રસન્ન થઇ રાજા ધન આપે તે ભાઇઓને આપતો. વળી તપસ્વિની દ્રૌપદી પણ, પોતાના સ્વામિયોને જોતી કોઇ ન જાણે તેવી રીતે ત્યાં રેહેતી હતી. એ રીતે પરસ્પર એક બીજાનું કાર્ય કરતા અને છુપ્પુ રેહેવાથી તથા પારકી નોકરીના શ્રમથી ફરીથી ગર્ભમાં રહ્યા હોય તેની પેઠે દુઃખિત એવા મહારથિ પાંડવો, વિરાટના શેહેરમાં ફરતા હતા. ત્યાં પણ દુર્યોધનથી ભય પામીને આલતા હતા; અને છુપી રીતે દ્રૌપદીની તપાસ રાખતા હતા. હવે પાંડવો ત્યાં રહ્યા પછી ચોથે મહિને, તે મત્સ્ય દેશના પુરૂષોએ માનેલો બ્રહ્માનો મ્હોટો ઉત્સવ આવ્યો હતો. હે જનમેજય, જેમ બ્રહ્માના સમાજમાં બ્રહ્મલોકને વિષે તથા શિવના સમાજમાં કૈલાસને વિષે દેવતાઓ આવે, તેમ તે ઉત્સવમાં મ્હોટી કાયાવાળા, મહા પરાક્રમી, કાલખજ નામના અસુરો સરખા, બળથી ઉન્મત્ત, સિંહના સરખા છે ખભા, કેડ તથા ડોક જેની તથા શરીરમાં મેલ જેને છે નહીં એવા

પ્રસન્ન મનવાળા તથા રાજાની સાંનિધ્ય વારંવાર જય પામેલા હજારો મલ્લ ચારે દિશામાંથી આવ્યા હતા. તેઓમાં જીમૂત નામે પ્રખ્યાત પરાક્રમવાળો એક મ્હોટો મલ્લ હતો, તે યુદ્ધસ્થાનમાં જઇને બોલ્યો કે અરે! કોઇ મારી સામે આવો! તે સાંભળી હજારો મલ્લમાંથી કોઇ પણ તેની સામો જઇને ઉભો નહીં. ત્યારે વિરાટ રાજાએ કહ્યું કે આપણા રસોઇયાને એની સાથે યુદ્ધ કરાવશું, એમ કહી તેને બોલાવ્યો. ત્યારે તે ભીમસેનનું મન, રાજાને ના પણ કહી શકાય નહીં અને કદી યુદ્ધમાં મલ્લને મારીશ તેથી કોઇ ઓળખીનો નહીં જાય, એવા વિચારથી દુઃખિત થયું. પણ તેનું સમાધાન કરી પુરૂષોમાં પરાક્રમી ભીમસેન, સિંહની પેઠે ધીરેથી ચાલતો ચાલતો યુદ્ધસ્થાનમાં આવ્યો, અને વિરાટને કહ્યું કે, હે મહારાજ, આપના હુકમથી હું યુદ્ધ કરવા આવ્યો છું; એમ કહી કચ્છ બાંધવા લગ્યો. તેને જોઇ ત્યાં બેઠેલા માણસો હસવા લાગ્યા જે, આ રસોઇ કરનાર તે શું લડશે! પછી વૃત્રાસુર સરખા જીમૂ નામના મલ્લને યુદ્ધસ્થાનમાં ઉભા રહી ભીમસેને બોલાવ્યો. એટલે ત્યાં તેજ વખતે તે આવી ઉભો રહ્યો. પછી પરમ હર્ષિત, પરસ્પર જયની ઇચ્છાવાળા, મ્હોટો જેઓને ઉત્સાહ છે એવા, સાઠ વર્ષના મદોન્મત્ત હસ્તિની પેઠે મ્હોટિ કાયા તથા ભયંકર પરાક્રમવાળા તથા મનુષ્યમાં સિંહરૂપ તે બેઉ જણા બાહુ યુદ્ધ કરવા લાગ્યા. ત્યારે વજ્ર તથા પર્વતના સંબંધથી જેવો ભયંકર શબ્દ થાય તેવો શબ્દ થવા લાગ્યો. એવી રીતે તે બેઉ જણા, પરસ્પર પેચ કરવા, તેથી મૂકાવવું, એક બીજાના હાથ ઝાલવા, અંગ લગાડવું, પાછું જૂદા થવું, પૃથ્વી ઉપર પાડીને મસળવું, ઉભા થઇને સામાના અંગનું મગન કરવું, હડથી સ્થાન ઉપરથી છેટે ફેંકવું, છાતિમાં બે હાથે કરી મુક્કી મારવી, મસ્તક હેઠે રહે તેવી રીતે ખભા ઉપર ચઢાવી હેઠે પછાડવું, વજ્ર સરખી થપાટ મારવી, આંગળીઓ પરસ્પર મેળવવી, સરખી દૃઢ આંગળી રાખી તેના નખ મારવા, સામે જઇને પાટુ મારવી, ગોઠણમાં ગોઠણ તથા માથામાં માથું મારવું, ખેંચીને પોતાની આગળ લઇ આવવો, સેહેજમાં ઝાલીને ઉભા ઉભા એક બીજાને પછાડવા તથા પડખે ફેરવવા, વેગથી પછવાડે પાડી નાંખવું તથા પરસ્પર ખેંચવું ઇત્યાદિ મલ્લવિદ્યાની ક્રિયાઓથી, પરસ્પર મ્હોટા શબ્દોથી તિરસ્કાર કરતાં યુદ્ધ કરતા હતા. તેમાં જે વખતે એકનો જય દીઠામાં આવે, ત્યારે જોનાર માણસો મ્હોટો શબ્દ કરી જોવા ઉભા થતા હતા. એવી રીતે શૂરવીર પુરૂષોના સમાજની સમક્ષ, લોઢાની ભોગળ સરખા હા-

થતી શસ્ત્ર વગરનું તે બેઉનું યુદ્ધ, વૃત્રાસુર ને ઇંદ્રની સરખું ભયંકર થતું હતું. પછી શત્રુને મારનાર ભીમસેને, મ્હોટા શબ્દ કરનાર હસ્તિને જેમ સિંહ પકડે, તેમ તે જીમૂતને બે હાથથી ઝાલીને ખેંચ્યો, અને ફરીથી તેને ઝાલીને ફેરવ્યો. તે જોઇને બીજા મલ્લ તથા રાજાઆદિ મત્સ્ય દેશના મનુષ્યો પણ આશ્ચર્ય પામ્યા વળી ફરીથી સો વખત ફેરવીને, ભીમે તેને પૃથ્વી ઉપર પછાડયો અને મસળ્યો તેથી તે મલ્લ જ્ઞાન રહિત તથા અચેતન થઇ ગયો. એવી રીતે શૂરવીર અને લોકમાં વિખ્યાત તે જીમૂતને ભીમસેને માર્યો, તેને જોઈ બાંધવો સહિત વિરાટ રાજા ઘણા ખુશી થયા. પછી ઉદાર ચિત્તવાળા વિરાટે, ત્યાં રંગસ્થાનમાંજ પોતાની રસોઇ કરનાર તે ભીમસેનને કુબેરની પેઠે ઘણુંક ધન આપ્યું. એવી રીતે તે ભીમસેને બીજાપણ કેટલાક મલ્લો તથા મહા બળવાન પુરૂષો માર્યા હતા, તેથી વિરાટ રાજા તેની ઉપર ઘણાજ ખુશી રેહેતા હતા. પછી તે સરખો પુરૂષનો કોઇ તેની સાથે યુદ્ધ કરનાર રહ્યો નહીં, ત્યારે વાઘ, સિંહ તથા હસ્તિયો સાથે વિરાટ રાજા તેને લઢાવતા હતા. હવે અર્જુન પણ, ગાવું, નૃત્ય કરવું ઇત્યાદિ કળાઓમાં કુશળતાથી, વિરાટ રાજા તથા અંતઃપુરની સ્ત્રિયોને પ્રસન્ન કરતા હતા. નકુળે પણ ઘોડાઓને સારી રીતે સુધાર્યા તે જોઇ વિરાટ રાજાએ તેને પણ ઘણુંક ધન આપ્યું. સહદેવે બળદોને સુધાર્યા, એટલે તે વિનયવાન બળદોને જોઇને રાજાએ તેને પણ અનેક પ્રકારનું ધન આપ્યું. પણ દ્રૌપદી તો મહારથિ એવા પોતાના સ્વામિયોને ક્લેશ પામતા જોઈને, દુઃખિત મનથી નિશ્વાસ નાખતી હતી. એ રીતે પુરૂષોમાં શ્રેષ્ઠ પાંડવો વિરાટ રાજાનાં કામ કરતાં ત્યાં છુપા રહ્યા હતા.

एवंतेन्यवसंस्तत्र प्रच्छन्नाःपुरुषर्षभाः ।
कर्माणितस्यकुर्वाणा विराटनृपतेस्तदा ॥

इति श्रीमहाभारते विराटपर्वणि समयपालनपर्वणि जीमूतवधे गुर्जरभाषायां त्रयोदशोऽध्यायः ॥ १३ ॥

॥ समाप्तंचेदंसमयपालनपर्व ॥

---

॥ अथकीचकवधपर्व ॥

वैशंपायनउवाच ॥ वसमानेषुपार्थेषु मत्स्यस्यनगरेतदा ।
महारथेषुच्छन्नेषु मासादशसमाययुः ॥ १ ॥

વૈશંપાયન કેહેછે—હે જનમેજય. એ પ્રમાણે વિરાટના શેહેરમાં છુપી રીતે પાંડવોને રેહેતાં દશ માસ વીતિ ગયા. હવે ચાકર તથા દાસિયોને લાયક દ્રૌપદી, દુઃખે કરીને વિરાટની સ્ત્રીની એવી રીતે સેવા કરતી હતી કે, જેથી તે સુદેષ્ણા તથા બીજી અંતઃપુરની સ્ત્રિયો પણ હમેશ તેની ઉપર ખુશી રેહેતિઓ. પછી વર્ષ પૂરૂં થવા આવ્યું, તેટલામાં વિરાટનો સેનાધિપતિ મહા બળવાન કીચક, દેવ ગર્ભ સરખી દ્રૌપદીને જોઇને, કામદેવના બાણથી પીડાતો થકો તેની કામના વાસ્તે સુદેષ્ણા પાસે જઇને, આવી રીતે બોલવા લાગ્યો કે, હે સુદેષ્ણા, પૂર્વે કયારેય પણ આ સુંદર સ્ત્રી જે મેં વિરાટના ઘરમાં જોઇ ન હતી, તે ગંધે કરીને ઉત્તમ મદિરાની પેઠે પોતાના રૂપથી મને ઉન્માદ કરતી હોય નહીં જાણે એવી હૃદયને ગમનારી અને દેવતાના સરખી રૂપવાળી કોણ છે? અને કયાંથી આવી છે? એ મારા ચિત્તને મંથન કરી મને વશ કરે છે, માટે આ રોગનું એ સ્ત્રી વિના બીજું કાંઇ પણ ઔષધ નથી. હે સુદેષ્ણા, આ ઉત્તમ રૂપવાળી તારી દાસી છે એમ મને ભાસે છે, પણ એને દાસીપણું કરવું યોગ્ય નથી. તેથી એ મને આજ્ઞા કરે તો, હાથી, ઘોડા, રથ, માણસો તથા સમૃદ્ધિવાળું, ખાવા પીવાનું જેમાં ઘણું છે તથા સોનાનાં વિચિત્ર પ્રકારનાં ભૂષણો જેમાં છે એવું મનોહર મારૂં ઘર ભલે આવીને શોભાવે. એટલું સુદેષ્ણાને કહી, તેને પૂછી, દ્રૌપદી પાસે જઇને, જેમ શિયાળ સિંહની કન્યાની ઇચ્છા કરે, તેમ તેની સાંત્વના કરતાં કેહેવા લાગ્યો કે,—હે શ્રેષ્ઠ મુખવાળી, હે કલ્યાણી, હે સુંદરી, તું કોણ છે અને કયાંથી આ વિરાટના શેહેરમાં આવી છે? તે મને કેહે. તારૂં રૂપ, કાંતિ તથા સુકુમારપણું ઘણું ઉત્તમ છે; અને કાંતિએ કરીને તારૂં નિર્મળ મુખ ચંદ્ર સરખું શોભેછે. હે રૂડા ભ્રકુટીવાળી, તારાં નેત્ર મોટાં કમળ પત્ર સરખાં છે, તારૂં વચન પણ કોકિલના સરખું મધુર છે. હે સુંદરી, હે રૂડા કટિપશ્ચાદ્ભાગવાળી, તારા સરખા રૂપવાળી કોઇ પણ સ્ત્રી પૂર્વે પૃથ્વીમાં મેં જોઇ નથી, હે શ્રેષ્ઠ મુખવાળી, હે રૂડા મધ્ય ભાગવાળી, કમળમાં રેહેનારી લક્ષ્મી, વિભૂતિ, લજ્જા, કીર્ત્તિ તથા કાંતિ, એઓમાંથી તું કોણ છે? તું ચંદ્રમાની કાંતિ સરખી અત્યંત શોભેછે, તેથી કાંતો કામદેવની સ્ત્રી રતિ છે! અને કંઇક પાંપણ ઉઘાડવારૂપિ ચંદ્રિકાથી શોભતો, દિવ્ય કાંતિવાળો, તથા જેને કોઇની ઉપમા અપાય નહીં એવો તારો મુખચંદ્ર જોઇને, સર્વ જગત્માં કોણ કામને વશ ન થાય! હે સુંદર હાસ્યવાળી, હાર તથા અલંકારને યોગ્ય, અત્યંત શોભાયમાન, ઉન્નત વર્તુલાકાર તથા કમળના કોશ

સરખા તારા મોટા સ્તન, કામદેવના આળખાની પેઠે મને દુઃખ આપેછે. હે સૂક્ષ્મ મધ્ય ભાગવાળી, ત્રિવલીથી શોભિતું, સ્તનના ભારે નમાવેલું, તથા અતિ સૂક્ષ્મ તારૂં મધ્ય શોભેછે. હે ભામિની, નદીના તટ સરખા વિસ્તીર્ણ તારા કટિ પશ્ચાદ્ભાગ જોઈને, કામરૂપી અસાધ્ય રોગ મને પીડેછે. તારા સમાગમના સંકલ્પથી વૃદ્ધિ પામેલો કામાગ્નિ દાવાનળની પેઠે નિર્દય થઇ મને બાળેછે, તેને તારા આત્માના દાનરૂપિ વૃષ્ટિથી અને તારા સમાગમરૂપી મેઘથી શમાવ. હે ચંદ્ર સરખા મુખવાળી, મારા ચિત્તને ઉન્માદ કરનારા અને તારા સમાગમની આશાથી અતિ તીક્ષ્ણ કામદેવના બાણ મારા હૃદયને ભેદ કરી અંદર પેઠા છે; તેને તું તારા આત્માના દાનવડે તથા સંભોગથી ઉદ્ધાર કરવાને લાયક છે. હે વિલાસિની, વિચિત્ર પ્રકારનાં વસ્ત્રો તથા પુષ્પની માળાઓ ધારણ કરી, સર્વ આભરણ પેહેરી, ઇચ્છા પ્રમાણે મારી સાથે વિલાસ કર. સુખને લાયક તું આ દાસીપણાના દુઃખને સેવવા યોગ્ય નથી. હે ગજગામિનિ, તું મારા થકી ઉત્તમ સુખ ભોગવ. હે ભામિનિ, તું અમૃત સરખા મધુર કેટલાક પીવાના પદાર્થો, વિચિત્ર પ્રકારના ખાવાના પદાર્થો, વિવિધ પ્રકારના ભોગ, ઉત્તમ સૌભાગ્ય તથા સર્વ વસ્તુને મારા ઘરમાં રહ્યાથી પામીશ. હે ભામિનિ, આ તારી યુવાવસ્થા આ ટાણે નિષ્ફળ જાયછે. હે સુંદરી, ઉત્તમ ફુલની માળાની પેઠે, કોઇએ ધારણ કર્યા વગરની તું શોભતી નથી, માટે મારા ઘરમાં આવ; હું પૂર્વની સ્ત્રિઓને ત્યાગ કરૂં, અને તેઓ તારી દાસિયો થઇને રહે. હે શ્રેષ્ઠ મુખવાળી, હું પણ તારો દાસ થઇને સદા તારે વશ રહીશ. એવાં તેનાં વચન સાંભળીને દ્રૌપદીએ કહ્યું હે સુતપુત્ર, હું હલકી જાતની, રાજસ્ત્રીના કેશ સમા કરનારી દાસી છું, તેથી તારે ઇચ્છા રાખવા લાયક નથી; અને વળી પરસ્ત્રી છું, તેથી પણ તારે ઇચ્છા રાખવી યોગ્ય નથી; તારૂં કલ્યાણ થાઓ! તારે આમ કેહેવું યોગ્ય નથી! કારણ સર્વ પ્રાણિયોને પોતાની સ્ત્રિયો પ્રિય છે, માટે ધર્મ શું છે તેતો જો! પરસ્ત્રીને વિષે ક્યારેય પણ કોઇ રીતે તારે બુદ્ધિ કરવી નહીં. કારણ ન કરવા લાયક કર્મ ત્યાગ કરવું, એજ રૂડા પુરૂષોનું વ્રત છે; અને કોઇ પાપી મોહથી ખરાબ કામ કરે છે, તો તે જગત્માં મ્હોટા અપયશને પામે છે, ને વખતે મરણ પણ પામે છે. વૈશંપાયન કેહે છે–હે જનમેજય, એ રીતે સૈરંધ્રીનો વેષ ધારણ કરનાર દ્રૌપદીએ તેને કહ્યું, અને પોતે પણ પરસ્ત્રીને સ્પર્શ કરવામાં પ્રાણને હરનાર તથા સર્વ લોકોએ નિંદા કરેલા કેટલાક દોષો છે, એમ જાણે છે, તો પણ કામ વશ થયેલો તથા ઇંદ્રિયો જેણે જીતી નથી એવો અત્યંત દુર્બુ-

દ્ધિમાન્ તે કીચક, ફરીથી દ્રૌપદીને કેહેવા લાગ્યો કે હે સુંદરી, કામ વશ તથા પ્રિય વચન બોલનાર એવો હું, તેને તું નિષેધ કરવા યોગ્ય નથી. કદી આ વખત મારો નિષેધ કરીશ, પણ પછી તને નિશ્ચય પશ્ચાત્તાપ થશે. કારણ આ વિરાટના રાજ્યનો પણ અધિષ્ટાતા તથા ચલાવનાર હું છું, અને મારા જેવું પરાક્રમ, રૂપ તથા સૌભાગ્ય પૃથ્વીમાં ક્યાંય પણ નથી. તેમ નાના પ્રકારના ભોગ ભોગવનાર પણ મારા સરખો કોઇ પુરૂષ નથી. હે કલ્યાણિ, તને યોગ્ય નહીં તેવું દાસીપણું શું કરવા કરે છે? માટે મને ભજ અને ઉત્તમ ભોગ ભોગવ; આ રાજ્ય પણ તારૂંજ છે એમ જાણ. એ રીતે કીચકે કેટલાંક અશુભ વચનો કહ્યાં, ત્યારે સતી દ્રૌપદી, તેના વચનની નિંદા કરતી તેને કેહેવા લાગી કે,-હે સૂતપુત્ર, તું મોહ મૂકી દે, નહીં તો તારૂં જીવિત ભંગ થશે; કારણ ભયંકર એવા પાંચ જણ હમેશ મારી રક્ષા કરે છે, તેથી હું તને પ્રાપ્ત થાઉં એમ નથી. વળી તેઓ મારા પતિ ગંધર્વો કોપશે તો તને મારી નાખશે, માટે ફોકટ મરણ શું કરવા માગી લે છે! પુરૂષોથી જઇ શકાય નહીં એવા માર્ગ પ્રત્યે તું જવાને ઇચ્છે છે! જેમ શક્તિ વગરનો બાળક, નદીના તીર ઉપર ઉભા રહી બીજા તીર પ્રત્યે તરી જવાને ઇચ્છે છે, તેમ મંદ બુદ્ધિવાળો તું પણ તેમ કરવાને ઇચ્છે છે! પૃથ્વીની નીચે વા ઉપર અથવા સમુદ્ર ઉલંઘન કરી પેલે પાર જઇશ, તોપણ અત્યંત વિરોધી દેવતાના પુત્ર, આકાશમાં ફરનાર તે ગંધર્વો તને છોડશે નહીં માટે હે કીચક, તું મોહ મૂકી દે. જેમ માના ખોળામાં સૂતેલો છોકરો ચંદ્રને લેવાની ઇચ્છા કરે, તેમ તું મને ઇચ્છે છે! વળી જેમ કોઇ નજીક મરણ આવેલો કાળ રાત્રિને ઇચ્છે, તેમ તું આ ટાણે મારી અત્યંત શું પ્રાર્થના કરે છે! તે પ્રસિદ્ધ ગંધર્વની હું સ્ત્રી છું, તેથી મારી પ્રાર્થના કરીશ, તો તેઓ પૃથ્વી તથા સ્વર્ગમાં જ્યાં તું જઇશ ત્યાં આવી તને મારી નાખશે. ત્યાં પણ કોઇ તારૂં રક્ષણ કરી નહીં શકે, માટે હું કહું તેમ કર, જેથી તારા જીવિતનો બચાવ થાય. નહીં તો તે ખરાબ કામથી તું મરણ પામીશ.

तेषांप्रियांप्रार्थयतोनतेभुवि गत्वादिवंवाशरणंभविष्यति ।
नवर्ततेकीचकतेदृशाशुभं यातेनसंजीवनमर्थयेतसा ॥

इति श्रीमहाभारते विराटपर्वणि कीचकवधपर्वणि कीचककृष्णासंवादे गुर्जरभाषां चतुर्दशोऽध्यायः ॥१४॥

**वैशंपायनउवाच ॥ प्रत्याख्यातोराजपुत्र्या सुदेष्णांकीचकोब्रवीत् ।**
**अमर्यादेनकामेन घोरेणाभिपरिप्लुतः ॥ १ ॥**

વૈશંપાયન કેહેછે—હે જનમેજય, એ રીતે રાજપુત્રિ દ્રૌપદીએ વાર્યો ત્યારે ભયંકર અને મર્યાદા રહિત કામે કરી વ્યાપ્ત થયેલો કીચક, સુદેષ્ણા પ્રત્યે કેહેવા લાગ્યો કે હે સુદેષ્ણા, જે રીતે હસ્તિના સરખી ચાલવાળી સૈરંધ્રિ મારી પાસે આવે, અને મને ભજે એવો ઉપાય કર, નહીંતો મોહ થકી હું મારો પ્રાણ ત્યાગ કરીશ. વૈશંપાયન કેહેછે—હે જનમેજય, એ પ્રમાણે કીચક ઘણુંક બોલવા લાગ્યો, ત્યારે તેનાં વચન સાંભળી વિરાટની સ્ત્રી સુદેષ્ણાએ દયાથી પોતાના મનમાં તે વિષે વિચાર કરી કીચકને કહ્યું કે, "કોઇ પર્વણિને વિષે સુદેષ્ણા વાસ્તે આ હું કરાવું છું" એમ કહી અન્ન તથા મદિરા તૈયાર કરાવી મને ખબર કરજે, એટલે મદિરા લેવા વાસ્તે હું એને તારી પાસે મોકલીશ. ત્યારે તું જ્યાં કોઇ મનુષ્ય પણ નથી એવે સ્થાનકે જો તે માને તો, તારી ઇચ્છા પ્રમાણે સાંત્વના કરી તેને સમજાવજે. વૈશંપાયન કેહેછે—હે જનમેજય, એ પ્રમાણે પોતાની બેહેન સુદેષ્ણાએ કહ્યું, ત્યારે કીચકે રાજાને યોગ્ય એવી સુરા તૈયાર કરાવી, તથા નાના પ્રકારનાં કેટલાંક અન્ન પણ, પાક કર્મમાં કુશળ એવા રસોઇયાને બોલાવી તૈયાર કરાવીને, સુદેષ્ણાને કેહેવડાવ્યું. ત્યારે સુદેષ્ણાએ દ્રૌપદીને કહ્યું કે હે સૈરંધ્રિ, હે કલ્યાણિ, ઉભી થા ને કીચકને ઘેર જા, અને ત્યાંથી મને તૃષા લાગી છે, માટે મદિરા લઇ આવ. તે સાંભળી દ્રૌપદીએ કહ્યું કે હે રાજપુત્રિ, હું તેના ઘર પ્રત્યે નહીં જાઊં. કારણ તે નિર્લજ્જ છે, તે તું સારી રીતે જાણે છે માટે હે સુંદર અંગવાળી, હું તારા ઘરમાં રહું છું, પણ ઇચ્છા પ્રમાણે વર્ત્તનારી અને વ્યભિચાર કરનારી નહીં થાઊં. હે ભામિનિ, જે વખત હું આ ઘરમાં આવી, તે વખતજ મેં ઠરાવ કરેલો છે તે તું જાણે છે. માટે હે સુંદરિ, કામને વશ તથા મૂઢ કીચક મને જોઇ મારો તિરસ્કાર કરશે, તેથી હું ત્યાં જઈશ નહીં. હે રાજપુત્રિ, તારે વશ એવી ત્યાં મોકલવા લાયક ઘણિક સ્ત્રીઓ છે, માટે ત્યાં બીજીને મોકલ; તારૂં કલ્યાણ થાઓ ! મને તે તિરસ્કાર કરશે ! તે સાંભળી સુદેષ્ણા બોલી કે, અહિંથી હું તને મોકલું છું તેથી તે તિરસ્કાર નહીં કર; એમ કહી તેણે ઢાંકણા સહિત સોનાનું પાત્ર તેના હાથમાં આપ્યું. પછી ભયયુક્ત થયું છે અંતઃકરણ જેનું તથા દૈવને શરણ થયેલી દ્રૌપદી રૂદન કરતી કીચકના ઘર પ્રત્યે જવા લાગી. જતાં જતાં રસ્તામાં મન સાથે બોલી કે મારા સ્વામિયો

વગર કોઇ પણ પુરૂષને હું જાણુતી નથી, એ મારી સત્યતાથી, સાંગયાથી પણ તે કીચક મને વશ ન કરો! વૈશંપાયન કેહેછે—હે જનમેજય, પછી એ ઘડિ સુધી તેણે રસ્તામાં સૂર્યનું ઉપસ્થાન કર્યું. તેથી સૂર્યે તેના મનનો અ- અભિપ્રાય જાણીને, તેની રક્ષા વાસ્તે એક રાક્ષસને મોકલ્યો, તે કોઇના જોવામાં ન આવે તેવી રીતે દ્રૌપદીની સાથે રહ્યો હતો. હવે તે મૃગલીની પેઠે અત્યંત ત્રાસ પામતી અને પાસે આવીને ઉભેલી દ્રૌપદીને જોઇને, નાવ પામી સમુદ્ર પાર ગયેલાની પેઠે હર્ષિત થઇ કીચક ઉભો થયો.

तांमृगीमिवसंत्रस्तां दृष्ट्वाकृष्णांसमीपगां ।
उदतिष्ठन्मुदासूतो नावंलब्ध्वेवपारगः ॥

इति श्रीमहाभारते विराटपर्वणि कीचकवधपर्वणि द्रौपदीसुराहरणे गुर्जरभाषायां पंचदशोऽध्यायः ॥ १५ ॥

---

कीचकउवाच ॥ स्वागतंतेसुकेशांते सुव्युष्टारजनीमम ।
स्वामिनीत्वमनुप्राप्ता प्रकुरुष्वममप्रियं ॥ १ ॥

કીચક કેહેછે—હે રૂડા કેશના અગ્ર ભાગવાળી, ભલે તું આવી, આજ મારી રાત્રિ સારી જશે. કારણ તું મારા સ્વામિની પ્રાપ્ત થઇ માટે મારૂં પ્રિય કરજે. આ સુવર્ણની માળાઓ, કડાં મ્હોટા શેહેરોમાં બનાવેલાં સુવર્ણનાં કુંડળ, શ્વેત કુંડળ, મણિજડિત સુંદર રત્ન, કેટલાંક રેશ્મિ વસ્ત્ર, મૃગચર્મ અને તારે વાસ્તે તૈયાર કરાવેલી આ ઉત્તમ મારી શય્યા છે; માટે મારી સાથે શય્યામાં આવ અને મોઢાની મદિરાનું પાન કર. તે સાંભળી દ્રૌપદીએ કહ્યું કે, મને તો સુદેષ્ણાએ મદીરા લેવા માટે તારી પાસે મોકલી છે, ને કહ્યું છે કે મને તૃષા લાગી છે, તેથી જલદી લઇ આવ. તે સાંભળી કીચકે કહ્યું છે કે હે કલ્યાણિ, સુદેષ્ણાના કેહેવા પ્રમાણે મદિરા બીજી સ્ત્રિયો લઇ જશે, એમ કહી તેના જમણા હાથને તેણે સ્પર્શ કર્યો. ત્યારે દ્રૌપદી બોલી કે, જો હું ક્યારેય મને કરીને પણ વ્યભિચાર ન કરતી હઉં, તો તે મારી સત્યતાથી, આ મને ખેંચનારા પાપીને વશ ન થાઉં! વૈશંપાયન કેહેછે—હે જનમેજય, ત્યારે કીચકે, મ્હોટાં નેત્રવાળી તથા પોતાનો તિરસ્કાર કરતી દ્રૌપદીને જોઇને, તેના ખભા ઉપરનું વસ્ત્ર ઝાલ્યું. ત્યારે કંપાયમાન જેનું શરીર છે એવી તથા વારંવાર નિશ્વાસ મૂકતી તે રાજકન્યા દ્રૌપદી વેગથી તેના હાથમાંથી પોતાનું શરીર છોડાવી, જ્યાં યુધિષ્ઠિર રાજા બેઠેલા હ-

તા, ત્યાં સભાની શરણે આવી. અને તે પાપી કીચકનો ભાગવા વખતજ દ્રૌપદીએ ઠેસો માર્યો, તેથી મૂળ કાપેલા વૃક્ષની પેઠે ત્યાં પડી ગયો. પણ પાછો ઉઠી તેણે સભામાં આવી રાજાની સમક્ષ, દ્રૌપદીના કેશ ઝાલી તેને પૃથ્વી ઉપર પાડી નાંખી, અને લાત મારી. ત્યારે હે જનમેજય, તેની રક્ષા વાસ્તે સૂર્યનો મોકલેલો જે રાક્ષસ હતો, તેણે વાયુને રૂપે વેગથી કીચકને છેટો લઇ જઇને, મૂળ કાપેલા વૃક્ષની પેઠે પછાડયો. પણ ત્યાં બેઠેલા ભીમસેન તથા યુધિષ્ઠિર એવે જણાએ, કીચકથી દ્રૌપદીનો પરાભવ, સહન ન થયો તોપણ જોયા કર્યું. પછી દુરાત્મા કીચકને મારી નાંખવાને ઈચ્છતા ભીમસેને, ક્રોધથી દાંતે કરી દાંત કચર્યા, અને હાથે કરી લલાટનું મર્દન કર્યું. તે વખતે ક્રોધથી ઉંચી પાંપણ જેની થઇ ગઇ છે, એવાં તેનાં નેત્ર પણ અંધિભૂત થઇ ગયાં; અને લલાટે પસીનો આવ્યો, જેથી ભ્રકુટિ ભિંજાઇ ગઇ. એ રીતે ક્રોધાવિષ્ઠ ભીમસેન, જેમ મદોન્મત્ત હસ્તિ વનસ્પતિને જોઈને ઊભું થવા ઇચ્છે, તેમ તેને જોઈ ઊભા થવાની ઇચ્છા કરવા લાગ્યો. તે વખતે યુધિષ્ઠિરે પોતાના હાથના અંગુઠે કરી પોતાના પગનો અંગુઠો મર્દન કર્યો. એમ કરી ભીમસેનને સૂચના કરી કે, આ વખતે તેને મારવા ઊભા નહીં થશો, કારણ આપણને કોઈ ઓળખશે; અને તેને કહ્યું કે, હે રસોઈ કરનાર, શું લાકડા વાસ્તે વૃક્ષ જૂવો છો! જો રસોઇ વાસ્તે લાકડાં જોઇતાં હોય તો બહારનાં ઝાડોને ભાગો. તે સાંભળી, યુધિષ્ઠિરે અજ્ઞાત રેહેવાની પ્રતિજ્ઞા કરી છે, વાસ્તે પોતાની આકૃતિને છુપિ રાખતી દ્રૌપદી, દીન જેનું ચિત્ત છે એવા પોતાના સ્વામિયોને જોતી, ભયંકર ચક્ષુથી જાણે બળી ગઈ હોય તેની પેઠે રોતી, રોતી, સભાના દ્વાર પાસે આવી વિરાટ રાજાને કેહેવા લાગી કે અરે! જેઓનો શત્રુ પાંચ દેશ આડા હોય અને છઠ્ઠા દેશમાં રેહેતો હોય, ત્યાં પણ નિદ્રા કરી શકે નહીં! તેઓની માનેલી સ્ત્રી હું, તેને સૂતના પુત્રે લાતે મારી! જે પારકાઓને આપે પણ યાચના ન કરે! બ્રાહ્મણ જેમને વાહાલા છે, સત્ય બોલનારા અને જેઓનો પ્રત્યંચાનો શબ્દ નગારા સરખો હમેશ સંભળાય છે! તેઓની માનેલી સ્ત્રી હું, તેને સૂતના પુત્રે લાતે મારી! જેઓ તેજસ્વિ, બાહ્યેંદ્રિયોને નિગ્રહ કરનારા, બળવાન, અત્યંત માની, ધર્મના પાસે બંધાએલા તથા આ સર્વ લોકને મારી નાખે એવા છે! તેઓની માનેલી સ્ત્રી હું, તેને સૂતના પુત્રે લાતે મારી! આશ્રય માગનારાઓને આશ્રય દેનારા તથા મહારથિ તેઓ આ વખતે ક્યાંય પણ લોકમાં છુપ્પા ફરે છે! નહીંતર ઘણા પરાક્રમી અને બળવાન તેઓ, તે સૂત પુત્રે પો-

તાની પ્રિય સ્ત્રીને મારી, એ નપુંસકની પેઠે કેમ સહન કરે! માટે આ વખતે તેઓનો ક્રોધ, પરાક્રમ તથા તેજ ક્યાં છે! નહીં તો દુષ્ટ મતિવાળા કીચકે મને મારી તોએ કેમ મારી ઇચ્છા કરે નહીં! જ્યાં વિરાટ રાજા પોતાનો શું ધર્મ છે, એ જોતા નથી. ત્યાં મારાથી શું કરી શકાય! કારણ નિરપરાધિ એવી હું, તેને કીચકે મારી તે પોતે જોયું, તોપણ સહન કરી ગયા અને કંઇપણ તેને કહ્યું નહીં! તેથી વિરાટ રાજા છે. પણ કીચક વિષે રાજાની પેઠે ચાલતા નથી! માટે હે મત્સ્ય રાજા! ચોરના સરખો તમારો ધર્મ આ સભામાં શોભતો નથી. અને હે રાજા, તમારી સમક્ષ કીચક મને મારવા યોગ્ય નહીં, તેનો અન્યાય સભાસદોએ પણ જોયો! એ રીતે જેમ કીચક ધર્મને નથી જાણતો, તેમ વિરાટ રાજા પણ પોતાના ધર્મને નથી જાણતા, અને તેની સભામાં બેસે છે તેથી તેના સભાસદો પણ ધર્મને નથી જાણતા! વૈશંપાયન કહેછે—એ પ્રમાણે રડતી દ્રૌપદીનાં વચન સાંભળીને વિરાટ રાજાએ કહ્યું કે, તમારો બેકનો કજીયો મારાથી પરોક્ષ થયો, તે કેવી રીતે થયો તે જાણ્યા વગર મારાથી સારૂં નરતું કેને કહેવાય? પછી સભાસદો, દ્રૌપદિની નીતિ જોઈ તેની વારંવાર પ્રશંસા કરતાં અને કીચકને નિંદતાં કહેવા લાગ્યા કે, આ સુંદર સર્વ અંગવાળી તથા મ્હોટાં નેત્ર છે જેનાં એવી સ્ત્રી, જેમની હોય તેને પરમ લાભ છે, અને ક્યારેય તેને શોચ કરવો પડે નહીં. કારણ આની સ્ત્રી કોઇ પણ સુંદર અથવા નીતિવાળી મનુષ્યમાં અમે જોઇ નથી. તેથી અમે તો એને દેવી માનીએ છીએ. વૈશંપાયન કહેછે—હે જનમેજય, એવી રીતે તે સભાસદો દ્રૌપદીની પ્રશંસા કરતા હતા, તેટલામાં યુધિષ્ઠિર રાજાને ક્રોધથી લલાટે પસીનો આવી ગયો. પછી તે કુંતિના પુત્ર યુધિષ્ઠિરે, રાજકન્યા તથા પોતાની પ્રિય સ્ત્રી દ્રૌપદીને કહ્યું કે હે સૈરંધ્રી, અહીં સભામાં હવે ઉભી માં રેહે, સુદેષ્ણાના ઘર પ્રત્યે જા. સ્વામિની પછવાડે દુઃખી થનારી વીર પુરૂષોની સ્ત્રિયો કલેશ પામેછે; પણ પતિની સેવાથી કલેશ પામતી તે સ્ત્રિયો પતિના લોકને પામે છે. હાલ સૂર્ય સરખા તેજવાળા તારા પતિ ગંધર્વો ક્રોધ કરવાનો વખત જોતા નથી, તેથી દોડીને તારી પાસે આવતા નથી; એમ હું માનું છું. હે સૈરંધ્રિ, તું વખતને જાણતી નથી, તેથી નટની સ્ત્રીની પેઠે લજ્જા મૂકીને રૂવે છે! ને રાજાની સભામાં રમનારાઓને વિઘ્ન કરે છે! માટે હે સૈરંધ્રિ, તું જા, ગંધર્વો તારૂં પ્રિય કરશે; અને જેણે તને દુઃખ દીધું છે, તે દુઃખ દેનારને મારી નાખશે. તે સાંભળી દ્રૌપદીએ કહ્યું કે, અત્યંત દયાળું તે ગંધર્વોને

વાસ્તેજ હું ધર્માચરણ કરૂં છું; જેઓમાં મ્હોટો પાસાનો રમનાર છે; માટે તે તે પ્રત્યેક ગંધર્વ મારા શત્રુઓને મારવા લાયક છે. વૈશંપાયન કહે છે—હે જનમેજય, પછી ક્રોધથી રાતાં જેનાં નેત્ર છે એવી દ્રૌપદી, કેશ સગા કરીને સુદેષ્ણાના ઘર પ્રત્યે ગઇ. ત્યારે ઘણીવાર રડેલી દ્રૌપદીનું મુખ, વાદળાં વગરના આકાશમાં જેવું ચંદ્ર મંડળ શોભે તેવું શોભતું હતું. હવે સુદેષ્ણાએ, દ્રૌપદી પોતા પાસે આવી ત્યારે તેને રોતી જોઇને પૂછ્યું કે, હે સુંદરી, તને કોણે મારી? શું કરવા રૂવે છે? કોણે તારૂં અપ્રિય કર્યું? તે સાંભળી દ્રૌપદીએ કહ્યું કે, તમારે વાસ્તે હું મદિરા લેવા ગઈતી, ત્યાં પછવાડે દોડી કીચક મને જેમ નિર્મનુષ્ય વનમાં મારે, તેમ રાજાની સમક્ષ બેશક થઇને મારી. તે સાંભળી સુદેષ્ણાએ કહ્યું કે હે રૂડા કેશવાળી, હું કીચકને મરાવી નાખીશ, એ તું ખરૂં જાણજે, કારણ જે કામાંધ થઈ દુર્લભ એવી તું તેનો તિરસ્કાર કરે છે! તેનાં વચન સાંભળી દ્રૌપદીએ કહ્યું કે તમારે એને મરાવવો નહીં પડે, બીજાઓ એને મારશે, જેઓનો એણે અપરાધ કર્યો છે. તેથી હું એમ માનું છું કે ખચીત આજ તે યમલોક પ્રત્યે જશે.

अन्येचैनंवधिष्यंति येषामागःकरोतिसः ।
मन्येचैवाद्यसुव्यक्तं यमलोकंगमिष्यति ॥

इति श्रीमहाभारते विराटपर्वणि कीचकवधपर्वणि द्रौपदीपरिभवे गुर्जरभाषायां षोडशोऽध्यायः ॥ १६ ॥

---

**वैशंपायनउवाच** ॥ साहतासूतपुत्रेण राजपुत्रीयशस्विनी ।
वधंकृष्णापरीप्संती सेनावाहस्यभामिनी ॥ १ ॥

વૈશંપાયન કેહેછે—હે જનમેજય, ત્યારપછી સૂતના પુત્ર સેનાપતિ કીચકે મારી તેથી તેના મરણને ઇચ્છતિ, ઉત્તમ યશવાળી તથા સૂક્ષ્મ અંગવાળી રાજપત્નિ દ્રૌપદી, પોતાને રેહેવાના સ્થાનક પ્રત્યે ગઇ; અને ત્યાં જઇ સ્નાન કરી વસ્ત્ર ધોયા પછી, ન્યાય પ્રમાણે પ્રાયશ્ચિત્ત કરી, રોતી રોતી મનમાં વિચાર કરવા લાગી કે, શું કરૂં અને ક્યાં જઊં! આ દુ:ખ મારૂં કેમ ટળે! એમ વિચાર્યા પછી મનમાં નિશ્ચય કર્યો કે, ભીમસેન વગર આ વખતે મારા મનનું પ્રિય કરનાર બીજો કોઈ નથી; માટે ભીમસેન પાસેજ જાઉં. એમ વિચારી સૂતું મૂકી રાત્રિમાં ઉઠીને, મ્હોટાં નેત્રવાળી

પતિવ્રતા, તથા પાંડવો જેના સ્વામિયો છે એવી તે દ્રૌપદી, સ્વામિને ઇચ્છતિ દુઃખિત મને કરી જલદીથી ભીમસેનના રેહેવાના ઠેકાણા પ્રત્યે આવી અને કેહેવા લાગી કે, જેણે લાતથી આજ મને મારી, તે મારો દ્વેષી પાપીષ્ટ સેનાપતિ કીચક જીવે છે ! અને તમે કેમ નિદ્રા કરો છો ! વૈશંપાયન કેહેછે—હે જનમેજય, એવી રીતે બહારથી બોલીને, જ્યાં ભીમસેન સિંહની પેઠે શ્વાસોશ્વાસ લેતો સૂતો હતો ત્યાં શાળામાં આવી, તે વખતે મહાત્મા ભીમસેનની તે શાળા પણ, તેના રૂપ તથા તેજે કરી અધિક શોભાને પ્રાપ્ત થઇ હોય, તેમ શોભવા લાગી. પછી જળમાં રેહેનાર બગલી જેમ કામાતુર થઇ પોતાના પતિ પાસે અને જેમ યુવાવસ્થા પ્રાપ્ત થયેલી ત્રણ વર્ષની ગાય કામાતુર થઇને સાંઢ પાસે જાય, તેમ પુષ્પિણી પણાએ કરી જાણે કામાતુર થઇ હોય નહીં એવી દૂઃખાતુર દ્રૌપદી ભીમસેનને જોઇ તેની પાસે જઇ બેઠી. પછી ગોમતીના તીર ઉપર થયેલા મ્હોટા અને પ્રફુલ્લિત સાગના વૃક્ષને જેમ લતા અને મ્હોટા હાથીને જેમ હસ્તની આલિંગન કરે, તેમ તે પવિત્ર દ્રૌપદી, ભીમસેનને આલિંગન કરીને, વિકટ વનમાં સૂતેલા સિંહને તેની સ્ત્રી સિંહણ જેમ જગાડે, તેમ જગાડવા લાગી અને ગાંધાર સ્વરને મૂર્છના કરતી મધુર શબ્દવાળી વીણાની પેઠે મનોહર વાણિથી કેહેવા લાગી કે, હે ભીમસેન, ઉભા થાઓ ! ઉભા થાઓ ! મરી ગયેલાની પેઠે શું સૂતા છો ! તેમ ન હોય તો જીવતાની સ્ત્રીને સ્પર્શ કરી તે સ્પર્શ કરનાર પાપી જીવે નહી ! એ રીતે રાજકન્યા દ્રૌપદીએ કહીને ભીમસેનને જગાડયો. જે મેઘના સરખી કાંતિવાળો, તળાઇ પાથરેલી શય્યા ઉપરથી બેઠો થયો; અને રાજકન્યા પોતાની પ્રિય સ્ત્રી દ્રૌપદી પ્રત્યે કેહેવા લાગ્યો કે, શા કામ માટે ઉતાવળથી મારી પાસે આવી છે ? તારો વર્ણ કેમ ફીકો પડી ગયોછે ! ને તું દુર્બળ કેમ લાગે છે ! માટે હું જાણું તેમ બધું વિસ્તારથી કહી દેખાડ. સુખ વા દુઃખ, દ્વેષ કરવા લાયક અથવા તારૂં અપ્રિય જે તને કંઇ હોય, તે મને તરત કહી દે, એટલે હું તેનો ઘટતો ઉપાય કરૂં, હે દ્રૌપદિ, સર્વ કામમાં હું તારે વિશ્વાસ કરવા લાયક છું, કારણ વારંવાર આપતમાંથી હું તારો બચાવ કરૂં છું, હવે જે કામ તારે મને કેહેવું હોય, તે જલદીથી કહીને કોઇ ન જાણે તેમ પાછી તારે ઠેકાણે જઇ સુઇ રેહે.

शीघ्रमुक्त्वायथाकामं यत्तेकार्यंविवक्षितं ।

गच्छवैशयनायैव पुरानान्येनबुध्यते ॥

इति श्रीमहाभारते विराटपर्वणि कीचकवधपर्वणि द्रौपदीभीमसंवादे गुर्जरभाषायांसप्तदशोऽध्यायः ॥ १७ ॥

---

द्रौपद्युवाच ॥ अशोच्यत्वंकुतस्तस्या यस्याभर्त्तायुधिष्ठिरः ।
जानन्सर्वाणिदुःखानि किंमांत्वंपरिपृच्छसि ॥ १ ॥

દ્રૌપદી કેહે છે—જેના સ્વામિ યુધિષ્ઠિર રાજા તે સ્ત્રીને શોક રહિતપણું ક્યાંથી? હે ભીમસેન, સર્વ દુઃખ તમો જાણો છો, ને વળી મને શું પૂછો છો? જૂઓ કે જુગટા વખતે દુઃશાસન મને, "તું મારી દાસી છે" એમ કહીને, સભામાં મનુષ્યના સમાજની વચમાં લઇ આવ્યો, એ હું સંભારૂં છું ત્યારે મારૂં હૃદય બળે છે. હે સમર્થ, મારા સરખી રાજાની કન્યા, એવાં દુઃખનો અનુભવ કરીને, મારા વિના બીજી કોણ જીવે? તે પછી વનવાસમાં દુષ્ટ બુદ્ધિવાળા જયદ્રથે બીજી વખત મારો સ્પર્શ કર્યો તે કોણ સહન કરે! વળી હાલ ધૂર્ત વિરાટ રાજાની સમક્ષ કીચકે મારો સ્પર્શ કર્યો! એટલાં દુઃખ અનુભવ કરી મારા સરખી બીજી કોણ જીવે! હે ભીમસેન, એ રીતે અનેક તરેહના કલેશે કરીને કલેશ પામતી હું, તેને તમો જાણતા નથી! ત્યારે હવે જીવવાથી મને શું ફળ! હે પુરૂષમાં સિંહરૂપ, જે વિરાટનો સેનાપતિ તથા પરમ દુર્બુદ્ધિવાળો કીચક નામે સાળો છે, તે સૈરંધ્રિના વેશે કરીને રાજાના ઘરમાં રેહેનારી હું તેને દરરોજ કેહે છે કે, તું મારી સ્ત્રી થા. માટે હે શત્રુને મારનાર, મારી નાખવા લાયક તે, દરરોજ એ રીતે મારી પ્રાર્થના કરે છે, તેથી પાકેલ ફળ જેમ કાળે કરીને ફાટી જાય તેમ મારૂં હૃદય ફાટી જાય છે, પણ એમાં કોઇને વાંક દઇએ એમ નથી. જુગટું રમનાર તમારા મ્હોટા ભાઇજ નિંદવા લાયક છે. કારણ જેનાં કર્મે કરી આવા અનંત દુઃખને હું પ્રાપ્ત થઈ છું, તે તમારા મ્હોટા ભાઇ વિના, પોતાનું રાજ્ય તથા શરીરે સહિત સર્વસ્વ મૂકીને ચાલી નીકળવા વાસ્તેજ કોણ જુગટે રમે! જે દરરોજ સોનાની હજાર મોહોરનું પણ કરીને, સાયંકાળ તથા પ્રાતઃકાળે ઘણાંક વર્ષ સુધી જુગટું રમત, અથવા બીજું પણ કંઇ ઉત્તમ ધન, સોનું, રૂપું, વસ્ત્ર, વાહન, રથ, ગાડાં, ઘોડા, ખચ્ચર, બકરાં તથા ઘેટાં ઇત્યાદિનું પણ કરી કેટલાંક વર્ષ જુગાર રમત, તોપણ ક્યારેય ક્ષય ન પામત, તે આ યુધિષ્ઠિર રાજા દ્યૂત પ્રસંગે કરી લક્ષ્મીથી ભ્રષ્ટ થયાથી પોતાનાં કર્મ સંભારી મૂઢની

પેઠે ચૂપ થઇ બેઠા છે! સોનાની માળાઓ જેણે પેહેરી છે એવા દશ હજાર હાથિ તથા તેટલાજ ઘોડા જેની સ્વારી પછવાડે ચાલતા હતા, તે આ રાજા હાલ જુગારથી જીવે છે! જેની પાસે મહાપરાક્રમી રાજાઓના એક લાખ રથનો ઇંદ્રપ્રસ્થમાં રેહેતા હતા! જેના રસોડામાં એક લાખ દાસિયો, હાથમાં પાત્ર લઇને દિવસ રાત્રિ અતિથિયોને જમાડતી, અને જે હજારો સોનાની મોહોરોનું દાન આપતા હતા, તે આ રાજા આ વખતે જુગટાથી જીવે છે! જેની સભામાં આવી, સ્વચ્છ મણિનાં કુંડળ જેણે પેહેર્યાં છે એવા રૂડા સ્વરવાળા સૂત માગધ ઈત્યાદિ લોકો સાયંકાળ તથા પ્રાતઃકાળે જેનો યશ ગાતા હતા! તપ તથા શાસ્ત્ર સંપન્ન સર્વ કામનાથી પૂર્ણ હજારો ઋષિયો તો જેના સભાસદો હતા! ત્રીશ, ત્રીશ એક એકના ઘરમાં દાસી છે જેને તથા બ્રહ્મચર્ય પાળીને પછી ગૃહસ્થાશ્રમી થયેલા અઠયાશી હજાર બ્રાહ્મણોને જેઓ પાળતા! તથા કોઇનો પ્રતિગ્રહ ન કરે તથા ઉંચું જેનું વીર્ય છે, એવા દશ હજાર સન્યાસિયોને પણ જે પાળતા હતા! તે આ કોમળ વચન બોલનાર, પ્રાણિમાત્ર ઉપર દયા રાખનાર, સર્વને જમાડયા પછી પોતે જમનાર યુધિષ્ઠિર રાજા આ ટાણે આવી રીતે વર્તે છે! સત્ય પરાક્રમી, ધૈર્યવાન, ક્રોધ રહિત, સૌસૌને વિભાગ કરી દેવાનું જેને મન છે એવા, પોતાના દેશમાં અંધ, વૃદ્ધ, અનાથ તથા બાળકોને પણ પોષણ કરનારા આ યુધિષ્ઠિર, દુઃખી થઇ વિરાટના પરિચારક થઇ, હું કંક છું, એમ કહી તેની સભામાં પાસા રમી જીવે છે! જે ઇંદ્રપ્રસ્થમાં વસતા ત્યારે બીજા સર્વ રાજાઓ જેના નિમેલા વખત ઉપર નજરાણા લઇ સાગા આવી ઉભા રેહેતા, તે યુધિષ્ઠિર આજ બીજાથી પોતાના પોષણને ઇચ્છે છે! પૃથ્વીના પાળનારા રાજાઓ જેને વશ હતા, તે રાજા પોતે હાલ પારકાઓને વશ છે! તેજે કરીને સૂર્યની પેઠે પૃથ્વી જેણે તપાવી, તે આ યુધિષ્ઠિર આ ટાણે વિરાટ રાજાના સભાસદ છે! હે ભીમસેન, સભામાં ઋષિયો સહિત રાજાઓ જેને સેવતા હતા, તે પાંડવ યુધિષ્ઠિર આ વખત બીજાને સેવે છે! તેને સભામાં બેઠેલા, પારકાનું પ્રીય બોલનાર અને તેને સેવનાર જોઇને મને અત્યંત ક્રોધ ચઢે છે! કારણ તે કામને લાયક નહીં એવા વિવેકી, ધર્માત્મા યુધિષ્ઠિરને જીવિત વાસ્તે વિરાટ પાસે રહેલા જોઇને કેને દુઃખ ન થાય! હે ભીમસેન, જે યુધિષ્ઠિરને, પોતાની સભામાં સમસ્ત પૃથ્વી આવીને સેવતી હતી, તે આ વખતે બીજાને સેવે છે, તેને જૂઓ! હે ભીમ, એ રીતે વિવિધ પ્રકારનાં દુઃખે કરી અનાથની

પેઠે પીડાયલી અને શોક સમુદ્રના મધ્યમાં રહેલી જે હું, તેને શું તમે નથી જોતા ।

एवंबहुविधैर्दुःखैः पीड्यमानामनाथवत् ।
शोकसागरमध्यस्थां किंमांभीमनपश्यसि ॥

इति श्रीमहाभारते विराटपर्वणि कीचकवधपर्वणि द्रौपदिभीमसंवादे गुर्जरभाषायां अष्टादशोऽध्यायः ॥ १८ ॥

---

**द्रौपद्युवाच** ॥ इदंतुतेमहद्दुःखं यत्प्रवक्ष्यामिभारत ।
नमेभ्यसूयाकर्तव्या दुःखादेतद्‌ब्रवीम्यहम् ॥१ ॥

દ્રૌપદી કેહેછે–હે ભીમ, આ મ્હોટું દુઃખ તમને કહુંછું તેથી તમારે મને નિંદવી નહીં; કારણ હું દુઃખથી બોલુંછું. હે ભરત કુળમાં શ્રેષ્ઠ, યોગ્ય નહીં એવું તમામ હલકું રસોઇયાનું કર્મ કરતાં તમે, "હું બલ્લવ નામે રસોઇયો છું" એમ કહોછો, તે સાંભળી કોને શોક વધે નહીં! તમોને લોકો વિરાટ રાજાના દાળ, કઢી વિગેરે પદાર્થોના કરનાર જાણે છે! એ રીતે ચાકરપણાને પ્રાપ્ત થયા તેથી અધિક બીજું દુઃખ શું ! જ્યારે રસોઇ તૈયાર થાય ત્યારે વિરાટ પાસે આવીને તમે કહોછો કે, "હું રસોઇ કરનાર બલ્લવ છું." તે સાંભળી મારૂં મન ખેદ પામે છે! વળી જ્યારે રાજા તમોને પ્રસન્ન થઇને હાથિયો સાથે યુદ્ધ કરાવે છે, ત્યારે અંતઃપુરની સ્ત્રિયો હસે છે, અને મારૂ મન ખેદ પામે છે! સિંહ, પાડા, વ્યાઘ્ર, એઓની સાથે ઘરમાં જ્યારે સુદેષ્ણાની સમક્ષ તમે યુદ્ધ કરો છો, ત્યારે મને દુઃખ થાય છે. તે જોઇને યુદ્ધ થઇ રહ્યા પછી સુદેષ્ણા અને તેની સર્વ દાસિયો પરસ્પર આવી રીતે કહે છેકે, "મહા પરાક્રમી રસોઇ કરનારને યુદ્ધ વખતે જોઇને, આ સૈરંધ્રિ શોચ કરે છે, તેથી એવું ભાસે છે કે, આ રૂડા હાસ્યવાળી સૈરંધ્રિ જેમ કલ્યાણરૂપ તથા સુંદર અંગવાળી છે, તેમજ આ રસોઇ કરનાર પણ સુંદર છે; એ રીતે બેઉ સરખાં રૂપવાળાં છે, તેમ રાજાના કુળમાં પણ એક કાળે રહેલાં છે, માટે સૈરંધ્રિને હંમેશ ભેળું રેહેવાથી રસોઇ કરનારની ઉપર સ્નેહ તથા દયા છે; કારણ સ્ત્રિયોનું ચિત્ત કોઇના જાણવામાં આવતું નથી!" વળી તે સુદેષ્ણાતો એવાં વચન કહી હંમેશ મને તિરસ્કાર કરે છે એ રીતે તમારે વિષે મારો શોક આણી કેહે છે, તેથી અને તમે તથા યુધિષ્ઠિર દુઃખી હોવાથી મ્હોટા દુઃખ સમુદ્રમાં બૂડેલી હું

જીવવાને ઇચ્છતી નથી ! અરે ! જેણે દેવ સહિત સર્વ મનુષ્યનો એક રથે કરી જય કર્યો હતો, તે યુવાવસ્થાવાન અર્જુન આ વખતે વિરાટની કન્યાને નૃત્ય શિખવે છે ! હે ભીમસેન, વળી જેણે ખાંડવ વનને વિષે અગ્નિને તૃપ્ત કર્યો હતો, તે અર્જુન આ ટાણે કૂવાના અગ્નિની પેઠે અંતઃપુરમાં છુપીને બેઠા છે ! અને જેથી હંમેશ શત્રુઓને ભય રેહેતો, તે હાલ લોકોએ નિંદા કરેલા વેશે વર્તે છે ! જેના હાથ ધનુષ્યની પ્રત્યંચાના ઘસાવાથી કઠિણ ભોગળ સરખા શોભતા, તે હાલ ચૂડાથી ભરેલા હાથે કરી શોચ કરતા વર્તે છે ! જેના ધનુષની પ્રત્યંચાના શબ્દથી શત્રુઓ કંપતા, તે આ વખતે સ્ત્રિયોને ગીત ગાઇને પ્રસન્ન કરે છે ! જેના મસ્તકને વિષે સૂર્ય સરખું જેનું તેજ છે એવો મુગટ શોભતો, તે હમણાં વેણિથી વિકૃત જેના કેશ થયા છે, એવી રીતે વર્તે છે ! હે ભીમ, ભયંકર ધનુષવાળા તથા કન્યાઓથી વિંટાયલા અર્જુનને, વિકૃત જેનો વેષ છે એવો જોઇને મારૂં મન ખેદ પામે છે ! જે મહાત્મા વિષે સમસ્ત દિવ્ય અસ્ત્રો રેહેતાં, અને સર્વ વિદ્યાનો જે આશ્રય હતો, તેણે આ વખતે સ્ત્રીની પેઠે કુંડળ ધારણ કર્યાં છે ! જેમ મહાસમુદ્ર મર્યાદાની ઉપર આવી શકે નહીં, તેમ સંગ્રામમાં, જેના તેજની ઉપમા બીજાઓને ન અપાય એવા હજારો રાજાઓ જેની ઉપર આવી શકતા નહીં હતા, તે અર્જુન છુપા વેષે કરી હાલ કન્યાના પરિચારક થઇ રહ્યા છે ! હે ભીમ, જેના રથના શબ્દથી પર્વત, વન, અને સ્થાવર તથા જંગમે સહિત પૃથ્વી કંપાયમાન થતી હતી, તથા જે મ્હોટા ભાગ્યવાળો ઉત્પન્ન થયો ત્યારથી કુંતિનો શોક ટળી ગયો હતો, તે તમારો નાનો ભાઇ અર્જુન આજ મારો શોચ કરે છે ! જેના સરખો પૃથ્વીમાં ધનુષ વિદ્યા જાણનાર બીજો કોઇ પણ નથી, તે અર્જુનને સ્ત્રીના અલંકાર, સોનાનાં કુંડળ, સોનાનાં કડાં તથા ચૂડા પેહેરેલો જોઇને મારૂં મન ખેદ પામે છે ! વળી ધર્મ, શૌર્ય તથા સત્ય બોલવામાં જેના સરખો બીજો કોઇ નથી એવા અર્જુનનો વિકૃત વેષ જોઇને મારૂં મન ખેદ પામે છે ! જ્યારે વિંટાયલા મદોન્મત્ત હસ્તિની પેઠે કન્યાઓથી વિંટાયલો દેવ સરખા રૂપવાળો અર્જુન, મૃદંગાદિક ચાર પ્રકારનાં વાજીત્રની વચમાં ઉભેલો હોય અને તેની પાસે ઉભા રહી ધનનો પતિ મત્સ્ય દેશનો રાજા વિરાટ જોતો હોય, ત્યારે મારી આંખને શોકથી અંધારાં આવી જાયછે ! મારી સાસુ કુંતિ આવી રીતે દુઃખિત થયેલા અર્જુન તથા યુધિષ્ઠિરને જાણતી નથી. હે ભીમસેન, ગોવાળનો વેષ જેણે ધારણ કર્યો છે એવો

ગાયોની રક્ષા કરનાર તમારો નાનો ભાઇ સહદેવ વિરાટની ગાયો ચારે છે, તેને જોઇને મારૂં શરીર શ્વેત વર્ણ થઇ જાયછે ! અને તેના વૃતને વારંવાર યાદ કરૂંછું, તેથી મને નિદ્રા પણ આવતી નથી ! ત્યારે સુખતે ક્યાંથીજ આવે ! હે મ્હોટા હાથવાળા, તે સાચા પરાક્રમી સહદેવનું કંઇપણ પાપ હું જાણતી નથી; તોપણ એને આવું દુઃખ કેમ આવી પડ્યું ! હે ભીમસેન, વિરાટે ગાયો વિષે રાખેલો મ્હોટા બળદ સરખો તમારો પ્રિય ભાઇ સહદેવ ગાયો ચારે છે, તે જોઇ મને ખેદ થાય છે ! વળી ગેરૂઆદિ લઇને ધાતુનાં ઘરેણાં જેણે પેહેર્યાં છે, ગોવાળોમાં અગ્રણી તથા વિરાટનાં વખાણ કરનાર સહદેવને જોઇને મને સંતાપ થાયછે. જે શૂરવીર સહદેવની, મારી સાસુ કુંતિએ વનમાં જવા વખતે પ્રશંસા કરી મને કહ્યું હતું કે, "હે યાજ્ઞસેનિ, કુળવાનની જેને સોબત છે એવો, શીળવાન, રૂડા વ્રતવાળો, લજ્જાવાન તથા મધુર છે વાણિ જેની એવો ધર્મિષ્ટ સહદેવ મને ઘણો પ્રિય છે, માટે વનમાં રાત્રિએ પણ તારે એને સાચવવો અને જગાડવો; કારણ એ સુકુમાર અંગવાળો, મ્હોટા ભાઇની પૂજા કરનાર, તથા શૂરવીરછે." એ રીતે વનમાં જવા વખતે, તેને મળી રૂદન કરી, પુત્રની રક્ષાને ઇચ્છતિ કુંતિએ મને કહ્યું હતું. હે ભીમસેન, જેની એ રીતે મને સાસુએ ભલામણ આપી હતી તે યુદ્ધ કરનારાઓમાં શ્રેષ્ઠ સહદેવને ગાયો ચારતો તથા રાત્રિએ વાછરડાના ચામડા ઉપર સૂતેલો જોઇને હું શું જીવું ! કાળનું વિપરીતપણું તો જૂઓ ! વળી જે રૂપ, અશ્વવિદ્યા તથા ધારણાવાળી બુદ્ધિ, એ ત્રણથી નિરંતર સંપન્ન, તે નકુળ આ ટાણે વિરાટનો ચાબુક સ્વાર થયોછે ! વળી જેને જોઈ શત્રુઓનાં ટોળાં ભાગી જતાં હતાં, તે નકુળ હાલ વિરાટ રાજાની સમક્ષ તેની પાસે ઉભા રહી તેને ઘોડાઓ દેખાડેછે ! હે શત્રુને તપાવનાર ભીમસેન, મને સુખીછું એમ શું માનોછો ! હું તો યુધિષ્ઠિર નિમિત્તથી એ રીતે હજારો દુઃખે કરી વિટાણીછું. હે ભારત, એથી પણ અધિક બીજાં ઘણાંક દુઃખો મારે વિષેછે; હે કુંતિના પુત્ર, તે પણ હું કહું તે સાંભળો. નાના પ્રકારનાં દુઃખો તમે ભોગવોછો, જે મારૂં શરીર શોષણ કરેછે ! એથી બીજું દુઃખ શું !

युष्मासुध्रियमाणेषु दुखानिविविधान्युत ।
शोषयंतिशरीरंमे किंनुदुःखमतःपरम् ॥

इति श्रीमहाभारते विराटपर्वणि कीचकवधपर्वाणि द्रौपदीभीमसंवादे गुर्जरभाषायां एकोनविंशोऽध्यायः ॥ १९ ॥

द्रौपद्युवाच ॥ अहंसैरंध्रिवेषेण चरंतीराजवेश्मनि ।
शौचदास्मिसुदेष्णाया अक्षधूर्तस्यकारणात् ॥१॥

દ્રૌપદી કેહે છે-વળી સૈરંધ્રિના વેષે કરી રાજાના ઘરમાં રહેનારી હું, યુધિષ્ઠિરનાં જુગટાં રમવાના કારણથી, સુદેષ્ણાને પવિત્રતાનાં સાધન માટી, પાણી, ઇત્યાદિ દેવા વાળી થઇને રહી છું. હે શત્રુને તપાવનાર, રાજકન્યા હું, કેવી વિકૃતિને પામી છું તે તો જૂઓ! પણ દુઃખિ થયેલા માણસો, દુઃખનો પણ અંત આવે એમ જાણી પાછી પોતાના ઉદય કાળની ઇચ્છા રાખે છે, તેથીજ તેના દિવસો જાય છે, તેમજ હું પણ, જય પરાજય તથા પોતાના કાર્યની સિદ્ધિ હંમેશ રેહેતી નથી, એમ માની, અને દુઃખ તથા નાના પ્રકારની સમૃદ્ધિઓ ચક્રની પેઠ ચોતરફ ફર્યા કરે છે એમ જાણી, ફરીથી સ્વામિઓના ઉદયની વાટ જોઇ દિવસ નિર્ગમન કરૂં છું. અને જે કાળ હાલ આપણને પ્રતિકૂળ તથા દુર્યોધનાદિકને અનુકૂળ છે, તેજ પાછો આપણને અનુકૂળ તથા તેને પ્રતિકૂળ થશે એવી વાટ જોઇ બેઠી છું. હે ભીમસેન, હું મરેલી સરખી થઇ ગઇ છું, તેને શું તમે નથી જાણતા! વળી મેં આ રીતે સાંભળ્યું છે કે, દાન આપનારાઓ કાળે કરી દરિદ્ર થાય છે, ને બીજાઓ પાસે યાચના કરે છે; અને જે બીજાઓને મારનાર તથા પાડનારા પુરૂષો હોય છે, તેમનેજ કાળે કરી બીજાઓ મારે છે તથા પાડે છે. માટે દૈવ જ્યારે અનુકૂળ થાય ત્યારે મનુષ્યનું સારૂં થતાં વાર લાગતી નથી, તેમ જ્યાં સુધી તે પ્રતિકૂળ હોય છે ત્યાં સુધી તેને કોઇ ઉલ્લંઘન પણ કરી શકતું નથી. તેથી આપણને જે દુઃખ થયું છે, તે પણ દૈવાધીન છે, એમ જાણીને હું શોચ કરતી નથી. જ્યાં પૂર્વે પાણી હોય છે ત્યાં ફરીથી પણ પાણી જાય છે, તેમ આપણો ઉદય પણ કાળે કરીને થશે, એમ હું માનું છું. જ્ઞાતા પુરૂષે સારી રીતે સંચય કરેલું ધન દૈવની પ્રતિકૂળતાથી નાશ પામે, પણ તેને દૈવ અનુકૂળ થાય ત્યારે પાછો ધન સંપાદન વિષે યત્ન કરવો. આ મેં જે તમોને આટલાં વચન કહ્યાં, તેનું પ્રયોજન દુઃખિત પાંડવોની સ્ત્રી અને દ્રુપદની કન્યા જે હું તેને પૂછો, એટલે કહી દેખાડું. હે શત્રુને મારનાર, આ અવસ્થાને પામી મારા વગર બીજી કોણ સ્ત્રી જીવવાને ઇચ્છે! હે ભારત, મારા સભામાં દુઃશાસને કેશ ઝાલ્યા તથા પેહેરવાનુંવસ્ત્ર ઉતારી લીધું, ઇત્યાદિ તેના કર્મથી પાંડવ એવા તમોને પ્રાપ્ત થયેલો જે ક્લેશ, તે ભીષ્માદિકને તથા દ્રુપદાદિકને પણ ક્લેશ કરે! ભાઇયો, સસરા, પુત્ર તથા બંધુઓથી વિંટાયલી તથા ઉદય પામેલી મારા વિના

બીજી કોણ સ્ત્રી દુઃખિત થાય ! હે ભારત, નિશ્ચય બાળકપણામાં વિધાતાનું મેં અપ્રિય કર્યું હશે, નહીંતો આવું દુઃખ મને કેમ પ્રાપ્ત થાય ! હે પાંડવ, જૂઓ આ મારૂં શરીર, પરતંત્રતાથી કેવું કાંતિહીન થઇ ગયું છે ! વનમાં દુઃખ હતું પણ સ્વતંત્રતા હતી, તેથી આવું કાંતિહીન શરીર થયું ન્હોતું. હે ભીમ, મને પૂર્વે સુખ હતું તે તમે જાણો છો. તે હું આ વખતે દૈવની ઇચ્છાથી દાસીપણાને પ્રાપ્ત થઇ છું, તેથી પરવશ થઇ શાંતિને પામતી નથી. પણ આપણને જે આ દુઃખ પડ્યું છે, તે દૈવ કૃત્ય છે એમ હું માનું છું. કારણ એમ નહોય તો, ભયંકર ધનુષ જેનું છે એવો, મ્હોટા હાથવાળો તથા ઢાંકેલા અગ્નિ સરખો અર્જુન જ્યાં હોય ત્યાં દુઃખ કેમ સંભવે ! પણ પ્રાણિયોના કર્મની ગતિ મનુષ્યોથી જાણી શકાતી નથી ! આ પરાભવ તમોને પણ નહિં ધારેલો આવી પડ્યો એમ હું માનુછું. જે ઇંદ્ર સરખા તમો તેનું મુખ જોનારી સતી હું બીજી હલકી સ્ત્રીઓનું મુખ જોઊં છું ! હે પાંડવ, કાળની ગતિથી તમો દુઃખને પામ્યા અને આ યોગ્ય નહીં એની અવસ્થા મારી પણ જૂઓ ! સમુદ્ર પર્યંત પૃથ્વી જેને વશ હતી, તે હું આજ સુદેષ્ણાને વશ છું અને તેથી ભય પામુછું ! જેની આગળ તથા પછવાડે ચાકરો ચાલતા હતા તે હું આજ સુદેષ્ણાની આગળ તથા પાછળ ચાલું છું ! હે કુંતિના પુત્ર, તમારૂં કલ્યાણ થાઓ, આ દુઃખ મારાથી સહન થતું નથી, જે કહું તે સાંભળો—કુંતિ વગર મારા પોતાના શરીર વાસ્તે પણ, જે હું કયારેય પણ ચંદનાદિક ઘસું નહીં, તે હું આ વખતે બીજા વાસ્તે ચંદન ઘસું છું ! હે કુંતિના પુત્ર, જૂઓ ! આ મારા હાથ પૂર્વે આવા ન હતા. વૈશંપાયન કેહેછે—એમ કહી કામ કરવાથી ડણ જેમાં પડી ગયા છે એવા પોતાના બેઉ હાથ દ્રૌપદિએ ભીમસેનને દેખાડ્યા; અને કહ્યું કે હું, કુંતિ વા તમથકી પણ કયારેય બીહું નહીં, તે આ ટાણે વિરાટ આગળ બીહિતી તેની દાસી થઇને રહી છું. અને બીજાનું ઘસેલું ચંદન વિરાટને ગમતું નથી, તેથી ચંદન સારૂ ઘસાયું હશે કે નહીં ! વિરાટ મને શું કેહેશે ! એ રીતે બીહ્યા કરૂં છું. વૈશંપાયન કેહે છે—હે જનમેજય, એવી રીતે તે દ્રૌપદી, ભીમસેન પાસે પોતાનાં દુઃખ કેહેતી કેહેતી ભીમસેન સામુ જોઇ ધીરેથી રોવા લાગી, તથા વારંવાર નિશ્વાસ મૂકતી, તેના હૃદયને કંપાવતી હોય નહીં તેની પેઠે, ગદ્ ગદ વાણીથી તેને કેહેવા લાગી કે, હે પાંડવ, પૂર્વે દેવતાઓના અપરાધ મેં કંઇ થોડા નથી કર્યા ! કારણ નિર્ભાગ્ય હું જ્યાં મરવું જોઇએ ત્યાં જીવું છું ! વૈશંપાયન કેહે

છે—હે જનમેજય, પછી શૂરવીર તથા શત્રુને મારનાર તે ભીમસેન, પોતાની સ્ત્રી દ્રૌપદિના નાના અને ડણુ પડી ગયેલા હાથ ઝાલી, પોતાના મોઢા આગળ લઇને રોવા લાગ્યા. એ રીતે કુંતિના પુત્ર પરાક્રમી તે ભીમસેન તેના બે હાથ ઝાલી અત્યંત દુઃખથી પીડાતા આવું વચન કહેવા લાગ્યા.

तौगृहित्वाचकौंतेयो बाष्पमुत्सृज्यवीर्यवान् ।

ततःपरमदुःखार्त इदंवचनमब्रवीत् ॥

इति श्रीमहाभारते विराटपर्वणि कीचकवधपर्वणि द्रौपदीभीम संवादे गुर्जरभाषायां विंशोऽध्यायः ॥२०॥

---

भीमसेनउवाच ॥ धिगस्तुमेबाहुबलं गांडीवंफाल्गुनस्यच ।

यत्तेरक्तौपुराभूत्वा पाणीकृताकिणाविमौ ॥ १ ॥

ભીમસેન કહેછે–આ મારા બાહુબળને, તથા અર્જુનના ગાંડિવ ધનુષને પણ ધિક્કાર છે. કારણ જે આ તારા હાથ પૂર્વે લાલ હતા તે આ વખતે ડણુ પડેલા થઇ ગયા! હુંતો તેજ વખતે વિરાટની સભામાંજ કેટલાકને નાશ કરી નાખત, પણ યુધિષ્ઠિરે મને સૂચના કરી કે ધૈર્ય રાખ, નહીંતો આપણને કોઇક ઓળખી કાઢશે એ કારણથી હું બોલ્યો નહીં, નહીંતો તે વખતે ઐશ્વર્યના મદથી ઉન્મદ કીચકનું મસ્તક મ્હોટા હસ્તિની પેઠે લાતથી કાપી નાંખત. હે દ્રૌપદિ, જે વખતે કીચકને, તને લાત મારતાં જોયો, તેજ વખતે હું મત્સ્ય દેશના બધાઓને મારી નાંખત, પણ તેટાણે પણ યુધિષ્ઠિરે કટાક્ષથી મને વાર્યો, તેથી હું બેશી રહ્યો ! દેશ થકી ભ્રષ્ટ થઇ વનવાસ કર્યો, કૌરવોનો વધ ન કરયો, તથા દુર્યોધન, કર્ણ, સુબળનો પુત્ર શકુનિ તથા પાપરૂપ દુઃશાસન, એઓનાં મસ્તક ન કાપ્યાં તેથી હૃદયમાં શલ્ય પેઠું હોય ને તે જેમ સંતાપ કરે, તેમ મારા શરીરમાં સંતાપ આપછે. હે રૂડા કટિપશ્ચાદ્ ભાગવાળી, હે મ્હોટી મતિવાળી, તેમ તું પણ ધર્મને માં મૂક અને ક્રોધ મૂકી દે. કારણ હે કલ્યાણિ, તારાથી આ નિંદાની વાત યુધિષ્ઠિર રાજા સાંભળશે તો તે પોતાનું જીવિત ત્યાગ કરશે. તેમજ અર્જુન, નકુળ તથા સહદેવ પણ સાંભળશે તો તેમજ કરશે એ રીતે તે સર્વ ભાઇયો જીવિત ત્યાગ કરે તો હું પણ જીવી શકું નહીં. જો પૂર્વે ચ્યવન ઋષિની સુકન્યા નામે સ્ત્રી હતી, તે વનમાં રાફડો જેને માથે થઇ ગયો છે એવા પોતાના તે સ્વામિને અનુસરતી હતી. તેમજ નારાયણની

કન્યા ઇંદ્રસેના નામે જે તેં સાંભળી હોય, તો રૂપે કરી વિખ્યાત તે પણ હજાર વર્ષના પોતાના વૃદ્ધ સ્વામિને અનુસરતી હતી. વળી જનક રાજાની કન્યા જેને વૈદેહિ કેહે છે તે સીતા પણ જો તેં સાંભળી હોય તો મહા અરણ્યમાં રેહેનાર પોતાના સ્વામીને અનુસરતી હતી. તે રામની પ્રિય સ્રીને રાવણ નામના રાક્ષસે ક્લેશ પમાડી હતી, તોપણ તે પોતાના સ્વામિનેજ પ્રાપ્ત થઇ. હે ભય પામનારી, રૂપ તથા અવસ્થાએ કરી લોપામુદ્રા નામની અગસ્ત્ય ઋષિની સ્રી પણ, પોતાની અમાનુષ સર્વ કામના મૂકીને, પોતાના સ્વામિનેજ અનુસરતી હતી. ધુમત્સેનનો શૂરવીર એવો સત્યવાન પુત્ર હતો, તેની શુદ્ધ એવી સાવિત્રી નામની સ્રી હતી તે યમલોક પ્રત્યે પોતાના પતિની પછવાડે એકલી ગઇ હતી. હે કલ્યાણિ, એવી પતિવ્રતા અને રૂપવાળી સ્રિયો મેં તને કહી, તેમ તું પણ સર્વ ગુણે કરી યુક્ત છે, માટે દોઢ માસ ક્ષમા કર. હવે દુઃખનો ઘણો કાળ નથી. કારણ આ તેરમું વર્ષ પૂરૂં થશે, એટલે તો પાછી તું રાજાઓની રાણી થઇશ! તે સાંભળી દ્રૌપદિએ કહ્યું કે હે ભીમ, દુઃખનો પાર ન જાણી અત્યંત પીડિત થઇને મેં અશ્રુ પાડ્યાં, પણ રાજાને નહીં કહ્યું. હે ભીમસેન, હે મહા બળવાન, જે વાત ગઇ તે હવે કહે કરીને શું? જે નજીક કામ આવ્યું છે, તેમાં સાવધાન થાઓ. હે ભીમ, સુદેષ્ણા પણ મારા રૂપની શંકાથી નિરંતર "રાજા આ પ્રત્યે કેમ નહીં જાય," એમ ખેદ પામેછે, તેનો અભિપ્રાય જાણિ દુષ્ટ બુદ્ધિવાળો કીચક હંમેશ મારી પ્રાર્થના કરે છે. ત્યારે કોપેલી હું કોપને નિયમમાં રાખીને તેને કહું છું કે, હે કીચક, કામથી મૂઢ તારા આત્માની રક્ષા કર, કારણ હું પાંચ ગંધર્વોની પ્રિય સ્રી છું, તેથી તે શૂરવીર સાહસ કરનાર ગંધર્વો કોપશે, તો તને મારી નાંખશે. એવી રીતે હું કહું, ત્યારે તે દુષ્ટ બુદ્ધિવાળો કીચક, આવી રીતે મને કેહે છે કે "હે સૈરંધ્રિ, હે સુંદર હાસ્યવાળી, હું ગંધર્વોથી બીહીતો નથી. અને કરોડ ગંધર્વો સંગ્રામમાં આવે તોપણ હું તેઓને મારી નાંખું, માટે તું મારો સ્વિકાર કર." એમ ઉન્મત્ત તથા કામાતુર તે મને કહે, ત્યારે ફરિથી હું તેને કહું કે, તું મ્હોટા યશવાળા ગંધર્વોના સરખો બળવાન નથી; પણ હું ધર્મથી ચાલનારી છું, કુળ તથા શીળથી સંપન્ન છું અને કોઇને મરાવવા ઇચ્છતી નથી. તેથી હે કીચક, તું જીવે છે! એમ કહું ત્યારે દુષ્ટ બુદ્ધિવાળો તે મ્હોટેથી હસતો. પછી કોઇ વખતે સુદેષ્ણાએ સ્નેહથી તની પાસે મને મોકલી. તે એવી રીતે કે, કીચકના કેહેવાથી ભાઇનું પ્રિય કરવાની ઇચ્છા સારૂ સુદે-

ણાએ મને કહ્યું કે, "હે કલ્યાણી, જા મારે સારૂ કીચકને ઘેરથી મદિરા લઇ આવ." તે સાંભળી હું કીચકને ત્યાં ગઇ, ત્યારે તે મને જોઇ મારી સાંત્વના કરવા લાગ્યો, પણ તેમાં નિષ્ફળ થયો એટલે ક્રોધથી તેણે મારો સ્પર્શ કરવાની ઇચ્છા કરી. ત્યારે તે દુરાત્મા કીચકનો સંકલ્પ જાણિને, હું વેગથી દોડતી દોડતી સભામાં રાજાની શરણે ગઇ, ત્યાં પણ મારી પછવાડે દોડી આવીને, તેણે મારો સ્પર્શ કરી મને પાડી નાંખીને લાત મારી. તે વિરાટ, કંક અને બીજા પણ રથ તથા હસ્તિ ઉપર બેસનારા તથા શેહેરના માણસોએ જોયું, પણ કોઇ બોલ્યું નહીં ત્યારે મેં રાજાની તથા કંકની પણ વારંવાર નિંદા કરી, તોપણ તેને રાજાએ વાર્યો નહીં, તેમ ઠપકો પણ દીધો નહીં. કારણ તે ક્રૂર તથા ત્યાગ કર્યો છે ધર્મ જેણે એવો કીચક, રાજાની યુદ્ધમાં સહાયતા કરનારો તથા તેની સ્ત્રીનો ભાઈ છે. તે શૂરવીર, અભિમાની, પાપ બુદ્ધિવાળો, સર્વ કામમાં મૂઢ સરખો, તમારી સ્ત્રીનો સ્પર્શ કરનાર, ઘણુંક ધન મેળવનાર, પારકા માણસનું ધન હરી તેમને રડાવનાર, અસત્માર્ગે ચાલનાર, ધર્મને નહીં જાણનાર, પાપરૂપ, પાપી મનવાળો, કામવશ, વિનય રહિત અને રાજાનો માનિતો કીચક, જ્યારે મને દેખે, ત્યારે હું નિષેધ કરૂં એટલે મને મારે. ત્યારે મારે પ્રાણ ત્યાગ કરવો પડે, તો હે મ્હોટા ભાગ્યવાળા, ધર્મથી ચાલનારા તમારો ધર્મ નાશ થાય! માટે એને તો તમારે મારીજ નાંખવો, જેથી મારો બચાવ થાય! એ રીતે મારી રક્ષાથી મારી પ્રજાની પણ રક્ષા થશે, તેથી તમારા આત્માનીજ રક્ષા થશે. કારણ સ્ત્રીને વિષે પતિ પુત્રરૂપે કરી પોતેજ ઉત્પન્ન થાય છે, તેથી વિદ્વાનો જાયા એવું તેનું નામ કહેછે. મારા ઉદરમાં ભર્તાનોજ આવિર્ભાવ થાય છે એમ જાણીને, ભાર્યાએ ભર્તા રક્ષા કરવા યોગ્ય છે. વળી બ્રાહ્મણોના મુખથી વર્ણ ધર્મ પણ મેં સાંભળ્યા છે, તેમાં ક્ષત્રિયોનો શત્રુને મારવાના જેવો બીજો ધર્મ નથી. હે મ્હોટા બળવાળા ભીમસેન, તોપણ આવા વખતે યુધિષ્ઠિર તથા તમારી સમક્ષ કીચકે મને લાત મારી! માટે તેને તમારે મારવોજ જોઇએ. જૂવો ભયંકર જટાસુરથકી પણ તમે મારી રક્ષા કરી હતી! તેમ જયદ્રથને પણ ભાઇયો સહિત તમે જીત્યો હતો! માટે હે ભારત, તે પાપી કીચકને પણ મારો. કારણ જે રાજાનો પ્રિય હોવાથી મારો તિરસ્કાર કરનાર અને મને શોક કરનાર છે. પથ્થર ઉપર જેમ ઘડો ભાગે, તેમ તમે કામથી મદોન્મત્ત કીચકને મારો; જે મને ઘણા અનર્થોનું કારણ છે. તે જીવતે છતે જો પ્રાતઃકાળે સૂર્ય ઉદય થશે, તો હું વિષ ઘોળીને પી જઇશ; પણ એ કીચક પાસે નહીં જાઊં. હે ભીમસે-

ન, તમારી પાસે મારે મરવું તેથી મારૂં કલ્યાણ છે. વૈશંપાયન કેહેછે—હે જનમેજય, એટલાં વચન કહીને દ્રૌપદી ભીમસેનની છાતિએ પોતાનું મસ્તક લગાડી રોવા લાગી. ત્યારે ભીમ, અત્યંત પીડાયલી રૂડા મધ્યભાગવાળી તે દ્રૌપદીને મળીને, યથાર્થ યુક્તિવાળાં વચનથી તેને સાંત્વના કરી, તેનું અશ્રુથી વ્યગ્ર મુખ પોતાના હાથથી લુંછીને, જીભથી એ હોઠના વચલા ભાગને ચાટતાં, કીચકને મનથી સંભારી ક્રોધયુક્ત થઇ, દુઃખથી પીડાયલી દ્રૌપદીને આવી રીતે કેહેવા લાગ્યા.

प्रमृज्यवदनंतस्याः पाणिनाश्रुसमाकुलं ।

कीचकंमनसागच्छत् सृक्किणीपरिसंलिहन् ॥

इति श्रीमहाभारते विराटपर्वणि कीचकवधपर्वणि द्रौपदीसांत्वने गुर्जरभाषायां एकविंशोऽध्यायः ॥ २१ ॥

---

**भीमसेनउवाच** ॥ तथाभद्रेकरिष्यामि यथात्वंभीरुभाषसे ।

अद्यतंसुदयिष्यामि कीचकंसहबांधवं ॥ १ ॥

ભીમસેન કેહે છે—હે કલ્યાણી, હે ભીરૂ, જે રીતે તું કહે છે તે રીતે હું કરીશ. આજજ બાંધવ સહિત તે કીચકનો નાશ કરીશ, પણ હે સુંદર હાસ્યવાળી દ્રૌપદી, તું આવતી રાત્રિના આરંભ વખતે સાયંકાળે ક્રોધ તથા શોક છુપાવીને, એ કીચક સાથે સંભાષણ કરજે, અને કેહેજે કે, "આ વિરાટ રાજાએ જે નૃત્યશાળા કરાવી છે તેમાં દિવસે કન્યાઓ નૃત્ય શીખે છે અને રાત્રિએ પાછી ઘર પ્રત્યે જાય છે; ત્યાં દૃઢ અંગવાળી સુંદર શય્યા પણ છે, ત્યાં હું આવીશ." એમ તેને કેહેજે એટલે એ ત્યાં આવશે, કે હું એને એના મરી ગયેલા દાદાઓને દેખાડી આપીશ ! હે કલ્યાણિ, કોઇ પણ દેખે નહી તે રીતે એની સાથે સંકેતની વાત કરી, જે રીતે એ ત્યાં આવે તેમ કરજે. વૈશંપાયન કેહે છે—હે જનમેજય, એ રીતે પરસ્પર કહીને, તે બેઉ જણાં આંખમાંથી દુઃખને લીધે અશ્રુ પાડી છુટાં પડ્યાં, ને તે રાત્રિ કંઇક પાછવાડે અવશિષ્ટ રહિતી, તે તેમણે અત્યંત દુઃખિત હૃદયથી કાઢી હવે કીચક, તે રાત્રિ ગયા પછી સવારમાં ઉઠીને, રાજકુળ પ્રત્યે આવી દ્રૌપદીને કેહેવા લાગ્યો કે, તને સભામાં રાજાની સમક્ષ પાડીને મેં લાતથી મારી, અને તું આપતને પામી, પણ હજી કોઇ બળવાને તારી રક્ષા તો કરી નહીં ! દેશનાં મનુષ્યો આ વિરાટને રાજા કેહે છે,

પણ એનો નામનોજ રાજા છે, ખરો તો મત્સ્ય દેશનો રાજા તથા સેનાધિ-પતિ હુંજ છું. હે ભીરૂ, માટે તું મને પ્રાપ્ત થા જેથી તને સુખ થશે અને હું પણ તારો દાસ થઇને રહીશ. હે રૂડા કટિપશ્ચ્દ્ભાગવાળી, જો આપણો સમાગમ થાય, તો સો મોહોર તને ખરચવાને હમણાંજ આપું, તારી સેવામાં સો દાસી તથા દાસ રાખી આપું તથા ખચ્ચરની સ્ત્રિયોથી જોડેલો રથ તારે બેસવા વાસ્તે આપું ! એવાં તેનાં વચન સાંભળી દ્રૌપદીએ કહ્યું કે હે કીચક, આજ હું તને સંકેત કહું, તે તું સ્વિકાર કરે તો મારી સાથે તારો સમાગમ થાય; પણ તે તારો ભાઈ વા મિત્ર કોઇ પણ જાણે નહીં ! મ્હોટા યશવાળા ગંધર્વોને ખબર પડે તેથી હું ઘણી બીહું છું ! તેમ કોઇ બીજાને પણ ખબર પડે તો નિંદા થાય, જ્યારે તેમ ન થાય તો હું તારે વશ થઇને રહું. તે સાંભળી કીચક બોલ્યો કે હે રૂડા કટિપશ્ચાદ્ભાગવાળી, હું તારા કહ્યા પ્રમાણે કરીશ. હે કલ્યાણિ, હે રંભોરૂ, જે રીતે સૂર્ય સરખા તેજવાળા ગંધર્વો તને નહીં જૂવે, તે રીતે કામને વશ થયેલો હું, તારા સમાગમ વાસ્તે, જ્યાં કોઇ નથી એવા તારા રેહેવાના સ્થાનકે આવીશ. તે સાંભળી દ્રૌપદીએ કહ્યું કે, વિરાટે જે નૃત્ય વાસ્તે ઘર બંધાવેલું છે, તેમાં દિવસે તો કન્યાઓ નૃત્ય કરે છે પણ રાત્રિએ તે સર્વે પોતપોતાને ઘેર જાય છે; માટે અંધારામાં ત્યાં તારે આવવું, કારણ ગંધર્વો તે સ્થાનને નથી જાણતા. તેથી ત્યાં આવેથી કોઈ પણ આડી અડચણ નહીં આવે, એમાં સંશય નથી. વૈશંપાયન કેહે છે—હે જનમેજય, એ પ્રમાણે કીચકની સાથે સંકેતની વાત કરતી દ્રૌપદીને તે દિવસ એક માસ સરખો લાગ્યો. હવે તે વાત થઇ રહ્યા પછી કીચક તો ઘેર જઈ અત્યંત હર્ષિત થયો, પણ તે મૂઢ સૈરંધ્રિરૂપી મૃત્યુને ન જાણતો હતો ! પછી સુગંધ તથા માલતિ આદિ લઇને ફુલની માળાઓમાં આસક્ત, કામદેવથી મોહિત તથા ઉતાવળ જેને છે એવા તે કીચકે, પોતાના આત્માનો શણગાર કર્યો. તે કામ કરતાં તેને જે વખત ગયો, તે ઘણો વખત ગયો હોય નહીં તેની પેઠે તેને લાગ્યું. કારણ તે વિશાળ નેત્રવાળી દ્રૌપદીનુંજ ચિંતવન કર્યા કરતો હતો. વાટને બાળી નાંખવાને ઇચ્છતા દીવાની, ઠરવા વખતે જેમ શોભા અધિક થાય, તેમ લક્ષ્મીને મૂકવા ઇચ્છતા કીચકના શરીરની શોભા પણ, નાશકાળ નજીક પ્રાપ્ત થયો તેથી તે વખતે વૃદ્ધિ પામી હતી. એ પ્રમાણે દ્રૌપદીનો કર્યો છે વિશ્વાસ જેણે એવો કામથી મોહિત તે કીચક તેના સમાગમનેજ ચિંતવન કરતો હતો, તેથી દિવસ ગયો તે પણ તેના જાણવા-

માં ન આવ્યો. અને રૂડા કેશવાળી દ્રૌપદી તો, રસોઇ ઘરમાં જઇને કુરૂકુળમાં ઉત્પન્ન થયેલા પોતાના સ્વામિ ભીમસેનની પાસે જઇ, ઉભા રહીને કેહેવા લાગી કે, હે પરંતપ, જેવી રીતે તમોએ મને કહ્યું હતું, તે પ્રમાણે ત્યાં નૃત્ય ઘરમાં સમાગમનું મેં કીચકને કહ્યું છે. તેથી હે મહાબાહો, તે શૂન્ય ઘરમાં રાત્રિએ એકલો કીચક આવશે. ત્યારે હે કુંતિના પુત્ર, હે પાંડવ, સૂતના પુત્ર ને ગર્વથી ગર્વિષ્ટ કીચકને, ત્યાં નૃત્યના ઘરમાં જઇને, તે નિર્જિવ થાય તેવી રીતે મારી નાખજો. હે મારનારાઓમાં શ્રેષ્ઠ, એ સૂતનો પુત્ર ગર્વથી ગંધર્વોનો તિરસ્કાર કરે છે, માટે જેમ શ્રીકૃષ્ણે યમુનાના હૃદયમાંથી કાળી નાગનો ઉદ્ધાર કર્યો, તેમ એને આ લોકમાંથી ઉદ્ધાર કરો. હે ભારત, તમારૂં કલ્યાણ થાઓ! દુઃખથી પરાભવ પામેલી જે હું તેનાં અશ્રુ લુંછો, અને પોતાના કુળને માન આપો. તે સાંભળી ભીમસેને કહ્યું કે હે સુંદર કટિપશ્ચાદ્ભાગવાળી, હે વરને વરનારી, ભલે તું આવી. અને મને તું પ્રિય જાણે છે, તેમ હું પણ કોઇની સહાયતાને નથી ઇચ્છતો. અને જે કીચકને મારવામાં તેં મને પ્રીતિ ઉપજાવી તેવીજ પ્રીતિ હિડંબાસુરને મારીને મને થઇ હતી. ભાઇઓ તથા ધર્મના સોગન ખાઇ હું તને સત્ય કહું છું કે જેમ વૃત્રાસુરને ઇંદ્રે માર્યો, તેમ કીચકને હું મારીશ. અંધકારમાં વા પ્રકાશમાં પણ કીચકને પછાડીશ, એમ કરતાં મત્સ્ય દેશવાળા બીજાપણ યુદ્ધ કરવા આવશે, તો તેને પણ નિશ્ચે મારી નાંખીશ. પછી દુર્યોધનને મારી પૃથ્વીને પામીશ, અને કુંતિના પુત્ર યુધિષ્ઠિર તો ભલે મત્સ્ય રાજાની સેવા કર્યા કરે! તે સાંભળી દ્રૌપદિએ કહ્યું કે હે સમર્થ, હે પાર્થ, જે રીતે મારે વાસ્તે તમારૂં સત્ય ન જાય તેમ છુપેથી કીચકને મારજો. તે સાંભળી ભીમસેને કહ્યું કે હે ભીરૂ, જે રીતે તું કહે છે તેજ રીતે હું કરીશ. આજેજ તે કીચકને બાંધવો સહિત મારી નાખીશ. હે દ્રૌપદિ, રાત્રિએ કોઇ નહીં દેખે તેમ, અલભ્ય એવી તું તેની ઇચ્છા રાખનાર તે દુરાત્મા કીચકના મસ્તકને હાથી જેમ બીલ્લાને લઇને પછાડે તેમ હું પછાડીશ. વૈશંપાયન કેહે છે— હે જનમેજય, હવે રાત્રિએ પ્રથમથી નૃત્યશાળામાં જઇને, કોઇ દેખે નહીં તેમ, મૃગની વાટ જોઇને જેમ સિંહ બેશી રહે, તેમ ભીમસેન કીચકની વાટ જોઇ બેશી રહ્યા. પછી કીચક પણ, ઇચ્છા પ્રમાણે શણગરીને દ્રૌપદિના કહેલા વખતસર તેના સમાગમની ઇચ્છાથી, ત્યાં નૃત્યશાળા પ્રત્યે આવ્યો, ને દ્રૌપદિના સંકેતને માનતો અંધકારવાળા તે ઘરમાં ગયો. પછી જેના પરાક્રમની કોઇને ઉપમા અપાય નહીં એવા ભીમસેન પૂર્વે આવીને

જ્યાં એકાંતે સૂતેલા છે, ત્યાં તે દુર્બુદ્ધિવાળો કીચક આવ્યો; ને તેણે દ્રૌપદીના તિરસ્કાર નિમિત્તથી થયેલા કોપથી જ્વળાયમાન તથા શય્યામાં સૂતેલા ભીમસેનનો સ્પર્શ કર્યો. પછી કામે મોહ પમાડેલો તથા હર્ષિત છે ચિત્ત અને આત્મા જેનો એવો તે કીચક, ભીમસેનની પાસે આવીને આવી રીતે કેહેવા લાગ્યો કે, અનેક તરેહનું અનંત ધન. સો દાસિઓ, તથા જે કંઇ મેં સંપાદન કરેલું છે તે બધું તને આપું! અને રૂપ તથા લાવણ્યયુક્ત સ્ત્રિયોથી શોભિતું, અને રૂડી ભ્રકુટીવાળી સ્ત્રિયોની ક્રીડા તથા રતિથી કરી મનોહર ઘર તથા અંતઃપુર, એ બધું તને સોંપવું, એમ નિશ્ચય કરી જલદીથી હું અહિ આવ્યોછું. મારા ઘરમાં આવેલી સ્ત્રિયો મને જોતાંવેંતજ મારી પ્રશંસા કરે છે જે "જોવા લાયક રૂડા વસ્ત્રવાળો તારા સરખો કોઇપણ પુરૂષ નથી." તે સાંભળી ભીમસેન બોલ્યો કે, તું જોવા લાયક છે એ બહુ સારૂં અને પોતાની પ્રશંસા કરે છે તે પણ બહુ સારૂં; તેં આવો સ્પર્શ પૂર્વે કયાંય પણ કર્યો નહીં હોય! તું ચતુર છે તેથી સ્પર્શને જાણે છે! કામ ધર્મમાં વિચક્ષણ છે, તેથી સ્ત્રિયોને હર્ષ પમાડનાર તારા સરખો કોઈપણ પુરૂષ નથી! વૈશંપાયન કેહે છે–હે જનમેજય, મ્હોટા હાથ તથા પરાક્રમવાળા કુંતિના પુત્ર ભીમસેન, એટલું કહી જલદીથી ઉભા થઇ હાસ્ય કરી તેને કેહેવા લાગ્યા કે, આજ સિંહે ખેંચેલા મ્હોટા હાથીની પેઠે, પર્વત સરખા અને પૃથ્વીમાં મેં ખેંચેલા તને તારી બેહેન જોશે! અને તને મારીશ! ત્યારે સૈરંધ્રિ સુખેથી ફરશે અને સૈરંધ્રિના પતિ પણ સુખેથી વિચરશે! એમ કહી મહાબળવાન ભીમસેને તેના ફુલ ગૂંથેલા કેશ પકડયા. ત્યારે બળવાનમાં શ્રેષ્ઠ કીચકે વેગથી કેશ મૂકાવીને ભીમસેનના હાથ પકડ્યા. પછી વસંત ઋતુમાં હાથણિ વાસ્તે બે હાથીઓનું જેવું યુદ્ધ થાય અને પૂર્વે વાનરમાં સિંહરૂપ વાળિ તથા સુગ્રીવ એ બે ભાઈયોનું જેવું યુદ્ધ થયું હતું, તેવું મનુષ્યોમાં સિંહરૂપ ભીમસેન તથા કીચકનું બાહુ યુદ્ધ થવા લાગ્યું. તેમાં પરસ્પર જય કરવાની ઇચ્છા છે જેને એવા, તથા ક્રોધથી તપેલા તે બેઉ જણા, ક્રોધરૂપી વિષથી ઉદ્ધત પાંચ મસ્તકવાળા નાગ સરખા હાથ ઉગામીને, નખરૂપી ડાઢથી પરસ્પર મારવા લાગ્યા. તે વખતે તે બેઉ, મ્હોટા બળદ વઢતા હોયની તેની પેઠે શોભતા હતા. વળી નખ અને દાંતરૂપ છે આયુદ્ધ જેને એવા મદોન્મત્ત બે વઢતા વાઘોની પેઠે તે બેઉનો મહા દારૂણ પ્રહાર થવા લાગ્યો. પછી ભેદાઇ ગયું છે મદ નીકળવાનું સ્થાન જેનું એવા હાથીને, બીજો હાથી

જેમ પકડે, તેમ ક્રોધથી કીચકે, ભીમસેનને સામે આવી બે હાથથી પકડીને ખેંચ્યો, તોપણ પરાક્રમી ભીમસેન પોતાના સ્થાનકથી એક પગલું પણ ખસ્યો નહીં, ને ઉલટો તેને પકડ્યો. પછી બળવાનમાં શ્રેષ્ઠ કીચકે તેને ફેંક્યો. ત્યાં બળવાન તે બેઉ જણાના પરસ્પર હાથના વાગવાથી, વાંસના ફાટવાથી જેવો શબ્દ થાય તેવો ભયંકર શબ્દ થતો હતો. પછી બળવાન ભીમસેને, તેને ઘરની વચમાં પછાડીને, વેગથી વાયુ જેમ વૃક્ષને હલાવે, તેમ હલાવ્યો. ત્યારે દુર્બળ કીચક બળે કરી છુટી ભીમસેનને ખેંચવા લાગ્યો. તેથી કંઇ પીડિત અને સ્થાનકથી ચલાયમાન ભીમસેનને જોઇને તે કીચકે તેને પૃથ્વી ઉપર ગોઠણભર કરી નાંખ્યો. એ રીતે કીચકે પૃથ્વી ઉપર પાડ્યો, ત્યારે ભીમસેન, પાછો હાથમાં દંડ છે જેને એવો જાણે કાળ હોય નહીં, તેની પેઠે વેગથી ઉભો થયો. પછી બળથી ઉન્મત્ત કીચક અને ભીમસેન એ બેઉજણ, સ્પર્ધાથી મનુષ્ય વગરના તે સ્થાનમાં અર્ધ રાત્રિને વખતે પરસ્પર ખેંચવા લાગ્યા. તેથી તે નૃત્યાગાર મજબૂત હતું તોપણ વારંવાર કંપવા લાગ્યું. અને તે બેઉ જણ પરસ્પર ક્રોધથી ગર્જના કરવા લાગ્યા. તેટલામાં ભીમસેને પોતાના બે હાથની હથેળી તેની છાતીમાં મારી, તોપણ ક્રોધથી તપેલો તે બળવાન કીચક સ્થાનકથી એક પગલું પણ ચલાયમાન થયો નહીં. એ રીતે ભીમના બળથી પીડાયલો તે કીચક, દુઃખથી સહન થાય નહીં એવા તે વેગને બે ઘડિ સુધી સહન કરી, પછી બળહીન થઇ ગયો. ત્યારે મહા બળવાન ભીમસેને તેને બળહીન થયો જાણીને, વેગથી તેની નાભિ સાથે તેનું મસ્તક જોડીને તેને બેભાન કરી મીસ્યો. પછી જય કરનારાઓમાં શ્રેષ્ઠ તથા ક્રોધાવિષ્ટ તે ભીમસેને નિશ્વાસ મૂકી, મજબૂતિથી તેના કેશ પકડ્યા. તે વખતે માંસની જેને ઈચ્છા છે એવો વ્યાઘ્ર મ્હોટા મૃગને પકડીને જેમ શોભે, તેમ તેને પકડી ભીમસેન શોભતા હતા. પછી ભીમસેને તેને થાકેલો જાણીને, બે હાથની દોરડાએ કરી તેને પશુની પેઠે બાંધ્યો, ત્યારે તે ભાગેલા ઢોલના સરખા મ્હોટા શબ્દ કરવા લાગ્યો; તથા બળથી ક્ષીણ છે તોપણ બંધનથી છુટવા લાગ્યો. ત્યારે તેને બે હાથથી પકડી ઘણીકવાર ફેરવી, દ્રૌપદીના કોપની શાંતિ થવા માટે, ભીમસેને તેનો કંઠ દબાવ્યો; અને ભાગી પડ્યાં છે સર્વ અંગ જેનાં તથા નેત્ર પણ જેનાં ખોટાં થઈ ગયાં છે, એવા તે અધમ કીચકને તેની કેડ ઉપર ગોઠણ રાખી યજ્ઞના પશુની પેઠે મારી નાંખ્યો. પછી પાંડુના પુત્ર તે ભીમસેન, તેને મરી ગયેલો જાણી પૃથ્વી ઉપર તેને

ફેરવી કેહેવા લાગ્યા કે, આજ હું, સ્ત્રીને હરણ કરનાર તથા સૈરંધ્રિને કાંટારૂપ કીચકને મારી ભાઇઓના ઋણથી મુક્ત થઇ પરમ શાંતિને પ્રાપ્ત થયો છું. એ રીતે કહી ક્રોધથી રાતાં જેનાં નેત્ર છે એવા પુરૂષમાં શ્રેષ્ઠ બળવાન ભીમસેને, વસ્ત્ર તથા આભરણ જેનાં ખશી ગયા છે, એવા પ્રાણ રહિત કીચકને છોડી દીધો; અને પોતાના હાથથી હાથને પીસી તથા હોઠથી હોઠને દાબી કીચકની કાયામાં તેનાં પગ, હાથ, મસ્તક, તથા ગર્દન એ સર્વ અંગ, જેમ મહાદેવજીએ પશુનાં અંગ તેની કાયામાં ઘાલ્યાં હતાં તેમ ઘાલી દીધાં. એ રીતે મંથન કર્યાં છે સર્વ અંગ જેનાં એવા તે કીચકને, માંસના પિંડ સરખો કરી, મહાબળ તથા તેજવાળા ભીમસેન, સ્ત્રિયોમાં શ્રેષ્ઠ દ્રૌપદીને ત્યાં બોલાવી કેહેવા લાગ્યા કે હે પાંચાળિ, અહીં આવ અને આને જો! આ પાપીના કેવા હાલ કર્યા છે હે જનમેજય, એ રીતે કહીને, ભયંકર છે પરાક્રમ જેનું એવા ભીમસેને તે દુરાત્મા કીચકની કાયાને લાતે કરીને મારી. પછી અગ્નિ પ્રજ્વલિત કરી દ્રૌપદીને કીચક દેખાડી, તેને ભીમસેન કેહેવા લાગ્યા કે હે ભીરૂ, હે રૂડા કેશના અગ્રભાગવાળી, તું ગુણ તથા શીળ સંપન્ન છે, તેથી તારી જે માગણી કરે તે આ કીચકની પેઠે નાશ પામીને શોભે! હે જનમેજય, એ પ્રમાણે દુઃખે કરીને પણ બીજાઓથી બને નહીં એવું કર્મ કરી તથા દ્રૌપદીનું પ્રિય કરી, કીચકને મારી ક્રોધ શમાવી, દ્રૌપદીની આજ્ઞા લઇ, ભીમસેન જલદિથી રસોઇ ઘર પ્રત્યે આવ્યા. અને સ્ત્રિયોમાં શ્રેષ્ઠ દ્રૌપદીતો કીચકને મરાવી સંતાપે રહિત તથા પ્રસન્ન થઇ, સભા પાળનારાઓને કેહેવા લાગી કે, અરે આ પરસ્ત્રી કામનાથી મદોન્મત્ત કીચક, મારા પતિ ગંધર્વોથી મરણ પામી અહીં સુતો છે! તેને આવીને જૂઓ! તે સાંભળી નૃત્ય ઘરની રક્ષા કરનાર હજારો ચાકર, હાથમાં મસાલો લઇ તે ઘરમાં આવી, પ્રાણ રહિત, રૂધિરથી વ્યાપ્ત, તથા પૃથ્વી ઉપર પડેલા તે કીચકને, હાથ પગ રહિત જોઇ અત્યંત દુઃખ પામી વિસ્મય પામ્યા. પછી એવી રીતે તેને પડેલો જોઇ તેમણે, "અરે! આની ડોક ક્યાં! પગ ક્યાં! હાથ ક્યાં! ને માથું ક્યાં!" એમ વિચારી, તેને અમાનુષ કર્મ જાણી, આને ગંધર્વે મારેલ છે એમ પરીક્ષા કરી.

अमानुषंकृतंकर्म तंदृष्ट्वाविनिपातितं ।

क्वास्यग्रीवाक्वचरणौ क्वपाणीक्वशिरस्तथा ॥

इति श्रीमहाभारते विराटपर्वणि कीचकवधपर्वणि कीचकवधे गुर्जरभाषायां द्वात्रिंशोऽध्यायः ॥ ३२ ॥

**वैशंपायनउवाच॥ तस्मिन्कालेसमागम्य सर्वेतत्रास्यबांधवाः ।**
**रुरुदुःकीचकंदृष्ट्वा परिवार्यसमंततः ॥१॥ ॥**

વૈશંપાયન કેહેછે—હે જનમેજય, તે વખતે કીચકના બધા ભાઈયો ત્યાં આવી તેને જોઇ ચોતરફથી વિંટીને રોવા લાગ્યા. અને કાચબાની પેઠે, તેનાં સર્વ અંગ સંકોચેલાં જોઇને, તેઓ રોમાંચિત શરીરવાળા તથા ભયભીત થયા. પછી જેમ ઈંદ્રે દૈત્યને પછાડયો હોય, તેમ ભીમસેને પછાડેલા તે કીચકને, સંસ્કાર કરવા વાસ્તે તેઓ બહાર લઇ જવાને તૈયાર થયા; તેટલામાં સુંદર અંગવાળી, એક સ્તંભને આલિંગન કરીને ઉભેલી દ્રૌપદીને નજીક જોઇને તે બધા ભેગા થઈ કેહેવા લાગ્યા કે, આ દુષ્ટ સૈરંધ્રિને મારી નાંખો ! કારણ એજ વાસ્તે કીચક નાશ પામ્યો છે ! અથવા એને મારવી નહીં પણ કીચક સાથે બાળી નાંખવી ! જેથી મરણ પામેલા કીચકનું પ્રિય થાય ! પછી તે કીચકના ભાઈયો વિરાટ પાસે જઇ કેહેવા લાગ્યા કે, સૈરંધ્રિને સારૂ કીચક મરણ પામ્યો છે, માટે તમો આજ્ઞા આપો તો એને કીચક સાથે બાળીએ. તે સાંભળી વિરાટ રાજાએ તેઓને મ્હોટા પરાક્રમી જાણી, દ્રૌપદીને કીચક સાથે બાળી દેવાની આજ્ઞા આપી ત્યારે કમળ સરખાં નેત્રવાળી, ત્રાસ પામતી તથા મોહ પામતી રૂડા મધ્ય ભાગવાળી દ્રૌપદીને, કીચકોએ ગ્રહણ કરી કીચકની સાથે બાંધીને સ્મશાન પ્રત્યે જવા માંડયું. એ રીતે પવિત્ર દ્રૌપદીને લઇ જવા માંડી, ત્યારે તે પોતાના પતિયોને ઇચ્છતી મ્હોટેથી પોકારવા લાગી કે, જય, જયંત, વિજય, જયત્સેન તથા જયદ્બલ, એઓ મારી વાણીને સાંભળો જે આ સૂત પુત્રો મને લઇ જાય છે. ! જે મહા વેગવાન ગંધર્વોનો ધનુષ્યની પ્રત્યંચાનો શબ્દ વજ્રપાત સરખો ભયંકર તથા રથોનો શબ્દ પણ તેવોજ સંભળાય છે, તે ગંધર્વો મારી વાણિને જાણજો, જે આ સૂતના પુત્રો મને લઇ જાય છે ! વૈશંપાયન કેહેછે—હે જમેજય, એ રીતે દ્રૌપદીની વિલાપયુક્ત કૃપણ વાણી સાંભળીનેજ શયન થકી એકદમ ઉઠીને, ભીમસેન દોડયા અને કેહેવા લાગ્યા કે હે ભીરૂ, હે સૈરંધ્રિ. તેં કહી તે વાણિ મેં સાંભળી, માટે હવે સૂત પુત્રોથી તને ભય નથી. વૈશંપાયન કેહેછે-હે જનમેજય, એ રીતે કહી મ્હોટા હાથવાળા ભીમસેને તેઓને મારવા વાસ્તે બગાસું ખાધું. પછી યત્નથી ગંધર્વના જેવો વેષ કરીને ભીમસેન આડે રસ્તે કિલ્લા ઉપરથી કૂદી બહાર ગયા, ને વેગે કરી વૃક્ષ ઉપર ચઢી દ્રૌપદીને લઇ જવાનો માર્ગ જોઇ, જ્યાં કીચકો ગયા હતા ત્યાં સ્મશાનની સન્મુખ ચાલવા લાગ્યા, તે સ્મશાનની પાસે જ્યાં કી-

ચકો ઉભા હતા, ત્યાં વેગથી જઈને ઉભા. પછી તેણે, ત્યાં ઉપલો ભાગ જેનો સુકાઇ ગયેલો છે એવો, દશ વામ ઊંચો, મ્હોટી શાખાવાળો તથા તાલવૃક્ષ જેટલો ઉંચો એક વૃક્ષ જોયો; જેને નાની મ્હોટી ડાળો સોત પોતાના ખભા ઉપર લઇને, તે જેમ હાથમાં દંડ લઇને કાળ દોડે, તેમ કીચકો પ્રત્યે દોડયો. તેના સાથળના વેગથી વડ, પીપળ તથા ખાખરાનાં કેટલાંક વૃક્ષોનાં સમૂહો પૃથ્વીમાં પડી જઇને સુઇ રહ્યાં. એ રીતે ક્રોધેલા સિંહની પેઠે આવતા ગંધર્વને જોઇને, ખેદ તથા ભયથી કંપતા તે કીચકો ત્રાસ પામી કેહેવા લાગ્યા કે, આ બળવાન ગંધર્વ ક્રોધથી વૃક્ષ ઉગામીને આવે છે! માટે જેથી આપણને ભય પ્રાપ્ત થયું તે આ સૈરંધ્રિને જલદિથી મૂકી દ્યો. એમ કહી અને તે ભીમસેને ખેંચી કાઢેલા વૃક્ષને જોઈને તે કીચકોતો દ્રૌપદીને મૂકી શેહેર પ્રત્યે ભાગ્યા. તેમને જોઇને હે રાજેંદ્ર, ઇંદ્ર જેમ દૈત્યોને મારે, તેમ વાયુના પુત્ર બળવાન ભીમસેને, તે વૃક્ષે કરી એકસો ને પાંચ કીચકોને મારી યમ રાજાના ઘર પ્રત્યે મોકલ્યા. એ રીતે દ્રૌપદીને મૂકાવીને, મ્હોટા હાથવાળા તથા ક્રોધથી સહન થાય નહીં એવા ભીમસેન, અશ્રુથી નેત્ર જેનાં ભરાઈ ગયાં છે એવી દીન દ્રૌપદીને, આશ્વાસના કરતાં કેહેવા લાગ્યા કે, હે ભીરૂ, નિરપરાધિ એવી તને જે કલેશ પમાડે છે, તે આ રીતે નાશ પામે છે. હે દ્રૌપદી, હવે નિર્ભય થઇ તું શેહેર પ્રત્યે જા, અને હું પણ બીજે રસ્તેથી વિરાટના રસોઈ ઘર પ્રત્યે જઇશ. વૈશંપાયન કહે છે—હે જનમેજય, જેમ કાપી નાખેલું મ્હોટું વન પડી ગયેલા વૃક્ષથી સુતું હોય, તેમ ભીમસેને એકસો ને પાંચ ભાઇયોને મારીને સુવાડી દીધા. હે રાજા, એ રીતે ભીમસેને એકસો પાંચ તે, અને સેનાપતિ મળી એકસો છ માર્યા ત્યારે હે ભારત, એકઠાં થયેલાં સ્ત્રિયો તથા પુરૂષો, તે મ્હોટું આશ્ચર્ય જોઈને પરમ વિસ્મયને પામ્યા; અને કંઈપણ બોલ્યા નહીં.

तद्दृष्ट्वामहदाश्चर्यं नरानार्यश्चसंगताः ।
विस्मयंपरमंगत्वा नोचुःकिंचनभारत ॥

इति श्रीमहाभारते विराटपर्वणि कीचकवधपर्वणि गुर्जरभाषायां त्रयोविंशोऽध्यायः ॥ २३ ॥

**वैशंपायनउवाच ॥ तेदृष्ट्वानिहतान्सूतान् राज्ञेगत्वान्यवेदयन् ।**
**गंधर्वैर्निहताराजन् सूतपुत्रामहाबलाः ॥ १ ॥**

વૈશંપાયન કેહે છે—હે જનમેજય, પછી તે ગળેલા માણુસોએ મારેલા કીચકોને જોઇને, રાજા પાસે જઇને કહ્યું કે, મહા બળવાન સૂતના પુત્ર કીચકોને ગંધર્વોએ મારી નાંખ્યા. જેમ પર્વતનું મ્હોટું મસ્તક વજ્રથી ભાગેલું હોય, તેમ કીચકો પૃથ્વી ઉપર પડેલા દેખાય છે અને સૈરંધ્રિ દુ:ખથી મુક્ત થઈ પાછી તારા ઘર પ્રત્યે આવે છે. માટે હે રાજા, તારૂં આ બધું શેહેર સારી રીતે સુતેલું થઇ જશે! કારણુ આ સૈરંધ્રિ યથાર્થ રૂપવતી છે, ને ગંધર્વો મહા બળવાન છે! અને પુરૂષોને વિષય પ્રિય છે એમાં સંશય નહીં, તેથી સૈરંધ્રિના દોષે કરી જેમ કીચકો નાશ પામ્યા, તેમ હે રાજા, તારૂં આ બધું શેહેર જલદીથી નાશ પામશે; માટે આ વખતે જે યોગ્ય ન્યાય હોય તે કર. એવાં તે લોકોનાં વચન સાંભળી વિરાટ રાજા કેહેવા લાગ્યા કે, મરણુ પામેલા તે સૂતોની સારી રીતે ક્રિયા કરો અને વૃદ્ધિ પામેલા એકજ અગ્નિમાં, રત્ન તથા સુગંધી ચંદનાદિ કાષ્ટથી તેમને જલદી બાળો. એમ કહીને પછી ભયભીત વિરાટે પોતાની સ્ત્રી સુદેષ્ણાને કહ્યું કે, મારાં વચનથી, સૈરંધ્રિ આવે એટલે તેને કેહેજે કે “હે સૈરંધ્રિ, હે સુંદર મુખવાળી, તારૂં કલ્યાણુ થાઓ અને હવે તારી ઇચ્છામાં આવે ત્યાં તું જા. કારણુ હે રૂડા કટિપ્રદેશ ભાગવાળી, રાજા ગંધર્વના પરાભવથી બિહે છે, અને તું ગંધર્વોએ રક્ષા કરેલી છે, તેથી રાજા પોતે તને કેહેવાને ઉત્સાહ નથી રાખતા. સ્ત્રિયોએ તારી પાસે બોલવામાં કંઇ દોષ નથી, માટે હું તને કહું છું” વૈશંપાયન કેહે છે—હે જનમેજય, હવે સિંહે ત્રાસ પમાડેલી નાની મૃગલી હોય નહીં તેની પેઠે ત્રાસ પામેલી તથા ભીમસેને મૂકાવી તેથી ભય રહિત દ્રૌપદી, સૂત પુત્રોને મરાવી જલદીથી શરીર તથા વસ્ત્રો ધોઇ શેહેર પ્રત્યે આવવા લાગી. તેને જોઇને હે રાજા, ગંધર્વના ભયથી ત્રાસ પામેલા પુરૂષો દશે દિશામાં ભાગવા લાગ્યા અને કેટલાક તેને જોઇને નેત્ર મીંચી ગયા. એ રીતે દ્રૌપદી શેહેરમાં આવી ત્યાં મદોન્મત્ત હસ્તિની પેઠે રસોઈ ઘરના દરવાજામાં બેઠેલા ભીમસેનને જોઈ સંજ્ઞાથી તેને વિસ્મય કરતી ધીરેથી કેહેવા લાગી કે, ગંધર્વના રાજાને હું નમસ્કાર કરૂં છું! જેણે મને મૂકાવી! તે સાંભળી ભીમસેને કહ્યું કે જે પુરૂષો આ વિરાટના શેહેરમાં વર્ષ પર્યંત જેના ચાકર થઇ રહ્યા છે તે આનાં વચન સાંભળી અનૃણી થઇને ફરો! વૈશંપાયન કેહે છે—હે જનમે-

જય, પછી તે દ્રૈપદીએ, નૃત્ય ઘરમાં વિરાટ રાજાની કન્યાને નચાવતા મ્હોટા હાથવાળા અર્જુનને જોયા. તેટલામાં અર્જુન સહિત તે કન્યાઓ, નૃત્ય ઘરમાંથી બાહાર નિકળીઓ અને નિરપરાધિ ક્લેશ પામેલી દ્રૈપદીને પોતા તરફ આવતી જોઇને કેહેવા લાગીઓ કે, હે સૈરંધ્રિ, કીચકથી તું મુક્ત થઇ, તે ઘણું સારૂં થયું, પાછી આવી તે પણ બહુ સારૂં થયું. અને અપરાધ વિના તને જે ક્લેશ પમાડતા હતા તે કીચકો મરણ પામ્યા, તે પણ બહુ સારૂં થયું. તેટલામાં બૃહન્નલાએ પૂછ્યું કે હે સૈરંધ્રિ, તું કેમ મુક્ત થઇ અને તે પાપી કીચકોને કેવી રીતે માર્યા, એ બધી વાત યથાર્થ હું તારાથી સાંભળવા ઇચ્છું છું. તે સાંભળી સૈરંધ્રિએ કહ્યું કે, હે બૃહન્નલા, હે કલ્યાણિ, હવે તારે સૈરંધ્રિનું શું કામ? કારણ તું હમેશ સુખથી કન્યાના અંતઃપુરમાં રેહેછે, ને સૈરંધ્રિ જે દુઃખ પામેછે, તે દુઃખ નથી પામતી! તેથી દુઃખિત એવી હું તેને જાણે હાસ્ય કરતી હોય નહીં તેની પેઠે પૂછેછો તે સાંભળી બૃહન્નલાએ કહ્યું કે હે કલ્યાણિ, હે બાલે, બૃહન્નલા પણ અત્યંત દુઃખ પામેછે, કારણ નપુંસક પણાને પ્રાપ્ત થયું છે શરીર જેનું એવી હું તેને તું જાણતી નથી! તારી સાથેજ હું પણ રહિછું, તેમ તું પણ સૌની સાથે રહી છે. હે રૂડા કટિપશ્ચાદ્ ભાગવાળી, તું ક્લેશ પામે તેથી કેને દુઃખ ન થાય! પણ કયારેય પણ કોઇનું હૃદય સારી રીતે કોઇથી જાણી શકાતું નથી, તેથી મારા દુઃખને તું જાણતી નથી! વૈશંપાયન કેહેછે—હે જનમેજય, પછી ત્યાંથી તે કન્યાઓ સહિત દ્રૈપદી રાજાના ઘર પ્રત્યે આવી સુદેષ્ણા પાસે ગઇ, ત્યારે વિરાટના કેહેવાથી રાજાની સ્ત્રિએ દ્રૈપદીને કહ્યું કે હે સૈરંધ્રિ, જ્યાં તારે જવાની ઇચ્છા હોય ત્યાં જલદિથી જા કારણ હે કલ્યાણિ, ગંધર્વના પરાભવથી રાજા બિહે છો કારણ હે રૂડી ભ્રકુટિવાળી, તું તરૂણ અવસ્થાવાળી અને જેના રૂપની પૃથ્વીમાં કોઇને ઉપમા અપાય નહીં એવી છો અને પુરૂષોને વિષય સ્વભાવથી પ્રિય છો તેમ ગંધર્વો ઘણા ક્રોધી છો તે સાંભળી સૈરંધ્રિએ કહ્યું કે, હવે તેર દિવસ માત્ર રાજા ક્ષમા કરો, કારણ તેટલામાં પોતાનું કૃત્ય ગંધર્વો કરી લેશે એમાં સંશય નહીં, ને તે પછી મને પોતાની પાસે લઇ જશે; તારૂં પણ પ્રિય કરશે અને નિશ્ચય રાજા પણ બાંધવો સહિત કલ્યાણને પામશે.

ततोमामुपनेष्यंति करिष्यंतिचतेप्रियं ।
ध्रुवंचश्रेयसाराजा योक्ष्यतेसहबांधवैः ॥

इति श्रीमहाभारते विराटपर्वणि कीचकवधपर्वणि कीचकदाहे गुर्जरभाषायां चतुर्विंशोऽध्यायः ॥ २४ ॥

॥ समाप्तंचेदंकीचकवधपर्व ॥

---

## ॥ अथ गोहरणपर्व ॥

**वैशंपायनउवाच** ॥ कीचकस्यतुघातेन सानुजस्यविशांपते ।
अत्याहितंचिंतयित्वा व्यस्मयंतपृथक्जनाः ॥१॥

વૈશંપાયન કેહેછે–હે જનમેજય, હવે ભાઇયો સહિત કીચકનો નાશ થયો, તેથી ગરીબ લોકો, "આતો મહા ભય આવ્યું" એમ ચિંતન કરી વિસ્મયને પ્રાપ્ત થયા; અને વિરાટના શેહેરમાં તથા દેશમાં મ્હોટો હાહાકાર થઇ રહ્યો જે, "શૂરવીરપણાથી રાજાને પ્રિય, મહા બળવાન પર-સ્ત્રીને સ્પર્શ કરનાર તથા પાપ બુદ્ધિવાળા દુષ્ટ પુરૂષ સેનાપતિ કીચકને ગંધર્વોએ માર્યો!" પછી તે વાત બીજા દેશોમાં પણ ચોતરફ ફેલાઇ ગઇ. હવે દુર્યોધનાદિકે પાંડવોની શોધ માટે બહાર મોકલેલા ચાકરોએ, કેટલાક દેશો, ગાંમડાં તથા શેહેરો પ્રત્યે પાંડવોને ખોળ્યા, પણ ક્યાંય જડ્યા નહીં તેથી પોતાના દેશ પ્રત્યે પાછા આવવા માંડ્યુ; તેટલામાં તેઓએ સાંભ-ળ્યું જે વિરાટના શેહેરમાં ગંધર્વોએ કીચકોને માર્યા. તે સાંભળી "આપ-ણું કામ થયું" એમ માની તેઓ દુર્યોધન પાસે શેહેરમાં ગયા અને ત્યાં દ્રોણ, કર્ણ, કૃપાચાર્ય, મહાત્મા ભીષ્મ, પોતાના ભાઇયો તથા ત્રિગર્ત દેશ-ના મહારથી રાજા, એ બધાઓ સહિત સભાની વચમાં બેઠેલા ધૃતરા-ષ્ટ્રના પુત્ર દુર્યોધનને જોઇ કેહેવા લાગ્યા કે, હે મનુષ્યના રાજા, જેમાં કોઇ મનુષ્ય નથી એવા, મૃગોથી સંકીર્ણ, નાના પ્રકારના વૃક્ષ તથા લતા-ઓથી સંકીર્ણ અને લતાનો ફેલાવ તથા નાના પ્રકારના ગુચ્છ જેમાં છે એવાં ધાટાં વનમાં પાંડવોને ખોળવા વાસ્તે અમે ઘણોક યત્ન કર્યો; અને જે માર્ગે પગલાં જોયાં તે માર્ગે તે પગોની પછવાડે અમે ફર્યા. પણ અ-ત્યંત પરાક્રમી પાંડવો કયે રસ્તેથી ગયા તે અમારા જાણવામાં ન આવ્યું. હે મનુષ્યમાં શ્રેષ્ઠ, વળી ઊંચા પર્વતના શિખરો ઉપર, નાના પ્રકારના તથા ઘણા મનુષ્યોવાળા દેશોમાં, પર્વત પાસેના ગામમાં તથા શેહેરમાં ચોતરફથી વારંવાર ખોળ્યા, તોપણ તે પાંડવો ક્યાંય પણ જાણવામાં આવ્યા નહીં. તેથી કાંતો તે નાશ પામી ગયા જેથી તારૂં સારૂંજ છે! હે મનુષ્યમાં

શ્રેષ્ઠ, હે રથિમાં શ્રેષ્ઠ, રથ ચાલેલા માર્ગે પણ અમે તેઓનો શોધ કર્યો, પણ તેઓની ગતિ અથવા નિવાસ ક્યાંય પણ અમારા જાણવામાં આવ્યો નહીં. હે મનુષ્યના રાજા, કેટલાક કાળ સુધી તેઓના ઇંદ્રસેનાદિક સારથિને અનુસરિ યુક્તિથી પાંડવોને ખોળ્યા, પણ તે સારથિયો તો પાંડવો વિના દ્વારકાં પ્રત્યે ગયા. અને દ્વારકાંમાં તો મહા વ્રતવાળા પાંડવો તથા દ્રૌપદી કોઇપણ ન હતાં. માટે હે ભરત કુળમાં શ્રેષ્ઠ, ખચિત તે નાશ પામ્યા! તને નમસ્કાર કરિએ છીયે! હે મનુષ્યના રાજા, આટલા દિવસ અમે તેઓને શોધવામાં ફર્યા, પણ તેઓની ગતિ અથવા નિવાસ વા પ્રવૃત્તિ વા તેઓનું કરેલું કંઇ કર્મ પણ અમારા જાણવામાં આવ્યું નહીં. ફરીથી હવે એ ઉપરાંત પાંડવોને ખોળવામાં શું ઉપાય કર્તવ્ય છે, તે અમને આજ્ઞા કરો જે અમે કરિએ. હે વીર, વળી આ પણ તમને પ્રિય તથા તમારા કલ્યાણરૂપ અમારી વાણી સાંભળો—જે બળવાન વિરાટના સેનાપતિ કીચકે મ્હોટા સૈન્યથી ત્રિગર્ત રાજાઓને માર્યા, તે દુષ્ટ બુદ્ધિવાળા કીચકને ભાઇયો સહિત કોઇ ન જૂવે તે રીતે રાત્રિમાં ગંધર્વોએ મારી નાંખ્યો. હે કૌરવ્ય, આ પ્રિય વાક્ય સાંભળીને, હવે શત્રુનો પરાભવ થાય તે રીતે કૃતકૃત્ય તું જે કરવું હોય તે કર

प्रियमेतद्रुपश्रुत्य शत्रूणांचपराभवं ।

कृतकृत्यश्चकौरव्य विधत्स्वयदनंतरं ॥

इति श्रीमहाभारते विराटपर्वणि गोहरणपर्वणि चारप्रत्यागमने गुर्जरभाषायां पंचविंशोऽध्यायः ॥ २५ ॥

---

वैशंपायनउवाच ॥ ततोदुर्योधनोराजा ज्ञात्वातेषांवचस्तदा ।

चिरमंतर्मनाभूत्वा प्रत्युवाचसभासदः ॥ १ ॥

વૈશંપાયન કહેછે-પછી તે ચાકરોનાં વચન સાંભળીને દુર્યોધન રાજા, ઘણોક વખત પોતાના અંતરમાં વિચાર કરીને સભાસદોને કહેવા લાગ્યો કે, કાર્યનો છેવટ સુધી વિચાર કરવો ઘણો દુર્ઘટ છે, વાસ્તે તમો સર્વ વિચાર કરો કે તે પાંડવો ક્યાં ગયા હશે! તેઓને અજ્ઞાત વાસનું આ તેરમું વર્ષ ઘણુંક તો વિતી ગયું, બાકી કંઇક અવશિષ્ટ રહ્યું છે માટે તેપણ જો વિતિ જશે, તો ઠરાવ જેનો પૂરો થઇ રહ્યો છે એવા, સાચા વ્રતમાં તત્પર તથા સર્પની જેને ઉપમા અપાય એવા પાંડવો, કોપાયમાન થઇ મદ જેને ઝરે

છે એવા મ્હોટા હાથિયોની પેઠે કૌરવો પ્રત્યે આવી, નિશ્ચય દુઃખ દેનારા થશે. માટે વખતને જાણનાર તથા કષ્ટ વખતનાં રૂપ જેણે ધારણ કર્યું છે એવા ધર્મનિષ્ટ પાંડવો ફરિથી જે રીતે વનમાં પ્રવેશ કરે, તે રીતે જલદીથી તેરમા વર્ષના જે અવશિષ્ટ દિવસ છે, તેમાં જઇ તેમને ઓળખી કાઢો તો આપણને સર્વ તરેહથી સંપન્ન તથા બીજાનો હુકમ જેમાં નથી એવું શત્રુ વગરનું રાજ્ય ઘણાક કાળ પર્યંત રેહે. તે સાંભળી કર્ણ બોલ્યો કે,—હે ભારત, ધૂતપણામાં ચતુર તથા દેખાવમાં સાધુ સરખા ચાકરોને જલદીથી મોકલો. તેઓ ઓળખાય નહીં તે રીતે, સમૃદ્ધિવાન ઝાઝા મનુષ્યવાળા દેશો પ્રત્યે વિદ્વાનોની સભાઓમાં તથા મુનિયોના આશ્રમોમાં, રાજાઓના શેહેરમાં તથા વિવિધ પ્રકારની ખાણો જ્યાં છે એવા દેશોમાં, ચોતરફ ફરીને, તાર્કિક બુદ્ધિથી પાંડવોને જાણી લે. અને તે કામમાં તત્પર, નિપુણ, બુદ્ધિવાળા તથા સારી રીતે પાંડવોને ઓળખી શકે એવા વિવિધપ્રકારના બીજા પણ ચાકરોને મોકલી, નદી, કુંજ, તીર્થ, ગામ, શેહેર, આશ્રમ તથા પર્વતની ગુફામાં પણ અજ્ઞાતવાસ કરી રહેલા પાંડવોની ખોળ કરાવો. તે પછી પાપ કર્મમાં જેને પ્રીતિછે એવો દુઃશાસન પોતાના મ્હોટા ભાઇ દુર્યોધનને કેહેવા લાગ્યો કે, હે મનુષ્યના રાજા, જે ચાકરોનો આપણને વિશ્વાસ હોય, તે ચાકરો ફરિથી પોતાનો ચઢેલો પગાર લઇ પાંડવોને શોધવા જાય. અને જ્યાં ત્યાં ચાકરો જઇ પાંડવોને ખોળે એમ જે કર્ણે કહ્યું તે હું પણ ઇચ્છુંછું, પણ આપણા ચાકરો અને ઘણાક બીજાઓપણ વિધિથી પાંડવોને ખોળી આવ્યા, તોપણ તેઓની ગતિ, નિવાસ તથા પ્રવૃત્તિ કોઇથી જણાઇ નહીં, માટે કાંતો તેઓ અત્યંત ક્યાંક છુપિ રહ્યા અથવા સમુદ્રને ઉલ્લંઘન કરી પેલે પાર ઉતરી ગયા; વા શૂરવીરનું અભિમાન જેને છે એવા તે પાંડવોને મહા અરણ્યમાં સર્પનો દંશ થયો અથવા ઘણાંક વર્ષ દુઃખ પામી તેઓ નાશ પામ્યા! માટે હે કુરૂનંદન, હે રાજા, તારૂં મન તું ખુશી રાખ, ને જે કામ કરવાને ઇચ્છતો હોય, તે મ્હોટા ઉત્સાહથી કર.

अथवात्रिषमंप्राप्य विनष्टाःशाश्वतीःसमाः ।
तस्मानुमानसमव्यग्रं कृत्वात्वंकुरुनंदन ॥

इति श्रीमहाभारते विराटपर्वणि गोहरणपर्वणि कर्णदुःशासन वाक्ये गुर्जरभाषायां षड्विंशोऽध्यायः ॥२६॥

**वैशंपायनउवाच** ॥ अथाब्रवीन्महावीर्यो द्रोणस्तत्वार्थदर्शिवान् ।
नताद्दशाविनश्यंति नप्रयांतिपराभवं ॥ १ ॥

વૈશંપાયન કેહેછે-હે જનમેજય, તે પછી તત્વના અર્થને જાણનાર મહા પરાક્રમી દ્રોણાચાર્ય કેહેવા લાગ્યા કે, પાંડવો જેવા પુરૂષો નાશ પામે નહીં તેમ કોઇથી પરાભવ પણ પામે નહીં. કારણ શૂરવીર, વિદ્વાન્, બુદ્ધિમાન્, જિતેંદ્રિય, ધર્માનષ્ટ તથા કર્યા ઉપકારને જાણનારા નાના ભાઇયો, નીતિ તથા ધર્મ અર્થના તત્વને જાણનારા, પિતા સરખા, સાચી ધૈર્યવાળા તથા ધર્મનિષ્ટ મહાત્મા મ્હોટા ભાઇ યુધિષ્ઠિરને અનુસરેછે ! તેમ યુધિષ્ઠિર મ્હોટા છે તોપણ સર્વ ભાઇયોને અનુસરે છે ! માટે અત્યંત સાવધાન મહાત્મા ભાઇયોનું, તે નીતિમાન્ યુધિષ્ઠિર રાજા કેમ કલ્યાણ નહીં કરે ! વાસ્તે હાલતો તેઓ યત્નથી પોતાના ઉદય કાળની વાટ જોતા હશે! નાશ તો પામ્યા નહીં હોય ! એમ મારી બુદ્ધિમાં આવેછે. માટે હાલ જે કરવું હોય, તે સારી રીતે વિચાર કરીને વિલંબ ન લાગે તે રીતે જલદીથી કરો; અને સર્વ કામમાં સાવધાન ચિત્તવાળા પાંડવોનો હાલ નિવાસ ક્યાં છે તે પણ વિચાર કરો પણ તે તપસ્વિ તથા શૂરવીર પાંડવો મેહેનતથી પણ જાણવામાં આવે નહીં, તેમ પ્રાપ્ત પણ નહીં થાય એવા છે. વળી શુદ્ધ અંતઃકરણવાળો, ગુણવાન્, સત્યવાદી, નીતિમાન, પવિત્ર ઉત્કૃષ્ટ તથા ઘણાક તેજવાળો યુધિષ્ઠિર, પ્રત્યક્ષ જોયો હોય તોપણ ઓળખાય નહીં ! માટે વિચારીને કામ કરો, ફરીથી આપણે બ્રાહ્મણ, ચાકર અને તે કામમાં નિપુણ કોઇ બીજા હોય તેઓને મોકલી પાંડવોને ખોળિયે.

विज्ञायाक्रियतांतस्मात् भूयश्चमृगयामहे ।
ब्राह्मणैश्चारकैःसिद्धै र्येचान्येतद्विदोजनाः ॥

इति श्रीमहाभारते विराटपर्वणि गोहरणपर्वणि द्रोणवाक्ये चारप्रस्याचारे गुर्जरभाषायां सप्तविंशोऽध्यायः ॥ २७ ॥

---

**वैशंपायनउवाच** ॥ ततःशांतनवोभीष्मो भरतानांपितामहः ।
श्रुतवान्देशकालज्ञ स्तत्वज्ञःसर्वधर्मवित् ॥ १ ॥

વૈશંપાયન કેહેછે—હે જનમેજય. તે પછી કૌરવ તથા પાંડવોના પિતામહ, શાસ્ત્ર સંપન્ન અને દેશ, કાળ, તત્વ, તથા સર્વ ધર્મને જાણનાર

શંતનુના પુત્ર ભીષ્મ, દ્રોણાચાર્ય બોલી રહ્યા ત્યારે તેનાં વાક્યને અનુસરીને, કૌરવો પ્રત્યે તેમના હિત વાસ્તે, ધર્મજ્ઞ યુધિષ્ઠિરનું પણ સારૂં કેહેનારી, ખરાબ માણસોને દુર્લભ, સત્પુરૂષોએ વખાણવા લાયક તથા પક્ષપાત વિનાની વાણી કેહેવા લાગ્યા કે, આ સર્વ અર્થને જાણનારા દ્રોણાચાર્ય બ્રાહ્મણે કહ્યું જે, "સર્વ લક્ષણ સંપન્ન, રૂડા વૃત્તે કરી યુક્ત, વેદ તથા શાસ્ત્ર સંપન્ન, વૃદ્ધની આજ્ઞા માનનાર, સાચા વૃત્તમાં તત્પર, વખતને જાણનાર, પોતાના વખતની વાટ જોનાર, ક્ષત્રિયના ધર્મમાં તત્પર, શ્રીકૃષ્ણને અનુસરનાર તથા સત્પુરૂષોના ધર્મને પાળનાર મહા બળવાન્ મહાત્મા તે પાંડવો પરાભવ પામવા લાયક નથી; તેમ ધર્મ તથા પરાક્રમે રક્ષા કરેલા તેઓ નાશ પણ પામે નહીં" એમજ મારી બુદ્ધિમાં પણ આવેછે. માટે હે દુર્યોધન, પાંડવો પ્રત્યે જઇ તેમને ઓળખવા વાસ્તે હું વિચાર કહું છું, કારણ અત્યંત નીતિવાનની નીતિ ખોળવા અનિતિવાન્ પુરૂષો સમર્થ થતા નથી. માટે તેમને ઓળખવા વાસ્તે જે ખરો પ્રયોગછે, તે હું તને કહુંછું. કંઇ તમારા દ્રોહથી નથી કેહેતો, આ જે નીતિ છે, તે મારા જેવાએ, દુર્જનને ક્યારેય પણ કેહેવી ન જોઇએ. સજ્જનને કેહેવી; પણ અનીતિતો ક્યારેય કેહેવી નહીં. હે તાત, વૃદ્ધની આજ્ઞા માનનાર, સાચા સ્વભાવવાળા તથા સત્પુરૂષની વચમાં બેસનારા ધીર પુરૂષે, ધર્મ વાસ્તે સર્વથા જે યોગ્ય હોય તે બોલવું. તે હું પાંડવોનો નિવાસ બીજા મનુષ્યોની પેઠે સાધારણ જાણતો નથી! આ તેરમા વર્ષમાં જ્યાં ધર્મરાજાનો નિવાસ હશે, ત્યાંના રાજાઓનું અકલ્યાણ ક્યારેય નહીં થાય! જે દેશમાં વા શેહેરમાં યુધિષ્ઠિર રાજા હશે, ત્યાંના મનુષ્યો દાન, શીળ, ઉદાર, જીતેંદ્રિય તથા લજ્જાવાન્ થશે, એમાં સંશય નહીં, વળી જ્યાં યુધિષ્ઠિર રાજા હશે. ત્યાંના મનુષ્યો પ્રિય બોલનાર, ઇંદ્રિયોને નિગ્રહ કરનાર, સાચામાં તત્પર, હૃષ્ટપુષ્ટ, પવિત્ર, દાન આપનાર, ઇર્ષા રહિત પારકું રૂડું કેહેનાર અને અભિમાન તથા મત્સર રહિત મનુષ્યો થશે. તેમ જે દેશમાં યુધિષ્ઠિર રાજા હશે, તે દેશમાં ઘણાક વેદના શબ્દો, પૂર્ણ આહુતિયો, ઘણીક દક્ષિણાવાળા યજ્ઞો તથા મેઘ પણ સારી રીતે થશે; અને ઘણાક ધાન્યવાળી દુઃખ રહિત પૃથ્વી તથા ઘણા ગુણવાળાં ધાન્ય અને રસાળ ફળ થશે. વળી સુગંધવાળાં પુષ્પો, સુંદર શબ્દવાળી સરસ્વતિ, સુખરૂપ જેનો સ્પર્શ છે એવો વાયુ, પાખંડ રહિત ધર્મ, બ્રહ્મના સ્વરૂપને જોવું તથા નિર્ભયપણું, એ બધા ગુણો જે દેશમાં યુધિષ્ઠિર રાજા રેહેશે, તે દેશમાં થશે, અને જ્યાં યુધિષ્ઠિર વાસ કરશે, ત્યાં બળવાન ગાયો,

ઘણી મધુરતાવાળાં દૂધ, દહીં, તથા ઘી અને ઘણા ગુણ તથા સ્વાદવાળા ખાના પીવાના પદાર્થો પણ ઘણાક થશે. વળી જે દેશમાં યુધિષ્ઠિર રાજા રેહેશે, તે દેશમાં શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધ પણ ઘણા ગુણવાળા થશે, બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય પોતપોતાના ધર્મનું સેવન કરશે, ને પોતપોતાના ગુણોએ કરી સંયુક્ત રેહેશે. તેમ બધા મનુષ્યો પ્રસન્ન રહિ દેવતા અતિથિની પૂજા કરશે, દાન કરશે, તથા મ્હોટા ઉત્સાહથી રેહેશે, અને ખરાબ કામ મૂકી સારાં કામ કરનાર, યજ્ઞને ઇચ્છનાર, પવિત્ર વ્રતવાળા, ત્યાગ કર્યું છે અસત્ય જેણે એવા, સારાં કલ્યાણરૂપ કર્મ કરનાર, રૂડા અર્થને ઇચ્છનાર તથા રૂડી બુદ્ધિવાળા થશે. એવા પ્રિય તથા સત્કર્મવાળા ધર્માત્મા યુધિષ્ઠિર રાજાને બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય પણ જાણવાને સમર્થ ન થાય ! તેને બીજા સાધારણ મનુષ્યો તો કેમજ ઓળખી શકે ! તે યુધિષ્ઠિરમાં સત્ય, ધૈર્ય, દાન, શાંતિ, ક્ષમા, લજ્જા, શ્રી, કીર્ત્તિ, તેજ, સમતા તથા કોમળતા, એ ગુણો હમેશ સ્થિર રહેછે ! માટે તે બુદ્ધિમાન્ પાંડવોનો નિવાસ છુપો તથા જવું પણ છુપુ છે. એમ તું જાણ. હું ખોટું બોલવાનો ઉત્સાહ રાખતો નથી. હે કૌરવ્ય, જો મારાં વચનની ઉપર શ્રદ્ધા હોય, તો એ એમજ છે એમ વિચારીને, જે કરવાથી હિત માનતો હો તે જલદીથી કર.

एवमेतत्तुसंचिंत्य यत्कृतेमन्यसेहितं ।
तत्क्षिप्रंकुरुकौरव्य यद्येवंश्रद्दधासिमे ॥

इति श्रीमहाभारते विराटपर्वणि गोहरणपर्वणि चारप्रत्याचारेभीष्मवाक्ये गुर्जरभाषायां अष्टाविंशोऽध्यायः ॥ २८ ॥

---

**वैशंपायनउवाच** ॥ ततःशारद्वतोवाक्य मित्युवाचकृपस्तदा ।
युक्तंप्राप्तंचवृद्धेन पांडवान्प्रतिभाषितं ॥ १ ॥

વૈશંપાયન કહેછે—હે જનમેજય, તે પછી શરદ્વાનના પુત્ર કૃપાચાર્ય આ રીતે વાક્ય કહેવા લાગ્યા કે,—જે યુક્તિવાળું, વખતને લાયક, પાંડવોનો ઉદ્દેશ કરી ધર્મ તથા અર્થવાળું, મનોહર, કારણ સહિત તથા તત્વથી પાંડવોને યોગ્ય વાક્ય ભીષ્મે કહ્યું, તેને અનુસરતી મારી પણ વાણી સાંભળો—ચાકરો મોકલી, તે પાંડવો ક્યાં ગયા તથા તેમણે ક્યાં નિવાસ કર્યો, તે સારી રીતે જાણો, ને હાલ જેથી આપણું હિત થાય તેવી નીતિ

કરો. હે તાત, સમર્થ થવાને ઇચ્છા કરનાર પુરૂષે, સાધારણ શત્રુ હોય તેની પણ ઉપેક્ષા કરવી નહીં, ત્યારે સંગ્રામને વિષે સર્વ શસ્ત્રમાં કુશળ પાંડવોની તો કેમજ ઉપેક્ષા કરવા ઘટે! વળી કપટથી બીજો વેષ ધારણ કરેલોછે એવા ગૂઢ અભિપ્રાયવાળા મહાત્મા પાંડવો ભાગી ગયા, તથા તેમણે પ્રતિજ્ઞા કરેલ વખત પણ હવે થોડો અવશિષ્ટ રહ્યો. વાસ્તે મિત્રોના દેશમાં તથા પોતાના દેશમાં પોતાનું સૈન્ય તથા સામર્થ્ય કેટલું છે તે જાણવું; અને પાંડવોનો ઉદય પણ કેવો છે, તે પણ વખત આગ્યે જાણવો જોઇયે. કારણ પ્રતિજ્ઞા કરેલો વખત પૂરો થયેથી, મહા બળવાન તથા ઘણા પરાક્રમ વાળા મહાત્મા તે પાંડવો, યુદ્ધ કરવામાં મ્હોટા ઉત્સાહવાન થશે. તે કારણ માટે સૈન્ય તથા ભંડાર વધારો અને ચાકરોને પગાર આપવા તથા ચારો મોકલવા ઇત્યાદિ રાજનીતિ પણ કરવા લાગો; જેથી વખત આવ્યે પાંડવો સાથે સંધિ કરીએ. હે તાત, બુદ્ધિથી પણ પોતાનું બધું બળ કેટલું છે તે અને બળવાન તથા નિર્બળ મિત્રોને વિષે પણ નિશ્ચળ એવું કેટલું બળ છે તે, જાણ. ઉચ્ચાદિ ભેદે કરી ત્રણ પ્રકારનું એટલે વિશેષ, ન્યૂન અને સમાન પોતાનું બળ જાણીને, શત્રુ સાથે ઘટતી સંધિ કરિએ. જો શત્રુ સરખા બળવાળો હોય તો સામ તથા ભેદથી કાર્ય કરવું. પોતાથી અધિક બળવાન ભાસે તો તેને કંઇ દઇને કાર્ય કરવું, અને પોતાનું આધિક્ય હોય તો તેને દંડ દેવો અથવા તેની પાસેથી વેરો લેવો. એમ છે માટે ન્યાય તથા બળથી બીજાઓને વશ કરી દુર્બળ તથા મિત્રોને સાંત્વના કરી, પોતાના પક્ષમાં લઈ, પોતાના સૈન્યનો સત્કાર કરી તેની સાથે વિચાર કરવો. એ રીતે ભંડાર તથા સૈન્યથી વૃદ્ધિ પામીશ તો સારી રીતે તારો જય થશે; કોઇ બીજા બળવાન શત્રુ આવીને ઉભા રહ્યા તો તેની સાથે યુદ્ધ કરીશ, ને પોતાના સૈન્ય તથા વાહનથી હીન પાંડવોની સાથે પણ યુદ્ધ કરી શકીશ. હે મનુષ્યના રાજા, એ રીતે સર્વ ઉદ્યોગનો નિશ્ચય કરીને, સ્વધર્મથી વખતને અનુસરી ઘણા કાળ સુખને પામીશ.

एवंसर्वंविनिश्चित्य व्यवसायंस्वधर्मतः ।

यथाकालेमनुष्येंद्र चिरंसुखमवाप्स्यसि ॥

इति श्रीमहाभारते विराटपर्वणि गोहरणपर्वणि चारप्रत्याचारे कृपवाक्ये गुर्जरभाषायां एकोनत्रिंशोऽध्यायः ॥ २९ ॥

**वैशंपायनउवाच ॥ अथराजात्रिगर्तानां सुशर्मारथयूथयः ।**
**प्राप्तकालमिदंवाक्य मुवाचत्वरितोबली ॥ १ ॥**

વૈશંપાયન કેહેછે—હે જનમેજય, એ પછી બળવાન્ રથના યૂથને પાળનાર ત્રિગર્ત દેશનો સુશર્મા નામે રાજા, વખતને અનુસરતું આવી રીતે કેહેવા લાગ્યો કે,—હે પ્રભો, વારંવાર પૂર્વે મત્સ્ય તથા શાલ્વના યોદ્ધાઓએ ત્રિગર્તના મનુષ્યોને છેતર્યા છે, તેમાં પણ મત્સ્ય રાજાના સુત કીચકે તો વારંવાર છેતર્યા છે; અને બંધું સહિત મને પણ બળાત્કારથી બાધ કર્યો છે. પછી ભીષ્મ જૂવે છે તે રીતે કર્ણને પણ ઉદ્દેશ કરી દુર્યોધનને કેહેવા લાગ્યો કે, વારંવાર પરાક્રમથી મારા દેશને વિરાટ રાજાએ બાધ કર્યો છે, પણ તેને પ્રેરણા કરનાર બળવાન્ કીચક હતો. તે પાપ કર્મ કરનાર, ક્રૂર સ્વભાવ વાળા, ક્રોધી, દુષ્ટ બુદ્ધિવાળો તથા પૃથ્વીમાં પ્રખ્યાત છે પરાક્રમ જેનું એવા કીચકને ગંધર્વોએ માર્યો, ત્યારે હવે આશ્રય વગરનો ગર્વ રહિત વિરાટ રાજા ઉત્સાહ રહિત થયો હશે, એમ મારી બુદ્ધિમાં આવે છે. માટે આપણે ત્યાં ચઢાઇ કરવી એમ મારા વિચારમાં આવે છે. પણ તમોને, સર્વ કૌરવોને તથા મહાત્મા કર્ણને જો રૂચતું હોય તો એ કામ હાલ આપણે જરૂર કરવા યોગ્ય છે, એમ હું માનું છું. માટે તે વિરાટ રાજાના ઘણાક ધાન્ય વાળા દેશ પ્રત્યે જઇને, તેનાં નાના પ્રકારનાં રત્ન તથા ધન લઇ લઇયે, અને તેનાં ગામ તથા દેશો જીતી લઇ ભાગ પાડી લઇયે; તેમ બળાત્કારથી તેના શેહેરને પીડિને તેની સુંદર હજારો ગાયો હરણ કરી લઇયે. કૌરવો તથા ત્રિગર્ત, એ બધાઓ સહિત આપણે એકઠા થઇને હમણાંજ તેની ગાયોનું હરણ કરિએ. આપણી સેનાના બે વિભાગ કરી એના પરાક્રમને હણિએ, ને તેની સમગ્ર સેનાને નાશ પમાડી, તે રાજાને ન્યાયથી વશ કરી આપણે સુખે નિવાસ કરશું; ને જરૂર તમારા સૈન્યની પણ વૃદ્ધિ થશે, એમાં સંશય નથી. એવાં તે સુશર્માનાં વચન સાંભળી કર્ણ દુર્યોધન પ્રત્યે કેહેવા લાગ્યો કે,—હે નિષ્પાપ, સુશર્માએ વખતને યોગ્ય આપણા હિતરૂપ સુંદર વાક્ય કહ્યાં, હવે જલદીથી સેના તૈયાર કરી આપણે નિકળિએ, અથવા સેનાનો વિભાગ કરીને નિકળિએ, જેમ તમારી ઇચ્છા. અને કૌરવોમાં વૃદ્ધ, બુદ્ધિમાન્ તથા આપણા સર્વના દાદા ભીષ્મ, દ્રોણાચાર્ય તથા શરદ્વાનના પુત્ર કૃપાચાર્ય, એ સર્વે જે રીતે કહે તે રીતે જવાનું કરો. વિચાર કરીને જલદિથી તે રાજાને વશ કરવાને જઇએ, ધન, બળ તથા પરાક્રમ વગરના પાંડવો સાથે હાલ આપણને શું પ્રયોજન છે?

હે રાજા, પાંડવો તો અત્યંત ક્યાંઇક દૂર નીકળી ગયા અથવા યમલોક પ્રત્યે ગયા ! માટે આપણે તો ચિત્તમાંથી ઉદ્વિગ્નતા મૂકી વિરાટના શેહેર પ્રત્યે જઇએ અને તેનાં વિવિધ પ્રકારનાં ધન તથા ગાયો હરણ કરીએ. વૈશંપાયન કેહેછે—હે જનમેજય, એ રીતે સૂર્યના પુત્ર કર્ણનાં તે વાક્ય ગ્રહણ કરીને દુર્યોધન રાજાએ, જલદિથી હંમેશ પોતાની આજ્ઞા પાળવામાં તત્પર નાન્હા ભાઇ દુઃશાસન પ્રત્યે આ રીતે આજ્ઞા કરી કે,–હે ભાઇ, વૃદ્ધોની સાથે વિચાર કરીને જલદિથી સેનાને તૈયાર કર, એટલે સેનાના વિભાગ કરીને, ઉત્તર તથા દક્ષિણ દિશા પ્રત્યે યોગ્યતા પ્રમાણે જઇએ. તે એવી રીતે કે, મહારથિ સુશર્મા ત્રિગર્ત દેશની ફોજ સહિત પ્રથમ મત્સ્યના દેશ પ્રત્યે જાય અને તેહો પછવાડે બીજે દિવસે આપણે કૌરવો સહિત તે વિરાટના સમૃદ્ધિવાન દેશ પ્રત્યે એકઠા થઇ જઇશું. એ સુશર્મા પ્રથમથી ત્યાં જઇને જલદિથી ગોવાળિઆઓને પકડીને ગાયોનું ઘણુંક ઘણુ હરણ કરી લે અને સેનામાં કર્યા છે વિભાગ જેણે એવા આપણે પણ સુંદર તથા રૂડા ગુણવાળિ હજારો ગાયો હરણ કરશું. વૈશંપાયન કેહેછે—હે જનમેજય, પછી કવચ પેહેરેલા, રથી, પાયદળ સહિત, બળથી મદોન્મત્ત તથા ગાયોની ઇચ્છાવાળા, મહાબળવાન, ત્રિગર્તદેશના યોદ્ધાઓએ દક્ષિણ દિશા પ્રત્યે જઇ પાછું વૈર લેવાની ઇચ્છાથી, સુશર્માના કેહેવા પ્રમાણે કૃષ્ણ પક્ષની સપ્તમીને દિને ગાયોનું હરણ કરયું. હે રાજા, પછી બીજે દિવસે અષ્ટમીમાં તે બધા કૌરવોએ એકઠા થઇને હજારો ગાયોનાં કુળ હરણ કરયાં.

अपरेदिवसे सर्वे राजन्संभूयकौरवाः ।
अष्टम्यांतेन्यगृण्हत गोकुलानिसहस्त्रशः ॥

इति श्रीमहाभारते विराटपर्वणि गोहरणपर्वणि दक्षिणगोग्रहे सुशर्मादियाने गुर्जरभाषायां त्रिंशोऽध्यायः ॥ ३० ॥

---

**वैशंपायनउवाच** ॥ ततस्तेषांमहाराज तत्रैवामिततेजसां ।
छद्मलिंगप्रविष्टानां पांडवानांमहात्मनां ॥ १ ॥

વૈશંપાયન કેહેછે—હે જમેજય, હવે તે વિરાટના ઉત્તમ શેહેરમાં બ્રાહ્મણાદિ વેષે કરી પેઠેલા ઘણાંક તેજવાળા મહાત્મા પાંડવોને, તેના શેહેરમાં રહી તેનાં કામ કરતાં તેરમુ વર્ષ વીતિ ગયું. કીચકના મરણ પછી શૂરવીર શત્રુને મારનાર વિરાટ રાજા, કુંતિના પુત્ર યુધિષ્ઠિર રાજા વિષે

"આ પણ કીચકની પેઠે મને સહાય કરનાર થશે," એમ સંભાવના કરતો હતો. હે જનમેજય, હવે તે તેરમા વર્ષને અંતે ઘણુંક ગાયોનું પણ સુશર્માએ વેગથી ગ્રહણ કર્યું, ત્યારે મ્હોટા વેગથી કુંડળ પેહેરેલો ગોવાળ, શેહેર પ્રત્યે આવી રથથી નીચે ઉતરીને, કુંડળ તથા બાજુબંધ જેણે ધારણ કરયા છે એવા શૂરવીર યોદ્ધા, મંત્રિયો તથા મહાત્મા પાંડવોથી વિંટાઇ સભામાં બેઠેલા દેશ વધારનાર મહારાજ વિરાટને જોઈ, તેની પાસે આવી પ્રણામ કરી કેહેવા લાગ્યો કે, બાંધવો રહિત અમને યુદ્ધમાં અતિ પરાભવ પમાડીને, ત્રિગર્ત દેશના યોદ્ધાઓ તમારી હજારો ગાયોને લઇ જાય છે! માટે હે રાજેંદ્ર, તે પાછી લઇ આવવાની ઇચ્છા કરો! તમારાં પશુ દૂર માં જાઓ! તે સાંભળી વિરાટ રાજા રથ, હસ્તિ, ઘોડા તથા પાયદળથી વ્યાપ્ત અને ધ્વજાઓ જેમાં છે એવી મત્સ્ય સંબંધિ સેનાની યોજના કરવા લાગ્યા. રાજાઓ તથા રાજપુત્રોએ પ્રકાશમાન તથા વિચિત્ર પ્રકારનાં કવચો પેહેરયાં. તેમાં વજ્રની પેઠે અભેદ્ય લોઢાનો છે ગર્ભ જેનો એવું સોનાનું કવચ વિરાટના પ્રિય ભાઇ શતાનિકે ધારણ કરયું; અને સર્વ શત્રુને પીડનાર તથા ઉપરથી સુવર્ણના પત્રાએ ઢાંકેલું કવચ શતાનિકથી નાના ભાઇ મદિરાક્ષે બાંધ્યું. સૂર્ય, ચંદ્ર, બિંદુ તથા નેત્ર સરખાં ચકચકિત ચિન્હ છે જેમાં અને કોઇથી ભેદાય નહીં એવું બળવાન કવચ વિરાટ રાજાએ બાંધ્યું. તેમ શ્વેત રક્ત મિશ્રિત વર્ણવાળા સો કમળની પંક્તિ જેટલો જેનો વિસ્તાર છે એવું સુવર્ણના પત્રાથી જડિત તથા સૂર્ય સરખાં તેજવાળું કવચ સૂર્યદત્તે ધારણ કર્યું. પછી લોઢાના ગર્ભવાળું, શ્વેત છે વર્ણ જેનો તથા નેત્ર સરખા આકારવાળા છે ચક્રો જેમાં એવું દૃઢ કવચ વિરાટના શંખ નામના શૂરવીર જ્યેષ્ટ પુત્રે ધારણ કર્યું. તેમ સંગ્રામમાં મારનાર દેવ સરખા રૂપવાળા બીજા હજારો મહારથિયોએ પણ કવચો ધારણ કરયાં. પછી રથના જોડનાર મહારથિયોએ, સુંદર પઇડાંવાળા મ્હોટા શ્વેત રથોમાં જૂદા જૂદા સોનાનાં ઘરેણાં પેહેરેલા ઘોડાઓને જોડયા. તે વખતે સૂર્ય ચંદ્ર સરખા તેજવાળા સાવ સુવર્ણના વિરાટના દિવ્ય રથ વિષે અતિ ઉંચિ ધ્વજા શોભતી હતી. પછી શૂરવીર બીજા પણ સર્વ ક્ષત્રિયો સુવર્ણથી શોભાયમાન વિચિત્ર પ્રકારની ધ્વજાઓ પોતપોતાના રથોમાં જોડવા લાગ્યા. તેટલામાં મત્સ્ય રાજા, પોતાના નાના ભાઇ શતાનિકને કેહેવા લાગ્યા કે કંક, બલ્લવ, તંતિપાળ તથા પરાક્રમિ અશ્વપાળ એઓ પણ યુદ્ધ કરે એમ નિશ્ચય મારી બુદ્ધિમાં આવેછે. માટે એઓને પણ ધ્વજા પતાકાવાળા રથો આપો, તથા

વિચિત્ર પ્રકારનાં દઢ કોમળ કવચો તથા આયુધો પણ આપો, જે તેઓ શરીરમાં ધારણ કરે. કારણ તે શૂરવીર સરખાં જેનાં અંગ છે એવા તથા હાથીની સૂંઢ સરખા હાથવાળા પુરૂષો ખચિત યુદ્ધ કરશે, એમ મને ધારવામાં આવેછે. એવાં રાજાનાં વચન સાંભળી તેના નાના ભાઇ શતાનિકે જલદિથી પાંડવો વાસ્તે રથોનો હુકમ કર્યો. એટલે તેની આજ્ઞાથી સારથિઓ યુધિષ્ઠિર, ભીમ, નકુળ તથા સહદેવ, એ ચારે જણ વાસ્તે રથ જોડી ઉભા રહ્યા. ત્યારે શત્રુને તપાવનાર તે ચારે પાંડવો, વિરાટના કહેવા પ્રમાણે તે કવચો અંગમાં ધારણ કરીને, ઘોડા જોડેલા રથો પ્રત્યે બેઠા. પછી શત્રુના સમૂહને મારનારા, વેગવાન, છુપાં જેનાં રૂપ છે એવા, યુદ્ધ કરવામાં ચતુર, સોનાના માફાવાળા રથમાં બેઠેલા, મહારથિ, સાચા પરાક્રમવાળા તથા શૂરવીર તે ચારે ભાઇયો પ્રસન્નતાથિ રાજાની પછવાડે ચાલવા લાગ્યા. તેમજ ભયંકર, ભેદાયા છે ગંડસ્થળ તથા મુખ જેનાં અને મદ જેને ઝરેછે એવા, માવત લોકોએ શિખવેલા તથા યુદ્ધમાં કુશળ પુરૂષો જેની ઉપર બેઠેલા છે એવા સાઠ વર્ષના રૂડા દાંતવાળા મદોન્મત હસ્તિયો, જાણે ચાલતા પર્વતો હોય નહીં તેની પેઠે વિરાટની પછવાડે ચાલવા લાગ્યા. વળી યુદ્ધ કરવામાં, ચતુર, મુખ્ય, પ્રસન્ન, તથા સારી આજીવિકાવાળા મત્સ્ય દેશના યોદ્ધાઓના આઠ હજાર રથ, હજાર હાથી તથા સાઠ હજાર ઘોડાઓ ચોતરફથી વિરાટની પછવાડે નીકળ્યા. હે રાજન્, તે વખતે ગાયોના સ્થાનકને જોતું, દઢ આયુધવાળા મનુષ્યથી સંકીર્ણ અને હાથી, ઘોડા તથા રથથી સંકુલ તે વિરાટનું મુખ્ય સૈન્ય ચાલતાં શોભતું હતું.

संप्रयाततदाराज न्निरीक्षंतंगवांपदं ।
तद्बलाग्र्यंविराटस्य संप्रस्थितमशोभत ॥
दृढायुधजनाकीर्णं गजाश्वरथसंकुलं ॥

इति श्रीमहाभारते विराटपर्वणि गोहरणपर्वणि दक्षिणगोग्रहेमत्स्यराजरणोद्योगे गुर्जरभाषायां एकत्रिंशोऽध्यायः ३१.

---

**वैशंपायनउवाच** ॥ निर्यायनगराच्छूरा व्यूढानीकाःप्रहारिणः ।
त्रिगर्तानस्पृशन्मत्स्याः सूर्येपरिणतेसति ॥१॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય, પછી શેહેરમાંથી નીકળીને વ્યૂહ

રચનાથી ગોઠવાયલા, પ્રહાર કરનારા, શૂરવીર મત્સ્ય દેશના યોદ્ધાઓ, પાછલા પોહોરે ત્રિગર્તની ફોજ પાસે ગયા. ત્યારે ક્રોધથી તપેલા, યુદ્ધમાં દુર્મદ તથા ગાયોની સ્પૃહાવાળા મહાબળવાન્ ત્રિગર્ત તથા મત્સ્ય દેશના યોદ્ધાઓ પરસ્પર શબ્દ કરવા લાગ્યા. અને શૂરવીર પુરૂષો જેની ઉપર બેઠા છે એવા ભયંકર મદોન્મત્ત હસ્તિયો, હુશિયાર માવત લોકોએ ભાલા તથા અંકુશથી પ્રેરણા કરી ત્યારે પરસ્પર મારવા લાગ્યા તે વખતે શરીરમાં રોમ ઉભાં કરનાર, યમરાજાના દેશને વધારનાર અને દેવ તથા અસુરના સંગ્રામ સરખો તે પાયદળ તથા રથ, હસ્તિ અને ઘોડાઓ ઉપર બેસનારનો ઘણો ભયંકર સંગ્રામ થયો તેમાં પરસ્પર સામા આવી તેઓ એક બીજાને મારતા હતા, ત્યારે પૃથ્વીમાં રજ ઉડતી તેથી કંઇપણ જણાતું નહીં. અને સેનાથિ ઉડતી તે રજે કરી વિંટાયલા પક્ષિયો પૃથ્વી ઉપર પડતા હતા. અવછિન્ન ચાલતા બાણોએ કરીને સૂર્ય દેખવામાં આવતો નહીં, ને તે વખતે આકાશ આગિયા કીડાઓથી સંયુક્ત હોય તેની પેઠે શોભતું હતું. ડાબી તથા જમણી કોર બાણોને ફેંકનારા તથા લોકમાં શૂરવીર ધનુષધારિ પુરૂષો પડતા, તેમના હાથમાંથી સોનાના પ્રષ્ટ ભાગ છે જેના એવાં ધનુષ બીજા હાથ પ્રત્યે જતા હતા. પછી રથમાં બેસનારા રથિયો સાથે, પાયદળ પાયદળો સાથે, સારથિયો સારથિયો સાથે તથા હસ્તિયો ઉપર બેસનાર તે ઉપર બેસનારાઓ સાથે ખડ્ગ, પટ્ટા, સાંગ, શક્તિ તથા ગુરજ ઇત્યાદિ શસ્ત્રોએ કરી ક્રોધથી તપીને પરસ્પર મારવા લાગ્યા. વળી કેટલાક હાથમાં ભાલા લઈ સંગ્રામમાં પરસ્પર મારતા, પણ શૂરવીરોને વિમુખ કરવાને સમર્થ થતા નહીં. તે સમય સંગ્રામમાં કપાઇ ગયા છે હોઠ તથા કેશ જેના એવાં, સુંદર નાસિકાવાળાં, કુંડળ પેહેરેલાં તથા રજે ભરાઇ ગયેલાં કપાયલાં મસ્તકો રણભૂમિમાં શોભતાં, તેમ બાણથી કપાયલાં ક્ષત્રિયોનાં શાલ વૃક્ષની શાખાઓ સરખાં અંગ પણ શોભતાં હતાં. વળી ચંદન ચોપડેલા શૂરવીરોના સર્પના શરીર સરખા હાથથી રણભૂમિ શોભતી હતી. એ પ્રમાણે યોદ્ધાઓ મરણ પામ્યા તેથી નિકળેલા રૂધિરે કરી, પૃથ્વીમાંથિ જે રજ ઉડતીતિ તે શાંત થઇ, ને શૂરવીર પુરૂષોને ભયંકર મૂર્ચ્છા આવી ગઇ. એ રીતે મર્યાદા રહી નહીં અને જે પક્ષિની ગતિ તથા દર્શન આકાશમાં થાય, તે પક્ષિયો આકાશમાં બાણના સમુદાયથી અત્યંત ઉદ્વિગ્ન થઇ, ધ્વજાના અગ્ર ભાગાદિકમાં બેસવા લાગ્યા; કારણ આકાશમાં તેમની ગતિ તથા દર્શનનો બાણોએ રોધ કરયો. પછી શતાનિકે સો યોદ્ધાને અને વિ-

શાસ્ત્રાસ્ત્રે ચારસોને માર્યા. અને મહારથિ તે બેઉ જણ ત્રિગર્તની મ્હોટી સેના પ્રત્યે પેઠા. તે બેઉજણ શૂરવીર તથા બળવાન છે, તોપણ તે મ્હોટી સેનામાં પેઠાથી મોહ પામી ગયા. તે પછી પરસ્પર કેશ ઝાલીને તથા પરસ્પર નખથી મારીને યોદ્ધાઓ યુદ્ધ કરવા લાગ્યા. એ રીતે ત્રિગર્તના રથના સમુદાય પ્રત્યે પ્રથમથી શતાનિક અને પાછળથી વિશાલાક્ષ બેઉજણ પેઠા, એમ જાણીને વિરાટ રાજા, ત્યાં સંગ્રામમાં પાંચસો રથ, આઠસો ઘોડા અને પાંચ મહારથિયોને મારીને, રથે કરી વિવિધ પ્રકારના માર્ગો પ્રત્યે ફરતાં, સોનાના રથવાળા ત્રિગર્ત દેશના રાજા સુશર્મા પાસે આવ્યા. ત્યારે તે મહા બળવાન, બેઉજણા ગાયોના સ્થાનમાં જેમ બે સાંઢો પરસ્પર શબ્દ કરે, તેમ પરસ્પર ગર્જના કરવા લાગ્યા. પછી યુદ્ધમાં દુર્મદ ત્રિગર્તનો રાજા સુશર્મા, રથે કરી મત્સ્ય રાજાની પાસે આવ્યો. ત્યારે રથમાં બેઠેલા ક્રોધી તે બેઉજણા રથે કરી પરસ્પર અતિક્રમણ કરવા લાગ્યા અને જલદિથી મેઘ જેમ જળની ધારાઓ નાંખે તેમ પરસ્પર બાણ નાંખવા લાગ્યા. એ રીતે ખડ્ગ, શક્તિ તથા ગદા ધારણ કરનાર, અસ્ત્ર જાણનાર તથા પરસ્પર ક્રોધથી તપેલા તે બેઉ, તીક્ષ્ણ બાણોથી પરસ્પર યુદ્ધ કરવા લાગ્યા. તેટલામાં વિરાટ રાજાએ, દશ બાણે કરી સુશર્માને વિંધ્યો અને પાંચ પાંચ બાણે કરી તેના ચાર ઘોડાને વિંધ્યા. તેમજ પરમ અસ્ત્ર જાણનાર તથા યુદ્ધમાં દુર્મદ સુશર્માએ પણ પચાસ બાણ વિરાટ રાજા ઉપર નાંખ્યા ત્યારે હે મહારાજ, મત્સ્ય રાજા અને સુશર્મા રાજાનું સૈન્ય, સૈન્યથી ઉડેલી રજથી વિંટાઇ ગયું; તેથી પરસ્પર એક બીજાને જાણતું નહીં.

ततःसैन्यंमहाराज मत्स्यराजसुशर्मणोः ।

नाभ्यजानत्तदान्योन्यं सैन्येनरजसावृतं ॥

इति श्रीमहाभारते विराटपर्वणि गोहरणपर्वणि दक्षिणगोग्रहेविराटसुशमर्युद्धे गुर्जरभाषायां द्वात्रिंशोऽध्यायः ३२

---

**वैशंपायनउवाच** ॥ तमसाभिप्लुतेलोके रजसाचैवभारत ।

अतिष्ठन्वैमुहूर्तंतु व्यूढानीकाःप्रहारिणः ॥१॥

વૈશંપાયન કહેછે—હે જનમેજય, પછી અંધકાર તથા રજથી લોક વ્યાપ્ત થઇ ગયો, તેથી ચંદ્રોદય પર્યંત, મારનારનાં તે બેઉ સૈન્ય વ્યૂહ ર-

ચનાથી ઉભાં થઇ રહ્યાં. અને જ્યારે અંધકારને ટાળતો, રાત્રિને નિર્મળ કરતો તથા સંગ્રામમાં ક્ષત્રિયોને ખુશી કરતો ચંદ્રમા ઉદય થયો, ત્યારે ફરીથી ભયંકર યુદ્ધ પ્રવર્તમાન થયું; જેમાં તે યોદ્ધાઓ પરસ્પર જોતા નહીં. તેટલામાં ત્રિગર્ત દેશનો સુશર્મા રાજા, પોતાના નાના ભાઇ સહિત રથના સમુદાયને લઇ, વિરાટ પ્રત્યે દોડયો. અને ક્રોધથી તપેલા ક્ષત્રિમાં શ્રેષ્ઠ તે બેઉ ભાઇયો, રથમાંથી નીચે ઉતરી હાથમાં ગદાઓ લઇને, વિરાટના રથ પ્રત્યે ગયા. તેમજ તેમનાં કોપાયમાન સૈન્યો પણ તીક્ષ્ણ ધારવાળા ગદા, ખડ્ગ, ફરશી, સાંગ, ઇત્યાદિ આયુદ્ધોથી પરસ્પર મારવા લાગ્યા. એ રીતે ત્રિગર્ત દેશના રાજા સુશર્મા તથા તેના ભાઈએ, સૈન્યથી મત્સ્યના સૈન્યને મંથન કરી જીતીને, બળવાન મત્સ્ય દેશના રાજા વિરાટ પ્રત્યે દોડી, તેની પડખે રેહેનાર તથા તેના સારથિને મારીને, જીવવાને ઇચ્છનાર તે રાજાને પકડયો. પછી તે સુશર્મા, કામી પુરૂષ જેમ સ્ત્રીને મર્દન કરે, તેમ તેને મર્દન કરી પોતાના રથમાં બેસાડી, વેગવાન રથથી જલદી જવા લાગ્યો. એ રીતે વિરથ તથા અત્યંત બળવાન વિરાટને સુશર્માએ ગ્રહણ કર્યો, ત્યારે ત્રિગર્ત દેશના યોદ્ધાઓથી માર ખાધેલા તે મત્સ્ય દેશના યોદ્ધાઓ ભાગવા લાગ્યા. એ પ્રમાણે તેઓ ત્રાસ પામવા લાગ્યા, ત્યારે કુંતિ પુત્ર યુધિષ્ઠિર, શત્રુને દમન કરનાર મહાબાહુ ભીમસેન પ્રત્યે કેહેવા લાગ્યા કે,—હે મ્હોટા હાથવાળા, ત્રિગર્ત દેશના સુશર્મા રાજાએ મત્સ્ય રાજાને પકડયો છે, માટે શત્રુને વશ ન થાય તેમ જલદિથી તેને મૂકાવ; અને તેનું સર્વ સૈન્ય પણ, સર્વ કામનાથી પરિપૂર્ણ થઇ સુખે કરી પાછો નિવાસ કરે, તે રીતે કર. કારણ તેના શેહેરમાં આપણે રહ્યા, તેનો બદલો આપવો જોઇએ. તે સાંભળી ભીમસેને કહ્યું કે હે પાર્થ, તમારી આજ્ઞાથી હું એની રક્ષા કરીશ, ને શત્રુ સંઘાતે જે હું મ્હોટુ યુદ્ધ કરૂં તે તમે જૂવો. હે રાજા, પોતાના બાહુબળનો આશ્રય કરી ભાઇયો સહિત તમે ઉભા રહો, ને એકાંતમાં ઉભા રહીને મારૂં પરાક્રમ જૂવો. આ રૂડી શાખાઓવાળો ગદા સરખો મ્હોટો વૃક્ષ ઉભો છે, એ વૃક્ષ ઉપાડીને હું શત્રુને મારીશ. વૈશંપાયન કેહેછે—હે જનમેજય, ત્યારે મદોન્મત્ત હસ્તની પેઠે વનસ્પતિને જોતા તે શૂરવીર ભીમસેનને, ધર્મરાજ યુધિષ્ઠિર કેહેવા લાગ્યા કે,—હે ભીમ, હે ભારત, સાહસ ન કર, આ વનસ્પતિ કાયમ રહો! કારણ વૃક્ષથી અમાનુષ કર્મ કરનાર તને, મનુષ્યો "આ ભીમ છે" એમ માં જાણો! બીજું કંઇપણ મનુષ્યો લાયક આ યુદ્ધ ગ્રહણ કર! ધનુષ્ય, શક્તિ વા ખડ્ગ અથવા ફરશી, એઓ-

માંથી બીજાઓ જાણે નહીં તે રીતે મનુષ્યને યોગ્ય આયુધ ધારણ કરી, જલદિથી રાજાને મૂકાવ; અને મહાબળવાન નકુળ સહદેવ એ તારા ચક્ર ની રક્ષા કરનાર થાય એ રીતે સંગ્રામમાં ત્રણ ભાઇયો એકઠા થઇ મત્સ્ય રાજાને લઇ આવો, વૈશંપાયન કેહેછે—હે જનમેજય, એમ યુધિષ્ઠિરે કહ્યું ત્યારે મહા બળવાન ભીમસેન, વેગથી ઉત્તમ ધનુષ્ય ગ્રહણ કરીને, સજલ મેઘ જેમ અવચ્છિન્ન જળની ધારાનો વર્ષાદ કરે, તેમ બાણનો વર્ષાદ કરવા લાગ્યા અને ભયંકર કર્મવાળા તે સુશર્માની પછવાડે દોડિ તેણે વિરાટને જોઈ તેને "હે સાધુ" એમ કહી સુશર્માને કહ્યું કે અરે ! ઉભો રહે ! ઉભો રહે ! તે સાંભળી સુશર્માએ વિચાર્યું કે, કાળે કરી નાશ કરનાર યમ રાજાની જેને ઉપમા અપાય એવો અને "ઉભો રહે ઉભો રહે" એ રીતે પછવાડેથી બોલનાર આ પુરૂષ ભલે પરસ્પર યુદ્ધરૂપ મારૂં મ્હોટું કર્મ જૂએ! અને હું એને જોઉં! પછી ભાઇયો સહિત સુશર્મા હાથમાં ધનુષ લઇ પાછો વળ્યો અને યુદ્ધ કરવા લાગ્યો. ત્યારે ક્ષણમાત્રમાં ભીમસેને વિરાટની સમક્ષ રથ, ઘોડા, હાથિયો તથા શસ્ત્ર ધારણ કરનાર હજારો શૂરવીર પુરૂષોને મારી નાખ્યા. વળી તે મહાત્મા ભીમસેને, હાથમાં ગદા લઈને, સુશર્માની સેનાનાં હજારો પાયદળ પણ મારી નાખ્યાં. એવું તે યુદ્ધ જોઇને, યુદ્ધમાં દુર્મદ સુશર્મા પોતાના મનમાં સેનાના થયેલા મ્હોટા વધને ચિંતન કરવા લાગ્યો, ને "મારો બીજો ભાઇ મહા બળવાન સૈન્યમાં બૂડેલો પૂર્વે દેખાતો હતો ! ને કાન પર્યંત ખેંચેલા ધનુષથી શોભતો હતો ! તે કેમ દેખાતો નથી ! " એમ વિચારવા લાગ્યો. પછી સુશર્મા તીક્ષ્ણ બાણોને વારંવાર ફેંકવા લાગ્યો, ને તે મત્સ્ય દેશના સર્વ યોદ્ધાઓ દિવ્ય અસ્ત્રથી ત્રિગર્તના યોદ્ધાઓને મારવા લાગ્યા. પછી પાંડવોને જોઇને, વિરાટનો પુત્ર મ્હોટા ક્રોધથી યુદ્ધ કરવા લાગ્યો. તેટલામાં કુંતિના પુત્ર યુધિષ્ઠિરે હજાર યોદ્ધાઓને મારી નાખ્યા, ભીમસેને સાત હજારને યમ લોક દેખાડ્યો અને સાતસો યોદ્ધાઓને નકુળે બાણથી માર્યા, તથા ત્રણસો શૂરવીર યોદ્ધાઓને પ્રતાપવાન સહદેવે માર્યા. પછી સહદેવ શસ્ત્ર ઉગામિને સુશર્મા પાસે આવ્યો, તેટલામાં મહારથિ યુધિષ્ઠિર રાજા ઉતાવળથી સુશર્માની પાસે આવી બાણથી તેને અત્યંત મારવા લાગ્યા. ત્યારે ક્રોધથિ તપેલા સુશર્માએ પણ ઉતાવળથી યુધિષ્ઠિર રાજાને નવ બાણથી તથા ચાર બાણથી તેના ચાર ઘોડાને વિંધ્યા. તેટલામાં જલદીથી મારનાર કુંતિના પુત્ર ભીમસેને સુશર્મા પાસે આવીને તેના રથના ઘોડાઓને પાડી નાખ્યા,

ને તેની પુઠના રક્ષકોને પણ બાણથી મારીને ક્રોધથી તેના સારથિને પણ રથ ઉપરથી પાડી નાખ્યો. તેટલામાં શૂરવીર અતિ વિખ્યાત ચક્રનિ રક્ષા કરનાર મદિરાક્ષ પણ ત્યાં આવી ત્રિગર્ત રાજાને વિરથ જોઇ મારવા લાગ્યો. ત્યારે વિરાટ પણ સુશર્માના રથમાંથી નીચે કૂદી તેનીજ ગદા લઇ તેને બળથી મારવા દોડ્યા. તે વખતે હાથમાં ગદા લઇ ફરનાર વિરાટ રાજા વૃદ્ધ છે તોપણ તરૂણ સરખા લાગતા હતા. પછી પલાયમાન થતા ત્રિગર્ત દેશના રાજા સુશર્માને જોઇ ભીમસેન કેહેવા લાગ્યા કે, હે રાજપુત્ર, પાછો વળ, તને પલાયમાન થવું લાયક નથી. આવા પરાક્રમથી કેમ તું બળાત્કારે ગાયો લઇ જવાને ઇચ્છે છે! અને ચાકરોનો ત્યાગ કરી કેમ શત્રુની વચમાં ખેદ પામે છે! એમ ભીમસેને કહ્યું ત્યારે રથનાં યૂથને પાળનાર તે બળવાન સુશર્મા, "ઉભો રહે ઉભો રહે" એમ કહી જલદીથી ભીમસેનની સામે દોડયો. ત્યારે જેની ઉપમા કોઇને અપાય નહીં એવો ભીમ પાંડવ, રથથી નીચે ઉતરિને સુશર્માના જીવિતની ઇચ્છાથી, જલદીથી તેની પાસે આવ્યો; અને દોડતા સુશર્માની પછવાડે, સિંહ જેમ ક્ષુદ્ર મૃગને પકડવા તેની પછવાડે દોડે, તેમ તેને પકડવા માટે દોડી પરાક્રમી ભીમસેને, તેના કેશ ઝાલ્યા, ને ક્રોધથી તેને પૃથ્વી ઉપર પીસી તેના માથામાં લાત મારી; તેમ તેના પેટમાં ગોઠણ તથા હાથ માર્યા. એ રીતે ભીમસેનના મારવાથી તે મહારથી સુશર્મા મોહ પામી ગયો, ને તેને જ્યારે ભીમસેને ગ્રહણ કર્યો, ત્યારે ભયથી આતુર ત્રિગર્તનું બધુ સૈન્ય ભાગવા લાગ્યું. પછી પોતાના બાહુ બળે કરી સંપન્ન, લજ્જાવાન, વ્રત ધારણ કરનારા, મહારથિ તથા વિરાટનો ક્લેશ ટાળનારા મહાત્મા પાંડવો, સર્વ ગાયોને પાછી વાળી સુશર્માને જીતી તથા ચોતરફથી ધણ લઇ ઉભા હતા, તેમની સમક્ષ ભીમસેન કેહેવા લાગ્યા કે, ખરાબ આચરણવાળો આ સુશર્મા મારાથી જીવવા લાયક નથી, પણ રાજા હંમેશ દયાળુ માટે મારાથી શું કરી શકાય! એમ કહી અચેતન તથા રજથી ભરેલા સુશર્માને ગળેથી ઝાલી, બાંધી રથમાં નાંખીને ભીમસેને, રણસંગ્રામના મધ્ય ભાગમાં જ્યાં યુધિષ્ઠિર રાજા ઉભા હતા, તેની પાસે લઇ જઈ તેને દેખાડયો. તે જોઈને હાસ્ય કરી, સંગ્રામમાં શોભતા ભીમસેનને, પુરૂષમાં સિંહરૂપ રાજાએ કહ્યું કે, મનુષ્યમાં અધમ સુશર્માને મૂકી દ્યો. એમ રાજાએ કહ્યું, ત્યારે ભીમસેન તે મહા બળવાન સુશર્માને કેહેવા લાગ્યા કે, હે મૂઢ, જીવવાને ઇચ્છતો હોયતો તને જીવવાનો હેતુ કહું તે સાંભળ—તારે ઘરમાં તથા સભામાં "હું દાસ છું" એમ

કહેવું. એમ કહેનો તારું જીવિત હું આપું, કારણ યુદ્ધમાં જીતનારનો એ વિધિ છે. એ સાંભળી મ્હોટા ભાઇ યુધિષ્ઠિરે ભીમસેનને વિનયથી કહ્યું કે-હે ભીમસેન, અમારૂં કહેવું તારે પ્રમાણ હોય તો, તે ખરાબ આચરણવાળા સુશર્માને મૂકી દે; એ વિરાટ રાજાના દાસપણાને પ્રાપ્ત થયો. એમ ભીમસેનને કહી યુધિષ્ઠિરે તે સુશર્માને કહ્યું કે, જા અમે તને છોડી દીધો છે, તું દાસ નથી, પણ ફરી ક્યારેય પણ આવું કામ કરતો નહીં.

मुंचमुंचाधमाचारं प्रमाणंयादितेवयं ।

दासभावंगतोह्येष विराटस्यमहीपतेः ॥

अदासोगच्छमुक्तोसि मैवंकार्षीःकदाचन ॥

इति श्रीमहाभारते विराटपर्वाणि गोहरणपर्वाणि दक्षिणगोग्रहेसुशर्मानिग्रहे गुर्जरभाषायां त्रयस्त्रिंशोऽध्यायः ३३.

---

वैशंपायनउवाच ॥ एवमुक्तेतुसव्रीडःसुशर्मासीदधोमुखः ।

समुक्तोभ्येत्यराजान मभिवाद्यप्रतास्थिवान् ॥ १ ॥

વૈશંપાયન કહે છે-હે જનમેજય, એવી રીતે યુધિષ્ઠિરે કહ્યું, ત્યારે ભીમસેને છોડી દીધેલો સુશર્મા, લજ્જાથી નીચું જોઇ રાજા પાસે જઇ પ્રણામ કરીને ચાલતો થયો. એ રીતે સુશર્માને મૂકીને, બાહુ બળે કરી સંપન્ન, લજ્જાવાન, વ્રત ધારણ કરનાર તથા હણાયા છે શત્રુ જેના એવા પાંડવો, તે રાત્રિ ત્યાં સંગ્રામના મધ્યમાં સુખે કરી રહ્યા. પછી વિરાટ રાજા, અમાનુષ પરાક્રમવાળા મહારથિ પાંડવોનો ધન તથા માનથી ઘણોક સત્કાર કરીને કહેવા લાગ્યો કે, જે મારાં રત્નો છે, તે તમારાંજ છે, માટે જે રીતે સુખ થાય તે રીતે ઇચ્છા પ્રમાણે કાર્ય કરો. હું તમને શોભાયમાન કન્યાઓ તથા નાના પ્રકારનાં ધન આપું; અને બાકી પણ જે તમારા મનને ઇચ્છા હોય તેપણ આપું; કારણ યુદ્ધમાં શત્રુને મારનારા તમો છો. જૂવો હાલ તમારા પરાક્રમથી હું કુશળ રહ્યો તથા મુક્ત થયો છું, માટે તમેજ સર્વ મત્સ્ય દેશના રાજાઓ છો. વૈશંપાયન કહે છે-હે જનમેજય, એ રીતે બોલતા મત્સ્ય રાજાનાં વચન સાંભળીને, યુધિષ્ઠિર છે મુખ્ય જેમાં એવા સર્વ પાંડવો, જૂદા જૂદા હાથ જોડી કહેવા લાગ્યા કે હે રાજા, તમારૂં બધું બોલવું યથાર્થ છે, પણ જે હાલ તમે શત્રુથી મુક્ત થયા એથીજ અમે પ્રસન્ન છીએ. એવાં પાંડવોનાં વચન સાંભળી ફરીથી

મ્હોટા હાથવાળો રાજાઓમાં શ્રેષ્ઠ મત્સ્ય રાજા યુધિષ્ઠિર પ્રત્યે કેહેવા લાગ્યો કે, આવો! હું તમોને અભિષેક કરી અમારા તો મત્સ્ય રાજા તમે! અને જે કંઇ તમારા મનનું અભિપ્રેત હોય તે પૃથ્વીમાં દુર્લભ હશે તોપણ તે તમારી ઇચ્છા પ્રમાણે હું તમોને આપીશ, આ મારૂં જે કંઇ સર્વ રત્ન, ગાયો, સુવર્ણ, મણી તથા મૌક્તિક છે, તે તમે ગ્રહણ કરવા લાયક છો! હે વ્યાઘ્રપાત્ ગોત્રમાં ઉત્પન્ન થયેલા, હે વિપ્રેંદ્ર કંક, તમને હું નમસ્કાર કરૂં છું, ને તમારે વાસ્તે રાજ્ય અને સંતાન જોઊં છું. કારણ શત્રુએ ગ્રહણ કરવાથી ભયભીત થયેલો હું તમ થકી શત્રુને વશ થયો નહીં! તે સાંભળી ફરીથી યુધિષ્ઠિર રાજાએ મત્સ્ય પ્રત્યે કહ્યું કે હે મત્સ્ય, તમારાં વાક્યની હું પ્રશંસા કરૂં છું, કારણ તમે મનને ગમતું બોલો છો, અને તમમાં ક્રૂરપણું નથી, માટે નિરંતર તમે અત્યંત સુખી થાઓ! હે પૃથ્વીપતિ, જલદિથી શેહેર પ્રત્યે દૂતો મોકલો, જે જઇને સગાઓને આ પ્રિય વાત કહે અને તમારા જયનો ઘોષ કરાવે. એવાં યુધિષ્ઠિરનાં વચન સાંભળીને, મત્સ્ય રાજાએ દૂતોને આજ્ઞા કરી કે, હે દૂતો, શેહેરમાં જઇ સંગ્રામમાં મારો જય થયો તે કહો, અને કહો જે કન્યાઓ અલંકાર ધારણ કરી સામી આવે; તેમ સર્વ વાદિત્ર તથા ગણિકાઓ પણ અલંકાર ધારણ કરીને આવે. એ રીતે મત્સ્ય રાજાએ આજ્ઞા કરી તે સાંભળી, તે મસ્તકપર ચઢાવીને, પ્રસન્ન થયેલા દૂતો શેહેર પ્રત્યે જવા લાગ્યા. તે રાત્રિએ શેહેરમાં જઇને, સૂર્યોદય થયો ત્યારે શેહેરની પાસે દૂતોએ વિરાટના જયનો શબ્દ કરાવ્યો.

तेगत्वातत्रतांरात्रि मथसूर्योदयंप्रति ।

विराटस्यपुराभ्याशे दूताजयमघोषयन् ॥

इति श्रीमहाभारते विराटपर्वणि गोहरणपर्वणि दक्षिणगोग्रहे विराटजयघोषे गुर्जरभाषायां चतुस्त्रिंशोऽध्यायः ॥ ३४ ॥

---

**वैशंपायनउवाच ॥** यातोत्रिगर्तान्मत्स्येतु पशूंस्तान्वैपरीप्सति ।

दुर्योधनःसहामात्यो विराटमुपयादथ ॥ १ ॥

વૈશંપાયન કેહે છે—હે જનમેજય, હવે ત્રિગર્તથકિ મત્સ્ય રાજા છુટયો કે તે ગાયોને ઇચ્છતો દુર્યોધન વિરાટના દેશ પ્રત્યે આવ્યો તેની સાથે ભીષ્મ, દ્રોણ, કર્ણ, પરમાસ્ત્ર જાણનાર કૃપાચાર્ય, અશ્વત્થામા, શકુનિ, દુઃશાસન, વિવિંશતિ, વિકર્ણ, પરાક્રમી ચિત્રસેન, દુર્મુખ તથા દુઃશલ, ઇત્યાદિ

બીજા પણ મહારથી સર્વે કૌરવો, વિરાટના મત્સ્ય દેશ પ્રત્યે આવીને વેગથી ગાયોનાં રેહેવાનાં સ્થાનકો ભાગી, પરાક્રમથી સાઠ હજાર ગાયોને મ્હોટા રથના સમૂહથી ચોતરફ વિંટીને લઇ જવા લાગ્યા. અને તે મહારથી કૌરવોએ ગાયો તથા ગોવાળિયાને ભયંકર સપ્રહાર કરવા માંડયો, જેથી તેઓ મ્હોટેથી શબ્દ કરવા લાગ્યા. ત્યારે ગોવાળોનો અધ્યક્ષ ભયભીત થઇ જલદિથી રથમાં બેશી, પીડિતની પેઠે ભયંકર શબ્દ કરતો વિરાટના શેહેર પ્રત્યે આવ્યો, ને રાજાના ઘર પ્રત્યે જઇ રથ ઉપરથી ઉતરી હકીકત કેહેવાને અંદર ગયો. ત્યાં ભૂમિંજય નામે વિરાટના માનિ પુત્રને જોઇને, દેશમાંથી પશુનું આકર્ષણ થયું તે બધી વાત તેને કેહેવા લાગ્યો કે, તારી સાઠ હજાર ગાયો કૌરવો લઇ જાય છે, માટે હે દેશને વધારનાર, તેને જીતવા સારૂ ઉભો થા. હે રાજપુત્ર, પોતાનું હિત ચાહાતો હોય તો જલદિથી તું પોતે બહાર નીકળ, કારણ રાજા પોતાની ગેર હાજરીમાં તને અહીં રક્ષણ કરનાર કરી ગયો છે. વળી તને સભામાં રાજા દરરોજ વખાણતા હતા જે "આ મારો પુત્ર શૂરવીર, મારા સરખો બાણ તથા અસ્ત્રવિદ્યામાં નિપુણ મ્હોટું યુદ્ધ કરનાર છે," માટે તે રાજાનું બોલવું આ વખતે સત્ય થાઓ! હે પશુવાળાઓમાં શ્રેષ્ઠ, કૌરવોને જીતીને પશુઓને પાછા વાળ, ને ભયંકર બાણના તેજથી તે કૌરવોની સેનાને બાળી નાખ. ધનુષમાંથી નિકળ્યા સોનાની પુંઠવાળા તથા નમ્ર છે અગ્રભાગ જેના એવા બાણોથી, યૂથના પતિ હાથીની પેઠે તેઓનાં સૈન્યને ભેદી નાખ. પ્રત્યંચાના અંત ભાગના બે બંધનરૂપી છે તાર બાંધવાના ખીલા જેમાં તથા પ્રત્યંચારૂપી છે તાર જેમાં એવી, ચાપરૂપી દાંડાવાળી તથા બાણરૂપી શબ્દવાળી ધનુષરૂપી વીણાને શત્રુઓની વચમાં વગાડ. રૂપા સરખા શ્વેત ઘોડા તારા રથમાં જોડાઓ, અને સિંહના સરખી આકારવાળી તારી સુવર્ણની ધ્વજા ઉંચી થાઓ! સોનાની પુંઠવાળા, તીક્ષ્ણ, રાજાઓના માર્ગને રોધ કરનાર અને તારા દૃઢ હાથથી મૂકાયલા બાણો સૂર્યને આચ્છાદન કરો! ઇંદ્ર જેમ અસુરોને જીતે, તેમ સંગ્રામમાં સર્વ કૌરવોને જીતી મ્હોટા યશને પામી, શેહેરમાં ફરિથી આવો! જેમ જય કરનારાઓમાં શ્રેષ્ઠ અર્જુન પાંડવોની ગતિ છે, તેમ વિરાટનો પુત્ર તું મત્સ્ય દેશની પરમ ગતિ છો તેથી અમે બધા દેશમાં રેહેનારા નિશ્ચિંત છીએ. વૈશંપાયન કેહે છે—હે જનમેજય, એ રીતે અંતઃપુરમાં સ્ત્રિયોની વચમાં ગોપના અધ્યક્ષે કહ્યું, ત્યારે તે વિરાટનો પુત્ર તેનાં વચનને વખાણતો આવાં નિર્ભય વચન કેહેવા લાગ્યો.

स्त्रीमध्यउक्तस्तेनासौ तद्वाक्यमभयंकरं ।
अंतःपुरेश्लाघमान इदंवचनमब्रवीत् ॥
इति श्रीमहाभारते विराटपर्वणि गोहरणपर्वणि उत्तरगोग्रहेगोपवाक्ये गुर्जरभाषायां पंचत्रिंशोऽध्यायः ॥ ३५ ॥

---

**उत्तरउवाच** ॥ अद्याहमनुगच्छेयं दृढधन्वागवांपदं ।
यदिमेसारथिःकश्चि द्भवेदश्वेषुकोविदः ॥ १ ॥

ઉત્તર કેહેછે—દૃઢ ધનુષવાળો હું, હમણાંજ ગાયોના સ્થાનક પ્રત્યે, જો કોઇ મારો સારથિ અશ્વ હાંકવામાં ચતુર હોય તો જાઊ! મારો સારથિ થાય એવા કોઇ પુરૂષને હું જોતો નથી! વાસ્તે સંગ્રામમાં જવા માટે મારા યોગ્ય સારથિને જલદિથી જૂઓ! અઠ્ઠાવીશ વા ત્રીશ દિવસ જે મ્હોટું યુદ્ધ થયુંતું તેમાં મારો સારથી હણાયો! માટે હવે ઘોડાઓને ચલાવવામાં ચતુર બીજો સારથિ મને મળે તો, ઉતાવળથી ઉંચી જેમાં ધ્વજાઓ છે એવાં તથા હાથી, ઘોડા અને રથથી આકુળ શત્રુના સૈન્યમાં જઇ, શસ્ત્રના પ્રતાપથી કૌરવોને જીતિ, તે આવેલા દુર્યોધન, ભીષ્મ, કર્ણ, વૈકર્તન, કૃપાચાર્ય, દ્રોણાચાર્ય તથા અશ્વત્થામા ઇત્યાદિ મ્હોટા બાણના ભાથાંવાળાઓને સંગ્રામમાં ઇંદ્ર જેમ દૈત્યોને ત્રાસ પમાડે, તેમ ત્રાસ પમાડીને, આજ મુહૂર્તે પાછા પશુને લઇ આવું! શૂન્ય સ્થાનકેથી કૌરવો ગાયના ધણને લઇને જાયછે, પણ શું કરૂં જે હું ત્યાં ન હતો! પણ હવે તે આવેલા કૌરવો મારા પરાક્રમને જૂવે! કદી સાક્ષાત્ અર્જુન આવે તોપણ શું અમને બાધ કરી શકે! વૈશંપાયન કેહે છે—હે જનમેજય, એવાં તે રાજાના પુત્રનાં વચન સાંભળીને છુપા રેહેવાનો સમય પૂરો થઈ રેહેવા આવ્યો છે, તેથી સત્ય તથા કોમળતા ઇત્યાદિ ગુણ સંપન્ન, સ્વામીના પ્રિય તથા હિતમાં તત્પર, અગ્નિની પુત્રી તથા દ્રુપદની કન્યા પોતાની પ્રિય સ્ત્રી દ્રૌપદીને, સર્વ અર્થને જાણનાર અર્જુન પ્રસન્ન થઇ એકાંત વિષે કેહેવા લાગ્યા કે, હે કલ્યાણિ, મારાં વચનથી જલદી ઉત્તર રાજાને આ રીતે કહે કે "આ પાંડવનો માનેલો દૃઢ સારથિ તથા મહા યુદ્ધમાં જય પામનાર હતો, તે તારો સારથિ થશે." વૈશંપાયન કેહે છે—હે જનમેજય, એ રીતે સ્ત્રિયોને વિષે બોલતા અર્જુનનું વચન દ્રૌપદીથી સહન ન થયુ, તોયપણ તેની આજ્ઞા માનવા સારૂ સ્ત્રિયોની વચમાંથી તપસ્વિની દ્રૌપદી, ઉત્તર કુમાર પાસે જઇને, જાણે લજ્જાતી હોય

નહીં તેની પેઠે ધીરેથી બોલવા લાગી કે, હે વીર, જે મ્હોટા હસ્તિ સરખો, યુવાવસ્થાવાળો તથા ધનુષ ધારણ કરવામાં શ્રેષ્ઠ બૃહન્નલા નામથી વિખ્યાત છે, તે મહાત્મા પાંડવનો સારથિ અને શિષ્ય હતો, તેને પૂર્વે જ્યારે હું પાંડવો પાસે રેહેતી હતી, ત્યારે મેં ત્યાં જોયો હતો. જ્યારે અગ્નિએ મ્હોટું ખાંડવ વન બાળ્યું, ત્યારે અર્જુનના ઉત્તમ ઘોડા તેણે પકડી રાખ્યા હતા. તે સારથિની સહાયતાથી અર્જુન ઇંદ્રપ્રસ્થમાં રહીને સર્વ પ્રાણિયોને ઝીત્યા હતા, માટે તે સરખો કોઇ પણ સારથિ નથી. તે સાંભળી ઉત્તરે કહ્યું કે, હે સૈરંધ્રિ, હે કલ્યાણિ, એવો તરુણ પુરૂષ તું એને જાણેછે, ને એ નપુંસક નથી એમ તું જાણતી હો, તોપણ હું તો "મારા ઘોડાઓનો સારથિ થા," એમ એને કેહેવાને સમર્થ નથી થતો. ત્યારે દ્રૌપદિએ કહ્યું કે,-હે વીર, જે આ રૂડા કટિપશ્ચાદ્ ભાગવાળી તારી નાની બેહેન છે, એનું વચન તે માનશે, એમાં સંશય નહીં. અને જો તે સારથિ થાયતો, સર્વ કૌરવોને ઝીતિ ગાયોને પાછી લઈ આવીને, નિશ્ચય તારૂં શેહેરમાં પાછું આવવું થાય. એવાં સૈરંધ્રિનાં વચન સાંભળીને ઉત્તરકુમાર પોતાની નાની બેહેન પ્રત્યે કેહેવા લાગ્યો કે, હે બેહેન, બૃહન્નલાને બોલાવી લાવ. એ રીતે ભાઇએ મોકલી ત્યારે તે કન્યા જલદિથી નૃત્યાઘર પ્રત્યે જવા લાગી, જ્યાં મ્હોટા હાથવાળા અર્જુન કપટથી ઢંકાયલા બૃહન્નલાને વેષે હતા.

साभ्रात्राप्रेषिताशीघ्र मगच्छन्नर्तनागृहं ।
यत्रास्तेसमहाबाहु श्छन्नःसत्रेणपांडवः ॥

इति श्रीमहाभारते विराटपर्वाणि गोहरणपर्वाणि उत्तरगोग्रहेबृहन्नलासारथ्यकथने गुर्जरभाषायां षट्त्रिंशोऽध्यायः ॥३६॥

---

**वैशंपायनउवाच ॥**

सापाद्रवत्कांचनमाल्यधारिणी ज्येष्ठेनभ्रात्राप्रहितायशस्विनी ।
सुदक्षिणावेदिविलग्नमध्या सापद्मपत्राभनिभाशिखंडिनी ॥ १ ॥

વૈશંપાયન કેહે છે—હે જનમેજય, હવે સુવર્ણ તથા પુષ્પની માળા જેણે ધારણ કરી છે એવી, મ્હોટા ભાઇએ મોકલેલી, રૂડા યશવાળી, ભાઇની ઇચ્છા પ્રમાણે ચાલનારી, વેદિ સરખો સૂક્ષ્મ છે મધ્ય ભાગ જેનો એવી, લક્ષ્મિના સરખી કાંતિવાળી અને મોરપીછનાં ઘરેણાં ધારણ કરના-

રી તે ઉત્તરા જલદિથી ચાલવા લાગી. પછી તે સૂક્ષ્મ અંગવાળી, મણિ જડિત વિચિત્ર પ્રકારની મેખળા જેને શોભે છે તથા શોભિતી વાંકી છે નેત્રની પાંપણ જેની એવી, હાથીની સૂંઢ સરખા મળેલા સાથળવાળી, પવિત્ર, સુંદર દાંત તથા મધ્ય ભાગવાળી, સ્ત્રિયોમાં રત્નરૂપ, મનને આનંદ દેનારી, પ્રશંસા લાયક, ઈંદ્રની લક્ષ્મિની પેઠે જોવા લાયક તથા વિશાળ નેત્રવાળી વિરાટની કન્યા, વિજળી જેમ મેઘ પ્રત્યે આવે, તેમ નૃત્યગૃહ પ્રત્યે આવી, ને રૂડી હાથણી જેમ હાથીને પ્રાપ્ત થાય, તેમ મળેલા સાથળવાળા તથા સોના સરખી કાંતિવાળા અર્જુનની પાસે જઇ કેહેવા લાગી. તેટલામાં અર્જુન તેને પૂછવા લાગ્યો કે, હે સુવર્ણ તથા પુષ્પની માળા ધારણ કરનારી, હે મૃગના સરખાં નેત્રવાળી, હે ભામિની, તારે આવવાનું શું કારણ છે? ને ઉતાવળી કેમ લાગે છે? હે અંગના, હે સુંદરી, તારૂં મુખ પ્રસન્ન કેમ નથી? તે તું જલદિથી મને કેહે. વૈશંપાયન કેહે છે–હે જનમેજય, એ રીતે અર્જુને પૂછ્યું ત્યારે સખિયોની વચમાં વિનયથી તે કન્યા કેહેવા લાગી કે, હે બૃહન્નલા, અમારા દેશની ગાયો કૌરવો લઇ જાય છે, માટે મારો ભાઈ ધનુષ ધારણ કરી તેઓને જીતવા જવાનો વિચાર કરે છે; પણ થોડા વખત ઉપર સંગ્રામમાં તેનો સારથિ નાશ પામ્યો છે, અને તેના જેવો હાલ બીજો કોઇ સારથિ નથી, જે તેનું સારથિપણું કરે. હે બૃહન્નલા, તેથી તે સારથિ સારૂ યત્ન કરતો હતો તેટલામાં સૈરંધ્રિએ અશ્વજ્ઞાનમાં તમારૂં કુશળપણું કહ્યું, ને કહ્યું જે, તમે પૂર્વે અર્જુનના પ્રિય સારથિ હતા, ને તમારી સહાયતાથી અર્જુન પૃથ્વીને પણ ઝીત્યા હતા. માટે હે બૃહન્નલા, હજી કૌરવો ગાયોને અતિ દૂર નથી લઇ ગયા, તેની પૂર્વેજ તમે મારા ભાઇનું સારથિપણું રૂડી રીતે કરો. સ્નેહથી મેં તમોને કહ્યું, ને એ પ્રમાણે નહીં કરો તો હું જીવિત ત્યાગ કરીશ. એ રીતે ઉત્તરાએ કહ્યું ત્યારે શત્રુને તપાવનાર અર્જુન, ઘણાક પરાક્રમવાળા તે રાજપુત્રની પાસે મદોન્મત્ત હસ્તિની પેઠે ગયા. તેની પછવાડે મ્હોટાં નેત્રવાળી તે કન્યા, હસ્તિણી જેમ પોતાના બચ્ચા પછવાડે જાય, તેમ જવા લાગી. પછી છેટેથીજ તે રાજપુત્ર બૃહન્નલાને જોઇને કેહેવા લાગ્યો કે, તમારા સારથિપણાથી કુંતિપુત્ર અર્જુને ખાંડવ વનને વિષે અગ્નિને તૃપ્ત કર્યો, ને સમગ્ર પૃથ્વીનો પણ જય કર્યો હતો. એ રીતે સૈરંધ્રિએ તમારા ગુણની પ્રશંસા કરી, કારણ પાંડવોને તે પણ જાણે છે. માટે હે બૃહન્નલા, મારા ઘોડાઓને પણ તેજ રીતે તું નિયમમાં રાખે તો, હું કૌરવો સાથે યુદ્ધ કરી ગાયોને લઇ

આવું. એવાં તેનાં વચન સાંભળી બૃહન્નલાએ તે રાજપુત્ર ઉત્તરને કહ્યું કે, સંગ્રામમાં સારથિપણું કરવામાં મારૂં શું સામર્થ્ય ! હું તો ગીત નૃત્ય વા નાના પ્રકારનું વાદિત્ર વગાડવાનું હોય તો તે કરી શકું ! સારથિપણું મને ક્યાંથી ! ઉત્તરકુમારે કહ્યું કે, હે બૃહન્નલા, તું ગાનાર, વાજાં વગાડનાર તથા નૃત્ય કરનાર હો, પણ હાલતો જલદિથી રથમાં બેશી મારા ઘોડાઓને નિયમમાં રાખ. વૈશંપાયન કેહે છે–હે જનમેજય, પછી શત્રુને દમન કરનાર અર્જુન બધું જાણે છે, તોપણ ઉત્તરાની આગળ ઘણુંક હાસ્ય આવે તેમ કરવા લાગ્યા. કવચ હાથમાં લઇ ઊંચું ઉડાડી શરીર ઉપર નાખ્યું, તે જોઇ મ્હોટાં નેત્રવાળી કન્યાઓ હસવા લાગી. અને ઉત્તરકુમારે પણ તે બૃહન્નલાને મુંઝાઇ ગયેલો જાણી તે અમૂલ્ય કવચ પોતે તેને પેહેરાવ્યું. પછી પોતે પણ સૂર્ય સરખું કાંતિવાળું ઉત્તમ કવચ ધારણ કરી, સિંહનું છે ધ્વજામાં ચિન્હ જેને એવા રથમાં બેશી બૃહન્નલાને સારથિ કરી, અમૂલ્ય ધનુષો તથા વિચિત્ર પ્રકારનાં બાણો લઇ રણસંગ્રામ પ્રત્યે ચાલવા લાગ્યા. તે વખત ઉત્તરા તથા બીજી કન્યાઓ પણ તે બૃહન્નલાને કેહેવા લાગીયો કે, હે બૃહન્નલા. સંગ્રામમાં આવેલા ભીષ્મ, દ્રોણ જેમાં મુખ્ય છે એવા કૌરવોને જીતિને, અમારા ઢીંગલા ઢીંગલી સારૂ ઝીણાં, કોમળ તથા સુંદર વિચિત્ર પ્રકારનાં વસ્ત્રો લેતા આવજો. ત્યારે એકઠી મળીને કેહેનારી તે કન્યાઓને મેઘના સરખા ગંભીર શબ્દે કરી અર્જુન કેહેવા લાગ્યા કે, જો આ ઉત્તરકુમાર સંગ્રામમાં મહારથિ કૌરવોને જીતશે, તો સુંદર વિચિત્ર પ્રકારનાં વસ્ત્રો હું લઇ આવીશ. વૈશંપાયન કેહે છે—હે જનમેજય, એમ કહી ત્યાંથી નાના પ્રકારની ધ્વજા પતાકાઓ જેના સૈન્યમાં શોભે છે એવા તે કૌરવોની સન્મુખ શૂરવીર અર્જુને ઘોડાઓને હાંકયા. તે વખતે ઉત્તમ રથમાં બૃહન્નલા સહિત બેઠેલા મ્હોટા હાથવાળા ઉત્તરકુમારને જોઇને, સ્ત્રિયો, કન્યાઓ તથા રૂડા વ્રતવાળા બ્રાહ્મણો તેને શુકન વાસ્તે જમણી બાજુ સામા ચાલવા લાગ્યા. અને સ્ત્રિયો અર્જુનને કેહેવા લાગિયો કે, હે બૃહન્નલા, વૃષભ સરખી ગતિવાળા અર્જુનનું ખાંડવ વનના દાહરૂપી જે મંગળ થયું હતું તે મંગળ આજ ઉત્તરે સહિત તમારાથી સંગ્રામમાં કૌરવને પામીને પણ થાઓ.

यदर्जुनस्यर्षभतुल्यगामिनः पुराभवत्खांडवदाहमंगलं ।
कुरून्समासद्यरणेबृहन्नले सहोत्तरेणाद्यतदस्तुमंगलं ॥

इति श्रीमहाभारते विराटपर्वणि गोहरणपर्वणि उत्तरगोग्रहेउत्तरनिर्याणंनाम गुर्जरभाषायां सप्तत्रिंशोऽध्यायः ॥३७॥

वैशंपायनउवाच ॥ सराजधान्यानिर्याय वैराटिरकुतोभयः ।
प्रयाहीत्यब्रवीत्सूतं यत्रतेकुरवोगताः ॥ १ ॥

વૈશંપાયન કેહેછે—હે જનમેજય, પછી તે ભય રહિત વિરાટનો પુત્ર ઉત્તર રાજધાનિથી બહાર નીકળીને સારથિને કેહેવા લાગ્યો કે, જ્યાં કૌરવો હોય ત્યાં રથ લઇ જા. કારણ જિતવાની ઇચ્છાવાળા ભેગા થયેલા સર્વ કૌરવોને ઝીતીને, જલદીથી ગાયો પાછી વાળી ફરિથી હું શેહેર પ્રત્યે જઇશ. તે સાંભળી મનુષ્યમાં સિંહરૂપ અર્જુને, સુવર્ણની માળાથી શોભિતા તથા વાયુ સરખા વેગવાળા જાણે આકાશમાંજ દોડતા હોય નહીં એવા રૂડા ઘોડા દોડાવ્યા. તે કંઇક દૂર ગયા, ત્યાં શત્રુને મારનાર અર્જુન તથા ઉત્તરે બળવાન કૌરવોનું સૈન્ય જોયું, પછી સ્મશાનમાં શમીની પાસે જઇ બેઉ જણે તે શમીને જોઇને, વ્યૂહ રચના કરેલું છે સૈન્ય જેનું એવા કૌરવો પ્રત્યે જવા લાગ્યા. તે વખત સમુદ્રની ઉપમા લાયક મ્હોટું કૌરવનું સૈન્ય, ઘણાક વૃક્ષવાળું વન જાણે આકાશમાં જતું હોય તેમ શોભતું હતું. હે જનમેજય, તે સૈન્યના ચાલવાથી પૃથ્વીમાંથી એટલી તો રજ ઉડી કે, જેથી પ્રાણિયોની દૃષ્ટિ આચ્છાદન થઇ ગઇ. પછી કર્ણ, દુર્યોધન કૃપાચાર્ય, ભીષ્મ તથા મ્હોટા બાણના ભાથાવાળા બુદ્ધિમાન્ પુત્રે સહિત દ્રોણાચાર્યે જેની રક્ષા કરીછે એવું તથા હાથિ, ઘોડા, રથથી સંકુલ મ્હોટું કૌરવનું સૈન્ય જોઇને, રોમાંચિત થયું છે શરીર જેનું એવો તથા ભયથી ઉદ્વિગ્ન વિરાટનો પુત્ર ઉત્તર અર્જુન પ્રત્યે કેહેવા લાગ્યો કે, ઘણાક શૂરવીરો જેમાં છે એવા અતિ ઉગ્ર, દેવતાઓથી પણ જે સહન થાય નહીં તથા અંત જેનો નથી એવા કૌરવના સૈન્ય સાથે યુદ્ધ કરવા વિષે, તથા રથ, હાથી, ઘોડા, અને પાયદળથી સંકુલ ભયંકર ધનુષવાળી તે સેના પ્રત્યે પ્રવેશ કરવા વિષે પણ હું ઉત્સાહ નથી રાખતો! કારણ સંગ્રામમાં શત્રુઓને જોઇનેજ મારૂં મન વ્યથા પામે છે, અને શરીરમાં રોમાવળી ઉભી થાય છે તે જૂઓ! જે સૈન્યમાં ભીષ્મ, દ્રોણાચાર્ય, કૃપાચાર્ય, કર્ણ, વિવિંશતિ, અશ્વત્થામા, વિકર્ણ, સોમદત્ત, બાહ્લિક તથા રથિયોમાં શ્રેષ્ઠ શૂરવીર રાજા દુર્યોધન, એઓતો મ્હોટા ધનુષવાળા, કાંતિમાન, યુદ્ધમાં ચતુર તથા વ્યૂહ રચનાથી ઉભેલા પ્રહાર કરનારા છે! તેમને જોઇનેજ મારાં રૂંવાડાં ઉભાં થયાં છે અને મૂર્છા આવી જાય છે! વૈશંપાયન કેહેછે—હે જનમેજય, મિષથી વેષ ધારણ કરનાર અસાધારણ અર્જુનની પાસે, સાધારણ મંદ બુદ્ધિવાળો ઉત્તર, મૂર્ખતાથી શોચ કરતો વળી કેહેવા લાગ્યો કે, મારા પિતા

વિરાટ મને એકલો મૂકી સર્વ સેના લઇ ત્રિગર્ત પ્રત્યે ગયા, તેથી સૈનિક યોદ્ધાઓ પણ મારી પાસેછે નહીં! માટે હે બૃહન્નલે, અસ્ત્રવિદ્યા શિખેલો નહીં એવો હું એકલો બાળક, શિખેલા ઘણાક સાથે કેમ યુદ્ધ કરી શકું! વાસ્તે પાછો વળ. તે સાંભળી અર્જુને કહ્યું કે, હજી રણસંગ્રામમાં શત્રુઓએ કંઇ કર્મ તો તેવું કર્યું નથી, તેની અગાઉજ તું ભયથી શત્રુઓને હર્ષ વધારનાર દીનરૂપ શું કરવા થાય છે! તેં પોતેજ કૌરવો પ્રત્યે "મને લઇ જા" એમ કહ્યું છે, માટે જ્યાં ઘણી ધ્વજાઓ દેખાય છે ત્યાં, હે મ્હોટા હાથવાળા, માંસને જેમ ગૃધ્ર પક્ષિયો ઇચ્છે તેમ ગાયોના લોભી, ઉઘાડાં શસ્ત્ર ધારણ કરનાર તથા પૃથ્વી નિમિત્ત યુદ્ધ કરતા કૌરવોના મધ્યમાં તને લઇ જઇશ! સ્ત્રિયો તથા પુરૂષોના મધ્યમાં પ્રતિજ્ઞા કરી પોતાના પરાક્રમને તું વખાણતો હતો, અને હવે શું કરવા યુદ્ધ નથી કરતો? તે ગાયોને ઝીત્યા વગર તું ઘર પ્રત્યે જઇશ તો, શૂરવીર પુરૂષો અને બીજાં પણ સ્ત્રિયો તથા પુરૂષો એકઠાં થઇ તારૂં હાસ્ય કરશે! અને મને પણ સૈરંધ્રિએ "સારથિના કામમાં આ વિખ્યાત છે" એમ કહ્યું છે. માટે ગાયોને ઝીત્યા વગર મારાથી પણ શેહેર પ્રત્યે જવાય નહીં. સૈરંધ્રિએ મારી સ્તુતિ કરીછે, ને તેં પણ કહ્યું છે જે "કૌરવોને ઝીતીને હું ગાયો લઇ આવીશ" માટે હું સર્વ કૌરવો પ્રત્યે કેમ યુદ્ધ ન કરૂં! ને તું પણ સ્થિર થા. તે સાંભળી ઉત્તર કુમાર કેહેવા લાગ્યો કે, હે બૃહન્નલે, ઘણાક કૌરવો મત્સ્યનું ધન ઇચ્છામાં આવે તે રીતે હરણ કરો ને સ્ત્રિયો વા પુરૂષો ઇચ્છામાં આવે તેમ મારૂં હાસ્ય કરો! મારી ગાયો જાઓ તથા પિતાનું શેહેર શૂન્ય થાઓ! પણ હું બીહું છું તેથી સંગ્રામમાં મારૂં કામ નથી. વૈશંપાયન કેહેછે—હે જનમેજય, એ રીતે કહી કુંડળ જેણે પહેર્યાં છે એવો ઉત્તર, માન તથા ગર્વ મૂકી ધનુષ સહિત બાણ ફેંકી રથમાંથી કૂદી ભાગવા લાગ્યો. તેને જોઇ અર્જુને કહ્યું કે, ક્ષત્રિયોએ સંગ્રામમાંથી ભાગવું, એ કંઇ શૂરવીર પુરૂષોએ ધર્મ કહ્યો નથી. માટે યુદ્ધમાં મરવું તે સારૂં પણ બીહિને ભાગવું સારૂં નહીં. વૈશંપાયન કેહેછે–હે જનમેજય, એ રીતે કહીને કુંતીના પુત્ર અર્જુન, મ્હોટી વેણી તથા સારી રીતે રંગેલાં રાતાં બે વસ્ત્રને હલાવતા, તે દોડતા રાજપુત્રની પછવાડે દોડવા લાગ્યા. ત્યારે તેને નથી જાણતા એવા કેટલાક કૌરવના સૈન્યના પુરૂષો તેવા રૂપને જોઈ હાસ્ય કરવા લાગ્યા. અને કેટલાક કૌરવો તો તેને જલદિથી દોડતો જોઇને કેહેવા લાગ્યા કે, ભસ્મથી ઢાંકેલા અગ્નિની પેઠે વેષથી ઢાંકેલો આ કોણ છે! કંઇકતો આનું

પુરૂષના સરખું ને કંઈક સ્ત્રીના સરખું ચિન્હ છે, તોપણ રૂપતો અર્જુનના સરખું લાગે છે! માટે તેણેજ પાવૈયાનો વેષ ધારણ કર્યો હોય એમ લાગે છે! જૂવો! મસ્તક, ગ્રીવા પણ તેજ તથા ભોગળ સરખા હાથપણ તેજ લાગેછે, ને પરાક્રમ પણ તેજ, માટે આ અર્જુન વગર બીજો કોઇ નથી! દેવતાઓમાં ઇંદ્ર અને મનુષ્યોમાં અર્જુન વિના કોણ બીજો જગતમાં આપણી સામે એકલો આવે! ને આ વિરાટનો પુત્ર શૂન્ય શેહેરમાં એકલો હશે, તે આ યુદ્ધ કરવા બાળભાવથી નિકળ્યો હશે, કંઇ પરાક્રમથી નિકળ્યો નથી. કપટ વેષથી ઢંકાયલા અર્જુનને સારથિ કરીને ઉત્તર શેહેરથી બહાર નિકળ્યો છે, તે આપણને જોઇ ભયભીત થઇ ભાગે છે, તેને અર્જુન પછવાડે ઝાલવા સારૂ દોડે છે, એમ અમે ધારિએ છીએ. વૈશંપાયન કેહેછે—હે જનમેજય, એ રીતે બધા કૌરવો જૂદો જૂદો વિચાર કરે છે, પણ તે ઉત્તર પ્રત્યે કંઇ નિશ્ચય કરી શકતા નથી. હવે તે ભાગતા ઉત્તર પછવાડે સો પગલાં દોડી અર્જુને તેના કેશ પકડ્યા. ત્યારે તે વિરાટનો પુત્ર ઉત્તર પીડિતની પેઠે શોચ કરી દીન વચન બોલવા લાગ્યો કે—હે રૂડા મધ્ય ભાગવાળી, હે કલ્યાણિ બૃહન્નલા, હું કહું તે તું સાંભળ—જલદિ રથ પાછો વાળ, કારણ જીવતો નર કલ્યાણને પામે! હે બૃહન્નલા, તને ચોખા સોનાની સો મોહોર અને સોનામાં જડેલા મ્હોટી કાંતિવાળા આઠ વૈદુર્યમણિ આપું. તેમ સોનાના દાંડા જેના છે એવા માફાથી ઢાંકેલો અને સારા ઘોડાઓથી જોડેલો રથ તથા મદોન્મત્ત દશ હાથી આપું! પણ મને મૂકી દે! વૈશંપાયન કહેછે—હે જનમેજય, એ રીતે ઉત્તર બોલવા લાગ્યો અને ભયથી ચેતન રહિત થઇ ગયો, તોપણ પુરૂષમાં સિંહરૂપ અર્જુન તેને રથની પાસે લઈ આવ્યા અને તે પ્રત્યે હસીને કેહેવા લાગ્યા કે, હે શત્રુને મારનાર, શત્રુ સાથે યુદ્ધ કરવાનો ઉત્સાહ તને ન થતો હોય તો સારથિપણું કર, શત્રુ સાથે યુદ્ધ હું કરીશ. અને મારા બાહુબળે રક્ષા કરેલો તું, શૂરવીર મહારથિએ રક્ષા જેની કરી છે એવા ભયંકર કૌરવના સૈન્ય પ્રત્યે રથને લઈ જા. હે રાજપુત્રમાં અગ્રણી, હે શત્રુને તપાવનાર, હે પુરૂષમાં સિંહરૂપ, તું બીહિ માં, ક્ષત્રિય છે ને શત્રુની વચમાં કેમ બીહે છે! હું દુઃખે કરી અંદર જવાય નહીં એવા ભયંકર કૌરવના સૈન્ય પ્રત્યે પેશીને, કૌરવો સાથે યુદ્ધ કરી તારા પશુને જીતીશ. હે નરમાં શ્રેષ્ઠ, તું સારથિ થા, હું કૌરવો સાથે લઢીશ. એમ કહી અર્જુને એ ઘડી સુધી તે વિરાટના પુત્ર ઉત્તરને સમજાવ્યો, તોયપણ ભયથી

પીડિત ઉત્તરને તે કામ વિષે ઇચ્છા ન થઇ. ત્યારે પ્રહાર કરનારાઓમાં શ્રેષ્ઠ અર્જુને જોરાવરીથી તેને રથ ઉપર બેસાડ્યો.

ततएनांविचेष्टंत मकामंभयापीडितं ।
रथमारोपयामास पार्थःप्रहरतांवरः ।

इति श्रीमहाभारते विराटपर्वाणि गोहरणपर्वाणि उत्तरगोग्रहेउत्तराश्वासने गुर्जरभाषायां अष्टात्रिंशोऽध्यायः ॥ ३८ ॥

---

**वैशंपायनउवाच** ॥ तंदृष्ट्वाक्लीबवेषेण रथस्थंनरपुंगवं ।
शमीमभिमुखंयांतं रथमारोप्यचोत्तरं ॥ १ ॥

વૈશંપાયન કેહે છે—હે જનમેજય, એ પ્રમાણે ઉત્તરકુમારને રથમાં બેસાડી, તે અર્જુનને નપુંસકના વેષથી રથમાં બેહેલો પુરૂષમાં શ્રેષ્ઠ તથા શમીની સન્મુખ જતો જોઇને, ભીષ્મ તથા દ્રોણુ જેમાં મુખ્ય છે એવા રથિયોમાં શ્રેષ્ઠ સર્વ કૌરવો, અર્જુનના ભયથી ત્રાસ પામેલા મનવાળા તથા નિરૂત્સાહ થઇ ગયા. તે જોઇ તથા આશ્ચર્યરૂપ થતા ઉત્પાતોને પણુ જોઈને, શસ્ત્ર ધારણુ કરનારાઓમાં શ્રેષ્ઠ દ્રોણાચાર્ય કેહેવા લાગ્યા કે, તીક્ષણુ તથા રજ ઉડાડનાર રૂક્ષ વાયુ વાય છે તથા રાખના સરખા પ્રકાશવાળા અંધારાથી આકાશ વિંટાઇ ગયુંછે! રૂક્ષ જેનો દેખાવ છે એવાં આશ્ચર્યરૂપ વાદળાં થયાં છે, ને વિવિધ પ્રકારનાં શસ્ત્રો મ્યાનમાંથી નીકળી જાયછે! બળતી દિશાઓમાં ભયંકર શિયાળની સ્ત્રિયો રૂવે છે! ઘોડાઓના નેત્રમાંથી અશ્રુ પડે છે! અને રથની ધ્વજાઓ હલાવ્યા વગર કંપે છે! એવાં અનેક તરેહનાં અપશુકનો થાય છે! તેથી એમ જણાય છે કે, ભય નજીક આવ્યું! માટે સાવધાન થઇને ઉભા રહો, શરીરનો બચાવ કરો ને સેનાની વ્યૂહ રચના કરો! લઢાઇની વાટ જૂઓ અને ગાયોના ધણની પણુ રક્ષા કરો! કારણુ હે ભીષ્મ, શૂરવીર, બાણુના ભાથાંવાળો, સર્વ શસ્ત્ર ધારણુ કરનારાઓમાં શ્રેષ્ઠ, સ્ત્રીનો વેષ ધારણુ કરનાર, ઇંદ્રનો પુત્ર, તથા હનુમાન્ જેની ધ્વજામાં છે એવો આ અર્જુન આવેછે, એમાં સંશય નથી! માટે જેને જીતિ તમારી ગાયો લઇ જશે તે દુર્યોધનની રક્ષા કરો. કારણુ આ શત્રુને તપાવનાર મહા પરાક્રમી અર્જુન, સર્વ દેવતાઓ તથા અસુરો સામા આવે તોપણુ યુદ્ધ કર્યા વગર પાછો વળે નહીં! હે કૌરવો, વળી તે હાલ વનમાં ક્લેશ પમાડેલ તેથી ક્રોધથી તપેલો છે, તેમ ઇંદ્ર પાસે શીખેલો તથા

યુદ્ધમાં ઈંદ્ર સરખો છે! માટે તેની સાથે યુદ્ધ કરનાર કોઈ પણ યોદ્ધાને હું જોતો નથી! વળી એમ પણ સાંભળ્યું છે કે, હિમાલય પર્વતમાં ભિલ્લના વેષથી છુપેલા મહાદેવજીને પણ યુદ્ધમાં અર્જુને સંતુષ્ટ કર્યા છે! તે સાંભળી કર્ણ કેહેવા લાગ્યો કે, તમે હંમેશ અમોને અર્જુનના ગુણ કહીને સંતાપો છો, પણ તે મારો તથા દુર્યોધનનો બરોબરીયો નથી. તે સાંભળી દુર્યોધને કહ્યું કે, હે કર્ણ, જો એ અર્જુન છે એમ નિશ્ચય થાય તો મારૂં તો કાર્ય થયું! કારણ એવો કરાર છે કે, તેરમા વર્ષની અંદર ઓળખાય તો ફરિથી તેઓ બાર વર્ષ વનમાં જાય. અને કદી કોઈ બીજો માણસ નપુંસકના વેષે કરી હશે, તો મારા તીક્ષ્ણ બાણોએ કરી તેને પૃથ્વીમાં પાડી નાખીશ. વૈશંપાયન કેહે છે-હે જનમેજય, એ રીતે દુર્યોધને વાક્ય કહ્યાં, ત્યારે ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય તથા અશ્વત્થામા તે દુર્યોધનનું પૌરૂષ વખાણવા લાગ્યા.

तस्मिन्ब्रुवातितद्वाक्यं धार्तराष्ट्रेपरंतप ।
भीष्मोद्रोणःकृपोद्रौणिः पौरुषंतदपूजयन् ॥

इति श्रीमहाभारते विराटपर्वणि गोहरणपर्वणि उत्तरगोग्रहेअर्जुनप्रशंसायां गुर्जरभाषायां एकोनचत्वारिंशोऽध्यायः ॥ ३९ ॥

---

**वैशंपायनउवाच** ॥ तांशमीमुपसंगम्य पार्थोवैराटिमब्रवीत् ।
सुकुमारंसमाज्ञाय संग्रामेनातिकोविदं ॥ १ ॥

વૈશંપાયન કેહે છે—હે જનમેજય, હવે તે શમીની પાસે જઈને, અર્જુન વિરાટના પુત્ર ઉત્તરને સુકુમાર તથા સંગ્રામ કરવામાં ગાફલ જોઈ તેને કેહેવા લાગ્યા કે, હે ઉત્તર, મારી આજ્ઞાથી શમી ઉપરથી ધનુષ ઉતારી લાવ; કારણ આ તારાં ધનુષ મારૂં બળ સહન કરી શકે એમ નથી, તેમ હાથીને મારવા ઘણોક ભાર દઊં તેપણ સહન કરી શકે નહીં! તેથી આ ઘાટા પાંદડાંવાળી શમી પ્રત્યે ચઢી જા. કારણ યુધિષ્ઠિર, ભીમસેન, અર્જુન, નકુળ અને સહદેવ, એ શૂરવીર પાંચે પાંડવોનાં ધનુષ, બાણ, ધ્વજાઓ તથા દિવ્ય કવચો આ શમી વિષે રાખેલાં છે. તેમાં એક છતે બીજાં લાખ ધનુષ સરખું, દેશને વધારનાર, મેહેનતને સહન કરનાર, તાલવૃક્ષ સરખું અતિ મ્હોટું, સર્વ આયુધરૂપ, શત્રુને બાધ કરનારૂં, સુવર્ણથી શોભિતું, દિવ્ય, મનોહર, વિસ્તારવાળું, અખંડિત, ઘણોક ભાર વેહેવાવાળું, તીક્ષ્ણ તથા સુંદર જેનો દેખાવ છે એવું મહા પરાક્રમી અર્જુનનું ગાંડીવ

નામનું ધનુષ પણ છે. તેજ સરખાં બળવાન ૯૯ ધનુષો, યુધિષ્ઠિર, ભીમ, અર્જુન, નકુળ તથા સહદેવનાં પણ છે.

अलंभारंगुरुंवोढुं दारुणंचारुदर्शनं ।
तादृशान्येवसर्वाणि बलवंतिदृढानिच ॥

इति श्रीमहाभारते विराटपर्वणि गोहरणपर्वणि उत्तरगोग्रहेअर्जुनास्त्रकथने गुर्जरभाषायां चत्वारिंशोऽध्याय ॥ ४० ॥

---

उत्तरउवाच ॥ अस्मिन्वृक्षेकिलोद्बद्धं शरीरमितिनःश्रुतं ।
तदहंराजपुत्रःसन् स्पृशेयंपाणिनाकथं ॥ १ ॥

ઉત્તર કહે છે—આ શમીના વૃક્ષમાં કોઈનું મરેલું શરીર બાંધેલું છે, એમ મેં સાંભળ્યું છે; માટે હું રાજપુત્ર થઇ હાથથી એને કેમ કરૂં ! કારણ ક્ષત્રિયના કુળમાં ઉત્પન્ન થએલો રાજપુત્ર હું મંત્ર તથા યજ્ઞ જાણતે છતે એવા સ્થાનને કેમ અડકું ! હે બૃહન્નલે, જો હું તે મરેલા શરીરનો સ્પર્શ કરૂં તો, શબ ઉપાડનાર સરખો અપવિત્ર થઉં ! તો પછી તું પણ મારી સાથે કેમ વ્યવહાર કરે ! તે સાંભળી અર્જુને કહ્યું કે હે રાજેંદ્ર, તું ભય નહીં રાખ; હવે આ શમીમાં મરેલું શરીર નથી; તેથી તું અપવિત્ર તથા વ્યવહાર કરવાને અયોગ્ય નહીં થા; માટે તે ધનુષ્યો લઈ આવ. હે રાજપુત્ર, શૂરવીરના કુળમાં ઉત્પન્ન થયેલ તથા મત્સ્ય રાજાનો પુત્ર તું તેને હું નિંદિત કર્મ કેમ કરાવું ! વૈશંપાયન કહે છે—હે જનમેજય, એ રીતે અર્જુને કહ્યું ત્યારે કુંડળ પેહેરેલો વિરાટનો પુત્ર ઉત્તર તે વખત પરાધિનપણાથી શમીના વૃક્ષ ઉપર ચઢયો. એટલે નીચેથી રથમાં બેઠેલા અર્જુને તેને કહ્યું કે એને વિંટેલું હોય તે છોડીને વૃક્ષના અગ્ર ભાગ થકી ધનુષ્યો જલદિથી લઇ આવ. તે સાંભળી ઉત્તર કુમાર મ્હોટા વક્ષસ્થળવાળા પાંડવોનાં અમૂલ્ય ધનુષ્યો બંધન છોડી નીચે લઈ આવ્યો. અને તે ધનુષ્યોનું પણ બંધન ચોતરફથી તેણે છોડયું, એટલે ચાર બીજા ધનુષ્યો સહિત ગાંડીવ ધનુષ્ય જોયું. તે સૂર્ય સરખા તેજવાળા ધનુષ્યને છોડતાં વેત જેમ ઉદય વખતે ગ્રહોનો પ્રકાશ નીકળે, તેમ પ્રકાશ નીકળ્યો. ત્યારે તે ઉત્તર કુમાર, બગાસું ખાતા સર્પોના સરખું તે ધનુષ્યોનું રૂપ જોઇને, ક્ષણ માત્રમાં રોમાંચિત શરીરવાળો તથા ભયથી ઉદ્વિગ્ન થયો. પછી તે વિરાટનો પુત્ર ઉત્તર, તે મ્હોટા તથા કાંતિમાન ધનુષ્યોનો સ્પર્શ કરીને, અર્જુન પ્રત્યે આ રીતે પૂછવા લાગ્યો.

संस्पृश्यतानिचापानि भानुमंतिबृहंतिच ।
वैराटिरर्जुनंराजन्निदंवचनमब्रवीत् ॥

इति श्रीमहाभारते विराटपर्वणि गोहरणपर्वणि उत्तरगोग्रहेअस्त्रारोपणे गुर्जरभाषायां एकचत्वारिंशोऽध्यायः ॥ ४१ ॥

---

**उत्तरउवाच ॥** बिंदवोजातरूपस्य शतंयस्मिन्निपातिताः ।
सहस्रकोटिसौवर्णाः कस्यैतद्धनुरुत्तमं ॥ १ ॥

ઉત્તર કહેછે—જેને વિષે સુવર્ણના અનેક બિંદુછે તથા મજબૂત છે બે પ્રાંત ભાગ જેના એવું આ ઉત્તમ ધનુષ કેનું? અને આ સુવર્ણના ચિત્રેલા હસ્તિયો જેના પૃષ્ટ ભાગમાં છે તથા રૂડા પડખા તથા મધ્ય ભાગવાળું ધનુષ્ય પણ કેનું છે? વળી શુદ્ધ સુવર્ણના ચિત્રેલા ઇંદ્રગોપ નામના જંતુ જેના પૃષ્ટ ભાગમાં જૂદા જૂદા શોભેછે, એવું આ ઉતમ ધનુષ્ય તે કોનુ છે? અને આ તેજથી પ્રકાશમાન સુવર્ણના ચિત્રેલા ત્રણ સૂર્ય જેમાં છે એવું ધનુષ્ય કેનું? તથા મીનાકારી સુવર્ણના પતંગ નામના જંતુ જેને વિષે શોભેછે, એવું ઉત્તમ ધનુષ્ય પણ કેનું છે? તેમ સુવર્ણના ભાથામાં રહેલા, સોનાના અગ્રભાગળા પીંછડાં બાંધેલા આ બાણો કેના છે? વળી આ જાડી દાંડીવાળા મ્હોટા ગરજ પક્ષિનાં પિછાં બાંધેલાં, પાટ ઉપર તીક્ષ્ણ કરેલા, પીળા વર્ણવાળા, સુંદર અગ્રભાગવાળા, પાણી પાયેલા તથા દાંડા પણ જેના કાષ્ટના નથી એવા આ બાણ કોના છે? તેમ વરાહના કાન સરખી આકૃતિવાળા શલ્યથી યુક્ત દશ બાણને જે ધારણ કરે છે તથા પાંચ વ્યાઘ્રનાં ચિન્હ જેમાં છે એવું કાળા વર્ણવાળું આ ભાથું કોનું છે? વિસ્તિર્ણ, લાંબા અર્ધ ચંદ્ર સરખી આકૃતિવાળા, રૂધિરને ખાનારા, આ સાતસો બાણ કોના છે? પ્રથમ અર્ધ ભાગ જેના પોપટની પાંખ સરખા લીલા છે, અને બીજા ઉત્તર ભાગ પાણા ઉપર તીક્ષ્ણ કરેલા, પાણી પાયેલા, લોઢાના તથા સુવર્ણની પુઠવાળા છે, એવા આ બાણો કોના છે? વળી ઘણા ભારને સહન કરનાર, દિવ્ય, શત્રુને ભય કરનાર, મ્હોટો, દેડકાનાં ચિત્ર જેના પૃષ્ટ ભાગમાં છે એવો, વાઘના ચામડાના મ્યાનમાં રહેલો, સોનાની વિચિત્ર પ્રકારની મુઠવાળો તથા રૂડા અગ્રભાગવાળો આ ખડ્ગ કોનો છે? તેમ વિચિત્ર પ્રકારના મ્યાનવાળો, ઘુઘરીઓથી શોભિતો, મ્હોટો તથા સુવર્ણની મુઠવાળો, આ નિર્મળ ખડ્ગ કેનો છે? વળી બળદના ચામડાના મ્યાનમાં રાખેલો, સોનાની

મુઠવાળો, કોઇથી સહન થાય નહીં એવો, નિષધ દેશમાં બનેલો તથા ભાર સહન કરનાર આ ખડ્ગ કેનો છે? અને બકરાના ચામડાના મ્યાનમાં રહેલો, સુવર્ણથી શોભિતો, પ્રમાણ તથા રૂપથી સંપન્ન, પાણી પાયેલો તથા કાળા વર્ણવાળો આ કેનો ખડ્ગ છે? તેમ તપાવેલા સુવર્ણના અગ્નિ સરખા મ્યાનમાં રહેલો, ત્રીશ અંગુળથી મ્હોટો, શત્રુને પરાભવ પમાડનાર, પાણી પાયેલો, સુવર્ણના બિંદુથી શોભિતો, મ્હોટા મારને સહન કરનારો, શત્રુની કાયાને ભેદનારો, તથા સર્પ સરખો છે સ્પર્શ જેનો એવો આ ખડ્ગ કેનો? હે બૃહન્નલા, મેં જે પૂછ્યું તેનો યથાર્થ ઉત્તર આપો, કારણ આ બધું જોઇ મને આશ્ચર્ય થાય છે.

निर्दिशस्वयथातत्वं मयापृष्टाबृहन्नले ।
विस्मयोमेपरोजातो दृष्ट्वासर्वमिदंमहत् ॥

इति श्रीमहाभारते विराटपर्वणि गोहरणपर्वणि उत्तरवाक्यंनाम गुर्जरभाषायां द्विचत्वारिंशोऽध्यायः ॥ ४२ ॥

**बृहन्नलोवाच** ॥ यन्मांपूर्वमिहापृच्छः शत्रुसेनापहारिणं ।
गांडीवमेतत्पार्थस्य लोकेषुविदितंधनुः ॥ १ ॥

બૃહન્નલા કેહેછે—પ્રથમ તેં મને પૂછ્યું જે "શત્રુની સેનાને મારનારૂં, સુવર્ણથી શોભિતું, સર્વ આયુધ સરખું, તથા અસંત મ્હોટું આ ધનુષ કેનું છે?" તો એ લોકમાં વિખ્યાત ગાંડીવ નામનું અર્જુનનું ધનુષ છે. જે એક છતે બીજાં લક્ષ ધનુષ સરખુ તથા દેશને વધારનારૂ છે; અને જેથી સંગ્રામમાં દેવતા તથા મનુષ્યોને અર્જુન જીત્યા હતા! જે નાના પ્રકારના વર્ણથી વિચિત્ર પ્રકારનું, મનોહર, અખંડિત, વિસ્તારવાળું, અને દેવ, દાનવ તથા ગંધર્વોએ ઘણાં વર્ષ સુધી પૂજા કરેલું છે! જે પૂર્વે દેવનાં હજાર વર્ષ પર્યંત બ્રહ્માએ ધારણ કર્યા: પછી પાંચસોને ત્રણ વર્ષ પ્રજાપતિએ ધારણ કર્યું હતું! તે પછી દેવનાં પંચ્યાશી વર્ષ ઇંદ્રે ધારણ કર્યું, પાંચસો વર્ષ ચંદ્રમાએ ધારણ કર્યું, ને પછી સો વર્ષ વરૂણે ધારણ કર્યું હતું! પછી વરૂણે તે મહા પરાક્રમવાળું તથા અત્યંત દિવ્ય ગાંડીવ નામનું ઉત્તમ ધનુષ અર્જુનને આપ્યું! ત્યારે સાડી બત્રીશ વર્ષ સુધી તે અર્જુને ધારણ કર્યું, હવે આ સુંદર પડખાંવાળું તથા સુવર્ણ છે મધ્યભાગમાં જેને એવું ધનુષ જે તેં પૂછ્યું તે ભીમસેનનું છે, જેથી શત્રુને તપાવનાર ભીમસેન,

પૂર્વ દિશાને જીત્યા હતા! હે વિરાટના પુત્ર, જે ઇંદ્રગોપ નામના જંતુના ચિત્ર તથા સુંદર દેખાવવાળું ઉત્તમ ધનુષ તેં પૂછ્યું, તે યુધિષ્ઠર રાજાનું છે અને પ્રકાશમાન સુવર્ણના ચિત્રેલા સૂર્યો જેમાં શોભે છે એ ધનુષ નકુળનું, તથા મીનાકારી સુવર્ણથી શોભિતા પતંગ નામના જંતુઓ જેમાં ચિત્રેલા છે, એ સહદેવનું ધનુષ છે. હે વિરાટના પુત્ર, જે તિક્ષ્ણ કરેલા, પીછડાં બાંધેલા, સર્પ સરખા હજારો બાણો છે તે અર્જુનના જાણવા; જે જલદિ ચાલનારા, પ્રકાશમાન, સંગ્રામમાં શત્રુને ફેંકનારા તથા અક્ષય છે! આ લાંબા પોહોળા, અર્ધ ચંદ્રના સરખી આકૃતિવાળા તથા શત્રુને નાશ કરનારા બાણો ભીમ-સેનના છે. અને જે હરિદ્રા સરખા વર્ણવાળા, સોનાની પૂંઠવાળા તથા પા-ષાણ ઉપર ઘસી તીક્ષ્ણ કરેલા છે, તે નકુળના તથા પાંચ વાઘના ચિન્હ-વાળો ભાથો પણ નકુળનો છે; જેથી નકુળ પશ્ચિમ દિશાને સંગ્રામમાં જી-ત્યો હતો! આ સર્વ પારકા સૈન્યને હણનારા સૂર્ય સરખા વિચિત્ર પ્રકારના બાણો બુદ્ધિમાન્ સહદેવના છે. અને આ પાણી પાયેલા, તીક્ષ્ણ, લાંબા, વિસ્તારવાળા, તથા સોનાના અગ્ર ભાગવાળા બાણો યુધિષ્ઠિર રાજાના છે. સંગ્રામમાં ઘણા ભારને સહન કરનાર, દૃઢ તથા દેડકાનાં ચિત્ર છે પૃષ્ટ ભાગમાં જેને એવો આ મ્હોટો ખડ્ગ અર્જુનનો, અને વાઘના ચામડાના મ્યાનમાં રહે-લો, અત્યંત મ્હોટો, ઘણાક ભારને સહન કરનાર, તથા શત્રુને ભય કરનાર આ દિવ્ય ખડ્ગ ભીમસેનનો છે. તેમ આ રૂડા અગ્ર ભાગવાળો, વિચિત્ર પ્રકારનું છે મ્યાન જેનું એવો, સોનાની મુઠવાળો, તથા ત્રિશ અંગુળથી મ્હોટો ખડ્ગ બુદ્ધિમાન્ ધર્મરાજાનો છે. અને બકરાના ચામડાના મ્યાનમાં રહેલો તથા ઘણાક ભારને સહન કરનાર આ દૃઢ ખડ્ગ નકુળનો તથા બળદના ચામડાના મ્યાનમાં રહેલો, દૃઢ, સર્વ ભારને સહન કરનાર આ મ્હોટો ખડ્ગ સહદેવનો જાણ.

यस्त्वयंविपुलःखड्गो गव्येकोशेसमर्पितः ।
सहदेवस्याविद्धचेनं सर्वभारसहंदृढं ॥

इति श्रीमहाभारते विराटपर्वणि गोहरणपर्वणि उ० गो आयुधवर्ण० नंनाम गुर्जरभाषायां त्रिचत्वारिंशोऽध्यायः ॥ ४३ ॥

---

**उत्तरउवाच** ॥ सुवर्णविकृतानीमा न्यायुधानिमहात्मनां ।
रुचिराणिप्रकाशंते पार्थानामाशुकारिणां ॥ १ ॥

ઉત્તર કેહે છે—આ સુવર્ણના ચિન્હવાળા સુંદર આયુધો યુદ્ધમાં કુશળ મહાત્મા પાંડવોના શોભે છે; પણ તે અર્જુન ક્યાં છે? અને કુરૂવંશમાં થયેલા યુધિષ્ઠિર રાજા, નકુળ, સહદેવ અને ભીમસેન પણ ક્યાં છે? સર્વ શત્રુને નાશ કરનાર તે મહાત્મા પાંડવો, પાસાથી રાજ્ય હારીને ગયા તે પાછા ક્યારેય સંભળાયા નથી. અને પંચાલ રાજાની કન્યા દ્રૌપદી સ્ત્રિયોમાં રત્નરૂપ સાંભળી છે, તેપણ પાસાથી હારેલા પોતાના સ્વામિયોની જોડે વનમાં ગઇ, એમ સાંભળ્યું છે. તે સાંભળી અર્જુને કહ્યું કે, હુંજ અર્જુન છું, તમારા સભાસદ એ યુધિષ્ઠિર રાજા, બલ્લવ એ ભીમસેન, ઘોડાઓનું રક્ષણ કરે છે એ નકુળ તથા ગાયો ચારનાર સહદેવ છે; અને સૈરંધ્રિને, દ્રૌપદી જાણ જેનાથી નીચ કીચકો મરણ પામ્યા. તે સાંભળી ઉત્તરે કહ્યું કે, અર્જુનનાં દશ નામ મેં પૂર્વે સાંભળ્યાં છે, તે જો તમે કહી દેખાડો તો મને તમારી વાત ઉપર વિશ્વાસ આવે. તે સાંભળી અર્જુને કહ્યું કે, હે વિરાટના પુત્ર, જે પાર્થનાં નામ પૂર્વે તેં સાંભળ્યાં છે, તે મારાં દશ નામ હું કહું તે સાવધાન થઈ એકાગ્ર મનથી સાંભળ—અર્જુન, ફાલ્ગુન, જિષ્ણુ, કિરીટી, શ્વેતવાહન, બીભત્સુ, વિજય, કૃષ્ણ, સવ્યસાચી અને ધનંજય. એવી રીતે અર્જુને પોતાનાં દશ નામ કહી દેખાડયાં. તે સાંભળી ઉત્તરે કહ્યું કે, વિજય નામ શાથી પડયું છે? શાથી શ્વેતવાહન તથા કિરીટી કેહેવાયા? સવ્યસાચી નામ કેમ પડયું તથા અર્જુન, ફાલ્ગુન, જીષ્ણુ, બીભત્સુ, ધનંજય, અને કૃષ્ણ એ બધાં નામો શાથી પડયાં છે? તે યથાર્થ મને કહો; કારણ તે શૂરવીરનાં એ બધાં નામનાં કારણો પણ મેં સાંભળ્યાં છે, માટે તે બધું જો તમે મને કેહેશો તો મને વિશ્વાસ આવશે, વાસ્તે જલદિથી કહો. અર્જુને કહ્યું કે, સર્વ દેશોને જીતિ કેવળ તેમનું ધન લઈ તેની વચમાં ઉભો રહું તેથી લોકો મને ધનંજય કેહે છે. સંગ્રામમાં જઇ યુદ્ધમાં દુર્મદ શત્રુઓને જિત્યા વગર પાછો વળું નહીં તેથી મને વિજય કહે છે. સંગ્રામમાં યુદ્ધ કરવા જઊં તે વખતે સોનાનાં બખ્તર પેહેરેલા શ્વેત ઘોડા મારા રથને જોડાય છે, તેથી શ્વેતવાહન કેહેવાઉં છું. ફાલ્ગુનિ નક્ષત્રના ચંદ્રમા હતા તે દિવસે હિમાચળ પર્વત ઉપર ઉત્પન્ન થયો છું, તેથી ફાલ્ગુન એવું મારૂં નામ પડયું. પૂર્વે દૈત્યો સાથે હું યુદ્ધ કરતો હતો, ત્યારે ઇદ્રે મને મસ્તકમાં પેહેરવા સૂર્ય સરખો મુગટ આપ્યો હતો, તેથી લોકો મારૂં નામ કિરીટી કેહે છે. યુદ્ધ કરતાં ક્યારેય પણ હું બીભત્સ કર્મ કરૂં નહીં, તેથી દેવતા તથા મનુષ્યોમાં બીભત્સુ, એ નામથી હું વિખ્યાત થયો.

મારા બેઉ હાથ ગાંડીવ ધનુષ ખેંચવાગાં સમર્થ છે તેથી મારૂં નામ સવ્યસાચી પડ્યું. સમુદ્ર પર્યંત પૃથ્વીમાં દુર્લભ એવો મારો વર્ણ છે, તેમ કર્મ પણ હું શુદ્ધજ કરૂં છું, તેથી લોકો મને અર્જુન કહે છે. હું દુઃખે કરી પ્રાપ્ત થાઉં નહીં, તેમ મને કોઇ સહન કરી શકે નહીં એવો, શત્રુને દમન કરનાર તથા ઇંદ્રનો પુત્ર છું, તેથી દેવતા તથા મનુષ્યોગાં જિષ્ણુ એ રીતે મારૂં નામ વિખ્યાત છે. અને હું બાળક હતો ત્યારથીજ ચિત્તને આકર્ષણ કરે એવું મારૂં સુંદર રૂપ હતું તથા હું પિતાને પ્રિય હતો, તેથી મારા પિતાએ કૃષ્ણ એ રીતે મારૂં નામ પાડ્યું હતું. વૈશંપાયન કેહે છે–હે જનમેજય, તે સાંભળી અર્જુનને પ્રણામ કરી વિરાટનો પુત્ર ઉત્તર તેને કેહેવા લાગ્યો કે, મારાં પણ ભૂમિંજય તથા ઉત્તર એ બે નામ છે. હે ધનંજય, હે લાલ નેત્રવાળા, હે મહાબાહો, હે હાથિની સુંઢ સરખા હાથવાળા, ભલે તમે આવ્યા, અને તમોને હું જોઉ છું તે ઘણું સારૂં થયું. તમારા અજ્ઞાનથી જે કંઇ મેં તમને કહ્યું હોય, તે હાલ તમે ક્ષમા કરવા લાયક છો; અને તમે પૂર્વે કોઇથી ન બને એવું દિગ્વિજયાદિ આશ્ચર્યરૂપ કર્મ કરેલું છે, તેથી મારૂં ભય પણ નિવૃત્ત થયું તથા તમારે વિષે મને ઘણીક પ્રીતિ થઇ.

यदज्ञानादवोचंत्वां क्षंतुमर्हसितन्मम ।
यतस्त्वयाकृतंपूर्वं चित्रंकर्मसुदुष्करं ॥

इति श्रीमहाभारते विराटपर्वणि गोहरणपर्वणि उत्तरगोग्रहेअर्जुन परिचय गुर्जरभाषायां चतुश्चत्वारिंशोऽध्यायः ॥ ४४ ॥

---

उत्तरउवाच ॥ आस्थायरुचिरंवीर रथंसारथिनामया ।
कतमंयास्यसेनीक मुक्तोयास्याम्यहंत्वया ॥ १ ॥

ઉત્તર કેહેછે–હે વીર, સારથિ જે હું, તેને તમે રથમાં બેશીને કહો કે સૈન્યમાં કયે સ્થાનકે જવું છે, તે સ્થાનકે હું રથ હાકું. તે સાંભળી અર્જુને કહ્યું કે, હે સંગ્રામમાં ચતુર, હે પુરૂષમાં સિંહ રૂપ, હું તારી ઉપર પ્રસન્ન થયો છું, તારે ભય રાખવો નહીં, તારા સર્વ શત્રુને હું મારી નાંખીશ, માટે હે મ્હોટા હાથવાળા, તું સ્વસ્થ થા, અને શત્રુ સાથે યુદ્ધ કરતાં હું મ્હોટું ભયંકર કર્મ કરૂં તેને જો. આ બધાં બાણ નાંખવાના ભાથાઓને જલદિથી રથમાં બાંધી લે, અને સુવર્ણમી શોભિતો ત્રિશ અં-

ગુણથી મ્હોટો જે ખડ્ગ છે તેપણ સાથે લે. વૈશંપાયન કેહેછે–હે જનમેજય, એવાં અર્જુનનાં વચન સાંભળી તે ઉતાવળો ઉત્તર કુમાર, બીજા પાંડવોનાં આયુધો પાછાં શમી ઉપર રાખી આવી, અર્જુનનાં આયુધ લઇ જલદિથી નીચે ઉતર્યો. તે વખતે અર્જુને કહ્યું કે, હું કૌરવો સાથે યુદ્ધ કરીને તારા પશુને સેહેજમાં જીતી લઇશ. સારી રીતે રચેલાં દૃઢ ચક્રાદિક અંગરૂપિ છે માર્ગની બે બાજુનો વિસ્તાર જેમાં, હાથરૂપિ છે કિલ્લાનો બહારનો દરવાજો જેમાં, કાષ્ટના ઇષાદિ ત્રણ દંડ તથા બાણના ભાથારૂપિ હસ્તિ, ઘોડા ને રથ, એ ત્રણ પ્રકારનાં સૈન્ય તથા તેમના અસ્ત્રથી દુષ્પ્રવેશ, ધ્વજાયુક્ત, પ્રત્યંચારૂપી છે ફેંકવાનાં સાધન જેમાં, ક્રોધીઓએ સેવેલો તથા પૈડાના શબ્દરૂપી નગારાવાળો મેં રક્ષા કરેલો રથનો ઉપલો ભાગ તારા શેહેરની પેઠે તારો રક્ષક થશે. હે વિરાટના પુત્ર, ગાંડીવ ધનુષ ધારણ કરી હું રથમાં બેસીશ, એટલે તે રથને પારકી સેનાવાળા શત્રુ કોઇપણ જીતિ નહીં શકે; માટે તારૂં ભય નિવૃત્ત થાઓ. તે સાંભળી ઉત્તરે કહ્યું કે, હવે હું યુદ્ધમાં વિષ્ણુ અથવા ઇંદ્ર સાથે પણ તમોને સ્થિર જાણી બ્હીતો નથી, તોપણ મોહ પામું છું, પણ નિશ્ચય હવે ક્યારેય ભાગી નહીં જાઉં! વળી તમે સુંદર અંગ, આયુધ તથા શરીરના લક્ષણે કરીને પણ સંપન્ન છો, ત્યારે આ નપુંસકપણું કયા કર્મના વિપાકે કરી તમોને પ્રાપ્ત થયુંછે? તમે નપુંસકના વેષે કરી ફરો છો, તોપણ હું તો તમને મહાદેવજી અથવા કોઇ ગંધર્વના રાજા વા ઇંદ્ર માનુંછું! ત્યારે અર્જુને કહ્યું કે હે મ્હોટા હાથવાળા, હે રાજાના પુત્ર, મ્હોટા ભાઇની આજ્ઞાથી વર્ષ દિવસનું આ વ્રત હતું તે હું આચરૂં છું, હું નપુંસક નથી ધર્મ સહિત છું. અને તે વ્રત પણ હાલ સમાપ્ત થઈ રહ્યું, માટે એ દુઃખથી નિવૃત્ત થયેલો મને જાણ. એ વાત હું સત્ય કહું છું. ઉત્તર કેહેવા લાગ્યો કે,–હે નરમાં ઉત્તમ, આજતો મારે માથે તમોએ મ્હોટો અનુગ્રહ કર્યો, કારણ મેં પૂર્વેજ કહેલું હતું જે એવા પુરૂષો નપુંસક હોય નહીં, એ મારો તર્ક સાચો થયો. હાલ તમથી હું સહાયતાવાળો થયો છું, માટે દેવતાઓ સાથે પણ યુદ્ધ કરૂં! મારૂં ભય જતું રહ્યું, હવે શું કરૂં તે કહો. હે પુરૂષમાં શ્રેષ્ઠ, શત્રુના રથને ભાગનારા તમારા રથના ઘોડા હું હાંકીશ, કારણ ગુરૂ પાસેથી સારથિપણું શિખેલો છું. હે પુરૂષમાં શ્રેષ્ઠ જેવો શ્રીકૃષ્ણનો દારૂક નામે સારથિ અને ઇંદ્રનો માતલિ સારથિ છે, તેવોજ સારથિપણું શીખેલો મને જાણો. ચાલવામાં જેનાં પૃથ્વી ઉપર મૂકેલાં તથા ઉપાડેલાં પગલાં વેગથી કોઇના જોવામાં આવતાં

ને, અને જે જમણી બાજુ જોડેલો છે, તે શ્રીકૃષ્ણના સુગ્રીવ નામના ઘોડા સરખો તથા વેગથી જે તે સરખોજ ગતિવાળો અને રથની ડાબી બાજુ જોડેલો છે, તે શ્રીકૃષ્ણના મેઘપુષ્પ ઘોડા સરખો જાણવો, તેમ વેગથી તેવોજ બળવાન તથા સોનાના કવચવાળો જે આ આગલા ઘોડાઓની પાછળના ડાબા ભાગને વેહેછે, તેને હું ભગવાનના શૈબ્ય નામના ઘોડા સરખો માનુંછું. અને જે આ આગળ જોડેલા ઘોડાની પાછળ દક્ષિણ બાજુની ધોસરીને વેહેછે, તેને શ્રીકૃષ્ણના બલાહક નામના ઘોડા સરખો જાણવો. આ રથ ગાંડીવ ધનુષ ધારણ કરનાર તમોનેજ વેહવાને યોગ્ય છે; અને આ રથમાં બેશીને યુદ્ધ કરવા પણ તમેજ લાયક છો એમ હું માનું છું. વૈશંપાયન કહેછે-હે જનમેજય, ત્યારે પરાક્રમી અર્જુને હાથમાંથી કંકણ કાઢીને વિચિત્ર પ્રકારના સુવર્ણના કવચમાં મૂક્યાં. પછી ગુંડલિઆળા કાળા કેશને શ્વેત વસ્ત્રથી બાંધી, પૂર્વ દિશા સામે મુખ કરી, ઉત્તમ રથમાં મ્હોટા હાથવાળા તથા સાવધાન ચિત્તવાળા અર્જુન શુદ્ધ થઈ સર્વ અસ્ત્રનું ધ્યાન ધરવા લાગ્યા. તેટલામાં સર્વ અસ્ત્રો હાથ જોડી અર્જુનને કેહવા લાગ્યા કે, હે પાંડુનંદન, તમારા પરમ ઉદાર દાસ અમે આ રહ્યા. તે સાંભળી અર્જુને તેમને પ્રણામ કરી હાથમાં લઇ કહ્યું કે, મતલબ વખતે તમારૂં મને સ્મરણ થાઓ! એમ કહી તે અસ્ત્રોને સમાં કરી પ્રસન્ન મુખવાળા અર્જુને, તે ગાંડીવ નામના ધનુષને પ્રત્યંચા બાંધી ધનુષની દોરીનો ટણત્કાર શબ્દ કર્યો. તે પર્વત સાથે પછડાતા મ્હોટા પર્વતનો જેમ શબ્દ થાય, તેમ મ્હોટો શબ્દ થયો. તે સમય ભયંકર શબ્દવાળો તોફાની વાયુ પૃથ્વીને વિદારણ કરતો વાવા લાગ્યો. મ્હોટાં ઉંબાડીઆં પડવા લાગ્યાં, દિશાઓ પ્રકાશ રહિત થઈ, અને ધ્વજાઓ તથા વૃક્ષ કંપવા લાગ્યાં. એ પ્રમાણે ભય સૂચવનારાં ભયંકર દુઃશ્ચિન્હ થવા લાગ્યાં અને રથમાં બે હાથે કરી અર્જુને જે ધનુષનો ટણત્કાર કર્યો, તે કૌરવોને વજ્રપાત સરખો લાગ્યો. પછી ઉત્તરે કહ્યું કે હે પાંડવમાં શ્રેષ્ઠ, શસ્ત્ર તથા અસ્ત્રના પાર પામેલા આ ઘણાક મહારથિ યોદ્ધાઓને એકલા તમે સંગ્રામમાં કેમ જીતશો! હે મ્હોટા હાથવાળા, હે કુંતિના પુત્ર, નથી કોઇની સહાયતા જેને એવા તમે છો, અને કૌરવોને તો સહાયતા કરનારા ઘણા છે, તેથી તમારી પાસે હું ભયભીત થઈ રહું છું! તે સાંભળી હાસ્ય કરી અર્જુને કહ્યું કે હે ઉત્તર, તું ભયમાં રાખ, કારણ જ્યારે હું ઘોષયાત્રામાં મહા બળવાન ગંધર્વો સાથે યુદ્ધ કરતો હતો, ત્યારે ત્યાં મારી સહાયતા કરનાર કોણ મારો મિત્ર હતો! તેમ

દેવ દાનવથી સંકુલ તથા ભય દેનાર ખાંડવ વનમાં યુદ્ધ કરવા વખતે પણ મારી સહાયતા કરનાર કોણ હતો ! વળી પૌલોમ તથા નિવાતકવચ નામના મહા બળવાન દૈત્યો સાથે હું ઇંદ્ર વાસ્તે યુદ્ધ કરતો હતો, ત્યારે મને કોણ સહાય હતો ! તેમ હે તાત, દ્રૌપદીના સ્વયંવરમાં અનેક રાજાઓ સાથે મે યુદ્ધ કર્યું, તે વખતે પણ કોણ મને સહાય હતો ! ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય, ઇંદ્ર, કુબેર, યમ, વરૂણ, અગ્નિ, શ્રીકૃષ્ણ તથા મહાદેવજીનો આશ્રય કરનાર હું, એમની સાથે કેમ યુદ્ધ ન કરૂં ! માટે જલદિથી મારો રથ ચલાવ અને તારા મનનો તાપ ટળી જાઓ !

पिनाकपाणिनंचैव कथमेतान्नयोधये ।

रथंवाहयमेशीघ्रं व्येतुतेमानसोज्वरः ॥

इति श्रीमहाभारते विराटपर्वणि गोहरणपर्वणि उत्तरगोग्रहेउत्तरार्जुनयोर्वाक्यं गुर्जरभाषायां पंचचत्वारिंशोऽध्यायः ॥ ४५ ॥

---

**वैशंपायनउवाच** ॥ उत्तरंसारथिंकृत्वा शमींकृत्वाप्रदक्षिणं ।

आयुधंसर्वमादाय प्रययौपांडवर्षभः ॥ १ ॥

વૈશંપાયન કેહે છે—હે જનમેજય, પછી પાંડવોમાં શ્રેષ્ઠ અર્જુન, ઉત્તરને સારથિ કરી તથા શમીને પ્રદક્ષિણા કરી, સર્વ આયુધને લઇ, સિંહના સરખી આકારવાળી ધ્વજા રથ ઉપરથી ઉતારી, શમીના મૂળ પાસે રાખીને જવા લાગ્યા. તેટલામાં સોના સરખા વર્ણવાળો, વિશ્વકર્માનો રચેલો, આશ્ચર્યકારક હિંસા કરનાર છે પૂંછડું જેનું એવા વાનરના ચિન્હવાળો, તથા અગ્નિના પ્રસાદથી મળેલો પોતાનો ધ્વજ અર્જુને મનથી યાદ કર્યો. ત્યારે અગ્નિએ અર્જુનના મનનો અભિપ્રાય જાણીને ધ્વજને વિષે ભૂતોને જોડ્યા. એટલે પતાકા તથા ભાથાં સહિત, વિચિત્ર પ્રકારનાં અંગવાળો, મહા બળવાન, દિવ્ય તથા મનોહર ધ્વજ આકાશમાંથી આવ્યો. તેને જોઇ પ્રદક્ષિણા કરી રથ પ્રત્યે બેશીને, સફેદ ઘોડાવાળા, હાથમાં ચર્મનાં મોજાં પેહેરેલા, ધનુષ જેણે ધારણ કર્યું છે તથા હનૂમાન્ છે જેની ધ્વજાને વિષે એવા અને શત્રુને મર્દન કરનાર તે બળવાન અર્જુન, ઉત્તર દિશા પ્રત્યે જવા લાગ્યા, ને તેણે શત્રુનાં રૂંવાડાં ઉભાં થાય તેવી રીતે બળથી શંખનાદ કીધો. તેથી તે રથના ઘોડા વેગવાન તથા બળવાન હતા, તોપણ પૃથ્વી પ્રત્યે ગોઠણભર થઇ ગયા; અને ઉત્તરકુમાર પણ ત્રાસ પામતો રથના માહેલા ભાગમાં

બેસી ગયો, ત્યારે કુંતિના પુત્ર અર્જુન, રાશ ખેંચી ઘોડાને ઉભા કરીને, ઉત્તરકુમારને ગળી આશ્વાસના કરી કેહેવા લાગ્યા કે, હે રાજપુત્રમાં મુખ્ય, હે શત્રુને તપાવનાર, હે મનુષ્યમાં સિંહ સરખા, તું ભય નહીં કર, કારણુ તું ક્ષત્રિય છે, માટે શત્રુની વચમાં કેમ ખેદ પામેછો તેં શંખ તથા ઢોલના ઘણાક શબ્દ સાંભળ્યા છે, તેમ વ્યૂહ રચનામાં ઉભેલા પોકારતા હસ્તિયોના પણુ શબ્દ સાંભળેલા છે, ત્યારે અહિં શંખનાદે કરી તું કેમ બીહુ છો! તથા પ્રાકૃત પુરૂષની પેઠે વિવર્ણુ રૂપવાન કેમ થઇ જાયછો તે સાંભળી ઉત્તરે કહ્યું કે, મેં શંખ તથા ઢોલના શબ્દો ઘણાક સાંભળ્યા છે, તેમ વ્યૂહ રચનાથી સંગ્રામમાં ઉભેલા હસ્તિયોના પણ શબ્દ સાંભળેલા છે; પણુ આવા શંખનો શબ્દ પૂર્વે કોઇ દિવસ પણ મેં સાંભળ્યો નથી. તેમ ધ્વજાનું રૂપ પણ પૂર્વે આવું મેં કોઇ વખતે જોયું નહોતું, ને આવો ધનુષનો શબ્દ પણ પૂર્વે ક્યારેય સાંભળ્યો નથી. માટે શંખ, ધનુષ, રથ અને ધ્વજામાં રહેલા અમાનૂષ ભૂતોના શબ્દોથી મારૂં મન અત્યંત મોહ તથા વ્યથા પામેછો ધ્વજાથી ઢંકાયલી દિશાઓ મારા જોવામાં આવતી નથી! અને ગાંડીવના શબ્દથીતો મારા કાન બેહેરા થઇ ગયા! એ રીતે કહી ઉત્તરકુમાર જવા લાગ્યો. તેને ફરિથી અર્જુન કેહેવા લાગ્યા કે, હે ઉત્તર, અત્યંત દૃઢ રથ ઉપર બેસી રથને પગથી દાબી, મજબૂતિથી ઘોડાની રાશોને ગ્રહણ કર, કારણુ ફરિથી હું શંખ વગાડું છું. વૈશંપાયન કેહે છે—હે જનમેજય, પછી જાણે પર્વત, દિશા તથા ગુફાઓને ચીરતા હોયની તેની પેઠે અર્જુને ફરિથી શંખ વગાડ્યો, ત્યારે પણુ ઉત્તર રથના માહેલા ભાગમાં બેસી ગયો. એ રીતે શંખ, રથની નેમિ તથા ગાંડીવના શબ્દોથી પૃથ્વી કંપવા લાગી, ત્યારે ફરિથી અર્જુને ઉત્તરની આશ્વાસના કરી. તેટલામાં દ્રોણાચાર્ય દુર્યોધન પ્રત્યે કેહેવા લાગ્યા કે, જે પ્રમાણે આ રથનો શબ્દ થાય છે, વાદળાં જૂદાં થઇ ગયાં છે તથા પૃથ્વીનો કંપ થાય છે, તે પ્રમાણે તો અર્જુન વિના આ બીજો કોઇ નથી! તેમ શસ્ત્રો પ્રકાશ થતાં નથી, ઘોડાઓની આંખમાંથી અશ્રુ પડેછે તથા અગ્નિ પ્રજ્વલિત થતો નથી, એ સારૂં નહીં. તેમ વનનાં જાનવરો સૂર્ય પ્રત્યે આપણુને ભય થાય તેમ પોકારે છે, અને ધ્વજાઓ ઉપર કાગડા આવીને બેસે છે, તે પણુ સારૂં નહીં. જેટલા શુકન છે તે આપણુને ઉલટા થાય છે, અને આ રૂદન કરતો શિયાળ સેનાના મધ્યમાં માર્યા વગર દોડેછે. એ મ્હોટા ભયને જણાવે છો અને તમારાં સર્વનાં શરીર હું રોમાંચિત જોઊં છું, તેથી નિશ્ચય યુદ્ધમાં ક્ષત્રિયોનો નાશ દેખાય છો તેજસ્વિ પદાર્થ યથાર્થ પ્રકાશ થતા નથી, ને મૃગ તથા પક્ષિયો

ક્રૂર લાગે છે એ રીતે ક્ષત્રિયોને નાશ કરનારા જે વિવિધ પ્રકારના ભયંકર ઉત્પાત દેખાય છે, તે વિશેષે કરી આપણા નાશના નિમિત્ત લાગે છે કારણ જો આ પ્રદીપ્ત ઉંબાડિયાં તારી સેનાને બાધ કરેછે તેમ હે રાજા દુર્યોધન, તારાં વાહન પણ રોતાં હોય નહીં તેવાં લાગેછે, અને તારા સૈન્યને ગૃધ્ર પક્ષિયો ચોતરફથી સેવેછે માટે અર્જુનના બાણથી પીડાયલી સેનાને જોઇ તું સંતાપ પામીશ, હમણાંજ સર્વ સેના પરાભવને પ્રાપ્ત થઇ છે, તેથી કોઈ પણ યુદ્ધ કરવાને ઇચ્છતો નથી. વળી સર્વ યોદ્ધા પણ, વિવર્ણ થયા છે મુખ જેના એવા ઉદાસ ચિત્તવાળા થયા છે, વાસ્તે પ્રહાર કરનારા આપણે ગાયોને ચાલતી કરીને વ્યૂહ રચનાથી ઉભા રહીએ !

विवर्णमुखभूयिष्ठाः सर्वेयोधाविचेतसः ।
गाःसंप्रस्थाप्यातिष्ठामो व्यूढानीकाःप्रहारिणः ॥

इति श्रीमहाभारते विराटपर्वाणि गोहरणपर्वणि उत्तरगोग्रहे औत्पत्तिकोनाम गुर्जरभाषायां षट्चत्वारिंशोऽध्यायः ॥ ४६ ॥

---

**वैशंपायनउवाच** ॥ अथदुर्योधनोराजा समरेभीष्ममब्रवीत् ।
द्रोणंचरथशार्दूलंकृपंचसुमहारथं ॥ १ ॥

વૈશંપાયન કેહેછે—હે જનમેજય, પછી સંગ્રામમાં દુર્યોધન રાજા, ભીષ્મ, રથિમાં સિંહરૂપ દ્રોણાચાર્ય અને મહારથિ કૃપાચાર્ય પ્રત્યે કેહેવા લાગ્યો કે, જે સરત મેં તથા કર્ણે વારંવાર કરી છે, તે હું ફરીથી કહું છું, કારણ જે કહેથી હું તૃપ્ત થતો નથી. તે એકે, હારેલા પાંડવોએ બાર વર્ષ વનમાં રહેવું અને તેરમું વર્ષ છુપ્યાં રેહેવું, એવો અમારે તેમની સાથે પણ છે. માટે તેઓને હજી તેરમું વર્ષ નિવૃત્ત થયું નથી, તેટલામાં તે છુપેલો અર્જુન જો આપણી સાથે યુદ્ધ કરવા આવ્યો, તો ફરીથી પાંડવો બાર વર્ષ વનમાં જાય. કદી લોભથી તેમને વા મોહથી આપણને બરાબર વખત જાણવામાં ન આવ્યો હોય ! તો પણ અજ્ઞાત વાસનો વખત પૂરો થઇ રહ્યો હોય, તો પોતાના ભાગ વાસ્તે તેમણે મારી પાસે આવવું જોઇએ, કારણ "ભાગ આપશે કે નહીં" એવો સંશય હોય ત્યાં સુધી અકસ્માત્ યુદ્ધ કરવું, એ અન્યાય છે. તેમાં કદી પરાજય થાય તોતો તેમની ઘણીકજ ક્ષતિ થાય ! વળી ઉત્તરગોગ્રહ કરનાર આપણને અનાદર કરીને, આપણા તથા મત્સ્યના યુદ્ધની વચમાં જો અર્જુન આવે, તો વાળી સુગ્રીવના યુદ્ધમાં

આવેલા રામચંદ્રજીની પેઠે અપરાધિ થાય. ત્રિગર્તે મત્સ્યોના પોતાને વિષે થયેલા ઘણાક અપકારો આપણને કહ્યા, ત્યારે ભયથી પરાભવ પામેલા તે ત્રિગર્ત વાસ્તે આપણે અહિં યુદ્ધ કરવા આવ્યા છીએ, કારણ તેને વાસ્તે આપણે મત્સ્ય રાજા સાથે યુદ્ધ કરવાની પ્રતિજ્ઞા કરી છે. એમ ઠરાવેલું હતું કે, પ્રથમ તે ત્રિગર્તોએ સપ્તમીને દિવસે પાછલા પોહોરે વિરાટની ઘણીક ગાયો હરણ કરવી તે પ્રમાણે તેઓએ કર્યું. અને કરેલા ઠરાવ પ્રમાણે આપણે અષ્ટમીને દિવસે સવારમાં ત્રિગર્તે હરણ કરેલી ગાયોની પછવાડે વિરાટ ગયો, ત્યારે આ ગાયો હરણ કરી. હવે તે ત્રિગર્ત દેશના યોદ્ધા ગાયોને લઇ જાઓ અથવા તેમનો પરાજય થાઓ, વાં આપણને દગો કરી મત્સ્યની સાથે મળી જાઓ! અથવા વિરાટ રાજા, ગાયો સહિત ત્રિગર્તની ઉપેક્ષા કરી સર્વ દેશના મનુષ્યો તથા મ્હોટી ભયંકર સર્વ સેના સહિત પાછો રાત્રિએ ઘેર આવી, સવારમાં આપણી સાથે યુદ્ધ કરવા આવ્યો હોય! તેનો કોઇ આ મહાપરાક્રમી અગ્રેસર પુરૂષ હોય, વા આપણને જીતવા સારૂ પોતે મત્સ્યજ આવેલો હોય! અથવા કદી અર્જુન હોય, પણ આપણે સર્વે એકઠા મળી તેની સાથે યુદ્ધ કરવું એવી આપણે કબુલાત કરેલી છે. માટે રથમાં બેઠેલા ભીષ્મ, દ્રોણાચાર્ય, કૃપાચાર્ય, વિકર્ણ, તથા અશ્વત્થામા, એ મહારથિ સર્વ યોદ્ધાઓ આ વખતે સંભ્રાંત છે મન જેનું એવા થઇ કેમ બેઠેલા છે! યુદ્ધ વિના બીજામાં શ્રેય નથી, વાસ્તે તે કરવામાં ચિત્તને સાવધાન કરો; અને હવે આ આપણું ગાયોનું ધણ સંગ્રામમાં વજ્ર ધારણ કરનાર ઇંદ્ર અથવા યમરાજા હરણ કરે, તોપણ આપણમાંથી કોણ પાછો હસ્તિનાપુર પ્રત્યે જાય! આ મારા બાણથી નાશ પામતા તથા ઘાટા વનમાં નાસતા પાયદળોમાંથી તો કોઇ જીવશેજ નહીં! કદી ઘોડેસ્વારમાં કોઈ બચેતો ભલે! એવાં દુર્યોધનનાં વચન સાંભળી રાધાનો પુત્ર કર્ણ આવી રીતે કેહેવા લાગ્યો કે, સેનાના મુખમાં ઉભેલા દ્રોણાચાર્યને પાછળ ઉભારાખી યુદ્ધ કરવા વિષે વિચાર કરો. કારણ તે પાંડવોનું મત જાણે છે, તેથી આપણને ત્રાસ પમાડે છે. અર્જુનમાં એની પ્રીતી પણ મને અધિક જણાવામાં આવે છે; કારણ જૂઓ! સામા આવતા અર્જુનને જોઇને તેની પ્રશંસા કરે છે! માટે જે રીતે સેનામાં ભંગાણ ન પડે, તેવી રીતે કરો. અર્જુનના ઘોડાનું ખોંખાર સાંભળીનેજ દ્રોણાચાર્ય ભય પામે, એટલે બધું સૈન્ય ભયભીત થઇ જાય! વળી આપણે પણ સ્વદેશથી ભ્રષ્ટ થઇ ઉષ્ણ ઋતુમાં મ્હોટા અરણ્યમાં શત્રુને પ્રાપ્ત થયા, માટે જે રીતે સેનાની વ્યૂહરચનાનો ભં-

મ ન થાય, તે રીતે કરો. આ આચાર્યને તો હંમેશ પાંડવો વિશેષ પ્રિય છે. તેથી તે સ્વાર્થે પાંડવોએજ એમને તમારી પાસે રાખેલા છે; તે એમના બોલવાથીજ જણાય છે. કારણ અર્જુનના ઘોડાનું ખોંખાર સાંભળીનેજ એઓ તેની પ્રશંસા કરે છે. પણ ઘોડાનોતો પોતાને સ્થાનકે વા ચાલતાં ખોંખાર કરવા એ સ્વભાવજ છે. વાયુતો સદા વાયજ છે, ઇંદ્ર વર્ષે છે, તથા મેઘના ઘણા શબ્દો સંભળાયાજ કરે છે. એમાં અપશુકન શું ! તોપણ આચાર્ય અર્જુનની પ્રશંસા કરે છે તથા તેને અહીં આવવાનો હેતુ કહે છે, તેનું કારણ આપણે વિષે એમને દ્વેષ વા ક્રોધ અને તેના શ્રેયની ઇચ્છા વિના બીજું હોય નહીં. અથવા આચાર્યો પંડિત તથા દયાળુ હોવાથી કોઇ સ્થાને પાપ બુદ્ધિ નહીં રાખતા હોય ? માટે મહા ભય આવે તે વખતે એઓને ક્યારેય પૂછવું નહીં. પંડિત જનોતો જ્યાં મેહેલ, સભા તથા બગીચાઓમાં વિવિધ પ્રકારની કથાઓ કરવી હોય ત્યાં શોભે. અથવા મનુષ્યોના સમાજમાં નાના પ્રકારની વાર્તાઓ કરે, વા યજ્ઞનાં પાત્ર મૂકવામાં, પ્રોક્ષણ કરવામાં તથા યજ્ઞ કરનારાઓની ચૂક જાણવા વિષે શોભે. વળી પારકું છિદ્ર જાણવામાં, હસ્તિ, અશ્વ તથા રથ એ વાહનથી કેવી રીતે ચાલવું તે વિષે ઉંટ, ખર તથા અજા ઇત્યાદિની ચિકિત્સા વિષે, ગાયોને ઓળખવામાં, પથ્થાર ઉપર બેસવામાં, બહાર આવી બળીદાન આપવું ઇત્યાદિ કર્મોમાં તથા અન્નમાં વૈશ્વદેવ કરવો તે અન્નમાં કીટ પતંગાદિ પડે તો તે અન્ન દુષિત થાય ઇત્યાદિ જાણવામાં પંડિતો શોભે. વાસ્તે પારકા ગુણને વખાણનાર પંડિતોને પાછળ રાખીને, જે રીતે શત્રુનો વધ થાય તે રીતે કરો. અને તમારી ગાયોને ચાલતી કરી તથા સેનાની વ્યૂહ રચના કરી, ચોતરફ રક્ષકોને રાખો એટલે આપણે શત્રુઓ સાથે યુદ્ધ કરીએ.

गावश्चसंप्रतिष्ठाप्य सेनांव्यूह्यसमंततः ।
आरक्षाश्चविधीयंतां यत्रयोत्स्यामहेपरान् ॥

इति श्रीमहाभारते विराटपर्वणि गोहरणपर्वणि उत्तरगोग्रहेदुर्योधनवाक्ये गुर्जरभाषायां सप्तचत्वारिंशोऽध्यायः ॥ ४७ ॥

---

**कर्णउवाच** ॥ सर्वानायुष्मतोभीतान् संत्रस्तानिवलक्षये ।
आयद्धमनसश्चैव सर्वाश्चैवानवस्थितान् ॥ १ ॥

કર્ણ કહેછે-હું તમોને સર્વને ભયભીત, યુદ્ધમાં મન વિનાના ચંચળ તથા ધાણ પડી ગયેલા સરખા જોઉંછું! પણ આ કદી મત્સ્યનો રાજા વિરાટ હો, અથવા અર્જુન આવ્યો હો, તોપણ સમુદ્રને જેમ મર્યાદા વારે છે તેમ હું એને વારીશ. કારણ ધનુષમાં જોડેલા, નમ્ર છે અગ્ર ભાગ જેનો એવા તથા ચાલતા સર્પની પેઠે જતા મારા બાણો, ધારેલા નિશાનને ચૂકતા નથી! માટે સુવર્ણનો છે પૃષ્ટ ભાગ જેનો એવા, અત્યંત તીક્ષ્ણ અગ્ર ભાગવાળા તથા મેં હસ્તલાઘવથી મૂકેલા બાણ, તીડ જેમ વૃક્ષને આચ્છાદન કરી લે, તેમ અર્જુનને આચ્છાદન કરો! મળી ગયાછે પુંખ જેના એવા બાણો મૂકવા માટે અત્યંત ખેંચેલી પ્રત્યંચાથી, વાગતા બે ઢોલ સરખો હાથમાં બાંધેલા બે ચર્મનો શબ્દ સાંભળો! આ તેર વર્ષ બહાર રહેવાથી એ અર્જુન સાવધાન થયો હશે, તેમ યુદ્ધમાં પણ પ્રીતિમાન થયો હશે, તેથી એ મારે વિષે સંપ્રહાર કરશે ત્યારે ગુણવાન બ્રાહ્મણની પેઠે પાત્રભૂત અર્જુન, મારા મૂકેલા હજારો બાણના સમૂહને ગ્રહણ કરો! વળી પુરૂષમાં શ્રેષ્ઠ મોટાં ધનુષ વાળો અર્જુન જેમ ત્રણ લોકમાં વિખ્યાત છે, તેમ હું પણ એથકી ક્યારેય ન્યૂન નથી. માટે ચોતરફથી નીકળેલા, ગૃધ્ર પક્ષિના પીછાંવાળા તથા સુવર્ણથી શોભિતા બાણોએ કરીને, આકાશ જેમ પતંગ નામના જંતુથી વિંટાય, તેમ વિંટાઈ ગયેલું જૂઓ! પૂર્વે વાણિથી પ્રતિજ્ઞા કરેલું અક્ષયઋણ, આજ હું સંગ્રામમાં અર્જુનને મારીને, દુર્યોધનને વાળી આપીશ. આજ વચમાંથી કપાતા શિથિલ થઈ જતા પુંખવાળા બાણોનો, આકાશમાં તીડ જંતુઓના સરખો પ્રચાર જૂઓ! હમણાં ઈંદ્રના વજ્ર સરખો છે સ્પર્શ જેનો એવા તથા ઈંદ્ર સરખા તેજવાળા અર્જુનને ઉંબાડીઆંથી જેમ હાથીને પીડે, તેમ હું પીડીશ! અને અતિરથિ, શૂરવીર તથા સર્વ શસ્ત્ર ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ અર્જુનને પરવશ કરીને, ગરૂડ જેમ સર્પને ગ્રહણ કરે, તેમ રથમાંથી ગ્રહણ કરી લઈશ! અગ્નિ સરખા દુર્ધર્ષ, ખડ્ગ, શક્તિ તથા બાણરૂપિ ઈંધન વાળા, પ્રદીપ્ત તથા શત્રુને બાળનારા પાંડવરૂપી અગ્નિને, અશ્વના વેગરૂપિ છે પૂર્વનો વાયુ જેમા, રથના ઓઘરૂપિ વાદળવાળો તથા બાણરૂપિ છે ધારા જેની એવો મહા મેઘરૂપ હું, શમાવીશ. મારા ધનુષમાંથી નિકળેલા સર્પની ઉપમા દેવા લાયક બાણો, સર્પો જેમ રાફડા પ્રત્યે જાય, તેમ અર્જુન પ્રત્યે જાઓ! સારી રીતે પાણી પાયેલા, સુવર્ણના પૃષ્ટ ભાગવાળા, તીક્ષ્ણ કરેલા તથા નમ્ર છે અગ્ર ભાગ જેનો એવા બાણોથી વિંટાયલા અર્જુનને, કર્ણેરના વૃક્ષોથી વિંટાયલા પર્વ-

તની પેઠે જૂઓ ! વળી ઋષિમાં શ્રેષ્ઠ પરશુરામ થકી જે અસ્ત્ર મને પ્રાપ્ત થયું છે, તે અસ્ત્રને ધારણ કરી પરાક્રમથી હું ઇંદ્ર સાથે પણ યુદ્ધ કરૂં ! ને ધ્વજાના અગ્ર ભાગમાં રહેલો હનૂમાન્ પણ હાલ મારા ભાલાથી હણાયલો ભયંકર શબ્દ કરતો પૃથ્વી ઉપર પડી જાઓ! શત્રુની ધ્વજામાં વાસ કરનારા અને મેં ત્યાંથી ભ્રષ્ટ કર્યા તેથી દેશો પ્રત્યે ભાગતા ભૂતોનો સ્વર્ગ પ્રત્યે પોહોંચે એવો મ્હોટો શબ્દ થાઓ ! આજ હું અર્જુનને પાડીને, ઘણા વખતથી દુર્યોધનના હૃદયમાં રહેલા શલ્યનો મૂળ સહિત ઉદ્ધાર કરીશ, ને હણાયાછે અશ્વ જેના, ભાગેલા રથવાળા, પરાક્રમથી હીન થઇ ગયેલા અર્જુનને, શ્વાસોશ્વાસ લેતા નાગ સરખા કૌરવો જૂઓ ! અથવા કેવળ ગાયોના ધણને લઈને ઇચ્છા પ્રમાણે જાઓ ! વા રથમાં બેશી મારા યુદ્ધને જૂઓ !

कामंगच्छंतुकुरवो धनमादायकेवलं ।
रथेषुवापितिष्ठंतो युद्धंपश्यंतुमामकं ॥

इति श्रीमहाभारते विराटपर्वणि गोहरणपर्वणि उत्तरगोग्रहेकर्णविकत्थने गुर्जरभाषायां अष्टचत्वारिंशोऽध्यायः ४८.

---

कृपउवाच ॥ सदैवतवराधेय युद्धेक्रूरतरामतिः ।
नार्थानांप्रकृतिंवेत्सि नानुबंधमवेक्षसे ॥१॥

કૃપાચાર્ય કેહે છે–હે રાધાના પુત્ર કર્ણ, હમેશ તારી બુદ્ધિ યુદ્ધમાં અતિક્રૂર રહેછે, પણ તુ પદાર્થોની પ્રાપ્તિ થવાનાં કારણો તો જાણતો નથી, અને પ્રાપ્તિ વિષે ફળ શું છે તે પણ જોતો નથી. શાસ્ત્રનો આશ્રય કરી વિચાર કરેલી નીતિયો ઘણીક છે, જેમાં યુદ્ધને પ્રાચીન પંડિતો પાપિષ્ટ કેહેછે. પણ તે દેશકાળ વિચારીને કરેલું હોય તો જયને દેનારૂં થાયછે; તે વગર કર્યું હોય તો ફળતું નથી. તેથી દેશકાળ જોઇનેજ કરેલા પ્રરાક્રમથી કલ્યાણ થાયછે. વાસ્તે જેમ કોઇ રથ કરનાર કારીગર કહેકે "આ મારો બનાવેલો રથ અત્યંત દૃઢ અંગવાળો છે, જેથી દેવતાઓને પણ જીતશો." તો તેના વચન ઉપર ભાર રાખીને, દેશકાળાદિકની અનુકૂળતા જોયા વગર, કોણ પંડિતો યુદ્ધ કરવા વિષે નિશ્ચય કરે ! તેમ તારૂં વચન પણ વૃથા છે, તે ઉપર ભાર રાખી દેશ તથા કાળની અનુકૂળતા વગર અમે કેમ યુદ્ધ કરીએ!

વિચાર કરીએ તો અર્જુન સાથે આપણે યુદ્ધ કરવા યોગ્ય નથી, કારણ જે એકલો કૈરવો પ્રત્યે આવ્યો છે! વળી બીજાની સહાયતા વગર અર્જુને અગ્નિને તૃપ્ત કર્યો! પાંચ વર્ષ બ્રહ્મચર્ય ધારણ કર્યું! તથા સુભદ્રાને રથમાં બેસાડી રથમાં બેઠેલા શ્રીકૃષ્ણને સામા યુદ્ધ કરવા બોલાવ્યા! વળી જેણે એકલે ભીલનો વેષ ધારણ કરેલા મહાદેવજી સાથે યુદ્ધ કર્યું હતું! જે આજ વનમાં હરણ કરેલી દ્રૌપદીને પાછી લઈ આવ્યો હતો! તથા એકલો પાંચ વર્ષ સુધી ઇંદ્ર પાસે અસ્ત્ર વિદ્યા શિખ્યો! જેણે એકલે શત્રુને જીતિ કૈરવોના યશનો વિસ્તાર કર્યો! જે શત્રુને દમન કરનાર એકલો અર્જુન, દુ:ખથી જીતાય નહીં એવી ગંધર્વની સેના પ્રત્યે જઇ, વેગથી ગંધર્વના રાજા ચિત્રસેનને જીત્યો હતો! તેમજ દેવતાઓથી મરે નહીં એવા નિવાત કવચ તથા કાલખંજ નામના દૈત્યોને યુદ્ધમાં જેણે એકલાએ પાડયા હતા! તેમ હે કર્ણ, તેં એકલાએ પૂર્વે શું કર્યું છે! પાંડવોમાંથી તો એક એક જણે રાજાઓને વશ કર્યા હતા, તેથી ઇંદ્ર પણ સંગ્રામમાં અર્જુન સાથે યુદ્ધ કરવા લાયક નથી! જે અર્જુન સાથે યુદ્ધ કરવા ઇચ્છે, તેનું ઔષધ કરવું જોઇએ! એટલે કે તેને રોગી જાણવો! હે કર્ણ, અર્જુન સાથે તું યુદ્ધ કરવું ઇચ્છે છે, તે એવું છે કે, જમણા હાથથી ક્રોધેલા સર્પને લઇ તારી તર્જની આંગળીથી તેની દાઢ લેવાને ઇચ્છે છે! વા તું એકલો વનમાં જઇ, અંકુશ વગરના મદોન્મત્ત હસ્તિ ઉપર બેશીને શેહેર પ્રત્યે જવા ઇચ્છે છે! અથવા ઘૃત, મેદ તથા ચર્બિ જેમાં હોમેલાં છે, એવા વૃદ્ધિ પામેલા અગ્નિની વચમાંથી, શરીરે ઘીનો લેપ કરી, ચીર વસ્ત્ર પેહેરીને તું જવા ઇચ્છે છે! કારણ પોતાને ગળે ટુંપો દઇ અથવા કંઠે મ્હોટી શીલા બાંધીને કોણ બે હાથથી સમુદ્રને તરે! અને તેમાં પરાક્રમ પણ શું! હે કર્ણ, બળવાન તથા અસ્ત્રવિદ્યા શિખેલા તે અર્જુન પ્રત્યે, અસ્ત્રવિદ્યા શીખેલો નહીં તથા દુર્બળ પુરૂષ જે યુદ્ધ કરવાને ઇચ્છે છે, તે દુર્બુદ્ધિવાળો જાણવો. આપણે એને તેર વર્ષ વનમાં ફસાવ્યો, માટે હવે બંધનથી છુટેલા સિંહની પેઠે એ આપણું કંઇ અવશેષ પણ નહીં બચાવે! કૂવામાં રહેલા અગ્નિની પેઠે એકાંતમાં બેઠેલા અર્જુન પ્રત્યે, અજાણથી આવીને આપણે મ્હોટા ભયને પ્રાપ્ત થયા છીએ! વાસ્તે હવે યુદ્ધમાં દુર્મદ તે આવેલા અર્જુન સાથે, દ્રોણ, દુર્યોધન, ભીષ્મ, તું તથા અશ્વત્થામા એ આપણે સૌ એકઠા મળી યુદ્ધ કરીએ. વાસ્તે પ્રહાર કરનાર તથા કવચ પેહેરેલા સર્વ સૈનિકો વ્યૂહ રચનાથી ઉભા રહો! અને હે કર્ણ, સાહસ માં કરો કારણ યુદ્ધ કરવા વિષે

છે નિશ્ચય જેને તથા ઇંદ્ર સરખા ઉદ્ધત અર્જુન સાથે આપણે છ જણા એકઠા થઇ ઉભા રહીએ તો યુદ્ધ કરી શકીએ ! વ્યૂહ રચના કરેલાં સૈન્યો તથા મ્હોટાં ધનુષ ધારણ કરનાર યોદ્ધા સાવધાન થાઓ! અને આપણે એકઠા થઇ સંગ્રામમાં ઇંદ્ર સાથે જેમ દૈત્યો યુદ્ધ કરે, તેમ અર્જુન સાથે યુદ્ધ કરીએ !

व्युढानीकानिसैन्यानि यत्ताःपरमधन्विनः ।
युध्यामहेर्जुनंसंख्ये दानवाइववासवं ॥

इति श्रीमहाभारते विराटपर्वणि गोहरणपर्वणि उत्तरगोग्रहेकृपवाक्यंनाम गुर्जरभाषायां एकोनपंचाशत्तमोऽध्यायः ॥ ४९ ॥

---

**अश्वत्थामोवाच** ॥ नचतावज्जितागावो नचसीमांतरंगताः ।
नहास्तिनपुरंप्राप्ता स्त्वंचकर्णविकत्थसे ॥१॥

અશ્વત્થામા કહેછે—હે કર્ણ, હજી ગાયોને જીતિ પારકા સીમાડામાં તથા હસ્તિનાપુરમાં તો ગયા પણ નથી, તેની અગાઉજ તું પોતાનાં વખાણ કરેછે ! શૂરવીરો તો ઘણાક સંગ્રામોમાં પારકી સેનાઓને જીતિ ઘણુંક ધન મેળવીને, કંઇપણ પોતાના પરાક્રમનાં વખાણ કરતા નથી. જો ! બોલ્યા વગર અગ્નિ બાળે છે, સૂર્ય તપે છે અને પૃથ્વી સ્થાવરજંગમ લોકોને ધારણ કરે છે. વળી ચાર વર્ણનાં કર્મ પણ બ્રહ્માએ કહ્યાં છે, જેથી ધન મેળવીને તેઓ પાપી ન થાય. બ્રાહ્મણોએ ચાર વેદ ભણી પોતે યજન કરવું અને બીજાઓને કરાવવું. ક્ષત્રિયોએ ધનુષનો આશ્રય કરી યજન કરવું, પણ બીજાને કરાવવું નહીં. વૈશ્યોએ કૃષ્યાદિ સાધનોથી ધન મેળવી વૈદિક કર્મ કરવાં અને શૂદ્રોએ નેતરનાં વૃક્ષ સરખી વૃત્તિનો આશ્રય કરી, એટલે કે જેમ જળનું પૂર આવે તે વખતે નેતરનો વૃક્ષ નમ્ર થઇ પોતાના મૂળીઆંનો બચાવ કરે છે, તેમ તેઓએ પણ નમ્ર થઇ સારી રીતે વર્તિને પોતાની વૃત્તિરૂપ મૂળિયાં કાયમ રહે તે રીતે, ત્રણે વર્ણની હંમેશ સેવા કરવી. એ રીતે શાસ્ત્ર પ્રમાણે વર્તનારા મ્હોટા ભાગ્યવાળા પુરૂષો, ન્યાયથી પૃથ્વીને જીતને પણ શિખવનાર ગુરૂ ગુણ વગરના હોય, તોપણ તેનો સત્કાર કરે છે; અને તું તો અન્યાએ કરી પાંડવોને જુગટાથી જીતિને, રૂડા ગુરૂને પણ નિંદે છે ! ક્રૂર સ્વભાવવાળો તથા લાજ વિનાનો ધૃતરાષ્ટ્રનો પુત્ર દુર્યોધન, જુગારથી રાજ્ય પામી જેમ સંતોષ પામે છે તેમ રાજ્ય પામી બીજો કોણ ક્ષત્રિય સંતોષ પામે ! પારાધિની પેઠે શઠતા અને છેતરવાના સા-

ધનથી ધનને પામી, કોણ વિચક્ષણ પુરૂષ પોતાનાં વખાણ કરે ! જેનું તેં ધન હરણ કર્યું છે, તે પાંડવો સાથે રથમાં બેશી તેં કયું યુદ્ધ કર્યું હતું ! કે જેમાં તું, અર્જુન, નકુળ સહદેવને જીત્યો ! કયા યુદ્ધમાં તુ, બળવાન ભીમસેન તથા યુધિષ્ઠિરને જીત્યો ! અને કયા સંગ્રામમાં પૂર્વે ઇંદ્રપ્રસ્થને જીત્યો હતો ! વળી હે દુષ્ટ કર્મ કરનાર, એક વસ્ત્ર પેહેરેલી રજસ્વળા દ્રૌપદીને સભામાં લઇ આવ્યા, તે કયું યુદ્ધ કરીને જીત્યા હતા ! વળી પાંડવોનું મ્હોટું ચંદન સરખું શીતલ મૂળ, ધૃતરાષ્ટ્રના પુત્રે કાપી નાંખ્યું, તે એકે શ્રીકૃષ્ણનું વિરૂદ્ધ કર્યું ! અને આ વખતે તેંપણ બ્રાહ્મણનો તિરસ્કાર કરી તેમજ કર્યું ! વળી ધન વાસ્તે તેં પાંડવો પાસે ધૂતાદિક કર્મ કરાવ્યાં, તે વખતે વિદૂરે શું કહ્યું છે ! તે યાદ કર. સહન થાય ત્યાં સુધી માણસ શાંતિ રાખે છે, પણ સહન નજ થાય ત્યારે તો બીજા ક્ષુદ્રજંતુ કીટ તથા પિપીલિકાદિ પણ બનતો ઉપાય કરે છે, ત્યારે અર્જુન દ્રૌપદી સંબંધિ કલેશને કેમ સહન કરી શકે ! માટે હું તો જાણું છું કે, ધૃતરાષ્ટ્રના પુત્રોના ક્ષય વાસ્તેજ અર્જુન ઉત્પન્ન થયોછે ! તું ફોકટ પંડિત થઇને બોલવા ઇચ્છે છે, પણ વૈરને ટાળનાર અર્જુન, આપણામાંના કંઇપણ શેષ પછવાડે રહેવા દેશે નહીં ! કુંતિપુત્ર અર્જુન, દેવ, ગંધર્વ, અસુર, તથા રાક્ષસ, એઓમાંથી કોઇની સાથે પણ ભયથી યુદ્ધ ન કરે એમ નથી. તેમ સગ્રામમાં ક્રોધથી જેની ઉપર એ આવે, તેને ગરૂડ જેમ વૃક્ષને વેગથી નાશ પમાડે, તેમ નાશ પમાડીને જાય, માટે હે કર્ણ, પરાક્રમ વિષે પણ તારાથી અધિક, ધનુષ વિદ્યામાં ઇંદ્ર સમાન તથા યુદ્ધમાં શ્રીકૃષ્ણ સરખા તે અર્જુનની કોણ પ્રશસા ન કરે ! દેવ સાથે દેવયોગ્ય પરાક્રમથી તથા મનુષ્ય સાથે મનુષ્ય સરખા પરાક્રમથી જે યુદ્ધ કરે, અને શત્રુના અસ્ત્રને અસ્ત્રથી નાશ પમાડે, એવા અર્જુન સરખો બીજો કોણ પુરૂષ છે ! વળી શિષ્યને પુત્રથી ઉતરતો જાણવો એમ ધર્મજ્ઞ પુરૂષો કહેછે, એ નિમિત્તથી પણ દ્રોણને અર્જુન પ્રિય હોવોજ જોઇએ ! જે રીતે તમે ધૂત રમ્યા, ઇંદ્રપ્રસ્થનું હરણ કર્યું, અને જેમ દ્રૌપદીને સભામાં લઇ આવ્યા હતા, તેમજ ઉત્સાહ પૂર્વક અર્જુન સાથે યુદ્ધ પણ કરો ! અને આ બુદ્ધિમાન, ક્ષત્રિયના ધર્મમાં નિપુણ તથા પાસાની રમત કરનાર ગાંધાર દેશનો રાજા તમારો મામો શકુનિ પણ અહિં હવે યુદ્ધ કરે ! પણ ગાંડીવ ધનુષ કંઇ તમારા કૃત, દ્વાપર નામ ઠરાવેલા જય દેનાર પાસા નહીં ફેંકે ! તે તો તીક્ષ્ણ તથા ઉજ્વળ બાણોને ફેંકશે ! જે ગાંડીવમાંથી નિકળેલા, ગૃધ્ર પક્ષિના પિછાવાળા,

સારી રીતે પાણી પાયેલા તથા પર્વતોને પણ વિદારણ કરનારા બાણો અંતરમાં પ્રવેશ કર્યા વગર રહે નહીં! કાળ, પવન, મૃત્યુ તથા વડવાનળ અગ્નિ ક્રોધ કરે તો ક્યારેય કંઈ અવશેષ રાખે; પણ કોપેલો અર્જુન તો કંઇપણ અવશેષ રહેવા દેશે નહીં! માટે જેમ તમે મામા શકુનિ સહિત સભામાં જુગાર રમતા હતા, તે સંગ્રામમાં પણ તે શકુનિ જેનો રક્ષણ કરનાર છે એવા તમે યુદ્ધ કરો! અને બીજા યોદ્ધાઓ પણ ઇચ્છા પ્રમાણે યુદ્ધ કરો! પણ હું તો અર્જુન સાથે યુદ્ધ નહીં કરૂં! અમારે તો મત્સ્ય-રાજા સાથે, જો તે ગાયોના સ્થાનક પ્રત્યે આવે તો યુદ્ધ કરવું છે!

युध्यंतांकामतोयोधा नाहंयोत्स्येधनंजयं ।
मत्स्योह्यस्माभिरायोध्यो यद्यागच्छेद्गवांपदं ॥

इति श्रीमहाभारते विराटपर्वणि गोहरणपर्वणि द्रौणिवाक्यंनाम गुर्जरभाषायां पंचाशत्तमोऽध्यायः ॥ ५० ॥

---

भीष्मउवाच ॥ साधुपश्यतिवैद्रौणिः कृपःसाध्वनुपश्यति ।
कर्णस्तुक्षत्रधर्मेण केवलंयोद्धुमिच्छति ॥१॥

ભીષ્મ કેહેછે—અશ્વત્થામા ઠીક કેહેછે, કૃપાચાર્ય પણ સારૂં કેહેછે, અને કર્ણ પણ ક્ષત્રિયના ધર્મથી કેવળ યુદ્ધ કરવાને ઇચ્છેછે. પણ વિવકી પુરૂષોએ આચાર્યનું અપમાન કરવું નહીં, તેમ યુદ્ધ પણ દેશકાળનો વિચાર કરીનેજ કરવું, એમ મારી મતિમાં આવેછે. જે દુર્યોધનના પ્રહાર કર-નાર તથા સૂર્ય સરખા પાંચ પાંડવો શત્રુછે, તેમના ઉદય વખતે પંડિત સ-રખો ક્રેમ મોહ ન પામે! કારણ સર્વ વિદ્વજ્જનો પણ સ્વાર્થ વખતે મોહને પ્રાપ્ત થાય છે! માટે હે રાજા, તમને રૂચેતો હું વાકય કહું તે સાંભળો—કર્ણે જે તને આચાર્યની નિંદારૂપ વાકય કહ્યાં, તે તેને તેજ ઉત્પન્ન કરવા સારૂ કહ્યાં છે, દ્વેષથી નહીં; માટે આચાર્ય પુત્ર અશ્વત્થામા હાલ ક્ષમા કરો. કારણ હાલ મોટું કામ સમીપ આવ્યું છે. આ વખત વિરોધ કરવાનો નથી, કારણ કુંતિનો પુત્ર અર્જુન સમીપ આવ્યોછે. માટે દ્રોણાચાર્ય, કૃપાચાર્ય તથા તમે સર્વ હાલ ક્ષમા કરો. અને હે દ્રોણ, જેમ સૂર્યને વિષે રહેતી પ્રભા તથા ચંદ્રને વિષે વસનારી શોભા રહીજ છે, તેમ તમારે વિષે રહેલી અસ્ત્ર-વિદ્યા પણ કોઇ રીતે ન્યૂન થાય એમ નથી. તમારે વિષે બ્રાહ્મણ્ય તથા બ્રહ્માસ્ત્ર બેઉ રહ્યાંછે. માટે ચાર વેદ અને ક્ષત્રિયપણું એ બેઉ, પુત્ર સ-

હિત દ્રોણાચાર્ય વગર કોઇ પુરૂષ વિષે અમે સાંભળ્યાં પણ નથી. હે રાજા, વેદાંત, પુરાણ તથા પ્રાચીન ઇતિહાસ વિષે પણ, પરશુરામ વગર બીજો કોઇ દ્રોણથી અધિક નથી. આ વખત ભેદ કરવાનો નથી, માટે આચાર્ય પુત્ર અશ્વત્થામા ક્ષમા કરો! કારણ સૈન્યને નાશ કરનાર ભેદ સમાન બીજો કોઇ દોષ નથી, એમ બુદ્ધિમાન્ પુરૂષોએ કહ્યું છે. માટે હાલ તો આપણે સર્વ એકઠા મળીને આવેલા અર્જુનની સાથે યુદ્ધ કરીએ. તે સાંભળી અશ્વત્થામાએ કહ્યું કે, હે પુરૂષમાં શ્રેષ્ઠ, અમારૂં તે ન્યાયરૂપ વચન તમારે નિંદવું નહીં, કારણ દુર્યોધનનાં ધૂતાદિક કર્મ જોઇ રૂષ્ટ થયેલા ગુરૂએ અર્જુનના ગુણની પ્રશંસા કરી. કેમકે શત્રુના પણ ગુણ ગ્રહણ કરવા, ને ગુરૂના દોષ હોય તે કેહેવા; અને સર્વ યત્નથી પુત્ર તથા શિષ્યને તેમનું હિત હોય તે બતાવવું એમ કહ્યું છે. તે સાંભળી દુર્યોધને કહ્યું કે, કર્ણનું કહેલું આચાર્ય ક્ષમા કરો, ને જેમ શાંતિ થાય તેમ કરો! જો આચાર્ય ભેદ નહીં પામે તો અર્જુનનાં વખાણ તેમણે ક્રોધથી કર્યાં, એમ હું જાણીશ! વૈશંપાયન કેહેછે—હે જનમેજય, એ રીતે ભીષ્મ, મહાત્મા કૃપાચાર્ય તથા કર્ણે સહિત દુર્યોધને દ્રોણાચાર્યને ક્ષમા કરાવી પ્રસન્ન કર્યા. ત્યારે દ્રોણાચાર્ય કેહેવા લાગ્યા કે, પ્રથમ શંતનુના પુત્ર ભીષ્મે વાકય કહ્યું જે "ભેદ ન કરવો અને ક્ષમા કરો," તેથીજ હું તો પ્રસન્ન થયોછું, માટે હાલ જે પ્રમાણે કરવું હોય તે પ્રમાણે કરો. અને સંગ્રામમાં સાહસથી અથવા મોહથી પણ, દુર્યોધનની પાસે અર્જુન ન આવી શકે, તે રીતે કરો. વર્ષ પૂરાં થયા વગર અર્જુન દેખાય નહીં, વાસ્તે ગાયો નહીં મળે ત્યાં સૂધી એ ક્ષમા નહીં કરે! માટે ધૃતરાષ્ટ્રના પુત્રોને તે પ્રાપ્ત ન થાય અને જે રીતે સેના પરાજય ન પામે, તે રીતે કરો. પણ હે ગંગાના પુત્ર ભીષ્મ, પ્રથમ દુર્યોધને જે તમોને, " પાંડવોનો અજ્ઞાત વાસ પૂર્ણ થયો કે નથી, " એ રીતે વાકય કહ્યું, તેને યાદ કરી વિચાર પૂર્વક તેનું પ્રતિ વાકય યથાર્થ કેહેવા લાયક છો.

उक्तंदुर्योधनेनापि पुरस्ताद्वाक्यमीदृशं ।

तदनुस्मृत्यगांगेय यथावद्वक्तुमर्हसि ॥

इति श्रीमहाभारते विराटपर्वाणि गोहरणपर्वाणि द्रोणवाक्ये गुर्जरभाषायां एकपंचाशत्तमोऽध्यायः ॥ ५१ ॥

भीष्मउवाच ॥ कलाकाष्ठाश्चयुज्यंते मुहूर्ताश्चदिनानिच ।
अर्द्धमासाश्चमासाश्च नक्षत्राणिग्रहास्तथा ॥१॥

ભીષ્મ કહેછે—કળા, કાષ્ટા, મુહૂર્ત, દિવસ, પક્ષ, માસ, નક્ષત્ર, ગ્રહ, ઋતુ તથા સંવત્સર એઓની યોજનાથી થયેલા કાળના વિભાગે કરી કાળચક્ર પ્રવર્તમાન થાય છે. પ્રતિપદથી આરંભીને અમાવાસ્યા પર્યંત ચંદ્રમાની વૃદ્ધિ તથા ક્ષયથી જે ચોવીશ પખવાડિયાંનો વર્ષ ગણાય છે, તે ત્રણસો ચોપન દિવસનો ચાંદ્ર સંવત્સર કહેવાય છે. ત્રણસો ને સાઠ દિવસનો સાવન સંવત્સર કહેવાય છે. અને મેષાદિ સંક્રાંતિ ઉપર ગણેલો ત્રણસો પાંસઠ દિવસ, પંદર ઘડિ, એકત્રીશ પળ તથા ત્રીશ વિપળનો સૌર સંવત્સર કહેવાય છે. તેમાં ગ્રહોની મંદ શીઘ્રગતિ છે, માટે ચાંદ્ર સંવત્સરને સ્વિકાર્યાથી પાંચ પાંચ વર્ષે બે બે માસ અધિક થાયછે, વાસ્તે ચાંદ્ર માસ પ્રમાણે એઓનાં તેર વર્ષોમાં પાંચ માસ તથા બાર દિવસ અધિક થયા. એ રીતે ચાંદ્રવર્ષ પ્રમાણે પ્રતિજ્ઞા કરેલા કાળથી કંઇક અધિક દિવસ થયા એમ મારી બુદ્ધિમાં આવે છે. માટે જે તેઓએ પ્રતિજ્ઞા કરી હતી, તે પ્રમાણે તેમણે કર્યું, કારણ એમ કર્યું ન હોય તો અર્જુન આવે નહીં ! જેઓમાં રાજા યુધિષ્ઠિર છે, એવા ધર્મ અર્થને જાણનાર મહાત્મા પાંડવો ધર્મથી વિમુખ થાયજ નહીં ! લોભ વિનાના, તથા બીજાઓથી દુઃખે કરી બને નહીં એવાં કર્મ કરનાર પાંડવો, વખત આવ્યા વગર કેવળ રાજ્યને ઈચ્છે નહીં. કારણ તેમ ન હોય તો જુગટામાં હાર્યા તે વખતેજ પરાક્રમ કરવાને સમર્થ હતા ! પણ ધર્મના પાશથી બંધાયલા માટે તે ક્ષત્રિયના વ્રતથી ચલાયમાન ન થયા. જે, મરણને સ્વિકારે પણ અસત્યતાને કયારેય સ્વિકારે નહીં, તે અર્જુનને જે ખોટો કહે તે પણ પરાભવને પામે. અને પોતાનો વખત આવે તો તો મનુષ્યમાં શ્રેષ્ઠ પાંડવો, પોતાને ગ્રહણ કરવા યોગ્ય ચીજ ઇંદ્રે રક્ષા કરેલી હોય તોપણ મૂકે નહીં ! એવા પરાક્રમી પાંડવો છે, તો પણ સર્વ શસ્ત્ર ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ અર્જુન સાથે સંગ્રામમાં યુદ્ધ કરિએ ! માટે સત્પુરૂષોએ જે કલ્યાણરૂપ નીતિ કહી હોય તે કરો, અને તમારી સંપત્ શત્રુ પ્રત્યે માં જાઓ ! હે કૌરવ, હે રાજેંદ્ર, સંગ્રામમાં એકલો અર્જુનજ સિદ્ધિને પ્રાપ્ત થાય એમ હું કયારેય પણ જાણતો નથી. પણ સંગ્રામ પ્રવૃત્તમાન થાય ત્યારે તો જીવવું મરવું તથા જય પરાજય જરૂર એકને થાય એમાં સંશય નહીં. હે રાજેંદ્ર, યુદ્ધને ઉચિત તથા ધર્મયુક્ત જે કાર્ય હોય તે જલદિથી કરો, કારણ અર્જુન નજીક આવ્યો. તે

સાંભળી દુર્યોધને કહ્યું કે હે પિતામહ, પાંડવોને હું રાજ્ય નહીં આપું, માટે જે યુદ્ધમાં ઉપયોગી હોય તે જલદી તૈયાર કરો. તે સાંભળી ભીષ્મે કહ્યું કે, હે કુરૂનંદન, આ વખતે મારી બુદ્ધિમાં જે આવે છે. તે જો તને રૂચે તો સાંભળ–જરૂર જે શ્રેય હોય તે મારે કેહેવું. જલદીથી સેનાનો ચોથો ભાગ લઇને તું શેહેર પ્રત્યે જા, તથા બીજો ચોથો ભાગ ગાયોને લઇને જાઓ; અને અમે અર્ધ સૈન્યથી અર્જુન સાથે યુદ્ધ કરશું ! હું, દ્રોણાચાર્ય, કર્ણ, અશ્વત્થામા, કૃપાચાર્ય એ બધા નિશ્ચય કરી આવેલા અર્જુન સાથે યુદ્ધ કરશું ! વા ફરિથી મત્સ્ય રાજા આવશે વા ઇંદ્ર આવશે, તોપણ મર્યાદા જેમ સમુદ્રને વારે, તેમ હું તેમને વારીશ. વૈશંપાયન કેહેછે–હે જનમેજય, એ રીતે મહાત્મા ભીષ્મે વાક્ય કહ્યાં તે સર્વને રૂચ્યાં. અને તેજ રીતે જલદિથી દુર્યોધને સેનાના ચાર ભાગ કર્યા. પછી એક ભાગ સેના લઇ દુર્યોધન રવાને થયો, અને બીજો ભાગ ગાયનું ધણ લઇ ચાલતો થયો. ત્યારે મુખ્ય સૈન્યકોને વ્યૂહ રચના કરવા વાસ્તે ભીષ્મ કેહેવા લાગ્યા કે, હે દ્રોણાચાર્ય, તમે સેનાના મધ્ય ભાગમાં રહો, અશ્વત્થામા ડાબી બાજુ રહો તથા બુદ્ધિમાન્ શરદ્વાનના પુત્ર કૃપાચાર્ય દક્ષિણ બાજુની રક્ષા કરો. અને અગ્રભાગમાં કવચ પેહેરેલો સૂત પુત્ર કર્ણ ઉભો રહે, તથા હું સર્વ સૈન્યની પાછળ રહી રક્ષા કરીશ.

अग्रतःसूतपुत्रस्तु कर्णस्तिष्ठतुदंशितः ।
अहंसर्वस्यसैन्यस्य पश्चात्स्थास्यामिपालयन् ॥

इति श्रीमहाभारते विराटपर्वणि गोहरणपर्वणि भीष्मसैन्यव्यूहे गुर्जरभाषायां द्विपंचाशत्तमोऽध्यायः ॥५२॥

---

**वैशंपायनउवाच** ॥ तथाव्यूढेष्वनीकेषु कौरवेयेषुभारत ।
उपायादर्जुनस्तूर्णं रथघोषेणनादयन् ॥१॥

વૈશંપાયન કેહેછે–હે જનમેજય, એ રીતે કૌરવનું સૈન્ય વ્યૂહ રચનાથી હજુ રહ્યું, તેટલામાં રથનો શબ્દ કરતા અર્જુન જલદિથી પાસે આવ્યા. ત્યારે કૌરવોએ તેના ધ્વજનો અગ્ર ભાગ જોયો, રથનો શબ્દ સાંભળ્યો તથા સજ્જ કરેલા ધનુષનો પણ શબ્દ સાંભળ્યો. એ રીતે બધું જોઇ અને મ્હોટા રથ પ્રત્યે બેશી આવેલા અર્જુનને પણ જોઇને, દ્રોણાચાર્યે

આવી રીતે વચન કેહેવા લાગ્યા કે, આ અર્જુનના ધ્વજનો અગ્રભાગ દૂરથી પ્રકાશે છે, આ શબ્દ એના રથનો છે, ધ્વજનો વાનર પોકારે છે, અને આ ઉત્તમ રથમાં રથીમાં શ્રેષ્ઠ અર્જુન બેઠેલા છે; જે વજ્ર સરખા શબ્દવાળા ગાંડીવને ખેંચેછે આ બે બાણ મારા પગ પાસે આવી ઉભા રહ્યા, અને બે બાણ મારા કાનને સ્પર્શ કરીને ગયા, એટલે કે વનવાસ કરી અતિ માનુષ કર્મ કરીને અર્જુન મને પ્રણામ કરે છે, તથા કાનમાં પૂછેછે. બાંધવ જેને પ્રિય છે, બુદ્ધિમાન્ તથા અત્યંત શોભાથી પ્રકાશમાન પાંડુ રાજાના પુત્ર આ અર્જુનને અમે ઘણેક કાળે જોયો. રથમાં બેઠેલો, બાણ જેણે ધારણ કર્યાં છે, સુંદર હાથમાં ચર્મના મોજા જેણે પેહેરી લીધા છે, ધનુષ ધારણ કરનાર અને શંખ, પતાકા, કવચ તથા મુકુટ જેણે ધારણ કર્યાં છે, એવો ખડ્ગધારી અર્જુન, ઘીથી સિંચન કરેલો જ્વલિત અગ્નિ શુચશવાથી જેમ શોભે, તેમ શોભેછે. પછી અર્જુન પોતાના સારથિ ઉત્તર પ્રત્યે કેહેવા લાગ્યા કે, હે સારથી, જે સ્થાનથી કૌરવની સેના પ્રત્યે બાણ પોહોચે તે સ્થાને ઘોડાને પકડી રાખ. જ્યાંથી કુરૂકુળમાં અધમ દુર્યોધન આ સૈન્યમાં ક્યાં છે, તે હું જોઈ લઉં; કારણ આ બધાનો અનાદર કરી અભિમાની તે દુર્યોધનને જોઈને, તેનાજ મસ્તક ઉપર પડું, એટલે એ બધા પરાજય પામેલાજ છે! જો! આ દ્રોણ ગુરૂ, તે પછી આ અશ્વત્થામા, ભીષ્મ, કૃપાચાર્ય અને કર્ણ, એ બધા મ્હોટા ધનુષવાળા સામા આવેલા છે, એમાં દુર્યોધન રાજાને તો હું દેખતો નથી! માટે તે દક્ષિણ માર્ગ પ્રત્યે જીવના બચાવ વાસ્તે ગાયોને લઇને જતો હશે, એમ મને શંકા થાય છે. વાસ્તે આ રથના સમુદાયને મૂકીને, જ્યાં દુર્યોધન હોય ત્યાં મારા રથને લઈ જા. હે વિરાટના પુત્ર, ત્યાં હું યુદ્ધ કરીશ, કારણ ગાયો વગર યુદ્ધ હોય નહીં; માટે તેને ઝીતિ ગાયોને લઇ પાછો વળીશ. વૈશંપાયન કેહે છે—હે જનમેજય, એ રીતે અર્જુને કહ્યું ત્યારે તે વિરાટના પુત્ર ઉત્તરે, યત્નથી ઘોડાને નિયમમાં રાખી કર્ણ ભીષ્માદિક તરફથી રાશ ખેંચીને, જ્યાં દુર્યોધન જતો હતો તે તરફ ઘોડાને દોડાવ્યા. એ રીતે ભીષ્માદિને મૂકી અર્જુન દુર્યોધન તરફ ગયા. ત્યારે તેનો અભિપ્રાય જાણી કૃપાચાર્ય કેહેવા લાગ્યા કે, આ અર્જુન દુર્યોધન વિના ઉભો રહેવાને ઇચ્છતો નથી, માટે વેગથી જતા દુર્યોધનની પડખે આપણે જઇએ. કારણ સંગ્રામમાં અતિ ક્રોધ પામેલા અર્જુનની સામે ઈંદ્ર વા દેવકીના પુત્ર કૃષ્ણ અથવા પુત્રે સહિત ગદારથી દ્રોણાચાર્ય વગર કોણ બીજો એકલો યુદ્ધ કરે! ગાયોને શું કરશું! ઘણા ધનથી શું! આ પાર્થરૂપી જળમાં નાવની પેઠે દુર્યોધન ડૂબી

જાય છે ! હવે તેટલામાં અર્જુને, ત્યાં જઇ પોતાનું નામ સંભળાવીને, જલદીથી તે સેનાને, તીડથી જેમ આકાશ ઢંકાઇ જાય, તેમ બાણથી ઢાંકી દીધી. તે સમય સર્વ યોદ્ધા, અર્જુનનાં મોકલેલાં પીંછવાળાં તે બાણના સમૂહથી ઢંકાઇ ગયેલી પૃથ્વી તથા આકાશને જોવા લાગ્યા, અને યુદ્ધમાંથી બીજે ઠેકાણે જવાની મતિ ન કરીને અર્જુનની શીઘ્રતા મનથી વખાણવા લાગ્યા. તેટલામાં અર્જુને ઉત્તમ ધનુષનો ટણત્કાર શબ્દ કરીને શત્રુના શરીરને રોમાંચિત કરનાર શંખ વગાડયો, અને ધ્વજમાં ભૂતોને પ્રેરણા કરી. તે શંખના, રથના પાટાના, ગાંડીવના તથા તે અમાનુષ ધ્વજવાસી ભૂતોના શબ્દોથી પૃથ્વી કંપવા લાગી, અને પૂંછડાં ઉંચાં કરી હલાવતી ગાયો, "હંભાં" એવો શબ્દ કરતી ચોતરફથી દક્ષિણ દિશા પ્રત્યે પાછી ભાગવા લાગી.

अमानुषाणांभूतानां तेषांचध्वजवासिनां ।
ऊर्ध्वपुच्छान्विधुन्वाना रेभमाणाःसमंततः ॥
गावःप्रतिन्यवर्तंत दिशमास्थायदक्षिणां ॥

इति श्रीमहाभारते विराटपर्वणि गोहरणपर्वणि गोनिवर्तने गुर्जरभाषायां त्रिपंचाशत्तमोऽध्यायः ॥ ५३ ॥

---

**वैशंपायनउवाच** ॥ सशत्रुसेनांतरसाप्रणुद्य गास्ताविजित्याथधनुर्धराग्र्यः ।
दुर्योधनायाभिमुखंप्रयातो भूयोरणंसोऽभिचिकीर्षमाणः॥ १ ॥

વૈશંપાયન કેહેછે–હે જનમેજય, હવે ધનુષ ધારણ કરનારાઓમાં અગ્રણી અર્જુન, વેગથી શત્રુની સેનાને જીતિ ગાયોને મોકલી, ફરીથી યુદ્ધ કરવાની ઇચ્છા કરીને દુર્યોધનની સામા આવ્યા. એ રીતે વેગથી ગાયો મત્સ્યદેશ પ્રત્યે ગઇ, ત્યારે અર્જુનને કૃતકાર્ય થયેલો માનીને, કૌરવોમાં શ્રેષ્ઠ તે બધા, દુર્યોધનની સન્મુખ જતા અર્જુનની સામા આવી જલદી ઉભા રહ્યા. ત્યારે વ્યૂહ રચનાથી ઉભેલા ઘણીક ધ્વજાવાળા તેઓની સેનાના જૂદા જૂદા ભાગ જોઇને, શત્રુઓને મારનાર અર્જુન, તે મત્સ્યના પુત્ર ઉત્તરને વિનયથી સમજાવીને કેહેવા લાગ્યા કે. આ માર્ગે જલદીથી સુવર્ણમય છે રાશ તથા જોતર જેના એવા શ્વેત ઘોડાને યત્ને કરી ચલાવ, જેથી દુર્યોધનના મુખ્ય યોદ્ધા પ્રત્યે હું પ્રાપ્ત થાઉં, વળી સૂતપુત્ર દુરાત્મા કર્ણ, હસ્તિ સાથે હસ્તિ જેમ યુદ્ધ કરવા ઇચ્છે, તેમ મારી સાથે યુદ્ધ કરવાને ઇચ્છે છે. માટે હે રાજપુત્ર, દુર્યોધનના આશ્રયથી થયો છે ગર્વ જેને એવા તે

કર્ણ પ્રત્યે મને લઇ જા તે સાંભળી વિરાટનો પુત્ર ઉત્તર, વાયુ સરખા વેગવાન, મ્હોટા તથા સુવર્ણમય છે પલાણના પાછલા વસ્ત્રનો છેડો જેનો એવા ઘોડાથી શત્રુના સૈન્યનો નાશ કરતો, અર્જુનને સેનાની વચમાં લઇ જવા લાગ્યો. તેટલામાં કર્ણના જીવિતને ઇચ્છનાર મહારથિ ચિત્રસેન, સંગ્રામજીત, શત્રુસહ તથા જય, એ સર્વે સ્થૂળ દાંડીવાળા બાણો સહિત, અર્જુનની સામે આવ્યા. ત્યારે ધનુષરૂપી છે જવાળા જેની તથા બાણોના વેગરૂપ છે તાપ જેનો એવા સક્રોધ અને પુરૂષમાં શ્રેષ્ઠ અર્જુન તેઓના રથના સમુદાયને, જેમ અગ્નિ વનને બાળે, તેમ બાળવા લાગ્યા. એ રીતે ગર્જના સહિત યુદ્ધ પ્રવર્તમાન થયું, ત્યારે કૈરવોમાં શ્રેષ્ઠ વિકર્ણ, રથમાંથી સ્થૂળ દાંડાવાળા બાણોનો ભયંકર વર્ષાદ કરતો અતિરથ અર્જુનની સામે આવ્યો. તેટલામાં અર્જુને દૃઢ પ્રંત્યચાવાળું તથા ઉત્તમ સુવર્ણથી શોભિતું તે વિકર્ણનું ધનુષ કાપી, તેના પ્રસિદ્ધ ધ્વજને મંથન કરી પાડી નાંખ્યો; એટલે તે વેગથી ભાગી ગયો. પછી શત્રુના ગણને બાધ કરનાર તથા અમાનુષ કર્મ કરનાર અર્જુનને સહન ન કરતો શત્રુંતપ નામનો કૈરવનો યોદ્ધા બાણના વર્ષાદથી તેને પીડવા લાગ્યો, તોપણ કૈરવોની સેનાને વેહેનાર અર્જુને, જલદીથી તે શત્રુંજયને પાંચ બાણથી વિંધીને, દશ બાણથી તેના સારથિને માર્યો. એવી રીતે ભરતકુળમાં શ્રેષ્ઠ અર્જુનના કવચ ભેદી અંદર જનાર બાણથી વિંધાયલો તે રાજા સંગ્રામમાં પ્રાણ રહિત થઇને. જેમ વાયુથી ભાગેલો વૃક્ષ પર્વત ઉપરથી નીચે પડે, તેમ રથમાંથી પૃથ્વી ઉપર પડ્યો, તે સમય મનુષ્યમાં શ્રેષ્ઠ તથા અત્યંત શૂરવીર અર્જુને માર્યા એવા કૈરવના સૈનિકો વાયુથી મ્હોટાં વન કંપાયમાન થાય, તેમ કંપવા લાગ્યા. વળી અર્જુને સંગ્રામમાં પરાજય તથા નાશ પમાડેલા, સુંદર છે વેષ જેનો, ઘણુંક ધન આપનારા, ઇંદ્ર સરખા પરાક્રમી, સુવર્ણ તથા લોહનાં કવચ પેહેરેલા, હિમાલય પર્વતના મોટા હાથી સરખા તથા મનુષ્યમાં શ્રેષ્ઠ તે કૈરવના સૈનિકો પ્રાણ રહિત થઇ રણભૂમિમાં સુઇ ગયા. એ રીતે પુરૂષમાં અત્યંત શૂરવીર ગાંડીવ ધનુષ ધારણ કરનાર અર્જુન, સંગ્રામમાં શત્રુને મારતા ચોતરફ દિશાઓમાં જેમ ગ્રીષ્મ ઋતુમાં વનને દાહ કરતો અગ્નિ ફરે, તેમ ફરવા લાગ્યા. પછી વસંત ઋતુમાં જેમ પવન, વૃક્ષ ઉપરથી પાડેલાં પાંદડાંઓને તથા વાદળાંઓને ચોતરફ ઉડાડે, તેમ અતિરથ અર્જુન રથથી ચોતરફ પડેલા શત્રુને ઉડાડતા સંગ્રામમાં ફરતા હતા. તે પછી ઘણાક બળવાન તે અર્જુને, લાલ ઘોડા જેના રથમાં

જોડેલા છે એવા તથા કર્ણના ભાઇ સંગ્રામજીતના ઘોડા મારીને, એક બાણથી તેનું મસ્તક કાપી નાંખ્યુ. એ રીતે અર્જુને પોતાના ભાઇને મરણ પમાડયો, ત્યારે સૂતના પુત્ર કર્ણ, પરાક્રમને ગ્રહણ કરતાં, દાંત આગળ કરી જેમ મ્હોટો હસ્તિ તથા જેમ શીંગડાં આગળ રાખી બળદ વ્યાઘ્ર પ્રત્યે દોડે, તેમ અર્જુન સામે દોડી જલદીથી બાર બાણ તેની ઉપર નાંખી તેના ઘોડાનાં શરીર વિંધ્યાં; અને વિરાટના પુત્ર ઉત્તરના હાથમાં બાણ માર્યું. ત્યારે તે અર્જુન, આવતા કર્ણ પ્રત્યે વેગથી પાસે આવીને, વિચિત્ર પ્રકારની પાંખવાળો ગરૂડ જેમ વેગથી સર્પની ઉપર પડે, તેમ તેની ઉપર પડયા. પછી ધનુષ ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ, મહાબળવાન તથા સર્વ શત્રુને સહન કરનાર તે બેઉ જણનું યુદ્ધ જોઇ, યુદ્ધથી વિરામ પામી સર્વ કૌરવો યુદ્ધ જોવા ઉભા રહ્યા. તેટલામાં ક્રોધાવિષ્ટ થયેલા અર્જુને, કર્યો છે અપરાધ જેણે એવા કર્ણને જોઇને, હર્ષથી ક્ષણ માત્રમાં, ઘોડા, રથ તથા સારથિ સહિત તેને ભયંકર બાણના વર્ષાદથી ઢાંકી દીધો. અને રથ, ઘોડા તથા હસ્તિ સહિત સારી રીતે વિંધાયલા, શિથિળ થયા છે રથ જેના તથા ભીષ્મ છે પ્રમુખ જેમાં એવા કૌરવની સેનાના યોદ્ધા પણ અર્જુનના બાણથી ઢંકાઇ ગયા, ને શબ્દ કરવા લાગ્યા. ત્યારે શૂરવીર મહાત્મા તે કર્ણ, અર્જુનના હાથથી મૂકાયલા તે બાણોને બાણના સમૂહથી જલદી હણીને, ધનુષ બાણ સહિત તણખાવાળા અગ્નિની પેઠે સામો ઉભો રહ્યો. તે વખત કર્યો છે પ્રત્યંચાના તલનો શબ્દ જેણે એવા કર્ણનાં વખાણ કરતા કૌરવોની તાળીનો શબ્દ, શંખ, ઢોલ તથા પણવ નામનાં વાજીત્ર સાથે થવા લાગ્યો. પછી ઉંચા કરેલા મ્હોટા પૂંછડાંરૂપિ છે મ્હોટો છેડો જેનો એવા ધ્વજની ઉપર આદિ રહેલ લાકડીના એ ભાગને વિષે વ્યગ્ર અને ભયંકર ભૂતાદિક છે સમીપ જેને,તથા ગાંડીવના શબ્દ સાથે કર્યો છે શબ્દ જેણે એવા અર્જુનને જોઇને, કર્ણ શબ્દ કરવા લાગ્યો, ત્યારે અર્જુન, ઘોડા, સારથિ તથા રથે સહિત કર્ણને બાણથી પીડી, ભીષ્મ, દ્રોણ તથા કૃપાચાર્યને જોઇ, ફરીથી તે ઉપર બાણનો વર્ષાદ કરવા લાગ્યો. એટલે કર્ણ પણ ઘણાક બાણથી અર્જુન પ્રત્યે મેઘની પેઠે વર્ષવા લાગ્યો. તેમજ ફરી અર્જુને પણ કર્ણને તીક્ષ્ણ બાણોથી ઢાંકી દીધો. એ પ્રમાણે મ્હોટા બાણ તથા શસ્ત્રના ઓઘથી છે નાશ જેમાં એવા સંગ્રામને વિષે, અત્યંત તીક્ષ્ણ બાણના ઓઘને નાખતા તથા રથમાં બેઠેલા તે બે જણને લોકોએ મેઘની વચમાં પાસે રહેલા સૂર્ય ચંદ્રમાની પેઠે જોયા. તેટલામાં જલદીથી બાણ

ફેંકનાર કર્ણે, અસહનતાથી તીક્ષ્ણ બાણે કરી અર્જુનના ચાર ઘોડાને વિં-ધ્યા, અને ત્રણ ત્રણ બાણથી તેના સારથી તથા ધ્વજને વિંધ્યા. એ રીતે સંગ્રામને મર્દન કરનાર અર્જુનને કર્ણે વિંધ્યો. ત્યારે સારી રીતે સુતેલો સિંહ જેમ ઉઠે, તેમ જાગૃત થઇ કૌરવોમાં શ્રેષ્ઠ ગાંડીવ ધનુષ ધારણ કરનાર અર્જુન, સરળ બાણ નાંખતા કર્ણની પાસે ગયા. અને બાણ તથા અસ્ત્રની વૃષ્ટિથી હણાયલા તે મહાત્મા અર્જુન મનુષ્યથી ન બને એવાં કર્મ કરવા લાગ્યા, જેમ પોતાનાં કિરણોના સમુદાયથી આ લોકને સૂર્ય આ-ચ્છાદન કરે છે, તેમ તેમણે બાણના સમુદાયથી કર્ણનો રથ આચ્છાદન કરી દીધો. અને હાથી જેમ હાથીને મારે, તેમ તીક્ષ્ણ અગ્રભાગવાળા ભલ્લ બાણને ગ્રહણ કરી, કાન પર્યંત ધનુષ ખેંચીને, સૂતના પુત્ર કર્ણનું શરીર વિંધ્યું. વળી તે શત્રુને મર્દન કરનાર અર્જુને, સંગ્રામમાં ગાંડીવ ધનુષમાંથી નીકળેલા વજ્ર સરખા તીક્ષ્ણ બાણોથી, કર્ણના હાથ, સાથળ, મસ્તક, લલાટ તથા ગ્રીવા ઇત્યાદિ શ્રેષ્ઠ અંગો ભેદ્યાં. ત્યારે હાથી જેમ હાથીને કંપાવે, તેમ બાણથી અર્જુને કંપાવેલો કર્ણ, અર્જુનના બાણથી સંતપ્ત થઈને, સંગ્રામના મોઢાને મૂકી પાછળ જતો રહ્યો.

सपार्थमुक्तैरिषुभिःप्रणुन्नो गजोगजेनेवजितस्तरस्वी ।
विहायसंग्रामशिरःप्रयातो वैकर्तनःपांडवबाणतप्तः ॥

इति श्रीमहाभारते विराटपर्वणि गोहरणपर्वणि उत्तरगोग्रहेकर्णापयाने गुर्जरभाषायां चतुःपंचाशत्तमोऽध्यायः ॥ ५४ ॥

---

**वैशंपायनउवाच** ॥ अपयातेतुराधेये दुर्योधनपुरोगमाः ।
अनीकेनयथास्वेन शनैराच्छंतपांडवं ॥१॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય, એ રીતે રાધાનો પુત્ર કર્ણ ભા-ગી ગયો, ત્યારે દુર્યોધન છે મુખ્ય જેમાં એવા કૌરવો પોતાના સૈન્ય સહિત ધીરેથી અર્જુન પ્રત્યે આવ્યા. તે વ્યૂહ રચના કરી બહુધા પ્રકારથી આવ-તા કૌરવના સૈન્યના વેગને, જેમ સમુદ્રના વેગને મર્યાદા વારી રાખે, તેમ અર્જુને બાણથી વારી રાખ્યો. પછી ધોળા ઘોડાવાળા કુંતિના પુત્ર અર્જુને હાસ્ય કરી દિવ્ય અસ્ત્ર સજ્જ કરી સામા આવીને, કિરણોથી સૂર્ય જેમ પૃથ્વીને આચ્છાદન કરે, તેમ ગાંડીવમાંથી નીકળેલા બાણોએ કરી દશે દિશાઓને આચ્છાદન કરી દીધી. અને તીક્ષ્ણ બાણોથી રથ, ઘોડા, હાથી

તથા કવચો એવી રીતે વિંધ્યા કે, તેમાં બે અંગુલનો પણ ખાલી પ્રદેશ રહ્યો નહીં. એ રીતે દિવ્ય અસ્ત્રના યોગથી, અશ્વશિક્ષામાં ઉત્તરની ચાતુરીથી તથા ક્રમથી અસ્ત્ર નાખવાના અર્જુનના પરાક્રમને જોઇને શત્રુઓ પણ તેના વેગને વખાણવા લાગ્યા. તે સમય કાળાગ્નિ સરખા ભયંકર તથા પ્રજાને બાળતા હોય નહીં જાણે એવા પ્રજ્વલિત અગ્નિ સરખા અર્જુનને જોવાને પણ શત્રુઓ સમર્થ થતા નહીં! અને હે જનમેજય, પર્વતની સમીપે સૂર્યનાં કિરણોથી વ્યાપ્ત થએલાં વાદળાં જેમ શોભે, તેમ અર્જુનનાં બાણોથી વ્યાપ્ત તે કૌરવોનાં સૈન્યો શોભતાં, ને ઘણા ફુલથી ઢંકાયલા આસોપાલવના વનની પેઠે રળિયામણાં લાગતાં હતાં, વળી ચંપાની માળામાંથી ખરી ગયેલું સુકેલું પુષ્પ જેમ વાયુના આશ્રયથી આકાશમા રહે, તેમ શત્રુનાં છત્ર તથા પતાકા પણ અવાચ્છિન્ન ચાલતા અર્જુનના બાણોથી આકાશમાં રહેતાં હતાં. અને અર્જુને ભાગી નાખ્યો છે ધોસરિનો વચલો ભાગ જેનો એવા કૌરવના ઘોડા, તે ભાગેલા ભાગ સહિત ત્રાસ પામેલી પોતાની સેનાથી ભયભીત થઇને, દશે દિશામાં દોડતા હતા. તે વખતે કૌરવની સેનામાં આગળ ચાલનારા હસ્તિયોને પણ કર્ણ, દાંત, હોઠ તથા કાખ ઇત્યાદિક મર્મસ્થાનમાં મારી અર્જુન સંગ્રામમાં પાડતા હતા, તેથી વાદળાંઓથી જેમ આકાશ વિંટાઇ જાય, તેમ તેઓનાં શરીરથી ક્ષણ માત્રમાં પૃથ્વી વિંટાઇ ગઇ. વળી પ્રલય સમય તીક્ષ્ણ શિખાવાળો અગ્નિ જેમ સ્થાવર જંગમાત્મક સમગ્ર જગતને બાળી નાખે, તેમ હે મહારાજ, અર્જુન સંગ્રામમાં શત્રુઓને બાળતા હતા. વળી શત્રુને મર્દન કરનાર અર્જુન, સર્વ અસ્ત્રના તેજે કરી, અને ધ્વજામાં રહેલા અમાનુષ ભૂતોના, વાનરના, ધનુષના તથા શંખના શબ્દથી દુર્યોધનના સૈન્ય વિષે ભય ઉત્પન્ન કરતા હતા. હે જનમેજય, જોકે શત્રુઓના શરીરની શક્તિતો અર્જુનને જોતાંજ હઠ જતી હતી! તોપણ છુટકો નહીં વાસ્તે સાહસથી અર્જુન તેઓ સાથે યુદ્ધ કરતા હતા. વળી અર્જુને, અત્યત તીક્ષ્ણ જેના અગ્રભાગ છે, રૂધિરને ખાનાર તથા ગાંડીવમાથી નીકળેલા બાણના સમુદાયથી આકાશને પક્ષિયોની પેઠે વિંટી લીધું. ત્યારે પાત્રમાં સૂર્યનાં કિરણો જેમ સંકોચથી રહે, તેમ તે અસંખ્ય બાણો દિશાઓમાં સંકોચથી રેહેતાં હતાં. વળી પાસેં આવેલા અર્જુનના રથને શત્રુઓ એકજવાર જોઇ શકતા, બીજીવાર જોઇ શકતા નહીં, કારણ તેટલામાં તો અર્જુન ઘોડા સહિત તેમને રથમાંથી પરલોકમાં મોકલતો હતો! હે જનમેજય, જેમ અર્જુનના બાણ શત્રુઓના શરીરમાં અટકયા વગર શરીરને

ભેદી બહાર નીકળી જતા હતા, તેમ તેનો રથ પણ શત્રુના સૈન્યમાં અ-ટક્યા વગર ચાલ્યો જતો હતો. એ રીતે જાણે ઘણીક ફણાવાળો શેષનાગ મહા સમુદ્રમાં ક્રિડા કરતો હોયની તેની પેઠે, શત્રુના સૈન્યને મેહેનત વગર અર્જુન ક્ષોભ પમાડતો હતો. એ પ્રમાણે બાણને ફેંકતા અર્જુનના ધનુષનો, સર્વેના શબ્દને અતિક્રમણ કરનાર તથા પૂર્વે નહીં સાંભળેલો મ્હોટો શબ્દ લોકો સાંભળતા હતા. તે રણભૂમિમાં થોડે થોડે અંતરે બાણથી વિંધા-યલા તથા વિસ્તારથી પડેલા હસ્તિઓ, સૂર્યના કિરણોથી વિંટાયલા મેઘ સરખા લાગતા હતા. અને સર્વ દિશાઓમાં ફરતા અને ડાબી જમણી બાજુ બાણને ફેંકતા અર્જુનના ધનુષનું મંડળ દેખાતું હતુ, જેમ ચક્ષુ, રૂપ વિનાના પદાર્થમાં ક્યારેય પડે નહીં, તેમ અર્જુનના બાણ પણ લ-ક્ષ્ય વગર બીજે પડતા નહીં. અને જેમ હજાર હાથિ એકજ વખતે વન-માં જતા હોય ને તેનો જેમ માર્ગ થતો આવે, તેમ પારકા સૈન્યમાં જતાં અર્જુનના રથનો પણ માર્ગ થતો હતો. અને અર્જુને માર્યા એવા તે શત્રુ, "જરૂર અર્જુનના જયને ઇચ્છનારા ઈંદ્ર, દેવતાઓ સહિત આપણને મારે છે!" અથવા શું "આ અર્જુનરૂપે પ્રજાને સંહાર કરનાર કાળ છે" એમ ધારતા હતા. તે રણક્ષેત્રમાં બીજાથી નાશ ન પામે એવા, અર્જુને નાશ પમાડેલ કૌરવના સૈનકોનાં શરીરો વિખરાઇ ગયાં હતાં. એ રીતે અનુક્રમથી ધાન્યના ડુંડાની પેઠે શત્રુઓનાં મસ્તકો તથા અર્જુનના ભયથી કૌરવોનાં પરાક્રમ પણ નાશ પામ્યાં. એ પ્રમાણે અર્જુનરૂપિ વાયુએ ભેદેલાં શત્રુનાં શરીરરૂપિ વનોએ, રૂધિરની ધારાથી રણસંગ્રામની પૃથ્વીને અત્યત રાતી કરી. અને પવનથી ઉડતી તે લોહીથી લાલ થયેલી રજે કરી સૂર્યના કિરણો પણ અત્યંત લાલ થઇ ગયા. તેમજ સૂર્ય સહિત આકાશ પણ ક્ષ-ણમાત્રમાં સંધ્યા વખત સરખું લાલ થઇ ગયું. અસ્ત થયા પછી સૂર્ય પણ નિવૃત્ત થાયછે, પણ અર્જુન નિવૃત્ત થયા નહીં. પણ સંગ્રામમાં શૂરવીર તથા જાણવામાં ન આવે એવા હૃદયવાળા અર્જુન, દિવ્ય અસ્ત્ર સજ્જ કરી પરાક્રમી તથા ધનુષ ધારણ કરનાર તે સર્વે કૌરવો પ્રત્યે ફરીથી ગયા. અને ક્ષુરપ્ર નામના તોતેર બાણ દ્રોણાચાર્ય ઉપર નાંખ્યા, તથા દુઃસહ નામના કૌરવ ઉપર દશ અને અશ્વત્થામા ઉપર આઠ બાણ ફેંક્યા. દુઃશાસન ઉપર બાર, શરદ્વાનના પુત્ર કૃપાચાર્ય ઉપર ત્રણ, શંતનુના પુત્ર ભીષ્મ ઉપર આઠ તથા દુર્યોધન ઉપર સો બાણ નાંખ્યા; અને કર્ણિ નામના બાણથી કર્ણના કાનનો પ્રાંત ભાગ વિંધ્યો. એ રીતે સર્વ અસ્ત્રને જાણનાર તથા મ્હોટા

ધનુષવાળા કર્ણને અર્જુને વિંધ્યો, તથા તેના અશ્વ, સારથિ અને રથ પણ હણ્યો, ત્યારે સૈન્યમાં ભંગાણ પડયું. તે જોઇ સંગ્રામમાં ઉભેલા અર્જુન પ્રત્યે, તેનો અભિપ્રાય જાણીને વિરાટનો પુત્ર ઉત્તર કહેવા લાગ્યો કે, હે અર્જુન, રથમાં બેઠેલા તમે મને આજ્ઞા કરો કે સૈન્યમાં કયે સ્થાનકે જવાને ઇચ્છો છો? એટલે તમારો સારથિ હું તે સ્થાનકે રથને લઇ જાઉં. તે સાંભળી અર્જુને કહ્યું કે, હે ઉત્તર, તું લાલ ઘોડાવાળા, શુભ તથા વ્યાઘ્રના ચર્મથી વિંટાયલા જેને જૂવે છે, તે લીલી પતાકાવાળા રથમાં બેઠેલા કૃપાચાર્યના મુખ્ય સૈન્ય પ્રત્યે મને લઇ જા; એટલે દૃઢ ધનુષવાળા એ કૃપાચાર્યને મારૂં શીઘ્રાસ્ત્રપણું દેખાડું! જો! આ સુવર્ણના સુંદર કમંડળનું ચિન્હ જેની ધ્વજામાં છે, એવા સર્વ ધનુષ ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ દ્રોણાચાર્ય! જે હંમેશ મારે માન્ય છે, તેમ સર્વ શસ્ત્ર ધારણ કરનારાઓને પણ માન્ય છે. એ અત્યંત પ્રસન્ન તથા મહા શૂરવીર આચાર્યને પ્રદક્ષિણા કર, અને પ્રથમ એમને માન આપ; ને પછી યુદ્ધ કરવા સજ્જ થા. એમ કરવું એ સનાતન ધર્મ છે. માટે જો પ્રથમ દ્રોણાચાર્ય મારા શરીરમાં પ્રહાર કરશે, તો પછી હું પણ એમને પ્રહાર કરીશ, જેથી એને ક્રોધ નહીં થાય. વળી એની પાસેજ જેના ધ્વજના અગ્ર ભાગ વિષે ધનુષનું ચિન્હ દેખાય છે, તે એનો પુત્ર મહારથિ અશ્વત્થામા! તે પણ ગુરૂનો પુત્ર હોવાથી મારે હંમેશ માન્ય છે, ને બીજા શસ્ત્ર ધારણ કરનારાઓને પણ માન્ય છે. માટે એના રથને પામી વારંવાર પાછો હઠજે. આ રથીના સૈન્યમાં જે સુવર્ણનું કવચ પેહેરેલો થાકયા વગરના સેનાના ત્રીજા ભાગ સહિત ઉભેલો છે, તથા જેની ધ્વજાના અગ્રભાગ વિષે સુવર્ણના ચિન્હવાળો હસ્તિ છે, તે ધૃતરાષ્ટ્રનો પુત્ર દુર્યોધન રાજા! હે વીર, તે યુદ્ધમાં દુર્મદ, વિરોધી તથા દ્રોણના શિષ્યોમાં શીઘ્રાસ્ત્ર જાણવામાં પ્રથમ ગણાયછે માટે પારકા રથને નાશ કરનાર મારા રથને એની સન્મુખ લઇ જા, એટલે સંગ્રામમાં ઘણુંક શીઘ્રાસ્ત્રપણું એને દેખાડું! વળી જેના ધ્વજના અગ્ર ભાગમાં હસ્તિની સાંકળનું ચિન્હ છે, એ આ સૂતનો પુત્ર કર્ણ, જે પૂર્વેજ તેં જાણેલો છે. એ દુરાત્મા રાધાના પુત્ર કર્ણના સંગ્રામ વિષે એના રથ પાસે તું સાવધાન રેહેજે; કારણ એ હંમેશ મારી સાથે સ્પર્ધા કરે છે. વળી આ પાંચ સુવર્ણના ચિન્હવાળા લીલા પતાકાયુક્ત રથમાં જે મ્હોટા ધનુષવાળો હાથમાં મોજા પેહેરી પરાક્રમથી બેઠા છે, જેના ઉત્તમ રથ વિષે તારા તથા સૂર્યના ચિન્હવાળો વિચિત્ર પ્રકારનો ધ્વજ છે, જેના મસ્તક ઉપર

નિર્મળ શ્વેત છત્ર છે, જે મેઘની આગળ સૂર્યની પેઠે નાના પ્રકારના ધ્વજ અને પતાકાવાળા મ્હોટા રથના સમુદાયની આગળ ઉભેલા છે, અને જેનું સુવર્ણનું સૂર્યચંદ્ર સરખું કવચ દેખાય છે તથા મારા મનને તપાવતી હોય નહીં જાણે એવી જેની સુવર્ણની ટોપી છે, એવા શંતનુના પુત્ર ભીષ્મ અ-મારા સર્વના પિતામહ છે. પણ દુર્યોધનને વશ તથા રાજલક્ષ્મીથી વૃદ્ધિ પામેલા છે; એની પાસે પછી જવું, હાલ એ મને વિઘ્ન નહીં કરે. પણ એની સાથે જ્યારે હું યુદ્ધ કરૂં ત્યારે સાવધાન થઇ ઘોડાને પકડી રાખજે. હે જનમેજય, પછી વ્યગ્ર નહીં થયેલો વિરાટનો પુત્ર ઉત્તર, જ્યાં અર્જુન પ્રત્યે યુદ્ધ કરવા ઇચ્છતા કૃપાચાર્ય હતા, તે સ્થાનકે અર્જુનને લઇ ગયો.

ततोभ्यवहदव्यग्रो वैराटिःसव्यसाचिनं ॥
यत्रातिष्ठत्कृपोराजन्योत्स्यमानोधनंजयं ॥

इति श्रीमहाभारते विराटपर्वणि गोहरणपर्वणि अर्जुनकृपसंग्रामे गुर्जरभाषायां पंचपञ्चाशत्तमोऽध्यायः ॥ ५५ ॥

---

**वैशंपायनउवाच** ॥ तान्तनीकान्यदृश्यंत कुरूणामुग्रधन्विनां ।
संसर्पंतेयथामेघा घर्मांतेमंदमारुताः ॥१॥

વૈશંપાયન કેહેછે-હે જનમેજય, તે ઉગ્ર ધનુષવાળા કૌરવોનાં સૈન્યો, વર્ષા ઋતુમાં મંદ વાયુથી ચાલતા મેઘની પેઠે દેખાતાં હતાં. તેમાં પ્રહાર કરનાર યોદ્ધા જેની ઉપર બેઠા હતા એવા ઘોડા અને મ્હોટા માવતલોક જેની ઉપર બેઠેલા હતા એવા વિચિત્ર પ્રકારનાં કવચોથી ઉજ્વળ, ભયંકર રૂપવાળા તથા ગુરંજ અને અંકુશથી પ્રેરેલા હસ્તિયો પાસે પાસે ઉભા હતા. ત્યાં હે જનમેજય, વિશ્વેદેવ, અશ્વિનિકુમાર તથા વાયુ ઇત્યાદિ દેવગણોએ સહિત, ઇંદ્ર વિમાનમાં બેશી શત્રુનો સમાગમ જોવા સારૂ આવ્યા હતા. તે દેવમંડળ વાદળાં વગરનું ગ્રહમંડળ જેવું શોભે, તેવું શોભતું હતું. વળી ત્યાં અર્જુન તથા કૃપાચાર્યના સમાગમ વિષે, મનુષ્યોમાં યોજેલા દિવ્ય અસ્ત્રનું બળ તથા તે બેઉનું મ્હોટું યુદ્ધ જોવા સારૂ, બીજા પણ સર્વે દેવતા પોતપોતાનાં જૂદાં જૂદાં વિમાનોમાં બેશીને આવ્યા હતા. તે સમય સુવર્ણના કરોડ થાંભલા અને એક મ્હોટા રત્ન તથા મણિથી જડેલો સ્તંભ છે જેમાં એવા ઘરવાળું, ઇચ્છા પ્રમાણે ચાલનારૂ, દિવ્ય, સર્વ રત્નથી શોભિતું તથા આકાશમાં રેહેનારૂં ઇંદ્રનું વિમાન શોભતું હતું. તેમાં આઠ

વસુ, અગિયાર રૂદ્ર, બાર સૂર્ય, પ્રજાપતિ તથા વષટ્કાર, એ તેત્રિશ દેવતા પણ ઇંદ્ર સાથે બેઠેલા હતા. વળી ગંધર્વ, રાક્ષસ, સર્પ, મહર્ષિ સહિત પિતૃદેવતા તથા વસુગના, બલાક્ષ, સુપ્રતર્દન, અષ્ટક, શિબિ, યયાતિ, નહુષ, ગય, મનુ, પુરૂ, રઘુ, ભાનુ, કૃશાશ્વ, સગર તથા નળ, એ સર્વ રૂડી કાંતિવાળા રાજા પણ ઇંદ્રના વિમાનમાં દેખાતા હતા. ત્યાં અગ્નિ, મહાદેવ, ચંદ્ર, વરૂણ, પ્રજાપતિ, ધાતા, વિધાતા, કુબેર તથા યમના અને અલંબુશ, ઉગ્રસેન તથા તુંબરૂ ઇત્યાદિ ગંધર્વનાં વિમાનો પણ શોભતાં હતાં. એ રીતે સર્વ દેવતાના સમૂહ, સિદ્ધ તથા મહર્ષિયો પણ અર્જુન અને કૌરવોનું યુદ્ધ જોવા સારૂ આવ્યા હતા. હે જનમેજય, તે વખતે ચોતરફથી સર્વ દેવતાઓએ પેહેરેલી માળાનો પવિત્ર સુગંધ, વસંતના આરંભમાં જેમ વનમાંથી પ્રસરે, તેમ પ્રસરતો હતો; વિમાનમાં બેઠેલા દેવતાનાં રત્ન, છત્ર, વસ્ત્ર, માળા તથા વીંજણા સારી રીતે દેખાતાં હતાં. પૃથ્વીની ઉડતી રજપણ શાંત થઇ, દેવતાઓનાં ભૂષણાદિકનાં કિરણોથી સર્વ વ્યાપ્ત થઇ ગયું, અને દેવોના સંપર્કથી યોદ્ધા પ્રત્યે સુગંધી વાયુ આવવા લાગ્યો. વળી આકાશ પણ, ત્યાં નાના પ્રકારના રત્નથી શોભાયમાન આવતાં તથા ઉભેલાં વિચિત્ર પ્રકારનાં વિમાનોથી, અનેકતરેહથી શણગારેલું હોય નહીં જાણે એવું લાગતું હતું. અને વિમાનમાં બેઠેલા દેવતાઓથી વિંટાયલા ઇંદ્ર પણ શોભતા હતા. એ રીતે અનેક તરેહનાં કમળોની માળા જેણે પેહેરી છે એવા મ્હોટા તેજવાળા ઇંદ્ર, તે અર્જુનનું ઘણાક સાથે મ્હોટું યુદ્ધ જોતા હતા તોપણ તૃપ્ત થતા નહીં.

बिभ्रन्मालांमहातेजाःपद्मोत्पलसमायुतां ।
विप्रेक्ष्यमाणोबहुभिर्नातृप्यत्सुमहाहवं ॥

इति श्रीमहाभारते विराटपर्वणि गोहरणपर्वणि देवागमने गुर्जरभाषायां षट्पंचाशत्तमोऽध्यायः ॥ ५६ ॥

---

**वैशंपायनउवाच ॥** दृष्ट्वाव्युढान्यनीकानि कुरूणांकुरुनंदनः ।
तत्रवैराटिमामंत्र्य पार्थोवचनमब्रवीत् ॥१॥

વૈશંપાયન કેહેછે—હે કુરૂકુળમાં ઉત્પન્ન થયેલા, વ્યૂહ રચનાથી ઉભેલાં કૌરવોનાં સૈન્યને જોઇને અર્જુન વિરાટના પુત્ર ઉત્તરને વિનયપૂર્વક સમજાવી કેહેવા લાગ્યા કે, સુવર્ણ સરખી વેદીનું ચિન્હ જેના ધ્વજ વિષે દેખા-

ય છે, તેની દક્ષિણ બાજુ તું જા; કારણ ત્યાં શરદ્વાનનો પુત્ર કૃપાચાર્ય છે. વૈશંપાયન કેહેછે—હે જનમેજય, એવાં અર્જુનનાં વચન સાંભળીને ઘોડા હાંકવામાં ચતુર, નિર્ભય તથા બળવાન વિરાટનો પુત્ર ઉત્તર, જલદિથી સુવર્ણના અલંકાર જેણે પેહેર્યા છે એવા, ચંદ્ર સરખા શ્વેત અને કોપેલા ઘોડાને તેના કેહેવા પ્રમાણે હાંકવા લાગ્યો. તે કૌરવોની સેના પાસે જઇ, વાયુ સરખા વેગવાળા ઘોડાને પાછા વાળી રથને ડાબા તથા જમણા મંડળ પ્રત્યે ફેરવીને, કૌરવોને મોહ પમાડી કૃપના રથ પાસે જઇ તેને પ્રદક્ષિણા કરી તેની આગળ ઉભો રહ્યો. ત્યારે અર્જુને પોતાનું નામ સંભળાવી, મ્હોટા શબ્દવાળો પોતાનો દેવદત્ત નામનો ઉત્તમ શંખ જોરથી વગાડ્યો. તેથી પર્વતને ચીરવાથી જેવો શબ્દ થાય, તેવો શબ્દ થયો, કૌરવો પણ સૈનિકો સહિત તેના શંખનાં વખાણ કરવા લાગ્યા કે, અર્જુને એવી રીતે શંખ વગાડ્યો કે તેના સો કટકા થઇને પડ્યા! ને તેના શબ્દનો આકાશમાંથી પ્રતિધ્વનિ થયો, તે ઇંદ્ર પર્વત ઉપર વજ્ર નાંખે તેના શબ્દ સરખો સંભળાયો! તેટલામાં બળ તથા પરાક્રમવાળા શૂરવીર અર્જુન પ્રત્યે ક્રોધથી તપેલા રથિયોમાં શ્રેષ્ઠ, અત્યંત દુર્જય, પરાક્રમી, યુદ્ધને ઇચ્છતા તથા તે શબ્દને સહન ન કરી શકતા મહારથી શરદ્વાનના પુત્ર કૃપાચાર્ય શંખ હાથમાં લઇ વેગથી વગાડવા લાગ્યા; ને તે શંખના શબ્દથી ત્રણ લોકને વિંટી મ્હોટું ધનુષ લઇ પ્રત્યંચાનો શબ્દ કર્યો. ત્યારે સૂર્ય સરખા તેજસ્વિ, યુદ્ધ કરવાને ઇચ્છતા તથા મહાબળવાન રથમાં બેઠેલા તે બેઉ જણા, શરદ ઋતુના મેઘની પેઠે શોભતા હતા. પછી શરદ્વાનના પુત્ર કૃપાચાર્યે, જલદિ ચાલનારા તથા મર્મસ્થાન ભેદનારા તીક્ષ્ણ દશ બાણોથી પારકા સૈન્યને હણનાર અર્જુનને વિંધ્યો. ત્યારે અર્જુને પણ, લોકમાં વિખ્યાત પરમ આયુધ ગાંડીવને ખેંચી મર્મસ્થાન ભેદનાર લોખંડના ઘણાક બાણ તેની ઉપર ફેંક્યા. તે રૂધિરને ખાનાર લોખંડના બાણ નજીક ન્હોતા આવ્યા, તેટલામાંજ કૃપાચાર્યે પોતાના તીક્ષ્ણ બાણ સામા નાંખી, તેમના હજારો કટકા કરી નાંખ્યા. તેથી અત્યંત કોપાયમાન થયેલા, મહારથિ સમર્થ અર્જુન, વિચિત્ર પ્રકારની બાણ નાખવાની રીત દેખાડતાં તથા બાણોથી દશ દિશાને આચ્છાન કરતાં આકાશને ચોતરફથી જાણે એક છાયાવાળું હોય નહીં એવું કરવા લાગ્યા; ને સેંકડો બાણોથી કૃપાચાર્યને પણ આચ્છાદન કરી લીધા. ત્યારે અગ્નિની શીખાની જેને ઉપમા અપાય, એવા તેના તીક્ષ્ણ બાણોથી પીડાયલા કૃપાચાર્ય ક્રોધાવિષ્ટ થઇ જલદિથી, જેના પરાક્રમની બીજાને ઉ-

પમા અપાય નહીં એવા મહાત્મા અર્જુનને, દશહજાર બાણુથી પીડિત કરી સંગ્રામમાં શબ્દ કરવા લાગ્યા. એટલે શૂરવીર અર્જુને જલદિથી સુવર્ણના છે પર્વના અગ્રભાગ જેમાં અત્યંત નમેલા અગ્રભાગવાળાં, ક્રોધેલા સર્પ સરખા તથા ગાંડીવથી મૂકાયલા ચાર બાણોથી તેના ચાર ઘોડાને વિંધ્યા. જેથી તે ઘોડા ઊંચે કૂદ્યા ને તેથી કૃપાચાર્ય સ્થાનક ઉપરથી પડી ગયા. ત્યારે શત્રુને મારનાર અર્જુને, સ્થાનકથી પડી ગયેલા કૃપાચાર્યને જોઇ, તેમને વડીલ માનીને વિંધ્યા નહીં. પછી ફરીથી પોતાને સ્થાનકે બેશી કૃપાચાર્યે જલદિથી કંકના પીંછવાળા દશ બાણેકરી અર્જુનને વિંધ્યો. ત્યારે અર્જુને તીક્ષ્ણ એવા ભલ્લ બાણથી તેનું ધનુષ કાપી નાખ્યું. ફરી બીજા એક બાણથી તેના મોજા કાપી નાંખ્યા, અને મર્મસ્થાન ભેદનાર તીક્ષ્ણ બાણોથી તેનું કવચ પણ ભેદ્યું, પણ તેના શરીરમાં પીડા કરી નહીં. તે સમય કવચથી મૂકાયલું તેનું શરીર વખતસર કાંચળી મૂકેલા સર્પનું શરીર જેવું શોભે. તેવું શોભતું હતું. એ રીતે અર્જુને પોતાનું ધનુષ ભાગ્યું ત્યારે કૃપાચાર્ય બીજું ધનુષ લઇ તેની પ્રત્યંચા સજ્જ કરવા લાગ્યા, જે આશ્ચર્ય સરખું લાગતું હતું. પણ તે બીજું ધનુષ પણ અર્જુને, નમેલો છે અગ્રભાગ, જેનો એવા બાણથી કાપી નાખ્યું. એ પ્રમાણે અર્જુને હાથ ચાલાકીથી કૃપાચાર્યના ઘણાક ધનુષો કાપી નાંખ્યા. ત્યારે પ્રતાપવાન કૃપાચાર્યે, પ્રદીપ્ત વજ્ર સરખી શક્તિ ગ્રહણ કરીને, પાંડુના પુત્ર અર્જુન પ્રત્યે નાખી. તે મ્હોટા ઊંબાડીયાં સરખી તથા સુવર્ણથી શોભતી આવતી શક્તિને, બુદ્ધિમાન્ અર્જુને આકાશમાં દશ બાણ નાંખીને કાપી નાંખી. જેથી તે દશ કટકા થઈ પૃથ્વી ઉપર પડી. ત્યારે સજ્જ કર્યું છે ધનુષ જેણે એવા કૃપાચાર્યે, એકજ વખતે જલદિથી લોખંડના તીક્ષ્ણ બાણે કરી અર્જુનને ભેદ્યો. એટલે મ્હોટા તેજવાળા ક્રોધાવિષ્ટ અર્જુને, પાટ ઉપર તીક્ષ્ણ કરેલા અગ્નિ સરખા તેજવાળા તેર બાણ ફેંકયા. તે એવી રીતે કે, એક બાણ રથના યુગ ઉપર, ચાર બાણ ચાર ઘોડા ઉપર, એક બાણ સારથિ ઉપર, ત્રણ બાણ રથના ત્રણ દંડ ઉપર બે બાણ રથના બે અક્ષ ઉપર, ને બારમો ભલ્લ બાણ ધ્વજ ઉપર ફેંકયો. અને તેરમા વજ્ર સરખા બાણે કરી, હસતા હોય નહીં તેની પેઠે ઇંદ્ર સરખા અર્જુને, કૃપાચાર્યનું વક્ષસ્થળ વિંધ્યું, ત્યારે કપાઇ ગયેલું છે ધનુષ જેનું અને હણાયા છે અશ્વ તથા સારથિ જેના એવા કૃપાચાર્યે રથમાંથી નીચે કૂદી હાથમાં ગદા લઇ અર્જુન ઉપર ફેંકી. તે સામી આવતી ગદા વચમાંથીજ અર્જુને બાણથી

દૂર કરી એટલે આડે રસ્તે ચાલી ગઈ. ત્યારે તે ક્રોધી કૃપાચાર્યના જીવિતને ઇચ્છનાર બીજા યોદ્ધાઓ, સંગ્રામમાં ચોતરફથી અર્જુન ઉપર બાણોનો વર્ષાદ કરવા લાગ્યા. એટલે વિરાટના પુત્ર ઉત્તરે, પ્રદક્ષિણા કર્યાવગર શત્રુનો શોષ થાય તે રીતે રથને ફેરવીને, યોદ્ધાઓને વારી રાખ્યા. પછી પુરૂષમાં શ્રેષ્ઠ મ્હોટા વેગવાળા કૌરવનો, કુંતિના પુત્ર અર્જુનથી વિરથ થયેલા કૃપાચાર્યને ઉપાડી લઇ ગયા.

ततःकृपमुपादाय विरथंतेनरर्षभाः ।

अपजहुर्महावेगाः कुंतिपुत्राद्धनंजयात् ॥

इति श्रीमहाभारते विराटपर्वणि गोहरणपर्वणि कृपापयाने गुर्जरभाषायां सप्तपंचाशत्तमोऽध्यायः ॥ ५७ ॥

---

**वैशंपायनउवाच ॥** कृपेपनीतेद्रोणस्तु प्रगृह्यसशरंधनुः ।

अभ्यद्रवदनाधृष्यः शोणाश्वःश्वेतवाहनं ॥१॥

વૈશંપાયન કેહે છે-હે જનમેજય, એ રીતે કૃપાચાર્યને લઇ આવ્યા, ત્યારે કોઇથી સહન ન થાય તથા લાલ જેના ઘોડા છે એવા દ્રોણાચાર્ય, બાણ સહિત ધનુષ ગ્રહણ કરીને, અર્જુનની સામા આવવા લાગ્યા. ત્યારે સુવર્ણથી શોભિતા રથવાળા પોતાની પાસે આવતા ગુરૂને જોઇને, જય કરનારાઓમાં શ્રેષ્ઠ અર્જુન, ઉત્તર પ્રત્યે આવી રીતે વાક્ય કેહેવા લાગ્યા કે, હે સારથિ, જેના ધ્વજના શ્રેષ્ઠ દાંડામાં પતાકાથી શોભાયમાન સુવર્ણની વેદિ શોભે છે, એવા દ્રોણાચાર્યના સૈન્ય પ્રત્યે મને લઇ જા, તારૂં કલ્યાણ થાઓ! હે ઉત્તર, જેના ઉત્તમ રથ વિષે મ્હોટા, ઘણા વેગવાળા, સુંદર, વિદ્રુમમણિ સરખા, તામ્ર સરખા મુખવાળા, પ્રિય દર્શનવાળા તથા સર્વ શિક્ષામાં ચતુર લાલ ઘોડા જોડેલા છે, એવા મ્હોટા હાથ તથા તેજવાળા, તથા રૂપે કરી સંપન્ન, સર્વ લોકમાં વિખ્યાત, શુક્રાચાર્ય જેવા બુદ્ધિમાન, ન્યાયમાં બૃહસ્પતિ સરખા, ચાર વેદ ભણેલા, બ્રહ્મચર્યવાન અને ઉપસંહાર સહિત સર્વ દિવ્ય અસ્ત્ર, સમગ્ર ધનુર્વેદ, તથા ક્ષમા, દમ, સત્ય, અક્રુરપણું, કોમળતા, અને બીજા પણ ઘણાક ગુણો જેને વિષે નિરંતર રહ્યા છે, એવા મ્હોટા ભાગ્યવાળા પ્રતાપવાન દ્રોણાચાર્ય સાથે સંગ્રામમાં હું યુદ્ધ કરવા ઇચ્છુંછું. માટે હે ઉત્તર, જલદિથી તે આચાર્ય પાસે મને લઇ જા. વૈશંપાયન કેહેછે-હે જનમેજય, એ રીતે અર્જુને કહ્યું, ત્યારે વિરાટનો પુત્ર

ઉત્તર સુવર્ણના ભૂષણથી શોભિતા ઘોડાને દ્રોણાચાર્યના રથ સામે હાંકવા લાગ્યો. ત્યારે રથિયોમાં શ્રેષ્ઠ વેગથી આવતા અર્જુન પ્રત્યે, મદોન્મત્ત હસ્તિ પ્રત્યે મદોન્મત્ત હસ્તિ આવે, તેમ દ્રોણાચાર્ય સામા આવવા લાગ્યા; અને સો ઢોલના શબ્દ સરખા શબ્દવાળા શંખને વગાડયો. તેથી તોફાન થયેલા સમુદ્રની પેઠે બધુ સૈન્ય ક્ષોભને પ્રાપ્ત થયું. પછી તે લાલ ઘોડાને, સંગ્રામમાં હંસ સરખા શ્વેત તથા મન સરખા વેગવાન અર્જુનના ઘોડા સાથે મળી ગયેલા જોઇને, મનુષ્યો આશ્ચર્ય પામવા લાગ્યા. અને સંગ્રામના મુખ વિષે, અસ્ત્રવિદ્યા સંપાદન કરેલા, શૂરવીર તથા કોઇથી પરાજય પામેલા નહીં એવા મહા બળવાન દ્રોણાચાર્ય તથા અર્જુન, રથમાં બેઠેલાજ પરસ્પર મળ્યા, તેને જોઇ કૌરવોનું સૈન્ય વારંવાર કંપવા લાગ્યું. પછી શત્રુને હણનાર, પરાક્રમી, મહાબાહુ તથા મહારથિ કુંતિપુત્ર અર્જુન, જાણે અત્યંત હાસ્ય કરતો હોયની તેની પેઠે હર્ષ યુક્ત થઇ, રથથી દ્રોણના રથ પ્રત્યે જઇ તેમને પ્રણામ કરી, મનોહર વાણિથી સામ પૂર્વક આવી રીતે વચન કેહેવા લાગ્યો કે, શત્રુને અપકાર કરવાને ઇચ્છતા અમે વનમાં રહ્યા, માટે હે સંગ્રામમાં દુર્જય, અમારી ઉપર આપ કોપ કરવા લાયક નથી. હે નિષ્પાપ, મારે વિષે પ્રથમ આપ પ્રહાર કરશો, તે પછી હું આપને પ્રહાર કરીશ, એવી મારી મતિ છે. માટે તે રીતે તમે કરવાને લાયક છો. તે સાંભળી દ્રોણાચાર્યે અર્જુન પ્રત્યે વીશથી અધિક બાણો નાખ્યા. તે હજી પાસે નહોતા આવ્યા તેટલામાંજ અર્જુને હસ્તલાઘવીથી કાપી નાખ્યા. ત્યારે પોતાનું શીઘ્રાસ્ત્રપણું દેખાડતાં પરાક્રમી દ્રોણાચાર્યે, અર્જુનને કોપાવવા હોયની તેની પેઠે હજાર બાણોથી તેના રથને વિંટી લીધો; અને પથ્થર ઉપર તીક્ષ્ણ કરેલાં કંક પક્ષીના પીછવાળાં બાણોથી તેના રૌપ્ય સરખા શ્વેત ઘોડાને પણ ઢાંકી દિધા. એ રીતે સંગ્રામમાં પ્રદીપ્ત તેજવાળા સમાન બાણને ફેંકતા દ્રોણાચાર્ય તથા અર્જુનનું યુદ્ધ પ્રવર્ત્તમાન થયું. તે સમય વિખ્યાત છે કર્મ જેનાં, વેગમાં વાયુ સરખા, દિવ્ય અસ્ત્ર જાણનારા, ઉત્તમ તેજવાળા તથા બાણના સમૂહને પરસ્પર ફેંકતા તે બેઉ જણા રાજાઓને મોહ કરતા હતા. અને જેજે યોદ્ધાઓ ત્યાં આવેલા હતા તેઓ પણ, પરસ્પર જલદિથી બાણ ફેંકતા તે બેઉને, આશ્ચર્યથી "સાધુ સાધુ" કહીને આવી રીતે વખાણતા હતા કે, સંગ્રામમાં દ્રોણ સાથે અર્જુન વિના બીજો કોણ યુદ્ધ કરવા લાયક છે! જે આ ભયંકર ક્ષત્રિયના ધર્મને પાળનાર ગુરૂ સાથે યુદ્ધ કરે છે! એ રીતે સંગ્રામના મુખ વિષે

ઉભેલા મનુષ્યો કહેતા હતા . અને કોઇથી પરાજય પામેલા નહીં, શૂરવીર કવચ પેહેરી સાવધાન થયેલા તથા મ્હોટા હાથવાળા સમીપે ઉભેલા તે બેઉજણા, પરસ્પર બાણના સમુદાયથી એક બીજાને આચ્છાદન કરતા હતા. તેટલામાં મહાબાહુ તથા મહારથી કોપેલા દ્રોણાચાર્યે, સોનાના પૃષ્ટ ભાગવાળા તથા દુઃખથિ ધારણ થાય નહીં એવા અત્યંત મ્હોટા ધનુષ્યને ખેંચીને પથ્થર ઉપર તીક્ષણ કરેલ પ્રકાશમાન બાણમય જાળથી, અર્જુનના રથ પ્રત્યે સૂર્ય ની કાંતિને આચ્છાદન કરી અને મેઘ જેમ વૃષ્ટિથી પર્વતને વિંધે તેમ મહા વેગવાન તીક્ષ્ણ બાણોથી અર્જુનને વિંધ્યો. ત્યારે વેગવાન અર્જુને પણ પ્રસન્ન થઇ, ભારને સહન કરનાર, ઉત્તમ તથા શત્રુને મારનાર દિવ્ય ગાંડીવ ધનુષને લઇ, સુવર્ણથી શોભિતા વિચિત્ર પ્રકારના ઘણાક બાણ નાખ્યા, એટલે ગાંડીવમાંથી નિકળેલા તે બાણોથી દ્રોણાચાર્યની કરેલી બાણની વૃષ્ટિ નાશ પામી, જે આશ્ચર્ય સરખું થયું. પછી રથમાં બેશી ફરતા જોવા લાયક અર્જુને એકજ વખતે સર્વ દિશાઓમાં ચોતરફ અસ્ત્રો દેખાડયાં, અને એવી રીતે જલદીથી બાણ મૂકયા કે આકાશ જાણે એકજ છાયાવાળું હોયની એવું થઇ ગયું. ત્યારે દ્રોણાચાર્ય ઝાકળથી ઢંકાઇ ગયેલાની પેઠે દેખાતા ન હતા. તે વખતે ચોતરફથી બાણોએ કરી વિંટાઇ ગયેલા દ્રોણનું રૂપ ચોતરફથી સળગતા પર્વતના સરખું લાગતું હતુ. પછી સંગ્રામમાં શોભાયમાન દ્રોણાચાર્યે, અર્જુનના બાણથી વિંટાઇ ગયેલા પોતાના રથને જોઇને, મેઘની ગર્જના જેવા શબ્દવાળા, અગ્નિના ચક્રની ઉપમા જેને અપાય એવા, ભયંકર, પરમાયુધ ઉત્તમ ધનુષને ખેંચી તે અર્જુનના બાણને નાશ પમાડયા; જેથી બળતા વાંસોના સરખો મ્હોટો શબ્દ થયો. એ રીતે જેના સુવર્ણના પૃષ્ટ ભાગ છે એવા તથા વિચિત્ર પ્રકારના ધનુષમાંથી નિકળેલા બાણોથી, મહા બળવાન દ્રોણાચાર્યે દિશા તથા સૂર્યની કાંતિ આચ્છાદન કરી દીધી. તે સમય આકાશમાં સુવર્ણના પૃષ્ટ ભાગ તથા નમેલા અગ્રભાગવાળા બાણના ઘણાક સમુદાયો ફરતા દેખાતા હતા. અને દ્રોણના ધનુષમાંથી નિકળતા એક બીજાના પૃષ્ટભાગમાં લાગેલા બાણ, જાણે લાંબો મળેલો એકજ બાણ હોયની તેમ આકાશમાં દેખાતા હતા. એ રીતે સુવર્ણથી શોભિતાં મ્હોટાં બાણોને મૂકાતા શૂરવીર તે બેઉ જણા, આકાશને જાણે તે ઊબાડિયાંથી વિંટાયું હોયની તેમ બાણોથી વિંટતા હતા. તે બેઉના ગૃધ્ર પક્ષિના પીછવાળા બાણ, શરદઋતુને વિષે આકાશમાં ફરતા હંસોની પંક્તિયોની પેઠે શોભતા હતા. એ પ્રમાણે મહા-

રમા દ્રોણ તથા અર્જુનનું મ્હોટું યુદ્ધ, ઇંદ્ર તથા વૃત્રાસુરના યુદ્ધ સરખું ભયંકર થતુ હતું. દાંત આગળ કરી પાસે આવી બે હાથિયો જેમ પરસ્પર એક બીજાને મારે, તેમ સારી રીતે ધનુષ ખેંચિ મૂકેલા બાણથી તે બેઉ પરસ્પર મારતા હતા. વળી યુદ્ધમાં સાવધાન, શોભિતા તથા ધર્મ યુદ્ધ કરતા તે બેઉજણા, ક્રમથી પરસ્પર દિવ્ય અસ્ત્રો નાખતા હતા. પછી આચાર્યમાં મુખ્ય દ્રોણાચાર્યે મોકલેલા તથા પાષાણ ઉપર તીક્ષ્ણ કરેલા બાણોને, જય કરનારમાં શ્રેષ્ઠ પરાક્રમી અર્જુને પોતાના તીક્ષ્ણ બાણથી વાર્યાં; અને જોનારાઓને પોતાનું અસ્ત્રજ્ઞપણું દેખાડતાં જલદિથી ઘણાક બાણોએ કરી આકાશને વિંટિ લીધું. ત્યારે મારવાને ઇચ્છતા, મનુષ્યમાં સિંહરૂપ તથા તીક્ષ્ણ તેજવાળા અર્જુન પ્રત્યે, આચાર્યમાં મુખ્ય તથા શસ્ત્ર ધારણ કરનારમાં શ્રેષ્ઠ દ્રોણાચાર્ય, નમેલા છે અગ્રભાગ જેના એવા બાણોને નાખતાં તેની સાથે ક્રીડા કરવા લાગ્યા. તે એમ કે મ્હોટા સંગ્રામમાં દિવ્ય અસ્ત્રનો વર્ષાદ કરનાર અર્જુનના અસ્ત્રોને અસ્ત્રથી વારી તેને યુદ્ધ કરાવતા હતા. તે સમય મનુષ્યમાં સિંહરૂપ તે બેઉજણાનો પરસ્પર સંપ્રહાર દેવ દૈત્યના સંપ્રહાર સરખો થતો હતો. ઇંદ્ર, વાયુ વા અગ્નિનું જે અસ્ત્ર દ્રોણાચાર્ય મૂકતા તે અસ્ત્રને અસ્ત્રથી અર્જુન વારંવાર ખેંચી લેતા હતા. એ રીતે શૂરવીર, મ્હોટા ધનુષવાળા તથા તીક્ષ્ણ બાણોને પરસ્પર મૂકતા તે બેઉજણા, બાણના વર્ષાદથી આકાશને એકજ છાયાવાળું કરતા હતા. તે સંગ્રામમાં અર્જુને મૂકેલા પ્રાણિયોનાં શરીરોને વિષે પડતા બાણોનો, પર્વતોને વિષે પડતા વજ્રોના જેવો શબ્દ સભળાતો હતો. હે જનમેજય, ત્યાં રૂધિરથી ખરડાયલા હસ્તિ, રથ તથા ઘોડા, પુષ્પવાળા ખાખરાનાં વૃક્ષો સરખા દેખાતા હતા. અને અર્જુનના બાણથી પડેલા બાજુબંધ સહિત હાથ, વિચિત્ર પ્રકારના મ્હોટા રથ અને તરેહવાર કવચ તથા ધ્વજાઓથી તેમજ પડેલા યોદ્ધાઓથી બધું સૈન્ય ભયભીત થઇ ગયું હતું. વળી ભાર સહન કરનાર ધનુષને ખેંચતા તે બેઉજણા બાણોથી એક બીજાને આચ્છાદન કરતા ને મારતા હતા. હે જનમેજય, એ રીતે દ્રોણાચાર્ય તથા અર્જુનનું બલિરાજા અને ઇંદ્રના સરખું મ્હોટું ભયંકર યુદ્ધ થતુ હતું. તેમાં તે બેઉ, નમેલા છે અગ્રભાગ જેના એવા તથા કર્ણ પર્યંત ધનુષ ખેંચિને મૂકેલા બાણોથી પ્રાણનો જુગાર રમતા હતા તે વખતે અંતરિક્ષમાં દ્રોણાચાર્યની પ્રશંસા કરતા દેવતાઓનો આવો શબ્દ થયો કે, "દ્રોણાચાર્યે કોઇથી ન બને એવું કર્મ કર્યું ! કેમકે શત્રુને મંથન

કરનાર, દૃઢ મુષ્ટિવાળા, કોઇથી સહન થાય નહીં એવા, દેવ તથા દૈત્યોને જીતનાર, મહારથિ તથા પરાક્રમી અર્જુનને યુદ્ધ કરાવ્યું !" હવે સંગ્રામમાં અર્જુનનું વિભ્રમરહિતપણું, શિક્ષા, લાઘવ તથા દૂર પાડવાપણું જોઇ, દ્રોણાચાર્યને પણ વિસ્મય થયો, હે જનમેજય, વળી ક્રોધી અર્જુને દિવ્ય ગાંડીવ ધનુષને ઉપાડી સંગ્રામમાં બે હાથથી ખેંચ્યું. જેથી નીકળેલા તીડ જંતુના સરખા બાણના વર્ષાદને જોઇ, બધા યોદ્ધા વિસ્મય થઇ "સાધુ સાધુ" એ રીતે બોલવા લાગ્યા. તે સમય નિરંતર ધનુષને સાંધિ બાણને ફેંકતા અર્જુનના બાણની વચમાં વાયુ પણ જવાને સમર્થ થતો નહીં! એ રીતે અત્યંત દારૂણ શીઘ્રાસ્ત્રનું યુદ્ધ થતું હતું, ત્યારે અર્જુન બાણને ક્યારે ગ્રહણ કરે છે, તે કોઇના જોવામાં આવતું નોહોતું ! વળી અર્જુને અત્યંત જલદીથી એકજ વખતે લક્ષ બાણ દ્રોણાના રથ પ્રત્યે મૂક્યા, જેથી તે ઢંકાઇ ગયા. ત્યારે હે જનમેજય, કૌરવના સૈન્યમાં મ્હોટો હાહાકાર થવા લાગ્યો. તે વખતે અર્જુનના શીઘ્રાસ્ત્રપણાને ઇંદ્ર, ગંધર્વ, અપ્સરા તથા બાકી પણ જે ત્યાં આવ્યા હતા, તે બધા વખાણવા લાગ્યા. તેટલામાં યૂથને પાળનાર આચાર્યનો પુત્ર અશ્વત્થામા, મ્હોટા રથના વૃંદે સહિત જલદીથી અર્જુનને વારવા લાગ્યો. પરંતુ તે પણ મહાત્મા અર્જુનનું કર્મ મનથી વખાણતો હતો; પણ ઉપરથી અત્યંત ક્રોધ કરી સંગ્રામમાં, વૃષ્ટિમાન મેઘની પેઠે હજારો બાણનો વર્ષાદ કરતો અર્જુનની સામે દોડ્યો. ત્યારે અર્જુને જ્યાં મહાબાહુ અશ્વત્થામા આવ્યા તે તરફ ઘોડાને વાળી દ્રોણાચાર્યને જવાનો અવકાશ આપ્યો. તેટલામાં કપાઇ ગયાં છે કવચ તથા ધ્વજા જેનાં અને ઉત્કૃષ્ટ બાણોથી હણાયલા તે દ્રોણાચાર્ય, અવકાશ પામી જલદીથી વેગવાન ઘોડાથી જતા રહ્યા.

सतुलब्ध्वांतरंतूर्ण मपायाज्जवनैर्हयैः ।
छिन्नवर्मध्वजःशूरो निकृत्तःपरमेषुभिः ॥

इति श्रीमहाभारते विराटपर्वणि गोहरणपर्वणि द्रोणापयाने गुर्जरभाषायां अष्टपंचाशत्तमोऽध्यायः ॥५८॥

---

**वैशंपायनउवाच** ॥ ततोद्रौणिर्महाराज प्रययावर्जुनंरणे ।
तंपार्थःप्रतिजग्राह वायुवेगमिवोद्धतं ॥
शरजालेनमहता वर्षमाणमिवांबुदं ॥

વૈશંપાયન કેહે છે—હે જનમેજય, હવે અશ્વત્થામા સંગ્રામમાં અર્જુન પ્રત્યે આવ્યા, ત્યારે મેઘની પેઠે બાણના સમુદાયથી વર્ષતા તથા વાયુના વેગ સરખા ઉદ્ધત તે અશ્વત્થામાને અર્જુને વારી રાખ્યા. તે સમય પરસ્પર બાણોના સમુદાયને ફેંકતા તે બેઉજણાનો સંપ્રહાર, દેવ અને દૈત્ય તથા ઇંદ્ર અને વૃત્રાસુરના સરખો ભયંકર થવા લાગ્યો. ત્યારે ત્યાં બાણના સમુદાયથી વિંટાઇ ગયેલા આકાશમાં ચોતરફ છાયા થઇ ગઇ, તેથી સૂર્યનો પ્રકાશ દેખાતો નહતો, તેમ વાયુ પણ વાતો નહીં. હે પારકા શેહેરને જય કરનાર જનમેજય, એ રીતે પરસ્પર મારતા તે બે યોદ્ધાનો બળના વાંસોના સરખો "ચટચટ" શબ્દ થતો હતો. હે રાજા, પછી અર્જુને તેના સર્વ ઘોડાને શિથિલ કરી નાખ્યા, જેથી તે મોહ પામેલા ઘોડા કોઇ પણ દિશાને જાણતા નહીં. ત્યારે મહા પરાક્રમી અશ્વત્થામાએ, સંગ્રામમાં ફરતા અર્જુનનું સૂક્ષ્મ છિદ્ર જોઇ, ક્ષુરપ્ર નામના બાણથી તેના ધનુષની પ્રત્યંચા કાપી નાખી. એવું અતિ માનુષ કર્મ જોઇ સર્વ દેવતા, દ્રોણાચાર્ય, ભીષ્મ, કર્ણ તથા કૃપાચાર્ય, ઈત્યાદિ મહા રથિયો પણ "સાધુ સાધુ" કેહેતા તેના કર્મનાં વખાણ કરવા લાગ્યા. પછી અશ્વત્થામાએ ઉત્તમ ધનુષ ખેંચી ફરિથી કંક પક્ષીના પીછાવાળા બાણે કરી અર્જુનના હૃદયને વિંધ્યું. ત્યારે મ્હોટા હાથવાળા અર્જુને, મ્હોટેથી હાસ્ય કરી પરાક્રમથી બીજી નવી પ્રત્યંચા ગાંડીવને બાંધી. પછી અર્ધ ચંદ્રાકૃતિ ધનુષને ખેંચી અર્જુન, મદોન્મત્ત હસ્તિ પ્રત્યે યૂથનો પતિ હસ્તિ આવે તેમ આવ્યા. ત્યારે રણસંગ્રામના મધ્યમાં, પૃથ્વીમાં બીજાને જેની ઉપમા અપાય નહીં એવા તે બેઉનું, રોમાંચિત શરીર થાય એવું મ્હોટું યુદ્ધ થવા લાગ્યું. તે યૂથના પતિ હસ્તિ સરખા, સામ સામે ઉભેલા, મહા પરાક્રમિ તથા શૂરવીર યુદ્ધ કરતા બેઉ જણાને કૈરવો આશ્ચર્યથી જોતા હતા. એ રીતે પુરૂષમાં શ્રેષ્ઠ તે બેઉ જણા, સર્પ સરખા આકારવાળા તથા ક્રોધેલા સર્પ જેવા બાણોથી પરસ્પર એક બીજાને મારતા હતા. તેમાં મહાત્મા અર્જુનના બાણના બે ભાથા અક્ષય હતા, તેથી તે શૂરવીર અર્જુન પર્વતની પેઠે સંગ્રામમાંથી ચલાયમાન થયા નહીં, પણ સંગ્રામમાં જલ્દીથી બાણને ફેંકતા અશ્વત્થામાનાં તો બાણ ખૂટી ગયાં, જેથી તે વખતે અર્જુન અશ્વત્થામાથી અધિક થયા, ત્યારે કર્ણે પોતાનું મ્હોટું ધનુષ ખેંચી શબ્દ કરયો, જેથી મ્હોટો હાહાકાર થયો. એટલે તે તરફ અર્જુને જોયું, તો કર્ણ દીઠામાં આવ્યો, જેથી તેને બહુ ક્રોધ ચઢયો, માટે તેનેજ મારવાની ઇચ્છા સારૂ

અર્જુને નેત્ર ખુલ્લાં કરી તેને જોયો, એ રીતે અશ્વત્થામા અર્જુનના બાણથી વિમૂખ થયો, ત્યારે હજારો પુરૂષો જલદિથી ત્યાં આવી ઉભા રહ્યા. પછી મ્હોટા હાથવાળા તથા શત્રુને જીતનાર અર્જુન, અશ્વત્થામાને મૂકી જલદિથી કર્ણ પાસે જવા લાગ્યા. તે કર્ણ સાથે રથમાં બેશી પરસ્પર યુદ્ધ કરવા ઇચ્છતા અને ક્રોધથી રાતાં થયાંછે નેત્ર જેનાં એવા કુંતિના પુત્ર અર્જુન, કર્ણ પાસે જઇને આ રીતે વચન કેહેવા લાગ્યા.

तमभिद्रुत्यकौंतेयःक्रोधसंरक्तलोचनः ।
कामयन्द्वैरथंतेन युद्धंवचनमब्रवीत् ॥

इति श्रीमहाभारते विराटपर्वणि गोहरणपर्वणि अर्जुनाश्वत्थामयुद्धे गुर्जरभाषायां एकोनषष्ठितमोऽध्यायः ॥ ५९ ॥

---

अर्जुनउवाच ॥ कर्णयत्तेसभामध्ये बहुवाचाविकत्थितं ।
नमेयुधिसमोस्तीति तदिदंसमुपस्थितं ॥ १ ॥

અર્જુન કેહેછે—હે કર્ણ, પૂર્વે તેં સભામાં વાણિથી ઘણું કહ્યું હતું જે "યુદ્ધમાં મારા સરખો કોઇ નથી," તે હાલ નજીક આવ્યું! તે તું આજ મહા સંગ્રામમાં મારી સાથે યુદ્ધ કરી તારા આત્માને નિર્બળ જાણીશ. તેથી બીજાને તિરસ્કાર કરવાનું છોડી દઇશ. તું ધર્મ મૂકી જે કઠોર વાણી બોલ્યો છે તે પ્રમાણે તારૂં ઇચ્છિત થવું હું દુર્લભ માનુંછું. હે રાધાના પુત્ર, મને પ્રાપ્ત થયા વગર પૂર્વે જે કંઇ તેં કહ્યું છે, તે આજ કૌરવોની વચમાં મારી સાથે કરી દેખાડ! અને દુરાત્મા દુઃશાસનાદિકથી ક્લેશ પામતી દ્રૌપદીને સભામાં તું જોતો હતો, તેનું ફળ આજ તને મળશે! હે રાધાના પુત્ર કર્ણ, ધર્મના પાશથી બંધાયલા મેં પૂર્વે જે ક્રોધ સહન કર્યોછે, તે ક્રોધનો હાલ સંગ્રામમાં જય થાય તે જો! હે દુર્મતિવાળા, બાર વર્ષ વનમાં જે ક્રોધ સહન કર્યો, તે સહન કરેલા કોપના ફળને તું આજ પ્રાપ્ત થઇશ! હે કર્ણ, આવ! સંગ્રામમાં મારી સાથે યુદ્ધ કર! જે તારા સૈનિક સર્વ કૌરવો જૂવે! તે સાંભળી કર્ણ બોલ્યો કે હે અર્જુન, વાણીથી જે તું બોલેછે, તે પ્રમાણે કરી દેખાડ! મને તો એમ લાગે છે કે, તારૂં વાક્ય કર્મને અતિક્રમણ કરે છે, એટલે કે બોલવું ઘણું અને કરવું થોડું. અને પૂર્વે જે તેં સહન કર્યું. તેતો તું પોહોંચવાને સમર્થ નહીં તેથી કર્યું. હે પાર્થ, તારા પરાક્રમની તો હવે ખબર પડશે! વળી ધર્મના પાશથી બં-

ધાયલા તેં પૂર્વે સહન કર્યું, તેમજ તું હજી બંધાયલો છે, પણ બંધાયલો ન હોય તેમ પોતાને માને છે! હે પાર્થ, જો વહાડ પ્રમાણે તેં વનવાસ કર્યો હોય, તો ધર્મ અર્થને જાણનાર કલેશ પામેલો તું મારી સાથે યુદ્ધ કરવાની ઇચ્છા રાખ. હે અર્જુન, તારે વાસ્તે કદી ઇંદ્ર પોતે યુદ્ધ કરવા આવે, તો પણ પરાક્રમ કરતો હું તેને કંઇપણ વ્યથા થાય નહીં. હે કુંતિના પુત્ર, આ યુદ્ધ તને મારી સાથે નજીક પ્રાપ્ત થયું, તે કરીશ એટલે મારા બળને જોઇશ! તે સાંભળી અર્જુને કહ્યું કે-હે રાધાના પુત્ર, હમણાંજ તું મારી સાથે સંગ્રામમાંથી ભાગી ગયો હતો, અને તારા કનિષ્ટ બંધુને મારી નાંખ્યો તો પણ તું જીવે છે! માટે ભાઇને મરાવી, રણસંગ્રામ મૂકી ભાગેલો તારા વિના બીજો કોણ પુરૂષ, સારા માણસો આગળ પોતાનાં વખાણ કરે! વૈશંપાયન કહેછે-હે જનમેજય, એ રીતે કર્ણને કહી, કોઇ સ્થાનકે પરાજય જેનો થયો નથી એવા અર્જુને, પાસે જઇ તે પ્રત્યે કવચને ભેદે એવા બાણ ફેંક્યા. ત્યારે વર્ષતા મેઘની પેઠે મ્હોટા બાણને વર્ષતા અર્જુનને, મહારથિ કર્ણે પ્રસન્નતાથી વારી રાખ્યો. અને ભયંકર બાણોના સમુદાય કર્ણના ધનુષમાંથી પડવા લાગ્યા. તેથી અર્જુનના હાથ, ઘોડા તથા મોજા જૂદા જૂદા વિંધાયા. તે સહન ન કરી અર્જુને, તીક્ષ્ણ તથા નમ્ર છે અગ્રભાગ જેનો એવા બાણથી કર્ણના ભાથાની દોરી કાપી નાખી. ત્યારે કર્ણે ભાથામાંથી બીજાં બાણો લઇને અર્જુનનો હાથ વિંધ્યો, તેથી તેની મુઠી શીથળ થઇ ગઇ. એટલે મહાબાહુ અર્જુને કર્ણનું ધનુષ કાપી નાખ્યું. ત્યારે કર્ણે તેની ઉપર શક્તિ નામે શસ્ત્ર નાખ્યું, તે પણ અર્જુને બાણથી કાપી નાખ્યું. એટલે રાધાના પુત્ર કર્ણની પછવાડે ચાલનારા ઘણાક યોદ્ધા આવી પોહોંચ્યા, તેમને પણ ગાંડીવમાંથી નીકળેલાં બાણોથી, અર્જુને યમપુરી પ્રત્યે મોકલી દીધા. પછી અર્જુને ભાર સહન કરનાર ધનુષને કર્ણ પર્યંત ખેંચી, તેમાંથી મૂકેલા તીક્ષ્ણ બાણોથી કર્ણના ઘોડાને માર્યા જેથી તે પૃથ્વી ઉપર પડી ગયા. તેટલામાંજ વળી પરાક્રમી અર્જુને, બીજું મ્હોટું તથા પ્રકાશમાન તીક્ષ્ણ બાણ કર્ણની છાતિમાં માર્યું, જે તેનું કવચ ભેદી કાયાની અંદર ગયું, તેથી તેની આંખે અંધારાં આવી ગયાં, ને તે બેભાન થઈ ગયો. પછી અત્યંત છે વેદના જેને એવો કર્ણ, સંગ્રામ મૂકી ઉત્તર દિશા સામે મુખ રાખી નાઠો, ત્યારે મહારથી અર્જુન તથા ઉત્તરે મ્હોટેથી શબ્દ કર્યા.

सगाढवेदनोहित्वा रणंप्रायादुदङ्मुखः ।
ततोर्जुनउदक्रोश दुत्तरश्चमहारथः ॥

इति श्रीमहाभारते विराटपर्वणि गोहरणपर्वणि कर्णापयाने गुर्जर-भाषायां षष्टितमोऽध्यायः ॥ ६० ॥

---

**वैशंपायनउवाच** ॥ ततोवैकर्तनंजित्वा पार्थोवैराटिमब्रवीत् ।
एतन्मांप्रापयानीकं यत्रतालोहिरण्मयः ॥१॥

વૈશંપાયન કેહેછે—હે જનમેજય, પછી અર્જુન કર્ણને જીતિ વિરાટના પુત્ર ઉત્તર પ્રત્યે કેહેવા લાગ્યા કે, જ્યાં સુવર્ણની ટોપી પેહેરેલા ભીષ્મ છે તે સૈન્ય પ્રત્યે મને લઈ જા. કારણ ત્યાં શંતનુના પુત્ર, દેવસરખું છે દર્શન જેનું તથા મારી સાથે યુદ્ધ કરવા ઇચ્છિતા એવા અમારા પિતામહ ભીષ્મ રથમાં બેઠેલા છે. એવાં અર્જુનનાં વચન સાંભળીને અત્યંત બાણથી વિંધાયલો ઉત્તર, તે રથ, હાથિ તથા ઘોડાથી સંકુલ મ્હોટું સૈન્ય જોઈ અર્જુન પ્રત્યે કેહેવા લાગ્યો કે, હે વીર, તમારા ઉત્તમ ઘોડાને નિયમમાં રાખવા હું સમર્થ નથી. કારણ મારા પ્રાણ અકળાય છે, ને મારૂં મન પણ વિહ્વલ થતું હોય નહીં એમ લાગે છે, માટે હવે તો દિવ્ય અસ્ત્રોના પ્રભાવથી યુદ્ધ કરો. કારણ તમે તથા કૌરવોથી જાણે દશે દિશા ભાગતી હોય નહીં એમ લાગે છે! અને હું વસા, મેદ તથા રૂધિરના ગંધથી મૂર્છિત થઈ ગયો છું. હમણાં તમારી પાસે છું તોપણ મારૂં મન જવા વિષે સંશયવાળું થાય છે, કારણ સંગ્રામમાં આવો શૂરવીરનો સમાગમ પૂર્વે મેં જોયો નથી. વળી હે વીર, ગદાના પડવાથી, શંખોના શબ્દથી અને શૂરવીર પુરૂષોના સિંહ નાદથી, તેમ હાથિયોના બોલવાથી તથા વજ્રની જેને ઉપમા અપાય એવા અત્યંત ગાંડીવ ધનુષના શબ્દથી મારા કાન બેહેરા થઈ ગયા તથા સ્મૃતિપણ ભ્રષ્ટ થઈ ગઈ છે. હે વીર, તમે હંમેશ ગાંડીવ ધનુષને ખેંચી, જ્વળાયમાન ચક્રની જેને ઉપમા અપાય એવાં મંડલ કરો છો! તેથી મારી દૃષ્ટિ ચલાયમાન થાય છે, ને મારૂં હૃદય ચિરાતુ હોય નહીં તેમ થાય છે. વળી સંગ્રામમાં તમારૂં શરીર પણ કોપેલા મહાદેવજીના સરખું અતિ ઉગ્ર દેખાય છે, તેથી બાણ નાખવા વખતે તમારો હાથ જોઇને મને ભય થાય છે, તમોને ઉત્તમ બાણો ગ્રહણ કરતાં, સાંધતાં તથા મૂકતાં હું જોઊંછું, તોપણ અચેતન થઈ જાઊં છું તેથી નથી દેખતો. મારા પ્રાણ આકુળ થાય છે, ને પૃથ્વી ચલાયમાન થતી હોય નહીં તેમ લાગે છે. માટે હવે ઘોડાની રાશ તથા ચાબુક ઝાલવાની મને શક્તિ નથી. તે સાંભળી અર્જુને કહ્યું કે

હે પુરૂષમાં શ્રેષ્ઠ, તું ભય માં પામ, તારા આત્માને સ્થિર કર, કારણ તેં પણ રણસંગ્રામના મુખમાં આશ્ચર્યરૂપ કર્મ કર્યાં છે, તારૂં કલ્યાણ થાઓ! તું રાજપુત્ર છે, તેમ શત્રુને દમન કરનાર વિખ્યાત મત્સ્યના કુળમાં ઉત્પન્ન થયો છે, તેથી ખેદ પામવા લાયક નથી. માટે હે રાજપુત્ર, હે શત્રુને હણનાર, મ્હોટું ધૈર્ય રાખી સંગ્રામમાં રથ વિષે સાવધાન થઈ ઘોડાને નિયમમાં રાખ, એટલે હું યુદ્ધ કરવા માંડું. વૈશંપાયન કેહેછે—હે જનમેજય, એ રીતે કહી, પુરૂષમાં ઉત્તમ તથા રથિયોમાં શ્રેષ્ઠ મહાબાહુ અર્જુન, ઉત્તરને ફરીથી કેહેવા લાગ્યા કે હે ઉત્તર, જલદિથી સેનાના અગ્રભાગ પ્રત્યે ભીષ્મ પાસે મને લઈ જા, હું સંગ્રામમાં એનું ધનુષ તથા પ્રત્યંચા કાપીશ! આ આકાશમાં મેઘ થકી આવતી વિજળી સરખાં, મારાં નાંખેલાં વિચિત્ર પ્રકારનાં દિવ્ય અસ્ત્રોને જો! હમણાં સુવર્ણનો છે પૃષ્ટ ભાગ જેનો એવા ગાંડીવને એકઠા થયેલા કૌરવો જોશે, ને "અર્જુન વામ અથવા દક્ષિણમાંથી કયે હાથે બાણો ફેંકશે!" એ રીતે મારે વિષે તર્ક કરશે, હમણાંજ રૂધિરરૂપિછે પાણી જેમાં, રથરૂપિ આવર્તવાળી, હાથીરૂપીછે ઝુડ જેમાં તથા કોઇથી તરાય નહીં એવી પરલોક પ્રત્યે પ્રવાહવાળી નદીને હું વેહેવરાવીશ. અને હાથ, પગ, મસ્તક, પૃષ્ટ ભાગ, તથા બાહુરૂપિ શાખાઓથી ઘાટા કૌરવના વનને, નમ્ર છે અગ્રભાગ જેના એવા બાણોથી કાપી નાખીશ. કૌરવની સેનાને જય કરનાર તથા ધનુષ ધારણ કરનાર જે હું, તેને તે સેના પ્રત્યે, અગ્નિને વન વિષે જેમ માર્ગો મળે, તેમ સેંકડો માર્ગ મળશે! મેં ચક્રની પેઠે ભમાવેલા કૌરવના સૈન્યને તું જોઇશ! અને બાણ તથા અસ્ત્રવિદ્યા વિષે જે હું શીખેલો છું, તે તને આશ્ચર્ય થાય તે રીતે દેખાડીશ! તું સમ વા વિષમ ઠેકાણે પણ નિર્ભય થઈ રથમાં બેઠો રેહે. કારણ હું સ્વર્ગને પોહોંચે એવડા મ્હોટા પર્વતને પણ મારા બાણથી ભેદી નાંખું! મેં પૂર્વે સંગ્રામ વિષે ઇંદ્રના વચનથી પૌલોમ તથા કાલખંજ નામના હજારો દૈત્યોને માર્યા હતા, હું ઇંદ્ર થકી દૃઢ મુષ્ટિપણું, બ્રહ્મા પાસેથી હસ્તલાઘવી, અને પ્રજાપતિ થકી સંકટ સ્થાન વિષે નાના પ્રકારનું યુદ્ધ કરવું શિખેલો છું, એમ તું જાણ, અને હું સમુદ્રને પેલે પાર ઉગ્ર ધનુષવાળા તથા રથમાં બેસનારા સાઠ હજાર હિરણ્યપુરવાસી દૈત્યોને જીત્યો હતો. હમણાં અત્યંત વધેલા પાણીથી જેમ નદીના કાંઠા પડી જાય, તેમ કૌરવના વૃંદોને હું પાડું તે તું જો! ધ્વજરૂપિછે વૃક્ષ જેના, પાયદળરૂપિ તૃણવાળાં તથા રથરૂપિ સિંહના ગણથી યુક્ત કૌરવોની સેનારૂપિ વનને અસ્ત્રના તે-

જથી હું બાળી નાખીશ ! અને સાવધાન, અતિ બળવાન, યુદ્ધ કરવાને ઇચ્છતા તે સર્વ કૌરવોને, રથમાંથી હું એકલો, નમેલા છે અગ્રભાગ જેના એવા બાણોથી ઇંદ્ર જેમ દૈત્યોને મારે, તેમ મારી નાખીશ. મને રૌદ્ર નામનું અસ્ત્ર રૂદ્ર થકી, વારૂણાસ્ત્ર વરૂણથી, અગ્ન્યાસ્ત્ર અગ્નિ થકી, વાયવ્યાસ્ત્ર વાયુથી, તથા વજ્રાદિક અસ્ત્રો ઇંદ્ર થકી પ્રાપ્ત થયાં છે ! માટે હે વિરાટના પુત્ર, મનુષ્યરૂપિ સિંહોએ રક્ષા કરેલા ધૃતરાષ્ટ્રના પુત્રરૂપિ ભયંકર વનને હું ઉખેડી નાખીશ; વાસ્તે તારૂ ભય જાઓ ! વૈશંપાયન કેહેછે—હે જનમેજય, એ રીતે અર્જુને આશ્વાસના કરી ત્યારે વિરાટના પુત્ર ઉત્તરે, ભીષ્મે જેની રક્ષા કરીછે એવા ભયંકર સૈન્ય પ્રત્યે રથને ચલાવ્યો, ત્યારે તે સંગ્રામમાં કૌરવોને જીતવાને ઇચ્છિતા મ્હોટા હાથવાળા આવતા અર્જુનને, અવ્યગ્ર તથા ક્રૂર કર્મવાળા ભીષ્મે વાર્યો. એટલે અર્જુને સામા ઉભા રહી સુવર્ણના છે અગ્રભાગ જેના એવા બાણોથી, ભીષ્મના રથના ધ્વજનું મૂળ કાપી નાખ્યું, જેથી તે પૃથ્વી ઉપર પડી ગયો. ત્યારે વિચિત્ર પ્રકારના માલતિના ફુલની માળા તથા આભરણ જેમણે ધારણ કર્યા છે, અસ્ત્રવિદ્યા શીખેલા તથા શૂરવીર મહાબળવાન દુઃશાસન, વિકર્ણ, દુઃસહ તથા વિવિંશતિ, એ ચાર જણ અર્જુન પ્રત્યે આવ્યા ને તેને ચોતરફથી વારવા લાગ્યા. તેમાં શૂરવીર દુઃશાસને તો ભલ્લ બાણથી વિરાટના પુત્ર ઉત્તરને વિંધીને, એક બીજા બાણથી સ્તનની વચમાં અર્જુનને વિંધ્યો. એટલે સન્મુખ આવી અર્જુને, ગૃધ્ર પક્ષીના પીછવાળા તથા મ્હોટી ધારવાળા બાણથી, સુવર્ણથી શોભિતું તેનું ધનુષ કાપી નાંખ્યું, ને તેને પાંચ બાણથી સ્તનની વચમાં વિંધ્યો. ત્યારે અર્જુનના બાણથી પીડાયલો તે સંગ્રામ મૂકીને જતો રહ્યો. પછી ધૃતરાષ્ટ્રના પુત્ર વિકર્ણે, ગૃધ્રના પીછવાળા, તીક્ષ્ણ તથા સરખા બાણોથી પારકા શૂરવીરને હણનાર અર્જુનને વિંધ્યો. ત્યારે તેને પણ કુંતિના પુત્ર અર્જુને, નમ્ર છે અગ્રભાગ જેનો એવા બાણે કરી જલદિથી લલાટ વિષે હણ્યો. તેથી વિંધાયલો તે રથ ઉપરથી નીચે પડી ગયો, તેટલામાં વિવિંશતિએ સહિત દુઃસહે, અર્જુનની સામેં દોડી સંગ્રામમાં પોતાના ભાઇની રક્ષા વાસ્તે તીક્ષ્ણ બાણો તેની ઉપર નાખ્યા. ત્યારે અવ્યગ્ર અર્જુને, ગૃધ્ર પક્ષીના પીછવાળા બે બાણથી, એકજ વખતે તે બેઉને વિંધી તેમના ઘોડાને પણ માર્યા. એટલે ભેદાયા છે અંગ તથા ઘોડા જેમના એવા તે ધૃતરાષ્ટ્રના બેઉ પુત્ર, પોતાની પછવાડે ચાલનાર બીજાઓના રથ ઉપર બેશી ભાગી ગયા. એ પ્રમાણે સંગ્રામમાં નિશાન ચૂકે નહીં તથા

કોઇથી પરાજય પામે નહીં એવા મહા બળવાન કુંતિના પુત્ર અર્જુન સર્વ દિશામાં ફરતા હતા.

सर्वादिशश्चाभ्यपत द्वीमत्सुरपराजितः ।
किरिटमालीकौंतेयो लब्धलक्षोमहाबलः ॥

इति श्रीमहाभारते विराटपर्वणि गोहरणपर्वणि अर्जुनदुःशासनादिकयुद्धे गुर्जरभाषायां एकषष्ठितमोऽध्यायः ॥६१॥

---

**वैशंपायनउवाच** ॥ अथसंगम्यसर्वेते कौरवाणांमहारथाः ।
अर्जुनंसहितायत्ताः प्रत्ययुध्यंतभारत ॥१॥

વૈશંપાયન કેહેછે-હે જનમેજય, પછી કૌરવોના મહારથિ સર્વ યોદ્ધા, એકઠા મળી સાવધાન થઇને અર્જુન પ્રત્યે યુદ્ધ કરવા લાગ્યા. ત્યારે મહા બળવાન અર્જુને તેમને બાણરૂપિ જાળે કરી ચોતરફથી, ઝાકળ જેમ પર્વતને આચ્છાદન કરે, તેમ આચ્છાદન કરી દીધા. તે સમય હાથિ, ઘોડા, ઢોલ તથા શંખ ઇત્યાદિનો એકઠો મળેલો મ્હોટો ભયંકર શબ્દ થવા લાગ્યો. અને અર્જુનના હજારો બાણના સમુદાય મનુષ્ય, ઘોડા તથા લોહનાં કવચોને ભેદીને પડવા લાગ્યા. તે વખતે સંગ્રામમાં જલદિથી બાણ ફેંકતો અર્જુન, શરદ ઋતુમાં મધ્યાન્હ વખતનો સૂર્ય શોભે, તેમ શોભતો હતો. ત્રાસ પામેલા રથિયો રથ ઉપરથી અને ઘોડેસ્વાર ઘોડા ઉપરથી પડતા, તથા પાયદળો પૃથ્વી ઉપર પડી જતા હતા. અને બાણોથી ભેદાતા મહાત્મા પુરૂષોનાં ત્રાંબા, રૂપા તથા લોઢાનાં કવચોનો મ્હોટો શબ્દ થતો હતો. એ રીતે તીક્ષ્ણ બાણોથી નાશ પામી ઘોડા, હાથી તથા રથ ઉપરથી નીચે પડતા યોદ્ધાઓનાં શરીરથી બધી રણભૂમિ ઢંકાઈ ગઈ, ત્યારે હાથમાં ધનુષ લઇને ઉભેલો અર્જુન, સંગ્રામમાં નૃત્ય કરતો હોય નહીં તેમ લાગતો હતો. તે સમય વજ્રના શબ્દ સરખો તેના ગાંડીવનો શબ્દ સાંભળી સર્વ સૈનિકો ત્રાસ પામી તે મહાસંગ્રામથકિ ભાગતા હતા. અને તે રણભૂમિમાં પડેલાં, કુંડળ તથા શીરપેચ સહિત સુવર્ણની માળા પેહેરેલાં મસ્તકો દેખાતાં હતાં હે જનમેજય, એ શિવાય હાથમાં જેનાં ધનુષ તથા આભરણ છે એવા બીજાપણ યોદ્ધાઓનાં શરીરથી ઢંકાઈ ગયેલી રણભૂમિ શોભતિ હતી. અને આકાશમાંથી પાષાણ પડે, તેમ રણભૂમિની વચમાં મસ્તકો પડતાં હતાં.

એ રીતે ચોતરફ ફરતા, ભયંકર પરાક્રમવાળા શૂરવીર અર્જુને, પોતાનું ભયંકરપણું દેખાડી, તેર વર્ષ વનમાં રૂંધાઈને એકઠા થયેલા ક્રોધાગ્નિને, ધૃતરાષ્ટ્રના પુત્રોને વિષે વિસ્તારયો. ત્યારે સૈન્યને બાળતા તે અર્જુનનું પરાક્રમ જોઈને, દુર્યોધનના દેખતાં સર્વે યોદ્ધા શાંત થઈ ઉભા રહ્યા. એ રીતે કૈરવના સૈન્યને ત્રાસ પમાડી તેમના મહારથિયોને ભગાડી જય કરનારાઓમાં શ્રેષ્ઠ અર્જુને રૂધિરરૂપી પાણી તથા અસ્થિરૂપિ કાંકરાવાળી, પ્રલય સમય કાળે નિર્માણ કરી હોય તેવી, ધનુષ તથા બાણરૂપિ હોડકાંવાળી, ભયંકર કેશરૂપિ શેવાળથી લીલા વર્ણવાળી, કવચ અને શીરપેચથી સંકુલ, હાથી રૂપિ છે કાચબા તથા જળહાથી જેમાં એવી, મેદ, વસા તથા રૂધિરરૂપિ પ્રવાહાળી, ભયને વધારનારી, ભયંકર, ચોપગાં જનાવરો જેમાં શબ્દ કરે છે તથા તીક્ષ્ણ શસ્ત્રરૂપિ છે મ્હોટા મગરમચ્છ જેમાં એવી, રાક્ષસોએ સેવેલી, મોતીના હારરૂપિ લ્હેરોવાળી, વિચિત્ર પ્રકારના આભારાણરૂપિ છે પરપોટા જેમાં એવી, બાણના સમુદાયરૂપિ ઘુમરીવાળી, મ્હોટા હાથીરૂપિ મગરવાળી, મ્હોટા રથરૂપિ બેટવાળી અને શંખ તથા દુંદુભિના શબ્દ જેમાં થાય છે, એવી ભયંકર નદી રણભૂમિ વિષે ચલાવી. તે સમય અર્જુન, બાણોને ગ્રહણ કરી ગાંડીવ ધનુષને ખેંચી તેમાં સંધાન કરી બાણો મૂકતા હતા, પણ તેની શીઘ્રતાને લીધે તે મનુષ્યના જોવામાં આવતું નહીં.

आददानस्यहिशरान् संधायचविमुंचतः ।
विकर्षतश्चगांडीवं नकश्चिद्दृटशेजनः ॥

इति श्रीमहाभारते विराटपर्वाणि गोहरणपर्वणि अर्जुनसंकुलयुद्धे गुर्जरभाषायां द्विषष्ठितमोऽध्यायः ॥ ६२ ॥

---

वैशंपायनउवाच ॥ ततोदुर्योधनःकर्णो दुःशासनविविंशती ।
द्रोणश्चसहपुत्रेण कृपश्चापिमहारथः ॥ १

વૈશંપાયન કેહે છે—હે જનમેજય, પછી અત્યંત ક્રોધથી તપેલા દુર્યોધન, કર્ણ, દુઃશાસન, વિવિંશતિ, પુત્ર સહિત દ્રોણાચાર્ય તથા મહારથિ કૃપાચાર્ય, એ સર્વે અર્જુનને મારવાની ઇચ્છાથી મ્હોટાં દૃઢ ધનુષોનો શબ્દ કરતા ફરીથી આવ્યા. ત્યારે વિસ્તીર્ણ છે ધ્વજાનો છેડો જેનો એવા સૂર્ય સરખા તેજવાળા રથે કરીને, વાનર છે જેની ધ્વજાને વિષે એવા અર્જુન તેમની સામા આવ્યા. એટલે કૃપાચાર્ય, કર્ણ તથા રથિયોમાં શ્રેષ્ઠ દ્રોણાચાર્ય,

તે મહા પરાક્રમી અર્જુનને મ્હોટાં અસ્ત્રોથી વિંટી, વર્ષા ઋતુના મેઘની પેઠે તેને પીડતા તેની ઉપર બાણોનો વર્ષાદ કરવા લાગ્યા. તે ગૃધ્ર પક્ષીના પીછવાળા ઘણાક બાણોથી તથા દિવ્ય અસ્ત્રોથી અર્જુનને સ્તબ્ધ કરી એવી રીતે વિંટી લીધો કે, તેનાં અંગમાં બે અંગુળનો પણ ખાલી અવકાશ રહ્યો નહીં. ત્યારે મ્હોટેથી હાસ્ય કરી મહારથી કુંતી પુત્ર અર્જુને, સૂર્ય સરખા પ્રકાશવાળું ઐંદ્રાસ્ત્ર નામે દિવ્ય અસ્ત્ર ગાંડીવ વિષે જોડયું, ને સંગ્રામમાં સૂર્યની પેઠે બાણરૂપિ કિરણોથી સર્વ કૌરવોને આચ્છાદન કરી દીધા. તે સમય જેમ મેઘને વિષે વિજળી તથા પર્વતને વિષે અગ્નિ થાય તેમ નમાવેલું ગાંડીવ પણ વજ્ર સરખું થતું હતું. અને જેમ વર્ષાદ વર્ષે ત્યારે ચોતરફથી દશે દિશા તથા પૃથ્વીને પ્રકાશ કરતી વિજળી આકાશમાં શોભે, તેમ ગાંડીવથી મૂકેલું ઐંદ્રાસ્ત્ર પણ દશે દિશાને વિંટી શોભતું હતું. તેથી હે જનમેજય, રથમાં બેસનારા તથા હસ્તિયો સર્વ મોહ પામી ગયા, અને હણાયું છે ચિત્ત જેનું એવા સર્વ યોદ્ધા પણ શાંત થઈ સંગ્રામથી વિમુખ થયા. હે ભરતકુળમાં શ્રેષ્ઠ જનમેજય, એ રીતે ભાગ્યું છે ચિત્ત જેનું એવાં સૈનિકો પોતાના જીવિતની આશા ટળી ત્યારે દિશાઓ પ્રત્યે ભાગવા લાગ્યાં.

एवंसर्वाणिसैन्यानि भग्नानिभरतर्षभ ।
व्यद्रवंतदिशःसर्वा निराशानिस्वजीविते ॥

इति श्रीमहाभारते विराटपर्वणि गोहरणपर्वणि अर्जुनसंकुलयुद्धे गुर्जरभाषायां त्रिशष्ठितमोऽध्यायः ॥ ६३ ॥

---

वैशंपायनउवाच ॥ ततःशांतनवोभीष्मो भारतानांपितामहः ।
वध्यमानेषुयोधेषु धनंजयमुपाद्रवत् ॥ १ ॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય, એ પ્રમાણે યોદ્ધાઓ હણાયા, ત્યારે કૌરવ તથા પાંડવોના પિતામહ, શંતનુના પુત્ર ભીષ્મ અર્જુનની સામા આવ્યા. તે મનુષ્યમાં વ્યાઘ્રરૂપ ભીષ્મ, સુવર્ણથી શોભિતું શ્રેષ્ઠ ધનુષ્ય લઈ તથા મર્મસ્થાનને ભેદનાર, મંથન કરનાર તથા તીક્ષ્ણ અગ્રભાગવાળા બાણોને ગ્રહણ કરી, મસ્તક ઉપર ધરેલા શ્વેત છત્રથી, સૂર્યોદય વખતે પર્વત શોભે, તેમ શોભતા હતા. પછી તે ગંગાના પુત્ર ભીષ્મ, શંખ વગાડી ધૃતરાષ્ટ્રના પુત્રોને હર્ષ પમાડતાં દક્ષિણ બાજુ જઈ અર્જુનને વારવા લા-

ગ્યા. ત્યારે પારકા શૂરવીરને હણનાર કુંતિ પુત્ર અર્જુને, પ્રસન્નતાથી આવતા ભીષ્મને, પર્વત જેમ મેઘને ગ્રહણ કરે, તેમ ગ્રહણ કર્યા. પછી પરાક્રમી ભીષ્મે અર્જુનની ધ્વજા ઉપર મ્હોટા વેગવાળા તથા શ્વાસોશ્વાસ લેતા સર્પ સરખાં આઠ બાણુ નાખ્યાં, જે ધ્વજવાસી ઉગ્ર તેજવાળા હનૂમાન્ તથા ભૂતોને વાગ્યા. તેટલામાં મ્હોટી ધારવાળા ભલ્લ નામના બાણોથી અર્જુને ભીષ્મનું છત્ર કાપી નાંખ્યું, જે પૃથ્વી ઉપર પડી ગયું. વળી કુંતિના પુત્ર અર્જુને, જલદિથી બાણે કરી તેમના રથના ઘોડા, પડખે ઉભા રહેનાર, અને સારથિ, એ સર્વને માર્યા. તે સહન ન કરીને ભીષ્મ, અર્જુનને જાણેછે તોપણ તેની ઉપર મ્હોટું દિવ્ય અસ્ત્ર નાંખ્યું. ત્યારે અર્જુને પણ તે ઉપર દિવ્ય અસ્ત્ર નાખી પર્વત જેમ મેઘને ગ્રહણ કરે, તેમ બેઉ અસ્ત્ર ગ્રહણ કરી લીધાં. એ રીતે ભીષ્મ તથા અર્જુનનું, બલીરાજા અને ઈંદ્રના સરખું તથા રૂંવાડાં ઉભાં થાય એવું મ્હોટું ભયંકર યુદ્ધ થતું હતું, તેને સર્વ સૈનિક યોદ્ધા તથા કૌરવો જોતા હતા. તે સમય હે જનમેજય, યુદ્ધમાં ભીષ્મ તથા અર્જુનના ભલ્લ બાણુ સાથે મળી જઈ આકાશમાં વર્ષા ઋતુ વિષે જેમ આગિયા શોભે તેમ શોભતા હતા. ડાબી તથા જમણી બાજુ બાણુ ફેંકતા અર્જુનનું ગાંડીવ ધનુષ, ભ્રમણ કરેલા અગ્નિચક્ર સરખું લાગતું હતું. પછી જળની ધારાથી મેઘ જેમ પર્વતને આચ્છદાન કરે, તેમ અર્જુને તીક્ષ્ણ એવા સો બાણથી ભીષ્મને આચ્છાદન કરી દીધા. ત્યારે ભીષ્મે, વૃદ્ધિ પામેલી સમુદ્રની ભરતી સરખી આવતી અર્જુનના બાણની વૃષ્ટિને પોતાના બાણથી વિંધી નાખી અને અર્જુનને પણ વાર્યા. એટલે સંગ્રામમાં ભીષ્મે વિંધેલા તે અર્જુનના બાણુના સમુદાયો વિભાગથી અર્જુનના રથ પ્રત્યે વિખરાઇને પડવા લાગ્યા. ત્યારે ફરીથી અર્જુને, રથમાંથી સુવર્ણુના પૃષ્ટ ભાગવાળા બાણોની તીડ નામના જંતુ સરખી વૃષ્ટિ કરી, જેને ભીષ્મે તીક્ષ્ણ અગ્રભાગવાળા સો બાણથી વિંધી એટલે સર્વ કૌરવો “ સાધુ સાધુ ” કહી કેહેવા લાગ્યા કે, ભીષ્મે કોઇથી ન બને એવું કર્મ કર્યું, કેમકે તેણે અર્જુનને યુદ્ધ કરાવ્યું ! જે બળવાન, યુવાવસ્થાવાળો, ચતુર તથા જલદિથી બાણુ ફેંકનારો છે ! માટે સંગ્રામમાં એ સમર્થ અર્જુનના વેગને ધારણ કરવાને, શંતનુના પુત્ર ભીષ્મ, દેવકીના પુત્ર કૃષ્ણુ તથા મહા બળવાન દ્રોણાચાર્ય વિના બીજો કોણ સમર્થ થાય ! હે જનમેજય, એ રીતે અસ્ત્રે કરી અસ્ત્રોને વારી મહા બળવાન ભરતકુળમાં શ્રેષ્ઠ તે બેઉજણા, સર્વ પ્રાણિયોનાં નેત્રોને મોહ પમાડતા હતા, ને પ્રાજાપત્યાસ્ત્ર,

એંદ્રાસ્ત્ર, અગ્ન્યાસ્ત્ર, ભયંકર રૌદ્રાસ્ત્ર, કાૈબેરાસ્ત્ર, વરૂણાસ્ત્ર, યામ્યાસ્ત્ર તથા પવનાસ્ત્ર ઇત્યાદિ દિવ્યાસ્ત્રની પરસ્પર યોજના કરતાં સંગ્રામમાં ફરતા હતા. તેમને જોઈ વિસ્મય પામેલા ભૂતો, કેહેવા લાગ્યા કે હે ભીષ્મ તથા અર્જુન, સાધુ ! સાધુ ! આ સંગ્રામમાં જે મ્હોટો મહા અસ્ત્રોનો પ્રયોગ દેખાય છે, તે મનુષ્યોને વિષે યોગ્ય નથી ! વૈશંપાયન કેહે છે—હે જનમેજય, ત્યારે સર્વ અસ્ત્ર જાણનાર તે બેઉનું અસ્ત્રયુદ્ધ નિવૃત્ત થયું, એટલે ફરીથી બાણ યુદ્ધ થવા લાગ્યું. ત્યારે અર્જુને પાસે આવી સુવર્ણથી શોભિતું ભીષ્મનું ધનુષ, સજઈયાની ધાર સરખા બાણે કરી કાપી નાખ્યું. એટલે નિમિષ માત્રમાં મ્હોટા હાથવાળા મહારથી ભીષ્મે, બીજું ધનુષ લઈ જઈ સજ્જ કરી ક્રોધથી ઘણાક બાણ અર્જુન ઉપર નાખ્યા. ત્યારે મ્હોટા તેજવાળા અર્જુને પણ ઘણાંક તીક્ષ્ણ બાણો ભીષ્મ ઉપર નાખ્યાં. જેથી પાછાં ભીષ્મે અર્જુન ઉપર ઘણાંક બાણ નાખ્યાં. હે જનમેજય. તે સમય દિવ્ય અસ્ત્રને જાણનાર તથા પરસ્પર તીક્ષ્ણ બાણોને ફેંકનાર મહાત્મા તે બેઉજણામાં કોઈની વિશેષતા જણાતી ન હતી. હે રાજન્, અતિરથિ કુંતિનાપુત્ર અર્જુને જેમ બાણથી દશેદિશા વિંટિ લીધી, તેમ શૂરવીર શંતનુના પુત્ર ભીષ્મે પણ વિંટી લીધી. તેમાં કોઈ વખતે ભીષ્મથી અર્જુન વધતો હતો, ને કોઈ વખતે અર્જુનથી ભીષ્મ વધતા હતા, તે જોઈ સંગ્રામમાં સર્વ લોકોને આશ્ચર્ય લાગતું હતું. ત્યાં ભીષ્મના રથની રક્ષા કરનાર શૂરવીર પુરૂષો, અર્જુનથી મરણ પામી તેના રથની ચોતરફ સૂઇ ગયા હતા. તે સમય ગાંડીવમાંથી નિકળેલા, શત્રુ વગરની રણભૂમિ કરવા ઇચ્છિતા, મળેલા પૃષ્ટ ભાગવાળા અર્જુનના રથમાંથી આવતા પાણી પાયેલા તથા સુવર્ણના પીછવાળા અર્જુનના બાણો, આકાશમાં ઉડતા હંસોની પંક્તિયો સરખાં દેખાતા હતા. તે દિવ્ય અસ્ત્રોને ફેંકતા અર્જુનના અત્યંત આશ્ચર્યરૂપ કર્મને, અંતરિક્ષમાં રહેલા ઈંદ્રિ સહિત સર્વ દેવતાઓ જોતા હતા. અને એવું આશ્ચર્ય જોઈ અત્યંત પ્રસન્ન થયેલો પ્રતાપવાન ચિત્રરથ નામનો ગંધર્વ તો, અર્જુનને ઈંદ્રિ પાસે આ રીતે વખાણવા લાગ્યો. હે ઈંદ્રિ, આ અર્જુનના મૂકેલા તથા એક બીજાને મળી ગયા હોય નહીં એ રીતે જતા બાણોને જૂઓ! અને આ દિવ્ય અસ્ત્ર મૂકતા અર્જુનનું વિચિત્ર પ્રકારનું રૂપ જૂઓ! આ વિચિત્ર પ્રકારના મ્હોટા અસ્ત્રોનો સમાગમ છે! જે મનુષ્યો સાંધી શકે નહીં તેમ તેઓમાં હોય પણ નહીં! અર્જુન બાણોને ગ્રહણ કરી સાંધી ગાંડીવમાંથી ખેંચીને મૂકેછે, પણ તેની

શીઘ્રતાને લીધે તે જોવામાં આવતું નથી ! વળી જેમ આકાશમાં રહેલા અત્યંત તપતા મધ્યાન્હના સૂર્યને જોવાને કોઇ સમર્થ થતો નથી! તેમજ સંગ્રામમાં અર્જુનની સામે જોવાને સૈન્યો પણ સમર્થ નથી થતાં ! તેમજ ગંગાના પુત્ર ભીષ્મને પણ મનુષ્યો જોવા સમર્થ નથી થતા! માટે એ બેઉ, વિખ્યાત છે કર્મ જેનાં, તીવ્ર પરાક્રમવાળા, સરખાં કર્મ કરનાર તથા યુદ્ધમાં જીતાય નહીં એવા છે! હે જનમેજય, એ રીતે તેણે કહ્યું ત્યારે ઈંદ્રે, ભીષ્મ તથા અર્જુનના સમાગમની દિવ્ય પુષ્પના વર્ષાદથી પૂજા કરી. તેટલામાં શંતનુના પુત્ર ભીષ્મે બાણ સાંધી, અર્જુન જૂવેછે તે રીતે તેના ડાબા પડખામાં માર્યો. ત્યારે હાસ્ય કરી કુંતી પુત્ર અર્જુને, મ્હોટી ધાર તથા ગૃધ્ર પક્ષીના પીછવાળા બાણે કરી, સૂર્ય સરખા તેજવાળા ભીષ્મનું ધનુષ કાપી નાખ્યું, અને પ્રયત્નથી કરાક્રમ કરતા તેના સ્તનનો વચલો ભાગ દશ બાણે કરી વિંધ્યો. ત્યારે યુદ્ધમાં કોઈથી સહન થાય નહીં એવા મહાબાહુ ગંગાના પુત્ર ભીષ્મ, પીડિત થઈ રથના અગ્રભાગને ઝાલી ઘણાક વખત સુધી પડી રહ્યા એટલે રથના ઘોડાને નિયમમાં રાખનાર સારથિ, પોતાનો ધર્મ સંભારી સંજ્ઞા રહિત થઈ ગયેલા ભીષ્મની રક્ષા કરતો રથને બાજુ લઈ ગયો.

तंविसंज्ञमपोवाह संयंतारथवाजिनां ।
उपदेशमनुस्मृत्य रक्षमाणोमहारथं ॥

इति श्रीमहाभारते विराटपर्वणि गोहरणपर्वणि भीष्मापयाने गुर्जरभाषायां चतुःषष्ठितमोऽध्यायः॥ ६४ ॥

---

**वैशंपायनउवाच** ॥ भीष्मेतुसंग्रामशिरोविहाय पलायनानेधृतराष्ट्रपुत्रः।
उत्सृज्यकेतुंविनदन्महात्मा धनुर्विगृह्यार्जुनमाससाद ॥१॥

વૈશંપાયન કેહેછે—હે જનમેજય, એ રીતે સંગ્રામનો મોખરો મૂકી ભીષ્મ ગયા, ત્યારે ધૃતરાષ્ટ્રનો પુત્ર મહાત્મા દુર્યોધન, પતાકા ચઢાવી ધનુષ ગ્રહણ કરી, શબ્દ કરતો અર્જુનની સામે આવ્યો. અને તે ભયંકર ધનુષ તથા ઉગ્ર પરાક્રમવાળા, શત્રુના ગણમાં ફરતા અર્જુનને, તેણે કાનપર્યંત ધનુષ ખેંચી ભલ્લ નામના બાણથી લલાટ વિષે વિંધ્યો. ત્યારે દુર્યોધને મારેલા તે સુવર્ણના અગ્રભાગવાળા તથા સારી રીતે મળેલા એકજ વાંસના બાણથી, અર્જુન જેમ એક શિખરવાળો પર્વત શોભે, તેમ શોભવા લાગ્યા, ને એ ભલ્લ બાણે વિદારણ કરેલા તેના લલાટમાંથી એકદમ ઉષ્ણ રૂધિરની ધાર

વેહેવા લાગી; અને તે સુવર્ણના પૃષ્ટ ભાગવાળો વિચિત્ર પ્રકારનો બાણ લલાટને ભેદી શોભવા લાગ્યો, પછી ઉગ્ર તેજવાળા દુર્યોધન અર્જુન પ્રત્યે અને એકજ શૂરવીર અર્જુન દુર્યોધન પ્રત્યે આવવા લાગ્યા. એ રીતે પુરૂષમાં શ્રેષ્ઠ તથા અજમીઢ વંશમાં ઉત્પન્ન થયેલા તે બેઉજણા સંગ્રામ વિષે પરસ્પર સામા આવ્યા. તેટલામાં મદ જેને ઝરે છે એવા પર્વત સરખા મ્હોટા હાથી ઉપર બેસી, તેના ચાર પગને રક્ષા કરનાર ચારે બાજુ ચાર રથે સહિત, ફરિથી વિકર્ણ કુંતિના પુત્ર અર્જુન પ્રત્યે દોડી સામો આવ્યો. ત્યારે જલદિથી આવતા તે હાથીને, અર્જુને કર્ણ પર્યંત ધનુષ ખેંચી મ્હોટા ફળવાળા બાણથી, અત્યંત વેગે કરી કુંભસ્થળની વચમાં ભેદ્યો. તે ગૃધ્ર પક્ષીના પીછવાળો તેનો મોકલેલો બાણ, ઇંદ્રે મોકલેલું વજ્ર જેમ પ્રકાશમાન ઉત્તમ પર્વતને વિદારણ કરી તેના શરીરમાં પેસે, તેમ પુંખ પર્યંત તે હસ્તિનું શરીર ભેદી અંદર પેઠો. ત્યારે બાણથી અત્યંત તપ્ત તથા કંપવા લાગ્યું છે શરીર જેનું એવો તે અંતરમાં થયેલી વેદનાવાળો હસ્તિરાજ, અત્યંત ખેદ પામતો વજ્રથી હણાયલું જેમ પર્વતનું શિખર પડે તેમ, તે પૃથ્વી ઉપર પડી ગયો. એ રીતે અર્જુને ઉત્તમ હસ્તિને પાડયો, ત્યારે ત્રાસથી વિકર્ણ, પૃથ્વી ઉપર ઉતરતાંવેતજ જલદિથી એકસો ને આઠ પગલાં ભાગીને, વિવિંશતિના રથ ઉપર ચઢી બેઠો. પછી અર્જુને, જેવા વજ્ર સરખા બાણથી તે પર્વત સરખા હાથીને માર્યો, તેવાજ બાણે કરીને દુર્યોધનને વક્ષસ્થળમાં ભેદ્યો. એ રીતે હાથી તથા દુર્યોધનને ભેદ્યા અને પાદ રક્ષક સહિત વિકર્ણ ભાગ્યો, ત્યારે ગાંડીવમાંથી નિકળેલા બાણે કરી કંપવા લાગ્યાં છે શરીર જેમનાં એવા મુખ્ય યોદ્ધાઓ પણ જલદિથી ભાગવા લાગ્યા. એટલે દુર્યોધન પણ અર્જુને હાથીને માર્યો તથા યોદ્ધાઓ ભાગ્યા, તે જોઈ રથને વાળી, જ્યાં અર્જુન ન હોતા તે રસ્તે સંગ્રામમાંથી ભાગવા લાગ્યો. ત્યારે ભયંકર જેનું રૂપ થઈ ગયું છે, પરાભવથી જલદી દોડતા, બાણથી વિંધાયલા તથા રૂધિરને વમન કરતા તે દુર્યોધનને, શત્રુને સહન કરનાર અર્જુન, યુદ્ધ કરવાની ઇચ્છાથી બાહુનો શબ્દ કરી કેહેવા લાગ્યા કે, મ્હોટી કીર્ત્તિ તથા એક નિર્મળ જે યશ, તેને પણ મૂકી પાછો વળી યુદ્ધમાંથી કેમ પલાયન કરેછે! હજી તારા જયનાં વાજાં તો વાગ્યાં નથી! તેમ વળી રાજ્યથી ભ્રષ્ટ થયેલા યુધિષ્ઠિરની આજ્ઞા પાળનાર હું ત્રીજો પાંડવ યુદ્ધમાં ઉભો છું! માટે હે ધૃતરાષ્ટ્રના પુત્ર, પાછો વળ ને મુખ સામું કર! હે રાજેંદ્ર, દ્યૂતાદિકને વિષે કરેલા અધર્મને તો સંભાર! પૂર્વે પૃથ્વીમાં તારૂં દુર્યોધન એવું જે નામ પડેલું છે, તે ફોકટ છે, કારણ તું સંગ્રા-

મ મૂકી હાલ યુદ્ધમાંથી પલાયન કરે છે, તેથી તારે વિષે દુર્યોધનપણું નથી! જો તું યુદ્ધથી પલાયન ન થાય તો તે નામ તારૂં સફળ થાય! પણ હે દુર્યોધન, તારી આગળ વા પાછળ કોઈ રક્ષણ કરનાર યોદ્ધાને હું જોતો નથી, માટે હે પુરૂષમાં શ્રેષ્ઠ, તું યુદ્ધથી પલાયન કર, ને આજ પાંડવથકી તારા પ્રિય પ્રાણની રક્ષા કર!

नतेपुरस्तादथपृष्ठतोवा पश्यामिदुर्योधनरक्षितारं ।

अपेहियुद्धात्पुरुषप्रवीर प्राणान्प्रियान्पांडवतोद्यरक्ष ।

इति श्रीमहाभारते विराटपर्वणि गोहरणपर्वणि दुर्योधनयाने गुर्जरभाषायां पंचषष्ठितमोऽध्यायः ॥ ६५ ॥

---

वैशंपायनउवाच ॥ आहूयमानश्चसतेनसंख्ये महात्मनाधृतराष्ट्रपुत्रः ।

निवर्तितस्तस्यगिरांकुशेन महागजोमत्तइवांकुशेन ॥१॥

વૈશંપાયન કેહેછે—હે જનમેજય, એ રીતે સંગ્રામમાં મહાત્મા અર્જુને સાદ કર્યો, ત્યારે ધૃતરાષ્ટ્રનો પુત્ર દુર્યોધન, તેની વાણીરૂપી અંકુશથી, જેમ મ્હોટો મદોન્મત્ત હસ્તિ અંકુશથી પાછો વળે, તેમ પાછો વળ્યો. અને મહારથિ અર્જુને જે વાણીથી સ્પર્શ કર્યો, તે સહન ન કરી શક્યો, તેથી તે વેગવાન, અતિરથ તથા શૂરવીર દુર્યોધન, પગનાં તળાંથી કચરાયલો સર્પ જેમ પાછો આવે, તેમ રથમાં બેશી પાછો આવ્યો. ત્યારે દુર્યોધનને પાછો વળેલો તથા વિંધેલા શરીરને સ્તંભન કરી અર્જુનને યુદ્ધમાં ઉભેલો જોઇ, સુવર્ણની માળા પેહેરેલો મનુષ્યમાં શ્રેષ્ઠ કર્ણ પણ તે દુર્યોધનની પછવાડે આવવા લાગ્યો. એટલે સજ્જ કર્યું છે ધનુષ જેણે, શત્રુને પરાજય કરવામાં સમર્થ તથા સુવર્ણના છે પતાકાના છેડા જેના એવા મહાબાહુ શંતનુના પુત્ર ભીષ્મ, પાછા વળી અર્જુનથી દુર્યોધનની પાછલી બાજુ રક્ષા કરવા લાગ્યા. તેટલામાં મ્હોટા ધનુષવાળા દ્રોણ, કૃપાચાર્ય, વિવિંશતિ અને દુઃશાસન, એ સર્વ જલદિથી પાછા વળી દુર્યોધન વાસ્તે આગળ આવ્યા. ત્યારે તે પાછા આવેલા પાણીના પૂરના ઓઘ સરખા કૌરવના સૈન્યને જોઇને, અર્જુન આવતા મેઘને જેમ સૂર્ય તપાવે, તેમ વેગથી તેને તપાવવા લાગ્યા. પછી દિવ્યઅસ્ત્ર જેમણે ધારણ કર્યા છે, એવા તે સર્વ કૌરવો, ચોતરફથી અર્જુનને વિંટી પાસે આવી, મેઘ જેમ જળના સમુદાયથી પર્વત પ્રત્યે વર્ષે, તેમ બાણોથી અર્જુન પ્રત્યે વર્ષવા

લાગ્યા. ત્યારે ગાંડીવ ધનુષવાળા તથા શત્રુને સહન કરનાર ઇંદ્રના પુત્ર બળવાન અર્જુને, તે કૌરવોનાં અસ્ત્રોને અસ્ત્રથી નિવારણ કરી, કોઇથી પાછું વળે નહીં એવું સંમોહનાસ્ત્ર મૂક્યું; અને રૂડા પીછવાળા તીક્ષ્ણ બાણથી દશે દિશાને વિંટી, ગાંડીવના શબ્દે કરી તેઓનાં મન વ્યથાયુક્ત કર્યાં. પછી ભયંકર શબ્દવાળા મ્હોટા શંખને બે હાથથી ગ્રહણ કરી શત્રુને મારનાર અર્જુને તેનો નાદ કર્યો, જેથી દિશા, આકાશ તથા પૃથ્વી પ્રત્યે સામો અવાજ થયો. તેથી કુરૂકુળમાં શ્રેષ્ઠ તે સર્વ યોદ્ધા, અત્યંત મોહિત થઇ દુઃખે કરી ગ્રહણ થાય નહીં, એવાં ધનુષ નાખી દઇને, અચેત થઇ ગયા. એ રીતે કૌરવો સંજ્ઞા રહિત થયા, ત્યારે અર્જુન ઉત્તરાનાં વચન સંભારી મત્સ્યના પુત્ર ઉત્તર પ્રત્યે કહેવા લાગ્યા કે હે મનુષ્યમાં શ્રેષ્ઠ, જ્યાં સૂધી કૌરવો બેભાન છે, ત્યાં સૂધી તેઓની વચમાં જા, ને દ્રોણ તથા કૃપાચાર્યનાં ધોળાં વસ્ત્ર, કર્ણનું સુંદર પીતવસ્ત્ર અને અશ્વત્થામા તથા દુર્યોધનનાં લીલાં વસ્ત્ર, લઇ આવ. પણ ભીષ્મને તો હું સાવધાન માનું છું કારણ તેઓતો એ અસ્ત્રને ટાળવાના ઉપાયને જાણે છે; માટે તારે એમને તથા એમના ઘોડાને ડાબી બાજુ રાખીને જવું ! એવાં અર્જુનનાં વચન સાંભળી તે મહાત્મા વિરાટનો પુત્ર ઉત્તર, રાશ મૂકી રથથી નીચે ઉતરી, તે મહારથિયોનાં વસ્ત્રો લેવા ગયો, જે જલદિથી લાવી પાછો પોતાના રથ પ્રત્યે ચઢી બેઠો; ને પાછા સુવર્ણના સાજવાળા ચાર ઘોડાને હાંકવા લાગ્યો. ત્યારે તે શ્વેત ઘોડા કૌરવના સૈન્યને અતિક્રમણ કરી સૈન્યમાંથી નિકળી જવા લાગ્યા. એટલે તે પુરૂષમાં શૂરવીર અર્જુનને જોઇ, ભીષ્મે તેની ઉપર બાણ નાખ્યા. ત્યારે ઉત્તમ ધનુષવાળા અર્જુને પણ, દશ બાણથી તેમના ઘોડાને વિંધી તેમને પણ વિંધ્યા, ને આઠ બાણથી તેમના સારથિને વિંધ્યો. પછી વેગને વિદારણ કરી જેમ સૂર્ય રહે, તેમ રથના સમુદાયના મધ્યથી વિરક્ત થઈ અર્જુન ઉભા રહ્યા, તેટલામાં કૌરવોના શ્રેષ્ઠ યોદ્ધા સંજ્ઞા પામી, રણસંગ્રામમાં છુટા થઇ એકલા ઉભેલા ઇંદ્ર સરખા અર્જુનને જોઇ ઉભા થઇ રહ્યા, તેમને ધૃતરાષ્ટ્રનો પુત્ર જલદિથી પૂછવા લાગ્યો કે, આ અર્જુને સંજ્ઞા સહિત થયેલા તમોને, પાછા છુટા ન થાઓ તે રીતે કેમ મર્દન ન કર્યા ! તે સાંભળી શાંતનુના પુત્ર ભીષ્મે મ્હોટેથી હાસ્ય કરીને કહ્યું કે, તારી બુદ્ધિ તથા પરાક્રમ ક્યાં ગયાં છે! જે તું એમ બોલે છે કારણ જો તું પણ બેભાન થઇ વિચિત્ર પ્રકારના બાણ તથા ધનુષ ફેંકી પડેલો હતો, પણ

એણે તને માર્યો નહીં ! કેમકે એ બેભાન થઇ પડેલાને મારવા યોગ્ય નથી ! કારણ એનું મન શ્રેષ્ઠ છે, જેથી પાપ વિષે જતુંજ નથી ! ત્રૈલોક્યના રાજ્ય વાસ્તે પણ એ અધર્મ કરે નહીં ! માટેજ આપણને આ સંગ્રામ વિષે પડેલા જોઇ એણે માર્યા નહીં ! માટે હે કુરૂકુળમાં શૂરવીર, જલદિથી કુરૂદેશ પ્રત્યે જા અને ભલે ગાયોને જીતિ અર્જુન પાછો જાઓ ! પણ ઉલટું તારૂં ધન મોહથી માં જાઓ ! માટે જે કલ્યાણરૂપ કામ કરવાનું હોય તે જલદિથી કરો ! વૈશંપાયન કહેછે—હે જનમેજય, એ પ્રમાણે પોતાના પિતામહનું હિતરૂપ વચન સાંભળી, મનોરથ જેનો ભંગ થયો છે એવો યુદ્ધમાં અત્યંત ક્રોધી દુર્યોધન, નિશ્વાસ મૂકી ચૂપ થઈ ગયો; એટલે બીજા કૌરવો પણ, ભીષ્મનાં હિતરૂપ વચન સાંભળી અને વૃદ્ધિ પામેલા અર્જુનરૂપિ અગ્નિને જોઈ, દુર્યોધનની રક્ષા કરતાં પલાયન કરવાનો મનસુબો કરી જવા લાગ્યા. ત્યારે તે શ્રેષ્ઠ કૌરવોને જતા જોઇને, અર્જુને કિંચિત્કાળ વિનયથી બોલી ઉભા રહીને, શંતનુના પુત્ર પિતામહ ભીષ્મને તથા વૃદ્ધ દ્રોણગુરૂને મસ્તકથી પ્રણામ કર્યા, ને અશ્વત્થામા, કૃપાચાર્ય અને બીજા પણ માન્ય કૌરવોને તેમના ચરણ પ્રત્યે બાણ ફેંકવારૂપ પ્રણામ કરીને, ઉત્તમ રત્નથી જડેલો વિચિત્ર પ્રકારનો દુર્યોધનનો મુકુટ કાપી નાખ્યો. પછી માન્ય શૂરવીરોની રજા લઇ, ગાંડીવના શબ્દથી લોકને વિષે પ્રતિધ્વનિ કરી, દેવદત્ત નામનો શંખ વગાડી, શત્રુઓનાં મન વિદારણ કરી, તેમનો પરાભવ કરી, તે શૂરવીર પ્રસન્ન થયેલા તથા હેમની માળાવાળા ધ્વજથી શોભિતા અર્જુન, દૂર ગયેલા કૌરવોને જોઇ વિરાટના પુત્ર ઉત્તર પ્રત્યે કેહેવા લાગ્યા કે—હે ઉત્તર, ઘોડાને પાછા વાળ, કારણ આપણે પશુઓને જીત્યા ને શત્રુઓ ગયા! વાસ્તે પ્રસન્ન થઇ શહેર પ્રત્યે ચાલ. હે જનમેજય, પછી ત્યાં આવેલા પ્રખ્યાત દેવતાઓ પણ કૌરવો સાથે અર્જુનનું અત્યંત આશ્ચર્યરૂપ મ્હોટું યુદ્ધ જોઇને, તેના કર્મને વખાણતા વખાણતા પોતપોતાના ઘર પ્રત્યે ગયા.

देवास्तुदृष्ट्वामहदद्भुतंत द्युद्धंकुरूणांसहफाल्गुनेन ।
जग्मुर्यथास्वंभवनंप्रतीताः पार्थस्यकर्माणिविचिंतयंतः ॥

इति श्रीमहाभारते विराटपर्वाणि गोहरणपर्वाणि समस्तकौरवपलायाने गुर्जरभाषायां षट्षष्टितमोऽध्यायः ॥ ६६ ॥

**વૈશંપાયનउवाच** ॥ ततोविजित्यसंग्रामे कुरून्सन्नृषभेक्षणः ।
समानयामासतदा विराटस्यधनंमहत् ॥ १ ॥

વૈશંપાયન કેહેછે—હે જનમેજય, હવે સુંદર નેત્રવાળા અર્જુન, સંગ્રામમાં શત્રુને જીતિને વિરાટની ગાયોનું ધણ લઇ પાછા વળ્યા, ને ધૃતરાષ્ટ્રના પુત્ર ચોતરફથી ભાગી ગયા. ત્યારે ઘાટા વનમાંથી નિકળી, ત્રાસયુક્ત છે મન જેનાં એવા ઘણાક કૌરવના સૈનિકો, અર્જુનની પાસે આવી છુટા કેશે હાથ જોડીને ઉભા રહ્યા, પછી ક્ષુધા તથા તૃષાથી પીડાયલા તથા વિદેશ વાસથી દુઃખિત મનવાળા તેઓ સંભ્રાંત થઇ કેહેવા લાગ્યા કે, હે પાર્થ, અમે તમારૂં શું કામ કરીએ ! તે સાંભળી અર્જુને તેઓને કહ્યું કે, તમે સારી રીતે જાઓ, ને તમારૂં કલ્યાણ થાઓ ! તમે ક્યારેય બીહીશો નહીં, કારણ હું પિડાયલાઓને મારતો નથી, માટે અત્યંત તમારી આશ્વાસન કરૂંછું. વૈશંપાયન કેહેછે–હે જનમેજય, અર્જુનની એવી અભય વાણી સાંભળી, તે આવેલા યોદ્ધા, " તમારૂં આયુષ તથા યશ વૃદ્ધિ પામો, " એ રીતે અર્જુનને આશીષ આપીને ગયા. એ પ્રમાણે મદ ઝરતા હસ્તિની પેઠે, શત્રુને જીતી વિરાટના દેશ પ્રત્યે જતા અર્જુનની પાછળ જવાને કૌરવો સમર્થ થયા નહીં. પછી અર્જુન મત્સ્ય રાજાના પુત્ર ઉત્તરને કેહેવા લાગ્યા કે હે તાત, તારા પિતા પાસે સર્વ પાંડવો વસે છે, એ તુજ જાણે છે; માટે શેહેરમાં જઇ પાંડવોની પ્રશંસા માં કરજે, નહીં તો વિરાટ રાજા ભયથી બીહી જશે. માટે શેહેર પ્રત્યે જઇ " કૌરવની સેના તથા ગાયોને હું જીતિ આવ્યો, " એમ તારા પિતા પાસે, જાણે તારૂં પોતાનું કરેલું કર્મ હોય તેમ કેહેજે, તે સાંભળી ઉત્તર બોલ્યો કે, તમોએ જે અત્યંત કર્મ કર્યું, તે કરવાની મને શક્તિ નથી ! તોપણ હે અર્જુન, જ્યાં સુધી તમે મને નહીં કહો ત્યાં સુધી હું પિતા પાસે તમારૂં નામ નહીં લઉં. વૈશંપાયન કેહેછે–હે જનમેજય, પછી બાણથી ક્ષત થયું છે અંગ જેનું એવા અર્જુન, શત્રુની સેનાને જીતિ કૌરવોનું બધુ ધન લઇ, સ્મશાન પ્રત્યે તે શમીના વૃક્ષ પાસે આવ્યા. ત્યારે અગ્નિની જેને ઉપમા અપાય એવો તે ધ્વજ મ્હોટા વાનર તથા તેમાં રેહેનાર ભૂતો સહિત આકાશમાં ઉડી ગયો. પછી જે ઉત્તરના રથનો સિંહના ચિન્હવાળો ધ્વજ પૂર્વે ત્યાં ઉતારી મૂકેલો હતો. તેની પાછી રથ ઉપર યોજના કરીને, શત્રુને નાશ કરનારાં આયુધ, ભાથા તથા બાણો જ્યાં પૂર્વે હતાં ત્યાં પાછાં મૂકી, મહાત્મા અર્જુન પાછા ઉત્તરના સારથિ થયા, ને ઉત્તર પ્રસન્ન થઇ શેહેર પ્રત્યે જવા

લાગ્યો. ત્યારે શત્રુને મારી પરમ આશ્ચર્યરૂપ કર્મ કરનાર અર્જુને, પ્રથમની પેઠે કેશની વેણી કરીને, ઉત્તરના રથના ઘોડાની રાશ ગ્રહણ કરી. હે જનમેજય, એ રીતે બૃહન્નલાનું રૂપ ધારણ કરીને મહાત્મા અર્જુન સારથિ થઇ પ્રસન્નતાથી શેહેર પ્રત્યે જવા લાગ્યા. અને પરાજિત થયેલા ત્યાંથી ભાગેલા દીન કૌરવો હસ્તિનાપુર પ્રત્યે ગયા. હવે રસ્તામાં જતાં અર્જુન ઉત્તર પ્રત્યે કેહેવા લાગ્યા કે, હે રાજપુત્ર, હે મહાબાહો, શૂરવીર ગોવાળો સહિત ચોતરફથી કૌરવો પાસેથી પાછાં આણેલાં ગાયોનાં કુળોને જો! ને આપણે ઘોડાની ચાકરી કરાવી તેમને પાણી પાઇ તેમની આશ્વાસના કરીને, અપરાન્હ વખતે વિરાટના શેહેર પ્રત્યે જઇશું. માટે શેહેરમાં આ પ્રિય વાત કેહેવા સારૂ તારી આજ્ઞાથી આ ગોવાળીઆ જલદિથી જાય અને તારા જયનો ઘોષ કરાવે. વૈશંપાયન કેહેછે–હે જનમેજય, ત્યારે ઉત્તર અર્જુનના વચનથી જલદિથી દૂતોને આજ્ઞા કરવા લાગ્યો કે, જાઓ! રાજાને જઇને કહો કે–શત્રુઓ ભાગી ગયા, ગાયોને જીતિ અને આપણો જય થયો. હે જનમેજય, એ રીતે ભરત તથા મત્સ્ય કુળમાં શૂરવીર તથા વિજયથી તૃપ્ત નહીં થયેલા તે બેઉ જણાએ, વિચાર કરી ફરી તે શમી પ્રત્યે જઇને, પૂર્વે ત્યાં મૂકેલું જે આભરણાદિક હતું તે પાછું ધારણ કરી લીધું. પછી અત્યંત શૂરવીર તથા બૃહન્નલા જેનો સારથિ છે એવો વિરાટનો પુત્ર ઉત્તર, શત્રુની સેનાને પરાભવ પમાડી કૌરવો પાસેથી કેટલું ધન લઇ પોતાના શેહેર પ્રત્યે આવ્યો.

सशत्रुसेनाममिभूयसर्वा माच्छिद्यसर्वंचधनंकुरुम्य : ।
वैराटिरायान्नगरंप्रतीतो बृहन्नलासारथिनाप्रवीरः॥

इति श्रीमहाभारते विराटपर्वणि गोहरणपर्वणि उत्तरागमने गुर्जरभाषायां सप्तषष्ठितमोऽध्यायः ॥ ६७ ॥

---

**वैशंपायनउवाच** ॥ धनंचापिविजित्याशु विराटोवाहिनीपतिः ।
त्रिवेशानगरंहृष्ट श्चतुर्भिःपांडवैःसह ॥ १ ॥

વૈશંપાયન કેહેછે–હે જનમેજય, હવે સેનાના પતિ વિરાટ રાજા ગાયોના ધણને જીતિ પ્રસન્ન થઈ ચાર પાંડવો સહિત શેહેરમાં આવ્યા. તે સમય તે સંગ્રામમાં ત્રિગર્તોને જીતિ ચોતરફથી ગાયોને પાછી લઇ આવનાર વિરાટરાજા, પાંડવો સહિત રાજ્યશ્રીથી વિંટાઇને શોભતા હતા, પછી

સંબંધિયોને હર્ષ વધારનાર શૂરવીર તે રાજા આસન ઉપર બેઠા, ત્યારે પાંડવો સહિત સર્વ યોદ્ધાઓ તથા બ્રાહ્મણો સહિત સર્વ કારભારીઓ, તેની પાસે બેઠા અને સૈન્ય સહિત તેનાં વખાણ કરવા લાગ્યા. ત્યારે સેનાના પતિ મત્સ્ય રાજાએ, બ્રાહ્મણો તથા કારભારીઓને તેમનાં વખાણ કરી જવાની આજ્ઞા આપી, અને પૂછ્યુ કે ઉત્તર ક્યાં ગયો છે ! તે સાંભળી અંતઃપુરના ચાકર, સ્ત્રિયો તથા કન્યાઓએ, બનેલું વૃત્તાંત કેહેવા માંડયું કે, કૌરવોએ ગાયોનું ધણ હરણ કર્યું, ત્યારે તે રથમાં બેશી આવેલા અતિરથી જેવા શંતનુના પુત્ર ભીષ્મ, કૃપાચાર્ય, કર્ણ, દુર્યોધન, દ્રોણાચાર્ય તથા અશ્વત્થામા, એ છ જણ જેમાં મુખ્ય છે એવા કૌરવના સૈન્યને જીતવા સારૂ, ક્રોધથી તપેલો ભૂમિંજય અતિ સાહસથી બૃહન્નલાને સારથિ કરીને એકલો ગયોછે. વૈશંપાયન કેહેછે—હે જનમેજય, તે વાત સાંભળી અત્યંત તપેલો વિરાટ રાજા, પોતાના મુખ્ય મંત્રિયો પ્રત્યે કેહેવા લાગ્યો કે, જરૂર કૌરવો અને બીજા પણ રાજાઓ, ત્રિગર્તને જીતિ આવેલા આપણને સાંભળી કયારેય પણ ઉભા નહીં રહે ! માટે ત્રિગર્તના યુદ્ધમાં જેનાં અંગ ક્ષત થયાં ન હોય એવા મારા યોદ્ધાઓ મ્હોટું સૈન્ય લઇ ઉત્તરના પ્રાણની રક્ષા વાસ્તે જાઓ ! એમ કહી તેણે વિચિત્ર પ્રકારના શસ્ત્ર તથા આભરણથી શોભિતા ઘોડા, હસ્તિ, રથ તથા શૂરવીર છે પાયદળ જેમાં, એવી ચતુરંગિણી સેના તૈયાર કરાવી, અને કહ્યું કે જાઓ ! જલદિથી ઉત્તરકુમારની ખબર કહાઢો કે તે જીવે છે કે નથી જીવતો ! પણ તે જીવતો નહીંજ હોય ! એમ હું માનું છું, કારણ જેનું સારથિપણું કરવા ષંઢ ગયો છે ! વૈશંપાયન કેહેછે—હે જનમેજય, તે સાંભળી હાસ્ય કરી ધર્મરાજાએ અત્યંત તપેલા વિરાટરાજા પ્રત્યે કહ્યું કે હે નરેંદ્ર; બૃહન્નલા જો સારથિ છે, તો તે ગાયોને શત્રુઓ લઇ જઇ નહીં શકે ! કારણ તે સારથિએ કરી તારો પુત્ર, સર્વ રાજાઓ સહિત કૌરવોને અને દેવ, અસૂર, સિદ્ધ તથા યક્ષોને પણ જીતવાને સમર્થ થઇ શકશે ! વૈશંપાયન કહેછે–હે જનમેજય, તેટલામાં ઉત્તર કુમારે મોકલેલા જલદિથી ચાલનારા તે દૂતોએ, વિરાટના શેહેર પ્રત્યે આવી તેના જયના સમાચાર કહ્યા. તે સાંભળી મંત્રિએ વિરાટરાજા પાસે જઇ કહ્યું કે, ઉત્તરનો ઉત્તમ જય અને કૌરવોનો પરાજય થયો છે. સર્વ ગાયો જીત્યા અને સારથિ સહિત ભૂમિંજય કુશળ છે. તે સાંભળી વળી યુધિષ્ઠિર રાજા બોલ્યા કે, ગાયો જીત્યા તથા કૌરવો પલાયન કરી ગયા, એ ઘણું સારૂં થયું; પણ હે વિરાટરાજા, તારો પુત્ર

જે કૌરવોને ઝીલ્યા, એમાં હું અત્યંત આશ્ચર્ય માનતો નથી, કારણ જેનો બૃહન્નલા સારથિ હોય, તેનો જય થયા વિના રહેજ નહીં. વૈશંપાયન કેહેછે—હે જનમેજય, પછી હર્ષથી શરીરે ઉભાં થયાં છે રૂંવાડાં જેને એવો વિરાટરાજા, ઘણાક પરાક્રમવાળા પોતાના પુત્રનો વિજય સાંભળી, તે આવેલા દૂતોને પેહેરામણી આપીને, મંત્રિ પ્રત્યે કેહેવા લાગ્યો કે, રાજમાર્ગોમાં ધ્વજા પતાકા ચઢાવો, ને પુષ્પ તથા બલિદાનથી દેવતાઓની પૂજા કરાવો! અને બાળક, મૂખ્ય યોદ્ધા, શણગારેલી ગણિકાઓ તથા સર્વ પ્રકારનાં વાદિત્રો સહિત મારા પુત્રની સામા જાઓ! તથા ઘંટા ધારણ કરનાર માણુસ જલદિથી મદોન્મત્ત હસ્તિ ઉપર બેશી સર્વ ચૌટાઓમાં મારો વિજય કહો! અને ઉત્તરા પણ શણગરઇને ઘણીક કુમારિયો સહિત મારા પુત્રની સામી જાઓ! વૈશંપાયન કેહેછે—હે જનમેજય, એ પ્રમાણે વિરાટનાં વચન સાંભળી શેહેરનાં બધાં મનુષ્યોએ શણગરઇ હાથમાં મંગળ દ્રવ્ય લીધાં; અને ઢોલ, તુરિઆદિ વાદિત્ર, શંખ, અતિ ઉત્તમ વેષથી શોભાયમાન સ્ત્રિયો, સૂત, માગધ, જયનાં વાદિત્ર, મંગળ વાદિત્ર તથા પણવ નામનાં વાદિત્ર સહિત શેહેરમાંથી નીકળી, તેઓ મહા બળવાન વિરાટના ઘણાક પરાક્રમવાળા પુત્રની સામાં ગયાં. એ રીતે મહા ચતુર વિરાટરાજા, સેના, કન્યાઓ તથા શણગારેલી ગણિકાઓને પુત્રની સામે મોકલી, પ્રસન્ન થઇ આવી રીતે કેહેવા લાગ્યો કે હે સૈરંધ્રિ, પાસા લઇ આવ ને હે કંક, તમે દ્યૂત પ્રવર્તાવો! તે સાંભળી યુધિષ્ઠિરે કહ્યું કે, હર્ષ પામેલા મનુષ્યે છળ કરનાર કપટી સાથે પાસે રમવું નહીં, એમ મેં સાંભળ્યું છે. માટે તમે આજ હર્ષયુક્ત થયેલા છો, તેથી તમારી સાથે પાસે રમવાનો હું ઉત્સાહ રાખતો નથી, તોપણ તમોને ખુશી કરવાને ઇચ્છું છું, માટે તમારે આગ્રહ હોય તો રમું. તે સાંભળી વિરાટે કહ્યું કે, સ્ત્રિયો, ગાયો, સુવર્ણ અને બાકી પણ જે કંઇ ધન છે, તે દ્યૂત વિનાપણ તમારાથી મારે કંઇ સંતાડવાનું નથી. ત્યારે કંકે કહ્યું કે હે માનને દેનાર રાજેંદ્ર, ઘણા દોષવાળા દ્યૂતથી તમારે શું પ્રયોજન છે! તે રમવામાં ઘણાક દોષ છે, માટે તેને ત્યાગ કરવું જોઇએ. હે રાજા, પાંડવ યુધિષ્ઠિર રાજાને તમે દીઠા વા સાંભળ્યા હશે! જે પોતાનો સમૃદ્ધિવાન દેશ, દેવ સરખા ભાઇયો અને સર્વ રાજ્યપણ હારી ગયા હતા! તેથી મને દ્યૂત રૂચતુ નથી, એમ છતાં પણ જો તમને રૂચતુ હોય તો રમીએ. વૈશંપાયન કેહે છે—હે જનમેજય, પછી વિરાટની ઇચ્છાથી દ્યૂત પ્રવર્તમાન થયું, ત્યારે તેણે રમતાં રમતાં

યુધિષ્ઠિર પ્રત્યે કહ્યું કે, જો ! મારા પુત્રે યુદ્ધમાં કેવા પરાક્રમી કૌરવોને જીત્યા ! તે સાંભળી મહાત્મા યુધિષ્ઠિરે કહ્યું કે, બૃહન્નલા જેનો સારથિ તે સંગ્રામમાં કેમ જીતે નહીં! તે સાંભળી ક્રોધાવિષ્ટ થયેલા વિરાટે યુધિષ્ઠિર પ્રત્યે કહ્યું કે, હે બ્રાહ્મણમાં અધમ, મારા પુત્ર સાથે નપુંસકને કેમ વખાણે છે ! શું બોલવું યોગ્ય અને શું અયોગ્ય છે તે તો તું જાણતોજ નથી! તું નિશ્ચય મારૂં અપમાન કરેછે, કારણ ભીષ્મ તથા દ્રોણ છે મુખ્ય જેમાં એવા કૌરવોને મારો પુત્ર શું કરવા ન જીતે! પણ હે બ્રાહ્મણ, તું અવસ્થાએ કરી મારા સમાન છે, તેથી તારો અપરાધ ક્ષમા કરૂં છું; પણ જો જીવવાને ઇચ્છતો હોય, તો ફરીને એવું બોલીશ નહીં. તે સાંભળી યુધિષ્ઠિર બોલ્યા કે, જેની સાથે દ્રોણ, ભીષ્મ, અશ્વત્થામા, કર્ણ, કૃપાચાર્ય, દુર્યોધન, તથા બીજા મહારથિયો છે, એવા એકઠા થયેલા કૌરવો પ્રત્યે બૃહન્નલા વગર બીજો કોણ યુદ્ધ કરે! કારણ વાયુ સહિત ઇંદ્ર આવે તોપણ કૌરવોને પહોંચે નહીં ! વળી બાહુબળ વિષે જે સરખો કોઇ થયો નથી ને થશે પણ નહીં, જેને સંગ્રામ જોઈ અત્યંત હર્ષ થાય, ને જેણે એકઠા થયેલા દેવ અસુર તથા મનુષ્યોને જીત્યા હતા, તેની સહાયતાથી શું કરવા ઉત્તર જીતે નહીં ! તે સાંભળી વિરાટે કહ્યું કે, તને ઘણીવાર વાર્યો, તોપણ તું તારી વાણી નિયમમાં રાખતો નથી, માટે તારે માથે કોઇપણ નિયમ રખાવનાર જોઇએ. કારણ નિયમમાં રખાવનાર ન હોય તો, કોઈપણ ધર્માચરણ કરે નહીં. વૈશંપાયન કેહે છે—હે જનમેજય, પછી ક્રોધાવિષ્ટ થયેલા વિરાટે યુધિષ્ઠિરને, "તારે એમ બોલવું નહીં" એમ કહી તિરસ્કાર કરી, જોરથી તેના મ્હોંઢા ઉપર પાસો માર્યો, જે નાસિકા ઉપર વાગ્યો. તેથી નાસિકામાંથી રૂધિર વેહેવા લાગ્યું, જે પૃથ્વીપર પડ્યું ન હોતું તેટલામાં ધર્માત્મા યુધિષ્ઠિરે પોતાના બંને હાથમાં ઝીલી લીધું, ને પાસે ઉભેલી દ્રૌપદીની સામું જોયું. ત્યારે સ્વામિના ચિત્તને અનુસરતી પવિત્ર દ્રૌપદીએ, તેનો અભિપ્રાય જાણી પાણીથી ભરેલું સુવર્ણનું પાત્ર લઇ આવીને, તેમાં તે રૂધિર ગ્રહણ કર્યું. તેટલામાં નાનાપ્રકારનાં સુંદર માલત્યાદિ પુષ્પોનો વર્ષાદ જેની ઉપર થઇ રહ્યો છે. એવો ઉત્તરકુમાર પ્રસન્નતાથી પોતાના શેહેર પ્રત્યે આવ્યો; અને શેહેરનાં મનુષ્યો, સ્ત્રિયો તથા દેશનાં મનુષ્યોથી સત્કાર પામી, તેણે ઘરના દરવાજા પાસે આવી પિતાને કેહેવરાવ્યું. ત્યારે દ્વારપાળે અંદર જઇ વિરાટ પ્રત્યે કહ્યું કે, બૃહન્નલા સહિત તમારા પુત્ર ઉત્તર દરવાજા પાસે ઉભા છે. તે સાંભળી પ્રસન્ન થયેલા વિરાટે દ્વારપા-

ળને કહ્યું કે, તે એઉને કહે કે જલદિથી આવે! હું તેઓને જોવાની ઇ-
ચ્છા સારૂજ ઉભો છું! તેટલામાં યુધિષ્ઠિરે, દ્વારપાળને કોઇ સાંભળે નહીં
તેમ કાનમાં કહ્યું કે, એકલા ઉત્તરને અંદર આવવાનું કેહે, હાલ બૃહન્ન-
લાને અંદર લાવીશ નહીં. કારણ હે મહાબાહો, એને એવું વ્રત છે જે,
મારા અંગમાં સંગ્રામ વગર કોઇ ક્ષત કરે વા લોહી કાઢે, તો તેને ક્યા-
રેય માર્યા વિના મૂકે નહીં. માટે અહિં મને રૂધિર સહિત દેખી તે સહ-
ન કરી શકશે નહીં, ને ક્રોધથી કારભારી, સૈન્ય તથા વાહન સહિત વિ-
રાટને મારી નાંખશે. વૈશંપાયન કેહે છે—હે જનમેજય, પછી તે રાજાના
મ્હોટા પુત્ર ભૂમિંજયે, એકલો ઘરમાં આવી પિતાના ચરણમાં પ્રણામ
કરી, યુધિષ્ઠિરને પણ પ્રણામ કર્યા. પછી તે જમીન ઉપર એકાંતમાં બેઠે-
લા તથા સૈરંધ્રિ જેની સેવા કરે છે એવા નિરપરાધી યુધિષ્ઠિરને બ્યગ્ર ત-
થા રૂધિર સહિત જોઇને જલદિથી તેણે પોતાના પિતાને પૂછ્યું કે હે રા-
જન્, આને કેણે માર્યો! આ પાપ કેણે કર્યું! વિરાટે કહ્યું કે એ માર ખાવા
યોગ્ય નથી, તોપણ એણે કપટ કર્યું તેથી મેં માર્યો. કારણ શૂરવીર એવા
તને હું વખાણતો હતો, ત્યાં એણે ષંઢનાં વખાણ કર્યાં. તે સાંભળી ઉત્તરે
કહ્યું કે હે રાજન્, તમે ન કરવાનું કામ કર્યું, માટે એને જલદિથી પ્રસ-
ન્ન કરો, ને બ્રાહ્મણરૂપિ ભયંકર વિષ તમોને માં બાળો! વૈશંપાયન કેહે છે–
હે જનમેજય, એવાં પુત્રનાં વચન સાંભળી દેશને વધારનાર તે વિરાટરાજા,
રાખથી ઢંકાઇ ગયેલા અગ્નિ સરખા યુધિષ્ઠિરને ક્ષમા કરાવવા લાગ્યા. ત્યારે
યુધિષ્ઠિરે વિરાટને કહ્યું કે હે રાજન્, મેં તો ઘણી વારથી ક્ષમા કર્યું છે,
મને તે નિમિત ક્રોધ છે નહીં; પણ હે મહારાજ, આ રૂધિર જો મારા
નાકમાંથી પૃથ્વી ઉપર પડ્યુ હોત, તો દેશ સહિત તારો નાશ થાત, એ-
માં સંશય નહીં. હે રાજા, પારકી નિંદા ન કરનારને મારવો, એ તારૂં કર્મ
દોષ દેવા લાયક છે, તોપણ હું તને દોષ દેતો નથી. કારણ બળવાન રાજા
કોઈ વખત દારૂણ કર્મ કરેજ છે! વૈશંપાયન કેહે છે–હે જનમેજય, પછી
વેહેતું રૂધિર બંધ થયું, ત્યારે બૃહન્નલાએ અંદર આવી વિરાટને પ્રણામ
કરી, કંકને પણ પ્રણામ કર્યા. તે સમય યુધિષ્ઠિરને જેણે ક્ષમા કરાવેલ છે
એવા વિરાટ રાજા, અર્જુન સાંભળે તેવી રીતે સંગ્રામમાંથી આવેલા ઉત્ત-
રની પ્રશંસા કરવા લાગ્યા કે, હે કૈકેયિને આનંદ વધારનારા, તારાથી હું
પુત્રવાન છું, તારા જેવો પુત્ર મને પ્રાપ્ત થયો પણ નથી, ને હવે પછી
થશે પણ નહીં. હે પુત્ર, જે હજાર નિશાનો વિંધવાં હોય તો તે બાણોથી

વિંધે, પણ તેમાંથી એકે ચૂકે નહીં, એવા કર્ણ સાથે તારે કેવી રીતે યુદ્ધ થયું? અને સમસ્ત મનુષ્ય લોકમાં જેના સરખો બીજો કોઇ મળે નહીં એવા ભીષ્મ સાથે, ને સર્વ કૌરવ, પાંડવ તથા સર્વ ક્ષત્રિયોના પણ આચાર્ય તથા સર્વ શસ્ત્ર ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ તથા શૂરવીર જે દ્રોણાચાર્યના પુત્ર અશ્વત્થામા વિખ્યાત છે, તેની સાથે, અને સંગ્રામમાં જેને જોઇને, ધન ગયેલા વૈશ્યની પેઠે શત્રુ ખેદ પામે છે, તે કૃપાચાર્યસાથે તારે કેવી રીતે યુદ્ધ થયું? તથા હે પુત્ર, જે મ્હોટા બાણોથી પર્વતને વિંધે તે રાજપુત્ર દુર્યોધન સાથે તારે કેવી રીતે સંગ્રામ થયો? તે સર્વ મને વિસ્તારથી કેહે. મારા શત્રુઓ પરાભવ પામ્યા, ને મને વાયુ પણ સુખરૂપ વાય છે! કારણ તું કૌરવોએ હરેલા ધણને સંગ્રામમાં જીત્યો! હે મનુષ્યમાં શ્રેષ્ઠ. તે સર્વ બળવાન કૌરવો ભયભીત થયા ત્યારે તેઓને સંગ્રામમાં જીતિ, સિંહ જેમ માંસને ગ્રહણ કરે, તેમ તેં સર્વ ગોધન ગ્રહણ કર્યું.

तेषांभयाभिपन्नानां सर्वेषांबलशालिनां ।

नूनंप्रकाल्यतान्सर्वा स्त्वयायुधिनरर्षभ ॥

आच्छिन्नंगोधनंसर्वं शार्दूलेनामिषंयथा ॥

इति श्रीमहा० विराटपर्वणि गोहरणपर्वणि गु० अष्टषष्ठितमोऽध्यायः॥ ६८

---

उत्तरउवाच ॥ नमयानिर्जितागावो नमयानिर्जिताःपरे ।

कृतंतत्सकलंतेन देवपुत्रेणकेनाचित् ॥ १ ॥

ઉત્તર કેહે છે—મેં ગાયો જીતિ નથી, તેમ શત્રુને પણ જીત્યા નથી, એ સર્વ કાર્ય તો દેવ પુત્રે કર્યું છે. ભયભીત થઇને ભાગેલા મને તે દેવ પુત્રે વારી રાખ્યો. તે વજ્ર સરખાં સહનશીળ અંગવાળો, યુવાન, રથના મધ્યમાં બેઠેલો હતો. હે પિતા, ગાયો તેણે જીતિ અને શત્રુને પરાભવ પણ તેણેજ પમાડયા. માટે એ સર્વ કર્મ તે શૂરવીર દેવ પુત્રનું છે, મારૂં કરેલું નથી. વળી રથમાં બેઠેલા શરદ્વાનના પુત્ર કૃપાચાર્ય, દ્રોણાચાર્ય, અશ્વત્થામા, કર્ણ, ભીષ્મ, તથા દુર્યોધન, એ સર્વને પણ બાણોથી તેણે વિમુખ કર્યા. અને યૂથના પતિ હસ્તિની પેઠે હાથી ઉપર બેશીને આવેલા વિકર્ણને પણ તેણેજ વિમુખ કર્યો. તથા સંગ્રામથી ભાગેલા રાજપુત્ર દુર્યોધનને, મહાબળવાન તે દેવ પુત્રેજ કહ્યું કે, "આ હસ્તિનાપુરમાં પણ તારા કોઇ રક્ષણ કરનારને હું જોતો નથી; માટે હે કૌરવના પુત્ર, યુદ્ધથી જીવિતની મ્હેચ્છા કર. હે રાજન્, કદી તું ભાગીશ તોપણ બચીશ નહીં, વાસ્તે યુદ્ધ વિષે મન કર; જેથી જીતિશ તો પૃથ્વીને ભોગવીશ, અને હણાઇશ તો સ્વર્ગને પામીશ" તે સાંભળી રથમાં બેશી કારભારીયો સહિત, સર્પની પેઠે શ્વાસોશ્વાસ લેતો

મનુષ્યમાં સિંહરૂપ દુર્યોધન, વજ્ર સરખા બાણુ ફેંકનો પાછો વળ્યો. હે શ્રેષ્ઠ પિતા, તેને જોઇ મારાં રૂવાડાં ઉભાં થયાં અને સાથળ કંપવા લાગ્યા. પછી તે શૂરવીર, સિંહ સરખા દૃઢ શરીર તથા યુવાવસ્થાવાળા એકલા દેવપુત્રે, તે સિંહ સરખા પરાક્રમી દુર્યોધનના સૈન્યને બાણુથી વિંધ્યું, ને મ્હોટેથી હાસ્ય કરી મોહ પામેલા કૌરવોનાં વસ્ત્ર હરણુ કરી લીધાં; અને ભીષ્માદિક છ રથિયોને પણુ, મદોન્મત્ત વ્યાઘ્ર જેમ વનચર મૃગોને જીતે, તેમ જીતિ લીધા તે સાંભળી વિરાટે પૂછ્યું કે, જેણે સંગ્રામને વિષે કૌરવોએ હરેલું મારૂં ગોધન જીત્યું, તે શૂરવીર, મ્હોટા યશ તથા બાહુવાળો દેવપુત્ર ક્યાં છે ! તે મહાબળવાનને હું જોવા તથા પૂજા કરવાને ઇચ્છું છું, કારણુ જેણે મારી ગાયોની તથા તારી રક્ષા કરી ! તે સાંભળી ઉત્તરે કહ્યું કે, તે મહાબળવાન દેવ પુત્ર ત્યાંજ અંતર્ધ્યાન થઇ ગયો, પણુ તે કાલ વા પરમ દહાડે પાછો દેખાશે એમ હું માનું છું. વૈશંપાયન કેહેછે—હે જનમેજય, એ રીતે ઉત્તરે કહેલા કપટથી ઢંકાયલા અર્જુનને, પોતાની પાસે વસે છે તોપણુ સેનાપતિ વિરાટે ઓળખ્યા નહીં. પછી મહાત્મા વિરાટે આજ્ઞા કરી ત્યારે અર્જુને, તે લઇ આવેલા કૌરવનાં વસ્ત્ર ઉત્તરાકુંવરીને આપ્યાં. ત્યારે તે નવાં તથા અમૂલ્ય નાના પ્રકારનાં વસ્ત્રો લઇ ઉત્તરા પ્રસન્ન થઇ. હે જનમેજય, પછી કુંતિના પુત્ર અર્જુને, મહાત્મા ઉત્તર સાથે યુધિષ્ઠિર વિષે જે સર્વ કર્તવ્યતા હતી તે વિષે વિચાર કર્યો. અને જે રીતે વિચાર કર્યો હતો તે રીતે મત્સ્યના પુત્ર ઉત્તર સહિત તે પ્રસન્ન થયેલા ભરતકુળમાં શ્રેષ્ઠ પાંડવોએ કર્યું.

ततस्तथातद्व्यधा द्यथावत्पुरुषर्षभ ।

सहपुत्रेणमत्स्यस्य प्रहृष्टाभरतर्षभा ॥

इति श्रीमहाभारते विराटपर्व्वणि गु०एकोनसप्ततितमोऽध्यायः ॥६९॥

॥ समाप्तंगोहरणपर्व ॥

---

## ॥ अथवैवाहिकपर्व ॥

**वैशंपायनउवाच** ततस्तृतीयेदिवसे भ्रातरःपंचपांडवाः ।

स्नाताःशुक्लांबरधराः समयेचारितव्रताः ॥१॥

વૈશંપાયન કેહેછે—હે જનમેજય, પછી તે દિનથી ત્રીજે દિવસે કર્યાં છે વ્રત જેણે એવા પાંચે પાંડવ ભાઇયોએ, વખત આવ્યો ત્યારે સ્નાન કરી શુક્લ વસ્ત્ર ધારણુ કર્યાં. પછી તે સુંદર આભરણુથી શોભિતા, દ્વાર વિષે મ્હોટા હાથી હોય નહીં તે સરખા શોભાયમાન, તથા અગ્નિની

જેને ઉપમા અપાય એવા મહારથિ પાંડવો, યુધિષ્ઠિરને આગળ કરી વિરાટની સભાગાં જઈને, રાજાના આસનો ઉપર બેઠા, ને જેમ કુંડમાં અગ્નિ શોભે તે પ્રમાણે શોભવા લાગ્યા. તેટલામાં પૃથ્વીનો પતિ વિરાટ રાજા રાજકીય કામ કરવા સારૂ સભા પ્રત્યે આવ્યો, ત્યાં પ્રજ્વલિત અગ્નિ સરખા શોભાયમાન પાંડવોને બેઠેલા જોઈ, કિંચિત્કાળ મનમાં વિચાર કરી ક્રોધાયુક્ત થઈને, તે મત્સ્ય રાજા, વાયુના ગણે સેવેલા ઈંદ્રની પેઠે બેઠેલા તે દેવ સરખા રૂપવાળા કંકને કેહેવા લાગ્યા કે, મેં તને પાસા ફેંકવા માટે સભાસદ કરી રાખેલ છે, ને તું રાજ્યાસન ઉપર શણગરઈને કેમ બેઠો છે! વૈશંપાયન કેહેછે—હે જનમેજય, એવું હાસ્ય સરખું વિરાટનું વાક્ય સાંભળી, આશ્ચર્ય પામતા અર્જુન આવી રીતે વચન કહેવા લાગ્યા કે હે રાજા, આ ઇંદ્રના અર્ધાસન માથે બેસવાને યોગ્ય છે! કારણ આ બ્રાહ્મણ જેને વાહાલા છે એવા, શાસ્ત્ર સંપન્ન, દાની, યજ્ઞશીળ તથા દૃઢ વ્રતવાળા મૂર્તિમાન ધર્મ છે, જે પરાક્રમિયોમાં શ્રેષ્ઠ, લોકમાં બુદ્ધિમાન્, તપશ્ચર્યાનું સ્થાન અને સચરાચર ત્રૈલોક્યમાં વિવિધ પ્રકારની અસ્ત્રવિદ્યા જાણનાર છે. એના જેવું બીજો કોઈ પુરૂષ જાણતો પણ નથી, અને હવે પછી જાણશે પણ નહીં! તેમ દેવતા, મનુષ્ય, અસુર, રાક્ષસ, ગંધર્વ, યક્ષ, કિન્નર તથા મહા સર્પ, એમાંથી કોઈપણ એની સમતાને ન પામે! જે દીર્ઘ દૃષ્ટિવાળા, મ્હોટા તેજસ્વિ, શેહેર તથા દેશનાં મનુષ્યો છે પ્રિય જેને એવા, પાંડવોમાં અતિરથિ, ધર્મમાં તત્પર, પોતાને વશ, મ્હોટા ઋષિ સરખા, સર્વ લોકમાં વિખ્યાત, બળવાન, ધૈર્યવાન, ચતુર, સત્યવાદી, જીતેંદ્રિય અને ધન તથા સંચયથી ઇંદ્રિ તથા કુબેર સરખા છે! અને જેમ મ્હોટા તેજવાળો મનુષ્ય લોકની રક્ષા કરે, તેમ એ મહાત્મા પ્રજાને અનુગ્રહ કરનાર છે! એવા આ કૌરવોમાં શ્રેષ્ઠ ધર્મ રાજા યુધિષ્ઠિરની ઉદય થયેલા સૂર્યની પ્રભા સરખી કીર્ત્તિ છે! અને ઉદય થયેલા સુર્યની પાછળ જેમ તેનાં કિરણો પ્રસરે છે, તેમ આના યશનાં કિરણો પણ દિશાઓ પ્રત્યે પ્રસરે છે, તથા હે રાજન્, જ્યાંસૂધી એ કુરૂદેશમાં વસતા હતા, ત્યાંસૂધી વેગવાન દશ હજાર હાથિ તથા સુવર્ણથી શોભિતા સુંદર ઘોડા જોડેલા ત્રીશ હજાર રથ, એની પાછળ ચાલતા હતા! અને સ્વર્ગમાં ઇંદ્રની જેમ ઋષિઓ સ્તુતિ કરે, તેમ સુંદર મણિનાં કુંડળથી શણગારેલા માગધો સહિત આઠસો સૂત એમની સ્તુતિ કરતા હતા! ને હે રાજન્, કૌરવો તથા સર્વ બીજા રાજા તેમને ચાકરની પેઠે, દેવતા જેમ કુબેરને સેવે તેમ સેવતા હતા! વળી આ મહાભાગ્યવાન રાજાએ, સ્વતંત્ર પૃથ્વીપતિ રાજાઓને, વૈશ્યોની પેઠે વેરો આપનાર તથા પોતાને વશ કર્યા હતા! આ રૂડાવ્રતવાળા રાજાની પછવાડે બ્રહ્મચર્ય પાળી ગૃહસ્થાશ્રમિ થયેલા અઠયાશી હજાર બ્રાહ્મણ પળતા હતા! ને એ સમર્થ રાજા વૃદ્ધ, અનાથ, પાંગળા તથા અંધ મનુષ્યોને પણ પ્રજા ધર્મથી પુત્રની પેઠે પાળતા હતા! વળી આ ક્રોધ તથા ઇંદ્રિયોને જીતેલા, ધર્મ તથા વ્રતમાં તત્પર, મ્હોટા પ્રસાદવાળા, સત્યવાદિ તથા બ્રાહ્મણ જેને પ્રિય, એવા રાજા છે. જેના તાપથી કર્ણ તથા શકુનિઆદિ લઈ પોતાના મિત્રો સહિત દુર્યોધન તપે છે! માટે હે નરેશ્વર, એના ગુણની ગણના થઈ

શકે તેમ નથી ! હે પૃથ્વીપતિ મહારાજ, એ રીતે યોગ્ય તથા રાજાઓમાં શ્રેષ્ઠ મહારાજા યુધિષ્ઠિર, રાજ્ય યોગ્ય આસન ઉપર કેમ યોગ્ય નથી !

एवंयुक्तोमहाराजः पांडवः पार्थिवर्षभः ।
कथंनार्हतिराजार्ह मासनंपृथिवीपते ॥

इति श्रीमहा० विराटपर्वणि गोहर. पांडवप्रकाशे गुर्ज० सप्ततितमाऽध्यायः ७०

---

विराटउवाच ॥ यद्येषराजाकौरव्यः कुंतिपुत्रोयुधिष्ठिरः ।
कतमोस्यार्जुनोभ्राता भीमश्चकतमोबली ॥१॥

વિરાટ કહેછે—જ્યારે આ કુરૂકુળમાં ઉત્પન્ન થયેલા કુંતિના પુત્ર યુધિષ્ઠિર રાજા છે, ત્યારે એનો ભાઈ અર્જુન કોણ? તથા બળવાન ભીમસેન કોણ છે? અને નકુળ, સહદેવ તથા યશસ્વિની દ્રૌપદી ક્યાં? પાંડવોતો જ્યારથી દ્યૂતમાં પરાજય પામ્યા છે, ત્યારથી ક્યારેય પણ જાણવામાં આવ્યા નથી! તે સાંભળી અર્જુને કહ્યું કે, હે નરાધિપ, હે મહારાજ, જે આ તમારી રસોઈ કરનાર "હું બલ્લવ છું" એમ કહેછે, તે ભયંકર વેગ તથા પરાક્રમવાળા ભીમસેન જાણવા! જે ક્રોધવશ નામના દૈત્યગણને મારીને, ગંધમાદન પર્વતને વિષે દ્રૌપદી વાસ્તે સૌગંધિક દિવ્ય કમળો લઈ આવ્યા હતા ! વળી દુરાત્મા કીચકને મારનાર ગંધર્વ પણ આ ! જે તમારા અંતઃપુરમાં વાઘ, રીછ તથા વરાહોની સાથે વઢતા હતા! અને જે તમારો ચાબુકસ્વાર હતો તે શત્રુને તપાવનાર નકુળ, ને જે ગાયોનો રક્ષક હતો તે આ સહદેવ! એ બેઉ જણા રૂડા શૃંગાર, વેષ તથા આભરણવાળા, યશસ્વિ, ઉત્તમ રૂપવાન, હજારો મહારથિયોમાં સમર્થ તથા ભરતકુળમાં શ્રેષ્ઠ માદ્રિના પુત્રો છે ! હે રાજન્, આ કમળપત્ર સરખાં નેત્રવાળી તથા રૂડો છે મધ્યભાગ જેનો એવી સુંદર હાસ્યવાળી સૈરંધ્રિ દ્રૌપદી છે! જે વાસ્તે કીચકો હણાયા ! હે મહારાજ, તેં જે અર્જુન સાંભળેલો છે, તે આ ભીમથી નાનો અને નકુળ સહદેવથી મ્હોટો હું ! હે રાજા, તારા રાજ્યમાં અમે સુખે કરી રહ્યા, ને ગર્ભમાં જેમ પ્રજા રહે, તેમ અજ્ઞાત વાસપણ કર્યો. વૈશંપાયન કહેછે—હે જનમેજય, એ રીતે અર્જુને તે શૂરવીર પાંચે પાંડવોને ઓળખાવ્યા, ત્યારે વિરાટનો પુત્ર ઉત્તર, અર્જુનનું પરાક્રમ કહેવા સારૂ ફરીથી પાંડવોને ઓળખાવતો પિતાને કહેવા લાગ્યો કે, આ સુવર્ણ સરખા, શુદ્ધ ગૌર શરીરવાળા, મ્હોટા સિંહ સરખા પરાક્રમી, મ્હોટી નાસિકાવાળા અને વિસ્તીર્ણ તથા લાલ છે નેત્ર જેનાં એવા યુધિષ્ઠિર, ને આ હસ્તિ સરખી ગતિવાળા, તપાવેલા સુવર્ણ સરખા, ગૌર વર્ણવાળા, અને વિસ્તીર્ણ ખભા તથા લાંબા હાથવાળા ભીમસેન છે, તેને જૂઓ, વળી એનીજ પાસે ઉભેલા આ મ્હોટા ધનુષવાળા, યુવાવસ્થાવાન, મ્હોટા હસ્તિની જેને ઉપમા અપાય એવા, સિંહના સરખા ઉન્મત્ત ખભાવા-

ળા તથા કમળ સરખાં વિસ્તીર્ણ છે નેત્ર જેનાં એવા શૂરવીર અર્જુન છે! અને રાજાની પાસે ઇંદ્ર તથા વિષ્ણું સરખા, પુરૂષમાં ઉત્તમ, અને સમગ્ર લોકમાં રૂપ, બળ તથા શીળ વિષે જે સરખા બીજા કોઈ નથી, એવા આ નકુળ અને સહદેવ છે, તથા એ બેઉની પાસે સુવર્ણ સરખા ઉત્તમ અંગવાળી, ગૌર છે વર્ણ જેનો, જાણે મૂર્ત્તિમાન કાંતિ તથા લક્ષ્મી હોયની એવી, નીળ કમળ સરખી કાંતિવાળી તથા જાણે દેવની દેવતા હોય નહીં એવી આ દ્રૌપદી છે. વૈશંપાયન કેહેછે—હે જનમેજય, એ રીતે ઉત્તરકુમાર; રાજા પાસે પાંચે પાંડવોને ઓળખાવી અર્જુનનું પરાક્રમ કેહેવા લાગ્યો કે, હે પિતા, મૃગોને સિંહ મારે, તેમ શત્રુને મારનાર આ અર્જુન, શ્રેષ્ઠ રથોનો નાશ કરતા રથોના વૃંદમાં ફરતા હતા. એમણે સંગ્રામને વિષે એક બાણથી વિંધેલો સુવર્ણની ઝુલવાળો હસ્તિ દાંતભર પૃથ્વી ઉપર પડી ગયો, ને યુદ્ધમાં ગાયો તથા કૌરવોને પણ એજ જીત્યા, એમના શંખના શબ્દથી મારા કાન બેહેરા થઈ ગયા હતા! વૈશંપાયન કેહેછે—હે જનમેજય, એવાં ઉત્તરનાં વચન સાંભળી યુધિષ્ઠિરને વિષે કર્યોછે અપરાધ જેણે એવા પ્રતાપવાન વિરાટરાજા, ઉત્તર પ્રત્યે કેહેવા લાગ્યા કે આ વખત યુધિષ્ઠિરને પ્રસન્ન કરવાનો છે એમ મને રૂચે છે, માટે તારી ઇચ્છા હોયતો અર્જુનને ઉત્તરા આપું. તે સાંભળી ઉત્તરે કહ્યું કે, પાંડવો આર્ય, પૂજ્ય, તથા માન્ય છે, ને આ વખત એમને પ્રસન્ન કરવાનો છે એમ હું પણ માનું છું. માટે મ્હોટા ભાગ્યવાળા તથા પૂજા કરવા લાયક પાંડવોની પૂજા કરો. તે સાંભળી વિરાટે કહ્યું કે, હું પણ સંગ્રામને વિષે શત્રુને વશ થયો હતો, પણ ભીમસેને મને મૂકાવ્યો. ને ગાયો પણ એણે જીતિ. માટે એઓના મ્હોટા પરાક્રમથીજ આપણો સંગ્રામમાં જય થયો. વાસ્તે હે પુત્ર, આપણે સર્વ કારભારિયો સહિત પાંડવોમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિરને ભાઇયો સહિત પ્રસન્ન કરીએ, તારૂં કલ્યાણ થાઓ! તે ધર્માત્મા યુધિષ્ઠિર, અજાણથી આપણે કંઈ કહ્યું હશે, તે બધું ક્ષમા કરવા યોગ્ય છે. વૈશંપાયન કેહેછે—હે જનમેજય, એ રીતે પ્રસન્ન થયેલા મહાત્મા મત્સ્ય રાજાએ પુત્ર સાથે નિશ્ચય કર્યો, ને પછી અર્જુનને મુખ્ય કરી સર્વ પાંડવો પ્રત્યે ભંડાર તથા દંડ સહિત રાજ્ય અર્પણ કર્યું. અને તે પાંચ ભાઇયોને મળી તેઓનું મસ્તક સુંઘી "બહુ સારૂં બહુ સારૂં" એમ કહી, જેમને જોઇને તૃપ્તિ જેને થતી નથી એવા વિરાટ રાજા, પ્રસન્ન થઈ યુધિષ્ઠિર પ્રત્યે કેહેવા લાગ્યા કે, તમે સર્વ ભાઈઓ વનમાંથી કુશળ આવ્યા એ બહુ સારૂં થયું, અને દુરાત્મા દુર્યોધનાદિક ન જાણે તે રીતે કષ્ટરૂપ અજ્ઞાતવાસ કર્યો, તેપણ ઘણું સારૂં થયું. હવે પાંડવો યુધિષ્ઠિર વાસ્તે આ રાજ્ય તથા બીજું પણ જે કંઈ હોય તે બધું બેશક થઈ ગ્રહણ કરો! અને જયરૂપિ જેને ધન છે એવા અર્જુન ઉત્તરાને ગ્રહણ કરો! કારણ પુરૂષમાં શ્રેષ્ઠ આ અર્જુન ઉત્તરાને યોગ્ય ભર્તા છે! એમ વિરાટે કહ્યું ત્યારે યુધિષ્ઠિરે અર્જુન સામું જોયું; એટલે અર્જુને વિરાટ પ્રત્યે આવી રીતે કહ્યું કે, હે રાજન્, તારી કન્યાને હું મારા પુત્રની સ્ત્રી કરવા વાસ્તે ગ્રહણ કરૂં છું. કારણ આપણે મત્સ્ય તથા ભરતકુળનો સંબંધ થવો યોગ્ય છે.

प्रतिगृह्णाम्यहंराजन् स्नुषांदुहितरंतव ।
युक्तश्चावांहिसंबंधो मत्स्यभारतयोरपि ॥
इति श्रीमहा०विराटपर्वणि वैवाहि० उत्तरा० गु० एकसप्ततितमोऽध्यायः७१

विराटउवाच ॥ किमर्थंपांडवश्रेष्ठ भार्यांदुहितरंमम ।
प्रतिग्रहीतुंनेमांत्वं मयादत्तामिहेच्छसि ॥१॥

વિરાટ કહેછે—હે પાંડવમાં શ્રેષ્ઠ, મેં આપેલી મારી પુત્રીને, તમે સ્ત્રીપણાને વિષે ગ્રહણ કરવાને શું કરવા નથી ઇચ્છતા ? તે સાંભળી અર્જુને કહ્યું કે, હું હંમેશ તારી દુહિતાને જોતો અંતઃપુરમાં રહ્યો હતો, તેથી તેનું રહસ્ય વા પ્રકાશ પણ મારૂં જોયેલું હોય ! કારણ પિતાની પેઠે મારે વિષે તેનો વિશ્વાસ છે, અને હે રાજન્, નૃત્ય શીખવનાર તથા ગીતમાં ચતુર હું તેને અત્યંત પ્રિય છું; કારણ તે નિરંતર આચાર્યની પેઠે મને માને છે. તેમ અવસ્થા પ્રાપ્ત થયેલી તારી કન્યા સાથે હું વર્ષ દિવસ રહ્યો, તેથી હે સમર્થ, હે મનુજાધિપ, તને વા લોકોને જે ઠેકાણે શંકા થાય તે યોગ્ય નહીં. વાસ્તે તારી દુહિતાને, શુદ્ધ, જીતેંદ્રિય તથા દાંત એવો હું સ્નુષા પણાએ કરી યાચના કરૂંછું; જેથી તેની પણ શુદ્ધિ થશે. કન્યા તથા પુત્રવધુમાં અને પુત્ર તથા પોતામાં કંઇપણ ભેદ જોતો નથી. હે શત્રુને તપાવનાર, હું અભિશાપ તથા મિથ્યાપવાદથી બીહું છું, માટે હે રાજન્, તારી કન્યા ઉત્તરાને મારા પુત્ર વાસ્તે ગ્રહણ કરૂંછું. તે વાસુદેવ ભગવાનનો ભાણેજ, સાક્ષાત્ દેવકુમાર સરખો, શ્રીકૃષ્ણને ઘણોક પ્રિય તથા સર્વ અસ્ત્ર વિષે ચતુર અભિમન્યુ નામે મારો પુત્ર તમારો જામાત્ર તથા તમારી કન્યાનો ભર્તા થવા યોગ્ય છે. તે સાંભળી વિરાટે કહ્યું કે, કૌરવમાં શ્રેષ્ઠ કુંતિ પુત્ર અર્જુન કહેછે તે બધું યોગ્ય છે, કારણ એ આ રીતે ધર્મમાં તત્પર તથા જ્ઞાન સંપન્ન છે; માટે હે યુધિષ્ઠિર, હવે જે કૃત્ય હોય તે કરો, મારા તો સર્વ મનોરથ સંપૂર્ણ થયા, કારણ અર્જુન મારા સંબંધી થયા. વૈશંપાયન કેહેછે–હે જનમેજય, એ પ્રમાણે વિરાટે કહ્યું ત્યારે તે કુંતિના પુત્ર યુધિષ્ઠિરે, વખતસર મત્સ્ય તથા પાર્થનો સંબંધ થવાની આજ્ઞા આપી. ત્યારે સર્વ મિત્રો તથા વાસુદેવ ભગવાન્ પ્રત્યે અર્જુને તથા વિરાટ રાજાએ દૂતો મોકલ્યા. પછી તેર વર્ષ પૂરાં થયાં ત્યારે પાંચે પાંડવો વિરાટના શેહેર પાસે ઉપપ્લવ્ય નામે બીજા શેહેર પ્રત્યે ગયા. ત્યાં અર્જુને અભિમન્યુને તેડાવ્યો, અને આનર્ત દેશથી શ્રીકૃષ્ણ તથા યાદવોને પણ તેડાવ્યા, ત્યાં યુધિષ્ઠિરમાં જેને પ્રીતિ છે એવા પૃથ્વીપતિ કાશીરાજ તથા શૈબ્યરાજા અક્ષૌહિણી સેના સહિત આવ્યા. તેમજ અક્ષૌહિણી સેના સહિત મહાબળવાન દ્રુપદરાજા, કોઇથી પરાજય પામેલો નહીં એવો શિખંડી તથા સર્વ શસ્ત્ર ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ ધૃષ્ટદ્યુમ્ન શૂરવીર પુત્રો સહિત આવ્યા. તે સમસ્ત અક્ષૌહિણીને પાળનાર, યજ્ઞ કરનાર, ઘણીક દક્ષિણા દેનારા તથા વેદ ભણેલા

સર્વે શૂરવીરોને આવેલા જોઈ ધર્મ ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ મત્સ્ય રાજાએ, ચાકર, સૈન્ય તથા વાહનો સહિત તેમનો વિધિથી સત્કાર કર્યો. એ રીતે ચોતરફથી રાજા આવવા લાગ્યા, ત્યારે અભિમન્યુને પોતાની કન્યા દેનાર વિરાટરાજા પ્રસન્ન થયા. ત્યાં અભિમન્યુના વિવાહ વાસ્તે શત્રુને તપાવનાર વાસુદેવ ભગવાન, બળરામ, કૃતવર્મા, હાર્દિક્ય, યુયુધાન, સાત્યકિ, અનાધૃષ્ટિ, અક્રૂર, સાંબ તથા નીશઠ, એ સર્વ સુભદ્રા સહિત અભિમન્યુને તેડીને આવ્યા, અને ઇંદ્રિસેનાદિક પણ તે ઉત્તમ રથો સહિત વર્ષ દિવસ દ્વારકામાં રહીને આવ્યા. અને યાદવોમાં સિંહરૂપ મહાતેજસ્વિ શ્રીકૃષ્ણની પાછળ દશ હજાર હાથી, લક્ષ ઘોડા, અર્બુદ રથ, નિખર્વ પાયદળ, ને વૃષ્ણિઅંધક તથા ભોજકુળના મહાપરાક્રમી યાદવો પણ આવ્યા. પછી શ્રીકૃષ્ણે મહાત્મા પાંડવોને સ્ત્રિયો, રત્ન તથા નાના પ્રકારનાં વસ્ત્ર ઇત્યાદિ ઘણીક પેહેરામણી જૂદી જૂદી આપી. પછી મત્સ્ય તથા પાર્થને ઘેર વિધિયુક્ત વિવાહમાં શંખ, ભેરી, ગોમુખ તથા આડંબર ઇત્યાદિ વાદિત્રો વાગતાં હતાં. પવિત્ર મૃગાદિક હજારો પશુ માર્યાં અને અનેક તરેહની મદિરાનાં પાન કર્યાં. ત્યાં સૂત માગધાદિ તેઓના યશ ગાતા હતા, અને ગાયન તથા વાર્તા કરવાનો જેનો ધંધો છે એવા વૈતાલિક તથા નટ તેમની સ્તુતિ કરતા હતા. પછી ત્યાં સુંદર અંગવાળી, ઉજ્વળ, મણિનાં કુંડળ પેહેરેલી, વર્ણ તથા રૂપે કરી સંપન્ન, તથા અત્યંત શોભાયમાન મત્સ્યોની શ્રેષ્ઠ સ્ત્રિયો સુદેષ્ણાને આગળ કરીને આવી, પણ તે સર્વ સ્ત્રિયો દ્રૌપદીનાં રૂપ યશ તથા શોભાથી પરાભવ પામી. પછી તે સ્ત્રીયો ઇંદ્રિ કન્યા સરખી શણગારેલી રાજકન્યા ઉત્તરાને વિંટીને ઉભી. ત્યારે તે સુંદર અંગવાળી વિરાટની કન્યાને કુંતિના પુત્ર અર્જુને પોતાના પુત્ર અભિમન્યુ વાસ્તે ગ્રહણ કરી. અને ત્યાં ઉભેલા ઇંદ્રના સરખું રૂપ ધારણ કરનાર મહારાજ યુધિષ્ઠિરે પણ તે પુત્ર વધૂને ગ્રહણ કરી. અને શ્રીકૃષ્ણને આગળ કરીને મહાત્મા અભિમન્યુનો ઉત્તરા સાથે વિવાહ કરાવ્યો. ત્યારે અગ્નિમાં હોમ કરી બ્રાહ્મણોની પૂજા કરીને વિરાટે તેમને વાયુ સરખા વેગવાળા સાત હજાર ઘોડા, મુખ્ય મુખ્ય બસો હાથિ, ઘણુંક ધન, રાજ્ય, સૈન્ય તથા ભંડાર જે કંઈ સર્વ હતું તે આપ્યું, અને પોતાનો આત્મા પણ તેમણે અર્પણ કર્યો. એ રીતે વિવાહ થયો ત્યારે ધર્મ પુત્ર યુધિષ્ઠિરે, જેટલું શ્રીકૃષ્ણે પેહેરામણીમાં ધન આપ્યુ હતું તેટલું બ્રાહ્મણોને આપી દીધું. અને હજારો ગાય, રત્ન, વિવિધ પ્રકારનાં વસ્ત્ર, મુખ્ય મુખ્ય આભૂષણ, વાહન, શયનો, મનોહર ભોજન તથા વિવિધ પ્રકારના પીવાના પદાર્થો પણ બ્રાહ્મણોને આપ્યા, હે ભરતર્ષભ, તે સમય તે મ્હોટા ઉત્સવથી શોભિતું હૃષ્ટપુષ્ટ મનુષ્યયુક્ત મત્સ્ય રાજાનું શેહેર શોભતું હતું.

तन्महोत्सवसंकाशं हृष्टपुष्टजनायुतं ।
नगरंमत्स्यराजस्य शुशुभेभरतर्षभ ॥

इति श्रीमहा॰शत॰ विराटपर्वणि गु॰ द्विसप्ततितमोऽध्यायः ॥७२॥

॥ समाप्तंचेदंविराटपर्व ॥

॥ श्री ॥

॥ इदं श्रीमहाभारतांतर्गतस्यविराटपर्वणो भाषांतरं सद्धर्मशोधकमंडलीमुख्येन सुदामपुरवासि प्रभुरामात्मजशास्त्रि भगवत्संज्ञकेनकारायित्वा मुंबईवर्तमानमुद्रायंत्रालयेमुद्रयित्वाच विक्रमस्यसंवत्एकोनविंशतिशताधिकपंचात्रिंशत्तमेऽद्बे भाद्रपदमासेप्रकटिकृतं तन्मध्येयत्रकुत्रापिलेखनादिदोषश्चेत्वाचनशीलैःक्षंतव्यं. ॥

भारतार्थप्रकाश.

# ॥ अथ उद्योगपर्व प्रारंभः ॥

**वैशंपायनउवाच** कृत्वाविवाहंतुकुरुप्रवीरा स्तदाऽभिमन्योर्मुदिताःस्वपक्षाः।
विश्रम्यरात्रावुषसिप्रतीताः सभांविराटस्यततोऽभिजग्मुः ॥१॥

વૈશંપાયન કેહે છે—હે જનમેજય, હવે યાદવ તથા કૌરવોમાં અત્યંત શૂરવીર પાંડવો, અભિમન્યુનો વિવાહ કરી પ્રસન્ન થયા, અને તે રાત્રિ વિસામો ખાઈ સવારમાં જાગ્રત થઇ ત્યાંથી વિરાટની સભા પ્રત્યે ગયા. જે સમૃદ્ધિવાળી, મણિના સમૂહાય તથા ઉત્તમ રત્નથી વિચિત્ર પ્રકારની આસનોવાળી, પુષ્પના હારથી શોભાયમાન તથા સુગંધયુકત હતી. ત્યાં આગળ આસન ઉપર વિરાટ તથા દ્રુપદ રાજા બેઠા. અને રાજાઓમાં વિવેકી તથા માન્ય બળરામ અને શ્રીકૃષ્ણ પણ વસુદેવ સહિત આસનો ઉપર બેઠા. તેમાં દ્રુપદ રાજાની પાસે બળરામ સહિત સાત્યકી બેઠો, ને મત્સ્ય રાજાની અત્યંત નજીક શ્રીકૃષ્ણ તથા યુધિષ્ઠિર બેઠા. અને દ્રુપદ રાજાના સર્વે પુત્રો, ભીમ, અર્જુન, નકુળ, સહદેવ, યુદ્ધમાં અત્યંત શૂરવીર પ્રદ્યુમ્ન તથા સાંબ, એ બધા પણ ત્યાં નજીકજ આસનો ઉપર બેઠા. વિરાટના પુત્ર સાથે અભિમન્યુ બેઠો, ને સુવર્ણથી વિચિત્ર પ્રકારના સુંદર આસનો ઉપર, પરાક્રમ, રૂપ તથા બળથી પાંડવો સરખા શૂરવીર દ્રૌપદીના પાંચે પુત્રો બેઠા. એ રીતે શોભાયમાન આભરણ તથા વસ્ત્રવાળા મહારથિયો બેશી ગયા. ત્યારે તે સમૃદ્ધિવાળી સભા, નિર્મળ ગ્રહોથી જેમ આકાશ શોભે તેમ શોભતી હતી. ત્યાં પુરૂષોમાં અત્યંત શૂરવીર તે બધા રાજાઓએ, બે ઘડી પર્યંત વિચિત્ર પ્રકારના સંબંધની વાતો કરી. પછી વિચાર કરતાં તેઓ શ્રીકૃષ્ણની સામુ જોઈ બેશી રહ્યા. ત્યારે શ્રીકૃષ્ણે, પાંડવોના કાર્ય વાસ્તે ભેગા થયેલા તે રાજામાં સિંહરૂપ સર્વને ઘણાક અર્થવાળાં તથા મ્હોટું ફળ છે જેમાં એવાં વચન કહ્યાં કે,—હે રાજાઓ, પાસાની ક્રિડા વિષે શકુનિએ છળથી આ યુધિષ્ઠિરને પરાજય પમાડી એનું રાજ્ય હરણ કરી લીધું, ને એને પ્રવાસ કરવાનો વખત પણ નિમ્યો, તે તમે જાણોજ છો. તે વખતે વેગથી પૃથ્વી જીતવાને સમર્થ છતે પણ, સત્યમાં જેની સ્થિતિ છે એવા ધર્મ-

નિષ્ઠ પાંડવોએ, તે ઉગ્રવ્રત તેર વર્ષ પર્યંત ધારણ કર્યું. તેમાં તેરમો આ દુસ્તર અજ્ઞાતવાસનો વર્ષ, કોઇએ ન જાણ્યા તે રીતે તમારી પાસે કાહાડયો. એ રીતે મહાત્મા પાંડવોએ વિવિધ પ્રકારના અસહ્ય ક્લેશ સહન કર્યા, ને એઓ બાર વર્ષ વનમાં પણ રહ્યા. એ પ્રમાણે પારકા ચાકર શકુનિ આદિના હુકમથી જોડાયલા એઓ, હવે પોતાના કુળ પરંપરાથી પ્રાપ્ત થયેલા રાજ્યની ઇચ્છા રાખે છે, એમ છે તોપણ ધર્મ પુત્ર યુધિષ્ઠિર રાજાનું તથા દુર્યોધનનું પણ જે રીતે હિત થાય, તે રીતે યશ તથા ધર્મ યુક્ત વિચાર કરો. કારણ ધર્મરાજ યુધિષ્ઠિર, અધર્મથી દેવતાઓનું રાજ્ય મળે તો તેની પણ ઇચ્છા કરે નહીં, પણ ધર્મથી કોઇ ગામ મળે તો તેના રાજાપણાને ઇચ્છે ! તમે બધા રાજા જાણો છો તે રીતે એમના પિતા પાંડુરાજાનું રાજ્ય, ધૃતરાષ્ટ્રના પુત્રોએ કપટથી હરણ કરી લીધું; તેથી ઉપાય રહિત આ યુધિષ્ઠિર મ્હોટા અસહ્ય કષ્ટને પામ્યા; પણ તે ધૃતરાષ્ટ્રના પુત્રોએ કંઈ પોતાના તેજથી એમનો જય કર્યો નથી, તોપણ ભાઇયો સહિત આ યુધષ્ટિર રાજા તેઓનું શુભજ ઇચ્છે છે. એમણે જે રાજાઓને ૧૫ડી તેમને જીતીને સંપાદન કરેલું છે, તેનીજ એઓ પ્રાર્થના કરે છે. પણ આ બાળક પાંડવોનું રાજ્ય હરણ કરી લેવાને, દુષ્ટ બુદ્ધિવાળા તથા ઉગ્ર શત્રુરૂપ કૌરવોએ વિવિધ પ્રકારના ઉપાયોથી એમની જે પ્રાર્થના કરી હતી, તે પણ તમે યથાર્થ જાણોછો, માટે કૌરવોનો વૃદ્ધિ પામેલો લોભ તથા યુધિષ્ઠિરની ધર્મજ્ઞતા અને સંબંધિપણું જોઇને, તમે એકઠા થઈ જૂદા જૂદા વિચાર કરો. આ પાંડવોતો ઠરાવેલા વખતને યથાર્થ પાળીને પણ, હજી સત્યને વિષે રહ્યા છે. માટે જો હવે રાજ્યાર્દ્ધ નહીં મળે તો બીજા ઉપાય કરવા માંડશે, જેથી ધૃતરાષ્ટ્રના પુત્રોનો નાશ થશે. વળી રાજ્ય લાભ વાસ્તે કૌરવોએ પાંડવોને કરેલા અપકારો જોઇને, સંબંધિયો પણ પાંડવોની મદદ કરશે, ને જો કૌરવો યુદ્ધમાં પાંડવોને બાધ કરશે, તો પાંડવો પણ તેમને મારશે. કદી તમે એમ જાણતા હો, જે આ થોડા છે તેથી તેઓને કેમ જીતિ શકશે ! તો સગાઓ સહિત બધા કૌરવોના નાશ વાસ્તે યત્ન કરશે. પણ હજી દુર્યોધનનો મત જણાતો નથી, જે એ શું કરશે. માટે પારકો મત જાણ્યા વગર શું કરવું જોઇએ, એ જો તમે જાણતા હો, તો એક ધર્મશીળ પવિત્ર, કુલીન, સાવધાન તથા સમર્થ દૂત, કૌરવોને શાંત કરવા તથા યુધષ્ઠિરને રાજ્યાર્દ્ધ અપાવવા સારૂ મોકલો. હે રાજન્, એવું શ્રીકૃષ્ણનું ધર્માર્થ યુક્ત, મધુર તથા સમવાક્ય સાંભળીને, બળદેવજીએ અત્યંત વખાણ કરી તે ગ્રહણ કર્યું.

निशम्यवाक्यंतुजनार्दनस्य धर्मार्थयुक्तंमधुरंसमंच ।
समाददेवाक्यमथाग्रजोऽस्य संपूज्यवाक्यंतदतीवराजन् ॥२६॥
इति श्रीमहाभारते उद्योगपर्वणि सेनोद्योगपर्वणि पूरोहितयाने गुर्जरभाषायां प्रथमोऽध्यायः ॥१॥

---

**बलदेवउवाच** ॥ श्रुतंभवद्भिर्गदपूर्वजस्य वाक्यंयथाधर्मवदर्थवच्च ।
अजातशत्रोश्चहितंहितंच दुर्योधनस्यापितथैवराज्ञः ॥१॥

બળદેવજી કેહે છે—ધર્મ તથા અર્થ જેમાં રહ્યાં છે એવું શ્રીકૃષ્ણનું યથાર્થ વાક્ય જે તમોએ સાંભળ્યું, તે યુધિષ્ઠિરને હિતરૂપ તેમજ દુર્યોધન રાજાને પણ હિતરૂપ છે. કુંતિના પુત્ર શૂરવીર પાંડવો રાજ્યનું અર્દ્ધ છોડી દઈ અર્દ્ધ રાજ્ય વાસ્તે યત્ન કરે છે, માટે ધૃતરાષ્ટ્રનો પુત્ર દુર્યોધન અર્દ્ધ રાજ્ય આપી સુખી થઈ ભલે આપણી સાથે હર્ષ પામે ! એમ કરવાથી પુરૂષોમાં શૂરવીર પાંડવો અર્દ્ધ રાજ્ય પામી, સારી રીતે ચાલનાર શત્રુને વિષે અત્યંત શાંત થઈ સુખ પામશે, ને તે કૌરવોને પણ સારી રીતે શાંતિ થશે; અને તેથી પ્રજાનું પણ હિત થશે, માટે દુર્યોધનનો મત જાણવા અને તેને યુધિષ્ઠિરનાં વાક્ય કેહેવા સારૂ, જો કોઈ દૂત જાય, ને કૌરવ પાંડવની શાંતિ થાય, તો હું પણ રાજી થાઊં. પણ તે દૂત એવી રીતે કરે કે, કૌરવોમાં અત્યંત શૂરવીર ભીષ્મ, મ્હોટા પ્રભાવવાળા ધૃતરાષ્ટ્ર, પુત્ર સહિત દ્રોણાચાર્ય, વિદુર, કૃપાચાર્ય, કર્ણ તથા શકુનિ એટલાઓની વિનયથી આજ્ઞા લઈ, બીજા પણ જે બળ તથા નીતિશાસ્ત્રમાં મુખ્ય ધૃતરાષ્ટ્રના પુત્રો તથા જે લોકને વિષે અત્યંત શૂરવીર, ધર્મ વિષે રહેલા અને શાસ્ત્ર તથા અવસ્થાએ વૃદ્ધ હોય, તેમને ભેગા કરીને, કુંતિના પુત્ર યુધિષ્ઠિરનું જે રીતે કાર્ય થાય તે રીતે કહી દેખાડે. કેમકે સર્વે અવસ્થાને વિષે બળવાન પાંડવોને કોપાવવા નહીં, કારણ તેઓ હવે પ્રતિજ્ઞાતો તરી ગયા છે ! અને કૌરવોએ દ્યૂતમાં અશકત યુધિષ્ઠિરનું રાજ્ય હરણ કર્યું છે તે કૌરવોમાં અત્યંત શૂરવીર પાસાને નહીં જાણનાર યુધિષ્ઠિર રાજાને સર્વે સબંધિયોએ વાર્યો તોપણ તે પાસાની વિદ્યામાં ચતુર શકુનિને રમાડીને પોતે રમવા લાગ્યો ! ત્યાં યુધિષ્ઠિર જીતે એવા રમનાર ઘણાક હતા તોપણ તેણે બધાને મૂકીને શકુનિનેજ બોલાવ્યો ! ત્યારે શકુનિએ તેને પાસાની રમતમાં જીતી લીધો, કારણ તે હમેશ પાસા ન જાણનાર સાથે રમતો હતો ! તેમ છતાં

પણ હઠથી તેણે પણ કરવા માંડ્યો ! માટે એમાં શકુનિનો કંઈ દોષ નથી; વાસ્તે ધૃતરાષ્ટ્ર પ્રત્યે પ્રણામ કરી દૂતે સામ પૂર્વક વચન કહેવાં; જેથી તેનો પુત્ર દુર્યોધન, માની જઇ સ્વાર્થ વિષે જોડાય, માટે કૌરવો પ્રત્યે યુધની આકાંક્ષા માં કરો, ને સામથીજ દુર્યોધનને બોલાવો. કારણ સામથી જીતેલો અર્થ અર્થને દેનાર થાય છે, પણ તેજ અર્થ યુદ્ધથી અન્યાયરૂપ થાય છે. વૈશંપાયન કેહે છે- હે જનમેજય, એમ બળરામે કહ્યું ત્યારે સાત્યકી યાદવ જલદિથી ઉઠયો, ને તેના વાક્યને નિંદીને ક્રોધથી આવું વાક્ય બોલવા લાગ્યો.

**वैशंपायनउवाच** ॥ एवंब्रुवत्येवमधुप्रवीरे शिनिप्रवीरःसहसोत्पपात ।
तच्चापिवाक्यंपरिनिंद्यतस्य समाददेवाक्यमिदंसमन्युः ॥१९॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि सेनोद्योगपर्वणि बलदेववाक्ये गुर्जरभाषायां द्वितीयोऽध्यायः ॥ २ ॥

---

**सात्यकिरुवाच** ॥ यादृशःपुरुषस्यात्मा तादृशंसंप्रभाषते ।
यथारूपोंऽतरात्माने तथारूपंप्रभाषसे ॥१॥

સાત્યકી કેહે છે—પુરૂષનો જેવો આત્મા હોય તેવું તે બોલે છે, માટે જેવો તમારો અંતરાત્મા છે, તેવું તમે બોલો છો ! શૂરવીર પુરૂષો તથા કુત્સિત પુરૂષો પણ હોય છે, ને તે બેઉ પુરૂષો દઢ પક્ષવાળા દેખાય છે ! એકજ કુળમાં નપુંસક અને મહા બળવાન થાય છે, જેમ એકજ વનસ્પતિમાં એક શાખા ફળવાળી અને એક ફળ વગરની હોય છે. હે લાંગલધ્વજ, હે માધવ, તમારાં વાક્યને હું નિંદતો નથી, પણ જે તમારાં વચન સાંભળે છે, તેઓને નિંદુ છું. કારણ ધર્મરાજના કંઇપણ દોષ સભાની વચમાં નિર્ભય થઈ બોલવા કોણ પામે? પાસા રમવામાં નિપુણ કૌરવો, પાસા રમી ન જાણનારા આસક્તિ વિનાના મહાત્મા યુધિષ્ઠિરને બોલાવીને જીત્યા, એ ધર્મથી જય કેમ કહેવાય? તે તો ભાઇયો સહિત ઘેર રમતા યુધિષ્ઠિર પ્રત્યે જઇને જીતેલા હોય તો કેહેવાય. પણ તેમણે તો હંમેશ ક્ષત્રિયના ધર્મમાં તત્પર યુધિષ્ઠિર રાજાને કપટથી જીતિ લીધા, તેમાં શું સારૂં કીધું? હવે કરેલી પ્રતિજ્ઞા પાળી પાંડવો કેમ શરણાગત થાય! અને વનવાસથી મુક્ત થયા માટે હવે તો પોતાના પિતામહના રાજ્યને પામ્યા ! તે જો અધર્મથી રાજ્યની કામના કરતા હોય, તો દુર્યોધનની અત્યંત યાચના કરે, પણ તેમ નથી માટે, યાચના કરવા લાયક નથી. અને કૌરવોતો,

"વનવાસથી નિવૃત્ત થયેલા કુંતિના પુત્ર પાંડવોને વખત પૂરો થયા વગર અમે ઓળખી લીધા છે," એમ કહી ફરીથી રાજ્ય હરણ કરી લેવા ઈચ્છે છે! ને ધર્મયુક્ત ભીષ્મ, દ્રોણ તથા વિદુરાદિએ સમઝાવ્યા તોપણ પાંડવોને એમના પિતાનું રાજ્ય આપવાનો નિશ્ચય કરતા નથી! માટે હું તો તેઓને સંગ્રામમાં તીક્ષ્ણ બાણોથી સમઝાવી મહાત્મા બુદ્ધિમાન્ યુધિષ્ઠિરના પગમાં પાડીશ, અને કદી એમના પગમાં નહીં પડે, તો તે કારભારિયો સહિત યમપુરી પ્રત્યે જશે; કારણ અત્યંત કોપાવિષ્ટ થયેલા તથા યુદ્ધ કરવાને ઇચ્છિતા મારા વેગને, જેમ વજ્રના વેગને પર્વતો સહન ન કરી શકે, તેમ તેઓ સહન કરવા સમર્થ નથી. વળી ગાંડીવ ધનુષ ધરનારા અર્જુનને, ચક્રરૂપી આયુધ ધારણ કરનાર શ્રીકૃષ્ણને, તેમ ક્રોધેલા મને પણ યુદ્ધમાં કોણ સહન કરી શકે એમ છે! તેમ કોઈથી સહન ન થાય એવા ભીમસેનને, યમ તથા કાળની જેને ઉપમા અપાય એવી કાંતિવાળા તથા દૃઢ ધનુષધારી નકુળ અને સહદેવને, તથા શૂરવીર વિરાટ અને દ્રુપદને પણ કોણ સહન કરવા સમર્થ છે! તેમજ જીવવા ઇચ્છનારો કોણ પુરૂષ, પૃષત્ ગોત્રમાં ઉત્પન્ન થયેલા ધૃષ્ટદ્યુમ્ન પ્રત્યે જાય! ને દ્રૌપદીની કીર્ત્તિ વધારનાર, પાંડવો સરખા પરાક્રમવાળા તથા મદોન્મત્ત દ્રૌપદીના પાંચ પુત્રોને કોણ સહન કરી શકે! તેમજ દેવતાઓથી પણ સહન થાય નહીં એવા મ્હોટા ધનુષવાળા અભિમન્યુને કોણ સહન કરે! વળી કાળ, સૂર્ય તથા અનળની ઉપમા દેવા લાયક ગદ, પ્રદ્યુમ્ન તથા સાંબને કોણ સહન કરી શકે એમ છે! માટે તે બધા અમે, સંગ્રામમાં શકુનિ સહિત ધૃતરાષ્ટ્રના પુત્ર તથા કર્ણને મારી, યુધિષ્ઠિરને રાજ્ય ઉપર અભિષેક કરશું. શસ્ત્ર લઈ સામા આવેલા શત્રુને મારવામાં કંઇપણ અધર્મ નથી, પણ શત્રુ પાસે યાચના કરવી એજ અધર્મરૂપ તથા અપકીર્ત્તિ કરનારૂં છે. માટે જે યુધિષ્ઠિરના મનમાં ઇચ્છા હોય, તે પ્રમાણે તમે સાવધાન થઇ કરો, ને ધૃતરાષ્ટ્રે મૂકેલું રાજ્ય પાંડવોને પ્રાપ્ત થાઓ! કારણ હવે પાંડુના પુત્ર યુધિષ્ઠિર કાંતો રાજ્યને પામે, નહીં કાં સંગ્રામમાં સર્વ કૌરવો મરણ પામી પૃથ્વી ઉપર શયન કરશે.

अद्यपांडुसुतोराज्यं लभतांवायुधिष्ठिरः ।

निहतावारणेसर्वे स्वप्स्यंतिवसुधातले ॥ २३ ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि सेनोद्योगपर्वणि सात्यकिक्रोधवाक्ये गुर्जरभाषायां तृतियोऽध्यायः ॥३॥

**द्रुपदउवाच ॥ एवमेतन्महाबाहो भविष्यतिनसंशयः ।**
**नहिदुर्योधनोराज्यं मधुरेणप्रदास्यति ॥१॥**

દ્રુપદ કેહેછે–હે મ્હોટા હાથવાળા, એ એમજ થશે એમાં સંશય નહીં, કારણ દુર્યોધન સામથી રાજ્ય નહીં આપે; અને પુત્ર જેને પ્રિય છે એવો ધૃતરાષ્ટ્ર પણ તેને અનુસરશે. તેમ કૃપણતાથી ભીષ્મ તથા દ્રોણ અને મૂર્ખતાથી કર્ણ તથા શકુનિ પણ તેનેજ અનુસરશે. પણ બળદેવજીનું વાક્ય પણ મારી સમજણમાં ઠીક લાગે છે. કારણ ન્યાયને ઇચ્છિતા પુરૂષે પ્રથમ એમજ કરવું જોઇએ. પણ તેમ ધૃતરાષ્ટ્રનો પુત્ર ક્યારેય કોમળ વચનથી બોલાવવા લાયક નથી, કારણ તે પાપબુદ્ધિવાળો હોવાથી કોમળ વચને કરી સમજશે નહીં, એમ હું માનું છું. માટે જે પાપ બુદ્ધિવાળા દુર્યોધન વિષે કોમળ વચન બોલે, તે ગધેડા વિષે કોમળ રહી ગાયો વિષે તીક્ષ્ણ થવા બરાબર છે. વળી પાપી માણસ પાસે મૃદુ વચન બોલીએ તો તે "આપણે અશક્તિથી બોલિએ છીએ" એમ જાણે; ને આપણી કોમળતા જોઈ તે મૂર્ખ એમ પણ માને કે "હું ઝીતિ ચૂક્યો." માટે હે સમર્થ, તમે કહ્યું એજ રીતે કરશું, યત્ન કરો ને આપણાં સૈન્યો તૈયાર કરાવો. અને શલ્ય, ધૃષ્ટકેતુ, જયત્સેન તથા સર્વ કેકય દેશના રાજાઓ પ્રત્યે જલદિથી ચાલનારા દૂતો મોકલો, કારણ દુર્યોધન ચોતરફ દૂતોને મોકલશે, તો તે સર્વ રાજાઓ અગાઉથી જેની માગણી હશે તે તરફ જશે. માટે તેની પૂર્વેજ રાજાઓને બોલાવવા વિષે જલદી કરો, કારણ આપણે મ્હોટું કાર્ય કરવું છે. માટે જલદીથી શલ્ય પ્રત્યે તથા તેને અનુસરતા રાજાઓ પ્રત્યે દૂતો મોકલો અને પૂર્વ સાગરવાસિ ભગદત્ત રાજા તથા ઘણાક પરાક્રમવાળા ઉગ્ર, હાર્દિક્ય, અંધક, શૂરવીર દીર્ઘપ્રજ્ઞ તથા રોચમાન ઇત્યાદિ રાજાઓને બોલાવો. વળી બૃહંતો, સેનાબિંદુ, સેનજિત, પ્રતિવિંધ્ય, ચિત્રવર્મા, સુવાસ્તુક, બાહ્લિક, મુંજકેશ, ચૈદ્યાધિપતિ, સુપાર્શ્વ, સુબાહુ, મહારથિ પૌરવ, શક, પલ્હવ, દરદદેશના રાજાઓ, સુરારિ, નદીજ તથા કર્ણવેષ્ટ રાજા, એઓ પ્રત્યે પણ દૂતો મોકલો. તેમ નીલ, વીરધર્મા, પરાક્રમી ભૂમિપાલ, દુર્જય, દંતવક્ર, રૂકમી, જનમેજય, આષાઢ, વાયુવેગ, પૂર્વશાલી, ભૂરિતેજા, દેવક, પુત્રો સહિત એકલવ્ય, કારૂષો, પરાક્રમી ક્ષેમમૂર્તિ, કાંબોજ, ઋષિક તથા પશ્ચિમ અનુપ દેશના રાજાઓ, જયત્સેન, કાશીરાજા, પંચનદો, દુર્દ્ધર્ષ, ક્રાથપુત્ર, પર્વતવાળી જમિનના રાજાઓ, જાનકિ, સુશર્મા, મણિમાન્ય, અતિમત્સક, પાંશુરાષ્ટ્રાધિપ, પરાક્રમી ધૃષ્ટકેતુ, તુંડ, દંડધાર, પરાક્રમી બૃહત્સેન, ક્યારેય પરાજય

પામેલો નહીં એવો નિષાદ, શ્રેણિમાન્, વસુમાન્, મ્હોટા પરાક્રમી બૃહદ્બલ. પારકા શેહેરને જીતનાર બાહુ, પુત્ર સહિત પરાક્રમી સમુદ્રસેન, ઉદ્ભવ, ક્ષેમક, વાટધાન, શ્રુતાયુ, દઢાયુ, પરાક્રમી શાલ્વનો પુત્ર તથા યુદ્ધમાં દુર્મદ કલિંગોનો રાજા કુમાર, એટલા રાજાઓને જલદિથી દૂતો મોકલો, એમ મને રૂચે છે. અને હે રાજન્, આ મારો પુરોહિત વિદ્વાન્ બ્રાહ્મણ છે, તેને ધૃતરાષ્ટ્ર પાસે મોકલો ને એને જે રીતે દુર્યોધન, શંતનુના પુત્ર ભીષ્મ, ધૃતરાષ્ટ્ર તથા રથિઓમાં શ્રેષ્ઠ દ્રોણ પ્રત્યે કહેવું હોય તે રીતે કહો.

यथादुर्योधनोवाच्यो यथाशांतनवोनृप ।

धृतराष्ट्रोयथावाच्यो द्रोणश्चरथिनांवरः ॥२६॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि सेनोद्योगपर्वणि द्रुपदवाक्ये गुर्जरभाषायां चतुर्थोऽध्यायः ॥४॥

---

वासुदेवउवाच ॥ उपपन्नमिदंवाक्यं सोमकानांधुरंधुरे ।

अर्थसिद्धिकरंराज्ञः पांडवस्यामितौजसः ॥१॥

વાસુદેવ કહેછે—સોમકવંશમાં ધુરંધર દ્રુપદ રાજાએ એવુંજ બોલવું યુક્તછે, જે મહા પરાક્રમી પાંડુના પુત્ર યુધિષ્ઠિર રાજાને અર્થની સિદ્ધિ કરનારૂં છે. સારી નીતિએ ચાલવાની ઇચ્છા રાખનાર આપણે એ કામ પૂર્વેજ કર્યું જોઇએ, કારણ જે પુરૂષ એકદમ સાહસ કામ કરે તે બાળક બુદ્ધિવાળો કેહેવાય, અમારે તો પોતાની ઇચ્છા પ્રમાણે વર્તનાર કૈરવ તથા પાંડવો વિષે સરખો સંબંધ છે. પાંડવ વિષે કુંતિદ્વારા અને કૈરવો વિષે દુર્યોધનની કન્યા સાંબે હરણ કરી તેથી સંબંધ થયેલ છે. તોપણ વિવાહ ઉપર બોલાવ્યા ત્યારે જેમ તમે આવ્યા છો, તેમ અમે પણ બધા આવ્યા છીએ. તે હવે વિવાહ થયા એટલે પ્રસન્ન થઈ ઘર પ્રત્યે જઇશું. માટે આપણે બધા છીએ તેટલામાં તે બેઉનું જે રીતે સમાધાન થાય તેમ કરવું જોઇએ. તમે રાજાઓમાં મ્હોટા છો, તેમ અવસ્થા તથા શાસ્ત્ર જાણવાથી પણ મ્હોટા છો, ને અમે બધાતો તમારા શિષ્ય સરખા છીએ, એમાં સંશય નહીં. વળી હંમેશ ધૃતરાષ્ટ્ર પણ તમોને અધિક માને છે. તેમ કૃપ તથા દ્રોણાચાર્યના પણ તમે મિત્ર છો, માટે હાલજ પાંડવોનું જેથી હિત થાય એવું સંદેશ વાક્ય મોકલો. જે રીતે તમે મોકલશો તેજ રીતે અમારો સ-

ર્વનો નિશ્ચય છે. તેથી જો દુર્યોધન ન્યાય પ્રમાણે શાંત થઈ માને તો, કૌ. રવ પાંડવોમાં ભાઈપણું કાયમ રહેવાથી પરસ્પર મોટો ક્ષય ન થાય. પણ જો ગર્વિષ્ટ દુર્યોધન મોહથી ન માને તો પ્રથમ બીજા રાજાઓ પ્રત્યે દૂતો મોકલી પછી અમને બોલાવજો. ત્યારે ગાંડીવ ધનુષવાળો અર્જુન ક્રોધાવિષ્ટ થશે, એટલે મૂઢ તથા મંદ બુદ્ધિવાળો દુર્યોધન નાશ પામશે. વૈશંપાયન કેહેછે—હે જનમેજય, પછી પૃથ્વીપતિ વિરાટે જેનો સત્કાર કર્યો છે એવા શ્રીકૃષ્ણ, બંધુ તથા પોતાના ગણો સહિત દ્વારકાં પ્રત્યે પધાર્યા. તે પછી યુધિષ્ઠિરાદિ સર્વ ભાઇયો તથા પૃથ્વીપતિ વિરાટરાજા સંગ્રામની સર્વ સામગ્રી તૈયાર કરાવવા લાગ્યા. અને બાંધવો સહિત તે વિરાટ તથા દ્રુપદે સર્વ રાજાઓ પ્રત્યે દૂતો મોકલ્યા, ત્યારે કુરૂકુળમાં સિંહરૂપ પાંડવ, મત્સ્ય તથા દ્રુપદરાજાનાં વચનથી ત્યાં મહાબળવાન રાજાઓ પ્રસન્નતાથી મ્હોટાં સૈન્યો સહિત આવવા લાગ્યા. તે સાંભળી ધૃતરાષ્ટ્રના પુત્રો પણ રાજાઓને ભેગા કરવા લાગ્યા. હે રાજન્, એ રીતે કૌરવ તથા પાંડવો વાસ્તે પ્રયાણ કરનાર રાજાઓની ચતુરંગિણી સેનાઓથી સમગ્ર પૃથ્વી વ્યાપ્ત થઇ ગઈ. પછી તે ચોતરફથી શૂરવીર રાજાઓનાં સૈન્યો, પર્વત તથા વન સહિત જાણે પૃથ્વીને ચળાયમાન કરતાં હોય નહીં તેની પેઠે આવવા લાગ્યા; ને યુધિષ્ઠિરના મતને અનુસરતા દ્રુપદ રાજા, પોતાની બુદ્ધિ તથા અવસ્થાએ કરી વૃદ્ધ પોતાના પુરોહિતને કૌરવો પ્રત્યે મોકલવા લાગ્યા.

ततःप्रज्ञावयोवृद्धं पांचाल्यःस्वपुरोहितं ।
कुरुभ्यःप्रेषयामास युधिष्ठिरमतेस्थितः ॥१८॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि सेनोद्योगपर्वणि पुरोहितयाने गुर्जरभाषायां पंचमोऽध्यायः ॥५॥

---

**द्रुपदउवाच** ॥ भुतानांप्राणिनःश्रेष्ठाः प्राणिनांबुद्धिजीवीनः ।
बुद्धिमत्सुनराःश्रेष्ठा नरेष्वापिद्विजातयः॥ १॥

દ્રુપદ કેહેછે—હે પુરોહિત, જેમ ભૂતોમાં પ્રાણિયો શ્રેષ્ઠ છે, પ્રાણિયોમાં પણ બુદ્ધિથી જીવનારાઓ શ્રેષ્ઠ છે, બુદ્ધિથી જીવનારાઓમાં પણ મનુષ્ય શ્રેષ્ઠ છે, મનુષ્યોમાં પણ બ્રહ્મણ શ્રેષ્ઠ છે, બ્રાહ્મણોમાં પણ વિદ્વાન્ શ્રેષ્ઠ છે. વિદ્વાનોમાં પણ સિદ્ધાંત જાણનારાઓ શ્રેષ્ઠ છે, સિદ્ધાંત જાણનારાઓમાં પણ તે રીતે આચરણ કરનારા શ્રેષ્ઠ છે, ને તેઓમાં પણ બ્રહ્મવેત્તાઓ શ્રેષ્ઠ છે,

તેમ તમે સિદ્ધાંત જાણનારાઓમાં મુખ્ય છો. એમ મારી મતિ છે. વળી કુળ, અવસ્થા તથા શાસ્ત્રથી પણ તમે અત્યંત શ્રેષ્ઠ છો, અને બુદ્ધિથી તો બૃહસ્પતિ તથા શુક્રાચાર્ય સરખા છો. અને જેવા આચરણવાળો તે કૌરવ દૂર્યોધન છે, તથા જેવી રીતે કુંતિનો પુત્ર યુધિષ્ઠિર વર્તે છે, તે પણ તમે જાણો છો. ધૃતરાષ્ટ્ર જાણતે છતે પણ તેના પુત્રોએ પાંડવોને છેતર્યા, ત્યારે વિદુરજીએ તેને સમજાવ્યો તોપણ તે પોતાના પુત્રોનેજ અનુસર્યો. અને પાસા નાખવામાં કુશળ શકુનિએ, ક્ષત્રિયનું વ્રત પાળનાર, પવિત્ર તથા પાસાની વિદ્યામાં અજાણ્યા ધર્મરાજ યુધિષ્ઠિરને બુદ્ધિ પૂર્વક બોલાવ્યા પછી પાસે રમાડી તેને છેતરીને રાજ્ય લઈ ગયા, તે હવે પોતાની મેળે તો કોઇ અવસ્થાને વિષે નહીં આપે. માટે તમે ધૃતરાષ્ટ્રના પ્રત્યે ધર્મયુક્ત વચન કહેશો તો, જરૂર તેના યોદ્ધાઓનાં મન ફેરવી નાખશો. તેમ વિદુરજી પણ તમારા વાકયને ટેકો આપશે, ને તે વાકય ભીષ્મ, દ્રોણ તથા કૃપાચાર્યાદિને પણ ભેદ પમાડશે ત્યારે પ્રધાનાદિ ભેદ પામશે, ને યોદ્ધાઓ વિમુખ થશે, એટલે તેઓને ફરિથી એક મત કરવાના કામમાં કૌરવો પડશે, તેટલામાં એકાગ્ર બુદ્ધિવાળા પાંડવો સુખેથી સેનાનું કામ તથા સેનોપયોગી પદાર્થોનો સંચય કરી લેશે, એ રીતે કૌરવો પોતામાં ભેદ પામશે, ને તમે પણ ત્યાં વિલંબ કરશો, એટલે તેઓ સેના સંબંધી કામ નહીં કરી શકે, એમ નિશ્ચય થાય છે. મુખ્ય તો આપણને એજ પ્રયોજન છે, અને તમારા સંગથી ધૃતરાષ્ટ્ર પણ તમારૂં વચન માનશે. માટે ધર્મયુક્ત તમે, ધર્મયુક્ત કામ કરતાં કૃપાળુ જનો પાસે પાંડવોના કલેશો કહી એમના પ્રાચીનોએ આચરણ કરેલો કુળ ધર્મ વૃદ્ધ જનો પાસે કેહેતાં, કૌરવોના મનને ભેદશો એમાં સંશય નહીં. તેમાં તમને કંઇ ભય નથી, કારણ તમે વેદ જાણનારા બ્રાહ્મણ છો, અને દૂત કર્મમાં યોજના થયેલા છો. માટે વિશેષે કરી વૃદ્ધ તમે પુષ્યયુક્ત જયને મુહૂર્તે, યુધિષ્ઠિરને અર્થની સિદ્ધિ થવા વાસ્તે જલદિથી કૌરવો પ્રત્યે જાઓ. વૈશંપાયન કેહેછે–હે જનમેજય, એ રીતે મહાત્મા દ્રુપદ રાજાએ કહ્યું, ત્યારે તે વૃત્તસંપન્ન પુરોહિતે હસ્તિનાપુર શેહેર પ્રત્યે જવાની તૈયારી કરી. પછી તે નીતિ તથા શાસ્ત્રાર્થમાં નિપુણ વિદ્વાન પુરોહિત શિષ્યોથી વિંટાઇને, પાંડવોના હિત વાસ્તે કૌરવો પ્રત્યે ગયા.

शिष्यैःपरिवृतोविद्वान् नीतिशास्त्रार्थकोविदः ।
पांडवानांहितार्थाय कौरवान्प्रतिजग्मिवान् ॥ १९ ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि सेनोद्योगपर्वणि पुरोहितयाने गुर्जरभाषायां षष्टोऽध्यायः ॥ ६ ॥

---

**वैशंपायनउवाच** ॥ पुरोहितंतंप्रस्थाप्य नगरंनागसाह्वयं ।
दूतान्प्रस्थापयामासुः पार्थिवेभ्यस्ततस्ततः ॥१॥

વૈશંપાયન કેહેછે–હે જનમેજય, એ રીતે દ્રુપદ રાજાએ, હસ્તિનાપુર પ્રત્યે પુરોહિતને મોકલી, ચોતરફ રાજાઓ પ્રત્યે દૂતોને મોકલ્યા. પછી કુરૂકુળમાં ઉત્પન્ન થયેલા તથા પુરૂષમાં શ્રેષ્ઠ કુંતિના પુત્ર અર્જુન દ્વારકાં પ્રત્યે પોતે ગયા. હવે વૃષ્ણિ, અંધક તથા ભોજ કુળના હજારો યાદવ સહિત બળદેવજી તથા લક્ષ્મિનાપતિ શ્રીકૃષ્ણ દ્વારકાં ગયા. પછી મોકલેલા છુપા ચાકરોથી ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધનને, સર્વ પાંડવોનું ચેષ્ટિત જાણવામાં આવ્યું, અને વાયુ સરખા વેગવાળા રૂડા ઘોડાઓથી શ્રીકૃષ્ણ દ્વારકાં ગયા એમ પણ સાંભળવામાં આવ્યું. ત્યારે થોડુંક સૈન્ય લઈ તે દુર્યોધન દ્વારકાં ગયો. તેજ દિવસે કુંતિના પુત્ર અર્જુન પણ જલદિથી મનોહર દ્વારકાંપુરી પ્રત્યે પોહોચ્યા. હવે તે પુરૂષમાં સિંહરૂપ અને કુરૂકુળમાં ઉત્પન્ન થયેલા બેઉજણા, દ્વારકાંમાં શ્રીકૃષ્ણના ઘર પ્રત્યે જઈ તેમને સૂતેલા જોઈ તેમની પાસે ગયા. તેમાં જ્યાં શ્રીકૃષ્ણ સૂતા હતા ત્યાં પ્રથમ દુર્યોધન જઈ તેમના ઓશીકાની તરફ શ્રેષ્ઠ આસન ઉપર બેઠો. તે પછી ઉદાર ચિત્તવાળા અર્જુન ગયા, તે પણ તેમને સૂતેલા જોઈ નમ્ર થઈને, તેમના ચરણારવિંદની બાજુ બેઠા. તેટલામાં જાગ્રત થયેલા મધુસૂદન શ્રીકૃષ્ણે પ્રથમ અર્જુનને જોયો, પછી દુર્યોધનને જોઇ "તમે ભલે આવ્યા" એમ કહી તેઓનો ઘટતો સત્કાર કરી, તેમને આવવાનું કારણ પૂછ્યું. ત્યારે જાણે હસતો હોય નહીં તે રીતે દુર્યોધને શ્રીકૃષ્ણને કહ્યું કે, હે માધવ, આ કજીઆમાં તમો મને સહાયતા આપવા યોગ્ય છો. કારણ તમોને અર્જુન તથા મારે વિષે સરખી મિત્રતા છે, ને અમારો સંબંધ પણ તમારે વિષે સરખો છે. અને હું તમારી પાસે અગાઉથી આવ્યો છું, ને સત્પુરૂષો અગાઉથી આવનારનેજ ભજે છે. માટે હે જનાર્દન, તમે લોક વિષે સત્પુરૂષોમાં અત્યંત શ્રેષ્ઠ છો, ને હંમેશ મનાયલા પણ છો, વાસ્તે સત્પુરૂષના વૃત્તને પાળો. તે સાંભળી શ્રીકૃષ્ણે કહ્યું કે, અહિં મારી પાસે પેહેલાંથી તું આવ્યો એમાં સંશય નહીં, પણ હે રાજન્, મેંતો પ્રથમ અર્જુનને દીઠો ! માટે તું જેમ

પ્રથમ આવ્યો, તેમ એને પ્રથમ જોયો. તેથી સહાયતા તો બેકુની કરીશ, પણ પ્રથમ બાળકોને ગમતું કરવું એમ શ્રુતિ છે; માટે અર્જુન તારાથી નાનો છે; વાસ્તે પ્રથમ એને ગમતુ કરવું યોગ્ય છે. મારા સરખા પરાક્રમી મ્હોટા સંગ્રામમાં યુદ્ધ કરનારા અને કોપથી સહન થાય નહીં એવા નારાયણ નામથી વિખ્યાત દશ લાખ ગોપ એકના સૈનિક થાય, અને શસ્ત્ર જેણે મૂકી દીધું છે તથા સંગ્રામમાં યુદ્ધ ન કરનારો હું બીજી બાજુ રહું. હે પાર્થ, એ બેમાંથી જે એક તારા મનને ગમે તે તું આગળથી માગ, કારણ ધર્મથી તને ઇચ્છિત વસ્તુ પ્રથમ આપવી લાયક છે. વૈશંપાયન કેહે છે-હે જનમેજય, એ રીતે શ્રીકૃષ્ણે કહ્યું ત્યારે કુંતિના પુત્ર અર્જુને, સંગ્રામમાં શસ્ત્ર નહીં ધરનાર, શત્રુને મારનાર, પોતાની ઈચ્છાથી મનુષ્યો વિષે પ્રગટ થયેલા અને સર્વ ક્ષાત્રય તથા દેવ દાનવમાં અગ્રેસર નારાયણરૂપ શ્રીકૃષ્ણને માગી લીધા. અને દુર્યોધને તે સર્વ સૈન્ય માગી લીધું. પછી દુર્યોધન રાજા, તે દશ લાખ યોદ્ધાઓને પામી શ્રીકૃષ્ણને શસ્ત્ર વગરના જાણીને, પરમહર્ષ પામ્યો, ને ત્યાંથી તે સૈન્ય સાથે લઈ મહાબળવાન બળદેવજી પાસે ગયો, અને તેમને પોતાનું આવવાનું કારણ નિવેદન કરી દેખાડયું. ત્યારે બળદેવજીએ તેને આવી રીતે કહ્યું કે, હે મનુષ્યમાં વ્યાઘ્રરૂપ, જે રીતે તું જાણે છે તે રીતે બધું થવા યોગ્ય છે. મેં પૂર્વે તારે વાસ્તે વિરાટ રાજાને ત્યાં વિવાહ સમય નિગ્રહ કરી કૃષ્ણને વારંવાર કહ્યું હતું જે, ' આપણે બેઉ સાથે સંબંધ તેટલોજ છે, પણ તે વાકય કૃષ્ણના માન્યામાં બરોબર આવ્યું નહીં, ને તેના વિના ક્ષણ માત્ર પણ હું રહી શકું નહીં. વાસ્તે હું અર્જુનની વા તારી કોઇની સહાયતા નહીં કરૂં', એમ મેં નિશ્ચય કર્યો છે, માટે હે પુરૂષમાં શ્રેષ્ઠ, તું સર્વ રાજાઓએ પૂજા કરેલો ભરત વંશમાં ઉત્પન્ન થયો છે, વાસ્તે જા, ક્ષત્રિય ધર્મથી યુદ્ધ કર. વૈશંપાયન કેહેછે-હે જનમેજય, એ રીતે બળદેવજીએ કહ્યું ત્યારે દુર્યોધન, તેમને મળી શસ્ત્ર વગરના કૃષ્ણને જાણી, સંગ્રામમાં અર્જુનને હું જીતેલોજ છું એમ માનવા લાગ્યો, પછી ત્યાંથી તે ધૃતરાષ્ટ્રનો પુત્ર દુર્યોધન રાજા કૃતવર્મા પાસે ગયો. ત્યારે તેણે એક અક્ષૌહિણી સેના આપી. જે લઇને ભયંકર સૈન્યથી વિંટાયલો દુર્યોધન, પ્રસન્ન થઇ સંબંધિયોને અત્યંત હર્ષ કરતો પોતાને ઘેર ગયો. પછી પિતાંબર ધારણ કરનાર જગત્ કર્તા જનાર્દન ભગવાને અર્જુન પ્રત્યે પૂછ્યું કે, યુદ્ધ નહીં કરનાર મને તું કંઇ બુદ્ધિનો આશ્રય કરીને વર્યો ! તે સાંભળી અર્જુને કહ્યું કે, તમો તે બધા-

ઓને મારવા સમર્થ છો, એમાં સંશય નહીં. અને હે પુરૂષમાં શ્રેષ્ઠ, હું પણ એકલો તે બધાઓને મારવા સમર્થ છું, પણ તમે જો શસ્ત્ર ધારણ કરેલ હો, તો લોકમાં તમે કીર્તિમાન હોવાથી તે બધો યશ તમને પ્રાપ્ત થાય માટે યશની ઇચ્છાવાળો હું શસ્ત્ર વગરના તમોને વર્યો છું; જેથી મને યશ પ્રાપ્ત થાય. તમારે મારૂં સારથિપણું કરવું, એમ હમેશ મારા મનમાં છે; માટે ઘણા કાળથી ઇચ્છા કરેલું એ મારૂં કામ તમો કરવા લાયક છો. તે સાંભળી શ્રીકૃષ્ણે કહ્યું કે હે પાર્થ, મારી સાથે તું જે યશ વાસ્તે સ્પર્દ્ધા કરેછે તે યુક્ત છે, હું તારૂં સારથિપણું કરીશ, એ તારૂં કામ પૂર્ણ થાઓ! વૈશંપાયન કેહેછે—હે જનમેજય, એ રીતે પ્રસન્ન થઇ શ્રેષ્ઠ યાદવોથી વિંટાયલા અર્જુન ત્યાંથી શ્રીકૃષ્ણ સહિત પાછા યુધિષ્ઠિર પ્રત્યે આવ્યા.

**वैशंपायनउवाच** ॥ एवंप्रमुदितःपार्थः कृष्णेनसहितस्तदा ।
वृतोदाशार्हप्रवरैः पुनरायाद्युधिष्ठिरं ॥ २९ ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि सेनोद्योगपर्वणि कृष्णसारथ्यस्वीकारे गुर्जरभाषायां सप्तमोऽध्यायः ॥ ७ ॥

---

**वैशंपायनउवाच** ॥ शल्यःश्रुत्वातुदूतानां सैन्येनमहतावृतः ।
अभ्ययात्पांडवान्राजन् सहपुत्रैर्महारथैः ॥ १ ॥

વૈશંપાયન કેહેછે—હે જનમેજય, હવે શલ્યરાજા, દૂતોનાં વચન સાંભળી મ્હોટ સૈન્યથી વિંટાઇને, મહારથિ પુત્ર સહિત પાંડવો પ્રત્યે આવવા લાગ્યો, તેની સેનાનો ફેલાવો આસરે છ ગાઉમાં હતો હે રાજન્, તે એની મ્હોટી સેનાને, તે મહા પરાક્રમી શલ્યરાજા પોષણ કરતો હતો. હવે વિચિત્ર પ્રકારના કવચ, ધ્વજ, ધનુષ, રથ, વાહન તથા આભરણવાળા, નાના પ્રકારની માળા તથા શસ્ત્ર ધારણ કરનારા અને પોતાના દેશ સરખા વેશ તથા ઘરેણાવાળા હજારો શૂરવીર ક્ષત્રિયો તો જેની સેનાના નાયકો છે, એવો તે મહાત્મા શલ્યરાજા, પ્રાણિયોને વ્યથા પમાડતો અને પૃથ્વીને કંપાવતો હોય નહીં જાણે, તેમ સેનાને વિસામો આપતાં ધીરે ધીરે જે દેશમાં પાંડવો હતા ત્યાં જતો હતો. ત્યારે હે રાજા, તે મહારથિને જતો સાંભળી તેની સામે જઈ દુર્યોધને તેનો સત્કાર કરવા માંડચો. તે એવી રીતે કે, તેના સત્કાર વાસ્તે રમણીય સ્થાનોમાં રત્નજડિત શોભાયમાન

સભાઓ કરાવી. તેમાં વિવિધ પ્રકારના શીલ્પિયો પાસે ક્રિડાનાં સ્થાનકો કરાવ્યાં, તથા સુગંધી માળાઓ, નાનાપ્રકારનાં માંસો, અને ખાવા પીવાના ઉત્તમ પદાર્થો રખાવ્યાં. વળી તેમાં મનને હર્ષ વધારનાર વિવિધ પ્રકારના કુવા, નાનાપ્રકારની વાવો તથા પાણીનાં ટાંકાં પણ કરાવ્યાં હવે તે પેહેલી સભા પ્રત્યે આવેલા શલ્ય રાજાનો, દુર્યોધનના કારભારીઓએ ચોતરફથી દેવતાઓની પેઠે સત્કાર કર્યો. પછી ત્યાંથી ક્ષત્રિયમાં શ્રેષ્ઠ શલ્યરાજા, દેવતાના ઘર સરખી શોભાયમાન બીજી સભા પ્રત્યે આવ્યો, તો ત્યાં પણ અમાનુષ નાનાપ્રકારના કલ્યાણરૂપ વિષયોથી પોતાના આત્માને ઇંદ્રથી પણ અધિક માની, પ્રસન્ન થઇ તેણે ચાકરોને પૂછ્યું કે, યુધિષ્ઠિરના કયા ચાકરોએ આ સભાઓ બનાવીછે ! તેમને અહિં બોલાવો, મારે કંઇ આપવાનું છે. જે કંઇ હું પ્રસન્નતાથી તમને આપું, તે યુધિષ્ઠિર પણ સ્વીકાર કરે ! તે સાંભળી વિસ્મય પામેલા ચાકરોએ દુર્યોધનને કહ્યું કે, અત્યંત પ્રસન્ન થયેલો શલ્ય આ ટાણે પોતાનું જીવિત પણ દઇ નાખે, વાસ્તે તેની પાસે જાઓ. તે સાંભળી ત્યાં છુપો રહેલો દુર્યોધન મામા પાસે આવી ઉભો રહ્યો. તેને જોઇ "આ એનો યત્ન છે" એમ જાણી, મદ્રદેશનો રાજા શલ્ય તેને મળી પ્રસન્નતાથી કેહેવા લાગ્યો કે, જે તારે ઇચ્છા હોય તે માગ. તે સાંભળી દુર્યોધને કહ્યું કે, હે કલ્યાણરૂપ, તમે સત્યવાણીવાળા થાઓ, ને હું એ વર માગુછું કે, તમે મારી સેનાના નાયક થવા લાયક છો. વૈશંપાયન કહે છે—હે જનમેજય, તે સાંભળી શલ્ય બોલ્યો—કે, ઠીક તેમ કરીશ, વળી બીજું શું કરૂ ? ત્યારે ગાંધારીના પુત્ર દુર્યોધને વારંવાર કહ્યું કે, એજ ઘણું કર્યું ? પછી શલ્યે કહ્યું કે હે મનુષ્યમાં શ્રેષ્ઠ દુર્યોધન, તું તારા શેહેર પ્રત્યે જા. ને હું શત્રુને દમન કરનાર યુધિષ્ઠિર રાજાને જોવા સારૂ જઇશ. તેને જોઇ જલદિથી પાછો તારી પાસે આવીશ; કારણ પુરૂષમાં શ્રેષ્ઠ પાંડુના પુત્ર યુધિષ્ઠિરને જરૂર જોવા જોઇએ ! દુર્યોધન બોલ્યો કે, હે રાજન્. પાંડવોને જોઇ જલદિથી પાછા આવજો, કારણ હે રાજેંદ્ર, મને આપેલા વરને સંભારો ! અમે તમારે આધિન છીયે. શલ્યે કહ્યું કે હે રાજા, તારૂં કલ્યાણ થાઓ, હું જલદિથી પાછો આવીશ, તું તારા શેહેર પ્રત્યે જા. એમ કહી દુર્યોધન તથા શલ્ય રાજા પરસ્પર મળ્યા. પછી દુર્યોધન શલ્યની આજ્ઞા માગી પોતાના શેહેર પ્રત્યે ગયો. અને શલ્ય પણ પાંડવોને દુર્યોધનનું કર્મ કેહેવા સારૂ, જ્યાં તેઓ રેહેતા હતા તે ઉપપ્લવ્ય શેહેરમાં ગયો. ત્યાં સેનાના પડાવ પાસે જઇ તે મ્હોટા હાથવાળા

શલ્યે સર્વ પાંડવોને જોયા. ત્યારે પાંડવોએ વિધિથી તેને પાદ્ય અર્ઘ્ય આપી ગાય નિવેદન કરી. જે ગ્રહણ કરીને પરમ હર્ષયુક્ત તે શલ્ય રાજા, યુધિષ્ઠિર, ભીમસેન, અર્જુન તથા પોતાની બેહેનના પુત્ર નકુળ અને સહદેવ, એ સર્વને મળી આપેલા આસન ઉપર બેઠા, ને યુધિષ્ઠિર પ્રત્યે કેહેવા લાગ્યા કે, હે કુરૂનંદન, હે રાજાઓમાં સિંહરૂપ, તમે કુશળ છો? હે જય કરનારાઓમાં શ્રેષ્ઠ, અરણ્યવાસથકિ તમે મુક્ત થયા તે બહુ સારૂ થયું. હે રાજેંદ્ર, તમે ભાઇયો તથા આ દ્રૈપદી સહિત, મનુષ્ય વિનાના વનમાં જે નિવાસ કર્યો, તે કોઇથી ન બને એવું કર્મ કર્યું? વળી હે ભારત, તમે જે ભયંકર અજ્ઞાતવાસ કર્યો, તે પણ કોઇથી ન બને એવું કર્મ કર્યું! અને ત્યાં રાજ્યથી ભ્રષ્ટ થયેલા તમોને દુ:ખજ હોય, સુખ ક્યાંથી! પણ હે શત્રુને તપાવનાર રાજા, હવે ધૃતરાષ્ટ્રના પુત્રોએ આપેલા મ્હોટા દુ:ખનો અંત આવ્યો, માટે શત્રુને મારી સુખ પામશો. હે તાત, હે મહારાજા, તમે લોકમાં સિદ્ધાંત જાણોછો, તેથી કાંઇપણ લોભ વાસ્તે કરતા નથી. માટે હે ભારત, હે યુધિષ્ઠિર, પ્રાચીન રાજાઓના માર્ગોને ઈચ્છો, અને દાન, તપ તથા સત્ય વિષે તત્પર રહો. હે યુધિષ્ઠિર, ક્ષમા, દમ, સત્ય, અહિંસા તથા આશ્ચર્યરૂપ રૂડો પરલોક, એતો તમારે વિષેજ રહ્યાંજ છે. હે રાજન્, તમે કોમળ, દાન દેનાર, બ્રાહ્મણ જેને વ્હાલા છે એવા દયાળું તથા ધર્મમાં તત્પર છો. એવા ધર્મ તમારે વિષે રહેલા છે, એમ ઘણા લોક જાણે છે. હે શત્રુને તપાવનાર, હે તાત, આ સર્વ જગત્ પણ તમારૂ જાણેલું છે. હે ભરતર્ષભ, હે રાજન્, તમે આ કષ્ટને પાર પામ્યા, એ બહુ સારૂં થયું. હે સમર્થ, દુષ્કર કર્મ કરનાર, ધર્મના આશ્રયભૂત તથા ધર્માત્મા તમોને નાના ભાઇયો સહિત હું જોઉંછું એ ઘણું સારૂં થયું, વૈશંપાયન કેહે છે—હે જનમેજય, એ રીતે કહી શલ્ય રાજાએ, યુધિષ્ઠિરને પોતાનો દુર્યોધન સાથે થયેલો સમાગમ, તેણે કરેલી સેવા તથા તેને પોતાનું આપેલું વરદાન, ઈત્યાદિ બનેલી સર્વ હકીકત કહી દેખાડી. તે સાંભળી યુધિષ્ઠિરે કહ્યું કે હે રાજન્, પ્રસન્ન થયેલા તમોએ જે વાણીથી દુર્યોધન પ્રત્યે પ્રતિજ્ઞા કરી, તે ઠીક કર્યું, તમારૂં કલ્યાણ થાઓ! પણ હે પૃથ્વીના પતિ, એક કામ તમારે મારૂં કરવું, એવીહું ઇચ્છા રાખુંછું. તે કામ કરવા યોગ્ય નથી, તોપણ તમે તે કરવા લાયક છો. હે વીર, મારી ઉપર નજર રાખી હું વિનતિ કરૂં તે સાંભળો—હે મહારાજ, યુદ્ધમાં તમે વાસુદેવ સરખા છો, માટે કર્ણ તથા અર્જુનનું રથમાં બેશી યુદ્ધ થાય, તે વખતે કર્ણનું સાર-

પ્રિયાર્થ્ તમારે કરવું; ને મારૂં પ્રિય ઇચ્છતા હો, તો અર્જુનની રક્ષા કરવી. અને અમારો જય થાય માટે કર્ણના તેજનો વધ કરવો. હે માતુલ, એ કામ ન કરવા યોગ્ય છે, તોપણ તમે કરવાને લાયક છો! ત્યારે શલ્યે કહ્યું કે હે પાંડવ, તમારૂં કલ્યાણ થાઓ! ને મહાત્મા સૂતના પુત્ર કર્ણના સંગ્રામમાં તેનો તેજ વધ કરવા સારૂ જે તમે મને કહો છો, તે પ્રમાણે કરવા માટે સંગ્રામમાં હું તેનો સારથિ જરૂર થઈશ; મને તે વાસુદેવ ભગવાન સરખો માને છે. હે કુરૂકુળમાં સિંહરૂપ, સંગ્રામમાં જે સમય તે યુદ્ધ કરશે, તે સમય હું તેને પ્રતિકૂળ તથા અહિતનાં વચન કહીશ. હે પાંડવ, એટલે તે ગર્વ તથા તેજ રહિત થશે ને તમે તેને મારી શકશો, એ હું સત્ય કહુંછું. હે તાત, તમે મને કહોછો તેજ રીતે હું કરીશ, અને બીજું પણ જે મારાથી બનશે તે તમારૂ પ્રિય કરીશ. અહા! દ્યૂત વિષે દ્રૌપદી સહિત તમે દુઃખને પ્રાપ્ત થયા! તથા સૂત પુત્ર કર્ણે કઠોર વચન કહ્યાં! હે મ્હોટા તેજવાળા, જટાસુર તથા કીચક થકી દ્રૌપદીને કલેશ થયો! એ રીતે દમયંતીની પેઠે તેને પણ ઘણુંક દુઃખ પ્રાપ્ત થયું! હે વીર, એ સર્વ દુઃખ પાછળથી સુખરૂપ થશે, એ વિષે કંઇપણ તમારે શોચ કરવો નહીં, કારણ વિધાતા અત્યંત બળવાન છે, હે યુધિષ્ઠિર, મહાત્મા પુરૂષો દુઃખને પામે છે, ને દેવતાઓ પણ દુઃખને પ્રાપ્ત થયા છે. હે ભારત, હે રાજન્, સ્ત્રી સહિત મહાત્મા દેવતાઓના રાજા ઇંદ્રે પણ મ્હોટું દુઃખ અનુભવ કર્યું છે!

इंद्रेणश्रूयतेराजन् सभार्येणमहात्मना ।
अनुभूतंमहत्दुःखं देवराजेनभारत ॥ ९४ ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि सेनोद्योगपर्वणि शल्यवाक्ये गुर्जरभाषायां अष्टमोऽध्यायः ॥ ८ ॥

---

**युधिष्ठिरउवाच** ॥ कथमिंद्रेणराजेंद्र सभार्येणमहात्मना ।
दुःखंप्राप्तंपरंघोर मेतदिच्छामिवेदितुं ॥१॥

યુધિષ્ઠિર કેહે છે—હે રાજેંદ્ર. મહાત્મા ઇંદ્ર સ્ત્રી સહિત કેવી રીતે ભયંકર દુઃખને પ્રાપ્ત થયો? તે હું જાણવા ઇચ્છુંછું. તે સાંભળી શલ્યે કહ્યું કે હે રાજા, સ્ત્રી સહિત ઇંદ્ર કેવી રીતે દુઃખ પામ્યો, તે વિષે પ્રાચીન વૃત્તાંતવાળો જુનો ઇતિહાસ કહું તે સાંભળો—દેવતાઓમાં શ્રેષ્ઠ મ્હોટા

તપવાળા ત્વષ્ટા નામે પ્રજાપતિ હતા. તેણે ઈંદ્રના દ્રોહથી ત્રણ મસ્તકવાળો પુત્ર ઉત્પન્ન કર્યો. તે મહા કાંતિમાન વિશ્વરૂપ નામના પુત્રે, સૂર્ય, ચંદ્ર તથા અગ્નિની જેને ઉપમા અપાય એવા ભયંકર ત્રણ મુખથી ઇંદ્રના સ્થાનકની પ્રાર્થના કરવા માંડી. તે વિશ્વરૂપ એક મુખથી વેદ ભણતો, બીજા મુખથી મદિરા પીતો અને ત્રીજા મુખથી સર્વ દિશાઓને જાણે પીતો હોય નહીં તેમ જોતો હતો. તે તપસ્વિ, કોમળ હૃદયવાળો, ઇંદ્રિયોને નિયમમાં રાખનાર અને ધર્મ તથા તપ વિષે તત્પર હતો. હે શત્રુને દમન કરનાર, એ રીતે બીજાથી દુઃખે કરી ન બને એવા દુષ્કર મ્હોટા તપને કરનાર તથા મ્હોટા તેજવાળા વિશ્વરૂપનું તપોબળ તથા સત્ય જોઈ,"આ ઈંદ્ર થશે" એવી શંકાથી ઇંદ્રને મ્હોટો ખેદ થયો, ત્યારે તે વિચારવા લાગ્યો કે, એ કેવી રીતે ભોગ ભોગવવામાં જોડાય, ને મ્હોટું તપ કરવું છોડી દે! કારણ તે વધશે તો ખરા ત્રિલોકીને ગળી જશે! હે ભરત કુળમાં શ્રેષ્ઠ, એ રીતે બુદ્ધિમાન્ ઈંદ્રે ઘણીક તરેહથી વિચાર કરી, તે ત્વષ્ટાના પુત્રને લોભાવવા વાસ્તે અપ્સરાઓને આજ્ઞા કરી કે, હે અપ્સરાઓ, જે રીતે તે ત્રણ મસ્તકવાળો વિશ્વરૂપ કામ ભોગને વિષે અત્યંત જોડાય, તે રીતે તેને લોભાવો. જાઓ, જલદિથી રૂડા શૃંગાર સજો અને વેષ કરી મનોહર હાર પેહેરીને, રૂડા કટિપશ્ચાદ્ ભાગવાળી તમે સર્વ, હાવભાવયુક્ત સૌંદર્યથી તેને લોભાવી મારૂં ભય શમાવો, ને તમારૂં કલ્યાણ થાઓ! હે શ્રેષ્ઠ સ્ત્રિયો, હે અબળાઓ, હું મારા આત્માને સ્વસ્થ જાણતો નથી, માટે મારા મહાઘોર ભયને તમે જલદિ નાશ કરો. તે સાંભળી અપ્સરાઓએ કહ્યું કે, હે બળને મારનાર, હે ઈંદ્ર, જે રીતે તમે ભયને નહીં પ્રાપ્ત થાઓ, તે રીતે તેને લોભાવવા વિષે અમે યત્ન કરશું. હે દેવ, જે આ તપનો ભંડાર અને નેત્રે કરી જાણે બાળી નાખતો હોય નહીં, એ રીતે બેઠેલો છે, તેને લોભાવવા સારૂ અમે સર્વ એકઠી થઇને જઇયે છીયે. તે તેને વશ કરવા તથા તમારૂં ભય ટાળવા વિષે યત્ન કરશું. શલ્યે કહ્યું કે હે યુધિષ્ઠિર, પછી ઈંદ્રે જેને આજ્ઞા આપી છે એવી તે અપ્સરાઓ, તે વિશ્વરૂપની પાસે જઇ વિવિધ પ્રકારના હાવભાવથી તેને લોભાવવા લાગી, ને નિરંતર પોતાના અંગનું સૌંદર્ય તેને દેખાડવા માંડ્યું. તોપણ તે મહાત્મા તપસ્વિ વિશ્વરૂપ, તેઓને જોઈ હર્ષ ન પામ્યો, ને ઈંદ્રિયો વશ કરી પૂર્ણ સમુદ્ર જેવો શાંત થઇ બેશી રહ્યો. ત્યારે તે અપ્સરાઓએ ઘણોક યત્ન કર્યો. પણ અંતે હારીને તેઓ સર્વ પાછી ઇંદ્ર પાસે ગઇ, ને હાથ જોડી ઈંદ્રને કહેવા લાગી કે, હે સમર્થ,

દુઃખથી સહન ન થાય એવા એ તપસ્વિ બ્રાહ્મણને, અમે ધૈર્યથી ચલાયમાન કરવા સમર્થ નથી. માટે હે મ્હોટા ભાગ્યવાળા, હવે તમારે જે કરવું હોય તે કરો. એવાં અપ્સરાઓનાં વચન સાંભળી 'ઠીક બહુ સારૂં,' એમ કહી ઇન્દ્રે તેઓને રજા આપી. હે યુધિષ્ઠિર રાજા, એ રીતે મહાબુદ્ધિમાન્, પ્રતાપવાન તથા દેવતાઓના રાજા શૂરવીર ઇંદ્રે, બોલતાં રહી જઇ મનમાં વિચાર કર્યો કે, તે ત્રણ મસ્તકવાળા બ્રાહ્મણને વજ્ર વિના બીજો મારવાનો ઉપાય નથી; જેથી તે જલદી નાશ પામશે. એ રીતે વધેલો શત્રુ દુર્બળ હોય તોપણ બળવાને તેની ઉપેક્ષા કરવી નહીં, એમ શાસ્ત્ર બુદ્ધિથી તેને મારવા વિષે મનમાં દૃઢ નિશ્ચય કરીને, ઇંદ્રે અગ્નિ સરખું ભયને વેહેનારૂં તથા ભયંકર જેનું રૂપ છે એવું વજ્ર ક્રોધથી તે ત્રણ મસ્તકવાળા વિશ્વરૂપ પ્રત્યે મૂકયું. ત્યારે વજ્રથી હણાયલો તે વજ્રથી કપાયલું પર્વતનું શિખર જેમ પડે, તેમ પૃથ્વી ઉપર પડયો પણ તે તપેલો ઇંદ્ર, વજ્રથી નાશ પામી સૂતેલા પર્વત સરખા તે વિશ્વરૂપને જોઇને પણ સુખ પામ્યો નહીં; કારણ હે યુધિષ્ઠિર રાજા, તેના મનને એમ કે, "આ મારેલો છે તોપણ જીવતા સરખો કાંતિમાન દેખાય છે! ને એનાં મસ્તક પણ જીવતાં હોય તેવાં આશ્ચર્યરૂપ લાગે છે!" તેથી એને જોઈ તે વિચાર કર્યા કરતો હતો. તેટલામાં હે મહારાજ, જ્યાં અરણ્યમાં વિશ્વરૂપ પડયો હતો, ત્યાં એક સુતાર ખભે ફરશી લઇને આવ્યો. તેને જોઈ ઇંદ્રે જલદીથી કહ્યું કે, મારા વચનથી તું જલદિ આ સૂતેલાનું મસ્તક કાપી નાંખ. તે સાંભળી સુતારે કહ્યું કે આ અત્યંત મ્હોટા કૂળવાળો ફરશી ભાગી પડે! અને હું સત્પુરૂષોએ નિંદા કરેલું કર્મ કરવાને પણ સમથ નથી! ત્યારે ઇંદ્રે કહ્યું કે, તું ભય માં રાખ; જલદિથી મારા કહ્યા પ્રમાણે કર, ને મારા પ્રસાદથી તારૂં શસ્ત્ર વજ્ર સરખું થશે. તે સાંભળી સુતાર બોલ્યો કે, આ ઘોર કર્મ કરનાર તું કોણ છે? તે હું જાણવા ઇચ્છુછું, માટે મને યથાર્થ કહે. ઇંદ્રે કહ્યું કે હે સુતાર, હું દેવતાઓનો રાજા ઇંદ્ર છું! તે તું જાણ, ને મારૂં કહ્યું જલદિથી કર, એમાં કંઇપણ વિચાર કર નહીં. ત્યારે સુતારે કહ્યું કે હે ઇંદ્ર, આવાં ક્રૂર કર્મથી તું લજ્જા નથી પામતો! ને આ ઋષિના પુત્રને મારી બ્રહ્મહત્યાનું ભય પણ રાખતો નથી! તે સાંભળી પાછું ઇંદ્રે કહ્યું કે, પછી પવિત્ર થવા વાસ્તે હું દુષ્કર ધર્મ પાળીશ, આ મ્હોટો પરાક્રમી મારો શત્રુ હતો, તેથી વજ્રે કરી મેં એને માર્યો. તોપણ હે સુતાર, હજી એથી હું ભય પામું છું, માટે જલદિથી એનાં માથાં કાપી નાંખ,

હું તારી ઉપર અનુગ્રહ કરીશ; તે એ કે, મનુષ્યો યજ્ઞમાં તને પશુનાં મસ્તકરૂપી ભાગ આપશે, માટે જલદિથી મારૂં પ્રિય કર. શલ્યે કહ્યું કે હે યુધિષ્ટિર, એવાં વચન સાંભળી તે સુતારે કુવાડાથી તેનાં ત્રણે માથાં કાપી નાખ્યાં. એટલે તેમાંથી, ઈંડાંથી જેની ઉત્પત્તિ છે એવાં પક્ષિયો નિકળ્યાં. તે એમ કે, જે મુખથી તે વેદ ભણતો તથા સોમ પાન કરતો હતો, તે મુખમાંથી કપિંજલ નામના પક્ષિયો, ને જેણે કરી તે સર્વ દિશાએને જાણે પીતો હોય નહીં એમ જોતો હતો, તે મુખમાંથી તેતર નામના પક્ષિયો અને મદિરા પીવાનું જે તેનું ત્રીજું મુખ હતું, તેમાંથી કલવિંક તથા શ્યેન નામના પક્ષિયો નિકળ્યા. એ રીતે તેનાં માથાં કપાયાં ત્યારે તાપ જેનો ટળી ગયોછે એવો ઈંદ્રિ, પ્રસન્ન થઈ સ્વર્ગ પ્રત્યે ગયો, ને તે સુતાર પણ પોતાના ઘર પ્રત્યે ગયો. પછી દૈત્યનો શત્રુ ઈંદ્રિ, શત્રુને મારી પોતાના આત્માને કૃતાર્થ માનતો હતો, તેટલામાં "ઈંદ્રે પોતાના પુત્રને માર્યો" તેની ત્વષ્ટા પ્રજાપતિને ખબર પડી. ત્યારે ક્રોધથી રાતાં થયાં છે નેત્ર જેનાં એવા તે પ્રજાપતિ આવી રીતે વચન બોલવા લાગ્યા કે, નિરંતર તપશ્ચર્યા કરનાર, ક્ષમાવાન તથા જીતેંદ્રિય એવા મારા પુત્રને અપરાધ વગર ઈંદ્રે મારી નાખ્યો! વાસ્તે તેના નાશ માટે હું વૃત્રને ઉત્પન્ન કરૂં! જેથી લોકો મારા મ્હોટા તપોબળ તથા પરાક્રમને જૂવે! ને તે પાપ બુદ્ધિવાળો દુરાત્મા ઈંદ્ર પણ જૂવે! એમ કહી અત્યંત મ્હોટા યશવાળા તથા ક્રોધથી તપેલા તે તપસ્વિ ત્વષ્ટા પ્રજાપતિ, આચમન કરી અગ્નિમાં હોમ કરીને, ભયંકર વૃત્રાસુરને ઉત્પન્ન કરી તે પ્રત્યે કહેવા લાગ્યા કે—હે ઈંદ્રના શત્રુ, મારા તપના પ્રભાવથી તું અત્યંત વૃદ્ધિ પામ. ત્યારે સૂર્ય તથા અગ્નિની જેને ઉપમા અપાય એવો તે વૃત્રાસુર સ્વર્ગને સ્તંભન કરી વૃદ્ધિને પામ્યો, ને ઉદય થયેલા કાળસૂર્ય સરખો તે, "હું શું કરૂં" એમ તેને પૂછવા લાગ્યો. એટલે ત્વષ્ટાએ કહ્યું કે, ઈંદ્રને મારી નાખ. એવાં વચન સાંભળી તે સ્વર્ગ પ્રત્યે ગયો. પછી હે કુરૂસત્તમ, ત્યાં ક્રોધ પામેલા તે વૃત્ર તથા ઈંદ્રનું મ્હોટું ભયંકર યુદ્ધ થવા લાગ્યું. તેમાં કોપેલો શૂરવીર વૃત્રાસુર, દેવતાના રાજા ઈંદ્રને ઝાલી, પોતાનું મોઢું ફાડી તેને ગળી ગયો. ત્યારે સંભ્રાંત થઈ મહાબળવાન દેવતાઓએ વૃત્રાસુરને નાશ કરનારી જૃંભિકા સૃજી, જેથી તે બગાસાં ખાવા લાગ્યો. એટલે આવરણ રહિત થયેલા તેના મુખમાંથી, બળનો શત્રુ ઈંદ્ર પોતાનાં અંગ સંકોચી બહાર નિકળ્યો, ત્યારથી તે જૃંભિકા લોકના પ્રાણનો આશ્રય કરી રહી, ને બહાર નિકળેલા ઈંદ્રને જોઈ સર્વ દેવતાઓ પણ પ્રસન્ન થયા. એટલે હે ભરતર્ષભ, ક્રોધથી અત્યંત તપેલા વૃત્ર

તથા ઇદ્રનું ફરીથી ભયંકર યુદ્ધ પ્રવર્તમાન થયું. પછી જ્યારે ત્વષ્ટાના તેજોબળથી બળવાન વૃત્ર વૃદ્ધિને પામ્યો, ત્યારે ઇંદ્ર યુદ્ધથી નિવૃત્ત થયો. તેને જોઈ દેવતાઓ અત્યંત ખેદ પામ્યા. ત્યારે હે ભારત, ત્વષ્ટાના તેજથી મોહ પામેલા તે સર્વ દેવતાઓ ઇંદ્ર સહિત મુનિયો સાથે વિચાર કરવા લાગ્યા. પછી હે રાજા, મંદરાચળના શિખર ઉપર બેઠેલા, વૃત્રના વધને ઇચ્છતા તથા મોહથી ભય પામેલા તે સર્વ દેવતાઓએ, "હવે શું કરવું!" એમ વિચારી, મને કરી અવિનાશી મહાત્મા વિષ્ણુને સંભાર્યા.

जग्मुः सर्वेमहात्मानं मनोभिर्विष्णुमव्ययं ।
उपविष्टामंदराग्रे सर्वेवृत्रवधेप्सवः ॥ १९ ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि सेनोद्योगपर्वणि इंद्रविजये गुर्जरभाषायां नवमोऽध्यायः ॥ ९ ॥

---

इंद्रउवाच ॥ सर्वंव्याप्तमिदंदेवा वृत्रेणजगदव्ययं ।
नह्यस्यसदृशंकिंचित्प्रातिघाताययद्भवेत् ॥१॥

ઇંદ્ર કહેછે—હે દેવતાઓ, આ જગત્ બધું વૃત્રે કરી વ્યાપ્ત થઈ ગયું, એને મારવા યોગ્ય કંઈ શસ્ત્ર પણ છે નહીં, જેથી એ નાશ પામે. હું પૂર્વે સમર્થ હતો, પણ હાલ અસમર્થ થઈ ગયો છું; કારણ મારાથી સહન થાય એમ નથી, માટે હવે કેમ કરવું તે કહો, તમારૂં કલ્યાણ થાઓ. હે દેવતાઓ, હાલ મારો નિશ્ચય કહું તે સાંભળો—મહાત્મા ઘણાક પરાક્રમવાળો તેજસ્વિ વૃત્ર, હાલ દેવ, અસુર તથા મનુષ્ય સહિત ત્રિલોકીને ગળી જાય એમ છે; વાસ્તે આપણે વિષ્ણુના સ્થાનક પ્રત્યે જઈ, તે મહાત્મા સાથે વિચાર કરીને દુરાત્મા વૃત્રને મારવાનો ઉપાય જાણીએ. શલ્યે કહ્યું કે હે યુધિષ્ઠિર, એવાં ઇદ્રનાં વચન સાંભળી ઋષિગણો સહિત, વૃત્રના ભયથી પિડાયલા દેવતાઓ, શરણ થવા લાયક મહા બળવાન વિષ્ણુની શરણે ગયા; ને દેવોના નિયંતા વિષ્ણુની સ્તુતિ કરવા લાગ્યા કે,—હે વિષ્ણુ, પૂર્વે ત્રણ પગલે કરી ત્રણેલોકને અતિક્રમણ કરીને, તમે મ્હોટા દૈત્ય બલિરાજાને બાંધી ઇંદ્રને દેવતાઓનો અધિપતિ કર્યો હતો. તેમ દૈત્યો પાસેથી અમૃત લઈ તેમને માર્યા હતા. માટે હે વિષ્ણો, તમે સર્વ દેવતાઓના પ્રભુ છો, આ સર્વ જગત્ તમથી વ્યાપ્ત છે, ને સર્વલોક જેને નમસ્કાર કરેછે, એવા દેવના દેવ પણ તમે છો. માટે હે દેવતાઓમાં ઉત્તમ,

તમે ઇંદ્ર સહિત દેવતાઓના રક્ષક થાઓ. કારણ હે અસુરને નાશ કરનાર, હમણાં આ સર્વ જગત્ વૃત્રથી વ્યાપ્ત થઈ ગયું છે! એવી દેવતાઓની સ્તુતિ સાંભળી વિષ્ણુએ કહ્યું કે, તમારૂં દેવતાઓનું ઉત્તમ હિત મારે જરૂર કરવું જોઈએ, માટે એવો ઉપાય બતાવીશ કે જેથી તે વૃત્ર નાશ પામશે. વાસ્તે ઋષિ તથા ગંધર્વો સહિત તમે સર્વ દેવતાઓ, જ્યાં તે વિશ્વરૂપ ધારણ કરનાર વૃત્ર છે ત્યાં જાઓ, ને તેની સાંત્વના કરી તેની સાથે સ્નેહ કરો તો તેને જીતશો. હે દેવતાઓ, મારા તેજથી ઈંદ્રનો જય થશે. કારણ એના વજ્ર નામના ઉત્તમ આયુદ્ધમાં કોઇ ન દેખે તે રીતે હું પ્રવેશ કરીશ. માટે હે ઉત્તમ દેવતાઓ, ઋષિ તથા ગંધર્વો સહિત તમે જઇને, વૃત્ર સાથે સંધિ કરો, વખત નહીં લગાડો. શલ્યે કહ્યું કે હે યુધિષ્ઠિર, એમ વિષ્ણુએ કહ્યું ત્યારે ઋષિઓ તથા મહાપરાક્રમી દેવતાઓ, એકઠા થઈ ઈંદ્રને આગળ કરીને, તેજે કરી પ્રજ્વલિત દશે દિશાઓને તપાવતો અને સૂર્ય ચંદ્રની પેઠે ત્રિલોકીને જાણે ગળતો હોય નહીં, એવા વૃત્રને જોઇ તેની પાસે ગયા. પછી ઋષિયો તેને આવું પ્રિય વચન કહેવા લાગ્યા કે,—હે દુર્જય, તારા તેજથી સર્વ જગત્ વ્યાપ્ત થઈ ગયું છે? તોપણ હે બળવાનમાં શ્રેષ્ઠ, હજી તું ઈંદ્રને જીતવા સમર્થ થયો નથી! અને તમને બેઉને યુદ્ધ કરતાં ઘણો કાળ વીતિ ગયો, ને દેવ, અસુર તથા મનુષ્ય ઇત્યાદિ બધી પ્રજા પીડા પામે છે; માટે હે વૃત્ર, તારૂં ઈંદ્ર સાથે હમેશ સખાપણું થાઓ? જેથી તને સુખ થશે, ને તું શાશ્વત ઈંદ્રલોકને પણ પામીશ. એવાં ઋષિનાં વચન સાંભળી મહાબળવાન તે વૃત્રાસુર, સર્વ ઋષિયોને મસ્તકથી પ્રણામ કરી આવી રીતે કેહેવા લાગ્યો કે, હે ઋષિયો, હે નિષ્પાપ, તમે તથા ગંધર્વો સર્વે મ્હોટાં ભાગ્યવાળા છો, ને તમે જે કહ્યું, તે સર્વ મેં સાંભળ્યું. હવે હું કહું તે તમે સાંભળો—મારે તથા ઈંદ્રને કેમ સંધિ થશે! કારણ હે દેવતાઓ, બેઉ તેજસ્વીને કેવી રીતે સખાપણું થાય? તે સાંભળી ઋષિયોએ કહ્યું કે, એકવાર સત્પુરૂષની સંગતની ઇચ્છા રાખવી, પછી જે થવાનું હોય તે થાય, સત્પુરૂષની સંગત મૂકવી નહીં, એમ કહ્યું છે, વાસ્તે તેની ઇચ્છા રાખવી. સત્પુરૂષની સંગતિ દૃઢ તથા નિત્ય છે, ને ધીર પુરૂષો અર્થ સંબાંધ કષ્ટને વિષે તેને અર્થરૂપ કેહેછે, માટે સત્પુરૂષની સંગતિ મ્હોટા અર્થવાળી છે. જેથી ધીર પુરૂષો સત્પુરૂષને નથી મારતા, તેમ આ ઈંદ્રતો સત્પુરૂષનો સંમત છે, ને મહાત્મા પુરૂષોનો નિવાસરૂપ છે, એ સત્યવાદિ નિંદવા લાયક નથી. ધર્મને જાણનાર તથા સૂક્ષ્મ નિશ્ચયવાળો છે. માટે હે વૃત્ર, એની સાથે નિરંતર તારી સંધિ થાઓ! એમ તું વિશ્વાસ રાખ,

અન્યથા બુદ્ધિ માં કર. શલ્યે કહ્યું કે, એવાં ઋષિયોનાં વચન સાંભળી મહાકાંતિમાન વૃત્રે કહ્યું કે, તમે તપસ્વિયો અવશ્ય કરી મારે માનવા લાયક છો. પણ હું કહું તે બધું દેવતાઓ કરે તો, હે બ્રાહ્મણમાં શ્રેષ્ઠ, તમે કહો છો તે બધું હું કરૂં. સુકેથી, લીલેથી, પાષાણથી, કાષ્ટથી અને શસ્ત્ર તથા અસ્ત્રથી દિવસે વા રાત્રિએ, દેવતાઓ સહિત ઇંદ્ર મને મારે નહીં, એ વાત જો તે સ્વિકારે તો તેની સાથે સંધિ મને નિરંતર રૂચે છે. હે ભરતર્ષભ, તે સાંભળી ઋષિયોએ કહ્યું કે ઠીક, ઇંદ્રિ તેમ કરશે. એ રીતે સંધાન થયું ત્યારે વૃત્ર અત્યંત હર્ષિત થયો, ને હંમેશ ઇંદ્રિની સાથે રેહેવા લાગ્યો; તેથી ઇંદ્રિ પ્રસન્ન થયો, પણ તેને મારવાના ઉપાય મનમાં ચિંતન કર્યા કરતો હતો. તે કોઈ સમય ઉદ્વિગ્ન ચિત્તથી છિદ્ર ખોળતા ઇંદ્રે, તે મ્હોટા અસુરને સમુદ્રને કાંઠે જોયો. તે વખતે સંધ્યાકાળ હતો, તેથી તે દારૂણ મુહૂર્તમાં મહાત્મા ઋષિયોનું વરદાન યાદ કરીને, ઇંદ્રે વિચાર કર્યો જે, હાલ ભયંકર સંધ્યાકાળ છે એટલે એ દિવસ પણ નથી ને રાત્રિ પણ નથી; માટે આ વખત મારૂં સર્વસ્વ હરણ કરનાર આ શત્રુ મારવા લાયક છે. કારણ એ મ્હોટી કાયાવાળા તથા બળવાન અસુરને જો છેતરીને ન મારૂં તો મારૂં શ્રેય થાય નહીં! એમ વિચારી ઇંદ્રે વિષ્ણુનું સ્મરણ કર્યું. તેટલામાં તેણે સમુદ્ર વિષે પર્વતની જેને ઉપમા અપાય એવું ફીણ જોયું, એટલે વિચાર્યું કે, આ ફીણ સુકુ પણ નથી તેમ લીલું પણ નથી, તેમ શસ્ત્ર પણ નથી, માટે એ લઈ વૃત્ર ઉપર જોરથી નાખુ એટલે એ ક્ષણ માત્રમાં નાશ પામશે, એમ વિચારી વજ્ર સહિત તે ફીણ વૃત્રાસુર ઉપર નાખ્યું, કે તરત તે ફીણમાં વિષ્ણુએ પ્રવેશ કરી તેને નાશ પમાડયો. એ રીતે વૃત્રાસુરને માર્યો, એટલે દિશાઓ પ્રકાશમાન થઈ, કલ્યાણકારક વાયુ વાવા લાગ્યો અને પ્રજા પણ આનંદ પામી, દેવ, ગંધર્વ, યક્ષ, રાક્ષસ, મ્હોટા સર્પો તથા ઋષિયો વિવિધ પ્રકારનાં સ્તોત્રથી ઇંદ્રની સ્તુતિ કરવા લાગ્યા. પછી સર્વ ભૂતોએ જેને નમસ્કાર કર્યાછે, એવા દેવતાઓ સહિત ધર્મજ્ઞ ઇંદ્રે, એ રીતે શત્રુને મારી પ્રસન્ન થઈ સર્વ ભૂતોનું સાંત્વન કર્યું અને સર્વ ભુવનમાં શ્રેષ્ઠ વિષ્ણુની પૂજા કરી. એ પ્રમાણે મહાપરાક્રમી દેવતાઓને ભય પમાડનાર વૃત્રાસુરને માર્યો, પણ અસત્યે જેને પરાભવ પમાડયોછે એવો ઇંદ્ર અત્યંત દુઃખિત મનવાળો થયો. અને ત્રણ મસ્તકવાળા વિશ્વરૂપની બ્રહ્મહત્યાએ તો પૂર્વેજ પરાભવ પમાડયો, તેથી તે ઇંદ્રિ લોકો પાસે જઈ બેભાન થઈ ગયો; ને પોતે ઇંદ્ર છે, પણ પાપથી પરાભવ પામ્યો, તેથી એને "આ ઇંદ્ર છે" એમ કોઈ જાણી શકતું ન

હતું, એ રીતે બ્રહ્મહત્યાના ભયથી પિડાયલો દેવતાઓનો રાજા ઇંદ્ર, નાસી જઈ ચેષ્ટા કરતા સર્પની પેઠે પાણીમાં છુપી રહ્યો. ત્યારે પૃથ્વી, સૂકાઈ ગયાંછે વૃક્ષ તથા વન જેમાં એવી નાશ થયા સરખી થઈ ગઈ, નદીના પ્રવાહ બંધ થઈ ગયા તથા તળાવો પાણી વગરનાં થઈ ગયાં. સર્વ પ્રાણિયો પણ અનાવૃષ્ટિના ભયથી અત્યંત ક્ષોભ પામવા લાગ્યા, ને દેવતાઓ તથા મહર્ષિયો પણ અત્યંત ત્રાસ પામવા લાગ્યા. અને રાજાવિના સર્વ જગત્ ઉપદ્રવથી પરાભવ પામવા લાગ્યું. ત્યારે બીનેલા દેવતાઓ "હવે અમારો રાજા કોણ થશે!" એમ કેહેતા હતા. અને સ્વર્ગમાં દેવર્ષિયો પણ ઇંદ્ર વગરના થયા, તોપણ કોઈ દેવતાઓનું રાજ્ય કરવા વિષે મતિ ન કરતો હતો.

दिविदेवर्पयश्चापि देवराजविनाकृताः ।
नस्मकश्चनदेवानां राज्यायकुरुतेमतिं ॥ ५० ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि सेनोद्योगपर्वणि वृत्रवधेइंद्रविजयोनाम गुर्जरभाषायां दशमोऽध्यायः ॥१०॥

---

शल्यउवाच ॥ ऋषयोथाब्रुवन्सर्वे देवाश्चत्रिदिवेश्वराः ।
अयंवैनहुषःश्रीमान् देवराज्येऽभिषिच्यतां ॥१॥

શલ્ય કહેછે—પછી સ્વર્ગના ઈશ્વર સર્વ દેવતા તથા ઋષિયો. "આ શોભાયમાન નહુષરાજાને દેવતાઓના રાજ્ય ઉપર અભિષેક કરો" એમ કહેવા લાગ્યા. અને તે તેજસ્વિ, યશસ્વિ તથા નિરંતર ધાર્મિષ્ટ છે, એમ કહી તેની પાસે જઈ કેહેવા લાગ્યા કે, હે પૃથ્વિપતિ, અમારો તું રાજા થા. તે સાંભળી હે રાજન્, પિતૃ સહિત દેવ તથા ઋષિગણ પ્રત્યે, પોતાના હિતને ઇચ્છનાર તે નહુષરાજા કેહેવા લાગ્યો કે, હું દુર્બળ છું, તેથી તમારૂં રક્ષણ કરવા જેટલી મારી શક્તિ નથી. માટે જે બળવાન હોય તે તમારો રાજા થાય, કારણ ઇંદ્ર નિરંતર બળવાન હોય છે. એવાં તેનાં વચન સાંભળી ફરીથી ઋષિયો છે મુખ્ય જેમાં એવા સર્વ દેવતાઓ તેને કેહેવા લાગ્યા કે—હે નહુષ, અમારા તપોબળે કરી તું સ્વર્ગના રાજ્યની રક્ષા કર. હે રાજેંદ્ર, અમોને પરસ્પર દારૂણ ભય થાય છે, માટે તું સ્વર્ગનો રાજા થા. ને તારા આત્માને રાજ્યનો અભિષેક કર. દેવ, દાનવ, યક્ષ, ઋષિ, રાક્ષસ, પિતૃ, ગંધર્વ તથા ભૂત, એ સર્વને જો તું જોઈશ,

તો એઓનું તેજ ગ્રહણ કરીને બળવાન થઇશ. માટે સર્વદા ધર્મથી ચાલતો સર્વ લોકનો અધિપતિ થા. અને સ્વર્ગમાં બ્રહ્મર્ષિ તથા દેવતાઓની રક્ષા કર. એમ કહી તેને સ્વર્ગના રાજ્યનો અભિષેક કર્યો, ત્યારે તે રાજા ધર્મ પ્રમાણે ચાલી સર્વ લોકનો અધિપતિ થયો, એ રીતે અત્યંત દુર્લભ વર પામી સ્વર્ગમાં રાજ્ય પામીને, નહુષ રાજા હમેશ ધર્માત્મા થઇ પછી કામાસક્ત મનવાળો થયો, ત્યારે ઈંદ્રના બગિચા સરખા સર્વ દેવતાઓના બગીચાઓમાં, કૈલાસ, હિમાલય, મંદરાચળ, શ્વેત પર્વત, સહ્યાદ્રિ, મહેંદ્ર તથા મલયાચળ પર્વતો ઉપર અને સમુદ્રો તથા નદિયો વિષે અપ્સરાઓ તથા દેવ કન્યાઓથી વિંટાયલો દેવતાઓનો રાજા નહુષ, વિવિધ પ્રકારની ક્રિડાઓ કરવા લાગ્યો અને કાન તથા મનને પ્રિય લાગે એવી વિવિધ પ્રકારની કથાઓ, સર્વ વાદિત્રો તથા મધુર શબ્દવાળું ગાયન સાંભળવા લાગ્યો. તે દેવતાના ઇંદ્ર નહુષને વિશ્વાવસુ, નારદ, ગંધર્વ તથા અપ્સરાઓના ગણ અને મૂર્તિમાન છ ઋતુઓ સેવતાં હતાં. તેની પાસે મનને આનંદ કરનાર સુખરૂપ શીતળ વાયુ વાતો હતો. એ રીતે ક્રીડા કરતો તે દુરાત્મા નહુષ રાજા કોઇ સમય ઈંદ્રની પ્રિય સ્ત્રીને જોઇ સર્વ સભાસદો પ્રત્યે કહેવા લાગ્યો કે, દેવી એવી ઇંદ્રની સ્ત્રી શું કરવા મારી પાસે નથી આવતી ! દેવતાઓનો ઈંદ્ર તથા સર્વ લોકનો રાજા પણ હવે હુંજછું ? માટે જલદિથી શચી નામની તે ઈંદ્રની સ્ત્રી મારા ઘર પ્રત્યે આવો ! તે વાત સાંભળી ખેદ યુક્ત જેનું મન છે એવી તે ઇંદ્રની સ્ત્રી શચી બૃહસ્પતિ પ્રત્યે જઇ કહેવા લાગી કે, હે બ્રાહ્મણ, નહુષ થકી મારી રક્ષા કરો ! હું તમારી શરણે આવીછું ! હે બ્રહ્મન્, તમે મને સર્વ લક્ષણ સંપન્ન કહો છો, તેમ પૂર્વે દેવરાજની સ્ત્રી અત્યંત સુખ ભોગવનારી, હમેશ સૌભાગ્યવાળી, એકની સ્ત્રી અને પતિવ્રતા કહી છે, તે તમારી વાણી સત્ય કરો ! હે ઇશ્વર, હે ભગવાન્, કંઇ પણ તમારૂં કહેલું પૂર્વે વૃથા થયું નથી ! માટે હે બ્રાહ્મણમાં અત્યંત શ્રેષ્ઠ, એ તમારૂં કહેલું સત્ય થાઓ ! એવાં ઇંદ્રાંણીનાં વાક્ય સાંભળી તે ભયથી મોહ પામેલી પ્રત્યે, બૃહસ્પતિએ આવી રીતે કહ્યું કે હે દેવિ, જે તને કહ્યું છે તે સત્યજ થશે. થોડા વખતમાં તું અહિ આવેલા દેવતાના રાજા ઈંદ્રને જોઇશિ ! માટે તારે નહુષથી બીહિવું નહીં, એ હું તને સત્ય કહુંછું, ને થોડા વખતમાં ઇંદ્રથી તને સન્માન કરાવીશ. એ રીતે બૃહસ્પતિએ કહ્યું, તે તથા અંગિરાના પુત્ર બૃહસ્પતિની શરણે ગયેલી ઈંદ્રાણીને સાંભળી, તે નહુષ રાજા કોપાયમાન થયો.

अथशुश्रावनहुषः शक्राणींशरणंगतां ।
बृहस्पतेरांगिरस श्चुक्रोधसनृपस्तदा ॥ २६ ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि सेनोद्योगपर्वणि इंद्राणीभये गुर्जरभाषायां एकादशोऽध्यायः ॥११॥

---

**शल्यउवाच** ॥ क्रुद्धंतुनहुषंदृष्ट्वा देवाऋषिपुरोगमाः ।
अब्रुवन्देवराजानं नहुषंघोरदर्शनं ॥ १ ॥

શલ્ય કહેછે—ત્યારે ઋષિયો જેમાં મુખ્યછે એવા દેવતાઓ, ભયંકર દર્શનવાળા દેવના રાજા નહુષને કોપ પામેલો જોઇ તેને કહેવા લાગ્યા કે—હે દેવરાજ, હે સમર્થ, ક્રોધને મૂકી દ્યો; કારણ તમે ક્રોધ પામો છો, તેથી અસુર ગંધર્વ, કિન્નર તથા સર્પો સહિત જગત્ ત્રાસ પામેછે, માટે હે સાધો, આ ક્રોધ માં કરો, કારણ તમારા સરખા પુરૂષો ક્રોધ કરતા નથી. તેમ તે શચી દેવી પરસ્ત્રી છે. માટે હે દેવતાઓના ઇશ્વિર, પ્રસન્ન થાઓ, ને પરસ્ત્રીના સંગરૂપ પાપથી મનને નિવૃત્તિ પમાડો. તમે દેવતાઓના રાજા છો, માટે ધર્મથી પ્રજાને પાળો, ને તમારૂં કલ્યાણ થાઓ. એવી રીતે દેવ તથા ઋષિયોએ કહ્યું તોપણ કામમાં મોહિત થયેલા નહુષે તેમનાં વચન ગ્રહણ ન કર્યાં; ને ઇંદ્રનો ઉદ્દેશ કરી દેવતાઓ પ્રત્યે આવાં વચન કહેવા લાગ્યો કે, અહલ્યા નામની મ્હોટા યશવાળી ઋષિની સ્ત્રીને, તેનો ભર્તા જીવતે છતે ઇંદ્રે ધર્ષણ કરી, તેને તમે કેમ વાર્યો નહીં! વળી પૂર્વે બીજાંપણ ઘણાંક ક્રૂર કર્મ ઇંદ્રે કર્યાં છે! જૂવો વિશ્વરૂપને માર્યો ! પાંછી વૃત્રાસુરની મિત્રાઇરૂપ છળ કર્યો! તે વખતે તમે તેને કેમ ન વાર્યો! માટે એ શચી મારી પાસે આવે. એમાં એનું પરમ હિત છે; ને હે દેવતાઓ, એમ કરેથી તમારૂં પણ હમેશ કલ્યાણ થશે. તે સાંભળી દેવતાઓ બોલ્યા કે, હે સ્વર્ગના પતિ, તારી ઇચ્છા પ્રમાણે ઇંદ્રાણીને અહિં આણી આપશું, માટે હે શૂરવીર, હે દેવતાઓના રાજા, ક્રોધ મૂકી પ્રસન્ન થા. શલ્યે કહ્યું કે હે યુધિષ્ઠિર, એટલાં વચન તેને કહી ઋષિયો સહિત દેવતાઓ, ઇંદ્રાણીને ઉદ્દેશી બૃહસ્પતિ પ્રત્યે અશુભ વચન કેહેવા લાગ્યા કે,—હે વિપ્રેંદ્ર, તમારા ઘર પ્રત્યે ઇંદ્રાણી શરણે આવી છે, તે અમે જાણીએ છીએ. હે દેવર્ષિમાં ઉત્તમ, તમે તેને અભય દીધું છે, તોપણ ઋષિ

તથા ગંધર્વો સહિત દેવતાઓ તમને પ્રસન્ન કરી કહે છે કે, ઈંદ્રાણી નહુષને આપો. કારણ ઈંદ્રથી પણ મહા કાંતિમાન દેવતાઓનો રાજા નહુષ અધિક છે. માટે એને સુંદર કટિપશ્ચાદ્ ભાગવાળી તથા શ્રેષ્ઠને વરનારી શચી સ્વામિપણા વિષે કરો, એમ દેવતાઓએ કહ્યું, ત્યારે તે દીન થયેલી શચી આંખમાંથી અશ્રુ મૂકી શબ્દ સંભળાય તે રીતે રૂદન કરતી બૃહસ્પતિને આવી રીતે કહેવા લાગી કે, હે દેવર્ષિમાં ઉત્તમ, હું નહુષને પતિ કરવા ઈચ્છતિ નથી. હે બ્રહ્મન્, હું તમારી શરણે આવીછું, માટે મ્હોટા ભયથી મારી રક્ષા કરો. તે સાંભળી બૃહસ્પતિએ કહ્યું કે હે ઈંદ્રાણી, શરણાગતનો ત્યાગ ન કરવો, એવો મારો નિશ્ચય છે, માટે ધર્મજ્ઞ, સત્યશીળ તથા અનિંદિત જે તું, તેનો હું ત્યાગ નહીં કરૂં! એમ કહી દેવોને કહ્યું કે, સાંભળ્યા છે ધર્મ જેણે એવો સત્યશીળ તથા ધર્મ સંબંધિ શિક્ષાને જાણનાર હું, બ્રાહ્મણ થઈ અકાર્ય કરવાને ઇચ્છતો નથી, માટે હે ઉત્તમ, દેવો, એ કામ કરવા હું નથી ઇચ્છિતો, વાસ્તે તમે જાઓ. શરણાગત વિષે પૂર્વે બ્રહ્માએ આમ ગાયું છે તે સાંભળો—"જે પુરૂષ, ભય પામી શરણે આવેલાને શત્રુને સોંપે, તેનું વાવેલું બીજ ઉગવા વખતે ઉગે નહીં, તેનાં ક્ષેત્રો પ્રત્યે વખતસર વર્ષાદ વર્ષે નહીં, તેમ તેને પોતાના રક્ષણ વાસ્તે કોઇ રક્ષક મળે નહીં; ખાધેલું અન્ન પણ તેને ફાયદો ન કરે, તે અચેતન થઇ જાય, સ્વર્ગલોકથી ચેષ્ટા રહિત થઈ ભ્રષ્ટ થાય, તેનું આપેલું હવ્ય દેવતા ગ્રહણ કરે નહીં, અકાળે તેની પ્રજા મરણ પામે, પિતૃલોકમાં તે રહી શકે નહીં અને ઈંદ્રાદિક દેવતાઓ તેને વજ્રથી મારે." એ રીતે બ્રહ્માએ કહેલા ધર્મ જાણનાર હું, લોકમાં વિખ્યાત ઈંદ્રની પ્રિય સ્ત્રી આ શચીને નહીં આપું! માટે હે દેવતાઓ, જે રીતે એ શચીનું હિત તથા મારૂં પણ હિત થાય તે રીતે કરો. શલ્યે કહ્યું કે હે યુધિષ્ઠિર, તે સાંભળી ગંધર્વ સહિત દેવતાઓએ બૃહસ્પતિ પ્રત્યે કહ્યું કે, હે બૃહસ્પતિ, તમારૂં બેઉનું હિત કેમ થાય, તે તમેજ વિચારો. ત્યારે બૃહસ્પતિએ કહ્યું કે, પવિત્ર દેવી ઈંદ્રાણી નહુષ પાસેથી વખત માગી લે, તેમ કરવેથી આપણું હિત થશે. કારણ હે દેવતાઓ, કાળ ઘણો વિઘ્નરૂપ છે, તેથી તે તેને મરણ પમાડશે. કેમકે તે નહુષ વરદાનથી બળવાન તથા ગર્વિષ્ટ થયો છે. શલ્યે કહ્યું કે હે યુધિષ્ઠિર, એ રીતે બૃહસ્પતિએ કહ્યું, ત્યારે દેવતાઓ પ્રસન્ન થઇ તે પ્રત્યે કેહેવા લાગ્યા કે હે બ્રહ્મન્, તમે આ ઘણું સારૂં કહ્યું! દેવતાઓનું બધું હિતરૂપજ છે. હે દ્વિજમાં શ્રેષ્ઠ, આપના કહેવા પ્રમાણેજ આ દેવિ ઇંદ્રાણી

નહુષને પ્રસન્ન કરો! એમ કહી અગ્નિ છે મુખ્ય જેમાં એવા અવ્યગ્ર થયેલા સમસ્ત દેવતાઓ, લોકના કલ્યાણની કામના વાસ્તે ઇંદ્રાણી પ્રત્યે આવી રીતે વચન કહેવા લાગ્યા કે, એકપત્ની તથા સતી એવી તેં આ સ્થાવર જંગમાત્મક સર્વ જગત્ ધારણ કર્યું છે, વાસ્તે તું નહુષ પ્રત્યે જા, એટલે તને ઇચ્છતો તે પાપ કર્મ કરનાર નહુષ નાશ પામશે; અને હે દેવિ, ઇંદ્ર ફરી દેવતાઓના ઐશ્વર્યને પામશે. એવો નિશ્ચય સાંભળી લજ્જાવતી ઇંદ્રાણી, કાર્ય સિદ્ધિ વાસ્તે, ભયંકર છે દર્શન જેનું એવા નહુષ પાસે ગઈ. ત્યારે તેને અવસ્થા તથા રૂપથી સંપન્ન જોઇને, કામથી હણાયું છે ચિત્ત જેનું, એવો-દુષ્ટબુદ્ધિવાળો નહુષરાજા અત્યંત પ્રસન્ન થયો.

दृष्ट्वातांनहुषश्चापि वयोरूपसमन्वितां ।
समहृष्यतदुष्टात्मा कामोपहतचेतनः ॥ ३२ ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि सेनोद्योगपर्वणि इंद्राणीकालावधियाचने गुर्जरभाषायां द्वादशोऽध्यायः ॥१२॥

---

**शल्यउवाच** ॥ अथतामब्रवीद्दृष्ट्वा नहुषोदेवराट्तदा ।
त्रयाणामपिलोकाना महमिंद्रःशुचिस्मिते ॥१॥

શલ્ય કેહેછે—હે યુધિષ્ઠિર, પછી દેવતાઓનો રાજા નહુષ, ઇંદ્રાણી પ્રત્યે કહેવા લાગ્યો કે, હે પવિત્ર હાસ્યવાળી, હું ત્રણેય લોકનો ઇંદ્ર છું. માટે હે સુંદર કટિપશ્ચાદ્ભાગવાળી, હે વરને વરનારી, મને પતિપણા વિષે ભજ, એ રીતે નહુષે કહ્યું ત્યારે પતિવ્રતા ઇંદ્રાણી ભયથી ઉદ્વિગ્ન થઈ, ને મહા વાયુથી જેમ કદલિનાં વૃક્ષ કંપે, તેમ કંપવા લાગી. પછી મસ્તકથી બ્રહ્માને પ્રણામ કરી, હાથ જોડીને, ભયંકર દર્શનવાળા દેવતાના રાજા નહુષ પ્રત્યે કહેવા લાગી કે, હે દેવતાઓના રાજા, હું તારી પાસેથી થોડો વખત માગવા ઇચ્છુંછું કારણ ઇંદ્ર જણાતો નથી; તે આવેછે વા ક્યાં ગયો છે, તે યથાર્થ જાણી, જો તે નહીં જણાય તો પછી હું તારી પાસે રહીશ; એ હું તને સત્ય કહું છું. એમ ઇંદ્રાણીએ કહ્યું ત્યારે નહુષ રાજા પ્રસન્ન થયો, ને કહેવા લાગ્યો કે, હે રૂડા કટિપશ્ચાદ્ભાગવાળી, જે રીતે તું મને કહે છે તેમ થાઓ; ઇંદ્રનું આવવારૂપ કાર્ય જાણવું જોઇયે, એ તેં સારું સંભાર્યું; એમ કહી નહુષે તેને રજા આપી. ત્યારે તે યશસ્વિની પવિત્ર ઇંદ્રાણી પાછી ત્યાંથી બૃહસ્પતિના ઘર પ્રત્યે ગઈ, અને ત્યાં તેણે દેવતાઓ

રહિત બેઠેલા બૃહસ્પતિને નહુષ સાથે બનેલી યથાર્થ વાત કહી સંભળાવી. ત્યારે તે-નાં વચન સાંભળી અગ્નિ છે મુખ્ય જેમાં એવા સર્વ દેવતાઓ, એકાગ્ર મનથી વિચાર કરવા લાગ્યા. પછી દેવના દેવ વિષ્ણુને મળીને, બોલવામાં ચતુર અત્યંત ઉદ્વિગ્ન દેવતાઓ તેમને આવી રીતે કહેવા લાગ્યા કે, હે દેવતાઓના ઈશ્વિર, તમો જગતના પ્રભુ છો, અમારા દેવતાઓની ગતિરૂપ છો, તેમ સર્વ પ્રાણીની રક્ષા વાસ્તે સર્વ વ્યાપકપણાને પ્રાપ્ત થયા છો. માટે હે દેવોમાં શ્રેષ્ઠ વિષ્ણુ, દેવતાઓનો રાજા ઇંદ્રિ, તમારા પ્રરાક્રમથીજ વૃત્રને મારીને બ્રહ્મહત્યાથી વિંટાયોછે, વાસ્તે તેના મોક્ષનો ઉપાય કહો. એવાં દેવતાઓનાં વચન સાંભળી વિષ્ણુએ કહ્યું કે, ઇંદ્ર જો મારૂં યજન કરે, તો તેથી હું તેને પવિત્ર કરીશ. માટે તે જો પવિત્ર અશ્વમેધ યજ્ઞથી મારૂં યજન કરશે તો ફરીથી ભયવગરનું દેવતાઓનું ઇંદ્રપણું પામશે! અને દુષ્ટ બુદ્ધિવાળો નહુષ પોતાના કર્મથીજ નાશ પામશે. માટે હે દેવતાઓ, થોડો વખત સાવધાન થઈ સહન કરો. એવી વિષ્ણુની સત્ય તથા અમૃત સરખી વાણી સાંભળી મહર્ષિ તથા ઉપાધ્યાય સહિત સર્વ દેવગણો જે સ્થાનકે ભયથી ઉદ્વિગ્ન ઇંદ્ર હતો ત્યાં ગયા. પછી હે રાજા, ત્યાં મહાત્મા ઇંદ્રને પવિત્ર થવા સારૂ બ્રહ્મહત્યાને ટાળનાર મ્હોટો અશ્વમેધ થયો. તેમાં બ્રહ્મહત્યાના વિભાગ કરી તે, વૃક્ષ, નદી પર્વત, પૃથ્વી તથા સ્ત્રિયોને વિષે મૂક્યાં, તેથી બળનો શત્રુ ઇંદ્ર સંતાપ રહિત તથા ધોવાઈ ગયાં છે પાપ જેનાં એવો સ્વસ્થ ચિત્તવાળો થયો, પણ વરદાનથી દુઃસહ તથા સર્વે પ્રાણિયોના તેજને હરનાર નહુષને જોઈ, સ્થાનકથી કંપવા લાગ્યો, એટલે ફરિથી ભાગી ગયો; અને કોઈ ન દેખે તે રીતે પોતાના વખતની આકાંક્ષા રાખતો ફરવા લાગ્યો. એ રીતે ફરીથી ઇંદ્ર ભાગી ગયો, ત્યારે શોક યુક્ત તથા અત્યંત દુઃખિત શચી, "હાશક! હાશક!" એ રીતે વિલાપ કરવા લાગી, ને કહેવા લાગી કે, જો મેં દાન કર્યું હોય, હોમ કર્યા હોય, ગુરૂને પ્રસન્ન કર્યા હોય તથા મારે વિષે સત્યતા હોય, તો મને એક ભર્તાપણું રહો. ઉત્તરાયણ વિષે જેની પ્રવૃત્તિ છે એવી આ પવિત્ર, દિવ્ય તથા ઉપશ્રુતિ દેવિરૂપ રાત્રિને હું નમસ્કાર કરૂંછું, જેથી મારો મનોરથ સિદ્ધ થાઓ. એમ કહી સાવધાન થઈ તે ઇંદ્રાણી ઉપશ્રુતિ રાત્રિ દેવીનું ઉપસ્થાન કરવા લાગી અને પતિવ્રતાપણાથી સંદેહ ટાળનાર તે ઉપશ્રુતિ દેવિને સાદ કરી તેણે કહ્યું કે, જે સ્થાનકે દેવતાઓનો રાજા ઇંદ્ર હોય, તે સ્થાનક મને દેખાડ, વળી કહ્યું કે સત્યથી સત્ય દેખાઓ!

यत्रास्तेदेवराजोसौ तंदेशंदर्शयस्वमे ।
इत्याहोपश्रुतिंदेवी सत्यंसत्येनदृश्यतां ॥ २७ ॥
इति श्रीमहाभारते उद्योगपर्वणि सेनोद्योगपर्वणि उपश्रुतियाचने गुर्जरभाषायां त्रयोदशोऽध्यायः ॥१३॥

---

शल्यउवाच ॥ अथैनांरूपिणींसाध्वी मुपातिष्ठादुपश्रुतिः ।
तांवयोरूपसंपन्नां दृष्ट्वादेवीमुपस्थितां ॥ १ ॥

શલ્ય કહેછે-હે યુધિષ્ઠિર, પછી સતી ઇંદ્રાણીની પાસે તે મૂર્તિમતી ઉપશ્રુતિ દેવિ આવી; ત્યારે વય તથા રૂપથી સંપન્ન તે પાસે આવેલી દેવિને જોઈ, પ્રસન્ન થઈ તેની પૂજા કરીને, ઇંદ્રાણી પૂછવા લાગી કે,-હે શ્રેષ્ઠ મુખવાળી, તું કોણ છે? તે કહે. ત્યારે તે દેવિએ કહ્યું કે હે દેવિ, હું ઉપશ્રુતિ તારી પાસે આવી છું. હે ભાવવાળી, તારા સત્યથી હું તને દેખાઈ છું. તું પતિવ્રતા છે તથા યમનિયમથી યુક્ત છે, માટે વૃત્રને મારનાર ઇંદ્રદેવ, હું તને દેખાડીશ. તારૂં કલ્યાણ થાઓ! તું જલદિથી મારી પાછળ આવ જેથી દેવતાઓમાં શ્રેષ્ઠ ઇંદ્રને જોઈશ. એમ કહી તે ઉપશ્રુતિ ચાલતી થઈ, તેની પાછળ ઇંદ્રાણી જવા લાગી. તે દેવતાઓનાં વનો તથા ઘણાક પર્વતોને અતિક્રમણ કરી, તે પછી હિમાલયને પણ અતિક્રમણ કરી તેની ઉત્તર બાજુ જઈને, ઘણા યોજનમાં જેનો વિસ્તાર છે એવા સમુદ્રને પામી, ત્યાંથી નાના પ્રકારનાં વૃક્ષ તથા લતાઓથી વિંટાયલા મ્હોટા દ્વિપ પ્રત્યે ગઈ. ત્યાં નાના પ્રકારનાં પક્ષિયોથી વિંટાયલું તથા ચોતરફથી સો યોજનમાં વિસ્તારવાળું દિવ્ય સરોવર જોયું. જેને વિષે ભ્રમરો જેમાં ગુંજાર કરી રહ્યાં છે, એવાં પ્રફુલ્લિત થયેલાં પાંચ રંગનાં દિવ્ય કમળ હતાં. તે સરોવરના મધ્ય ભાગ વિષે એક મ્હોટી સુંદર કમળિની હતી, જે શ્વેત તથા ઉન્નત નાળવાવાળા મ્હોટાં કમળથી વિંટાયલી હતી. તે કમળનું નાળવું ભેદી ઇંદ્રાણી સહિત ઉપશ્રુતિ તેમાં પેઠી, તો તે કમળના બિસતંતુમાં અત્યંત સૂક્ષ્મરૂપે ઇંદ્રને જોયો. ત્યારે ઉપશ્રુતિ સહિત ઇંદ્રાણીએ પણ સૂક્ષ્મરૂપ ધારણ કર્યાં. પછી ઇંદ્રના પૂર્વના વિખ્યાત કર્મે કરી ઇંદ્રાણીએ તેની સ્તુતિ કરી. તે સાંભળી ઇંદ્ર શચી પ્રત્યે પૂછવા લાગ્યો કે, શું કરવા તું અહિં આવી છે? ને તેં મને "હું અહિં છું" એમ કેમ જાણ્યો?

તે સાંભળી ઇંદ્રાણી નહુષનું બનેલું વૃત્તાંત કહેવા લાગી કે, હે શતક્રતુ, ત્રણ લોકને વિષે ઇંદ્રપણું પામી ગર્વિષ્ટ થઇ દુષ્ટબુદ્ધિવાળા નહુષે મને કહ્યું કે, "તું મારી પાસે રેહે." એવી રીતે તેણે કહ્યું ત્યારે મેં તેની પાસેથી વખત માગી લીધો છે. માટે હે સમર્થ, હવે જો તમે મારી રક્ષા નહીં કરો, તો તે મને વશ કરશે. એ કારણથીજ હું જલદિથી તમારી પાસે આવી છું, માટે હે મહાબાહો, પાપનો છે નિશ્ચય જેને એવા ભયંકર નહુષને મારો. હે દૈત્ય દાનવને મારનાર, તમે તમારા આત્માને પ્રકાશ કરો. હે સમર્થ, તેજને પ્રાપ્ત થાઓ અને દેવતાઓના રાજ્યને સાચવો.

प्रकाशयात्मनात्मानं दैत्यदानवसूदन ।
तेजःसमप्नुहिविभो देवराज्यंप्रशाधिच ॥ १८ ॥

इति श्रीमहाभारते उद्योगपर्वाणि सेनोद्योगपर्वाणि इंद्राणींद्रस्तवे गुर्जरभाषायां चर्तुदशोऽध्यायः ॥१४॥

---

**शल्यउवाच** ॥ एवमुक्तःसभगवान् शच्यातांपुनरब्रवीत् ।
विक्रमस्यनकालोयं नहुषोबलवत्तरः ॥ १ ॥

શલ્ય કહે છે–એ રીતે શચીએ કહ્યું ત્યારે, ભગવાન ઇંદ્ર ફરીથી તે પ્રત્યે કહેવા લાગ્યા કે, મારે પરાક્રમ કરવાનો આ વખત નથી, કારણ નહુષ અત્યંત બળવાન છે. હે ભામિનિ, ઋષિઓએ હવ્ય તથા કવ્યથી તેને અત્યંત વધારેલો છે, માટે હે સુંદર દેવિ, હું એક યુક્તિ બતાવું તે તું કરવા યોગ્ય છે, પણ તે તારે ક્યારેય કોઇને કહેવી નહીં. સાંભળ–હે રૂડા મધ્ય ભાગવાળી, એકાંતમાં જઈ તું નહુષને કેહેજે કે, "હે જગત્પતે, તમે દિવ્ય ઋષિયોનાં વાહનથી મારી પાસે આવો. એટલે પ્રસન્ન થઈ હું તમારે વશ થઈશ;" એમ તેને કહે. એવી રીતે ઇંદ્રે કહ્યું ત્યારે કમળ સરખાં નેત્રવાળી ઇંદ્રાણી, ઠીક એમ કહી નહુષ પાસે આવી. ત્યારે નહુષ તેને જોઇ વિસ્મય પામી કહેવા લાગ્યો કે,—હે સુંદર કટિપશ્ચાદ્ભાગવાળી, હે પવિત્ર હાસ્યવાળી, તું ભલે આવી, હું શું કરૂં? તે કહે. હે મનસ્વિનિ, હે કલ્યાણી, તારો ભક્ત જે હું તેને ભજ. તું શું ઇચ્છે છે? હે રૂડા મધ્યભાગવાળી, જે તારૂં કાર્ય હશે તે હું કરીશ, તારે શરમાવું નહીં; મારે વિષે ભરોંસો રાખ. હે દેવિ, હું ખરેખર શપથ ખાઇને કહુંછું કે, તારૂં વચન પાળીશ. તે સાંભળી ઇંદ્રાણીએ કહ્યું કે, હે જગત્પતિ, તારી

સાથે જે મેં કાળનો અવધિ કર્યો છે, તેની હું વાટ જોઉંછું. હે સુરાધિપ, તે પછી તુંજ મારો ભર્તા થઇશ. પણ, હે દેવરાજ, એક મારા હૃદયમાં કાર્ય છે, જે કહું તે સાંભળ—જો તે પ્રમાણે મારૂં પ્રિય કરે, તો હું તને વશ થાઉં. તે કાર્ય એકે, ઇંદ્રને, ઘોડા, હસ્તિ તથા રથ ઈત્યાદિ વાહનો છે, પણ હે સુરાધિપ, હું તારાથી અપૂર્વ વાહનને ઇચ્છુછું. જે વિષ્ણું, રૂદ્ર, અસુર તથા રાક્ષસાદિ, કોઇનું નથી. હે સમર્થ, મ્હોટા ભાગ્યવાળા, સર્વ ઋષિયો એકઠા થઇ પાલખીમાં જોડાઇ તેને ઉપાડે, એ મને રૂચે છે. તું કંઇ દેવ તથા અસુર સરખો નથી, કારણ દર્શન માત્રમાંજ પોતાના પરાક્રમથી સર્વના તેજને ગ્રહણ કરે છે! કોઇ પરાક્રમી પણ તારી સામે ઉભા રહેવાને સમર્થ નથી! શલ્યે કહ્યું કે, હે યુધિષ્ઠિર, એ રીતે ઇંદ્રાણીએ કહ્યું, ત્યારે નહુષરાજા અત્યંત પ્રસન્ન થયો, અને તે શુદ્ધ ઇંદ્રાણી પ્રત્યે કહેવા લાગ્યો કે, હે દેવિ, હે વરને વરનારી, હે શ્રેષ્ઠ મુખવાળી, આ તેં અપૂર્વ એવું દૃઢ વાહન કહ્યું, તે મને પણ રૂચે છે, કારણ હું તારે વશ છું. જે મુનિયોને વાહન કરે, તે થોડા પરાક્રમવાળો ન હોય! હું તપસ્વિ, બળવાન તથા ભૂત ભવિષ્ય અને વર્તમાનનો પ્રભુ છું! હું જો કોપ કરૂં તો સર્વ જગત્ નાશ પામે! મારે વિષે સર્વ રહ્યું છે! હે પવિત્ર હાસ્યવાળી, હું જો ક્રોધ કરૂં તો દેવ, દાનવ, ગંધર્વ કિન્નર, ઉરગ, રાક્ષસ તથા સર્વ લોકો પણ મને પૂરા પડે નહીં! કારણ જેને ચક્ષુએ કરી જોઉં. તેનું તેજ હરણ કરી લઉં! માટે હે દેવિ, તારા કહ્યા પ્રમાણે હું કરીશ, એમાં સંશય નહીં. હે વરને વરનારી સપ્તર્ષિયો તથા બ્રહ્મર્ષિયો મને વેહેશે! મારૂં મહાત્મ્ય તથા મારી સમૃદ્ધિ જો! શલ્યે કહ્યું કે હે યુધિષ્ઠિર, એમ કહી શ્રેષ્ઠ મુખવાળી ઈંદ્રાણીને પાછી મોકલી. પછી નિયમમાં રહેલા ઋષિયોને પાલખીમાં જોડી તેમના પાસે તે પાલખી ઉપડાવીને, અબ્રહ્મણ્ય, બળવાન, મદ તથા બળથી મદોન્મત્ત અને કામદેવથી વિંટાયલો દુષ્ટ બુદ્ધિવાળો નહુષ તેમને વાહન કરવા લાગ્યો. હવે નહુષે પાછી મોકલેલી ઇંદ્રાણીતો, બૃહસ્પતિ પાસે જઈ કહેવા લાગી કે, નહુષ સાથે મેં જે કાળનો અવધિ કર્યોછે, તે હવે બાકી થોડો રહ્યોછે, માટે ઇંદ્રને જલદિથી ખોળો. અને તમારી ભક્ત જે હું, તેની ઉપર દયા કરો. એવાં તેનાં વચન સાંભળી, ઠીક બહુ સારૂં, એમ કહી ભગવાન બૃહસ્પતિ તે પ્રત્યે કહેવા લાગ્યા કે, હે દેવિ, મનુષ્યમાં અધમ, દુષ્ટ ચિત્તવાળા નહુષથી તારે બીહિવું નહીં, કારણ એ ઋષિયોને વાહન કરવાથી નાશ પામ્યો, એમજ તારે જાણવું; હવે ઘણા કાળ નહીં

રહે, અને હું પણ એ દુર્બુદ્ધિવાળાના નાશ વાસ્તે ઇષ્ટિ કરીશ, ને ઇંદ્રને આણી આપીશ. માટે તું બીહિ માં, તારૂં કલ્યાણ થાઓ! એમ કહી મ્હોટા તેજવાળા બૃહસ્પતિ, અગ્નિ પ્રજ્વલિત કરી ઇંદ્રની પ્રાપ્તિ વાસ્તે તેમાં પરમ હવિષ હોમી તેને કહેવા લાગ્યા કે, હે અગ્નિ, તું ઇંદ્રને ખોળ. તે સાંભળી ભગવાન હુતાશન, અદ્દભુત સ્ત્રીનો વેષ લઈ ત્યાંજ અંતર્ધ્યાન થઈ ગયા. અને મનના સરખી ગતિથી નિમેષ માત્રમાં દિશા, વિદિશા પર્વત, વન, પૃથ્વી તથા અંતરિક્ષ પ્રત્યે ચોતરફ તેને ખોળી, પાછા બૃહસ્પતિ પાસે આવ્યા. અને કહેવા લાગ્યા કે હે બૃહસ્પતિ, મેં દેવરાજને ક્યાંયપણ જોયા નહીં, પણ જોવાનાં સ્થાનમાં એક પાણી બાકી રહ્યું છે; જેમાં પેસવાને હું શક્તિમાન નથી, કારણ હે બ્રહ્મન્, ત્યાં મારી ગતિજ નથી. બીજું શું તમારૂં પ્રિય કરૂં? તે કહો. તે સાંભળી બૃહસ્પતિએ કહ્યું કે, હે મ્હોટા તેજવાળા અગ્નિ, તું જળમાં પ્રવેશ કર. ત્યારે અગ્નિએ કહ્યું કે, હું જળમાં પ્રવેશ કરી શકતો નથી, કારણ તેમ કરવાથી મારો ક્ષય થાય. માટે હે મ્હોટા તેજવાળા, હું તમારી શરણે આવ્યોછું, તમારૂં કલ્યાણ થાઓ! પાણીથી અગ્નિ, બ્રાહ્મણથી ક્ષત્રિય તથા પાષાણથી લોહ થાયછે, તેઓનું તેજ સર્વ ઠેકાણે જાય, પણ પોતાના કારણને વિષે શાંતિને પામે.

अद्‌भ्योग्निर्ब्रह्मतःक्षत्र मश्मनोलोहमुत्थितं ।

तेषांसर्वत्रगंतेजः स्वासुयोनिषुशाम्यति ॥ ३४ ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि सेनोद्योगपर्वणि बृहस्पत्यग्निसंवादे गुर्जरभाषायां पंचदशोऽध्यायः ॥१५॥

---

**बृहस्पतिउवाच** ॥ त्वमग्नेसर्वदेवानां मुखंत्वमसिहव्यवाट् ।

त्वंमंतःसर्वभूतानां गुढश्चरासिसाक्षिवत् । १ ॥

બૃહસ્પતિ કહેછે—હે અગ્નિ, તું સર્વ દેવતાઓનું મુખ છે, હવ્યને વેહેનાર પણ તું છે. સર્વ ભૂતોમાં તું મનાયલો છે તથા સાક્ષિની પેઠે છુપો વિચરે છે. હે હુતાશન, કવિયો તને જઠરરૂપે એક કહેછે, અને તનેજ ગાર્હપત્ય, દક્ષિણાગ્નિ તથા આહવનીયરૂપે કરી ત્રણ પ્રકારનો કહેછે. તેં ત્યાગ કર્યું હોયતો આ જગત્ તત્કાળ નાશ પામે! બ્રાહ્મણો પણ ત્રણ પ્રકારનો જે તું તેને નમસ્કાર કરીને, પોતાના કર્મથી સંપાદન કરેલી શાશ્વતી ગતિને, પુત્ર તથા સ્ત્રિયો સહિત પામેછે. હે અગ્નિ, હવ્યને

વેહેનાર તથા પરમહવિષ પણ તું છે. પરમ યજ્ઞ તથા સત્રથી મનુષ્યો તા-રૂંજ યજન કરે છે. હે હવ્યને વેહેનાર, આ ત્રણલોકને સૃજી પાછો પ્રલય વખતે વૃદ્ધિ પામીને, તુંજ તેને નાશ પમાડે છે; માટે સર્વ ભુવનની ઉત્પ-ત્તિ સ્થાન તથા પ્રલય સ્થાન પણ તુંજ છે. હે અગ્નિ, બુદ્ધિમાન્ પુરૂષો મેઘ તથા વિદ્યુત પણ તનેજ કહેછે. તારાથી જ્વાળાઓ નિકળી સર્વ પ્રા-ણિઓને વેહેછે, સર્વ જળ તારે વિષે રહ્યાં છે; તેમ સર્વ જગત્ પણ રહ્યું છે. હે પાવક, ત્રણ લોક વિષે તારાથી અજાણ્યું કાંઈ નથી, ને પોતાની યોનિને સર્વ ભજે છે, માટે તું પણ શંકા રહિત થઈ જળ પ્રત્યે પ્રવેશ ક-ર. હું તને સનાતન બ્રાહ્મ મંત્રે કરી પાછો વૃદ્ધિ પમાડીશ. એ રીતે બૃહ-સ્પતિએ સ્તુતિ કરી, ત્યારે ભગવાન, કવિ તથા ઉત્તમ એવા અગ્નિએ પ્રસ-ન્ન થઈ બૃહસ્પતિ પ્રત્યે આવી રીતે ઉત્તમ વાક્ય કહ્યું કે, હું તમોને ઇંદ્ર દેખાડીશ, એ હું સત્ય કહું છું. શલ્યે કહ્યું કે હે યુધિષ્ઠિર, ત્યારે અગ્નિ, ખાબોચીયા તથા સમુદ્ર સહિત સર્વ જળોમાં પ્રવેશ કરી, જે તળાવ વિષે ઇંદ્ર છુપો રહ્યો હતો ત્યાં પ્રાપ્ત થયો. હે ભરતર્ષભ, ત્યાં કમળોને ખોળતા તે અગ્નિએ કમળના મૂળની વચમાં બેઠેલા ઇંદ્રને જોઈ, જલદીથી પાછા આવી બૃહસ્પતિ પ્રત્યે કહ્યું કે, અણુમાત્ર શરીરથી ઇંદ્ર કમળના તંતુનો આશ્રય કરી બેઠેલ છે. તે સાંભળી બૃહસ્પતિ, દેવર્ષિ તથા ગંધર્વો સહિત ત્યાં જઈ, બળને મારનાર ઇંદ્રની તેના પૂર્વના કરેલા કર્મથી સ્તુતિ કરવા લાગ્યા કે, હે શક્ર, મહાદારૂણ નમુચિ નામનો અસુર તેં નાશ પમાડ્યો, ને મહા ઘોરપરાક્રમવાળા શંબર તથા બળ નામના અસુરો પણ માર્યા. તેમજ હે શતક્રતુ, તું વૃદ્ધિને પામ અને સર્વ શત્રુને માર. હે શક્ર, ઉભો થા ને આવેલા દેવર્ષિયોને જો. હે સમર્થ, હે દેવરાજ, હે જગત્પતે, હે મહેંદ્ર, દા-નવોને મારી ત્રણ લોકની તેં રક્ષા કરી છે, અને વિષ્ણુના તેજયુક્ત પા-ણીનું ફીણ લઈ પૂર્વે વૃત્રાસુરને પણ માર્યો છે. સર્વ ભૂતોમાં શરણ થવા લાયક તથા સ્તુતિ કરવા લાયક પણ તું છે. આ જગત્માં તારા સરખું કોઇ પણ પ્રાણી નથી. હે શક્ર, સર્વ પ્રાણિયોને ધારણ પણ તું કરે છે, ને દેવતાઓનો મહિમા પણ તેં વધાર્યો છે. માટે હે મહેંદ્ર, સર્વ લોકની રક્ષા કર ને બળને પામ. એ રીતે બૃહસ્પતિએ સ્તુતિ કરી, ત્યારે ધીરે ધી-રે ઇંદ્ર વૃદ્ધિ પામ્યો, ને પોતાનું શરીર પામી બળ સંયુક્ત થયો; અને ઉ-ભેલા ગુરૂ બૃહસ્પતિ પ્રત્યે પૂછવા લાગ્યો કે, તમારૂં શું કાર્ય અવશેષ રહ્યું છે? ત્વષ્ટાનો પુત્ર મોટી કાયાવાળો વૃત્ર નામનો મ્હોટો અસુર જે ત્રણ લોકને

નાશ કરતો હતો, તેને તો મેં માર્યો! તે સાંભળી બૃહસ્પતિએ કહ્યું કે મનુષ્ય જાતિનો નહુષ નામનો રાજા, દેવર્ષિ ગણના તેજથી દેવરાજ્યને પ્રાપ્ત થયો છે, જે અમને બધાને અત્યંત બાધ કરે છે. તે સાંભળી ઇંદ્રે પૂછ્યું કે, હે બૃહસ્પતે, નહુષ રાજા દુર્લભ એવું દેવતાઓનું રાજ્ય કેમ પામ્યો! તે કયા તપેયુક્ત હતો વા શું પરાક્રમવાળો હતો! તે સાંભળી બૃહસ્પતિએ કહ્યું કે, તેં ત્યાગ કરેલા ઇંદ્રપદ પ્રત્યે ભય પામેલા દેવતાઓ ઇંદ્રની કામના કરવા લાગ્યા. ત્યાં દેવતા, પિતૃ, ઋષિયો તથા મુખ્ય ગંધર્વો, સર્વ એકઠા થઈ નહુષ પ્રત્યે જઈ તેને કહેવા લાગ્યા કે, હે નહુષ, જગતનો રક્ષણ કરનાર તું અમારો રાજા થા. ત્યારે નહુષે કહ્યું કે, તમારૂં રાજ્ય કરવાને મારામાં શક્તિ નથી, માટે તપ તથા તેજથી મને વૃદ્ધિ પમાડો, તો હું તમારૂં રાજ્ય કરૂં. એવાં તેનાં વચન સાંભળી તેને દેવતાઓએ વૃદ્ધિ પમાડ્યો, એટલે ભયંકર છે પરાક્રમ જેનું એવો તે નહુષ સ્વર્ગનો રાજા થયો, હાલ તે દુરાત્મા ત્રૈલોક્યનું રાજ્ય પામી મહર્ષિયોને વાહન કરી લોકમાં ફરે છે. તેની દૃષ્ટિમાં તેજને હરનારૂં વિષ છે, માટે તે અત્યંત ઘોર નહુષને તું ક્યારેય પણ જોઈશ માં. અને અત્યંત પીડાએલા સર્વ દેવતાઓ પણ છાનારૂપથી ફરતાં તેને જોતા નથી. શલ્યે કહ્યું કે હે યુધિષ્ઠિર, એ રીતે બૃહસ્પતિએ કહ્યું તેટલામાં લોકપાલ કુબેર, સૂર્યના પુત્ર યમ, પ્રાચીન દેવ સોમ તથા વરૂણ ત્યાં આવ્યા; અને મહેંદ્ર પ્રત્યે કેહેવા લાગ્યા કે ત્વષ્ટાના પુત્ર વૃત્રને તમે માર્યો, તે ઘણું સારૂં થયું; ને હે ઇંદ્ર, માર્યો છે શત્રુ જેણે એવા તમને અમે ક્ષત રહિત તથા કુશળ જોઇએ છીએ, તેપણ ઘણું સારૂં થયું છે. એવાં તેમનાં વચન સાંભળી તે પ્રસન્ન થએલો ઇંદ્ર પણ, તે લોકપાલ દેવોનો ઘટતી રીતે સત્કાર કરી, નહુષની બુદ્ધિનો ભેદ કરવા વાસ્તે તેઓને પ્રેરણા કરતાં કેહેવા લાગ્યો કે દેવતાઓનો રાજા નહુષ ભયંકર રૂપવાળો છે, માટે તેને પરાજય કરવામાં તમે મને સહાયતા આપો. તે સાંભળી તે લોકપાલ દેવતાઓ બોલ્યા કે હે ઇશ, તે નહુષ ભયંકર રૂપવાળો તથા દૃષ્ટિમાંછે વિષ જેને એવોછે માટે અમે તો તેથી બિહિએ છીએ; વાસ્તે હે ઇંદ્ર, તમે જો નહુષ રાજાને પરાજય પમાડો તો અમે ભાગને યોગ્ય થઈએ. તે સાંભળી ઇંદ્રે કહ્યું કે, તેમ થાઓ અને તમે, વરૂણ, યમ તથા કુબેર, દેવતાઓ સહિત મારાથી અભિષેકને પામો, એટલે ઘોર દૃષ્ટિવાળા નહુષને આપણે જીતિએ. તેટલામાં અગ્નિએ કહ્યું કે, મને પણ ભાગ આપો, હું પણ તમને સહાય કરીશ.

ત્યારે ઇંદ્રે કહ્યું કે, હે અગ્નિ, તારોપણ મોટા યજ્ઞ વિષે ઇંદ્રાગ્નિના ભેગો ભાગ થશે. શલ્યે કહ્યું કે હે યુધિષ્ઠિર, વરને દેનાર ભગવાન પાકશાસન મહેંદ્ર એ રીતે વિચાર કરી સર્વ યક્ષ તથા ધનનું અધિપતિપણું પ્રભુ એવા કુબેરને, પિતૃનું યમને, તથા પાણીનું વરૂણને આપ્યું.

वैवस्वतंपितृणांच वरुणंचाप्यपांतथा ।
अधिपत्यंददौशक्रः संचिंत्यवरदस्तथा ॥ ३४ ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि सेनोद्योगपर्वणि इंद्रवरुणादि संवादे गुर्जरभाषायां षोडशोऽध्यायः ॥ १६ ॥

---

**शल्यउवाच** ॥ अथसंचिंतयानस्य देवराजस्यधीमतः ।
नहुषस्यवधोपायं लोकपालैःसदैवतैः ॥ १ ॥

શલ્ય કહે છે—પછી દેવતાઓ સહિત લોકપાલો સાથે બુદ્ધિમાન્ ઇંદ્ર, નહુષને મારવાનો ઉપાય ચિંતન કરતો હતો, તેટલામાં તપસ્વી એવા ભગવાન અગસ્ત્ય મુનિ ત્યાં દેખાયા. તે પૂજા કરી ઇંદ્રને કેહેવા લાગ્યા કે, વિશ્વરૂપ તથા વૃત્રાસુરનો વધ કરી તું વૃદ્ધિ પામેછે, તે ઘણું સારૂં થયું, ને હે પુરંદર, આજ દેવતાઓના રાજ્યથી નહુષ ભ્રષ્ટ થયો તે પણ બહુ સારૂં થયું. અને હે બલને મારનાર, હણાયાછે શત્રુ જેના એવા તને હું જોઉંછું, એપણ ઘણું સારૂં થયું. તે સાંભળી ઇંદ્રે કહ્યું કે, હે મહર્ષે, તમે ભલે પધારયા તમારા દર્શનથી હું ઘણો પ્રસન્ન થયોછું. હવે મારાથી પાદ્ય, આચમનીય, અર્ઘ્ય તથા ગાયને ગ્રહણ કરો. શલ્યે કહ્યું કે હે યુધિષ્ઠિર, એ રીતે જેની પૂજા કરીછે એવા આસન ઉપર બેઠેલા બ્રાહ્મણમાં શ્રેષ્ઠ અગસ્ત્યને પ્રસન્ન થયેલા ઇંદ્ર પૂછવા લાગ્યા કે, હે દ્વિજોત્તમ, હે ભગવાન, પાપી નહુષ સ્વર્ગથી કેવી રીતે ભ્રષ્ટ થયો? તે મને સાંભળવાની ઇચ્છા છે, માટે કહો. તે સાંભળી અગસ્ત્યે કહ્યું કે, હે શક્ર, બળથી ગર્વિષ્ટ, દુરાચરણવાન તથા દુષ્ટબુદ્ધિવાળો નહુષ જે રીતે સ્વર્ગથી ભ્રષ્ટ થયો તે સંબંધ પ્રિય વાક્ય કહું તે સાંભળો—તે પાપકારી નહુષને વેહેનારા શ્રમથી પીડાયલા અને મોટા ભાગ્યવાળા દેવર્ષિયોએ તથા નિર્મળ અંતઃકરણવાળા મહર્ષિઓએ તેને સંશય વિષયક આવી રીતે પ્રશ્ન પૂછ્યો કે, હે નહુષ, ગવાલંભ યજ્ઞમાં ગાયોના પ્રોક્ષણ વિષે જે આ મંત્રો બ્રહ્માએ કાહ્યા છે, એ તારે પ્રમાણ છે કે નહીં ? તે સાંભળી તમોગુણથી મૂઢ ચિ-

ત્તવાળા નહુષે તેઓને કહ્યું કે, હું એ પ્રમાણ નથી માનતો. એવાં તેનાં વચન સાંભળી ઋષિયો બોલ્યા કે, તું અધર્મને વિષે પ્રવર્ત્તમાન છે, તેથી ધર્મને નથી જાણતો. પણ અમારેતો પૂર્વે મહર્ષિયોએ કહ્યું છે તેથી એ પ્રમાણ છે. અગસ્ત્યે કહ્યુ કે હે ઈંદ્ર, એ રીતે મુનિયો સાથે વાદ કરતાં અધર્મિ નહુષે મારા મસ્તક વિષે પોતાનો પગ અડાડયો, તેથી તે તેજોહીન તથા શોભા વગરનો થઈ ગયો. ત્યારે તે અત્યંત પીડાયલા અને અજ્ઞાનથી ઉદ્વિગ્ન થયેલા નહુષને મેં આ રીતે કહ્યું કે, હે મૂઢ નહુષ રાજા, પ્રાચીનોએ જે કહ્યું છે, તથા બ્રહ્મર્ષિયોએ જે આચરણ કરેલુંછે, તે વિષે દીઠા વગર જે તું દોષ આપે છે, મારા મસ્તક વિષે પગે કરી સ્પર્શ કરેછે, અને બ્રહ્મા સરખા કોઇથી સહન ન થાય એવા ઋષિયોને વાહન કરેછે, તેથી હણાઇ છે કાંતિ જેની એવો ક્ષીણ પુણ્યવાન તું, પાપથી ભ્રષ્ટ થઇ મ્હોટા સર્પનું રૂપ ધારણ કરી, દશ હજાર વર્ષ સુધી, પૃથ્વીમાં પડીને ફરયા કરીશ. તે વર્ષો પૂરાં થયે પાછો સ્વર્ગને પામીશ. હે શત્રુને દમન કરનાર ઇંદ્ર, એ રીતે દુષ્ટબુદ્ધિવાળો નહુષ દેવતાઓના રાજ્યથી ભ્રષ્ટ થયો. હે શક્ર, બ્રાહ્મણોને કાંટારૂપ તે હણાયો, હવે સારી રીતે આપણે પરિપૂર્ણ થયા, હે શચીપતે, હવે જીતિ છે ઇંદ્રિયો તથા શત્રુ જેણે અને મહાર્ષિયો જેની સ્તુતિ કરે છે, એવો તું સ્વર્ગ પ્રત્યે જઈ લોકોની રક્ષા કર. શલ્યે કહ્યું કે હે યુધિષ્ઠિર, પછી મહર્ષિ ગણે સહિત પ્રસન્ન થયેલા સર્વ દેવતાઓ, પિતૃ, યક્ષ, ભુજંગ, રાક્ષસ, ગંધર્વ, દેવકન્યાઓ, સર્વ અપ્સરાઓના ગણ અને તળાવો, નદિઓ, પર્વતો તથા સમુદ્રો, એઓ બધાં મૂર્તિમાન થઈ ઇંદ્ર પાસે આવી કેહેવા લાગ્યાં કે, હે શત્રુને હણનાર, તું વૃદ્ધિ પામેછે એ બહુ સારૂં થયું ને બુદ્ધિમાન્ અગસ્ત્યે પાપરૂપ નહુષને નાશ પમાડયો એ પણ ઘણું સારૂ થયું, અને તેને પૃથ્વીતલ વિષે પાપરૂપ છે આચરણ જેનું એવો સર્પ કરયો, એપણ ઘણું સારૂં થયું.

हतश्चनहुषःपापो दिष्टगस्त्येनधर्मिना ।
विष्टचापापसमाचारः कृतःसर्पोमहीतले ॥

इति श्रीमहाभारते उद्योगपर्वाणि सेनोद्योगपर्वाणि इंद्रागस्त्यसंवादे नहुषभ्रंषे गुर्जरभाषायां सप्तदशोऽध्यायः ॥ १७ ॥

---

शल्यउवाच ॥ ततःशक्रःस्तूयमानो गंधर्वाप्सरसांगणैः ।
ऐरावतंसमारुह्य द्विपेंद्रंलक्षणैर्युतं ॥ १ ॥

શલ્ય કેહેછે—પછી ગંધર્વ તથા અપ્સરાના ગણોએ જેની સ્તુતિ કરી છે એવો ઇંદ્ર, સર્વ લક્ષણયુક્ત હસ્તિયોમાં શ્રેષ્ઠ એરાવત ઉપર બેશી અત્યંત મ્હોટા તેજવાળા અગ્નિ, મહર્ષિ, બૃહસ્પતિ, યમ, વરૂણ તથા ધનના ઇશ્વિર કુબેર, એ સર્વ દેવતા, ગંધર્વ તથા અપ્સરાઓથી વિંટાઇને સ્વર્ગ પ્રત્યે ગયા; અને ત્યાં ઇંદ્રાણી સાથે મળી પરમહર્ષથી સ્વર્ગની રક્ષા કરવા લાગ્યા. તેટલામાં ભગવાન અંગિરા ત્યાં આવ્યા, અને અથર્વ વેદના મંત્રથી ઇંદ્રને આશિર્વાદ દીધો. તેથી પ્રસન્ન થએલા ભગવાન ઇંદ્રે, તે અથર્વ વેદ જાણનારા અંગિરાને વરદાન દીધું જે, આ અથર્વ વેદ વિષે અથર્વાંગિરસ નામે ભાગ થશે; એટલે કે એ વેદને કેહેવાથી એના ઋષિ તમે થશો અને યજ્ઞમાં ભાગ પામશો. એ રીતે ભગવાન ઈંદ્ર, અથર્વ વેદ જાણનાર અંગિરાનો સત્કાર કરી તેને વિસર્જન કરયા પછી અત્યંત પ્રસન્ન થઈ દેવતા તથા તપરૂપી છે ધન જેને એવા ઋષિયોનો સત્કાર કરીને, ધર્મથી પ્રજાને પાળવા લાગ્યો. શલ્યે કહ્યું કે હે યુધિષ્ઠિર, એ રીતે સ્ત્રી સહિત ઇંદ્ર દુ:ખને પ્રાપ્ત થયો હતો, અને શત્રુના નાશની ઇચ્છાથી તેણે અજ્ઞાતવાસ પણ કરયો હતો. માટે હે રાજેંદ્ર, મહાત્મા ભાઇયો તથા દ્રૌપદી સહિત તમે મહાવનમાં કલેશ પામ્યા છો, તે નિમિત્ત તમારે કાંઇપણ શોક કરવો નહીં. કારણ હે રાજેંદ્ર, હે ભારત, હે કુરૂનંદન, જે રીતે વૃત્રને મારી ઇંદ્ર રાજ્યને પ્રાપ્ત થયો, એજ રીતે તમે પણ રાજ્યને પ્રાપ્ત થશો. હે શત્રુને મારનાર, દુરાચરણ કરનાર, પાપાત્મા તથા બ્રાહ્મણનો દ્વેષી નહુષ, જેમ અગસ્ત્યના શાપથી હણાઇને ઘણા વર્ષ નાશ પામ્યો, તેમજ દુષ્ટ બુદ્ધિવાળા તમારા શત્રુ કર્ણ તથા દુર્યોધનાદિક પણ જલદી નાશ પામશે. એટલે હે વીર, ભાઇઓ તથા આ દ્રૌપદિ સહિત તમે સમુદ્ર પર્યંત આ પૃથ્વીને ભોગવશો. આ ઈંદ્રનો છે વિજય જેમાં એવું વેદ સરખું ઉપાખ્યાન, વ્યૂહ રચનાથી સૈન્ય ઉભેલાં હોય, તે વખતે જયને ઇચ્છનાર રાજાએ સાંભળવા લાયક છે; માટે હે જય કરનારાઓમાં શ્રેષ્ઠ, આ વિજયરૂપ આખ્યાન મેં તમોને સંભળાવ્યું. હે યુધિષ્ઠિર, સ્તુતિ કરેલા મહાત્માઓ વૃદ્ધિને પામે છે. દુર્યોધનના અપરાધથી ને ભીમ તથા અર્જુનના બળથી મહાત્મા ક્ષત્રિઓનો નાશ થશે. ઇદ્રનો છે વિજય જેમાં એવા આ આખ્યાનનો જે નિયમથી પાઠ કરે, તે પાપ રહિત થઇ અંતે સ્વર્ગને પામે; અને આ લોકમાં પણ હર્ષને પામે. વળી તેને શત્રુનું ભય થાય નહીં, તે પુત્ર વગરનો ન થાય, ને કોઇ પણ આપતને ન

પામે, પણ મ્હોટા આયુષને પામીને સર્વે ઠેકાણે જય પામે; ક્યારેય તેનો પરાજય થાય નહીં. વૈશંપાયન કેહે છે—હે જનમેજય, એ રીતે શલ્યે જેની આશ્વાસના કરી છે, એવા ધર્મ ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ કુંતી પુત્ર યુધિષ્ઠિર રાજા, તેનાં વચન સાંભળી વિધિપૂર્વક તેનો સત્કાર કરી, તે મદ્ર દેશના રાજા શલ્ય પ્રત્યે આવી રીતે વચન કહેવા લાગ્યા કે, તમે કર્ણનું સારથીપણું કરશો, એમાં સંશય નહીં. વાસ્તે તમારે અર્જુનની સ્તુતિ તથા કર્ણના તેજનો વધ કરવો. શલ્યે કહ્યું કે જે રીતે તમે કહો છો તેજ રીતે હું કરીશ, અને બાકી પણ જે મારાથી બની શકશે તે તમારૂં હિત કરીશ. વૈશંપાયન કેહેછે-હે જનમેજય, પછી મદ્ર દેશનો અધિપતિ લક્ષ્મીવાન શલ્ય, પાંડવોની આજ્ઞા માગી સૈન્ય સહિત ત્યાંથી દુર્યોધન પ્રત્યે ગયો.

ततस्त्वामंत्र्यकौंतेयाञ्छल्योमद्राधिपस्तदा ।
जगामसबलःश्रीमान् दुर्योधनमारिंदम ॥

इति श्रीमहाभारते उद्योगपर्वाणि सेनोद्योगपर्वाणि शल्यगमने गुर्जरभाषायां अष्टादशोऽध्यायः ॥ १८ ॥

---

**वैशंपायनउवाच** ॥ युयुधानस्ततोवीरः सात्वतानांमहारथः ।
महताचतुरंगेण बलेनागाद्युधिष्टिरं ॥ १ ॥

વૈશંપાયન કેહેછે—હે જનમેજય, પછી યાદવોમાં મહારથી શૂરવીર સાત્યકી મ્હોટાં ચતુરંગ સૈન્ય સહિત યુધિષ્ઠિર પ્રત્યે આવ્યો. તેના સૈન્યને નાના પ્રકારના દેશમાંથી આવેલા, મહા પરાક્રમી તથા નાના પ્રકારનાં શસ્ત્રોવાળા યોદ્ધાઓ શોભાડતા હતા, અને ફરશી, ગોફણ, ત્રિશૂળ, ગુરંજ, ગદા, ભાલાં, લોઢાથી મઢેલા સોટા અને બ્રહ્મપાશ તથા નાગપાશ ઈત્યાદિ અસ્ત્ર, નિર્મળ તલવાર, ખડ્ગ, ધનુષના સમુદાય તથા તેલ લગાડેલા વિવિધ પ્રકારના બાણો ઇત્યાદિ શસ્ત્રોથી પણ તેનું સૈન્ય શોભતું હતું. સુવર્ણના સરંજામથી શોભતાં તે સૈન્યનું રૂપ વિજળિ સહિત મેઘના સરખું લાગતું હતું. હે રાજન્, તે અક્ષૌહિણી સેના યુધિષ્ઠિરના સૈન્ય પ્રત્યે પ્રવેશ કરી, જેમ નાની નદી સમુદ્ર પ્રત્યે પ્રવેશ કરી તેથી જૂદી ન જણાય, તેમ જૂદી ન જણાતી હતી. પછી ચેદિયોમાં શ્રેષ્ઠ બળવાન ધૃષ્ટકેતુ, અક્ષૌહિણી સેનાને ગ્રહણ કરી ઘણાક પરાક્રમવાળા પાંડવો પ્રત્યે આવ્યો, ને મગધ દેશનો રાજા બળવાન જરાસંધનો પુત્ર જયત્સેન પણ એક અક્ષૌહિણી સૈન્ય લઇ ધર્મરાજ પાસે

આવ્યો. તેમજ પાંડ્ય રાજા સાગર તથા અનૂપ દેશના રેહેનાર નાના પ્રકારના યોદ્ધાઓ સહિત યુધિષ્ઠિર પ્રત્યે આવ્યો. હે રાજન્, એ રીતે સૈન્યોનો સમાગમ થયો, ત્યારે તે રૂડા વેષવાળું યુધિષ્ઠિરનું સૈન્ય પણ અત્યંત જોવા લાયક થયું. ત્યાં નાના પ્રકારના દેશોમાંથી આવેલા શૂરવીર પુરૂષો તથા મહારથી પુત્રોથી શોભિતી દ્રુપદની સેના પણ આવી. તેજ પ્રમાણે પર્વતમાં રેહેનાર રાજાઓ સહિત સેનાનો પતિ મત્સ્યદેશનો રાજા વિરાટ પણ પાંડવો તરફ આવ્યો. એ રીતે સર્વ મળી ચોતરફથી વિવિધ પ્રકારના ધ્વજથી સંકુલ, કૌરવો સાથે યુદ્ધ કરવાને ઇચ્છતી તથા મહાત્મા પાંડવોને હર્ષ કરતી સાત અક્ષૌહિણી સેના આવી. તેમજ ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધનને હર્ષ વધારતાં ભગદત્ત રાજાએ તેની તરફ એક અક્ષૌહિણી સેના આપી. ત્યારે કોઇથી સહન ન થાય એવું, સુવર્ણના પોશાક પેહેરેલા પુરૂષોથી જેમ વિંટાય, તેમ ચીના તથા કિરાત લોકથી વિંટાયલું દુર્યોધનનું સૈન્ય, કણેરનું વન શોભે તેવું શોભતું હતું. તેમજ હે કુરૂનંદન, શૂરવીર ભૂરિશ્રવા તથા શલ્યપણ એક એક અક્ષૌહિણી લઇ દુર્યોધન પ્રત્યે આવ્યા. ભોજ, અંધક તથા કુકુર સહિત હાર્દિક્ય અને કૃતવર્મા, અક્ષૌહિણી સેના સહિત દુર્યોધન પ્રત્યે આવ્યા. તે વનમાળા ધારણ કરનાર સિંહરૂપ પુરૂષોએ કરી દુર્યોધનનું સૈન્ય, અત્યંત રમાડેલા મદોન્મત્ત હસ્તિયોથી જેમ વન શોભે, તેમ શોભતું હતું. વળી જયદ્રથ છે મુખ્ય જેમાં એવા સિંધુ તથા સૌવીર દેશમાં રેહેનારા બીજા રાજાઓ પણ, પર્વતોને કંપાવતા હોય નહીં તેની પેઠે કૌરવ પ્રત્યે આવ્યા. તેઓની ઘણીક અક્ષૌહિણી સેના, વાયુએ ચલાયમાન કરેલા ઘણાક રૂપવાળા મેઘ સરખી શોભતી હતી. વળી યવન તથા શક સહિત કાંબોજનો સુદક્ષિણ રાજા અક્ષૌહિણી સેના સહિત કૌરવ પ્રત્યે આવ્યો. તેની સેનાનો સમુદાય તીડ નામના જંતુના સમુદાય સરખો શોભતો હતો. તેપણ કૌરવોના સૈન્યને પામી જૂદો ન દેખાતો હતો. તેમજ માહિષ્મતી પૂરીનો નિવાસી નીલરાજા, લીલાં આયુધ ધારણ કરનાર તથા દક્ષિણ પંથમાં રેહેનાર મહાપરાક્રમી યોદ્ધાઓ સહિત દુર્યોધન તરફ આવ્યો, અને અવંતીના વિંદાનું વિંદ નામના મહાબળવાન બે રાજાઓ પણ એક એક અક્ષૌહિણી સેના સહિત તે પ્રત્યે આવ્યા. વળી પુરૂષમાં સિંહરૂપ કેકય દેશના રાજા પાંચે ભાઇઓ એક અક્ષૌહિણી સેના સહિત કૌરવના સૈન્યને હર્ષ પમાડતા આવ્યા. વળી બીજા દેશોથી આવેલા સર્વ મહાત્મા રાજાઓની બીજી ત્રણ અક્ષૌહિણી સેના થઇ. એ સર્વ મળી

નાના પ્રકારની ધ્વજાઓથી સંકુલ, પાંડવો પ્રત્યે યુદ્ધ કરવાને ઇચ્છનારી દુર્યોધનની અગિઆર અક્ષૌહિણી સેના થઇ. હે ભારત, ત્યારે હસ્તિનાપુરમાં રાજાઓ તથા પ્રધાનાદિ સૈન્યમાંના મુખ્યોને પણ રહેવાનો અવકાશ ન હતો. માટે પંચનદ, સમગ્ર કુરૂજાંગલ, રોહિતકારણ્ય, કેવલમરૂભૂમિ, અહિચ્છત્ર, કાલકૂટ, ગંગાકુલ, વારણ, વાટધાન તથા યામુન પર્વત, એટલા પ્રદેશો ઘણા ધન ધાન્યવાળા તથા વિસ્તારવાળા હોવાથી ત્યાં કૌરવો પ્રત્યે આવેલી સેનાઓનો પડાવ થયો. તે કૌરવો પ્રત્યે દ્રુપદે મોકલેલા પુરોહિતે એ રીતે એકઠું થએલું સૈન્ય જોયું.

तत्रसैन्यंतथायुक्तं ददर्शसपुरोहितः ।
यःसपांचालराजेन प्रेषितःकौरवान्प्रति ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि सेनोद्योगपर्वणि पुरोहितसैन्यदर्शने गुर्जरभाषायां एकोनविंशोऽध्यायः ॥ १९ ॥

**॥ समाप्तमिदंसेनोद्योगपर्व ॥**

---

## ॥ अथ संजययानपर्व ॥

**वैशंपायनउवाच ॥** सचकौरव्यमासाद्य द्रुपदस्यपुरोहितः ।
सत्कृतोधृतराष्ट्रेण भीष्मेणविदुरेणच ॥ १ ॥

વૈશંપાયન કહે છે-હે જનમેજય, હવે દ્રુપદનો પુરોહિત, હસ્તિનાપુર પ્રત્યે જઇ ધૃતરાષ્ટ્ર, ભીષ્મ તથા વિદુરથી સત્કાર પામીને, પ્રથમ સર્વની કુશળતા કહી તેઓનું કુશળ પૂછી, સર્વ સેનાના નાયકોની વચમાં આવી રીતે વાક્ય કેહેવા લાગ્યો કે, તમે સર્વ સનાતન રાજધર્મ જાણો છો, માટે તમારાં વાક્ય સાંભળવા સારૂ હું કહું છું કે, ધૃતરાષ્ટ્ર તથા પાંડુરાજા બેઉ એકજ પિતાના પુત્ર વિખ્યાત છે, વાસ્તે પિતાનું ધન તે બેઉને સરખું જોઇએ, એમાં સંશય નહીં. તોપણ પૂર્વે ધૃતરાષ્ટ્રના પુત્રોને પિતાનું ધન પ્રાપ્ત થયું, ને પાંડુના પુત્રોને કેમ પ્રાપ્ત ન થયું! માટે ધૃતરાષ્ટ્રથી વિંટાયલું પિતાનું દ્રવ્ય પૂર્વે જે રીતે પાંડવોને નથી મળ્યું તે તમે જાણો છો. વળી દુર્યોધનાદિકોએ અનેક પ્રાણાંતિક ઉપાયોથી પાંડવોને યમપુરી પ્રત્યે મોકલવાના યત્ન કરયા, પણ તેઓનું આયુષ બળવાન હોવાથી તેમાં સમર્થ થઇ શકાયું નહીં. પછી ફરીથી મહાત્મા પાંડવોએ પોતાના બળથી રા-

જ્ય વધાર્યું, તેપણ શકુનિ સહિત ધૃતરાષ્ટ્રના ક્ષુદ્ર પુત્રોએ છળથી હરણ કરી લીધું, ને તેમને તેર વર્ષ મહા અરણ્યમાં મોકલ્યાં! એ પણ તેમનું કર્મ પાંડવોએ અનુમત કર્યું! એ રીતે સભામાં કલેશ પમાડેલા શૂરવીર પાંડવો, સ્ત્રી સહિત અરણ્યમાં વિવિધ પ્રકારના દારૂણ ક્લેશને પ્રાપ્ત થયા. તેમજ વિરાટના નગરમાં પણ જાણે બીજા જન્મને પ્રાપ્ત થયા હોય નહીં, તેમ તે મહાત્મા પાંડવોએ પાપિયોની પેઠે અત્યંત ક્લેશ સહન કર્યો. તે બધો કૌરવોનો પૂર્વનો દોષ પાછળ રાખી હવે કુરૂકુળમાં શ્રેષ્ઠ પાંડવો તેઓ સાથે સમજુતી કરવાને ઇચ્છે છે માટે તેઓની તથા દુર્યોધનની વર્તણુક જાણી સંબંધિજનો દુર્યોધનને સમઝાવવા લાયક છે. તે શૂરવીર પાંડવો કૌરવો સાથે વિગ્રહ નથી કરતા, ને જે રીતે લોકનો ક્ષય ન થાય, તેમ પોતાના ધનને ઇચ્છે છે અને સંપત્તિ માટે કજીઓ કરવો, એમ દુર્યોધનના મનમાં હોય તો તે માનવું નહીં, કારણ તે પાંડવો ઘણા બળવાન છે. ધર્મ પુત્ર પાસે કૌરવો સાથે યુદ્ધ કરવાને ઇચ્છતી સાત અક્ષૌહિણી સેના એકઠી થઇ છે, જે એના હુકમની વાટ જોઇ રહીછે. વળી પુરૂષમાં સિંહરૂપ, હજાર અક્ષૌહિણી સરખા બીજા સાત્યકી, ભીમસેન તથા મહા બળવાન્ નકુલ સહદેવ પણ, એના હુકમની વાટ જોઇ રહ્યાછે. એક બાજુ આવેલી આ અગિયાર અક્ષૌહિણી સેના અને એક બાજુ એ સર્વ સેનાથી અધિક, અનેક તરેહથી યુદ્ધ વ્યવહાર કરનાર મહા બાહુ અર્જુન જાણવો. એજ પ્રમાણે મ્હોટી કાંતિવાળા મહા બાહુ વાસુદેવ ભગવાન્ પણ છે. માટે સેનાનું ઘણાપણું, અર્જુનનું પરાક્રમ તથા શ્રી કૃષ્ણના બુદ્ધિમાન્પણાને જાણી, કોણ મનુષ્ય યુદ્ધ કરે! વાસ્તે તમે ધર્મ પ્રમાણે સમય વખતે જે આપવા લાયક હોય તે આપો, આ કાળ તમોને ફોકટ અતિક્રમણ માં કરો.

तेभवंतोयथाधर्मं यथासमयमेवच ।

प्रयच्छंतुप्रदातव्यं मावःकालोत्यगादयं ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि संजययानपर्वणि पुरोहितयाने गुर्जरभाषायां विंशोऽध्यायः ॥ २० ॥

---

**वैशंपायनउवाच** ॥ तस्यतद्वचनंश्रुत्वा प्रज्ञावृद्धोमहाद्युतिः ।

संपुज्यैनंयथाकालं भीष्मोवचनमब्रवीत् ॥१॥

વૈશંપાયન કેહે છે—હે જનમેજય એવાં તેનાં વચન સાંભળી બુદ્ધિથિ વૃદ્ધ મ્હોટા તેજવાળા ભીષ્મ ઘટતિ રીતે તેને વખાણી આવી રીતે કેહેવા લાગ્યા કે, દામોદર સહિત તે સર્વે કુશળ છે, સહાયવાન છે, અને ધર્મને વિષે આસક્ત છે, એ ઘણું સારૂં. તે કુરૂકુળમાં ઉત્પન્ન થયેલા ભાઇયો સંધિની ઇચ્છા કરેછે, તથા બાંધવો સહિત તેમનું યુદ્ધમાં મન નથી, એ- પણ ઘણું સારૂં. એ બધું તમે સત્ય કહ્યુ એમાં સંશય નહીં, પણ અતિ તીક્ષ્ણ વાક્ય જે તમે કહોછો, તે બ્રાહ્મણ હોવાથી કેહેતા હશો, એમ મા- રી મતિમાં આવે છે! પાંડવોને વનમાં તથા અહિ ક્લેશ પમાડયા એમાં સંશય નહિં, તેમ પિતાનું સર્વ ધન તેમને ધર્મથી પ્રાપ્તપણ થવું જોઇએ, એમાં પણ સંશય નહીં. તે બળવાન, અસ્ત્ર શીખેલ મહારથી પાંડુના પુત્ર અર્જુનને કોઇપણ સહન કરી શકે નહીં, કારણ તેને સાક્ષાત્ ઇંદ્ર પણ સ- હન ન કરી શકે, ત્યારે બીજા પ્રાણિયો તો કયાંથીજ સહન કરે! માટે ત્રિલોકીમાં અર્જુન સમર્થ છે એમ મારી મતિ છે. એ રીતે ભીષ્મે વાક્ય કહ્યાં, ત્યારે ક્રોધથી જેમ સહન ન થાય તેમ તિરસ્કાર કરી દુર્યોધન સામે જોઇ કર્ણ આવી રીતે વચન કહેવા લાગ્યો કે, હે બ્રહ્મન્, તે પાંડવો વિષે બનેલા વૃત્તાંતને લોકમાં કોણ નથી જાણતું? માટે તે ફરીથી વારંવાર ક- હાવડે શું? દુર્યોધન વાસ્તે પૂર્વે શકુનિ તેમને દ્યૂત વિષે ઝીત્યો, એટલે કરેલા ઠરાવથી પાંડુપુત્ર યુધિષ્ઠિર વન પ્રત્યે ગયા. તે હાલ વદાડ પ્રમાણે ચાલી પિતાના રાજ્યને નથી ઇચ્છતા, પણ તે વદાડને અતિક્રમણ કરી મ- ત્સ્ય તથા પાંચાલના બળનો આશ્રય કરીને ઇચ્છે છે. માટે હે વિદ્વન્, એ રીતે ભયથી તો દુર્યોધન ચતુર્થાંશ પણ ન આપે! પણ ધર્મથીતો સમગ્ર પૃથ્વી શત્રુને પણ આપે! માટે તે જો ફરીથી બાપ દાદાના રાજ્યને ઇ- ચ્છતા હોય તો, પ્રતિજ્ઞા કરેલા વખતસુધી ફરીથી વનમાં રહી, પછી નિ- ર્ભય થઇને દુર્યોધનના ખોળામાં આવી મસ્તક મૂકો માટે કેવળ મૂર્ખતાથી તેઓ અધર્મ બુદ્ધિ માં કરો! કદી ધર્મને મૂકી તે પાંડવો યુદ્ધને ઇચ્છતા હશે, પણ કૌરવોમાં શ્રેષ્ઠ યોદ્ધાઓને ભેટયા પછી મારાં વચનને યાદ કર- શે. તે સાંભળી ભીષ્મે કહ્યું કે હે રાધેય, તારી વાણીથિ શુ? તું તે કર્મ સંભારવા લાયક છે, જે આપણે છ રથિને યુદ્ધમાં એકલો અર્જુન ઝીત્યો હતો! ને વારંવાર તેથી ઝીતાયલા તેં તેનુ કર્મ તો ત્યારેજ જોયું છે! માટે જે રીતે આ બ્રાહ્મણ કહેછે, તે રીતે જો નહીં કરીએ, તો નિશ્ચય યુદ્ધમાં હ- ણાયલા આપણે રજનું ભક્ષણ કરીશું! વૈશંપાયન કહે છે—હે જનમેજય, ત્યારે

ધૃતરાષ્ટ્ર રાજા, ભીષ્મને માન આપી પ્રસન્ન કરી, રાધાના પુત્ર કર્ણનો તિરસ્કાર કરીને આવી રીતે તે બ્રાહ્મણને કહેવા લાગ્યા કે, શંતનુના પુત્ર ભીષ્મે જે વાક્ય કહ્યાં તે અમારા તથા પાંડવોના અને સર્વ જગતના હિતરૂપ છે, માટે હું વિચાર કરી પાંડવો પ્રત્યે સંજયને મોકલીશ; તું પાછો પાંડવો પ્રત્યે જલદીથી જા. એમ કહી તેનો સત્કાર કરી, ધૃતરાષ્ટ્રે તે બ્રાહ્મણને પાછો પાંડવો પાસે મોકલ્યો. પછી સભાની વચમાં સંજયને બોલાવી ધૃતરાષ્ટ્ર રાજા આવી રીતે વાક્ય કેહેવા લાગ્યા.

सतंसत्कृत्यकौरव्यः प्रेषयामासपांडवान् ।
सभामध्येसमाहूय संजयंवाक्यमब्रवीत् ॥

इति श्रीमहाभारते उद्योगपर्वाणि संजययानपर्वणि पुरोहितयाने गुर्जरभाषायां एकविंशोऽध्यायः ॥ २१ ॥

---

धृतराष्ट्रउवाच ॥ प्राप्तानाहुःसंजयपांडुपुत्रा नुपप्लव्येतान्विजानीहिगत्वा ।
अतातशत्रुंचसभाजयेथा दिष्ट्यानघ्यस्थानपुपस्थितस्त्वं ॥१॥

ધૃતરાષ્ટ્ર કહેછે—હે સંજય, ઉપપ્લવ્ય વિષે પાંડવો આવ્યા એમ કહે છે, માટે ત્યાં જઇ તેમને જાણ, ને યુધિષ્ઠિરને વખાણ કે, "ભાગ્યવાન તમે સ્થિતિને પ્રાપ્ત થયા તે ઘણું સારૂં થયું અને અમે કુશળ છીએ," એમ ક્લેશ પમાડવા લાયક નહીં એવાં વચન સર્વ પાંડવોને કેહે, કારણ કષ્ટરૂપ વનવાસ સેવીને પણ નિષ્કપટ તથા ઉપકાર કરનાર સત્પુરૂષ પાંડવોને, આપણે વિષે ક્રોધ નથિ, હે સંજય, પાંડવોની ક્યારેય પણ કંઈ મિથ્યા વૃત્તિ મેં જોઇ ન હતી. તેઓ પોતાના પરાક્રમથી સર્વ લક્ષ્મી મારે વાસ્તે આણતા હતા, હું નિરંતર તેમનો દોષ જોવા ઇચ્છતો, પણ તે કંઈ જોવામાં આવતો નહીં, કે જેથી હું તેમની નિંદા કરૂં. વળી જે નિરંતર ધર્મ તથા અર્થ વાસ્તે કર્મ કરે, પણ કામ વાસ્તે ક્યારેય ધર્મનો ત્યાગ ન કરે તે પાંડવો તડકો, ટાહાડ, ક્ષુધા, તૃષા, નિદ્રા, તંદ્રા, ક્રોધ, હર્ષ તથા પ્રમાદ, એ સર્વને ધૈર્ય તથા બુદ્ધિથી ગણકારતા નથી, ને ધર્મ તથા અર્થ પ્રત્યેજ પ્રયત્ન કરે છે. તેઓ વખતે મિત્રોને ધન આપે છે, અને સહવાસથી પણ તેમને વિષે મિત્રતા જીર્ણ કરતા નથી. તેઓ યથાયોગ્ય માન તથા અર્થને દેનારા છે. તેથી અજમીઢના વંશમાં તેઓનો, પાપરૂપ વિષમ બુદ્ધિવાળા દુર્યોધન વિના તથા અત્યંત ક્ષુદ્ર કર્ણ વિના કોઇપણ દ્વેષી નથિ. તેમ હીન થયું છે સુખ તથા પ્રિય જેનું એવા તે મહાત્મા પાંડવોને ક્રોધપણ તે

ભેઉજાણાજ ઉત્પન્ન કરેછે. આરંભ વખતે જેવું પરાક્રમ છે એટલે કે અગાઉ-થી બોલે, પણ પ્રસંગ આવ્યે જેથી કંઇ પણ બને નહીં, એવો સુખથી વધેલો દુર્યોધન, "હું જીવતા પાંડવોનો ભાગ લેવા સમર્થ છું તથા એ હું ઠીક કરૂં છું," એમ જે માને છે, તે કેવળ મૂઢતાથી માનેછે. કારણ તે યુધિષ્ઠિરને અનુસરનારા અર્જુન, કેશવ ભગવાન, ભીમસેન,સાત્યકિ, માદ્રિના પુત્ર નકુળ સહદેવ તથા સંજયો છે! માટે તેની સાથે યુદ્ધ કરવા કરતાં તેને ભાગ આપવો તે સારૂં છે. ગાંડીવ ધનુષ ધારણ કરનાર રથમાં બેઠેલો એકલો અર્જુન પૃથ્વીને કંપાવે! તેમજ ત્રણલોકના અધિપતિ જય કરનાર મહાત્મા કેશવ ભગવાન્ પણ કોઈથી સહન થાય નહીં એવા છે! જે સર્વ લોકમાં વરવા લાયક એકજ છે, ને મેઘના સરખા શબ્દ કરનાર વેગવાળા બાણના સમુદાયોને તીડ નામના જંતુઓના સમુદાયની પેઠે નાખેછે, તેની આગળ કોણ મનુષ્ય ઉભો રહી શકે! ગાંડીવ ધનુષ ધારણ કરનાર અર્જુને, એક રથે કરી ઉત્તર દિશાને તથા હિમાલય થકી પણ ઉત્તરમાં રહેલા ઉત્તર કુરુવોને જીતી, તેમનું ધન હરણ કર્યું! અને દ્રવિડોને સેનાની પછવાડે ચાલનારા કર્યા! વળી તેણે ખાંડવ વનમાં ઇંદ્ર સહિત દેવોને જીતી, તે ખાંડવ વન અગ્નિને આપ્યું, ને તેથી પાંડવોનું યશ તથા માન વધાર્યું! વળી ગદા ધારણ કરનારાઓમાં ભીમ સરખો કોઇ નથી, તેમ હસ્તિ ઉપર બેસનાર પણ તે સરખો કોઇ નથી; તેને રથમાં પણ અર્જુન સરખોજ કહે છે, ને બાહુબળે કરીને તો તેને દશ હજાર હાથીના સરખો પરાક્રમી કહે છે! વળી તે સારી રીતે શીખેલો, કર્યું છે વૈર જેણે, વેગવાન તથા હમેશ અત્યંત ક્રોધી ભીમસેન ક્ષુદ્ર દુર્યોધનાદિકને તો વેગથીજ બાળી નાંખે! તેને બળથી તો યુદ્ધમાં સાક્ષાત્ ઇંદ્ર પણ જીતવાને સમર્થ થાય નહીં! બુદ્ધિમાન્, બળવાન્ તથા શીઘ્ર હસ્તવાળા અર્જુન પાસે શીખેલા માદ્રીના પુત્ર નકુળ તથા સહદેવ, એ શ્યેન પક્ષિયો જેમ પક્ષિયોના સમૂહને નાશ પમાડે, તેમ શત્રુને અવશેષ નહીં રેહેવા દે! આ ભીષ્માદિકનું સામર્થ્ય છે તે પણ સાચું, પણ પાંડવો પાસે ગયેથી તે તુચ્છ છે એમ હું માનું છું! કારણ જે પાંડવોની વચમાં એકજ યોદ્ધા સોમકોમાં શ્રેષ્ઠ ધૃષ્ટદ્યુમ્ન અમાત્ય સહિત, પાંડવો વાસ્તે શરીર ત્યાગ કરી ઉભેલો છે, એમ મેં સાંભળ્યું! અને જે પાંડવોના અગ્રણી યાદવોમાં સિંહરૂપ શ્રીકૃષ્ણ છે, તે યુધિષ્ઠિરને બીજો કોણ સહન કરી શકે! મત્સ્યોનો અધિપતિ વિરાટ રાજા વર્ષ દિવસ તેમની ભેગો રહ્યો, તથા તેમણે ગોગ્રહ વિષે તેની રક્ષા કરી, તેથી તેપણ પુત્ર સહિ-

ત પાંડવો વાસ્તે યુધિષ્ઠિર વિષે હમેશ ભક્તિમાન્ થઈ રહ્યો છે, એમ મેં સાંભ-ળ્યું! વળી કેકય દેશથી કાઢી મૂકેલા મ્હોટા ધનુષ્યવાળા પાંચ કેકય ભાઈયો, કૈકયો થકી રાજ્યની ઈચ્છા કરતાં હાલ યુદ્ધને અર્થે પાંડવોને અનુસરેછે. બાકી-પણ શૂરવીર પાંડવો વાસ્તે આવેલા રાજાઓ ધર્મરાજામાં ભક્તિમાન્ છે, એમ હું સાંભળુંછું. વળી પર્વત તથા વિકટ જમીનમાં વસનારા કુળજાતિથી શુદ્ધ યો-દ્ધાઓ અને નાના પ્રકારના આયુધ તથા પરાક્રમવાળા મ્લેચ્છો પણ પાંડવો વા-સ્તે આવેલા છે, એમ મેં સાંભળ્યું છે. તેમજ સંગ્રામમાં ઇંદ્ર સરખો, ઘણાક શૂરવીર યોદ્ધાઓથી વિંટાયલો, લોકમાં અત્યંત શૂરવીર અને ઘણા પરા-ક્રમ તથા તેજવાળો મહાત્મા પાંડ્ય રાજા પાંડવો વાસ્તે આવેલો છે; જે દ્રોણ, અર્જુન, વાસુદેવ, કૃપાચાર્ય તથા ભીષ્મ પાસેથી અસ્ત્રવિદ્યા શીખે-લો છે! વળી જેને " એ પ્રદ્યુમ્ન સરખો એકજ છે " એમ કહે છે, તે સાત્યકિ પણ પાંડવ વાસ્તે આવેલો છે! તેમ ચેદિ તથા કરૂષક રાજાઓપણ આવેલા છે, ને સર્વ તરેહના ઉદ્યોગમાં તૈયાર થયેલા છે. જેઓની વચમાં પૂર્વે સૂર્યની પેઠે તપતા, લક્ષ્મીથી વિંટાયલા, પૃથ્વિમાં પ્રત્યંચા ખેં-ચનારાઓમાં અત્યંત શ્રેષ્ઠ અને જેનું માન મિથ્યા વાસુદેવ છે મુખ્ય જેમાં એવા રાજાઓ વધારતા હતા તથા યુદ્ધમાં સ્તંભન ન થાય એવા શિશુ-પાલને, સર્વ ક્ષત્રિયોના ઉત્સાહને હણી હઠાત્કારથી વેગવાન શ્રીકૃષ્ણે મર્દન કરી, પાંડવોનાં યશ તથા માન વધાર્યાં હતાં! સુગ્રીવાદિ ઘોડા જોડેલા રથમાં બેઠેલા તે અસહ્ય શ્રીકૃષ્ણ પ્રત્યે, સિંહ પ્રત્યે ક્ષુદ્ર મૃગોની પેઠે શિશુપાલ વિના બીજો કોણ દોડે! જે શ્રીકૃષ્ણ સાથે રથમાં બેશી સામે યુદ્ધ કરવા ઇચ્છતો તેમની સામો દોડ્યો, ત્યારે તેમણે મારયો એવો તે પ્રાણ રહિત થઇ, વાયુએ મંથન કરેલો કણેરનો વૃક્ષ જેમ સુવે, તેમ સુઇ ગયો! હે સંજય, કેશવ ભગવાનનું પરાક્રમ પાંડવો વાસ્તે છે, એમ મને ચારોએ કહ્યું છે. હે ગાવલ્ગણ, તે ભગવાનનાં કર્મ સંભારૂંછું, તેથી હું શાંતિને પામતો નથિ. તે પાંડવોને શત્રુ ક્યારેયપણ સહન કરી શકે નહીં, કારણ તેઓના અગ્રણી યાદવ કુળમાં સિંહરૂપ શ્રીકૃષ્ણ છે. એક રથમાં ભેગા બેઠેલા બેઉ કૃષ્ણને એટલે શ્રીકૃષ્ણ અને અર્જુનને જોઇ ભયથી મારૂં હૃદય કંપેછે, માટે મંદબુદ્ધિવાળો મારો પુત્ર દુર્યોધન, જો એ બેઉ સામે સંગ્રામ પ્રત્યે ન જાયતો સુખને પામે. નહીં તો હે સંજય, જેમ ઇંદ્ર ત-થા વિષ્ણુ બેઉ મળી દૈત્ય સેનાને નાશ પમાડે, તેમ તે અર્જુન તથા વા-સુદેવ પણ બેઉ ભેગા થઇ કૈરવોને બાળી નાખશે. અર્જુનને હું ઇંદ્ર

સરખો માનુંછું, અને વૃષ્ણિકુળમાં શૂરવીર શ્રીકૃષ્ણતો સનાતન વિષ્ણુ છે! તેમ કુંતિનો પુત્ર યુધિષ્ઠિર પાંડવ લજ્જાવાન, વેગવાન તથા ધર્મને વિષે સ્થિતિવાળો છે! તે દુર્યોધને છેતરેલા હોવાથી ક્રોધ ન કરેતો સારૂં, નહીં તો કૌરવોને બાળી નાખશે! હે સંજય, ક્રોધાવિષ્ટ યુધિષ્ઠિરના ક્રોધથી જેવો હું અત્યંત બિહુંછું. તેવો અર્જુન, વાસુદેવ, ભીમ તથા નકુળ સહદેવથી પણ બીહિતો નથિ. કારણ તે યુધિષ્ઠિર મહા તપસ્વિ તથા બ્રહ્મચર્યવાન છે, તેથી તેનો તે માનસ સંકલ્પ પણ સિદ્ધ થાય! વાસ્તે હે સંજય, તેને ક્રોધયુક્ત જોઇ હાલ હું અત્યંત બિહુંછું, માટે મારી આજ્ઞાથી જલદી રથમાં બેશી, વિરાટની સેનાના પડાવ પ્રત્યે જ્યાં પાંડવો છે ત્યાં જા અને યુધિષ્ઠિરને કુશળ પૂછી વારંવાર પ્રીતિયુક્ત વચન બોલજે. હે સંજય, પરાક્રમિયોમાં ઉદાર મ્હોટા ભાગ્યવાળા જનાર્દન પાસે જઇ, તેમને પણ મારા વચનથી કુશળ પૂછજે, ને કેહેજે કે, પાંડવો સાથે ધૃતરાષ્ટ્ર શાંતિની ઇચ્છા રાખેછે. તે વાસુદેવનું વચન કંઇપણ યુધિષ્ઠિર નહીં માને તેમ નથી, કારણ તે પાંડવોને પોતા સરખાજ શ્રીકૃષ્ણ પ્રિય છે. તેમ વિદ્વાન્ શ્રીકૃષ્ણ પણ નિરંતર તેઓના કામમાંજ યુક્ત છે. હે સૂત, ત્યાં આવેલા સંજય, સાત્યકિ તથા વિરાટ, ઇત્યાદિ સર્વને તથા દ્રૌપદિના પાંચ પુત્રોને પણ મારાં વચનથી કુશળ પૂછજે. હે સંજય, શત્રુઓ પ્રત્યે વખતને યોગ્ય બોલવાનું જે તારા મનમાં આવે, તે તારે રાજાઓના મધ્યમાં બોલવું, જે સર્વ ભરત વંશિઓનું હિતરૂપ થાય, ક્રોધને ન વધારે, અને યુદ્ધનું હેતું ન થાય!

यद्यत्तत्रप्राप्तकालंपरेभ्य स्त्वंमन्येथाभारतानांहितंच ।
तद्भाषेथा:संजयराजमध्ये नमूर्च्छयेद्यन्नचयुद्धहेतुः ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि संजययानपर्वणि धृतराष्ट्रसंदेशे गुर्जरभाषायां द्वाविंशोऽध्यायः ॥ २२ ॥

---

**वैशंपायनउवाच ॥ राज्ञस्तुवचनंश्रुत्वा धृतराष्ट्रस्यसंजयः ।**
**उपप्लव्यंययौद्रष्टुं पांडवानमितौजसः ॥ १ ॥**

વૈશંપાયન કહેછે—હે જનમેજય, એવાં ધૃતરાષ્ટ્ર રાજાનાં વચન સાંભળી, સંજય ઘણા પરાક્રમવાળા પાંડવોને જોવા ઉપપ્લવ્ય શેહેર પ્રત્યે ગયો. અને કુંતિપુત્ર યુધિષ્ઠિર પ્રત્યે જઈ તેને પ્રણામ કરી પ્રસન્ન થઈ કુ-

હેવા લાગ્યો કે, હે રાજન્, સહાયવાન તથા ઇંદ્ર સરખા તમને કુશળ જોઉંછું, તે ઘણું સારૂં અને અંબિકા પુત્ર બુદ્ધિવાન્ વૃદ્ધ ધૃતરાષ્ટ્ર રાજાએ તમને કુશળ પૂછાવ્યુંછે જે, પાંડવોમાં મુખ્ય તમે, ભીમ, અર્જુન તથા માદ્રિના પુત્ર નકુળ, સહદેવ સર્વ કુશળ છો? હે ભારત, સત્ય વ્રતવાળી, વીરપત્ની તથા બુદ્ધિમાન્ રાજકન્યા દ્રૌપદિ પુત્ર સહિત કુશળ છે? અને કલ્યાણથી તમે જેઓને વિષે ઇષ્ટકામનાની ઇચ્છા રાખોછો તેપણ કુશળ છે? એવાં તેનાં વચન સાંભળી યુધિષ્ઠિરે કહ્યું કે, હે ગાવલ્ગણ. હે સંજય, તું ભલે આવ્યો, તને જોઈ અમે પ્રસન્ન થઇએ છીએ. તને હું કુશળ પૂછુંછું, હે વિદ્વન્, હું ભાઇઓ સહિત કુશળ છું. હે સંજય, હે સૂત, ઘણે દિવસે કુરૂકુળમાં વૃદ્ધ ધૃતરાષ્ટ્રનું કુશળ સાંભળી તને જોઈને, મેં પ્રીતિથી તેમને જોયા, એમ હું માનું છું. હે તાત, વૃદ્ધ, મનસ્વી, મહા બુદ્ધિમાન્, સર્વ ધર્મ સંપન્ન તથા કુરૂકુળમાં ઉત્પન્ન થયેલા અમારા પિતામહ ભીષ્મ કુશળ છે? એમને પૂર્વના સરખો અમારે વિષે સ્નેહ છે? હે સૂત પુત્ર, વિચિત્રવીર્યના પુત્ર મહાત્મા ધૃતરાષ્ટ્ર રાજા પુત્રે સહિત કુશળ છે? વિદ્વાન્ બાહ્લિકરાજા કુશળ છે? હે તાત, સોમદત્ત સહિત ભૂરિશ્રવા અને સાચી પ્રતિજ્ઞાવાળો શલ, પુત્ર સહિત દ્રોણ તથા કૃપાચાર્ય, એ બધા મ્હોટા ધનુષવાળા કુશળ છે? હે સંજય, ત્યાં આવેલા પૃથ્વીમાં મુખ્ય, સર્વ ધનુષ ધારણ કરનારા, મહા બુદ્ધિમાન્ તથા સર્વ શાસ્ત્રને જાણનારા રાજાઓ, યુદ્ધ ન કરવું, એમ કહી કૌરવોનું કલ્યાણ ઇચ્છેછે? જેઓના દેશમાં જોવા લાયક તથા મ્હોટા ધનુષવાળો શીલવાન દ્રોણનો પુત્ર વસેછે, તે કૌરવોના મધ્યમાં ધનુષ ધારણ કરનારા માન પામે છે? વૈશ્યા પુત્ર તથા મહા બુદ્ધિમાન્ રાજપુત્ર યુયુત્સુ કુશળ છે? અને મંદ દુર્યોધન જેના કહ્યા પ્રમાણે ચાલનાર છે, તે અમાત્ય કર્ણ કુશળ છે? અને કૌરવોની વૃદ્ધ સ્ત્રિયો, માતાઓ, રસોઇ કરનારિયો, દાસની સ્ત્રિયો, વધૂઓ, પુત્રો, ભાણેજો, તથા બ્હેનો તથા દ્રૌહિત્રો, એ બધાં કુશળ છે? હે તાત, રાજા પૂર્વની પેઠે બ્રાહ્મણોની વૃત્તિ આપેછે? બ્રાહ્મણોને મેં આપેલા ગ્રામાદિક પાછા લઇતો નથિ લેતો? તેમ પુત્રે સહિત બ્રાહ્મણોને અતિક્રમણતો નથી કરતો? અને સ્વર્ગને દેનારી નિરંતર તેઓને આપેલી વૃત્તિતો પાછિ નથિ લેતો? બ્રાહ્મણોની વૃત્તિનું પાલન કરવું, એજ રૂડા પરલોકને દેનાર તથા આ લોકમાં પણ યશને દેનારછે, એમ વિધાતાએ કહેલુંછે. મંદ બુદ્ધિવાળા કૌરવો લોભથી જો બ્રાહ્મણોની વૃત્તિનો નાશ કરશે તો તેમનો સમગ્ર નાશ થશે. વળી પુત્રે-

સહિત ધૃતરાષ્ટ્ર રાજા પ્રધાનાદિને તેઓની વૃત્તિ આપેછે? તેની પાસે કારભારિયો એક મત થઈ હૃદયમાં કપટ રાખી ભેદ બુદ્ધિથીતો જીવવાને નથિ ઇચ્છતા? હે સંજય, તે સર્વે કૌરવો પાંડવોનો અપરાધતો નથી કહેતા? તેમજ પુત્ર સહિત દ્રોણ તથા શૂરવીર કૃપાચાર્ય પણ અમારો કંઇ વાંકતો નથિ કહેતા? શું કોઈ વખતે પુત્ર સહિત ધૃતરાષ્ટ્ર પ્રત્યે આવીને, સર્વે કૌરવો રાજ્ય આપવા વિષે યુદ્ધ ન કરો, એમ કહેછે? તેમ કોઈ વખતે શું મળેલા ચોરના સમુદાયને જોઇ, યોદ્ધાઓના નાયક અર્જુનના પરાક્રમને સંભારે છે? હે સૂત, પ્રત્યંચાને ખેંચી અર્જુને નાખેલા ગાંડીવમાંથી નીકળેલા, મેઘસરખા શબ્દવાળા તથા સરખા ચાલનારા બાણોને તે કૌરવો સંભારે છે? હે સંજય, પૃથ્વીમાં અર્જુનથી અધિક વા તે સરખો પણ કોઇ યોદ્ધા હું જોતો નથિ! જેના હાથના હલાવવામાંજ તીક્ષ્ણ ધાર તથા રૂડા પુંખવાળા, એકસઠ બાણ નીકળે! વળી હાથમાં જેને ગદા છે એવો વેગવાન ભીમસેન, શત્રુના સંઘને કંપાવતો થકો ભૂમિ વિષે મદ ઝરતા હસ્તિની પેઠે સૈન્યમાં ફરેછે, તેને કૌરવો સંભારે છે? તેમ જે માદ્રિનો પુત્ર સહદેવ, ડાબા તથા જમણા હાથથી બાણોને ફેંકતો સંગ્રામ વિષે આવેલા કલિંગોને જીત્યો હતો, તેને સંભારે છે? હે સંજય, પૂર્વે તું જોતોતો તે રીતે, મેં શિબિ તથા ત્રિગર્તોનો જય કરવા મોકલેલા માદ્રીના પુત્ર નકુળે, પશ્ચિમ દિશાને વશ કરી હતી, તેને તેઓ સાંભારે છે? તેમ ખરાબ વિચાર કરી તે કૌરવો દ્વૈતવન વિષે ઘોષયાત્રા ગયા હતા, ત્યાં જે પરાભવ થયો હતો, તેમાં શત્રુને વશ થયેલા મંદ કૌરવોને ભીમસેન તથા અર્જુને મૂકાવ્યા હતા! તે વખતે અર્જુનનો પૃષ્ટ રક્ષક હું થયો હતો, અને માદ્રીના પુત્રનો પૃષ્ટ રક્ષક ભીમસેન થયો હતો, ત્યારે ગાંડીવ ધનુષવાળો અર્જુન શત્રુના સંઘને નાશ પમાડી પાછો કુશળ આવ્યો તે તેઓ સંભારે છે ? હે સંજય એમ અમે સર્વ ઉપાયે કરીને જ્યારે ધૃતરાષ્ટ્રના પુત્રને જીતવા સમર્થ ન થઇએ, ત્યારે એક શામ ઉપાયે કરી તેને સુખે કરી જીતવા કેમ સમર્થ થવાય!

नकर्मणासाधुनैकेननूनं सुखंशक्यंवैभवतीहसंजय ।
सर्वात्मनापरिजेतुंवयंचे न्नशक्रुमोधृतराष्ट्रस्यपुत्रं ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि संजययानपर्वाणि युधिष्ठिरप्रश्ने गुर्जरभाषायां त्रयोविंशोऽध्यायः ॥ २३ ॥

---

संजयउवाच ॥ यथात्थमेपांडवतत्तथैव कुरून् कुरूश्रेष्ठजनंचपृच्छसि ।
अनामयास्तातमनस्विनस्ते कुरुश्रेष्ठान्पृच्छसिपार्थयांस्त्वं ॥१ ॥

સંજય કહેછે—હે પાંડવ, હે કુરૂશ્રેષ્ઠ, કૌરવો વિષે જે તમે કહોછો, તેમજછે, ને કુરૂકુળમાં શ્રેષ્ઠ જન જે તમે પૂછ્યા તે શૂરવીરો કુશળ છે. હે પાંડવ, વૃદ્ધ સત્પુરૂષો પણ દુર્યોધન પાસેછે, તેમ પાપ બુદ્ધિવાળા પણ છે, એમ તમે જાણો, અને દુર્યોધન શત્રુઓને પણ આપે, તે બ્રાહ્મણોને આપેલા ગ્રામાદિકનોકેમ લોપ કરે, તમે દ્રોહ નહીં કરેલા કૌરવો વિષે દ્રોહ કરનારની પેઠે હાલ તમોને ક્રૂરપણું વર્તેછે, તે સારૂં નહીં. કારણ પૂર્વે તેઓએ તમારો દ્રોહ કર્યો હતો, તોય વનમાં જવા વખતે પણ તમે પ્રતિદ્રોહ ન કર્યો; માટે હાલતો તમારે કંઇ કરવુંજ નહીં. એમ છતે પણ સાધુ વ્રતવાળા તમારો, તે પુત્ર સહિત અસાધુ ધૃતરાષ્ટ્ર દ્વેષ કરશે તો મિત્ર દ્રોહિ થશે. હે અજાતશત્રો, વૃદ્ધ ધૃતરાષ્ટ્ર સિંધિ નથી કરી શકતો, ને અંતરમાં સંતપ્ત થઇ શોચ કરેછે. કારણ બ્રાહ્મણોને મળેછે, તો તેઓ પાસેથી "મિત્રદ્રોહ કરવો" એ સર્વ પાતકથી અધિક છે, એમ સાંભળે છે. હે નરદેવ, તે સંગ્રામ વિષે તમોને તથા યુદ્ધના પતિ અર્જુનને પણ સંભારે છે. ઉત્કૃષ્ટ દુંદુભિ તથા શંખનો શબ્દ થાયછે, તે વખતે ગદાધારી ભીમસેનને સંભારે છે. અને શબ્દવાળા સંગ્રામના મધ્યમાં સર્વ દિશાઓ પ્રત્યે ફરનાર, સેના પ્રત્યે બાણના વર્ષાદને વર્ષતા તથા કોઇથી કંપે નહીં એવા મહારથિ માદ્રીના પુત્રોને પણ સંભારેછે. હે રાજન્, પુરૂષનું ભવિષ્ય જે અદૃષ્ટ છે, તે નથી જણાતું, એમ હું માનું છું. કારણ એમ ન હોય તો સર્વ ધર્મ સંપન્ન તમો મહા કષ્ટરૂપ ક્લેશને પ્રાપ્ત થયા તે સંભવે નહીં. અને આ કામ પણ હે અજાતશત્રો, હે પાંડવ, કષ્ટને પ્રાપ્ત થયેલા તમેજ બુદ્ધિવડે ફરીથી સમુ કરો. ઇંદ્ર સરખા સર્વ પાંડવો પોતાના કાર્ય વાસ્તે ધર્મનો ત્યાગ ન કરે, એમ સર્વ જાણે છે; માટે હે યુધિષ્ઠિર, તમેજ બુદ્ધિથી આ કાર્ય સમુ કરો, જેથી તે ધૃતરાષ્ટ્રના પુત્રો, પાંડવો, સંજયો, ને બીજા પણ આવેલા રાજાઓ કલ્યાણને પામે. હે અજાતશત્રો, અમાત્ય તથા પુત્રે સહિત તમારા પિતા ધૃતરાષ્ટ્રે રાત્રિએ જે વચન મને કહ્યાં છે, તે તમે બધા સાથે મળી આ મારી વાણીથી જાણો.

यन्मांब्रवीद्धृतराष्ट्रोनिशाया मजातशत्रोवचनंपितातै ।
सहामात्यःसहपुत्रश्चराजन् समेत्यतांवाचमिमांनिबोध ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि संजययानपर्वणि संजयवाक्ये गुर्जरभाषायां चतुर्विंशोऽध्यायः ॥२४॥

---

**युधिष्ठिरउवाच ॥** समागताःपांडवाःसृंजयाश्च जनार्दनोयुयुधानोविराटः। यत्तेवाक्यंधृतराष्ट्रानुशिष्ट गावल्गणेब्रूहितत्सूतपुत्र॥१॥

યુધિષ્ઠિર કહેછે—હે ગાવલ્ગણ, હે સૂતપુત્ર, આ પાંડવો, સૃંજયો, જનાર્દન ભગવાન્, સાત્યકિ, વિરાટ, એ બધા આવ્યા, માટે જે ધૃતરાષ્ટ્રે તને વાક્ય કહ્યું છે, તે કહે. ત્યારે સંજય કહેવા લાગ્યો કે, યુધિષ્ઠિર, ભીમસેન, અર્જુન, માદ્રીના પુત્રો, શૌરિ એવા વાસુદેવ, સાત્યકિ, ચેકિતાન, વિરાટ, પંચાલ દેશનો અધિપતિ વૃદ્ધ દ્રુપદ તથા પૃષત્ ગોત્રમાં ઉત્પન્ન થયેલો તેનો પુત્ર ધૃષ્ટદ્યુમ્ન, એ સર્વને હું આમંત્રણ કરૂંછું. માટે એ સર્વે કૌરવોની સમૃદ્ધિને ઇચ્છતો હું જે વાણી કહું તે સાંભળો,–શાંતિને વખાણતા ધૃતરાષ્ટ્ર રાજાએ જલદિથી મારો રથ જોડાવ્યો, માટે ભાઈ, પુત્ર તથા સ્વજન સહિત ધૃતરાષ્ટ્ર રાજાનું વચન પાંડવોને રૂચો, ને તેથી શાંતિ થાઓ, હે પાંડવો, તમે સર્વ ધર્મસંપન્ન, આકૃતિ, દયા તથા સરલતાથી શાંત, કુલીન, ઉદાર, લજ્જાવાન તથા કર્મના નિશ્ચયને જાણનાર છો, માટે હિંસારૂપ કર્મ તમારે વિષે યોગ્ય નથી. કારણ હે ભયંકર સૈન્યવાળા, તમારૂં સાધુપણું એવુંજ છે, અને તમથી કંઇપણ પાપ થશે, તે શ્વેત વસ્ત્ર વિષે જેમ અંજનના ડાગ જણાય, તેમ જણાઈ આવશે. યુદ્ધ કરેથી પાપનો છે ઉદય જેમાં એવો નર્કરૂપ સર્વનો ક્ષય દેખાય છે, માટે કોણ જાણનારો પુરૂપ તે કામ કરે ! જે કામ વિષે જય પણ પરાજય સરખોજ છે ! અને જ્ઞાતિનું કાર્ય જેણે કરવું, તેતો ધન્ય જાણવા. ને પુત્ર સગાપણુ તેજ જાણવા, તેમ જે નિંદિત જીવિતનો ત્યાગ કરે, તે પણ ધન્ય જાણવા. માટે જે રીતે કૌરવોનો વૈભવ નિયમથી રહે તેમ કરવું, કારણ કદી તમે પાંડવો, કૌરવોને શિક્ષા કરી નિશ્ચય કરી સર્વ દ્વેષિયોને મારીને, જ્ઞાતિનો વધ કરી જીવશો, તો તે જીવિત મૃત્યુ સરખું થશે. ધૃષ્ટદ્યુમ્નના બાહુએ રક્ષા કરેલા અને કેશવ, ચેકિતાન તથા સાત્યકિ સહિત તમોને જીતવાને, ઇંદ્ર સહિત દેવતાઓને પ્રધાનાદિ કરીને આવે તોપણ કોણ સમર્થ થાય ! તેમ દ્રોણ, ભીષ્મ, અશ્વત્થામા, શલ્ય, કૃપ તથા કર્ણ, એઓએ રક્ષા કરેલા કૌરવોને પણ યુદ્ધમાં જીતવા કોણ સમર્થ થાય ! તે દુર્યોધનના મ્હોટા સૈન્યને નાશ

કરવા જતાં પોતાનો કેમ ક્ષય ન થાય! માટે હું તો, જય વા પરાજય થાઓ, પણ યુદ્ધમાં બેઉમાંથી એકેયનું કલ્યાણ જોતો નથી. માટે દુષ્કુલમાં ઉત્પન્ન થયેલા નીચ પુરૂષોની પેઠે, ધર્મ તથા અર્થ વિનાનાં કર્મ પાંડવો કેમ કરે! તેમ થવું ન જોઇએ, વાસ્તે હું તો વાસુદેવ ભગવાનને તથા પંચાલદેશના અધિપતિ વૃદ્ધ દ્રુપદને પ્રણામ કરૂંછું. અને કૌરવ તથા સંજયનું કેમ કલ્યાણ થાય, તે જાણવા માટે હાલ જલદી તમારે શરણે આવ્યો છું. માટે વાસુદેવ કૃષ્ણ તથા અર્જુન, "રાજ્ય માટે હવે કંઈ કરીશું કે નહીં," એવો સંકલ્પ ક્યારેયપણ ન કરે. હે વિદ્વન્, યાચના કરેલા પ્રાણ પણ જે આપી દે, તે બીજું કહ્યું કરે એમાં શું! આ સંપ વાસ્તે હું કહુંછું, અને ભીષ્મ છે મુખ્ય જેમાં એવા ધૃતરાષ્ટ્ર રાજાનું મત પણ એજ છે, કે તમોને શાંતિ થાય તો સારૂં.

प्राणान्दद्याद्याचमानःकुतोन्य देतद्विद्वन्साधनार्थंब्रवीमि ।
एतद्राज्ञोभीष्मपुरोगमस्य मतंयद्वःशांतिरिहोत्तमास्यात् ॥ १ ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि संजययानपर्वणि संजयवाक्ये गुर्जरभाषायां पंचविंशोऽध्यायः ॥२५॥

---

युधिष्ठिरउवाच ॥ कांनुवाचंसंजयमेश्रृणोपि युद्धैषिणींयेनयुद्धाद्बिभेषि ।
अयुद्धंवैतातयुद्धाद्गरीयः कस्तल्लब्ध्वाजातुयुध्येतसूत ॥१॥

યુધિષ્ઠિર કહેછે–હે સંજય, તું કંઇક યુદ્ધની ઇચ્છા જણાવનારી મારી વાણી સાંભળેછે, જેમાં યુદ્ધથી બીહે છે. પણ હે તાત, યુદ્ધ ન કરવું, એ યુદ્ધથી સારૂંછે, માટે થતા સંપને પામી ક્યારેયપણ યુદ્ધ કોણ કરે! હે સંજય, યુદ્ધ ન કરનાર પુરૂષને મનથી ઇચ્છેલો સંકલ્પ જો સિદ્ધ થતો હોય, તો તે યુદ્ધ ન કરે. કદી સંકલ્પ સિદ્ધ ન થતો હોય, ને બીજાં ઘણાંક હલકાં કામ કરવાં પડતાં હોય તો તે કરવાં પણ યુદ્ધ ન કરવું, એ હું જાણું છું. મનુષ્ય ક્યારેયપણ શું કરવા યુદ્ધ કરે! ને દેવે શાપ આપેલો કોણ પુરૂષ યુદ્ધને વરે! સુખને ઇચ્છતા પાંડવો તો લોકને હિતરૂપ ધર્મયુક્ત કર્મ કરે છે, ને જેથી ધર્મનો ઉદય થાય એવાં સુખરૂપ કર્મનિ ઇચ્છા કરેછે; પણ જેથી અધર્મનો ઉદય થાય એવાં સુખરૂપ કર્મને નથિ ઇચ્છતા, વસ્તુતાથી તો સર્વ કર્મ દુઃખરૂપજ છે, કારણ ક્લેશ સાધ્ય છે તોયપણ જે ઇંદ્રિયોની પ્રીતિને ઇચ્છનાર છે, તે સુખની પ્રાપ્તિ અને દુઃખ-

ની નિવૃત્તિ વાસ્તે કર્મ કરે છે. વિષયનું ધ્યાન પોતાના શરીરને દુઃખ આપે છે, તેના ધ્યાનથી રહિત પુરૂષ દુઃખને નથિ પામતો. ધમેલો અગ્નિ જેમ વૃદ્ધિ પામે, તેમ ધ્યાન કર્યાથી વિષય વૃદ્ધિ પામે છે. અને વધેલો અગ્નિ જેમ ઘીથી તૃપ્ત થતો નથિ, તેમ કામ તથા અર્થના લાભથી માણસને તૃપ્તિ થતી નથિ. અમસહિત એકસો પાંચ પુત્રવાળા ધૃતરાષ્ટ્ર રાજા, મ્હોટા વૈભવને પામી "બધુ અમારૂં થાઓ" એ બુદ્ધિએ કરી અમને દૂર કરીને પણ, હજી તૃપ્તિને નાથ પામતા, અને સર્વ રાજ્ય વિષે પોતાનું મમત્વ માની, "આમાંથી પાંડવોને આપીશ તો મારૂં ઓછું થઈ જશે" એમ માને છે! એમ કહિ કાકાની નિંદારૂપ દોષથી ભય પામી ફરીથી યુધિષ્ઠિર આવી રીતે કેહેવા લાગ્યા કે, જે અત્યંત પુણ્યવાન હોય તે શત્રુઓ સાથે કલહ કરી પોતાનો ઉત્કર્ષ કરે, ને અપુણ્યવાન હોય તે નાશ પામે. સુંદર ગાયનના શબ્દ, ઉત્તમ ફુલની માળાઓ તથા સુગંધ ચંદનાદિકના લેપ, ઈત્યાદિનો ભોગ પણ પુણ્યવાનજ સેવે, અને રૂડાં વસ્ત્રો પણ તેજ પેહેરે. માટે ધૃતરાષ્ટ્ર તો અત્યંત પુણ્યવાનજ! એમ જો ન હોય તો અમને શું કરવા કૌરવોથી દૂર કરે! શત્રુઓને રાજ્યથી ભ્રષ્ટ કરવા, એ પુણ્યવાનોનુંજ કર્મ છે. એમ છતે પણ એવું અંતરમાં દાહ કરનાર કર્મ અબુધ દુર્યોધનાદિકને ઉચિત છે, અમારા જેવા બુદ્ધિમાનોને નથિ. તે પોતે રાજા થઈ સંકટમાં રહિને, કર્ણાદિ વિષે રહેલા સામર્થ્યની આશા રાખે છે, તે સારૂં નહિં. કારણ જેવું પોતાનું અશક્તપણું જૂવે છે તેવુંજ તેનું જોશે. માટે તે, વસંતઋતુમાં ઝાઝા તૃણવાળા બાટા વનને વિષે, મધ્યાન્હ વખતે પોતાની પાસે અગ્નિ મૂકી, પછિ "વાયુથી વધેલા તે અગ્નિથી મને સુખ નથિ," એમ શોક કરતા પુરૂષની પેઠે પોતાના આત્માને મૂકાવવાને ઇચ્છે છે! અને હે સંજય, કુટિલપણામાં તત્પર, વિચાર રહિત, મૂઢ, દુર્બુદ્ધિવાળા તથા ભાગ્ય રહિત પુત્રના કહ્યા પ્રમાણે કરવાથી પ્રાપ્ત થયું છે ઐશ્વર્ય જેને, એવા ધૃતરાષ્ટ્ર રાજા શું કરવા દીનની પેઠે ભાષણ કરે છે! અત્યંત યથાર્થ બોલનાર વિદુરના વચનનો દુર્યોધને, કોઈ ખરાબ બોલનારના વચનને તિરસ્કાર કરે, તેમ તિરસ્કાર કરયો. ત્યારે ધૃતરાષ્ટ્ર રાજા "આ વિદુર યથાર્થ કહે છે" એમ જાણતા હતા, તોયપણ પુત્રના પ્રિયની ઇચ્છાથી તેમણે અધર્મનોજ આશ્રય કરયો, પણ ધારણાવાળી બુદ્ધિવાળા, કૌરવોના અર્થને ઇચ્છનાર. બહુશ્રુત અને બોલવામાં અત્યંત ચતુર, શીલવાન વિદુરનો, પુત્રના લોભથી કૌરવોના પ્રિય વાસ્તે આદર કરયો નહિં. હે સંજય, તે

માનને હણનાર, માનની ઇચ્છા રાખનાર, પારકો ઉત્કર્ષ સહન ન કરિ શ-
કનાર, ક્રોધિ, અર્થ તથા ધર્મને અતિક્રમણ કરનાર, ખરાબ ભાષણ કરનાર,
ક્રોધ વશ થયેલા કર્ણાદિકને અનુસરનાર, કામાત્મા, પાપિષ્ટોએ વખાણેલા,
સમઝાવવા લાયક નહિ, ભાગ્ય રહિત, ઘણા ક્રોધવાળા, મિત્રનો દ્રોહ ક-
રનાર તથા પાપ બુદ્ધિવાળા પુત્રનું પ્રિય ઇચ્છનાર ધૃતરાષ્ટ્રે, જોતે છતે ધ-
ર્મ તથા કામ એ બેઉને ત્યાગ કર્યો ! હે સંજય, હું ધૃત રમતો હતો
તે વખતેજ વિદુરજીએ હિતનાં વાક્ય કહ્યાં, પણ ધૃતરાષ્ટ્રે "આ વિ-
દુર સારૂં કહે છે," એમ તેની સ્તુતિ ન કરિ! ત્યારેજ મારી મતિ એમ
થઈ કે, કૌરવોનો ક્ષય આવ્યો. હે સંજય, જ્યારે કૌરવો વિદુરની બુદ્ધિને
નહિં અનુસરયા, ત્યારે તેઓને આ કષ્ટ આવ્યું. જ્યાંસુધી તેની બુદ્ધિને
અનુસરતા હતા, ત્યાંસુધિ તેઓના દેશની વૃદ્ધિ થતિ હતી. હે ગવલ્ગના પુત્ર
સંજય, અર્થ વિષે લુબ્ધ દુર્યોધનના હાલ જે મંત્રિયો છે, તે દુઃશાસન, શ-
કુનિ અને સૂતપુત્ર કર્ણ જેવા છે! દીર્ઘદૃષ્ટિવાળા વિદુર જેવા તો ચાલી ની-
સર્યા! માટે એનું અજ્ઞાનતો જો! અને ધૃતરાષ્ટ્ર પારકાઓનું ઐશ્વર્ય ગ્રહણ
કરી બેઠેલા છે, માટે હું તો વિચારૂંછું, ત્યાં કૌરવ તથા સૃંજયોનું કોઇ
રીતે કલ્યાણ જોતો નથિ. કારણ ધૃતરાષ્ટ્ર રાજા પુત્રે સહિત પૃથ્વી વિષે
શત્રુ વિનાના મ્હોટા રાજ્યને ઇચ્છેછે. તે એ રીતે લુબ્ધ છતે શાંતિ કેમ
થાય! મારૂં વનમાં જવું થયું એટલે સર્વ ધન તે પોતાનુંજ માનેછે! વળી
ગ્રહણ કર્યું છે આ આયુધ જેણે એવા અર્જુનને "યુદ્ધમાં જીતવા સમર્થ
છું," એમ જે કર્ણ માનેછે, તે પૂર્વે ગોગ્રહાદિ વિષે મ્હોટાં યુદ્ધ થયાં, ત્યારે
કૌરવોનો દ્વીપનીપેઠે આશ્રય કેમ ન થયો? માટે અર્જુનથી બીજો કોઈ ધ-
નુષ ધારણ કરનારાઓમાં અધિક નથિ, એમ કર્ણ, દુર્યોધન, દ્રોણ, ભીષ્મ
તથા બીજાપણ કૌરવો જે ત્યાં છે તે બધા જાણેછે. અને શત્રુને દમન ક-
રનાર અર્જુન વિદ્યમાન છતે દુર્યોધનને રાજ્ય કેવી રીતે મળ્યું, તેપણ સ-
ર્વ કૌરવો તથા ભેગા થયેલા રાજાઓ જાણેછે. વળી ચાર હસ્તનું જેનું
આયુધછે એવા ધનુષવિદ્યા જાણનાર અર્જુન સાથે રાજ્ય નિમિત્ત સંગ્રામ
કરીને, રાજ્ય વિષે રહેલા પાંડવોના મમત્વને હરણ કરી લેવા દુર્યોધન પો-
તાને સમર્થ માનેછે! તે સંગ્રામ વિષે જ્યાંસુધી ગાંડીવના ખેંચવાથી થયેલા
શબ્દને સાંભળ્યા નથી, ત્યાં સુધી ધૃતરાષ્ટ્રના પુત્રો જીવેછે! ને જ્યાંસુધી ક્રો-
ધેલા ભીમસેનને જોયો નથિ, ત્યાંસુધી "અર્થ સિદ્ધજ છે," એમ દુર્યોધન
માનેછે! હે સંજય, હે તાત, ભીમસેન, અર્જુન, નકુળ તથા સહિષ્ણુ શૂર-

વીરસહદેવ, એઓ જીવતે છતે અમારૂં ઐશ્વર્ય ઇંદ્ર પણ હરણ કરવાને ઉત્સાહ ન કરે! હે સૂત, એ પ્રમાણે જો તે વૃદ્ધ ધૃતરાષ્ટ્ર રાજા પુત્ર સહિત જાણે, તો રણસંગ્રામમાં પાંડવના કોપથી દગ્ધ થઈ તેના પુત્ર નાશ ન પામે! હે સંજય, પૂર્વે કૌરવો અમારે વિષે જેમ વર્તેલાછે, ને તેઓના વિષે અમારી જેવી વૃત્તિ હતી તે તથા અમારે વિષે વર્તેલો ક્લેશ પણ તું જાણે છે, પણ તારૂં મોઢું નથિ મૂકી શકતો, તેથી ક્ષમા કરૂંછું. અને હજીપણ હસ્તિનાપુરમાં તેમજ રહો, ને જે રીતે તું કેહેછે, તે રીતે હું શાંતિને પામું. પણ મારૂં રાજ્ય ઇંદ્રપ્રસ્થમાં થાઓ, ને ભરત વંશમાં મુખ્ય દુર્યોધનને હસ્તિનાપુરનું રાજ્ય મળો.

अद्यापितत्तत्रतथैववर्ततां शांतिंगमिश्यामियथात्वमात्थ ।
इंद्रप्रस्थेभवतुममैवराज्यं सुयोधनोयच्छतुभारताग्र्यः ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि संजययानपर्वणि युधिष्ठिरवाक्ये गुर्जरभाषायां षड्विंशोऽध्यायः ॥२६॥

---

संजयउवाच ॥ धर्मनित्यापांडवतेविचेष्टा लोकेश्रुताद्दश्यतेचापिपार्थ ।
महाश्रावंजीवितंचाप्यनित्यं संपश्यत्वंपांडवमाव्यनीनशः॥१॥

સંજય કેહેછે–હે પાંડવ, હે પાર્થ, લોકમાં તમારી વર્તુણુક ધર્મ જેમાં નિરંતર રહ્યોછે, એવી સંભળાયછે, ને તે પ્રમાણે દેખાયપણ છે. અને જીવિત અનિત્ય તથા ચંચળ છે, વાસ્તે ક્રોધથી ધૃતરાષ્ટ્રના પુત્રોને નાશ માં પમાડો. હે અજાતશત્રો, યુદ્ધ વગર બીજે પ્રકારે કદી કૌરવો ભાગ ન આપે, તો તમારે અંધક તથા વૃષ્ણિ ઇત્યાદિ યાદવોના રાજ્યમાં ભિક્ષા માગી જીવવું, તે હું સારૂં માનુંછું, પણ યુદ્ધ કરી રાજ્ય લેવું, એ હું સારૂં માનતો નથી. મનુષ્યોનું જીવિત થોડું, દુઃખરૂપ તથા અત્યંત ચલાયમાન છે, ને વળી તે રીતે યુદ્ધ કરીને જીવવું તે યશને લાયક નથિ, માટે હે પાંડવ, પાપ માં કરો. હે નરેંદ્ર, મનુષ્યોને જે ઇચ્છાઓ થાયછે, તે ધર્મને વિષે વિઘ્ન થવાના મૂળરૂપ છે, માટે બુદ્ધિમાન્ મનુષ્ય તે ઇચ્છાઓને પ્રથમથીજ નાશ પમાડે, તો લોકમાં અતિઉત્તમ પ્રશંસાને પામે. હે પાર્થ, ધનની તૃષ્ણા મનુષ્યોને બંધન કરનારીછે, માટે તેને ઇચ્છતા મનુષ્યોનો ધર્મ બાધ પામેછે. વાસ્તે જે ધર્મને વરે તે બુદ્ધિમાન્ જાણવો, કારણ કામને વિષે જે સ્પૃ-

હાવાન્ થાય, તે અર્થ વિષે અનુકૂળ રહેવાથી ધર્મથી હીન થાયછે. હે તાત, કર્મોમાં મુખ્ય ધર્મનું આચરણ કરી, મનુષ્ય મહા પ્રતાપવાન થઈ સૂર્યની પેઠે શોભેછે. અને ધર્મથી જે હીન છે, તે પાપબુદ્ધિવાળા આ પૃથ્વીને પામીને પણ ખેદ પામેછે. તમે વેદ અધ્યયન કર્યોછે, બ્રહ્મચર્ય પાળ્યું છે, યજ્ઞે કરી યજન કર્યુંછે તથા બ્રાહ્મણોને દાન આપ્યાં છે. એ રીતે પરલોકને માનનારા તમે ઘણાંક વર્ષ પર્યંત, પરલોકના સુખ વાસ્તેજ કર્મ કરવામાં તમારા આત્માને જોડેલોછે. અત્યંત ભોગ તથા પુત્રાદિને સેવતો પુરૂષ યોગાભ્યાસ વિષે ઉપયોગી પ્રાણાયામાદિ કર્મ નથિ કરતો; પણ પછિ ધનનો ક્ષય થાય, ત્યારે હીન થયુંછે સુખ જેનું તથા કામના વેગથી પરાભવ પામેલો તે અત્યંત દુઃખ થાય તે રીતે સૂવેછે. વળી જે બ્રહ્મ વિષે આત્મના અનુસંધાનથિ રહિત પુરૂષ ધર્મને મૂકી અધર્મનેજ કરેછે, તે અશુદ્ધ બુદ્ધિવાળો મૂઢ, દેહ ત્યાગ કરી પરલોકમાં અત્યંત દુઃખ પામેછે, કરેલાં પુણ્ય વા પાપ કર્મ પરલોકમાં ફળ દીધા વગર ટળતાં નથી, માટે કર્તાની પૂર્વેજ તે પુણ્ય વા પાપ પરલોકમાં જાયછે, ને તેની પાછળ કર્તા જાય છે. ઉત્તમ જેમાં દક્ષિણા છે તથા અન્વાહાર્ય નામક સિદ્ધ અન્ન જેમાં અપાયછે એવા યજ્ઞો વિષે, બ્રાહ્મણો પ્રત્યે તમે શ્રદ્ધાથી ઘટતી રીતે ઉત્તમ ગંધ તથા રસયુક્ત અન્નાદિક દીધાંછે; એવાં તમારાં કર્મ વિખ્યાત છે. હે પાર્થ, ધર્માચરણ આ મનુષ્ય શરીરથીજ કરાયછે, મરણ પામ્યા પછિ કાંઈપણ કરાતું નથિ. માટે તમે તો સત્પુરૂષો જેનાં વખાણ કરેછે, એવું પવિત્ર મ્હોટું પરલોક સંબંધીજ કર્મ કરેલું છે. કારણ પરલોક વિષે મૃત્યુ, જરા, ભય, ક્ષુધા, તૃષા તથા મનને અપ્રિય લાગે એવું કંઇપણ નથિ, કેવળ ઇંદ્રિય સુખ છે; ત્યાં કાંઈ કર્મ નથિ કરી શકાતું. માટે હે નરેંદ્ર, અહીં સકામ કર્મ કરી એવા ફળની પ્રાર્થના માં કરો, ને આલોક પરલોક બેઉની ઈચ્છા મૂકી વૈરાગ્ય સંપન્ન થઈ મોક્ષ વાસ્તે યોગાભ્યાસ કરો. એ રીતે જ્ઞાને કરી કર્મને નાશ પમાડીને પણ સત્ય, દમ, સરલતા તથા અક્રૂરપણાને ત્યાગ માં કરો. અને અશ્વમેધ તથા રાજસૂયાદિક કર્મ પણ લોક સંગ્રહાર્થ કરો. પણ ફરીથી પાપ કર્મની પાસે માં જાઓ. હે પાંડવો, દ્વેષથી બંધુવધરૂપ પાપ કરશો, તે કરતાં તો તમે જે ઘણાંક વર્ષ વનમાં નિવાસ કર્યો એ ધર્મરૂપ છે; ને જ્યારે હાલ તમે તે પાપ કરવા સાવધાન થાઓ છો, ત્યારે તો વનમાં જતી વખતેજ તમારે રાજ્યાદિ બળથી ધારણ કરી રાખવાં હતાં, પણ વનમાં ન્હોતું જવું. કારણ તે વખતે તો સૈન્ય આધિન હતું,

ને બધા મંત્રિયો પણ તમારે આધિન હતા. તેમ જનાર્દન ભગવાન તથા શૂરવીર સાત્યકિ યાદવ, મત્સ્ય દેશનો રાજા પ્રહાર કરનાર પુત્રો સહિત, સુવર્ણના રથવાળો વિરાટ અને પૂર્વે જીતેલા બીજા સમસ્ત રાજાઓ પણ તમારી સહાયતા કરત. તેથી મ્હોટી સહાયતાવાળા, અત્યંત તપતા, સૈન્યના મધ્યમાં રહેલા, વાસુદેવ તથા અર્જુનને અગ્રેસર કરેલા, તથા રંગસભાના મધ્યમાં શ્રેષ્ઠ શત્રુઓને મારતા તમે દુર્યોધનના ગર્વને હરણ કરત. પણ હે પાંડવ, હવે શત્રુના સૈન્યનો વધારો થવા દઈ, પોતાના સહાયોને દુર્બળ કરી ઘણાંક વર્ષ વનમાં નિવાસ કરીને, ઉત્તરકાળે શું કરવા યુદ્ધ કરવાને ઇચ્છોછો! તેમ યુદ્ધમાં તમારોજ જય થશે એમ કંઈ નિશ્ચય થતો નથિ, કારણ યુદ્ધ કરનાર બુદ્ધિ વગરનો તથા અધર્મજ્ઞ હોય તે પણ ઐશ્વર્યને પામેછે, અને બુદ્ધિમાન્ તથા ધર્મને સારી રીતે જાણનાર હોય તે કોઇ વખતે ઐશ્વર્યથી ભ્રષ્ટ થાય છે. હે પાર્થ, તમારી બુદ્ધિ અધર્મને વિષે ક્યારેય નથિ રહેતી, તેમ ક્રોધથી પાપ કર્મ પણ તમે નથિ કરતા; ત્યારે હાલ તે બુદ્ધિ વિરૂદ્ધ કરવાને કેમ ઇચ્છો છો? તેનું કારણ કહો. હે મહારાજ, પિત્તાદિક વિકાર વિના અરૂચિ કરાવનાર, મસ્તક રોગ કરનાર, યશને હણનાર, પાપરૂપિ ફળનો ઉદય કરનાર, સત્પુરૂષોને પી જવા લાયક અને અસત્પુરૂષો જેને પી શકતા નથિ, એવા ક્રોધને પી જાઓ અને શાંત થાઓ! પાપના મૂળરૂપ ક્રોધની કોણ કામના કરે? માટે તમારે તો ક્ષમા રાખવી એજ ઉત્તમ છે, રાજ્યાદિ ભોગની ઇચ્છા રાખવી એ ઉત્તમ નથિ. કારણ જો ભોગની ઇચ્છાથી યુદ્ધ કરશો, તો તેમાં શંતનુના પુત્ર ભીષ્મ તથા પુત્ર સહિત દ્રોણ પણ તમારાથી નાશ પામશે. તેમજ કૃપ, શલ્ય, સોમદત્તનો પુત્ર ભૂરિશ્રવા, વિકર્ણ, વિવિંશતિ, કર્ણ તથા દુર્યોધન, એ બધાને મારી હે પાર્થ, તમે કેવા સુખને પામશો? તે કહો. હે રાજન્, સમુદ્ર પર્યંત પૃથ્વીને પામશો, તોયપણ જરા, મૃત્યુ, સુખ દુ:ખ તથા પ્રિય, અપ્રિય ઇત્યાદિ દ્વંદ્વ નહીં ટળે. માટે વિદ્વાન્ થઇ તમે એ રીતે યુદ્ધ માં કરો. અને કદિ અમાત્ય તથા ભાઇયો વાસ્તે તમે ગોત્રવધરૂપ કામ કરવા ઇચ્છતા હો, તો તમારી પાસે જે ધન હોય, તે તેમને આપીને ભાગી જાઓ, પણ હાલ અર્ચિરાદિ મોક્ષ માર્ગથી બીજે માર્ગે માં જાઓ!

अमात्यानांयदिकामस्यहेतो रेवंयुक्तंकर्माचिकीर्षसित्वं ।
अपक्रामेःस्वंप्रदायैवतेषां मागास्त्वंवैदेवयानात्पथोद्य ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि संजययानपर्वणि संजयवाक्ये गुर्जरभाषायां सप्तविंशोऽध्यायः ॥२७॥

---

**युधिष्ठिरउवाच** ॥ असंशयंसंजयसत्यमेत द्धर्मोवरःकर्मणांयत्त्वमात्थ । ज्ञात्वातुमांसंजयगर्हयेस्त्वं यदिधर्मंयद्यधर्मंचरेयं ॥१॥

યુધિષ્ઠિર કહે છે-હે સંજય, કર્મોમાં ધર્મ શ્રેષ્ઠ છે, એમ જે તેં કહ્યું તે સત્ય છે, એમાં સંશય નહીં. પણ જ્યારે હું ધર્મ વા અધર્મ કરૂં, ત્યારે પરીક્ષા કરી મારૂં અધર્માચરણ જાણે, તો પછિ મને નિંદજે. એકને વિષે અધર્મ ધર્મરૂપ લાગેછે,ને એકને વિષે સમગ્ર ધર્મ અધર્મરૂપ દેખાય છે; તથા એકને વિષે ધર્મ ધર્મરૂપજ જણાય છે. માટે વિદ્વાનો બુદ્ધિથી સારી રીતે વિચાર કરી તેને ત્રણ પ્રકારથી જૂવેછે. તેમ તું પણ વિદ્વાન્ છે, વાસ્તે મારે વિષે તારે એમજ વિચારવું. એ ત્રણ પ્રકારમાં છેલો પ્રકાર જે કહ્યો કે "એકને વિષે ધર્મ ધર્મરૂપજ જણાયછે," તે એકે બ્રાહ્મણોમાં વેદ ભણવો તથા બીજાઓને ભણાવવો ઇત્યાદિ લક્ષણરૂપ ધર્મ સમજવો. તથાપિ આપતકાળમાં નિરંતર વર્તનારાં ધર્મ અને અધર્મ પૂર્વે કહેલા લક્ષણને ભજેછે, એટલે કે ક્ષત્રિયનો શૌર્યાદિ લક્ષણરૂપ ધર્મ આપત્કાળને વિષે બ્રાહ્મણ તથા વૈસ્ય પાળે, તો તેમને ધર્મરૂપ છે. પણ અનાપત્ વખતે પાળે તો અધર્મરૂપ છે. એથી એમ સિદ્ધ થયું કે, એકના લક્ષણરૂપ ધર્મને બીજા વર્ણો વિષે સમય ભેદે કરી ધર્મપણું ને અધર્મપણું નિત્ય છે. વળી તેમાં પણ પ્રથમ બ્રાહ્મણના ધર્મ જે યજન કરાવવું વા ભણાવવું ઇત્યાદિ લક્ષણરૂપ છે, તેતો બ્રાહ્મણનેજ પ્રમાણછે. એટલે કે આપત્કાળ વિષે પણ ક્ષત્રિએ યાજનાધ્યાપનાદિ બ્રાહ્મણનું કર્મ ન કરવું. હે સંજય, એવા આપદ્ધર્મને તું શાસ્ત્રથી જાણ. ત્યાં તું કહીશ કે ભિક્ષાટન પણ બ્રાહ્મણનેજ અસાધારણાએ કરીને કહેલું છે, તે એકચક્રા વિષે તમે કેમ કર્યું! તો તેનો પ્રત્યુત્તર કહું તે સાંભળ. ક્ષત્રિયોને પોતાની જીવિકાના હેતુ ધન, પૃથ્વી તથા શસ્ત્રાદિ અને વૈસ્યને ધન તથા પશ્વાદિક છે. તે સર્વ જતાં રહે ત્યારે, જેથી સંધ્યોપાસનાદિ કર્મ થાય એવું ભિક્ષાટનાદિપણ કરવાને ઇચ્છવું કારણ એમ ન કરે તો જીવિકાના અભાવથી કર્મ લોપ તથા પ્રાણ નાશ થાય. માટે અત્યંત આપત વિષે ભિક્ષાટનાદિ જો કે બ્રાહ્મણને અસાધારણ ધર્મ છે, તોયપણ કહ્યા પ્રમાણે હીન

પુરૂષોએ જરૂર ગ્રહણ કરવો. પણ હે સંજય, જે પોતાની જીવિકા છતે આપદ્ધર્મને અનુસરે, તથા જે આપત્ વિષે રહેલો હોય ને જીવિકાવાળાના ધર્મને અનુસરે, તે બેઉ તારે નિંદવા લાયક છે. કારણ આપત્ વિષે બ્રાહ્મણોને બીજાઓની વૃત્તિથી જીવવું એ અત્યંત વિનાશરૂપ છે. માટે આપત્ ઉતર્યા પછિ અવિનાશને ઇચ્છિતા બ્રાહ્મણોને વિધાતાએ પ્રાયશ્ચિત્ત કહ્યું છે. એ રીતે આપત્કાળ વિષે એકને બીજાના ધર્મનું આશ્રય ઘટે છે, એમ જણાયછે. માટે એક ચક્રા વિષે અમે ભિક્ષાટન કર્યું તે અનુચિત્ત નથિ. વાસ્તે અનાપત વિષે પોતાના ધર્મમાં તથા આપત્ વિષે અન્યધર્મમાં રહેલાને, "ઠીક વર્તે છે" એમ જો. અને આપત્ વિષે જે પોતાના ધર્મને અનુસરે તથા અનાપત વિષે જે પારકા ધર્મને અનુસરે છે, તેઓની તું નિંદા કર. મનને વશ કરવાને તથા બ્રહ્મની એકતાને ઇચ્છતા મુમુક્ષુ સન્યાસિયોને શાસ્ત્રમાં સત્પુરૂષોના ઘર વિષે જીવિકા કહી છે. પણ જે બ્રાહ્મણ ન હોય તથા બ્રહ્મવિદ્યા સંપન્ન પણ ન હોય, તેણે તો આપત્ અનાપત વિષે જે યોગ્ય ધર્મ હોય તે માનવો. અને જે અમારા પૂર્વ પિત્રાદિક, પિતામહાદિક,યજ્ઞને ઇચ્છનારા બીજાઓ તથા સન્યાસિયો થઇ ગયા, તે બધા પણ મેં કહેલા માર્ગ પ્રમાણે વર્તનારા હતા, ને હું પણ આસ્તિક છું, માટે તેથી બીજા માર્ગને નથિ માનતો. હે સંજય, પૃથ્વી વિષે જે કંઈ ધન છે તેને, વા દેવતા, કુબેર, પ્રજાપતિ તથા બ્રહ્મલોક સંબંધિ ધનને પણ હું અધર્મથી ઇચ્છતો નથિ. તેમ હું જો શાંતિને મૂકુ તોયપણ નિંદ્ય થાઉં, તથા યુદ્ધ ન કરી સ્વધર્મને મુકું તોયપણ નિંદ્ય થાઉં. માટે ધર્મના ફળ દેનાર, કુશળ, નીતિમાન્, બ્રાહ્મણોની ઉપાસના કરનાર, બુદ્ધિમાન્, મ્હોટા બળવાનરાજાઓના ભોગ ભોગવનાર મ્હોટા યશવાળા તથા કૈરવ પાંડવ બેઉના અર્થને ઇચ્છનાર વાસુદેવ શ્રીકૃષ્ણ ભગવાન જેમ કહે તેમ કરૂં. કારણ જેની બુદ્ધિ પ્રમાણે ચાલનારા આ સાત્યકિ, ચેદિયો, અંધક, વૃષ્ણિ, ભોજ, કુકુરો તથા સૃંજયો, શત્રુઓને નિગ્રહ કરી સંબંધિયોને આનંદ પમાડે છે. અને જેણે નીતિમાર્ગ પ્રત્યે પમાડેલા વૃષ્ણિ, અંધક તથા ઉગ્રસેનાદિક સર્વે યાદવો, ઇંદ્ર સરખા મનસ્વિ, સત્ય વિષે તત્પર, મહાબળવાન્ તથા ભોગવાન્ થયા. વળી કાશીનો બભ્રુરાજા પણ સર્વને નિયમમાં રાખનાર ભાઇ સરખા આ શ્રીકૃષ્ણને પામિ, ઉત્તમ લક્ષ્મીને પામ્યો, ને વર્ષાઋતુમાં જેમ પ્રજાને અર્થે મેઘ વર્ષે, તેમ તેની સર્વ કામના આ વાસુદેવ ભગવાન્ વર્ષે છે. હે તાત, આ કેશવ ભગવાન્ મહા વિદ્વાન્ છે,

માટે એમને તું કર્મના નિશ્ચયને જાણનારા સમજ, અને એઓ અત્યંત સત્પુરૂષ તથા અમોને પ્રિય છે. માટે એમના વચનને હું અતિક્રમણ નહીં કરૂં.

ईदृशोयंकेशवस्तातविद्वान् विद्धिह्येनंकर्मणांनिश्चयज्ञं ।
प्रियश्चनःसाधुतमश्चकृष्णो नातिक्रामेवचनंकेशवस्य ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि संजययानपर्वणि युधिष्ठिरवाक्ये गुर्जरभाषायां अष्टाविंशोऽध्यायः ॥२८॥

---

**वासुदेवउवाच** अविनाशंसंजयपांडवाना मिच्छाम्यहंभूतिमेषांप्रियंच ।
तथाराज्ञोधृतराष्ट्रस्यसूत समाशंसेबहुपुत्रस्यवृद्धिं ॥१॥

વાસુદેવ કેહેછે—હે સંજય, હું પાંડવોનાં અવિનાશ, પ્રિય તથા સમૃદ્ધિને ઇચ્છું છું, તેમ હે સૂત, ઘણા પુત્રવાળા ધૃતરાષ્ટ્રની પણ વૃદ્ધિને ઇચ્છું છું. હે સંજય, મારી તો નિરંતર એજ ઇચ્છા છે. ને પાંડવોને પણ "શાંતિ પામો" એજ નિરંતર કહું છું, બીજું નથિ કહેતો. અને યુધિષ્ઠિર થકિ પણ પ્રિયજ સાંભળું છું. ને હું પણ તેમજ ઇચ્છુંછું. પણ હે સંજય, તે રાજ્ય વિષે શમ થવો પાંડવો દુષ્કર કહે છે, કારણ પુત્ર સહિત ધૃતરાષ્ટ્ર રાજા સમગ્ર રાજ્યની ઇચ્છા રાખે છે. તેથી કૌરવોનો કલહ શામાટે વૃદ્ધિ ન પામે! હે સંજય, મારા થકી તથા યુધિષ્ટિર થકી ધર્મ ચલાયમાન થતો નથી એમ તું જાણે છે, ત્યારે ઉત્સાહવાન અને પોતાના કર્મને પાળનાર તથા શાસ્ત્ર પ્રમાણે કુટુંબ વિષે રહેનાર યુધિષ્ઠિરના ધર્મનો લોપ શામાટે કહે છે? યુધિષ્ઠિર જે રીતે ગૃહસ્થાશ્રમ કરે છે તે રીતે વેદમાં વિધાન છે; જો કે બ્રાહ્મણોની ગૃહસ્થાશ્રમ વિષે અનેક પ્રકારની મતિયો છે, તથાપિ વેદમાં કહ્યા પ્રમાણે ગૃહસ્થાશ્રમ સર્વથી શ્રેષ્ઠ છે. કારણ કેટલાક પુરૂષો કર્મથી પરલોક વિષે સિદ્ધિ કહે છે, તેમ કેટલાક પુરૂષો કર્મને ત્યાગ કરી બ્રહ્મ વિદ્યાથી સિદ્ધિ છે, એમ કહે છે, પણ વિદ્વાન્ હોય તોપણ ભક્ષ્ય ભોજ્ય પદાર્થોને ખાતો ન હોય, તો તૃપ્ત થાય નહીં, માટે સન્યાસિયોને પણ ભોજન ગૃહસ્થના ઘરો વિષે કહેલું છે, વાસ્તે બીજા આશ્રમથી મળતું જ્ઞાન ગૃહસ્થે મેળવવા સમર્થ થવાય છે, પણ ગૃહસ્થથી થતા યજ્ઞાદિ બીજા આશ્રમમાં થઇ શકતા નથિ, માટે ગૃહસ્થપણા વિષે સમગ્ર ધર્મ પ્રાપ્ત થાય છે. અને બ્રહ્મ વિદ્યા પણ જે કર્મસાધક છે, તેજ સફળ છે, બીજી નથિ. અને જેમ તૃષાથી પીડાયલો પુરૂષ જળપાન કરી

શાંતિને પામે છે, તેમ કર્મ તથા તેના અભાવનો વિચાર કરેથી કર્મ અ-
હિંજ ફળ દેનારૂં થાય છે. હે સંજય, જ્ઞાનનો વિધિ કર્મ સહિતજ કહે-
લો છે, તે અનુષ્ટાન કરેથી કર્મ નાશ પામે છે; એટલે કે કર્મ સહિત જ્ઞાન
સફળ કર્મના નાશનું હેતુ છે. જે પુરૂષ કર્મથી રહિત જ્ઞાનને શ્રેષ્ઠ માને છે,
તે દુર્બળનું બોલવું ફોકટ છે. કર્મથી પરલોક વિષે દેવતાઓ શોભે છે,
વાયુ પણ ગતિ કરે છે. તેમ દિવસ રાત્રિને કરનાર સૂર્ય કર્મથીજ નિત્ય
સાવધાન થઈ ઉદય પામે છે, અને ચંદ્ર પણ માસ, અર્દ્ધ માસ તથા ન-
ક્ષત્રયોગને સાવધાન થઈ કર્મે કરીનેજ પામે છે. પ્રજ્વળિત થઈ પ્રજા વા-
સ્તે કર્મ કરતો અગ્નિ પણ કર્મે કરીનેજ સાવધાન થઈ દાહ કરે છે, અને
દેવી પૃથ્વી પણ બળથી સાવધાન થઈ આ મ્હોટા ભારને ધારણ કરે છે,
તેમ નદીયોપણ પ્રાણિયોને તૃપ્ત કરતી સાવધાન થઈ પાણીને વહે છે. અને
ઘણાક તેજવાળો મેઘ પણ અંતરિક્ષ તથા દિશાઓ પ્રત્યે શબ્દ કરતો
સાવધાન થઇ વર્ષે છે. તેમ દેવતાઓમાં શ્રેષ્ઠપણાને ઇચ્છતો ઇંદ્રપણ પૂર્વે
સાવધાન થઇ, ક્ષુદ્ર સુખનો ત્યાગ કરી બ્રહ્મચર્ય પાળીને કર્મથી શ્રેષ્ઠપણાને
પામ્યો, ને સત્ય, ધર્મ, દમ, તિતિક્ષા, સમતા તથા પ્રિયતાને સેવીને દેવ-
તાઓના રાજ્યને પણ પામ્યો. અને તીક્ષ્ણ બુદ્ધિવાળા બૃહસ્પતિ પણ, ઇં-
દ્રિયોને નિયમમાં રાખી તુચ્છ સુખનો ત્યાગ કરી, સાવધાન થઇ યથાર્થ
બ્રહ્મચર્ય પાળી, દેવતાઓના ગુરૂપણાને પામ્યા. તેમ હે સૂત. નક્ષત્રો પણ
કર્મ કરીનેજ પરલોક વિષે શોભે છે, રૂદ્ર, આદિત્ય, વસુ, વિશ્વદેવ, યમરા-
જા, કુબેર, ગંધર્વ, યક્ષ તથા અપ્સરાઓ, એઓ પણ કર્મથીજ દેવલોક
વિષે શોભે છે તેમ ઋષિયો પણ બ્રહ્મવિદ્યા, બ્રહ્મચર્ય તથા ક્રિયાને સેવિ-
નેજ પરલોક વિષે શોભે છે. હે સંજય, એ રીતે સર્વ લોકના ધર્મને અને
બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્યના ધર્મને તું પણ જાણે છે. ત્યારે જાણનારા-
ઓમાં જ્ઞાનવાન થઇ કૌરવ વાસ્તે પાંડવોને કેમ નિગ્રહ કરે છે? કારણ
આ યુધિષ્ઠિર તો હમેશ વેદ ભણનાર અશ્વમેધ તથા રાજસૂય યજ્ઞ કરનાર,
હમેશ ધનુષ કવચ તથા શસ્ત્ર ધારણ કરનાર અને હાથી, ઘોડા ઇત્યાદિ
વાહન ઉપર બેસનાર છે! એટલે કે એને શીક્ષા કરવાને યોગ્ય અથવા
ઝીતવા લાયક બીજા કોઈ નથિ, આ પાંડવોને જો રાજ્ય પ્રાપ્તિ વિષે કૌ-
રવોને મારવા વગર બીજો ઉપાય જાણવામાં આવ્યો હોત, તો ભીમસેનને
અહિંસામાં જોડી એઓ પુણ્યરૂપ કર્મનું રક્ષણ કરત. પણ હવે બીજો
ઉપાય રાજ્ય પ્રાપ્તિ વાસ્તે રહ્યોજ નથિ, માટે ક્ષાત્રધર્મયુદ્ધ વિષે સ્વશક્તિ
પ્રમાણે પોતાના ધર્મને પાળતા પાંડવો કદી દૈવ વશથી મૃત્યુ પામે, તો એ

મૃત્યુ પણ એઓને કલ્યાણરૂપ છે. અને શાંતિજ કરવી, એમ કદી તું માનતો હો, તો રાજાઓને યુદ્ધ કરવું એ ધર્મ છે, કે યુદ્ધ ન કરવું એ ધર્મછે, એ બેઉ પક્ષ વિષે જે તું કહે, તે હું સાંભળું. હે સંજય, ચાર વર્ણના વિભાગને જોઈ, તારૂં પોતાનું શું કર્મ છે તે જોઇ, અને પાંડવોનો શું ધર્મ છે તેપણ જોઇને, પછિ તારી બુદ્ધિ પ્રમાણે પ્રશંસા વા નિંદા કર. બ્રાહ્મણોએ વેદ ભણવો, યજન કરવું, દાન કરવું, ઉત્તમ તીર્થો પ્રત્યે જવું, વેદ ભણાવવો, યજન કરવા યોગ્યને યજન કરાવવું તથા યોગ્ય પ્રતિગ્રહ કરવો. તેમ રાજાઓએ સાવધાન થઈ ધર્મથી પ્રજાનું રક્ષણ કરવું, દાન આપવું અને સર્વ વેદ ભણી અનેક યજ્ઞ કરી ઇશ્વરનું યજન કરવું. એ પ્રમાણે પવિત્ર કર્મ કરતાં સ્ત્રિયો સહિત ઘરમાં રહિ રાજાઓએ ગૃહસ્થાશ્રમ ધર્મ પાળવો. એ રીતે કહ્યા પ્રમાણે ગૃહસ્થાશ્રમ ધર્મ પાળનાર ક્ષત્રિય, તે ધર્મના પ્રભાવથી બ્રહ્મલોક પ્રત્યે જાય, ને આ લોકમાંજ કૃતાર્થ થાય. વૈશ્યોએ પણ વેદ ભણી, ખેતી, ગાયોની રક્ષા અથવા વ્યાપારથી ધન સંપાદન કરી, સાવધાન થઇ તે સાચવવું, બ્રાહ્મણ તથા ક્ષત્રિયનું પ્રિય કરવું અને ધર્મશીલ થઈ પવિત્ર કર્મ કરતાં ગૃહસ્થાશ્રમી થઈ રહેવું. અને શૂદ્રોએ ત્રણ વર્ણની સેવા કરવી, બ્રાહ્મણોને વંદન કરવું, વેદ ભણવો નહીં, તેમ યજ્ઞપણ કરવો નહીં; તથા સમૃદ્ધિ વાસ્તે સાવધાન થઇ નિરંતર ઉદ્યમ કર્યા જવો. એ રીતે પ્રાચીન શૂદ્ર ધર્મ કહેલોછે. એ સર્વ વર્ણોને પાળનાર અને પોતપોતાના ધર્મ વિષે યોજના કરનાર તથા ઇંદ્રિયોને નિયમમાં રાખી પ્રજા વિષે સમાનપણાથી વર્તનાર રાજાએ, કામનાથી અધર્મિયોને નહિં અનુસરીને રાજ્ય કરવું. તે રાજાથી, જ્ઞાનથી વા ધર્મથી જે અત્યંત શ્રેષ્ઠ તથા સર્વ ધર્મ સંપન્ન હોય, તે યુધિષ્ઠિરને રાજ્ય પ્રાપ્તિ વિષે શિક્ષા કરવાને ઇચ્છતો પુરૂષ, મેં કહેલો સર્વ ધર્મ યુધિષ્ઠિર વિષેછે, એને વિષે અધર્મ નથિ, એ જાણી શકે. જ્યારે ચોર સરખો ક્રૂર રાજા બળને ગ્રહણ કરી પારકાં ઐશ્વર્યની ઇચ્છા કરે, ત્યારેજ રાજાઓનું યુદ્ધ થાયછે. જે વાસ્તે ઇંદ્રે કવચ, શસ્ત્ર તથા ધનુષ ઉત્પન્ન કરયાંછે, માટે ચોરને મારવાથી પુણ્ય થાયછે. અને હે સંજય, જેમ પરદાર્ય દોષ ઇંદ્રથી થયો, તેમ આ તીવ્ર કપટરૂપ દોષ, ધર્મને ન જાણનાર તથા અધર્મને જાણનાર કૈરવો નિમિત્તથી ઉત્પન્ન થયો, એ સારૂં નહિં. કારણ ધર્મથી પ્રાપ્ત થયેલું પોતાના પિતા પાંડુનું રાજ્ય, પાંડવો પાસેથી પુત્રસહિત ધૃતરાષ્ટ્રે અકસ્માત્ હરણ કરી લીધું, ને તેણે તથા તેને અનુસરતા સર્વ કૈરવોએ પ્રાચીન રાજ ધ-

મેં જોયા નહિ! હે સંજય, દીઠા વગર ધન હરણ કરનાર ચોર વા નજરે જોતાં બળાત્કારથી ધન લઈ જનાર પુરૂષ જેમ તારે નિંદવા લાયકછે, તેમ ધૃતરાષ્ટ્રનો પુત્ર દુર્યોધન પણ છે, કારણ તે પણ તે સરખોજ છે. દુર્યોધનની ઇચ્છાને અનુસરવાથી ધૃતરાષ્ટ્ર લોભાવિષ્ટ થઇ, છળથી રાજ્યના હરણનેધર્મ માનેછે. પણ વનવાસ પછિ આપવા ઠરાવેલો પાંડવોનો ભાગ તેઓ શું કરવા નથી આપતા ? માટે આ અવશ્ય ગ્રહણ કરવા લાયક ભાગ નિમિત્ત યુદ્ધ કરતાં અમારો વધ પણ પ્રશંસા કરવા લાયક છે, કારણ પરરાજ્યથી પિતાનું રાજ્ય શ્રેષ્ઠ છે- હે સંજય, આ પ્રાચીન રાજધર્મો રાજાઓના મધ્યમાં કૌરવોને કહે, ને ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધને મદથી યુદ્ધ વાસ્તે બોલાવેલા મૂઢ રાજાઓ પણ મૃત્યુ વશ થયા એમ જાણ; કારણ દુર્યોધનનું કર્મ પાપરૂપજ છે. તે વિષે પૂર્વે સભાના મધ્યમાં બનેલું કૌરવોનું વૃત્તાંત કહું તે સાંભળ. શીલ તથા વૃત્તસંપન્ન, યશસ્વિની, રજસ્વળાપણાથી ઘર સંબંધિ કામથી રૂંધાએલી તથા સભાના મધ્યમાં જતી પાંડવોની પ્રિય સ્ત્રી દ્રૌપદીની ભીષ્માદિ કૌરવોએ ઉપેક્ષા કરી; પણ જો તે વખતે કુમાર સહિત વૃદ્ધ કૌરવો એકઠા થઇ તે દુઃશાસનને વારત, ને ધૃતરાષ્ટ્ર પણ મારૂં પ્રિય કરત, તો તેના પુત્ર દુર્યોધનાદિકનું પણ પ્રિય થાત. પણ તેમ તેઓએ ન કર્યું, માટે હવે તો તેના પુત્રોનો નાશજ થશે. દુઃશાસન અન્યાયથી શ્વશુરોના મધ્યમાં દ્રૌપદીને સભામાં લઈ આવ્યો, ત્યારે તે દીનની પેઠે ચોતરફ જોતી દ્રૌપદીની વિદુર વગર બીજા કોઇએ રક્ષા ન કરી. ત્યાં સભામાં દીનપણાથી મળેલા રાજાઓ ધૃતરાષ્ટ્ર પ્રત્યે કેહેવા સમર્થ થયા નહીં, એક વિદુરેજ ધર્મ બુદ્ધિથી ધર્મરૂપ અર્થ અલ્પબુદ્ધિવાળા ધૃતરાષ્ટ્ર પ્રત્યે કહ્યો. હે સંજય, તું તે સભાને વિષે બનેલો વૃત્તાંત જાણ્યા વગર પાંડવોને ધર્મ ઉપદેશ કરવાને ઇચ્છેછે. પણ તે સભામાં દ્રૌપદીએ તો અત્યંત દુષ્કર એવું શુદ્ધ કર્મ કર્યું, જે પાંડવોનો કષ્ટથી ઉદ્ધાર કર્યો. તેટલુંજ નહિં પણ મ્હોટા સમુદ્રથી નાવની પેઠે પોતાના આત્માનો પણ ઉદ્ધાર કર્યો અને સભામાં ઉભેલી દ્રૌપદી પ્રત્યે ભીષ્માદિક શ્વશુરોની સમીપે કર્ણે કહ્યું હતું કે "હે દ્રૌપદી હાલ બીજે કયાંય તારી ગતિ નથિ, વાસ્તે દાસી થઈ દુર્યોધનના ઘરમાં જા, કારણ તારા પતિ પરાજય પામ્યા. માટે એ તારા પતિ નથિ, તારી ઇચ્છાથી બીજા પતિને વર." એ રીતે કર્ણનાં વચનરૂપી, તીક્ષ્ણ તેજવાળો, મર્મસ્થાન ભેદનાર તથા અસ્થિ કાપનાર બાણ જે અર્જુનના હૃદયમાં વાગેલો છે, તે હજી હૃદયમાંજ રહેલો છે. અને જવા વખતે કાળિયાર મૃ-

ગનાં ચર્મ પેહેરતા પાંડવો પ્રત્યે, દુઃશાસને આવી રીતે કટુવચન કહ્યાં કે, "આ ષંઢતિલ સરખા નકામા સર્વ પાંડવો નાશ પામી ઘણા કાળ પર્યંત નર્કમાં ગયા." તેમજ ધ્યૂતકાળે કંધાર દેશના રાજા શકુનિએ પણ છળથી યુધિષ્ઠિર પ્રત્યે કહ્યું તું કે, નાના ભાઇયોને તું હારી ગયો, હવે તારે શું છે? વાસ્તે દ્રૌપદીનો પણ કરી પાસે રમ. હે સંજય, એ રીતે ધ્યૂત વિષે જે નિંદ્ય વાકય કહ્યાં છે, તે બધાં તું જાણે છે. તોયપણ તે નાશ પામેલા કાર્યને સમુ કરવા હું પોતે ત્યાં જવાને ઇચ્છું છું. માટે પાંડવો વાસ્તે કૌરવોને મરાવ્યા વગર જો શાંતિ પમાડવાને સમર્થ થાઉં, તો મારૂં પણ મ્હોટા ઉદયવાળું પવિત્ર ચરિત્ર વિખ્યાત થાય, ને કૌરવો પણ મૃત્યુ પાશથી મુકત થાય. પણ જો ધૃતરાષ્ટ્રના પુત્રો મારી નીતિ યુકત અર્થવતી તથા શાંતિરૂપ વાણીને સાંભળે અને પાસે આવેલો હું તેનો જો સત્કાર કરે તો એમ બને. એમ જો ન થયું, તો રથી અર્જુન તથા સંગ્રામ વિષે કવચ પેહેરેલા ભીમસેનથી નાશ પામશે સમૃદ્ધિ જેની એવા ધૃતરાષ્ટ્રના પુત્રો પોતાના પાપથી અત્યંત નાશ પામતા જાણજે. અને ધ્યૂત થઇ રહ્યું તે વખતે પરાજય પામેલા પાંડવો પ્રત્યે, ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધને મર્મસ્થાનને ભેદનાર જે રૂક્ષ વચન કહ્યાં છે, તે વાકય સાવધાન ભીમસેન ગદા હાથમાં લઇ વખત આવ્યે દુર્યોધનને સ્મરણ કરાવશે. તે ક્રોધમય દુર્યોધનરૂપી મ્હોટો વૃક્ષ છે! કર્ણ તેની સ્કંધછે, શકુનિ તેની શાખા છે, દુઃશાસન તેનાં પુષ્પ તથા ફળ છે, અને બુદ્ધિરહિત ધૃતરાષ્ટ્ર તેનું મૂળ છે. તેમજ આ અધર્મમય યુધિષ્ઠિરરૂપિ મ્હોટો વૃક્ષ છે, અર્જુન એની સ્કંધ છે, ભીમસેન એની શાખાછે, નકુળ તથા સહદેવ એનાં પુષ્પ અને ફળછે, અને વેદ, બ્રાહ્મણ તથા હું એનાં મૂળ છીએ. હે સંજય, પુત્ર સહિત ધૃતરાષ્ટ્ર રાજા વન છે અને પાંડુના પુત્રો પાંડવો વ્યાઘ્ર છે માટે વ્યાઘ્ર સહિત વનનો નાશ માં થાઓ. વનવગરનો વ્યાઘ્ર નાશ પામે,તેમ વ્યાઘ્ર વગરનું વન પણ નાશ પામે, માટે વન તથા વ્યાઘ્રે પરસ્પર એકબીજાનું પાલન કરવું. હે સંજય, ધૃતરાષ્ટ્રના પુત્રો વેલરૂપ છે તથા પાંડવો સાગના વૃક્ષરૂપ છે, ને કયારેય પણ મ્હોટાવૃક્ષના આશ્રય વગર વેલ વૃદ્ધિને પામતી નથી. શત્રુને દમન કરનાર પાંડવો સેવા કરવા તથા યુદ્ધ કરવા પણ તૈયાર છે, માટે ધૃતરાષ્ટ્રનું કૃત્ય હોય તે કરો. હે વિદ્વાન્ સંજય ધર્માચરણ કરનાર મહાત્મા પાંડવો યુદ્ધ કરવામાં કુશળ તથા સમર્થ છતે શાંત થઇ બેઠા છે, એમ તું ધૃતરાષ્ટ્રને યથાર્થ કેહેજે.

स्थिताःशमेमहात्मानः पांडवाधर्मचारिणः ।
योधाःसमर्थास्तद्विद्वन्नाचक्षीथायथातथं ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि संजययानपर्वणि कृष्णवाक्ये गुर्जरभाषायां एकोनत्रिंशोऽध्यायः ॥ २९ ॥

---

**संजयउवाच ॥** आमंत्रयेत्वांनरदेवदेव गच्छाम्यहंपांडवस्वास्तितेऽस्तु ।
कच्चिन्नवाचावृजिनंहिकिंचि दुच्चारितंमेमनसोभिषंगात्॥ १ ॥

સંજય કહે છે–હે રાજાઓના રાજા યુધિષ્ઠિર, તમારી આજ્ઞા માગી હું જાઉં છું, તમારૂં કલ્યાણ થાઓ! મનના આવેશથી વાણીએ કરી મારાથી કંઈ ખરાબતો નથી કેહેવાયું! હવે જનાર્દન, ભીમસેન, અર્જુન, નકુળ, સહદેવ, સાત્યકી, ચેકિતાન ઇત્યાદિની રજા લઇ હું જાઉં છું, તમારૂં સુખરૂપ કલ્યાણ થાઓ! મારી ઉપર કૃપા રાખજો. તે સાંભળી યુધિષ્ઠિરે કહ્યું કે હે સંજય, હે વિદ્વાન્, અમારી આજ્ઞાથી તું જા, તારૂં કલ્યાણ થાઓ! ક્યારેય પણ અમોને અપ્રિય લાગ્યું હશે, એમ યાદ માં કરજે. તને તો સર્વ કૌરવો તથા અમે, તું શુદ્ધ બુદ્ધિવાળો અને સભાનો મધ્યસ્થ છે, એમ જાણીએ છીએ. હે સંજય, તું તો દૂત થઇને આવેલો છે, તોય પણ કલ્યાણરૂપ વાણી બોલનારો, શીલવાન તથા તૃપ્તિમાન હોવાથી અત્યંત પ્રિય છે. હે સંજય, તું મતિ વિષે ક્યારેય પણ મોહ પામતો નથી, ને કોઈ દુર્વચન બોલતો ક્રોધ પામતો નથી; તેમ મર્મસ્થાનને ખૂંચે એવી રૂક્ષ તથા કડુવાણી અને વખત વગરની વાણી પણ તું બોલતો નથી, હે સૂત, અમે તારી વાણીને ધર્મ જેમાં રહ્યો છે, ઘણા અર્થવાળી તથા અહિંસાયુક્ત જાણિયે છીએ. તુંજ અમને અત્યંત પ્રિય દૂત છે, વા બીજો વિદુર છે, જે અહીં આવે. અમે પૂર્વે પણ તને નિરંતર જોયો છે, ને અર્જુનને તો તું પોતા સરખોજ પ્રિય મિત્ર છે, હે સંજય, અહિંથી જઇને જલદીથી અત્યંત શુદ્ધ છે પરાક્રમ જેમનું, બ્રહ્મચર્ય પાળી વેદાધ્યયન જેમણે કરેલું છે, સત્કુલમાં ઉત્પન્ન થએલા તથા સર્વ ધર્મયુક્ત જે બ્રાહ્મણો છે, તેમને મારા વચનથી પ્રણામ કરજે. તેમજ જે અંગે સહિત વેદ ભણનાર બ્રાહ્મણો, સન્યાસિયો, નિરંતર વનમાં રહેનાર તપસ્વિયો તથા વૃદ્ધ પુરૂષો હોય, તેમને પણ મારા વચનથી પ્રણામ કરજે; ને બીજાઓને કુશળ પૂછજે. હે સંજય, ધૃતરાષ્ટ્ર રાજાના પુરોહિત, આચાર્યો તથા જે તેના ઋત્વિજો હોય, તેઓની

સાથે મળી તેઓને મારા યથા યોગ્ય કહી કુશળ પૂછજે. અને શીળ, બળે યુક્ત, શૂરવીર તથા વૃદ્ધ શૂદ્રાદિક જે અમને પૂછતા તથા સંભારતા હોય, ને કંઈ પણ ધર્માચરણ કરતા હોય, તેઓને પણ મારા વચનથી યથા યોગ્ય કહિ કુશળ પૂછજે. અને જે વાણિજયાદિકે કરી જીવે છે, તથા જે સ્થાનક ઉપર બેઠેલા છે, તેઓ પ્રત્યે પણ પ્રથમ મારૂં કુશળ કહી તેમનું કુશળ પૂછજે. અને જેમણે બ્રહ્મચર્ય પાળી સંપૂર્ણ વેદાધ્યયન કર્યું છે, તથા સંપૂર્ણ અસ્ત્ર વિદ્યા પણ જેમણે સંપાદન કરી છે, તે અમારા આચાર્ય દ્રોણને મારાં વચનથી પ્રણામ કરજે. તેમજ જેણે વેદ વિદ્યા તથા અસ્ત્રવિદ્યા સંપાદન કરી છે, અને ગંધર્વના પુત્રની જેને ઉપમા અપાય એવા વેગવાન અશ્વત્થામાને કુશળ પૂછજે. અને હે સંજય, આત્મવેત્તાઓમાં શ્રેષ્ઠ, મહારાથ શરદ્વાનના પુત્ર કૃપાચાર્યને ઘેર જઇ, મારી વારંવાર કુશળતા કીર્તન કરી મારા વચનથી તેમના ચરણનો સ્પર્શ કરજે. વળી જેને વિષે શૌર્ય, અક્રૂરપણું, તપશ્ચર્યા, પ્રજ્ઞા, શીલ, અસ્ત્ર, બળ તથા ધૈર્ય ઇત્યાદિ સદ્ગુણો હમેશ રહ્યા છે, તે કુરૂકુળમાં શ્રેષ્ઠ ભીષ્મના ચરણો પ્રત્યે મારા પ્રણામ કરી મારૂં કુશળ કહેજે. તેમ હે સંજય, પ્રજ્ઞારૂપિ જેને નેત્ર છે, કૈરવોને નિયમમાં રાખનાર, બહુશ્રુત, વૃદ્ધની સેવા કરનાર તથા બુદ્ધિમાન્ વૃદ્ધ ધૃતરાષ્ટ્રને મારા પ્રણામ કરી કુશળતા કહેજે; ને તેનો મ્હોટો પુત્ર જે મંદ, મૂર્ખ, શઠ તથા પાપશીલ છે, અને સમસ્ત પૃથ્વીને જેણે શિક્ષા કરી છે, તે દુર્યોધનને કુશળ પૂછજે. હે સંજય, તે સરખાજ સ્વભાવવાળો તેનો નાનો ભાઇ જે મંદ, કૈરવોમાં અત્યંત શૂરવીર તથા મ્હોટા ધનુષવાળોછે, તે દુઃશાસનને પણ કુશળ પૂછજે. તેમ હે સંજય, જેના મનમાં હમેશ એવોજ અભિલાષ છે જે ભારતોની શાંતિ થાયતો સારૂં, તે બાહ્લિકોમાં શ્રેષ્ઠ, બુદ્ધિમાન્, રૂડા સ્વરૂપવાળા, અનેક ઉત્તમ ગુણે કરી યુક્ત, વિજ્ઞાનવાન, કોમળ વચનવાળા, અને સ્નેહથી હમેશ ક્રોધ સહન કરનારા સોમદત્ત મારે પૂજનીય છે, માટે તેમને મારા પ્રણામ કરજે; ને કૈરવોમાં અત્યંત યોગ્ય, અમારો ભાઇ, મારો મિત્ર, મ્હોટા ધનુષવાળો તથા રથિમાં ઉત્તમ જે અમાત્ય સહિત સોમદત્તનો પુત્ર ભૂરિશ્રવા છે, તેને કુશળ પૂછજે. અને બીજાપણ જે કૈરવોમાં મુખ્ય, યુવાવસ્થાવાળા, અમારા પુત્ર પૈત્રો તથા જે ભાઇયો છે, તેમને પણ યથાયોગ્ય કહી કુશળ પૂછજે. અને પાંડવો સાથે યુદ્ધ કરવા સારૂ દુર્યોધને બોલાવેલા, પૂર્વ, ઉત્તર તથા દક્ષિણ દિશાથી આવેલા જે વસાતિયો, શાલ્વક, કેકય, અંબષ્ઠ તથા મુખ્ય ત્રિગર્તો, અને

પશ્ચિમ દિશાના શૂરવીર પર્વતોના સર્વ રાજાઓ છે, તે શીલ તથા વૃત્ત સંપન્ન, ક્રોધ રહિત સર્વને કુશળ પૂછજે. તેમ જે હસ્તિના માવત, રથમાં બેસનારા, ઘોડેસ્વાર, પાયદળ, તથા મ્હોટા શ્રેષ્ઠ પુરૂષના સમુદાયો હોય, તેઓ સર્વને પણ મારૂં કુશળ કહી તેમનું કુશળ પૂછજે. તેમ રાજાના અર્થયુક્ત અમાત્યો, દ્વારપાળો, તથા સેનાના પતિયોને અને આયપત તથા ખર્ચના જે હિસાબ રાખનાર તથા મ્હોટા અર્થને નિરંતર ચિંતન કરનાર હોય, તેઓને પણ કુશળ પૂછજે. તેમ હે સંજય, કૌરવોમાં શ્રેષ્ઠ, મહા બુદ્ધિમાન, સર્વ ધર્મ સંપન્ન અને ક્યારેય યુદ્ધ જેને રૂચતું નથિ, એવા વેશ્યા પુત્ર યુયુત્સુને મારાં વચનથી કુશળ પૂછજે. વળી ધનના અપહાર વિષે તથા પાસા રમવામાં જે સરખો બીજો કોઇ નથી, ગુપ્ત રીતે છળ કરનાર, અક્ષ વિદ્યામાં કુશળ, સારી રીતે રમનાર અને સંગ્રામ વિષે દેવ રથે કરીને પણ દુર્જય ચિત્રસેનને કુશળ પૂછજે. તેમ હે સંજય, કંધારના રાજા, ધન અપહાર વિષે અદ્વિતીય, પાસે રમનાર, પર્વતવાળી જમીનના અધિપતિ તથા મિથ્યા બુદ્ધિવાળા દુર્યોધનને માન આપનાર શકુનિને કુશળ પૂછજે. અને જે શૂરવીર, એક રથે કરી કોઇથી ધર્ષણ થાય નહીં એવા પાંડવોને જીતવાને ઉત્સાહ કરે છે, ને મોહ પામનાર કૌરવોને વિશેષ મોહ કરનાર છે, તે કર્ણને પણ કુશળ પૂછજે. વળી જે અમારો ભક્ત, માતા, પિતા, ગુરૂ, સ્વામી, સંબંધી તથા મંત્રી છે, તે અગાધ બુદ્ધિવાળા દીર્ઘદશી વિદુરને મારા વચનથી કુશળ પૂછજે. હે સંજય, ગુણવાન વૃદ્ધ સ્ત્રિઓ જેઓને અમારી માતાઓ જાણે છે, તે સર્વ સ્ત્રિયો પાસે જઇ મારા વચનથી પ્રણામ કરજે. અને પૂછજે કે કુશળ છે પુત્ર જેના એવા તમારા પુત્રો, તમારી રીતિ પ્રમાણે શાંતપણાથી સારી રીતે વર્તે છે? એમ કહ્યા પછિ કેહેજે કે, પુત્ર સહિત યુધિષ્ઠિર કુશળ છે, હે સંજય, ત્યાં જે અમારા ભાઇયોની સ્ત્રિયો છે, તેમને તું જાણે છે, વાસ્તે તેઓ સર્વને કુશળ પૂછજે; અને પૂછજે કે, સારી રીતે છે રક્ષણ જેનું, સુગંધ યુક્ત તથા વખાણવા લાયક તમે સાવધાન થઇ ઘરો પ્રત્યે વસો છો? ને શ્વશુરો વિષે શાંતરૂપ કલ્યાણકારિક વર્તણુંકથી વર્તો છો? અને જે રીતે તમારા પતિયો અનુકૂળ થાય તે રીતે વર્તજો. વળી હે સંજય, જે અમારી પુત્ર વધૂ સત્કુળમાંથી પ્રાપ્ત થયેલી તથા ગુણસંપન્ન તું જાણે છે, તેઓ પ્રત્યે કહેજે કે, પ્રસન્ન થઇ યુધિષ્ઠિરે તમોને કહ્યું છે કે તમે પ્રજાવાન થાઓ, અને ઘરમાં કન્યાઓ હોય, તેઓને મારા વચનથી કુશળ પૂછીને મળજે, ને કેહેજે કે,

તમોને કલ્યાણરૂપ અનુકૂળ પતિયો મળશે, ને તમે પણ પતિયોને અનુકૂળ થજો. વળી હે તાત, શણગારેલી, ઉત્તમ વસ્ત્રયુક્ત, રૂડા ગંધવાળી, નથિ બીભત્સ ચરિત્ર જેમનું, સુખ તથા ભોગ સંપન્ન અને જેમનું દર્શન તથા વાણી જલદી ચિત્તને હરણ કરે, તે વેશ્યાઓને પણ કુશળ પૂછજો. તેમજ કૌરવોની જે દાસીયો તથા દાસો અને તેમનો આશ્રય કરનાર જે ખુંધા તથા લંગડા હોય, તેઓ પ્રત્યે પણ મારૂં કુશળ કહી તેમને કુશળ પૂછજો. અને અંગહીન, કૃપણ તથા વામન ઇત્યાદિને પૂછજો કે, તમારી જે પ્રાચીન વૃત્તિ છે, જેને ધૃતરાષ્ટ્ર પાળતાતા, તે દુર્યોધન પાળે છે? વળી સર્વે અંધ, વૃદ્ધ તથા હાથીથી જીવનારાઓ પ્રત્યે પણ મારૂં કુશળ કહી તેમને કુશળ પૂછજો. અને કહેજો કે, દુઃખથી તથા કુજીવિતથી તમો ભય નહીં કરશો, નિશ્ચય પૂર્વે તમોએ પાપ કરેલું હશે! તોયપણ હું શત્રુઓને નિગ્રહ અને સંબંધિને અનુગ્રહ કરી, અન્ન તથા વસ્ત્રોથી તમારૂં પોષણ કરીશ. વળી દુર્યોધનને કેહેજો કે, બ્રાહ્મણોને અર્થે જે જે પ્રતિવર્ષે દેવાતી વસ્તુંદી મેં નિર્મેલી છે, તે તારા અધિકારીચલાયમાનતો નથિ કરતા? માટે “તમારૂં નિર્મેલું હું પાળું છું,” એ રીતે દૂત દ્વારા દુર્યોધન મને સમાચાર મોકલે તેમ કરજો. અને અનાથ, સર્વકાળ દુર્બળ તથા પોતે કંઇ કરી શકે નહીં એવા મૂઢ કૃપણોને પણ મારા વચનથી કુશળ પૂછજો. હે સૂત પુત્ર, અને બીજાપણ જે નાનાપ્રકારની દિશાઓમાંથી આવેલા દૂતો દુર્યોધનાદિકનો આશ્રય કરી રહેલા હોય, તેઓને તથા બાકી પણ જે યોગ્ય હોય, તે સર્વેને કુશળ તથા અવિનાશ પૂછજો, એજ રીતે સર્વ અભ્યાગતોને અને સર્વે દિશાઓમાં પ્રાપ્ત થયેલા રાજાઓના દૂતોને કુશળ પૂછી તેઓને મારૂં કુશળ કેહેજો. જે યુદ્ધ કરનારાઓ દુર્યોધનને પ્રાપ્ત થયેલા છે, તેવા પૃથ્વીમાં બીજા નથિ, પણ મારેતો અવિનાશી ફળવાળો ધર્મજ શત્રુને નાશ કરવા સમર્થ છે. હે સંજય, વળીઆ વચન ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધનને સંભળાવજો કે, જે તારા શરીરને ખેદ પમાડતો હૃદયમાં અભિલાષ છે કે,“હું શત્રુ રહિત થઈ કૌરવોને વશ રાખું,” એમ બનવાનો કંઈ સંભવ નથી; ને અમે એવા નહિં થઈએ, જે તારૂં પ્રિય થાય, માટે હે ભારત મુખ્ય, હે વીર, કાંતો મને ઇદ્રપ્રસ્થ આપ, ને કાંતો યુદ્ધ કર.

नविद्यतेयुक्तिरेतस्यकाचि न्नैवंविधाःस्यामयथाप्रियंते ।
ददस्ववाशक्रपुरींममैव युध्यस्ववाभारतमुख्यवीर ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि संजययानपर्वणि युधिष्ठिरसंदेशे गुर्जरभाषायां त्रिंशोऽध्यायः ॥३०॥

---

**युधिष्ठिरउवाच ॥ उतसंतमसंतंवा बालंवृद्धंचसंजय ।**
**उताबलंबलीयांसं धाताप्रकुरुतेवशे ॥ १ ॥**

યુધિષ્ઠિર કેહે છે–હે સંજય, સત્પુરૂષ, દુષ્ટ, બાળક, વૃદ્ધ, નિર્બળ તથા બળવાન્ એ સર્વને ઇશ્વર વશ કરે છે, પૂર્વ કર્મને અનુસારે ઇશ્વર મૂઢને પંડિતપણું અને પંડિતને મૂઢપણું આપે છે, હે ગવલ્ગના પુત્ર, બળ જાણવાને ઇચ્છતા ધૃતરાષ્ટ્રને, પ્રસન્નતાથી યથાર્થ મનસુખો કરીને જેમ છે તેમ કહેજે. તે આવી રીતે કે, કૌરવો પ્રત્યે જઇ પ્રથમ મહાબળવાન્ ધૃતરાષ્ટ્રને પ્રણામ કરી પગમાં પડીને કુશળ પૂછજે. અને કૌરવોથી વિંટાઈને બેઠેલા તે રાજાને કેહેજે કે, હે રાજન્, તમારા પ્રસાદથીજ પાંડવો સુખે કરી જીવે છે; તેમજ હે શત્રુને દમન કરનાર, તમારા પ્રસાદથી તે બાળક પાંડવો પૂર્વે રાજ્યને પ્રાપ્ત થયા હતા, માટે પ્રથમ તેઓને રાજ્ય ઉપર સ્થાપન કરી હાલ નાશ પામતા તેઓની કેમ ઉપેક્ષા કરો છો? હે સંજય, વળી કેહેજે કે, આ સર્વ બ્રહ્માંડ પણ કોઇ અસંતોષિ એકને પૂરૂં થાય નહીં ત્યારે રાજ્યતો ક્યાંથીજ થાય! વાસ્તે હે તાત, આપણે સર્વ એકઠા મળી જીવિયે; વૃથા શત્રુને વશ માં થાઓ! વળી હે સંજય, ભારતોના પિતામહ શંતનુના પુત્ર ભીષ્મને પણ મારૂં નામ લઈ મસ્તકથી પ્રણામ કરજે; અને અમારા તે પિતામહને કેહેજે, કે તમે બૂડેલો શંતનુનો વંશ ફરીથી ઉદ્ધાર કરેલો છે, માટે હે પિતામહ, તમે તમારા મતથી એવી રીતે કરો કે, જેથી તમારા પૌત્રો પરસ્પર પ્રીતિમાન્ થઇને જીવે. હે સંજય, તેમજ મારા વચનથી કૌરવો સંબંધિ સદ્વિચાર ધારણ કરનાર વિદુરને પણ કેહેજે કે, હે સૌમ્ય, યુધિષ્ઠિરનું હિત ઇચ્છનાર તમે યુદ્ધ ન થાય તે રીતે ભાષણ કરો. અને કૌરવોના મધ્યમાં બેઠેલા, ક્રોધી રાજપુત્ર દુર્યોધનને પણ વારંવાર સમજાવીને કેહેજે કે, સભામાં આવેલી નિરપરાધિ દ્રૌપદીને જે તેં જોઈ, તે દુઃખ પણ, "કૌરવોને ન મારીયે તો ઠીક," એમ જાણી અમે સહન કરી ગયા! એ રીતે પૂર્વાપર કલેશોને બળવાન્ છતે પણ અમે ક્ષમા કરી ગયા, તે સર્વ વૃત્તાંત કૌરવો જાણે છે. તેમજ મૃગચર્મ પેહેરાવી અમને વનવાસ મોકલ્યા, તે દુઃખ પણ "કૌરવોને ન મારીયેતો ઠીક"

એમ જાણી અમે સહન કરી ગયા! અને કુંતિને અતિક્રમણ કરી, તારા અનુમત પ્રમાણે ચાલનારા દુઃશાસને દ્રૌપદીના કેશ આકર્ષણ કર્યા, તોપણ અમે બોલ્યા નહીં! હે શત્રુને તપાવનાર, હે મનુષ્યમાં શ્રેષ્ઠ, પરદ્રવ્ય થકી તારી લોભી બુદ્ધિને નિવૃત્ત કર, જેથી અમે અમારા ઉચિત ભાગને પામિયે. હે રાજન્. એ રીતે કરવાથી શાંતિ થશે, ને પરસ્પર પ્રીતિ રહેશે; વાસ્તે શાંતિને ઈચ્છતા અમોને રાજ્યનો એક ભાગ પણ આપ. તેમાં અવિસ્થળ, વૃકસ્થળ, માકંદિ તથા વારણાવત, એ ચાર ગ્રામ અને એક પાંચમું ગ્રામ પણ નિવાસ વાસ્તે આપ. હે દુર્યોધન, હે મહાપ્રાજ્ઞ, પાંચ ભાઈયોને એ રીતે પાંચ ગામ આપ. એટલે જ્ઞાતિ સહિત અમને શાંતિ થાય. અને ભાઇ ભાઇને અનુસરે, પિતા પુત્ર સાથે જોડાય, અને પાંચાલ રાજાઓ પ્રસન્ન થઈ કૌરવો સાથે મળે! હું કૌરવો તથા પાંચાળોને ક્ષત રહિત જોઉં એજ મને ઈચ્છા છે! ને હે તાત, હે ભરતર્ષભ, અમે પણ સર્વ પ્રસન્ન મનથી શાંતિને પામીએ! હે સંજય, એ રીતે દુર્યોધનને કેહેજે. અને હું શમ તથા યુદ્ધ બેઉ કામ વાસ્તે તેમ ધર્મ તથા અર્થ નિમિત્ત મૃદુ અને દારૂણ કામ કરવા વાસ્તે પણ તૈયારછું.

अलमेवशमायास्मि तथायुद्धायसंजय।
धर्मार्थयोरलंचाहं मृदवेदारुणायच॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि संजययानपर्वणि युधिष्ठिरसंदेशे गुर्जरभाषायां एकत्रिंशोऽध्यायः॥ ३१॥

---

वैशंपायनउवाच॥ अनुज्ञातःपांडवेन प्रययौसंजयस्तदा।
शासनंधृतराष्ट्रस्य सर्वंकृत्वामहात्मनः॥ १॥

વૈશંપાયન કેહે છે—પછી યુધિષ્ઠિરે જવાની આજ્ઞા આપી ત્યારે સંજય, મહાત્મા ધૃતરાષ્ટ્રની આજ્ઞા પ્રમાણે સર્વ કામ કરી ત્યાંથી જલદ ચાલતો થયો; તે હસ્તિનાપુર પ્રત્યે આવી અંતઃપુરના દ્વાર પાસે ઉભા રહી દ્વારપાળ પ્રત્યે આવી રીતે વચન કેહેવા લાગ્યો કે, હે દ્વારપાળ, હું સંજય પાંડવો પાસેથી આવેલોછું, એ સમાચાર જલદિથી ધૃતરાષ્ટ્રને કહે. તે જાગતા હોય તો જરૂર જલદીથી કહે એટલે હું અંતઃપુરમાં જાઉં, કારણ મારે આવશ્યક તેમની સાથે વાત કરવાની છે. તે સાંભળી દ્વારપાળ ધૃતરાષ્ટ્ર પાસે જઇ કહેવા લાગ્યો કે, હે ભૂમિપતે, તમોને નમસ્કાર કરૂંછું,

ને હે રાજન્, સંજય તમારા દર્શન વાસ્તે દ્વાર પ્રત્યે આવેલોછે, જેને પાંડવો પ્રત્યે આપણે દૂત મોકલેલો હતો, તે શું કરે તે આપ આજ્ઞા કરો. તે સાંભળી ધૃતરાષ્ટ્રે કહ્યું કે હે દ્વારપાળ, એ સંજયને "હું કુશળ તથા દ્રઢ છું" એ રીતે કહી "ભલે તું આવ્યો" એમ કહી અંતઃપુરમાં આવવા દે, કારણ એને મળવા વાસ્તે હું તૈયાર છું. તે શા કારણ માટે દ્વાર વિષે રૂંધાઇને ઉભો રહ્યો છે! વૈશંપાયન કહે છે હે જનમેજય, પછી એ રીતે ધૃતરાષ્ટ્ર રાજાના અનુમત પ્રમાણે દ્વારપાળનાં વચન સાંભળી તે સૂત પુત્ર સંજય, પ્રાજ્ઞ, શૂરવીર તથા સત્પુરૂષોએ રક્ષણ કરેલા રાજાના મ્હોટા ઘર પ્રત્યે પ્રવેશ કરી. સિંહાસન ઉપર બેઠેલા વિચિત્ર વિર્યનાપુત્ર ધૃતરાષ્ટ્ર રાજા પાસે જઈ હાથ જોડી આવી રીતે કેહેવા લાગ્યો કે, હે ભૂમિપતે, હે નરદેવ, હું સંજય, તમોને નમસ્કાર કરૂં છું, ને પાંડવો પ્રત્યે જઇ આવ્યોછું. હે રાજન્, શૂરવીર, પાંડુપુત્ર યુધિષ્ઠિરે પ્રણામ કરી તમોને કુશળ પૂછ્યું છે. અને વળી પ્રસન્ન થઈ પૂછ્યું છે કે, તમારા પુત્ર, પૌત્ર, સંબંધિયો, સચિવો, અને બીજાપણ જે તમારી પાછળ જીવનારા છે, તેઓ સહિત તમે પ્રસન્ન છો? તે સાંભળી ધૃતરાષ્ટ્રે કહ્યું કે, હે તાત, હે સંજય, સુખે કરી યુધિષ્ઠિરને વખાણીને હું તને પૂછુંછું કે કૌરવોનો રાજા તે યુધિષ્ઠિર, નાના ભાઈયો, અમાત્યો, તથા પુત્રો સહિત કુશળ છે? તે સાંભળી સંજય કેહેવા લાગ્યો કે હે ભારત, દોષ તથા મળ રહિત, ધર્માર્થ કરનાર, મનસ્વી, બહુશ્રુત, દ્રષ્ટિવાન્ તથા શીલવાન પાંડુનો પુત્ર યુધિષ્ઠિર કુશળ છે, ને તમારી પાસે રહેલું પોતાનું રાજ્ય ધનાદિક ફરીથી પામ થવાને ઇચ્છેછે, એ પાંડવ યુધિષ્ઠિર ધર્મથી દયાને અધિક ને ધનના સમુદાયથી ધર્મને અધિક માને છે, તેની બુદ્ધિ અધર્મ તથા પોતાનું પ્રયોજન પણ જેમાં નથિ, એવા સુખ અને પ્રિય પ્રત્યે જોડાય છે, એટલે કે એ સુખ તથા પ્રિયપણુ પરોપકારાર્થેજ સંપાદન કરે છે. જેમ સૂત્રમાં પરોવેલી કાષ્ટની સ્રી પોતાને રમાડનારની પ્રેરણાથી ચેષ્ટા કરે છે, તેમજ પુરૂષપણ ઇશ્વરની પ્રેરણાથી ચેષ્ટા કરે છે. આ પાંડવના નિયમને જોઇ હું મનુષ્ય કૃતિથી દૈવ ઇચ્છાને બળિષ્ટ માનુંછું. કારણ તમારા પાપરૂપ અને વર્ણન કરી શકાય નહિં, એવા ભયંકર કર્મના દોષ પ્રમાણે તો તમારો તુરત નાશ થવો જોઇએ, પણ જ્યાંસૂધી તમારા શત્રુ, "તમે થોડો વખત ભલે જીવો" એમ ઈચ્છા કરેછે, ત્યાં સુધી તમે પ્રશંસાને પામો છો. અને જેમ અંગમાં રેહેવાને અસમર્થ જીર્ણ ત્વચાને સર્પ ત્યાગ કરે છે. તેમ યુ-

રવીર યુધિષ્ઠિર પાપને મૂકીને શોભે છે, તેનું પાપ તેના સ્વભાવિક વૃત્તે કરિ, તમે ગ્રહણ કર્યું, કારણ શ્રુતિમાં કહેલું છે કે, બ્રહ્મનિષ્ટ પુરૂષનું પાપ તેના દ્વેષ કરનારાઓ ગ્રહણ કરે છે. હે રાજન્ , ધર્માર્થ યુક્ત સત્પુરૂષના વૃત્તથી ઉલટું તમારૂં કર્મતો જૂઓ ! જેથી આ લોકમાં નિંદાને પ્રાપ્ત થયા છો, ને પરલોકમાં પણ નરક વિષે જશો, હે ભરતકુળમાં શ્રેષ્ઠ, તમે પાંડવોને ભાગ આપ્યા વગર એકલા દુર્લભ અર્થને પ્રાપ્ત થવાની આશા રાખોછો. તેથી પૃથ્વીમાં તમારી મ્હોટી અપકીર્ત્તિ પ્રસરે છે; માટે એવું કર્મ કરવું તમને યોગ્ય નથિ. હે રાજન્, બુદ્ધિ રહિત, દુષ્કુળમાં ઉત્પન્ન થયેલા, ક્રૂર, ઘણાકાળ વૈર કરનાર, પરાક્રમ રહિત તથા ક્ષત્રવિદ્યામાં નથિ નિપુણ મતિ જેમની, એવા અસત્પુરૂષોને આપત્તિયો પ્રાપ્ત થાય છે. તેમ કોઇ પુરૂષ સત્કુળમાં ઉત્પન્ન થયેલો, બળવાન, યશસ્વી, બહુશ્રુત, સુખે કરી જીવનાર તથા ઇંદ્રિયો નિયમમાં રાખનાર હોય, પણ જો ધર્માધર્મ બેઉને એકઠા ધારણ કરે, એટલે કે કેવળ અધર્મથી વર્તે નહીં, તો તે ભાગ્ય વશથી કુળવાનપણું, બલિષ્ટતા, યશસ્વીપણુ ઈત્યાદિ કહેલા ષડગુણ સંપન્ન કેહેવાય, પણ તમે તો કેવળ અધર્મથી જીવો છો, વાસ્તે કુલિન છો તોયપણ બલિષ્ટતા યશસ્વીપણુ ઈત્યાદિ ગુણે કરી હીન છો. વિચાર કરવામાં શ્રેષ્ઠ બ્રાહ્મણાદિકને પાસે રાખનાર, આપત્ વિષે પણ ધર્માર્થને સાચવનાર અને બુદ્ધિમાન્, તમે, સર્વ જનોએ "ઘૂત માં કરો" એ રીતે વાર્યા તોયપણ મૂઢતાથિ ક્રૂરકર્મ કર્યું. તમારા મંત્રી આ કર્ણાદિક જે નિરંતર તમારાં કામ કરે છે, તેઓનો "પાંડવોને રાજ્ય ન દેવું," એવો જે નિશ્ચય સિદ્ધ થયો છે, તે કૌરવના ક્ષયનો નિમિત્ત છે, એમ જાણજો. તમારા પાપે પ્રેરણા કરેલો યુધિષ્ઠિર જો તમારૂં બૂરૂં કરવાને ઇચ્છે તો અકસ્માત્ કૌરવોનો નાશ થાય. કદાચ તમે કેહેશો કે એમ કરવાથી યુધિષ્ઠિરને ગોત્ર વધનું પાપ લાગશે, તો તેમ નથી, કારણ ચોરની પેઠે અધર્મ કરનાર તમોને મારવાથી, તેને પાપ પણ નહીં લાગે તથા તેની નિંદા પણ નહીં થાય, પણ ઉલટું એ પાપ પણ તમને લાગશે ને નિંદા પણ તમારી થશે; સર્વ કામ દૈવાધીન છે, એમ ન હોયતો જે શરીર સહિત દેવલોક પ્રત્યે ગયો, એવો સત્પુરૂષોને સંમત અર્જુન વનવાસના ક્લેશને સહન કરનાર કેમ થયો ! માટે મનુષ્યનો પુરૂષાર્થ કાંઇ છેજ નહીં, એમ જણાય છે. એ શૌર્યાદિ ગુણ કર્માનુસારે કરી વૃદ્ધિ તથા ક્ષયને પામે છે, અને ઐશ્વર્ય તથા અનૈશ્વર્ય પણ નાશવંત છે એમ જાણી પૂર્વ કર્મના અંતને ન જાણતા બલિરા-

જાણે પણ, અભ્યુદય તથા હાનિનું કારણ ઇશ્વરનેજ માન્યા છે. ચક્ષુ, શ્રોત્ર, નાસિકા, ત્વચા અને જિહ્વા, એ ઇંદ્રિયો જીવને જ્ઞાનનાં સ્થાન છે તૃષ્ણાને મૂકીને ઇંદ્રિયોને વશ કરવી, તેમ ન થાય તો વિષય પ્રત્યે પ્રવૃત્ત થતી ઇંદ્રિયોને નિવૃત્ત કરવી અને દુઃખ રહિત થઇ લાભ અલાભ, પ્રિય તથા અપ્રિય સમાન જાણવાં. વળી કેટલા એમ પણ કહે છે કે, પુરૂષને સારી રીતે યથાર્થ કરેલું કર્મજ ફળ દેનારૂં થાય છે. માતા પિતાના કર્મથીજ પુત્ર પ્રસૂત થાય છે, અને પાછો વિધિવત ભોજન કરવાથી પામે છે. હે રાજન્, પ્રિય અને અપ્રિય, સુખ અને દુઃખ તથા નિંદા અને પ્રશંસા સર્વ મનુષ્યને પ્રાપ્ત થાય છે. કારણ પારકા માણસો અપરાધ કરવા વખતે જે અપરાધિ પુરૂષને નિંદે છે, તેજ પુરૂષનું પાછું સાધુ વૃત્ત જોઇ તેની પ્રશંસા કરે છે. હે રાજન્, હું તો તમોને નિંદુછું. કારણ તમારા નિમિત્તથી ભારતોના વિરોધે કરી નિશ્ચય પ્રજાનો ક્ષય થશે. આ પાંડવોને રાજ્યાંશ આપવારૂપ મારૂં કહેલું કર્મ તમે નહીં કરો તો, સુકા તૃણના સમુદાયને જેમ અગ્નિ બાળે, તેમ અર્જુન કૌરવોને બાળી નાખશે. હે નરેંદ્ર, હે રાજન્, સર્વ લોકમાં તમે એકજ પુત્રને વશ થઇ તે કામાત્મા પુત્રને દ્યૂતકાળેં પણ વખાણતા હતા, પણ કયારેય શાંતિને પ્રાપ્ત થયા નહીં. તો હવે તેના ફળને જૂઓ ! હે નરેંદ્ર, ઉલટી બુદ્ધિવાળા કર્ણાદિકના સંગ્રહથી અને યથાર્થ બોલનાર વિદુરાદિકને દૂર કરવાથી, અંત જેનો નથી એવી સમૃદ્ધિવાળી પૃથ્વીને રક્ષણ કરવાને પણ તમે શક્તિમાન્ નથી. હે મનુષ્યમાં સિંહરૂપ, હવે મને આજ્ઞા આપો, એટલે રથના વેગથી થાકી ગયેલો હું શયન કરૂં; અને યુધિષ્ઠિરનાં વચન સભામાં પ્રાતઃકાળે એકઠા થયેલા કૌરવો શ્રવણ કરશે. એવાં તેનાં વચન સાંભળી ધૃતરાષ્ટ્રે કહ્યું કે, હે સૂતપુત્ર, જા હું આજ્ઞા આપુ છું, ઘર પ્રત્યે જઇ શયન કર; ને યુધિષ્ઠિરનાં વચન પ્રાતઃકાળે સભામાં કૌરવો તારાથી શ્રવણ કરશે.

**धृतराष्ट्रउवाच** ॥ अनुज्ञातोस्यावसथंपरेहि प्रपद्यस्वशयनंसूतपुत्र ।
प्रातःश्रोतारःकुरवःसभाया मजातशत्रोर्वचनंत्वयोक्तं ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि संजययानपर्वणि धृतराष्ट्रसंजय संवादे गुर्जरभाषायां द्वात्रिंशोऽध्यायः ॥ ३२ ॥

॥ **समाप्तंचेदंसंजययानपर्व** ॥

## ॥ अथ परंप्रजागरंपर्व ॥

**वैशंपायनउवाच** ॥ द्वाःस्थंप्राहमहाप्राज्ञो धृतराष्ट्रोमहीपतिः ।
विदुरंद्रष्टुमिच्छामि तमिहानयमाचिरं ॥ १ ॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય, પછી મહાપ્રાજ્ઞ ધૃતરાષ્ટ્ર રાજાએ દ્વારપાળ પ્રત્યે કહ્યું કે, હું વિદુરને જોવાને ઇચ્છું છું, માટે તેને જલદીથી અહિં તેડી લાવ. ત્યારે તે દૂતે વિદુર પ્રત્યે જઇ કહ્યું કે, હે મહાપ્રાજ્ઞ, સમર્થ એવા મહારાજ ધૃતરાષ્ટ્ર તમને જોવાને ઇચ્છે છે. તે સાંભળી વિદુરજીએ રાજાના ઘર પ્રત્યે જઈ દ્વારપાળને કહ્યું કે, હું આવેલો છું તે ધૃતરાષ્ટ્રને કહે. તેનાં વચન સાંભળી દ્વારપાળે ધૃતરાષ્ટ્રને કહ્યું કે, હે રાજેંદ્ર, તમારી આજ્ઞાથી વિદુર આવ્યા છે, ને તમારા ચરણને જોવાને ઇચ્છે છે, માટે તે શું કરે તે આજ્ઞા આપો. તે સાંભળી ધૃતરાષ્ટ્રે કહ્યું કે, મહાબુદ્ધિમાન્ તથા દિર્ઘ દૃષ્ટિવાળા વિદુરને અંદર લેઇ આવ, કારણ એને જોવામાં હું કયારેય અસમર્થ નથિ. ત્યારે દ્વારપાળે વિદુરને કહ્યું કે હે વિદુર, બુધિમાન્ મહારાજ ધૃતરાષ્ટ્રના અંતઃપુરમાં તમે પધારો, કારણ તમને જોવામાં તે કયારેય પણ અસમર્થ નથિ. વૈશંપાયન કહે છે—હે જનમેજય, એ રીતે દ્વારપાળે કહ્યું ત્યારે વિદુરે ધૃતરાષ્ટ્રના ઘર પ્રત્યે જઇ, વિચારમાં છે ચિત્ત જેનું એવા ધૃતરાષ્ટ્ર રાજાને હાથ જોડીને કહ્યુ કે, હે મહાપ્રાજ્ઞ, તમારી આજ્ઞાથી આ હું વિદુર આવ્યો, કઇ કર્તવ્ય હોય તો મને આજ્ઞા કરો. તે સાંભળી ધૃતરાષ્ટ્રે કહ્યું કે હે વિદુર, સંજય આવ્યો તે મને નિંદીને ગયો, ને યુધિષ્ઠિરનું કહેલું વાકય તે કાલે સવારના સભામાં કહેશે. મને તો કુરૂકુળમાં શૂરવીર તે યુધિષ્ઠિરનાં વચન જાણવામાં નથિ આવ્યાં, તેથી મારૂં શરીર બળે છે, ને મને ઉજાગરો થાય છે. માટે હે તાત, તું ધર્મ તથા અર્થમાં કુશળ છે, તેથી અમારૂં શ્રેય જેમાં જોતો હોય તે કહે. જ્યારથી પાંડવો પાસેથી સંજય આવેલો છે, ત્યારથી મારા મનને શાંતિ નથિ, અને મારી સર્વ ઇંદ્રિયો વ્યગ્ર થઇ રહી છે, ને તે સંજય શું કહેશે ! એમ મને અત્યંત ચિંતા રહે છે. તે સાંભળી વિદુરે કહ્યું કે, બળવાન શત્રુથી ઘેરાયેલા અને બળ તથા સાધન હીન પુરૂષને, જેનું દ્રવ્ય કોઇ હરણ કરી ગયું હોય તેને, કામિ પુરૂષને તથા ચોરને ઉજાગરો થાય છે. હે નરાધિપ, એ કહેલા ચાર મ્હોટા દોષોએ તો તમને સ્પર્શ નથિ કર્યો ? અથવા પરદ્રવ્ય વિષે સ્પૃહાવાન થઇને તો તમે તા-

પાપમાન નથિ થતા ? તે સાંભળી ધૃતરાષ્ટ્રે કહ્યું કે હે વિદુર, પરમ કલ્યાણરૂપ તથા ધર્મરૂપ તારા વચનને હું શ્રવણ કરવાને ઇચ્છુંછું. કારણ આપણા રાજર્ષિના વંશમાં પ્રાજ્ઞ પુરૂષોએ સંગત એક તુંજ છે. એવાં ધૃતરાષ્ટ્રનાં વાક્ય સાંભળી વિદુરે કહ્યું કે હે ધૃતરાષ્ટ્ર, લક્ષણ સંપન્ન રાજા ત્રૈલોક્યનો અધિપતિ થાય છે, માટે તમે વનમાં મોકલેલો યુધિષ્ઠિર તમારે પ્રાર્થના કરવા લાયક છે. કારણ તમે રાજલક્ષણે કરી હીન છો, તેમ નેત્રે કરીને પણ હીન છો, તેથી ધર્માત્મા તથા ધર્મમાં કુશળ છતે પણ રાજ્ય ભાગ વિષે સંમત નથિ. અક્રૂરપણાથી તથા દયા, ધર્મ, સત્ય અને પરાક્રમથી તેમ તમારે વિષે રહેલું વડીલપણું જાણીને યુધિષ્ઠિર, ઘણાક કલેશને સહન કરે છે ! ત્યારે હે રાજન્, દુર્યોધન, શકુનિ, કર્ણ તથા દુઃશાસન, એ ચારને આધિન થઇ તમે સમૃદ્ધિને કેમ ઈચ્છોછો ! આત્મજ્ઞાન, શક્તિ પ્રમાણે સમારંભ, વૈરાગ્યની ઇચ્છા તથા નિરંતર ધર્માચરણ કરવું, એ ચાર છતેપણ જે પુરૂષાર્થથી ભ્રષ્ટ નથિ થતા, તે પંડિત કહેવાય. વળી જે ઉત્તમ કર્મને સેવન કરે, નિંદિતને ત્યાગ કરે, પરલોક વિષે આસ્થા રાખે, તથા ગુરૂ અને વેદના વાક્ય ઉપર વિશ્વાસ રાખે, તે પંડિત જાણવો. તેમ ક્રોધ, હર્ષ, ગર્વ, લજ્જા, અકડાઇ તથા અહંકારે કરી જે પુરૂષ પુરૂષાર્થથી ભ્રષ્ટ નથી થતા, તે પંડિત કેહેવાય છે વળી જેના મનમાં ધારેલાં કામ તથા કરેલા વિચારને બીજાઓ ન જાણી શકે, પણ કાર્ય સિદ્ધ થયા પછીજ જાણે, તે પણ પંડિત કહેવાય. તેમ જેના કૃત્યને શીત, ઉષ્ણ, ભય, રતિ, સમૃદ્ધિ અને અસમૃદ્ધિ, એઓમાંથી કોઇપણ વિઘ્ન નથિ કરતાં, તે પણ પંડિત કહેવાય છે. અને જેની વ્યવહારીક બુદ્ધિ ધર્મ તથા અર્થને અનુસરે છે, ને કામને નિકૃષ્ટ ગણી તેને મૂકી દેછે, તે પણ પંડિત કહેવાય. તેમજ જે પોતાની શક્તિને અનુસારે કર્મ કરવાને ઇચ્છે, ને તે પ્રમાણેજ કરે અને કોઇને પણ તિરસ્કાર કરે નહીં, તે પુરૂષ પંડિત બુદ્ધિવાળા જાણવા. જલદિ સમજી જવું, દૃઢ જ્ઞાન વાસ્તે સારી રીતે સાંભળવું, અર્થને જાણીને તેને કામનાથી ન સેવવો તથા પારકી પંચાતમાં પૂછ્યા વગર વાણી ન વાપરવી, એ પંડિતનું પ્રથમ ચિન્હ જાણવું. તેમ પ્રાપ્ત થવા લાયક નહીં એવી ચીજની જે ઇચ્છા ન કરે, નાશ થયેલી વસ્તુનો જે શોચ કરવાને ન ઇચ્છે, તથા આપત્તિ પ્રાપ્ત થયે પણ જે મોહ ન પામે, તે પુરૂષો પંડિત બુદ્ધિવાળા જાણવા. અને આ કામ મારા યત્ને કરી સાધ્ય છે, એમ નિશ્ચય કર્યા પછી જે કાર્યનો આરંભ કરે, ને તે આરંભેલા કાર્યના મધ્યમાં ન રહે એટલે આરંભેલું કામ વચમાંથી મૂકી ન

દે, તેમ કંઇ વખત પણ નિષ્ફળ જવા દે નહીં, તથા મન પણ પોતાને વશ રાખે, તે પુરૂષ પંડિત કહેવાય છે. હે ભરતર્ષભ, જે ઉત્તમ કામ કરવાથી પ્રસન્ન થાય, સમૃદ્ધિ વાસ્તે કર્મ કરે. તથા પોતાના હિતરૂપ કામને નિંદે નહીં, તે પુરૂષને પણ પંડિત જાણવા. તેમ પોતાનું સન્માન થયેથી જે અતિહર્ષ ન પામે, ને અપમાન થયેથી સંતાપ ન કરે, તે ગંગાના હ્રદની પેઠે ક્ષોભ ન પામતો પુરૂષ પંડિત જાણવો. ઉત્પન્ન થયેલી સમૃદ્ધયાદિક ચીજોને જે નાશવંત જાણે, ને સર્વ કામ કરવાના ઉપાય તથા તે તે કામ કરવા વિષે ઘટતી સામગ્રીને જાણે, તે મનુષ્યોમાં પંડિત કહેવાય. અને સમાજમાં વાત કરવા વખતે જેની વાણી ખંડિત થાય નહીં, નાના પ્રકારના લોકના વૃત્તાંત જાણનાર, તર્ક કરવામાં કુશળ, તથા સ્મરણમાત્રમાં સંભારેલો પદાર્થ જેને સ્ફુરે છે, તેમ ગ્રંથનું વ્યાખ્યાન પણ જે જલદીથી કરે, તે પંડિત કહેવાય છે. તેમ શાસ્ત્ર જેની બુદ્ધિને વશ છે, ને બુદ્ધિપણ જેની શાસ્ત્રને અનુસરતી છે, અને શ્રેષ્ઠ પુરૂષોની બાંધેલી મર્યાદાને જે ભેદતો નથી, તે પંડિત નામને ધારણ કરે છે. શાસ્ત્ર જ્ઞાન રહિત છતે જે મગરૂર છે, દરિદ્ર થઈ મ્હોટા મનવાળો થાય છે તથા હીન કર્મથી જે ધનને ઇચ્છે છે, તેને પંડિતો મૂઢ કહે છે. એટલે કે એવો તમારો પુત્ર દુર્યોધન છે. વળી જે પોતાના અર્થને ત્યાગ કરી પારકા વાસ્તે મેહેનત કરે છે, ને મિત્ર વાસ્તે ખોટું આચરણ કરે છે, તે પુરૂષને પણ મૂઢ જાણવો; એટલે કે એવો શકુનિ છે. અને પોતાને વિષે ભક્તિ રહિત મનુષ્યોની જે કામના કરે, ને પોતા વિષે ભકિત માનને ત્યાગ કરે, તથા બળવાન સાથે દ્વેષ કરે, તેને પણ મૂઢ બુદ્ધિવાળો જાણવો; એટલે કે તમારે વિષે ભક્તિ રહિત કર્ણાદિકને તમે ઇચ્છો છો, ને ભક્તિમાન પાંડવોનો ત્યાગ કરો છો, તથા બળવાન યુધિષ્ઠિર સાથે દ્વેષ કરો છો, તેથી તમે પણ મૂઢ છો. તેમ જે શત્રુને મિત્ર કરે, મિત્રનો દ્વેષ કરી તેને મારી નાખે અને દુષ્ટ કર્મને આરંભે, તેને પણ પંડિતો મૂઢ બુદ્ધિવાળો કહે છે, એટલે કે તમોએ લાક્ષાગૃહ વિષે દાહાદિરૂપ દુષ્ટ કર્મનો આરંભ કર્યો, તેથી પણ તમે મૂઢ બુદ્ધિવાળા છો. વળી જે પોતાને કરવાના કામ ચાકરાદિક પાસે કરાવે, સર્વ કામ વિષે સંશય રાખે અને જલદીથી કરવાનાં કામમાં વખત લગાડે, તે પુરૂષને પણ મૂઢ જાણવો. તેમ જે પિતૃને શ્રાદ્ધ ન આપે અને દેવતાઓની પૂજા ન કરે, તથા હિતને ઇચ્છનાર કોઇપણ જેનો મિત્ર નથિ, તેને પણ મૂઢ બુદ્ધિવાળો જાણવો. અને સાદ કર્યા વગર જે પ્રવેશ કરે, પૂછ્યા

વગર જે ઘણુંક ભાષણ કરે. તથા જેનો વિશ્વાસ નહીં તેનો વિશ્વાસ કરે, તે પણ મનુષ્યમાં મૂઢ બુદ્ધિવાળો તથા અધમ જાણવો. પારકાનો દોષ જોઈ તેનો તિરસ્કાર કરે, ને પોતે તે રીતે વર્તે, તથા અસમર્થ છતે જે ક્રોધ કરે, તે પણ અત્યંત મૂઢ નર જાણવો. વળી જે પોતાનું બળ જાણ્યાવગર ધર્મ તથા અર્થ જેમાં નથિ, એવી અલભ્ય વસ્તુને યત્ન વગર ઇચ્છે, તે પણ મૂઢ બુદ્ધિવાળો જાણવો. તેમ હે રાજન્, શીક્ષા કરવા અયોગ્યને જે શીક્ષા કરે, રાજસ્ત્રિયોને કોઈ ન જાણે તે રીતે સેવે તથા અદાતાને ભજે, તેને પંડિતો મૂઢ બુદ્ધિવાળો કહે છે, અને જે પુરૂષ બહુ ધન, વિદ્યા તથા ઐશ્વર્યને પામીને પણ ઉદ્ધત થઈ નથી ફરતો, તે પંડિત કહેવાય છે. જે પોતાને પોષણ કરવા યોગ્ય કુટુંબને વિભાગ કરી આપ્યા વગર, પોતે એકલો સારૂં સારૂં જમે તથા એકલોજ ઉત્તમ વસ્ત્ર ધારણ કરે, તેથી બીજો અત્યંત ક્રૂર કોને કેહેવો! એક પાપ કરે ને બીજા તેના ફળને ભોગવે છે, પણ તે ભોગવનારા મુક્ત થાય છે, ને કર્તા પુરૂષ દોષથી લિપ્ત થાય છે. ધનુષ ધારણ કરનારે મૂકેલો બાણ એકને મારે, વા ચૂકેતો એકને પણ ન મારે, પણ બુદ્ધિમાન્ પુરૂષે મોકલેલી બુદ્ધિ તો રાજા સહિત દેશને નાશ પમાડે. માટે તમે એક બુદ્ધિથી, શું કરવા યોગ્ય છે ને શું કરવા યોગ્ય નથિ, એ બેનો નિશ્ચય કરી મિત્ર, ઉદાસીન તથા શત્રુ એ ત્રણને, સામ, દામ, ભેદ તથા દંડ એ ચાર ઉપાયથી વશ કરો. એટલે કે મિત્રને સામથી, ઉદાસીનને દામ તથા ભેદથી તથા શત્રુને સર્વ ઉપાયથી વશ કરો. પછી પાંચ ઇંદ્રિયોને ઝીતિ સંધિ, વિગ્રહ, યાન, આસન, દ્વૈધ તથા આશ્રય, એ છને જાણીને, સ્ત્રિયો, દ્યૂત, મૃગયા, મદિરાપાન, વાણીની કઠોરતા, ઉગ્રદંડપણું તથા અર્થદુષણ, એ સાતને મૂકી સુખી થાઓ. અથવા એક બુદ્ધિથી, નિત્ય તથા અનિત્ય, એ બેનો નિશ્ચય કરી, કામ, ક્રોધ તથા લોભ એ ત્રણને, શમ, દમ, ઉપરમ અને શ્રદ્ધા એ ચારે કરી વશ કરો. પછી પાંચ ઇંદ્રિયોને ઝીતિ ક્ષુધા, તૃષા, શોક, મોહ, જરા તથા મૃત્યુ એ છને જાણી, પાંચ ઇંદ્રિયો તથા મન, બુદ્ધિ, એ સાતનો ત્યાગ કરી સુખી થાઓ. ઘોળેલું વિષ એક પીનારનેજ નાશ કરે, તેમ નાખેલું શસ્ત્ર પણ એકનેજ મારે, પણ રાજાના મનનો કરેલો વિચાર જો બહાર પડે, તો દેશ તથા પ્રજા સહિત તે રાજાને હણે. એકલાએ સ્વાદિષ્ટ ખાવું નહીં, એકલાએ મનસુબો કરવો નહીં, અને એકલાએ રસ્તે ચાલવું નહીં. તેમ સૂતેલાઓમાં પણ એકલાએ, જાગવું નહીં. હે રાજન્,

સમુદ્રને પાર જવામાં નાવ જેમ સાધન છે, તેમ એક અદ્વિતીય સત્ય ભાષણ સ્વર્ગમાં જવાનું સાધન છે. અને એક અદ્વિતીય બ્રહ્મમોક્ષનું સાધન છે, તેને તમે જાણુતા નથી. ક્ષમાવાન પુરૂષોને લોક અશકત માનેછે, એજ એક દોષ ક્ષમા કરનાર વિષે રહ્યો છે, બીજો નથી. પણ તે ક્ષમાવાનનો દોષ માનવો નહીં, કારણ ક્ષમા પરમ બળરૂપ છે, ક્ષમા અશક્તને ગુણરૂપ છે અને શક્તિમાનાનને ભૂષણરૂપ છે. ક્ષમા લોકમાં વશ કરનારી છે, અને ક્ષમાથી શું સાધ્ય નથિ થતું ! શાંતિરૂપી ખડ્ગ જેના હાથમાં છે, તેને દુર્જન શું કરશે ! કારણ જેમ તૃણ વગરના દેશમાં પડેલો અગ્નિ પોતાની મેળેજ શાંત થાય છે, તેમ દુર્જન શાંત થાય છે, અને અક્ષમાવાન પુરૂષ પારકાને તથા પોતાને દોષ સાથે જોડે છે એટલે કે બેઉ વઢી મરે છે. એક ધર્મજ પરમ શ્રેયરૂપ છે અને એક ક્ષમાજ ઉત્તર શાંતિરૂપ છે. એક વિદ્યાજ પરમ તૃપ્તિરૂપ છે અને એક અહિંસા પરમ સુખને વેહેનાર છે. સર્પ જેમ ઉંદરોને ગળે તેમ પૃથ્વી, કોઇ સાથે વિરોધ ન કરનાર રાજા તથા અપ્રવાસ કરનાર બ્રાહ્મણ, એ બેઉને ગળી જાય છે; એટલે કે રાજાનું રાજ્ય જતું રહે છે ને બ્રાહ્મણ ભૂખે મરે છે. કંઇપિણ કઠોર વચન ન બોલવું તથા અસન્મનુષ્યની સોબત ન કરવી, એ બેથી આ લોકમાં મનુષ્ય શોભા પામે છે. હે પુરૂષમાં સિંહરૂપ, સ્ત્રિયો તથા લોક એ બે પારકાનો વિશ્વાસ કરનાર છે, એટલે કે એક સ્ત્રિએ જેની કામના કરી, તેનીજ તે સ્ત્રીના વિશ્વાસથી સર્વે સ્ત્રિયો કામના કરે છે; તેમજ એકે જેની પૂજા કરી તેનીજ તે પૂજા કરનારના વિશ્વાસથી સર્વે લોક પૂજા કરે છે. જે નિર્ધન છતે નાના પ્રકારની કામના કરે, તથા જે અસમર્થ છતે ક્રોધ કરે, તે બેઉજણ પોતાના શરીરને શોષણ કરનાર તીક્ષ્ણ કંટકરૂપ જાણવા. જે પોતે ગૃહસ્થ છતે કંઈ કામનો સમારંભ નથિ કરતો, તથા જે ભિક્ષુક થઈ કાર્યોનો આરંભ કરેછે, તે બેઉજાણા એવાં વિપરીત કર્મથી શોભતા નથિ, હે રાજન્, પોતે સમર્થ છતે ક્ષમાવાન છે, અને જે દરિદ્ર છતે સારી રીતે દાન આપનાર છે, તે બેઉ પુરૂષો સ્વર્ગની ઉપર રહે છે. ન્યાયથી સંપાદન કરેલું ધન અપાત્રને દેવું ને પાત્રને ન દેવું, એ બે ઉલટી વ્યવસ્થા જાણવી. જે ધનવાન થઇ અદાતા હોય તથા જે પોતે દરિદ્ર છતે તપશ્ચર્યા ન કરે, તે બેઉને ગળામાં દૃઢ શિલા બાંધી ઊંડા પાણીમાં નાખી દેવા. હે પુરૂષમાં સિંહરૂપ જે સન્યાસિ થઈ યોગ જાણે તથા જે રણસંગ્રામમાં સન્મુખ જઈ હણાય, તે બેઉ જણા સૂર્યમંડળ ભેદી ઉપર જનાર જાણવા. હે ભરતર્ષભ, મ-

નુષ્યોને વશ કરવા વાસ્તે વેદ જાણનાર બ્રાહ્મણોએ અધમ, મધ્યમ ને શ્રેષ્ઠ એવા ત્રણ ઉપાય કહ્યા છે. તેમાં યુદ્ધ અધમ, ભેદ તથા દાન મધ્યમ, અને સામ ઉત્તમ જાણવો. હે રાજન્, પુરૂષો પણ ઉત્તમ, મધ્યમ, તથા અધમ, એ ભેદથી ત્રણ પ્રકારના છે, તેઓને ત્રણ પ્રકારના કર્મ વિષે ઘટતી રીતે જોડવા; એટલે કે ઉત્તમને ઉત્તમ કામ વિષે, મધ્યમ ને મધ્યમ કામમાં તથા અધમને અધમ કામ વિષે યોજવા. પણ હે રાજન્, તમે તેમ નથિ કર્યું! તમે તો અધમ કર્ણાદિકની ઉત્તમ મંત્રરૂપ કાર્ય વિષે યોજના કરી છે! હે રાજન્, સ્ત્રી, ચાકર તથા પુત્ર, એ ત્રણને ધન વિનાનાજ જાણવા, કારણ તેઓને જે ધન મળે, તે ધન જેના તે કેહેવાય તેનું જાણવું. એટલે કે હે રાજા, તમે વિદ્યમાન છતે તમારો પુત્ર દુર્યોધન ધન વગરનોજ કેહેવાય, માટે પાંડવોને રાજ્યનો ભાગ દેવાને તમેજ સમર્થ છો. પરધનનું હરણ કરવું, પરસ્ત્રીનું સેવન કરવું તથા સંબંધિયોનો ત્યાગ કરવો, એ ત્રણ દોષ ક્ષય કરનારા છે. તેમજ કામ, ક્રોધ તથા લોભ, એ ત્રણ પણ નરકના દ્વાર તથા આત્માનો નાશ કરનાર છે, માટે એ ત્રણનો ત્યાગ કરવો. તેમ હે રાજન્, પરધનહરણ કરવું એ આદિ લઇને કહેલા એ છ દોષ તમારે વિષેજ છે, માટે એ ત્યાગ નહિં કરોતો તમારો ક્ષય થશે, તથા તમે નરકમાં પણ પડશો. હે ભારત, વરદાન, રાજ્ય તથા પુત્ર જન્મ, એ ત્રણથી જે સુખ થાય, તેની બરાબર શત્રુના સંકટથી મુક્ત થવાનું સુખ છે. પોતા વિષે ભક્તિમાન્, પોતાને ભજનાર તથા "હું તમારો છું" એમ બોલનાર, એ ત્રણ શરણે આવે તો, સંકટ વખતે પણ તેમનો ત્યાગ ન કરવો. હે રાજા, એમાંથી કાંઈપણ તમારે વિષે નથિ. મહાબળવાન રાજાએ ચાર વસ્તુ ત્યાગ કરવી, તે ત્યાગ કરવા લાયક વસ્તુ પંડિતો જાણે છે. તે એક, થોડી બુદ્ધિવાળા, થોડા વખતથી થઇ શકતા કામમાં બહુ વખત રોકનાર, આળસુ તથા વખાણ કરનાર, એ ચાર પુરૂષો સાથે મનસુબો કરવો નહીં. હે તાત. લક્ષ્મીવાનના ઘરમાં ધર્મ સાચવવા વાસ્તે ચાર જણ જોઇએ, તેમાં એક વૃદ્ધ સગો, બીજો પોંચેલો કુળવાન્, ત્રીજો દરિદ્ર મિત્ર અને ચોથી પ્રજા વગરની બેહેન; એટલે હે વૃદ્ધ સગો કુળના ધર્મ બતાવે, પોંચેલો કુળવાન્ છોકરાઓને આચાર ગ્રહણ કરાવે, દરિદ્ર મિત્ર હિતનાં વચન કહે. તથા બેહેન ધનની રક્ષા કરે. તેમ તમારા ઘરમાં ભીષ્મ, દ્રોણ તથા વિદુરાદિ સર્વે તમારા ઘરના ધર્મ સાચવનાર છે, એટલે કે ભીષ્મ કુળ ધર્મ બતાવનાર છે, દ્રોણ છોકરાઓને આચાર ગ્રહણ કરાવે છે, તથા વિદુર હિતરૂપ વચન બો-

લનાર છે, પણ તમે તેમના ઉપદેશને ગ્રહણ નથિ કરતા. હે મહારાજ, ઈંદ્રના પૂછવાથી તત્કાળ ફળ દેનાર ચાર સાધનો બૃહસ્પતિએ કહ્યાં છે, તે એકે, દેવતાઓનો સંકલ્પ, બુદ્ધિમાનનો પ્રભાવ, વિદ્યા શીખેલાઓનો વિનય, તથા પાપ કર્મનો ત્યાગ. વળી અગ્નિહોત્ર, મૌન, અધ્યયન તથા યજ્ઞ, એ ચાર કર્મ અભયને દેનારાં છે, પણ તેજ કર્મ પોતાની પ્રતિષ્ટા વાસ્તે કરે તો ભયને આપે છે. હે ભરતર્ષભ, અગ્નિની જેને ઉપમા અપાય એવાં પિતા, માતા, અગ્નિ, આત્મા તથા ગુરૂ, એ પાંચ મનુષ્યોએ પ્રયત્નથી સેવવાં. દેવતા, પિતૃ, મનુષ્ય, ભિક્ષુ તથા અતિથિ, એ પાંચની જે પૂજા કરે તે આ લોકમાં યશને પામે. હે રાજન્, મિત્ર, શત્રુ, મધ્યસ્થ, પાળન કરવા લાયક ગુર્વાદિક તથા ચાકરો, એ પાંચ જે જે સ્થાનકે તમે જશો, તે તે સ્થાનકે તમારી પાછળ આવશે. પાંચ જ્ઞાનેંદ્રિયો જેમાં છે એવા મનુષ્યનું એક પણ ઈંદ્રિય વિષય લંપટ થાય, તો તે ઈંદ્રિયદ્વારા તે મનુષ્યની બુદ્ધિ, જેમ છિદ્રવાળા ચર્મના જળપાત્રથી જળ સ્રવે, તેમ સ્રવિ જાય. સમૃદ્ધિને ઇચ્છતા પુરૂષે નિદ્રા, તંદ્રા, ભય, દ્વેષ, આલસ્ય તથા વિલંબ, એ છ દોષ ત્યાગ કરવા. વળી પુરૂષે સમુદ્ર વિષે ભાગેલા નાવને જેમ ત્યાગ કરવું, તેમ યથાર્થ ઉપદેશ નહીં કરનાર આચાર્ય, વગર ભણેલા ઋત્વિજ, રક્ષણ કરવામાં મૂઢ રાજા, અપ્રિય વચન બોલનાર સ્ત્રિ, ગામમાં રહેવાને ઇચ્છિનાર ગોવાળ તથા વનની કામના રાખનાર નાપિત, એ છ ને ત્યાગ કરવા. અને સત્ય, દાન, અનાલસ્ય, અનસૂયા, ક્ષમા તથા ધૈર્ય, એ છ ગુણ કયારેય પણ પુરૂષે ત્યાગ કરવા નહીં. હે રાજન, નિરંતર ધનનું આગમન શરીરમાં આરોગ્ય, પ્રિય સ્ત્રી, વળી પ્રિય વચન બોલનારી, પોતાને વશ રહેનાર પુત્ર તથા પુરૂષાર્થને દેનારી વિદ્યા, એ છ સુખ આ જીવ લોકમાં મુખ્ય છે. પોતાને વિષે નિરંતર રહેનાર કામ, ક્રોધ, શોક, મોહ, મદ અને માન, એટલા જેને વશ છે, તે જીતેંદ્રિય પુરૂષ પાપે કરીને કયારેય નથિ જોડાતો, ત્યારે અર્થાનર્થે કરીને તો કેમજ જોડાય ! ચોર લોકો ગાફલ મનુષ્યો વિષે વૈદ્ય લોકો રોગિયો વિષે, સ્ત્રિયો કામિ પુરૂષો વિષે, યજન કરાવનાર યજમાન વિષે, રાજા કજિયા કરનાર વિષે તથા પંડિતો મૂર્ખો વિષે જીવે છે. એ રીતે એ ચૌરાદિક છ જણા, કહેલા ગાફલ મનુષ્ય આદિ લઇ છથી જીવે છે, સાતમું તેઓને જીવવાનું સાધન નથિ. ગાયો, ચાકરી, કૃષી, ભાર્યા, વિદ્યા તથા શૂદ્રની સોબત, એ છ ચીજ બે ઘડી પણ છોડે તો નાશ પામે. શીખેલા શિષ્યો ગુરૂને, પ-

ભણેલા પુરૂષો માતાને, કામ રહિત થયેલા નારીને, કાર્ય સિદ્ધ થયેલા પુરૂષો કાર્ય સિદ્ધ થવા વિષે યુક્તિ બતાવનારને, સમુદ્રનો પાર પામેલા નાવને તથા રોગ મટી ગયાથી રોગિયો વૈદ્યને મૂકી દે છે. એ રીતે એ શીખેલ શિષ્ય આદિ લઇને છ જણ, પૂર્વે ઉપકાર કરનાર ગુરૂઆદિ લઇ છને તિરસ્કાર કરે છે. હે રાજન્, આરોગ્ય, અનૃણીપણું, કયારેય પ્રવાસ ન કરવો પડે, રૂડાં મનુષ્યોની સોબત, પોતાને અનુકૂળ જીવિકા તથા નિર્ભયપણાથી નિવાસ, એ છ સુખ આ જીવલોકને મુખ્ય છે. પારકી ઇર્ષા કરનાર, દયાવાન, અસંતોષિ, ક્રોધિ, નીરંતર શંકાયુક્ત મનવાળો તથા પારકા ભાગ્યની પાછળ જીવનાર, એ છ નિરંતર દુઃખી જાણવા. સ્ત્રી, દ્યૂત, મૃગયા, મદિરાપાન, વાણિની કઠોરતા એકદમ ઉગ્રદંડ આપવો તથા અર્થમાં દુષણ દેવું, એ દુઃખદાયક સાત દોષ હમેશ રાજાઓએ ત્યાગ કરવા. કારણ તેથી દ્દઢ જેનાં મૂળ છે એવા સમર્થ રાજાઓ પણ ઘણું કરી નાશ પામે છે. એ સાત દોષમાંથી વાણિનું કઠોરપણું તથા ઉગ્રદંડપણું તમારા પુત્રોએ પાંડવો વિષે આચર્યું, તેથી તમારો નાશ થશે. બ્રાહ્મણોનો દ્વેષ કરવો, તેઓ સાથે વિરૂદ્ધ ચાલવું, તેમનું ધન હરણ કરી લેવું, તેમને મારવાની ઈચ્છા કરવી, તેઓને નિંદવા, તેમની પ્રશંસા સાંભળી પ્રસન્ન ન થવું, તેમને કોઈ કામમાં સંભારવા નહિં તથા તેઓ પ્રાર્થના કરે તો તેમાં દોષ જોવો, એ આઠ દોષ નાશના હેતુ છે, એમ જાણી પંડિત માણસોએ ત્યાગ કરવા. હે ભારત, મિત્રોની સાથે સમાગમ, મ્હોટા ધનનો આગમ, પુત્ર સાથે મળવું, વિષયનો સંયોગ, વખતસર પ્રિય બોલવું, બરોબરીયામાં પોતાની ચઢતી, મનમાં ધારેલી વસ્તુનો લાભ તથા મનુષ્યના સમાજમાં સત્કાર, એ આઠ સુખરૂપ હર્ષનાં સ્થાન છે. વળી બુદ્ધિ કુલીનપણું, ઈંદ્રિયોનો નિગ્રહ. શાસ્ત્ર, પરાક્રમ, થોડું બોલવાપણું, યથાશક્તિ દાન તથા કૃતજ્ઞપણું, એ આઠ ગુણો પુરૂષને શોભા આપે છે. નવ દ્વારવાળાં, સત્વાદિ ત્રણ ગુણ છે થાંભલાની પેઠે ધારણ કરનાર જેને, પંચપ્રાણ છે સાક્ષિ જેના તથા ચિદાભાસે આશ્રેલા આ સ્થૂળ શરીરરૂપી ઘરને જે વિદ્વાન્ તત્વથી જાણે, તે સર્વોત્કૃષ્ટ બ્રહ્મવેત્તા જાણવો. હે ધૃતરાષ્ટ્ર, મદિરા પાન કરી મત્ત થયેલો, વિષયમાં આસક્તિથી અસાવધાન મનવાળો, ધાતુ દોષથી વિકળ થયેલો, થાકેલો, ક્રોધાવિષ્ટ, ક્ષુધાતુર, ઉતાવળો, લોભી, ભય પામેલો તથા કામી, એ દશ જણા ધર્મને જાણતા નથી, માટે નિપુણ મનુષ્યે એમની સોબત કરવી નહીં. આ ઠેકાણે અસુરમાં શ્રેષ્ઠ સુધન્વાએ પુત્રને જે કહેલું છે, તે હું કહું છું કે, જે

રાજા કામ તથા ક્રોધને ત્યાગ કરે, પાત્રને ધન આપે, શાસ્ત્રમાં નિપુણ હોય, વાતના સારને જાણે તથા જલદિથી કામ કરે, તેને સર્વ લોક પ્રમાણ કરે છે. જે રાજા મનુષ્યોને વિશ્વાસ કરાવી જાણે, યથાર્થ દોષ જાણ્યા પછિ દંડ દે, તથા ક્ષમા અને પરાક્રમ કરવા લાયક વખતને જાણે, તેને સમગ્ર લક્ષ્મી સેવે છે, કોઇ અત્યંત દુર્બળને પણ જે તિરસ્કાર કરે નહીં, શત્રુનાં છિદ્ર જોવા માટે તેને સાવધાન થઇ બુદ્ધિપૂર્વક સેવે, બળવાન સાથે વૈર ન કરે તથા વખત આવ્યે પરાક્રમ કરે, તે પંડિત જાણવો. જે મહાત્મા રાજા આપત્તિને પામીને પણ કયારેય વ્યથા ન પામે, સાવધાન થઈ ઉદ્યોગ વિષે હમેશ ઇચ્છા રાખે, વખતે દુઃખને પણ સહન કરે તથા મ્હોટા કામના ભારને વહે, તેના શત્રુઓ જીતાયલાજ છે. અનર્થરૂપ પ્રવાસ, પાપિ સાથે મિત્રતા, પરસ્ત્રીનું સેવન, દંભ, ચોરી, ચાડી તથા મદિરાપાન, એટલાને જે સેવન ન કરે, તે હમેશ સુખી જાણવો. જે ધર્મ કામ તથા અર્થને ક્રોધથી ન આરંભે, પ્રસંગે કોઇ બોલાવીને પૂછે તો યથાર્થ કહે, મિત્ર વાસ્તે પણ વિવાદ ન કરે, તેમ કોઈએ પોતાનો સત્કાર ન કર્યો તોયપણ ક્રોધ ન કરે, તેને પંડિત જાણવો. વળી જે ઈર્ષ્યા ન કરે, દયા રાખે, પોતે બળવાન્ છતે કોઈ સાથે વિરોધ ન કરે તથા કોઇને અતિક્રમણ કરી બોલે નહીં, તે પુરૂષ સર્વત્ર પ્રશંસાને પામે છે. જે પોતાનો વેષ ઉદ્ધત જેવો ન કરે, પોતે પરાક્રમિ છતે પોતાનાં વખાણ ન કરે, તેમ પોતે અત્યંત દુઃખ સહન કરે પણ કટુ વચન ન બોલે, તે માણસ સર્વ મનુષ્યને પ્રિય થાય. અત્યંત શાંત થયેલા વૈરને જે ફરી પ્રકાશ ન કરે, ગર્વ કરે નહીં, સાવ પૌરૂષ વગરનો પણ ન થાય, અને પોતે દુર્બળ છતે પણ ખરાબ કામ ન કરે, તેને શિષ્ટ પુરૂષો પણ માન આપે છે. જે પોતાને સુખ મળ્યાથી અત્યંત હર્ષ નથિ પામતો, પારકાનું દુઃખ જોઈ ખુશી નથિ થતો, ને કોઇને કાંઈ આપીને પશ્ચાત્તાપ નથિ કરતો, તે પુરૂષ સત્પુરૂષ સરખા રૂડા સ્વભાવવાળો જાણવો. જે અનેક દેશની રીત ભાત જાણે, તે તે દેશની ભાષાઓ પણ જાણે, તેમ બ્રાહ્મણાદિના ધર્મોને પણ જાણે અને ઉત્તમ તથા અધમને જાણવાનો વિવેક પણ જેને છે, તે પુરૂષ જ્યાં જાય, ત્યાં મહાજનનો અધિપતિ થાય. દંભ, મોહ, મત્સર, પાપકર્મ, રાજાએ દ્વેષ કરેલો પુરૂષ, ચાડી કરનાર, ઘણા સાથે વૈર, મત્ત, ઉન્મત્ત તથા દુર્જન સાથે વિવાદ, એટલાનો જે બુદ્ધિમાન્ પુરૂષ ત્યાગ કરે, તે શ્રેષ્ઠ જાણવો. દાન, હોમ, દેવતાઓનું પૂજન, શુભ કર્મ, પ્રાયશ્ચિત્ત તથા નાના પ્રકારનાં લોક પ્રિય ભાષણ, એટલાં વાનાં જે નિત્ય કરે, તેનો દેવતાઓ પણ અભ્યુદય ક-

રે છે. જે પોતાના સમોવડિયા સાથે વિવાહ, મિત્રતા, વ્યવહાર તથા વાર્તા કરે છે, પોતાથી હલકા સાથે નથિ કરતો, ને ગુણે કરી જે પોતાથી શ્રેષ્ઠ હોય તેને પુરોહિત કરે છે, તે વિદ્વાન પુરૂષની નીતિ યથાર્થ જાણવી. જે પોતાના કુટુંબ વર્ગને સારી રીતે વિભાગ કરી આપી પોતે થોડું જમે, ઘણું કામ કરી શયન થોડી વખત કરે, તથા યાચના કરનાર શત્રુને પણ આપે, તે જ્ઞાનિ પુરૂષને અનર્થો ત્યાગ કરે છે, જેના મનનું ધારેલું કામ, તથા જેણે કરેલો તિરસ્કાર પણ બીજા માણસો જાણે નહીં, એવો છુપો મનસુબો કરનાર માણસનું થોડું પણ કામ બગડતું નથી. સર્વ પ્રાણિ માત્રના કલ્યાણમાંજ તત્પર, સત્ય તથા કોમળ ભાષણ કરનાર અને સર્વને માન આપનાર શુદ્ધ મનવાળો પુરૂષ, જેમ ઉત્તમ ખાણમાં ઉત્પન્ન થયેલો મણિ બીજા મણિઓની વચમાં શોભે, તેમ પોતાની જ્ઞાતિના મધ્યમાં શોભે છે. જે માણસ પોતાથી કાંઈ નરતું કામ થયું ને તે બીજાઓએ ન જાણ્યું હોય, તોપણ પોતે અત્યંત લજ્જા પામે, તે સર્વ લોકનો ગુરૂ થાય; અને તે અનંત તેજ તથા રૂડા મનવાળો સાવધાન પુરૂષ તેજે કરી સૂર્યની પેઠે શોભે. અંબિકાના પુત્ર, શાપથી દગ્ધ થયેલા પાંડુ રાજાના પાંચ પુત્રો વનમાં ઉત્પન્ન થયા, તેઓને તમેજ મ્હોટા કીધા તથા વિદ્યા પણ શીખવી, તેથી હજી તેઓ તમારી આજ્ઞા પાળે છે. માટે હે તાત, હે નરેંદ્ર, તેઓને ઘટતો રાજ્ય ભાગ આપી પુત્રો સહિત પ્રસન્ન થઇ સુખી થાઓ, ને એમ કરવાથી દેવ તથા મનુષ્ય કોઇપણ તમારે વિષે કોઇ જાતની શંકા નહીં રાખે.

प्रदायैषामुचितंतातराज्यं सुखीपुत्रैःसहितोमोदमानः ।
नदेवानांनापिचमानुषाणां भविष्यासित्वंतर्कणीयोनरेंद्र ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि प्रजागरपर्वणि विदुरनीतिवाक्ये गुर्जरभाषायां त्रयस्त्रिंशोऽध्यायः ॥ ३३ ॥

---

धृतराष्ट्रउवाच ॥ जाग्रतोदह्यमानस्य यत्कार्यमनुपश्यसि ।
तद्ब्रूहित्वंहिनस्तात धर्मार्थकुशलोह्यसि ॥१॥

ધૃતરાષ્ટ્ર કહે છે–હે તાત, ઉજાગરો કરતા તથા ચિંતાગ્નિએ કરી બળતા મને તું કરવા યોગ્ય જોતો હો તે કહે. કારણ તું ધર્મ તથા અર્થમાં કુશળ છે. હે ઘણીક બુદ્ધિવાળા વિદુર, જે કરવાથી યુધિષ્ઠિરનું હિત થાય તથા કૌરવોનું પણ જે કલ્યાણ કારક તું માનતો હો, તે મને બુદ્ધિ-

પૂર્વક યથાર્થ કહે. હે વિદ્વન્, ભાવિદુઃખથી ઉદ્વિગ્નતાને પામતો, તથા પૂર્વે કરેલા અપરાધને યાદ કરતો હું વ્યાકુળ મનથી તને પૂછુંછું, માટે યુધિષ્ઠિરનું ધારેલું સર્વ યથાર્થ કહે. તે સાંભળી વિદુરે કહ્યું કે હે રાજન્, સારૂં વા નરતું ને પ્રિય વા અપ્રિય પણ " આને પરાભવ ન થાયતો ઠીક " એમ ઇચ્છિનાર પુરૂષ પૂછ્યા વગર પણ કહે. માટે તમારૂં હિત ઇચ્છિનાર હું કૌરવોના હિતરૂપ, ધર્મયુક્ત તથા કલ્યાણ કારક વાક્ય કહું તે સાંભળો. હે ભારત, ખોટા ઉપાયથી કરેલાં કપટ ઘૃતાદિરૂપ કર્મ વિષે હવે મનમાં રાખો. ઉપાય જેના કહેલા છે એવું કામ ઉપાય કરવાથી જ્યારે સિદ્ધ ન થાય, ત્યારે બુદ્ધિમાન્ પુરૂષ તે વિષે કંઇપણ ગ્લાનિ મનમાં નથી લાવતા. મતલબ વાસ્તે જે કામો છે તેમાં મતલબ જોવી, એટલે કે " આ કામમાં આપણી શું મતલબ સિદ્ધ થાયછે," તે નિશ્ચય કર્યા પછી કામ કરવું; પણ વગર વિચારે વેગથી કામનો સમારંભ કરવો નહીં. ધારેલા કામ વિષે વિચાર કરવો કે "આ કરવાથી મતલબ સિદ્ધ થશે કે નહીં. ને સિદ્ધ થયા પછી પણ આપણાથી થયેલું ફળ સચવાશે કે નહીં," એમ વિચાર કરી ઠીક ભાસેતો તેનો ઉદ્યમ કરવો, ને ન ભાસેતો ન કરવો. જે રાજા હમેશ 'કિલ્લો મજબૂત છે કે નહીં અને રાજ્યમાં શું વૃદ્ધિ કે ક્ષય છે" એમ વિચાર કરતો નથી, તેમ " ખજાનો કેટલો છે ને સેના તથા દેશ મને અનુકૂળ છે કે નહીં." એમ પણ વિચાર કરતો નથી, તે રાજા ઘણો વખત રાજ્ય ન કરે. પણ કહેલ વસ્તુઓનો હમેશ વિચાર કરે તથા ધર્માર્થ જાણવામાં સાવધાન રહે, તે રાજા ઘણો વખત રાજ્યકરે. હવે "આપણને રાજ્ય તો પ્રાપ્ત થયુંજ છે," એમ જાણી અયોગ્ય રીતિથી વર્તવું નહીં, કારણ ઉત્તમરૂપને જરા જેમ નાશ પમાડે, તેમ અવિનય લક્ષ્મીને હણે છે. ઉત્તમ ખાવાની ચીજથી ઢંકાઇ ગયેલા લોઢાના કાંટાને લોભથી માછલો ગળેછે, પણ પાછળથી થતા બંધનને જોતો નથી, માટે એમ ન કરવું, પણ જે ગળી સકાય તે ગળવું, ને ગળેલું પાછું પાચન થાય અને પાચન થઇને પણ જે હિતરૂપ થાય તેજ સમૃદ્ધિને ઇચ્છતા પુરૂષે ખાવું. જે માણસ વૃક્ષનાં કાચાં ફળ તોડે છે, તેને તે ફળમાંથી રસ પણ નથી આવતો, ને તેનાં બીજપણ ઉપયોગમાં નથિ આવતાં. અને જે કાળે કરી પરિણામને પામેલાં પાકાં ફળને ગ્રહણ કરે છે, તે મનુષ્ય તેના રસને પામે છે, ને પાછો તેના બીજમાંથી ફળને પણ પામે છે. જેમ ભ્રમર પુષ્પોની રક્ષા કરતો કરતો તેમાંથી મકરંદ ગ્રહણ કરે છે, તેમ મનુષ્યો થકી પો-

તાની મતલબ ગ્રહણ કરવી, પણ તેઓની હિંસા ન કરવી. બગીચામાં જેમ માળી વૃક્ષોમાંથી ફળફુળ લઈ લે છે, પણ તેઓનાં મૂળ ઉખેડી નથી નાખતો, તેથી હમેશ ફલફુળને પામે છે, તેમ રાજાઓએ પણ પોતાની પ્રજા સુખી રહે તે રીતે તેની પાસેથી થોડું થોડું લીધે જવું પણ કોલસા કરનાર જેમ વૃક્ષને મૂળથી ઉખેડી કાષ્ટને બાળી નાખે છે, તેમ ન કરવું આ કામ કરવાથી શું ફળ થશે, ને ન કરવાથી શું થશે, એમ વિચાર કરી કરવું ઘટેતો કરવું, નહીં તો ન કરવું જે કામ કયારેય પોતાથી સાધ્ય થઈ શકે નહીં એવું હોય તેનો તથા મ્હોટાઓ સાથે ન કરવા લાય વૈરાદિકનો કયારેય પણ આરંભ કરવો નહીં, કારણ તે વિષે કરેલો પ્રયત્ન ફોકટ જાય. જે રાજા પ્રસન્ન થયેથી કોઇનું હિત કરી શકતો નથી, તેમ ક્રોધાવિષ્ટ થયેથી બૂરૂ નથી કરી શકતો, તે રાજાને, જેમ નપુંસક પુરૂષને સ્ત્રિયો ઇચ્છે નહીં, તેમ પ્રજા ઇચ્છતી નથી. પંડિત પુરૂષે થોડી મેહેનતથી મ્હોટાં ફળ દેનાર કામ જલદિ આરંભવાં, ને તે નિર્વિઘ્ન પૂરાં કરવાં. જે રાજા ચક્ષુથી જાણે દયા કરતો હોય નહીં તેની પેઠે સર્વને સરખી નજરથી જૂવે છે, તે થોડું બોલનાર રાજાને પ્રજા ખુશી કરે છે. જેમ ફુલવાળો પણ ફળ રહિત, ફળવાન પણ દુઃખે કરીને માથે ચઢાય નહીં એવો, ને પાકેલો નહીં પણ પાકેલા સરખો દેખાતો વૃક્ષ કયારેય ક્ષય ન પામે, તેમ વાણી તથા ચક્ષુથી અનુગ્રહ દેખાડનાર પણ ધનથી નહીં વધારનાર, ફળની આશા આપનાર પણ વ નશ થનાર, અને અંદરથી બળ હીન હોય તોપણ બહારથી બળ દેખાડનાર રાજા કયારેયપણ ક્ષય પામે નહીં. જે રાજા ચક્ષુ, મન, વાણી તથા કર્મથી લોકને પ્રસન્ન કરે, તેની ઉપર લોકપણ બધા પ્રસન્ન થાય. મૃગને મારનારથી મૃગ જેમ ત્રાસ પામે, તેમ જે રાજાથી સર્વ પ્રાણિયો ત્રાસ પામે, તે રાજા સમુદ્ર પર્યંત પૃથ્વીના રાજ્યને પ્રાપ્ત થયો હોય, તોપણ તેનું રાજ્ય જતું રહે. પોતાના બાપદાદાના રાજ્યને પોતાના કર્મથી પ્રાપ્ત થયો હોય તોયપણ અનીતિ કરવાથી વાદળાંને પ્રાપ્ત થયેલો વાયુ જેમ વાદળાને નીચે નાખી દે છે, તેમ રાજા પોતાના રાજ્યને હલકું કરી નાખે છે. પૂર્વે સત્પુરૂષોએ આચરણ કરેલા ધર્મને આચરતા રાજાની, ધનથી સંપૂર્ણ પૃથ્વી તથા સમૃદ્ધિ પ્રતિદિન વધતી જાય છે. જે રાજા ધર્મનો ત્યાગ કરી અધર્માચરણ કરે છે, તે રાજાની પૃથ્વી અગ્નિમાં નાખેલા ચર્મની પેઠે સંકોચ પામે છે, એટલે કે ઘણું ફળ નથી આપતિ. જે યત્ન પારકા દેશને મર્દન કરવા વાસ્તે કરવો, તેજ

યત્ન પોતાના દેશના પરિપાલન વાસ્તે કરવો. રાજા ધર્મથી રાજ્યને પામે તેજ ધર્મથી તેનું પરિપાલન પણ કરે તો, એ રીતે ધર્મ મૂલક લક્ષ્મીને પામેલા તેને લક્ષ્મી ક્યારેય પણ છોડતી નથી, અને તે પોતે પણ નાશ નથી પામતો. અનર્થ બોલનાર ઉન્મત્ત અને કાલું બોલતા બાળક થકી પણ, જેમ પાષાણમાંથી સુવર્ણ ગ્રહણ કરાય છે, તેમ સાર ગ્રહણ કરવો. શિલોંચ્છ વૃત્તિથી જીવનાર જેમ પડેલા દુસાઓમાંથી ધાન્ય ગ્રહણ કરે, તેમ ધીર પુરૂષે સારી રીતે કહેલાં સુંદર વાક્યો તથા વડિલોનાં બતાવેલાં સત્કર્મો ચોતરફથી ગ્રહણ કરવાં. ગાયો ગંધથી દેખે છે, બ્રાહ્મણો વેદથી જૂવે છે, રાજાઓ ચારે કરી જૂવે છે,તથા ઇતર મનુષ્યો ચક્ષુથી જૂવે છે; એટલે કે પાંડવોનું બળ જાણવા સારૂ તમે છુપા ચારને મોકલો. હે રાજન્, જે અત્યંત દુઃખથી દોવાય એવી હરાડી ગાય હોય, તે મ્હોટા ક્લેશને પામે છે, ને જે સારી રીતે દોવાદે, તે ગાયને કોઇ ખેદ પમાડે નહીં. જે તપાવ્યા વગર નમે છે, તેને કોઇ નથી તપાવતા, જેમકે પોતાની મેળે નમતા કાષ્ટને કોઈ તપાવતા નથી. માટે ધીર પુરૂષ બળવાનને સારી રીતે નમે છે. એ રીતે જે બળવાનને નમે છે, તે ઇંદ્રનેજ પ્રણામ કરે છે; એટલેકે બળવાન ક્ષત્રિય વિરાટ ભગવાનના હાથ કેહેવાય છે, ને હાથના દેવતા ઇંદ્રછે, તેથી બળવાન ક્ષત્રિયને નમવાથી ઇંદ્રને પ્રણામ થાય છે. પશુઓને સહાયતા કરનાર વર્ષાદ જાણવો, તેમ રાજાઓને મંત્રી, સ્ત્રિયોને પતિ તથા બ્રાહ્મણોને વેદ સહાયતા કરનાર જાણવા. સત્યતાથી ધર્મનું રક્ષણ થાય છે, અભ્યાસથી વિદ્યાની રક્ષા થાય છે, મર્દનાદિકથી રૂપની રક્ષા થાય છે તથા સારા આચરણથી કુળની રક્ષા થાય છે. માપવાના સાધને કરી ભરવાથી ધાન્યની રક્ષા થાય છે, ફેરવવાથી ઘોડાઓ સચવાય છે, વારંવાર હાથ ફેર કરવાથી ગાયો સચવાય છે તથા જાડાં લૂગડાં પેહેરાવવાથી સ્ત્રિયોની સારી રીતે રક્ષા થાય છે જે સારાં આચરણથી હીન થયો, તેનું કુળ કાંઇ ઉત્તમ કેહેવાય નહીં, એમ મારી મતિમાં આવે છે. પણ કદિ નીચ જાતિમાં ઉત્પન્ન થયેલા સારા આચરણવાન હોય, તો તેમનું કુળ શ્રેષ્ઠ જાણવું. જે પારકું ધન, રૂપ, પરાક્રમ, કુળની વૃદ્ધિ, સુખ, સૌભાગ્ય તથા સત્કાર જોઇને ઇર્ષ્યા કરે છે, તેને અસાધ્ય વ્યાધિગ્રસ્ત જાણવો. જે ન કરવાનું કામ કરવાથી, કરવા લાયકને છોડી દેવાથી તથા કાર્ય સિદ્ધિ થયાની અગાઉ કરેલો વિચાર બહાર પડવાથી હમેશ બીએ છે, તેમ જેથી મદ થાય તેનું પાન પણ નથી કરતો, તે સુખી જાણવો. વિદ્યાનો મદ, ધન મદ, તથા

સહાયતાનો મદ, એટલા મદ ગર્વિષ્ઠોને થાય છે, તેજ સત્પુરૂષોને નમ્રતા-
વાન કરે છે. ક્યારેય કોઇ કામ વિષે સત્પુરૂષોએ અસત્પુરૂષોને બોલાવ્યા
હોય, તો તે દુષ્ટ અસત્પુરૂષો તેમનું કામતો સારી રીતે થોડું પણ કરે
નહીં, પણ પોતાના આત્માને સારો માની લે. જ્ઞાનિયોની ગતિ સત્પુરૂષો
છે, સત્પુરૂષોની ગતિ પણ સત્પુરૂષો છે, તથા અસત્પુરૂષોની ગતિ પણ
સત્પુરૂષો છે; પણ અસત્પુરૂષો સત્પુરૂષોની ગતિ નથી. સારાંવસ્ત્ર પેહેરનાર
સભામાં માન પામે, ગાય રાખનાર હમેશ દહીં દૂધ ખાવાથી મધુર ખાવા-
ની આશાને જીતે, જેને બેસવાનું વાહન છે તેને મન પંથ કરવો કંઇ ન-
થી, તથા જે ઉત્તમ શીલવાળા છે તે સર્વને જીતે છે. પુરૂષને વિષે શીલજ
મુખ્ય છે, તે જેનું નાશ પામ્યું, તેને જીવિત, ધન તથા બંધુથી શું પ્રયો-
જન છે! એટલે કે તે જીવતાંજ મૂવા સરખો છે. હે ભરતર્ષભ, ધનવાન
પુરૂષોને ઉત્તમ ભોજન માંસ છે, મધ્યસ્થોને ગોરસ છે તથા દરિદ્રને ઉત્ત-
મ ભોજન તેલ છે. દરિદ્ર પુરૂષ અન્નને અત્યંત પ્રિયતાથી જમે
છે, કારણ ક્ષુધાજ સ્વાદને ઉત્પન્ન કરે છે જે ધનવાન પુરૂષોને
દુલર્ભ છે. હે મહિપતે, જૂઓ, બહુધા કરીને ધન્વાન પુરૂષોને જમવાની
શક્તિ નથી હોતિ, અને દરિદ્રિયોને લાકડાં પણ પચી જાય છે! ગરીબોને
પોતાની જીવિકા ન ચાલે તેનો ભય છે, મધ્યસ્થને મરણથી ભય છે અને
ઉત્તમ મનુષ્યને અપમાનથીજ પરમ ભય છે. મદિરા પાનનો મદ તથા અ-
વસ્થામદ, ઇત્યાદિ મદથી લક્ષ્મીનો મદ પાપિષ્ટ છે. કારણ બીજા મદ ઉ-
પાયથી ટળે છે, પણ લક્ષ્મીના મદથી મત્ત થયેલો પુરૂષ પડતી થયા વગર
વિચાર કરતો નથી. નિગ્રહ નહીં કરવાથી વિષયમાં હમેશ વર્તતિ ઇંદ્રિયો,
જેમ ગ્રહો નક્ષત્રોને આક્રમણ કરે છે તેમ લોકોને આક્રમણ કરે છે. સહજ
મનને આકર્ષણ કરનાર ઇંદ્રિય ગણને જે વશ થાય છે, તે પુરૂષને, શુક્લ
પક્ષમાં જેમ ચંદ્રમા વૃદ્ધિ પામે, તેમ પ્રતિ દિવસ આપત્તિ વૃદ્ધિ પામતી
જાય છે. એટલે કે તમે લક્ષ્મીના મદે કરી મત્ત છો, તેમ ઇંદ્રિયોને પણ
વશ છો, માટે અવશ્ય આપત્તને પ્રાપ્ત થશો. જે મનને જીત્યા વગર અ-
માત્યાદિને જીતવાને ઇચ્છે, ને અમાત્યોને જીત્યા વગર શત્રુને જીતવા ઇ-
ચ્છે, તે પોતાને વશ નહીં એવો રાજા હીનતાને પામે. માટે શત્રુ જાણી
પ્રથમ મનને જીતવું, તે પછી અમાત્યોને જીતવા, ને તે પછી શત્રુને
જીતવા. એ રીતે કરે તે નિષ્ફળ ન જાય. વશ છે ઇંદ્રિયો તથા મન જેને,
પ્રાણિયોને વિષે દંડ ધારણ કરનાર તથા પરીક્ષા કર્યા પછી કામ કરનાર

ધૈર્યવાન રાજાને લક્ષ્મી અત્યંત સેવે છે, હે રાજન્, શરીર રથ છે, બુદ્ધિ સારથિ છે અને ઇંદ્રિયો ઘોડા છે, તે નિયમમાં રાખેલા ઇંદ્રિયોરૂપ ઘોડાથી, જેમ રથમાં બેસનાર દમેલા રૂડા ઘોડાથી સુખે કરી જાય છે, તેમ જીવ સુખે કરી કુશળતાથી જાય છે પોતાને વશ નહીં એવા વગર દમેલા ઘોડા જેમ ખરાબ હાંકનારને રસ્તામાં નાશ પમાડે છે, તેમ નિયમમાં નહીં રાખેલી ઇંદ્રિયો પણ પુરૂષને નાશ પમાડવાને સમર્થ થાય છે. જે કમાવાના ખરાં સાધનથી અનર્થ થશે એમ માને છે, ને અન્યાયથી મળેલાને અર્થ માને છે, તે બાળક બુદ્ધિવાળો પોતાની ઇંદ્રિયો વશ નહીં થવાથી અત્યંત દુઃખને સુખરૂપ માને છે. જે ધર્મ તથા અર્થનો ત્યાગ કરી ઇંદ્રિયોની ઇચ્છા પ્રમાણે ચાલે છે, તે પુરૂષ તરત લક્ષ્મી, પ્રાણ, ધન તથા સ્ત્રી, એ બધાંથી હીન થાય છે, એટલે કે એ સર્વ તેનો ત્યાગ કરે છે. જે ધનનો સ્વામી હોય, પણ ઇંદ્રિયોનો સ્વામી ન હોય એટલે કે ઇંદ્રિયો પોતાને વશ ન હોય, તે પુરૂષ ઐશ્વર્યથી ભ્રષ્ટ થાય. નિયમમાં રાખેલાં મન, બુદ્ધિ તથા ઇંદ્રિયોથી પોતેજ પોતાના આત્માનો ઉદ્ધાર કરે, કારણ પોતે આત્માજ પોતાનો બંધુ તથા શત્રુ છે. નિયમમાં રાખેલી બુદ્ધિજ પોતાનો બંધુ છે, અને નિયમમાં ન રાખેલી તેજ બુદ્ધિ શત્રુ છે. હે રાજન્, નાના છિદ્રવાળી જાળથી ઢંકાયેલ બે મ્હોટા મત્સ્ય જેમ જાળને કાપે, તેમ કામ તથા ક્રોધ જ્ઞાનને નાશ પમાડે છે. જે રાજા ધર્મ તથા અર્થમાં વિરોધ ન આવે તે રીતે જય કરવાનાં સાધનો સંપાદન કરે છે, તે હમેશ સુખ ભોગવે છે. જે રાજા, મન જેને નિયમમાં રાખનાર છે એવા શરીરની અંદર રેહેનાર ઇંદ્રિયોરૂપિ પાંચ શત્રુને જીત્યા વગર, બીજા શત્રુઓને જીતવાને ઇચ્છે છે, તેને શત્રુઓ પરાભવ કરે છે. મહાત્મા રાવણાદિ રાજાઓ પણ ઇંદ્રિયોને વશ થવાથી, ઐશ્વર્યના વિલાસ તથા પોતાના કર્મોએ કરીને, બંધનને પ્રાપ્ત થયા સંભળાય છે. જેમ સૂકા ભેગુ લીલું કાષ્ટ પણ તે સૂકાના સહવાસથી બળી જાય છે, તેમ પાપ કરનારાઓને ત્યાગ ન કરી તેમની સાથે રહેવાથી, નિષ્પાપ માણસોને પણ તેમના બરોબરજ દંડ મળે છે; વાસ્તે ક્યારેય પણ પાપ કરનારાઓની સોબત કરવી નહીં. પાંચ શબ્દાદિ વિષયનું જેને પ્રયોજન છે એવા આડે રસ્તે જનાર પાંચ ઇંદ્રિયોરૂપી શત્રુને જે મોહથી નિગ્રહ નથી કરતો, તે પુરૂષને આપત્તિ આવી પડે છે. એટલે કે તમોએ ચિત્ત પણ જીત્યું નથી, તેમ તમોને દુઃસંગ પણ છે, તેથી આપત્ આવી પડી છે. પારકુ રૂડું દેખી રાજી થવું, કોમળતા, પવિત્ર-

પણુ, સંતોષ, સર્વને પ્રિય લાગે એવું બોલવું, બાહ્યેંદ્રિનો નિગ્રહ, સત્યતા અને અચળપણુ, એટલા ગુણો દુષ્ટ બુદ્ધિવાળાઓ પાસે હોતા નથી. હે ભારત, આત્મજ્ઞાન, અચંચળપણુ, સુખ દુઃખાદિક વિષે સહનશીલતા, નિરંતર ધર્માચરણુ, વિચારથી અર્થરૂપ ભાષણુ તથા દાન, એટલા ગુણો નીચને વિષે હોતા નથિ; એટલે કે એ કહેલા ગુણો કોઈપણુ તમારા પુત્રો વિષે નથી, તેથી તે પણુ નીચ છે. દુષ્ટ પુરૂષો પંડિતો પ્રત્યે રૂક્ષ વાણિ વાપરે છે તથા તેઓની નિંદા કરે છે, તેથે સહન કરનાર પંડિતોનું પાપ તે દુષ્ટો ગ્રહણુ કરે છે, ને પંડિતો પાપથી મુક્ત થાય છે. દુષ્ટ પુરૂષોનું હિંસા કરવારૂપ બળ છે, રાજાઓનું દંડ કરવારૂપ, સ્ત્રિયોનું પોતાના પતિની સેવા કરવારૂપ તથા ગુણવાન પુરૂષોનુ ક્ષમા કરવારૂપ બળ છે. હે નૃપતે, નિયમથી વચન બોલવું ઘણું કઠણુ છે, ને અર્થવાળું તથા ચમત્કારિક બોલવું તો ઘણુંજ અશકય છે. હે રાજન્, વિચાર કરી વાપરેલી વાણી નાના પ્રકારના કલ્યાણુને આપે છે, પણુ ખરાબ રીતથી વાપરેલી તેજ વાણી અનર્થને આપે છે. બાણુ તથા ફરશીથે હણેલું વન પાછું ઉગે છે, પણુ ખરાબ વાણીથી કોતરેલું પાછું ઉગતું નથી. કર્ણિ તથા નાલિક નામના બાણોને કેટલાક શરીરમાંથી બહાર કાઢે છે, પણુ હૃદયમાં લાગેલાં વાણીરૂપી બાણુ ત્યાંજ રહે છે. મુખમાંથી નિકળેલા વાણીરૂપી બાણુ પારકાના મર્મસ્થાનમાં લાગે છે, જેથી હણાયલો તે દિવસ રાત્રિ શોચ કરેછે, વાસ્તે પંડિતજનો કયારેય પણુ બીજાઓને વચનરૂપિ બાણોથી વિંધતા નથી. જે પુરૂષને દેવતાઓ પરાભવ કરવાને ઇચ્છે, તે પુરૂષની બુદ્ધિ તેઓ ખેંચી લે, એટલે તે નીચ કર્મ કરવામાં નજર રાખે; જેથી તેની પાપરૂપ બુદ્ધિ થાય અને તેનો વિનાશ નજીક આવે. એટલે અન્યાય તેને ન્યાયરૂપ ભાસે છે, ને તેના હૃદયમાંથી ખસતો નથિ. હેભરતર્ષભ, પાંડવોના વિરોધે કરી તમારા પુત્રોની બુદ્ધિ વિપરીત થઇ છે, પણુ તે તમે જાણુતા નથિ. હે ધૃતરાષ્ટ્ર, લક્ષણુ સંપન્ન રાજા ત્રૈલોકયનો અધિપતિ થાય, માટે તમારો લક્ષણુ સંપન્ન શિષ્ય યુધિષ્ઠિર રાજા પૃથ્વિને દંડ દેનાર થાઓ. જે તેજ તથા બુદ્ધિથી તમારા સર્વ પુત્રોને અતિક્રમણ કરનાર, રાજ્યાંશ લેવામાં પણુ મુખ્ય અધિકારી, ધર્માર્થના તત્વને જાણુનાર, સર્વ રીતે યોગ્ય તથા ધર્મ ધારણુ કરનારાઓમાં શ્રેષ્ઠ છતે પણુ, હે રાજન્, દયાળુપણા તથા અક્રૂરપણાથી તમોને વડીલ લેખી ઘણા કલેશોને સહન કરેછે !

अनुक्रोशादानृशंस्या द्योसौधर्मभृतांवरः ।
गौरवात्तवराजेंद्र बहूनक्लेशांस्तितिक्षते ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि प्रजागरपर्वणि विदुरनीतिवाक्ये गुर्जरभाषायां चतुस्त्रिंशोऽध्यायः ॥३४॥

---

धृतराष्ट्रउवाच ॥ ब्रूहिभूयोमहाबुद्धे धर्मार्थसहितंवचः ।
श्रृणवतोनास्तिमेतृप्ति र्विचित्राणीहभाषसे ॥१॥

ધૃતરાષ્ટ્ર કેહે છે—હે મહાબુદ્ધે, ફરીથી ધર્મ તથા અર્થવાળાં વાક્ય કહે, કારણ તું વિચિત્ર પ્રકારનું ભાષણ કરે છે, તેથી તારાં વચન સાંભળી હું તૃપ્તિ પામતો નથી. તે સાંભળી વિદુરે કહ્યું કે, હે ધૃતરાષ્ટ્ર, સર્વ તીર્થોમાં સ્નાન કરવું, ને સર્વ પ્રાણિ વિષે સરલતાથી ચાલવું, એ બેઉ ફળને દેનાર છે, પણ તેમાં સરલતા વિશેષ ફળ દેનાર છે. માટે હે સમર્થ, બધા પુત્રો વિષે હમેશ સરખી દૃષ્ટિ રાખો, જેથી આ લોકમાં તમારી રૂડી કીર્ત્તિ થશે, ને મરણ પામ્યા પછી સ્વર્ગને પ્રાપ્ત થશો. હે પુરૂષમાં સિંહરૂપ, જ્યાં સુધી મનુષ્યની પવિત્ર કીર્તિ જગતમાં ગવાય, ત્યાં સુધી તે સ્વર્ગલોક વિષે રહે છે. હે રાજા, સત્ય બોલવા વિષે, કેશિનિ નામની સ્ત્રી વાસ્તે સુધન્વા સાથે થયેલો વિરોચનનો સંવાદ જેમાં છે એવો પ્રાચીન ઇતિહાસ કહેલો છે, જે હું કહું તે સાંભળો. હે રાજન્, રૂપે કરી બીજાને જેની ઉપમા અપાય નહિં એવી અત્યંત સુંદર અંગવાળી, અને રૂડા પતિને ઇચ્છતી કેશિની નામની કન્યાનો સ્વયંવર હતો, ત્યાં તે કન્યાને પ્રાપ્ત થવાની ઇચ્છાથી પ્રહ્લાદનો પુત્ર વિરોચન નામનો દૈત્ય આવ્યો. તેને જોઈ તે કન્યાએ પૂછ્યું કે હે વિરોચન, બ્રાહ્મણો શ્રેષ્ઠ કે દૈત્યો? તે તું કહે. મને તો બ્રાહ્મણો શ્રેષ્ઠ લાગે છે, ત્યારે હું સુધન્વાને શું કરવા ન પરણું? તે સાંભળી વિરોચને કહ્યું કે, હે કેશિનિ, અમે પ્રજાપતિના પુત્રો તેથી અત્યંત શ્રેષ્ઠ કેહેવાઇએ, ને આ બધા લોક અમારા કેહેવાય; માટે અમારી પાસે દેવતા તથા બ્રાહ્મણો કોણ માત્ર! તે સાંભળી કેશિનિએ કહ્યું કે હે વિરોચન, આ ઠેકાણેજ હું વાટ જોઇશ, પ્રાતઃકાળે સુધન્વા બ્રાહ્મણ આવશે. ને તું પણ આવજે. એટલે તમો બેઉને જોઇશ. તે સાંભળી વિરોચને કહ્યું કે હે ભીરૂ, હે કલ્યાણિ જે રીતે તું કહે છે તેજ રીતે હું કરીશ, ને તું મને તથા સુધન્વાને પ્રાતઃકાળે એકઠા દેખીશ. વિદુર કહે

છે, હે રાજસત્તમ, હવે તે રાત્રિ ગયા પછી સવારે સૂર્ય મંડળનો ઉદય થયો, ત્યારે તે સ્થાનકે સુધન્વા બ્રાહ્મણ આવ્યો. જ્યાં વિરોચન પ્રથમ આવીને કેશિનિ સહિત બેઠેલો હતો. હવે તે સન્મુખ આવેલા બ્રાહ્મણને જોઇ કેશિનિએ, ઉભી થઇ તેને પાદ્ય, અર્ઘ્ય તથા આસન આપ્યું. તેટલામાં વિરોચન દૈત્યે સુધન્વા બ્રાહ્મણને કહ્યું કે, મારી સાથે આ સુવર્ણના સિંહાસનમાં આવીને બેસો. તે સાંભળી સુધન્વા બોલ્યો કે, હે પ્રહ્લાદના પુત્ર, તારા સુવર્ણમય શ્રેષ્ઠ આસનને હું સ્પર્શ કરૂંછું, પણ તારી સાથે સિંહાસનમાં નહીં બેસું; કારણ હું કાંઇ તારી બરોબરીયો નથી, તે સાંભળી વિરોચને કહ્યું કે હે સુધન્વા, તને તો કાષ્ટના પાટલા વા દર્ભાસન ઉપર બેસવું ઘટે ! તું કાંઈ મારી સાથે સુવર્ણના સિંહાસન ઉપર બેસવા યોગ્ય નથી. એવાં તેનાં વચન સાંભળી સુધન્વાએ કહ્યું કે, પિતા પુત્ર બેઉ સાથે બેસે, બે બ્રાહ્મણ વા બે ક્ષત્રિય સાથે બેસે અને બે વૃદ્ધ, બે વૈશ્ય તથા બે શુદ્ર સાથે બેસે, પણ પરસ્પર ભિન્ન જાતિના બેઉ સાથે બેસે નહીં. હે વિરોચન, તારો પિતા પ્રહ્લાદ પણ મને સિંહાસન ઉપર બેસાડી નીચે ઉભા રહીને સેવે, પણ તું તો બાળક છે, ને ઘરમાં સુખથી મ્હોટો થયો છે, તેથી કંઇ સમજતો નથી. તે સાંભળી વિરોચન બોલ્યો કે હે સુધન્વા, અમારા અસુરોની પાસે સોનું, ગાયો તથા ઘોડા, જે કંઈ ધન છે, તેનો પણ કરીને આપણે બેઉ, જે જાણનારા છે તેમને પ્રશ્ન કરીએ જે આપણ બેમાં કોણ શ્રેષ્ઠ ? તે સાંભળી સુધન્વાએ કહ્યું કે હે વિરોચન, સોનું, ગાયો તથા ઘોડા, એ બધું તારેજ હો, ને આપણે બેઉજણા પરસ્પર પ્રાણનો પણ કરી ધારેલો પ્રશ્ન પૂછિએ. તે સાંભળી વિરોચન બોલ્યો કે, લે આપણે પ્રાણનો પણ કર્યો, હવે ક્યાં જઇશું ? જવાનું ઠેકાણું હું જોતો નથી, કારણ દેવ તથા મનુષ્યો વિષે તો હું ક્યારેપણ નહીં જાઉં. તે સાંભળી સુધન્વાએ કહ્યું કે હે વિરોચન, પ્રાણનો પણ કર્યો તોયપણ તારા પિતા પ્રહ્લાદ પાસે જઇશું, કારણ મને ભ્રાન્તિ છે કે તારા પિતા પુત્ર વાસ્તે પણ જૂઠું બોલે એમ નથી. વિદુર કહેછે–હે ધૃતરાષ્ટ્ર, એ રીતે પણ કરી પરસ્પર ક્રોધેલા વિરોચન તથા સુધન્વા પ્રહ્લાદની પાસે ગયા. તેમને દૂરથી જોઇ પ્રહ્લાદ વિચારવા લાગ્યા કે, આ વેરથી છેટે છેટે ચાલતા અને સર્પની પેઠે ક્રોધેલા બેઉજણા એક માર્ગે ચાલ્યા આવતા હોય નહિ ! એમ લાગે છે. એમ વિચારી તેજ વખતે પૂછવા લાગ્યા કે, હે વિરોચન, પૂર્વે મેં ક્યારેયપણ તમોને ભેગા ફરતા ન્હોતા જોયા, ને હાલ બેઉ જણ ભેગા આવ્યા, માટે શું હાલ

તારે સુધન્વા સાથે મિત્રતા થઈ છે? તે સાંભળી વિરોચને કહ્યું કે હે પિતા, મારે સુધન્વા સાથે મિત્રતા નથિ, પણ અમે બેઉ જણાએ પરસ્પર પ્રાણનો પણ કર્યો છે; વાસ્તે તમોને પ્રશ્ન કરીએ તે યથાર્થ કહો, જૂઠું માં કહેજો. તે સાંભળી પ્રહ્લાદે ચાકરોને કહ્યું કે, સુધન્વા વાસ્તે ઉદક તથા મધુપર્ક લઈ આવો; એમ કહી સુધન્વાને કહ્યું કે હે બ્રહ્મન્, તમે પૂજા કરવા લાયક છો, માટે મધુપર્ક વાસ્તે પુષ્ટ કરેલી શ્વેત ગાય છે. તે સાંભળી સુધન્વાએ કહ્યું કે હે પ્રહ્લાદ, મધુપર્ક તથા ઉદકતો રસ્તામાંજ મને મળ્યું, પણ હું પ્રશ્ન પૂછું તેનો યથાર્થ ઉત્તર આપો, એટલે બધું થયું. તે પ્રશ્ન એકે, બ્રાહ્મણ શ્રેષ્ઠ કે વિરોચન ? તે કહો. તે સાંભળી પ્રહ્લાદે કહ્યું કે હે બ્રહ્મન્, એક બાજુ આ મારો પુત્ર અને એક બાજુ સાક્ષાત્ તમે રહ્યાછો, તે બેઉના વાદ વિષે મારા જેવો કેમ પ્રશ્નનો ઉત્તર આપે! તે સાંભળી સુધન્વાએ કહ્યું કે હે મતિમન, ગાયો વા જે કંઈ પ્રિય ધન હોય તે ભલે પુત્રને આપો. પણ અમારે બેઉને વાદ થયો તે ઠેકાણે સત્ય બોલો. તે સાંભળી પ્રહ્લાદ બોલ્યા કે હે સુધન્વન્, જે સાચું વા જૂઠું કંઈ પણ કેહે નહિં તે અન્યાય કરનાર પુરૂષને શું દુઃખ થાય? તે હું તમોને પૂછુછું. તે સાંભળી સુધન્વાએ કહ્યું કે, સપત્નીવાળી સ્ત્રીને, દ્યૂતથી હારેલાને તથા ભાર ઉપાડવાથી તપેલા અંગવાળાને જેવું પ્રથમ રાત્રીમાં દુઃખ થાય, તેવું દુઃખ અન્યાય બોલનારને પરલોક વિષે મળે. દરવાજાની બહાર નથી કોઈ શરણ જેને એવો ક્ષુધાતુર તથા ચોતરફથી શત્રુઓએ વિંટેલો પુરૂષ જે દુઃખને પામે, તે દુઃખને ખોટી સાક્ષી પૂરનાર પણ પામે છે, અજાદિક પશુ વાસ્તે જે ખોટી સાક્ષી પૂરે, તે પાંચ પેઢીને નરકમાં નાખે છે. અને ગાયો નિમિત્ત જે અનૃત બોલે, તે દશ પૂર્વજોને નરકમાં નાખે. તેમ ઘોડા વાસ્તે જૂઠું બોલે તો સો પૂર્વજોને અધોયોનિ પમાડે; તથા પુરૂષ વાસ્તે જો અનૃત બોલેતો હજાર પૂર્વજોને નરકમાં નાખે છે. તેમજ સુવર્ણ સારૂ ખોટું બોલે, તો થઈ ગયેલા તથા થવાના બધા પૂર્વજોને અધોગતિ પમાડે. અને ભૂમી વાસ્તે જૂઠું બોલનારનું તો સર્વ નાશ પામે છે; માટે ભૂમિતુલ્ય કેશિની વાસ્તે તમે જૂઠું માં બોલજો. તે સાંભળી પ્રહ્લાદે કહ્યું કે હે વિરોચન, મારાથી સુધન્વાનો પિતા અંગિરા શ્રેષ્ઠ, ને તારાથી સુધન્વા શ્રેષ્ઠ છે; તેમ તારી માથી એની માતા શ્રેષ્ઠ છે, તેથી એણે તને જીતી લીધો. માટે હે વિરોચન, આ સુધન્વા બ્રાહ્મણ તારા પ્રાણનો પતિ થયો. એમ પુત્રને કહી પ્રહ્લાદે સુધન્વા બ્રાહ્મણને કહ્યું કે, હે સુધન્વા,

તારી પાસેથી હું વિરોચનને પાછો માગી લઉછું. તે સાંભળી સુધન્વા બોલ્યો કે હે પ્રહ્લાદ, તમે ધર્મરૂપ વાક્ય બોલ્યા, ને પુત્ર વાસ્તે પણ અનર્થ ન બોલ્યા, માટે આ તમારો દુર્લભ પુત્ર વિરોચન હું તમોને પાછો આપું છું; અને ભલે એ મારી સમક્ષ તે કન્યાના પાદ પ્રક્ષાલન કરી તેને વરે. વિદુર કેહેછે—હે ધૃતરાષ્ટ્ર, હે રાજેંદ્ર, તેમજ તમે પણ ભૂમિ વાસ્તે અનૃત બોલવાને યોગ્ય નથી, પણ પુત્ર વાસ્તે બોલી અમાત્ય તથા પુત્રો સહિત નાશ માં પામો. દેવતાઓ ગોવાળોની પેઠે હાથમાં લાકડી લઇને રક્ષા નથી કરતા, પણ જેનું રક્ષણ કરવાને ઇચ્છેછે, તેને રૂડી બુદ્ધિ સાથે જોડે છે, ત્યારે તે બુદ્ધિથી જેમ જેમ પુરૂષ કલ્યાણ વિષે મન કરે, તેમ તેમ તેને સર્વ પુરૂષાર્થ સિદ્ધ થતા જાય, એમાં સંશય નહીં. કપટથી વર્તનાર કપટીને * સંસારના દુઃખથી વેદો પણ નથી તારતા, પણ ઉલટા પાંખો આવેલા પક્ષિયો જેમ માળાને મૂકી દે, તેમ તે કપટીને અંતકાળે મૂકી દે છે, મદ્યપાન, કલહ, ઘણા સાથે વૈર, સ્ત્રી પુરૂષનો વિયોગ કરવો, જ્ઞાતિ સાથે ભેદ, રાજાનો જેના ઉપર દ્વેષ હોય તે પુરૂષની સોબત, સ્ત્રી પુરૂષને પરસ્પર વૈર ઉત્પન્ન કરવું તથા ખરાબ માર્ગે જવું, એટલાં વાનાં હમેશ વર્જવાં, એમ કહેલું છે. હાથની રેખા જોનાર, પૂર્વે ચોરી કરતો હોય ને પછી વેપાર કરનાર વાણિયો, પાસો નાખી અથવા શુકન જોઈ પારકાંને ફસાવનાર, વૈદ્ય, શત્રુ, મિત્ર તથા ખરાબ સ્વભાવવાળો, એ સાતને ક્યારેયપણ સાક્ષીમાં લેવા નહીં. અગ્નિહોત્ર, મૌન, વેદાધ્યયન તથા યજ્ઞ, એ ચાર અભયને દેનાર છે; પણ અભિમાનથી કરે તો તેજ ભયને દેનારાં થાય છે. આગ મૂકી કોઇનું ઘર બાળી દેનાર, વિષ દેનાર, ભડવો, સોમવલ્લી વેચનાર, સર્વ શસ્ત્ર રચનાર, આજ અમુક નક્ષત્ર છે, અમુક વાર છે એમ સૂચના કરનાર તથા પારકો દોષ સૂચવનાર જ્યોતિષી, મિત્રનો દ્રોહ કરનાર, પરસ્ત્રી ગમન કરનાર, ગર્ભહત્યા કરનાર, ગુરૂસ્ત્રી પ્રત્યે ગમન કરનાર, બ્રાહ્મણ થઈ મદિરાપાન કરનાર, અતિક્રૂર, દુઃખિતને દુઃખ દેનાર, પરલોક નથી એ રીતે કેહેનાર, વેદની નિંદા કરનાર, રાજાની કરી આપેલી જીવિકાના બળે કરી શરવાથી સર્વ વેપારીઓ પાસેથી ધાન્યાદિક લેનાર, ગાયત્રી રહિત બ્રાહ્મણ કૃષિ કરનાર તથા સમર્થ છતે પણ કોઈએ "રક્ષા કર" એમ કહ્યેથી ઉલટો તેને હણનાર, એ સર્વ બ્રહ્મહત્યારા સરખા જાણવા. અગ્નિથી સુવર્ણની પરીક્ષા થાય, આચરણથી આને વિષે ધર્મ છે કે નહીં તે જણાય, ઉત્તમ વ્યવહારથી સત્પુરૂષ જણાય, ભય આવ્યેથી શૂરવીર જણાય,

ધન સંબંધિ કષ્ટ આવે ત્યારે ધૈર્યની ખબર પડે, કષ્ટ વખતે મિત્રોની પ-રીક્ષા થાય, તથા આપત્ વિષે શત્રુઓ જણાઇ આવે છે. જરાવસ્થા રૂપને હરે છે, આશા ધૈર્યને હરે છે, મૃત્યુ પ્રાણને હરે છે, પારકા ગુણ વિષે દો-ષારોપ કરવો એ ધર્માચરણને હરે છે, ક્રોધ લક્ષ્મીને હરે છે, ખરાબ મા-ણસની સોબત શીલરૂપી ઉત્તમ વૃત્તને હરે છે, કામ લજ્જાને હરે છે તથા અભિમાન સર્વ ગુણને હરે છે. ઉત્તમ કર્મ કરવાથી લક્ષ્મી ઉત્પન્ન થાય છે, પ્રૌઢપણાથી તે વૃદ્ધિ પામે છે, ડાહાપણથી તેનાં મૂળ બંધાય છે તથા ઈં-દ્રિયો નિયમમાં રાખવાથી તે હમેશ રહે છે. બુદ્ધિ, કુલીનપણું, ઇંદ્રિયોનો નિગ્રહ, શાસ્ત્રાધ્યયન, પરાક્રમ, થોડું બોલવાપણું, યથાશક્તિ દાન તથા કૃતજ્ઞ-પણું, એ આઠ ગુણ પુરૂષને પ્રખ્યાત કરે છે. હે તાત, એ મ્હોટા પ્રભાવ-વાળા આઠ ગુણો મનુષ્ય વિષે હોય, ને તેને રાજા સત્કાર કરેતો તે અત્યંત શોભે. હે રાજન્, યજ્ઞ, દાન, વેદાધ્યયન, તપશ્ચર્યા, ઇંદ્રિયોનો નિગ્રહ, સત્ય ભાષણ, સરલતા તથા અક્રૂરપણું, એ આઠ ગુણ સ્વર્ગને આપનારા છે. તેમાં પ્રથમ કહેલા યજ્ઞ, દાન, વેદાધ્યયન તથા તપશ્ચર્યા એ ચાર ગુણો તો હમેશ સત્પુરૂષોમાં રહેલાજ છે, ને ઇંદ્રિયોનો નિગ્રહ, સત્ય ભાષણ, તથા અક્રૂરપણું, એ પાછળ કહેલા ચાર ગુણોને સત્પુરૂષો યત્નથી સેવે છે, યજન કરવું, વેદ ભણવો, દાન કરવું, તપશ્ચર્યા, સત્ય, ક્ષમા, દયા તથા નિર્લોભ, એ આઠ પ્રકારના ધર્મ માર્ગ કહ્યા છે. એ આઠમાં પૂર્વે કહેલા યજનાદિક ચાર પ્રકાર દંભ વાસ્તે પણ સેવન થાય, ને પાછળ કહેલા સત્યાદિક ચાર તો મહાત્મા વગર બીજા વિષે રેહેજ નહીં. જેમાં વૃદ્ધ નથી તે સભા ન જાણવી, ને જે ધર્મરૂપ વાક્ય ન કહે તે વૃદ્ધ ન કેહેવાય, જેને વિષે સત્ય નથી તે ધર્મ ન કેહેવો, તથા જે છળયુક્ત છે તે સત્ય ન જાણ-વું. સત્ય, વિનય, શાસ્ત્ર, વિદ્યા, કુલીનપણું, શીલ, બળ, ધન, શૂરવીરપણું તથા યોગ્ય વચન, એ દશ સ્વર્ગને દેનારાં છે. પાપ કરનાર પુરૂષની પા-પરૂપ કીર્ત્તિ થાય, ને તે પાપરૂપ ફળને ભોગવે, તેમજ પુણ્ય કરનાર પુ-રૂષની પુણ્યરૂપ કીર્ત્તિ થાય, ને તે પુણ્યરૂપ ફળને ભોગવે. માટે તીક્ષ્ણ વ્રતવાળા પુરૂષે પાપ કરવું નહીં, કારણ વારંવાર કરેલું પાપ બુદ્ધિને નાશ કરે છે. ને બુદ્ધિહીન પુરૂષ નિરંતર પાપનેજ આરંભે છે. તેમજ વારંવાર કરેલું પુણ્ય બુદ્ધિને વધારે છે, ને વધેલી બુદ્ધિવાળો પુરૂષ નિરંતર પુણ્યનેજ આરંભે છે. એટલે પવિત્ર છે કીર્ત્તિ જેની એવો પુણ્ય કરનાર પુરૂષ પવિત્ર સ્થાનને પામે છે; માટે અત્યંત સાવધાન થઇ વિવેકી પુરૂષે પુણ્યનુંજ સે-વન કરવું. પારકા ગુણ વિષે દોષારોપ કરનાર, મર્મસ્થાન છેદનાર, અપ્રિય

બોલનાર, વૈર કરનાર, શઠ તથા જલદી પાપ કરનાર પુરૂષો મ્હોટા કષ્ટને પામે છે. પારકા ગુણ જોઈ પ્રસન્ન થનાર, બુદ્ધિમાન્ તથા હમેશ સારાં કામ કરનાર પુરૂષ ક્યારેય મ્હોટા કષ્ટને પામતા નથી, ને સર્વ ઠેકાણે શોભાને પામે છે. જે પુરૂષ વિદ્વાનો પાસેથી બુદ્ધિને ગ્રહણ કરે, તે પંડિત જાણવો. કારણ તે બુદ્ધિ ગ્રહણ કરનાર બુદ્ધિમાન્ પુરૂષ ધર્મ તથા અર્થને પામી સુખે જીવે છે, ડાહ્યો પુરૂપ દિવસે એવી રીતે કામ કરી રાખે કે, જેથી રાત્રિએ સુખે કરી નિદ્રા કરે; ને આઠ મહીનામાં એવી રીતે કામ કરે કે, જે કરવાથી ચાતુર્માસમાં સુખે કરી ઘરમાં વસે. તેમ પ્રથમ અવસ્થામાં એવી રીતે કરે કે જેથી વૃદ્ધ અવસ્થા સુખે કરી જાય, ને જ્યાંસુધી પોતાનું જીવિત છે ત્યાં સુધી એવી રીતે સત્કર્મ કરે કે, જેથી મરણ પામ્યા પછી પરલોકમાં સુખે કરી નિવાસ કરે. પાચન થયા પછી અન્ન, યૌવન અવસ્થા ગયા પછી સ્ત્રી, સંગ્રામ જીત્યા પછી શૂરવીર તથા તત્વજ્ઞાન થયા પછી તપસ્વિ, લોકમાં પ્રશંસા લાયક થાય છે. અધર્મથી સંપાદન કરેલા ધને કરીને, જે બડાઇથી પોતાનું છિદ્ર ઢાંકવાને ઈચ્છેછે, તેનું છિદ્ર ઢંકાતું નથી પણ ઉલટું વધારે ચીરાય છે. જીતેંદ્રિયને શિક્ષા કરનાર ગુરૂ છે, ને દુષ્ટાચરણ કરનારાઓને શીક્ષા કરનાર રાજા છે; પણ છુપુ પાપ કરનાર પુરૂષોને તો યમ રાજા શીક્ષા કરે છે. ઋષિયો, નદીયો, મહાનકુલો તથા દુષ્ટ સ્ત્રિયો, એટલાનો છેલો નહીં. હે રાજન્, બ્રાહ્મણોની પૂજા કરવામાં તત્પર, દાન કરનાર, જાતીલાઓ સાથે સરલતાથી ચાલનાર તથા શીલવાન્ ક્ષત્રિય ઘણા વખત સુધી પૃથ્વીનું પાલન કરે છે. શૂરવીર, વિદ્યાવાન તથા સેવા કરી પારકાને રીજવી જાણનાર, એ ત્રણ પુરૂષોને જ્યાં જાય ત્યાં પૃથ્વી સુવર્ણના પુષ્પથી ભરેલીજ છે. બુદ્ધિથી કરેલાં કર્મ ઉત્તમ કેહેવાય, બાહુ બળથી કરેલાં કર્મ મધ્યમ જાણવાં, ને કપટથી કરેલાં કર્મ અધમ જાણવાં. અને જે કર્મ કરવાથી માથા ઉપર સંકટ આવી પડે, તે અત્યંત અધમ જાણવાં. હે રાજન્, દુર્યોધન, શકુનિ, મૂઢ દુઃશાસન તથા કર્ણ, એઓને આધીન થઈ તમે કેમ સમૃદ્ધિને ઇચ્છોછો ! હે ભરતર્ષભ, સર્વ ગુણ સંપન્ન પાંડવો તમોને પિતા સમાન જાણે છે, માટે તમે પણ પુત્રની પેઠે તેઓને વિષે વર્તો.

सर्वैर्गुणैरुपेतास्तु पांडवाभरतर्षभ ।

पितृवत्त्वयिवर्तंते तेषुवर्तस्वपुत्रवत् ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि प्रजागरपर्वणि विदुरहितवाक्ये गुर्जरभाषायां पंचात्रिंशोऽध्यायः ॥३५॥

---

**विदुरउवाच** ॥ अत्रैवोदाहरंतीम मितिहासंपुरातनं ।

आत्रेयस्यचसंवादं साध्यानांचेतिनःश्रुतं ॥१॥

વિદુર કેહેછે—આ ઠેકાણે આત્રેય તથા સાધ્ય દેવના સંવાદરૂપ પ્રાચીન ઇતિહાસ મેં સાંભળેલો છે, તે એકે પૂર્વે પરમહંસરૂપે વિચરતા મહાપ્રાજ્ઞ તથા તીક્ષ્ણ વ્રતવાળા આત્રેય નામના મહર્ષિ પ્રત્યે સાધ્ય દેવોએ કહ્યું કે, હે મહર્ષિ, અમે સાધ્ય દેવ છીએ, ને તમોને જોઇને, તમે શાસ્ત્રજ્ઞાનથી ધૈર્યવાન્ તથા બુદ્ધિમાન્ છો, એમ માનિએ છીએ. પણ તમારા સ્વરૂપને યથાર્થ જાણવાને સમર્થ નથી થતા, વાસ્તે તમે શાસ્ત્ર સંપન્ન ઉદાર વાણીથી કેહેવા યોગ્ય છો, એવાં સાધ્ય દેવનાં વાક્ય સાંભળી તે મહર્ષિ આત્રેએ કહ્યું કે હે સાધ્ય દેવ, ધૈર્ય, ઇંદ્રિયોનો નિગ્રહ, ને બ્રહ્મની પ્રાપ્તિ કરાવનારાં ધારણા, ધ્યાન તથા સમાધિ, એ ધર્મો હમેશ સાચવવા, ને ધર્મોથી સર્વે હૃદયની ગ્રંથિને શિથિલ કરી સુખ દુઃખપણ અંતઃકરણના ધર્મ છે, એમ જાણવું. આ બધાં કરવા યોગ્ય સાધન ગુરૂ પાસેથી મેં સાંભળ્યાં છે. વિવેકિ પુરૂષ પોતા વિષે કોઇ દોષારોપ કરે વા ગાળો દે, તોયપણ તેની સામે બોલે નહીં, ને તેનું કહેલું સહન કરે. તેથી તેના અંતઃકરણમાં રહેલો ક્રોધ તે ગાળો દેનારને બાળી નાખે છે, ને તેના પુણ્યને પણ સહન કરનાર પામે છે. માટે રૂડા પુરૂષોએ કોઇને ગાળ દેવી તથા અપમાન કરવું, મિત્રનો દ્રોહ, નીચની સેવા, અભિમાન, ખરાબ આચરણ તથા પારકાને સંતાપ કરનારી વાણી, એટલા દુર્ગુણો હમેશ વર્જવા. દુર્જને બોલેલાં કઠોર વચન, પુરૂષોનાં મર્મસ્થાન, અસ્થિ, હૃદય તથા પ્રાણને બાળી નાખે છે, માટે ધર્મિષ્ટ પુરૂષે હમેશ કોઇને ખૂંચે એવું વચન બોલવું નહીં. જે કઠોર વચનથી મનુષ્યના મર્મસ્થાનને ભેદે છે, ને વાણીરૂપી કાંટાથી સર્વ લોકને વ્યથા કરનાર છે, તે રૂક્ષ વાણીવાળો નર અત્યંત અલક્ષ્મીનું પાત્ર તથા મુખમાં રહેલા મૃત્યુને વેહેનારો જાણવો. કોઈ દુર્જન, સૂર્ય તથા અગ્નિ સરખા અત્યંત તીક્ષ્ણ વચનરૂપી બાણે કરી જ્ઞાનીને વિંધે, તો તે જ્ઞાની અત્યંત તપાયમાન થાય છે, પણ "મારા પુણ્યને આ પોષણ કરે છે," એમ જાણી કંઈ પણ સામું બોલતો નથી. જેમ શ્વેત

વસ્ત્ર હરકોઇ રંગના સહવાસથી પોતાની શ્વેતતા મૂકી તેને વશ થાય છે, તેમ પુરૂષપણ, સજ્જન, દુષ્ટ, તપસ્વિ તથા ચોર, એઓમાંથી જેની સોબત કરે, તેને વશ થાય છે. જે પોતા સાથે કોઇ વાદ કરે તોય બોલે નહીં, બીજાને પણ તેની સાથે બોલાવે નહીં, ને પોતાને કોઈ મારે તોપણ પોતે તેને સામો મારે નહીં, તેમ બીજા પાસે મરાવે પણ નહીં ને તે મારનારને મારવાની ઇચ્છાપણ ન કરે, તે પુરૂષ સ્વર્ગમાં જઇ દેવતાઓમાં શ્રેષ્ઠ થાય. બોલવાથી મૌન શ્રેષ્ઠ, મૌનથી સત્ય શ્રેષ્ઠ, સત્યથી સત્ય અને પ્રિય શ્રેષ્ઠ, ને સત્ય તથા પ્રિય ધર્મયુકત હોય તો તે અત્યંત શ્રેષ્ઠ જાણવું. જેવા પુરૂષની સાથે ઉઠબેસ કરે, ને જેવાની સોબત કરે, તેવો થાય, માટે પુરૂષ જેવો પોતે થવાને ઇચ્છે તેવો થઇ શકે છે, જે જે વિષયથી પુરૂષ નિવૃત્ત થાય, તે તે વિષયજન્ય દુઃખથી મુક્ત થાય છે. એ રીતે સર્વ કામનાથી નિવૃત્ત થયેલાને અણુમાત્ર પણ દુઃખ નથી થતું, ને તે પુરૂષ કોઇથી જીતાતો નથી, તેમ પોતે બીજાઓને જીતવાની ઇચ્છિા પણ નથી કરતો; વૈર પણ કોઈ સાથે કરતો નથી, તથા કોઇને પ્રતિઘાત પણ નથી કરતો; અને નિંદા તથા પ્રશંસા જેને સમાન છે, એવો તે પુરૂષ કોઇ વાતનો શોચ પણ નથી કરતો, તેમ હર્ષ પણ કરતો નથી. જે સર્વના કલ્યાણને ઇચ્છે છે પણ કોઇના અકલ્યાણમાં મન કરતો નથી; અને સત્ય બોલનાર, સરલ તથા ઈંદ્રિયો નિયમમાં રાખનારો છે, તે ઉત્તમ પુરૂષ જાણવો. જે મીઠું બોલી ફોકટ કોઇને ભરોંસો આપે નહિં, મોઢેથી આપીશ કહેલું આપેજ તથા પારકા છિદ્રને જાણે, તે મધ્યમ પુરૂષ જાણવો. ખરાબ સલાહ આપનાર, માર ખાનાર, શસ્ત્રથી ખંડિત થાય તોયપણ સરલતાથી નહીં ચાલનાર, કરેલા ઉપકારને ન જાણનાર, કોઇની સાથે પણ મિત્રાઈ ન રાખનાર તથા બુદ્ધિ જેની દુષ્ટ છે, તે અધમ પુરૂષ જાણવો. તેમ કોઈ ઉત્તમ માણસો કલ્યાણની વાત કહે તે ઉપર પણ જેને શ્રદ્ધા નથિ, તેમ પોતાને વિષે પણ જેને વિશ્વાસ નથિ, તથા મિત્રનું કહ્યું પણ જે માને નહિં, તે પુરૂષ પણ અધમ જાણવો. માટે સમૃદ્ધિને ઇચ્છતા પુરૂષે ઉત્તમ મનુષ્યનિજ સોબત કરવી, વખત આવ્યે કદાચ મધ્યમની કરવી, પણ અધમની તો ક્યારેય કરવી નહીં. જે માણસ કપટ તથા નિરંતર લુચ્ચાઇ વાપરીને બુદ્ધિ તથા પરાક્રમથી ધન મેળવે, તે એ રીતે ધન મેળવવાથી લોકમાં રૂડી પ્રશંસા તથા મ્હોટા કુળની યોગ્યતાને પામે નહીં. એવાં વિદુરનાં વચન સાંભળી ધૃતરાષ્ટ્રે પૂછ્યું કે હે વિદુર, નિરંતર ધર્મ

તથા અર્થમાં કુશળ એવા બહુશ્રુત દેવતાઓ પણ મ્હોટા કુળને ઇચ્છેછે, વાસ્તે મ્હોટાં કુળ કોને કેહેવાં? તે કહે. તે સાંભળી વિદુરે કહ્યું કે, તપશ્ચર્યા, ઇંદ્રિયોનો નિગ્રહ, વેદ ભણવા તથા બીજાનેભણાવવા, યજ્ઞ, ઉત્તમ વિવાહાદિ કર્મો, હમેશ અન્નદાન તથા રૂડાં આચરણ, એ સાત ગુણ જેનામાં છે, તે મ્હોટું કુળ જાણવું. વળી જેનું સદાચરણ ચલાયમાન થતું નથી, જેના પિત્રાદિકપણ વ્યથા નથી પામતા, જે પ્રસન્ન મનથી ધર્માચરણ કરે છે, પોતાના કુળની ઉત્તમ કીર્ત્તિ થવાની ઇચ્છા રાખે છે, તથા અસત્યને ત્યાગ કરે છે, તે મ્હોટું કુળ જાણવું. યજન ન કરવાથી, કુત્સિત વિવાહોથી, વેદાભ્યાસ ત્યાગ કરવાથી તથા ધર્મના અતિક્રમણથી રૂડાં કુળોપણ દુષ્કુળપણાને પામે છે, વળી દેવદ્રવ્ય ખાવાથી, બ્રહ્મસ્વહરણ કરવાથી તથા બ્રાહ્મણને અતિક્રમણ કરવાથી સારાં કુળપણ દુષ્કુળપણાને પામે છે. તેમ બ્રાહ્મણોને મારવાથી, તેમની નિંદા કરવાથી તથા મૂકેલી થાપણ ગાળવાથી સારાંકુળપણ દુષ્કુળતાને પામે છે, સારાં આચરણથી હીન થયેલાં કુળ, ગાયો, પરાક્રમ તથા ધનની વૃદ્ધિથી પણ પાછાં ઉત્તમ કુળોની ગણતીમાં નથી આવતાં પણ જેમણે પોતાનું સદાચરણ મૂક્યું નથી એવાં કુળો, સ્વલ્પ ધનવાળાં હોય તોપણ ઉત્તમ કુળોમાં ગણાય છે, ને મ્હોટા યશને સંપાદન કરે છે. માટે મનુષ્યોએ સદાચારનીજ રક્ષા કરવી, ધન તો આવે ને જાય છે; વાસ્તે ધને કરી જે હીન થયો તેને હીન ન જાણવો, પણ સદાચારથી જે હીન થયો તેનેજ હીન જાણવો. જે કુળો સદાચારથી હીન છે, તે વિદ્યા, પશુ, ઘોડા તથા મ્હોટી ખેતીથી પણ ઉત્તમ કુળોની ગણતીમાં નથી આવતાં. માટે આપણા કુળમાં કોઇ રાજા વા અમાત્ય, વૈર કરનાર, પરસ્વ હરણ કરનાર, મિત્ર દ્રોહી, કપટી, જૂઠું બોલનાર અને પિતૃ, દેવ તથા અતિથિને આપ્યા વગર અગાઉથી ખાનાર માં થાઓ! કારણ એટલા પોતાના કુળને હણે છે! જે બ્રાહ્મણોને હણે, તેમનો દ્વેષ કરે તથા પિતૃનું આરાધન ન કરે, તે આપણી સભામાં માં આવો! બેસવા વાસ્તે જગો, આસન, જળ અને મધુરવાણી, એ ચાર વસ્તુ હમેશ સત્પુરૂષના ઘરોમાં અતિથિ વાસ્તે તૈયાર હોય છે. તેમ હે મહાપ્રાજ્ઞ, હે રાજન્, પુણ્ય કર્મ કરનાર ધર્મિષ્ટ પુરૂષોના ઘરો વિષે પણ, પરમ શ્રદ્ધાથી અતિથિયોના સત્કાર વાસ્તે, આસનાદિક હમેશ તૈયાર રાખેલાં હોય છે. જેમ કાષ્ટનો નાનો રથ હોય તોપણ જેવો ભાર સહન કરવાને સમર્થ થાય, તેવો ભાર ઉપાડવા બીજાં કાષ્ટો સમર્થ ન થાય, તેમ મહાકુળીન યોગ્ય પુરૂષો જેવો ભાર

સહન કરે, તેવો ભાર બીજા પુરૂષો સહન કરી શકે નહીં, જેના ક્રોધથી ભય થાય તે મિત્ર ન કેહેવાય, ને જેની ઉપર ખરેખર વિશ્વાસ ન હોય તે પણ મિત્ર નહીં; પણ જેનિ ઉપર પોતાના પિતા સરખો વિશ્વાસ આવે તેનેજ મિત્ર જાણવો, ને બીજા લોક તો કેવળ સોબતી જાણવા. જે કોઈ પોતા સાથે સારી રીતે બંધાયલો ન છતે પણ, મિત્રતાથી વર્તતો હોય, તેનેજ સંબંધિ, ઉપકાર કરનાર અને ગતિ તથા આશ્રયરૂપ જાણવો. ચિત્ત જેનું સ્થિર નથી, વૃદ્ધની સેવાથી વિમુખ તથા ચલાયમાન બુદ્ધિવાળા પુરૂષને મિત્ર સાથે મિત્રતા હમેશ સ્થિર રેહેતી નથી. જેમ સુકેલા તળાવને હંસ પક્ષિયો અતિક્રમણ કરે, તેમ ચલાયમાન ચિત્તવાળા તથા ઈંદ્રિયોની પાછળ ચાલનાર અજ્ઞાનિને સર્વ પુરૂષાર્થો અતિક્રમણ કરે છે. કારણ વિના અકસ્માત્ ક્રોધ કરવો તથા કારણ વિના અકસ્માત્ પ્રસન્ન થવું, એ ચંચળ વાદળની પેઠે હલકા માણસનો સ્વભાવ હોય છે. મિત્રોએ કરયો છે પૂર્વે સત્કાર જેમનો એવા જે પુરૂષો, પાછું મિત્રનું કામ પ્રસંગ આવ્યે નથી કરતા, તે પુરૂષોને મરણ પામ્યા પછી "આ કૃતઘ્ન છે" એમ જાણી, માંસ ખાનાર પક્ષિયો પણ નથી ખાતા. માટે પોતા પાસે ધન હોય વા ન હોય તોયપણ મિત્રોનો સત્કાર કરવો, ને કહ્યા વગર જે પોતાનું હિત કરે, તેને મિત્ર જાણવો. કોઇ રીતનો પણ શોક મનમાં રાખવો નહીં, કારણ શોકથી રૂપ, બળ તથા જ્ઞાન, એ ત્રણ નાશ પામે, ને શરીરમાં રોગોત્પત્તિ થાય. તેમ શોક કરવાથી નાશ પામેલી પ્રિય વસ્તુ પાછી મળતી નથી, ને ઉલટું શરી અત્યંત સંતાપ પામે છે; જે જોઇ શત્રુઓ રાજી થાય, વાસ્તે તમે શોક વિષે મન માં કરો. કોઇ વખતે પુરૂષ મરણ પામે, ને કોઈ વખતે પાછો ઉત્પન્ન પણ થાય છે; કોઇ વખતે હાનિ પામે, ને કોઈ વખતે વૃદ્ધિ પામે છે; તેમ કોઇ વખતે પોતે યાચના કરે, ને કોઇ વખતે પોતા પાસે બીજા યાચના કરે; તથા કોઈ વખતે શોચ કરે, ને કોઈ વખતે બીજાઓને શોચ કરાવે છે. એ રીતે સુખ દુઃખ, જન્મ મરણ, લાભ અલાભ અને હાનિ તથા વૃદ્ધિ, ઈત્યાદિ દ્વંદ્વ મનુષ્ય માત્રને ક્રમે કરી પ્રાપ્ત થાય છે, માટે ધિર પુરૂષો કોઇ વાતનો હર્ષ વા શોક કંઇપિણ કરતા નથી, મનસહિત ચલાયમાન શ્રોત્રાદિક છ ઇંદ્રિયોમાંથી જે જે ઇંદ્રિય જે જે વિષયમાં લંપટ થાય, તે તે વિષય સેવન દ્વારા પુરૂષની બુદ્ધિ, છિદ્રવાળા પાણીના ઘડામાંથી જેમ પાણી નીત્ય સ્ત્રવે, તેમ સ્ત્રવિ જાય. એવાં વિદુરનાં વચન સાંભળી, વળી ધૃતરાષ્ટ્રે પૂછયું કે, હે મહાબુદ્ધિમાન્

વિદુર, કાષ્ટમાં રહેલા અગ્નિની પેઠે છુપા તેજવાળા યુધિષ્ઠિર રાજાને મેં ખોટા ઉ-પાયથી છેતર્યો, માટે હવે જરૂર મંદ બુદ્ધિવાળા મારા પુત્રોને તે યુદ્ધે કરી નાશ પમા-ડશે, તેથી જેમ આ સર્વ જગત્ હમેશ ઉદ્વિગ્ન રહે છે; તેમ મારૂં મન હમેશ ઉદ્વિગ્ન રહે છે; માટે જેથી મારા મનનો ઉદ્વેગ ટળે તે મને કહે. તે સાંભ-ળી વિદુરે કહ્યું કે, હે નિષ્પાપ ધૃતરાષ્ટ્ર, બ્રહ્મવિદ્યા વા સ્વધર્માચરણ વગર, ઇંદ્રિયોનો નિગ્રહ કર્‌યા વગર તથા લોભનો ત્યાગ કર્‌યા વગર, તમારા મ-નને ઉદ્વેગ ટળી શાંતિ થાય એમ હું નથી માનતો, વિવેકિ માણસ બુદ્ધિથી ભયને ટાળે છે, તપશ્ચર્યાથી પરમપદને પામે છે, ગુરૂનિ સેવાથી જ્ઞાનને પામે છે, તથા યોગથી શાંતિને પામે છે. કેટલાક સત્પુરૂષો દાનાદિક સત્કર્મના ફળરૂપ સ્વરૂપ સ્વર્ગાદિ લોકને તુચ્છ ગણી, રાગ દ્વેષ રહિત થઈ, આ લો-કમાંજ જીવન મુક્ત થઈ ફરે છે. સારી રીતે ભણેલા વેદથી, સારી રીતે કરેલા યુદ્ધથી, તેમ કરેલાં પુણ્ય કર્મથી તથા સારી રીતે તપેલા તપથી અંતે મનુષ્ય સુખને પામેછે. હે રાજન્, સંબંધિયો સાથે વૈર કરનાર પુ-રૂષો સારી રીતે પાથરેલા બીછાના ઉપર સૂવેછે, તોપણ તેમને કયારેય નિદ્રા નથી આવતી, તેમ સ્ત્રિયોથી તથા સ્તુતિ કરનાર સૂત માગધ ઇત્યા-દિથી પણ, તેમને સુખ નથી થતું; તેમ તેઓથી ધર્માચરણ પણ નથિ થતું. ને તેમની વૃત્તિમાં સુખ પણ નથી રહેતું. કયારેય તેઓ ગુરૂતાને પામે નહીં, ને શાંતિ પણ તેઓને રૂચે નહિં; કોઈ હિતનાં વચન કહે તે તેમને ગમે નહીં, તેમ દુર્લભ વસ્તુનો લાભ તથા તેનું પરિપાલન પણ તેઓ કરી શકે નહીં; એમ કરતાં છેવટ તેઓનો નાશજ થાય. ગાયો વિષે દૂધ દહીની સંપત્તિ, બ્રાહ્મણો વિષે તપ, સ્ત્રિયો વિષે ચપલતા, તથા ભેદ પા-મેલી જાતિ વિષે ભય રહ્યું છે. હે ભરતર્ષભ, જેમ સૂક્ષ્મ તથા સરલ ઘણાક તંતુઓ એકઠા હોય તો ઘણી મેહેનતને સહન કરે, તેમ તમેજ વધારેલા તથા કુળમાં તંતુરૂપ બાળક પાંડવો, બંધુરૂપ ઋષિયો સહિત ઘણા હો-વાથી, વનમાં ઘણીક મેહેનત સહન કરી શકયા, જેથી તેઓ સત્પુરૂષોને જેની ઉપમા અપાય એવા થયા, વાસ્તે તેમને તમારે છેતરવા નહીં. હે ધૃતરાષ્ટ્ર, જેમ જૂદાં જૂદાં લાકડાં ધુંધવ્યા કરે, પણ તેજ એકઠાં કરેથી સારી રીતે સળગે ત્યારે કાર્ય સિદ્ધ થાય છે, તેમ સંબંધિની એકતા વિષે પણ જાણવું. હે ધૃતરાષ્ટ્ર, જે પુરૂષો બ્રાહ્મણ, સ્ત્રિયો, જ્ઞાતિ તથા ગાયો વિષે શૂરવીર થાય છે, તે ડીટા થકી પાકેલા ફળની પેઠે નીચે પડે છે. મજબૂત મૂળવાળો, બળવાન તથા મ્હોટો વૃક્ષ પણ એકલો હોય તો તેને

ક્ષણમાત્રમાં વાયુ શાખાઓ સહિત મર્દન કરવા સમર્થ થાય છે; પણ જે વૃક્ષો સારી રીતે એકઠા મળી રહેલા હોય, તે પરસ્પર આશ્રયથી મ્હોટા પવનને પણ સહન કરે છે. હે ધૃતરાષ્ટ્ર, એજ રીતે યદ્યપિ ગુણે કરી યુક્ત હોય, તોયપણ એકલા પુરૂષને શત્રુઓ મર્દન કરવાને સમર્થ થાય છે. માટે પરસ્પર એક બીજાના આશ્રયથી તળાવમાં જેમ કમળો વૃદ્ધિ પામે છે, તેમ જ્ઞાતિલાઓ પણ પરસ્પર આશ્રયથીજ વૃદ્ધિ પામે છે. બ્રાહ્મણ, ગાય, જ્ઞાતિલા, બાળક, સ્ત્રિયો, શરણે આવેલાં તથા જેમનું અન્ન ખાધેલું હોય, એટલાં મારવા લાયક નથી એમ જાણવું. હે રાજન્, મનુષ્યો વિષે ધનવાનપણા વિના તથા રોગ રહિત શરીર વિના બીજો કોઈ ગુણ નથી; તમારૂં કલ્યાણ થાઓ! રોગીતો મરેલા સરખાજ હોય છે! માટે હે મહારાજ, વ્યાધિ વગર થયેલા, અરૂચી કરાવનાર, રૂક્ષ તથા પાપ કરાવનાર અને જે સહન થઈ શકે નહીં, સત્પુરૂષો જેનું પાન કરે છે તથા અસત્પુરૂષોએ જે પીવા લાયક નથી, એવા ક્રોધને તમે પી જાઓ; અને શાંતિ પામો. હે રાજન્, રોગથી પીડાયલા પુરૂષો પુત્ર પશ્વાદિકનો પણ આદર નથી કરતા, તેમ યથાર્થ પદાર્થોનું જ્ઞાન પણ તેઓને નથી થતું; હમેશ તેમની વૃત્તિમાં દુઃખ રેહે છે, તેમ વિષય સુખ વા ધન સંબંધિ સુખ પણ તેઓ ભોગવી શકતા નથી. એટલે કે તમારા મનનો સંતાપ જાગરણાદિ દ્વારા શરીરમાં રોગ ઉત્પન્ન કરશે, ત્યારે પછી કંઈ તમોને નહીં ગમે. વાસ્તે રોગ કારક સંતાપને મૂકી દ્યો. હે રાજન્, પૂર્વેજ પંડિતોએ ત્યાગ કરવા લાયક દ્યૂત વિષે જીતેલી દ્રૌપદીને જોઈનેજ, મેં તમોને કહ્યુંતું કે, દુર્યોધનને વારો, પણ તે વખતે મારાં વચન તમોએ માન્યાં નહીં! સહન કરનાર સાથે વિરોધ કરવો, એ કંઈ બળ ન કેહેવાય! પણ જે થોડો પણ ધર્મરૂપ પોતાનો વિભાગ હોય, તે વેગથી ગ્રહણ કરવો. કારણ ક્રૂરપણાથી સંપાદન કરેલી, ક્રૂર પાસે રહેલી લક્ષ્મી, થોડા વખતમાં નાશ પામે છે. પણ સરલ મનુષ્ય પાસે રહેલી લક્ષ્મી પ્રૌઢ થઇ તેના પુત્ર પૌત્રાદિક પ્રત્યે જાય છે. હે રાજન્, તમારા પુત્રો પાંડવોની રક્ષા કરો, ને પાંડવો તમારા પુત્રોની રક્ષા કરો! જે પાંડવોના મિત્ર તેજ તમારા પુત્રના પણ મિત્ર થાઓ, ને જે તેના શત્રુ તેજ તમારા પુત્રના પણ શત્રુ થાઓ! તેમ જે તમારા પુત્રના શત્રુ તથા મિત્ર હોય, તે પાંડવોના પણ શત્રુ તથા મિત્ર થાઓ! એ રીતે એક મત થવાથી સમૃદ્ધ તથા સુખી થઈ સર્વ કૌરવો જીવો! હે અજમીઢના વંશમાં ઉત્પન્ન થયેલા, ધાણીના

થાંભલાની પેઠે હાલ સર્વ કૌરવોને તમે નિયમમાં રાખનાર છો, તેમ કુરૂકુળ બધું તમારે આધીનપણું છે, માટે વનવાસના દુઃખથી તપેલા બાળક પાંડવોની રક્ષા કરી તમારો યશ વિસ્તારો. હે નરદેવ, હે નરેંદ્ર, હે કૌરવ, પાંડુરાજાના પુત્રો સાથે તમે સંધાન કરો. ને શત્રુઓ તમારા ભેદની ઇચ્છા માં કરો ! ને પાંડવો સત્યનો આશ્રય કરી રહ્યા છે, વાસ્તે દુર્યોધનને યુદ્ધથી નિવૃત્ત કરો.

संधत्स्वस्त्वंकौरवपांडुपुत्रै र्मातेंतरंरिपवःप्रार्थयंतु ।
सत्येस्थितास्तेनरदेवसर्वे दुर्योधनंस्थापयत्वंनरेंद्र ॥

इति श्रीमहाभारते उद्योगपर्वाणि प्रजागरपर्वाणि विदुरहितवाक्ये गुर्जरभाषायां षट्त्रिंशोऽध्यायः ॥ ३६ ॥

---

विदुरउवाच ॥ सप्तदशेमान्राजेंद्र मनुःस्वायंभुवोब्रवीत् ।
वैचित्रवीर्यपुरुषा नाकाशंमुष्टिभिर्घ्नतः ॥१॥

વિદુર કહેછે—હે રાજેંદ્ર, હે વિચિત્રવીર્યના પુત્ર, જે શીક્ષા કરવા લાયક નહીં તેને શીક્ષા કરે, જે થોડા લાભથી છકી જાય, જે ઘણાકાળ શત્રુની સેવા કરી કલ્યાણને પામે, જે સ્ત્રિયોની ચાકરી કરી પેટ ભરે, ને કલ્યાણને પામે, જે યાચના કરવા લાયક નહીં તેની પાસે યાચના કરે, અથવા કંઈ થોડું કામ કરી પોતાનાં મ્હોટાં વખાણ કરે, જે પોતે કુલિન થઇ ન કરવાનું કામ કરે, જે પોતે નિર્બળ છતે બળવાન સાથે નિરંતર વૈર કરે, જે અશ્રદ્ધાવાન આગળ બોલ્યા કરે, ઇચ્છા કરવા લાયક નહીં એવી વસ્તુને જે ઇચ્છે, દિકરાની વહુ સાથે જે હંસી મશ્કરી કરે, આપત્કાળ વિષે પોતાના જે વેવાઇયોએ પોતાની રક્ષા કરી હોય, તેઓ પાસેથી જે માનની અપેક્ષા રાખે, પારકા ક્ષેત્રમાં જે બીજ વાવે, જે હમેશ સ્રીને તિરસ્કાર કર્યા કરે, જે પોતાને કંઈ મળ્યા પછી મને સાંભરતું નથી એમ કહે, જે વાણીથી કબૂલેલું આપ્યા વગર પોતાનાં વખાણ કરે અને જે દુષ્ટને સાધુ કહે, એ સત્તર મુઠિથી આકાશને હણનારા, ઇંદ્ર ધનુષને વાળવા ઇચ્છનારા તથા ગ્રહણ કરવા લાયક નહીં એવા સૂર્યના કિરણોને ગ્રહણ કરવા ઇચ્છનાર, એટલે કે ન કરવા યોગ્ય કામ કરવા ઇચ્છનારા છે, માટે અત્યંત મૂર્ખ છે; જેઓને હાથમાં જેને પાશ છે, એવા યમદૂત નરક પ્રત્યે લઇ જાય

છે, એમ સ્વાયંભુવ મનુએ કહ્યું છે. જે મનુષ્ય કપટથી પોતા સાથે વર્તે તેની સાથે કપટથી વર્તવું, ને જે સાધુપણાથી વર્તે તેની સાથે સાધુપણાથી વર્તવું. એ રીતે જે જેવી રીતે વર્તે તેની સાથે તેવી રીતે વર્તવું, તે ધર્મ કેહેવાય, એટલે કે તમારી સાથે પાંડવો સાધુપણાથી વર્તે છે, માટે તેમની સાથે તમારે કપટપણાથી વર્તવું જોઇએ નહીં. જરા રૂપને, આશા ધૈર્યને, મૃત્યુ પ્રાણને, અદેખાઈ ધર્માચરણને, કામ લજ્જાને, દુષ્ટની સોબત રૂડાવૃત્તને, ક્રોધ લક્ષ્મીને તથા અભિમાન સર્વ ગુણને હરેછે. તે સાંભળી ધૃતરાષ્ટ્રે પૂછયું કે, હે વિદુર, જ્યારે સર્વ વેદ વિષે પુરૂષનું આયુષ સો વર્ષનું કહ્યું છે, ત્યારે શા કારણથી તે બધું આયુષ નથી ભોગવતો? તે સાંભળી વિદુરે કહ્યું કે, હે નરાધિપ, અભિમાન, અતિવાદ, કોઇને ઝેર દેવું વા ચોરી કરવી ઇત્યાદિ અતિ અપરાધ, ક્રોધ, પોતાનું પેટ ભરવું ને ઇંદ્રિયોનું પોષણ કરવું એટલીજ ઇચ્છા તથા મિત્રનો દ્રોહ કરવો, એ છ મ્હોટા દુર્ગુણરૂપિ તીક્ષ્ણ ખડ્ગો પ્રાણિયોના આયુષને કાપી તેઓને મારી નાખે છે, કંઈ મૃત્યુ મારતો નથી. તમારૂં કલ્યાણ થાઓ, એટલે કે એ છને ત્યાગ કરી તમારા પુત્રો શતાયુષ થાઓ! હે ભારત, જેને પોતાનો વિશ્વાસ હોય તેની સ્ત્રી પ્રત્યે ગમન કરનાર, ગુરૂ સ્ત્રી પ્રત્યે ગમન કરનાર, પોતે દ્વિજ થઇને શૂદ્ર જાતિની સ્ત્રીને સેવનાર, મદિરાપાન કરનાર, પટેલાઇ કરનાર, પારકી જીવિકા તોડનાર, બ્રાહ્મણોને દાસપણામાં યોજના કરનાર તથા પોતાની શરણે આવેલાને હણનાર, એ સર્વ બ્રહ્મહત્યારા સરખા જાણવા; વાસ્તે એઓનો સંસર્ગ થાય તોયપણ પ્રાયશ્ચિત્ત કરવું, એમ વેદની શ્રુતિમાં કહેલું છે. વિદ્યાવાન, નીતિ જાણનાર, દાન દેનાર, પોષણ કરવા યોગ્યને વિભાગ કરી આપ્યા પછી જમનાર, કોઇપણ પ્રાણિની હિંસા ન કરનાર, અનર્થરૂપ કર્મ ન કરનાર, કરેલા ઉપકારને જાણનાર, સત્યવાદી તથા સરલતાથી ચાલનાર વિદ્વાન્ પુરૂષ સ્વર્ગ પ્રત્યે જાય છે. હે રાજન્, હમેશ પોતાને પ્રિય લાગે એવું ગમતું વચન બોલનારા ઘણા પુરૂષો મળી આવે છે, પણ ઉપરથી કડવું ને અંદરથી હિતરૂપ વચન કેહેનારા તથા સાંભળનારાપણ કોઇકજ હોય છે. જે પુરૂષ કેવળ ધર્મનોજ આશ્રય કરી, પોતાના સ્વામિને પ્રિય લાગે વા અપ્રિય લાગે, તેનો વિચાર કર્યા વગર, તેને અપ્રિય લાગે એવાં તેના હિતરૂપ વાક્યો કહે છે, તે પુરૂષથી સ્વામી સહાયતાવાન જાણવો. કુળનો બચાવ થતો હોયતો એક પુરૂષનો ત્યાગ કરવો, ગામ વાસ્તે કુળનો ત્યાગ કરવો, સમગ્ર દેશનો બચાવ થતો હોયતો ગામનો ત્યાગ કરવો, તથા પોતાના બચાવ વાસ્તે સમગ્ર પૃથ્વી પણ

મૂકી દેવી. કોઇ વખતે આપત આવશે તો કામ લાગશે એમ જાણી ધનનું રક્ષણ કરવું. ને ધન જતું હોય ને સ્ત્રીની રક્ષા થતી હોયતો તે જવા દઇ સ્ત્રીની રક્ષા કરવી, અને ધન તથા સ્ત્રી એ બેઉ જતાં હોયને પોતાના આત્માની રક્ષા થતી હોયતો તેમ કરવું. શાસ્ત્રોમાં એમ લખેલું છે કે દ્યૂત મનુષ્યોને વૈર કરાવનારૂં છે, માટે હાસ્ય વાસ્તે પણ બુદ્ધિમાન્ મનુષ્યોએ દ્યૂતનું સેવન કરવું નહીં. હે ધૃતરાષ્ટ્ર રાજા, મેં તો તમોને પ્રથમજ દ્યૂત રમવા વખતે કહ્યું તું કે, " આ રમવું યોગ્ય નથી, " પણ તે મારૂં વચન તે વખતે તમોને, જેમ નજીક મરણ આવેલા રોગીને સારૂં ઔષધ રૂચે નહીં, તેમ રૂચ્યું નહીં. હે નરેંદ્ર, વિચિત્ર પ્રકારના પીંછવાળા પાંડવોરૂપિ મયૂરોને, તમારા પુત્રરૂપિ કાગડાઓથી પરાજય કરવાને ઇચ્છોછો એ એવું છે કે, સિંહોને મૂકી શિયાળિઆઓને ખોળો છો ! વાસ્તે વખત આવ્યે તમે શોચ કરશો. હે તાત, પોતાના હિતમાં તત્પર તથા પોતાને ભજનાર સેવકની ઉપર જે સ્વામી કયારેય પણ ક્રોધ ન કરે, તે સ્વામિનો સેવક વિશ્વાસ કરે, ને આપત્કાળ વિષે પણ તેને ત્યાગ ન કરે. રાજાઓએ પોતાના અમાત્ય આદિ લઈ ચાકરોની વૃત્તિનો રોધ જે રીતે ન થાય, તે રીતે પારકું રાજ્ય વા ધન લેવાની ઇચ્છા કરવી, કારણ જો પોતાની વૃત્તિનો લોપ થાયતો, ખાનપાનથી હીન થયેલા તે અમાત્યાદિ ચાકરો પ્રેમવાન હોય. તોપણ " આપણને રાજાએ છેતર્યા " એમ માની વિરૂદ્ધ થઇ રાજાને ત્યાગ કરે છે. માટે બુદ્ધિમાન્ રાજાઓએ મનના ધારેલા કામ વિષે " આ સાધ્ય છે કે આ અસાધ્ય છે, " એમ નિશ્ચય કરી, " આવકથી વિશેષ ખપત નથી તેથી ચાકરોની વૃત્તિમાં સંકોચ નહીં કરવો પડે," એમ પાકો વિચાર કર્યા પછી, તે તે કામ વિષે યોગ્ય સહાયો ગ્રહણ કરવા; કારણ પારકો દેશ વા ધન ગ્રહણ કરવું ઘણું કઠિણ છે, વાસ્તે સહાયતા વગર થઇ શકતું નથી. જે ચાકર પોતાના સ્વામીનો અભિપ્રાય જાણી આલસ્ય મૂકી સર્વ કામ કરનાર, સ્વામી વિષે પ્રેમવાન, શ્રેષ્ઠ, તેમ સ્વામિની શક્તિ જાણનાર તથા હિત વચન કેહેનાર હોય, તેને સ્વામિએ પોતાના આત્માની પેઠે દયાથી પાલન કરવો. અને જે ચાકર આજ્ઞા કરવાથી સ્વામિના વચનનો આદર ન કરનાર, કામ બતાવાથી " હું નહીં કરૂં" એમ સામુ બોલનાર, " હું કંઇક પંડિત છું, ', એમ અભિમાન રાખનાર, તથા પ્રતિકૂળ બોલનાર હોય, તેને જલદીથી ત્યાગ કરવો. જે ગર્વ રહિત, સામર્થ્યવાન, જલદી કામ કરનાર, દયાવાન, શોભાયમાન, બીજા શત્રુઓ

જેને ભેદી શકે નહીં એવો, તેમ રોગનો લેશપણ જેના શરીરમાં નથી તથા ઉદાર વાક્ય બોલનાર હોય, તેને એ આઠ ગુણ સંપન્ન ઉત્તમ દૂત જાણવો. જેને પોતાનો વિશ્વાસ નથી તેને ઘેર સાયંકાળે ક્યારેયપણ ડાહ્યા પુરૂષે જવું નહીં, તેમ ચૌટામાં જઈ કોઇ ન દેખે તે રીતે રાત્રિએ ઉભા રહેવું નહીં તથા રાજાએ કામના કરેલી સ્ત્રીની કામના કરવી નહીં. બધાએ ભેગા થઇ કંઇ વિચાર કરેલો હોય, ને તે પોતાને પૂછેતો, જો પોતાને ખરાબ ભાસે, તો તે વિચારમાં પોતાની અરૂચિ તેઓ ન જાણે તે રીતે, કંઇ બીજા કામનો મિષ કરી, તેઓથી પોતાને જૂદું પડી જવું. પ્રતિષ્ઠાવાન, રાજા, વ્યભિચારીણી સ્ત્રી, રાજાનો ચાકર, પુત્ર, ભાઇ, બાળક છોકરાવાળી વિધવા, સેનાપતિ, તથા અધિકારથી ભ્રષ્ટ થયેલો, એટલા સાથે ધનાદિક લેવાદેવાનો વ્યવહાર કરવો નહીં; કારણ તેમ કરવાથી ધન નાશ પામે છે. બુદ્ધિ, કુળીનપણું, શાસ્ત્રાધ્યયન, ઇંદ્રિયોનો નિગ્રહ, પરાક્રમ, થોડું બોલવાપણું, યથાશક્તિદાન તથા કૃતજ્ઞપણું, એ આઠ ગુણ પુરૂષને શોભાવે છે. હે તાત, એ રીતે જોકે એ આઠગુણ મ્હોટા પ્રભાવવાળા છે, તથાપિ એ આઠ ગુણ સંપન્ન મનુષ્યને જો રાજા સત્કાર કરેતો, એ રાજ સત્કારરૂપિ એક ગુણે કરી તે આઠ ગુણો અત્યંત શોભાને પામે છે. બળ, રૂપ, ઉત્તમ અવાજ, સ્પષ્ટ ઉચ્ચારણ, કોમળતા, ઉત્તમ ગંધ, શુદ્ધતા, લક્ષ્મી, સુંદરતા અને ઉત્તમ સ્ત્રિયો, એ દશ સ્નાન શીલ પુરૂષને ભજે છે. આરોગ્ય, આયુષ, બળ, સુખ, સ્વચ્છ સંતાનની ઉત્પત્તિ અને " આ ઘણું ખાનાર છે ', એમ કહી કોઈ નિંદે નહીં, એ છ ગુણ નિયમથી સ્વલ્પ જમનારને પ્રાપ્ત થાય છે. કંઇપણ કામ કરવામાં જેનો સ્વભાવ નથી, ઘણું જમનાર, સર્વ લોકોએ દ્વેષ કરેલો, ઘણું કપટ કરનાર, ક્રૂર, દેશકાળને ન જાણનાર તથા ખરાબ વેષ ધારણ કરનાર, એટલાઓને ઘરમાં રાખવા નહીં. અદાતા, ગાળ દેનાર, મૂર્ખ, કોળી, કપટી, માનવા લાયક નહીં તેને માનનાર, નિર્દય, વૈર કરનાર તથા કર્યા ઉપકારને ન જાણનાર, એટલા પાસે અત્યંત પીડાયલા માણસે પણ ક્યારેય યાચના કરવી નહીં. ખરાબ કામ કરનાર, હમેશ વ્યગ્રચિત્તવાળો, નિરંતર જૂઠું બોલનાર, દૃઢ ભક્તિ રહિત, સ્નેહહીન તથા "હું કુશળછું" એમ માનનાર, એ છ મનુષ્ય અધમ છે એમ જાણી એમની સોબત ન કરવી. સહાયતાથી ધન મળે છે, ને ધનથી સહાયતા મળે છે, એ રીતે એ બેઉ પરસ્પર બંધાયલા છે, તેથી ધન વિના સહાયતા સિદ્ધ થાય નહીં ને સહાયતા વિના ધન મળે ન-

હીં. ઉત્તમ મનુષ્ય શરીર પામી પુરૂષોએ એવી રીતે કરવું કે, પોતાની સ્ત્રી વિષે પુત્રો ઉત્પન્ન કરી તે પુત્રોને અનૃણિ કરી, તેઓ વાસ્તે કંઈપણ જીવિકા સંપાદન કરી, સર્વ કન્યાઓને સારે ઠેકાણે આપીને પોતે મુનિ થઇ અરણ્ય પ્રત્યે ચલી નિકળવું. જે કરવાથી સર્વ પ્રાણીમાત્રનું હિત થાય, ને પોતાના આત્માને પણ સુખ થાય, તેવું કર્મ કરી ઇશ્વરાર્પણ કરવું જેથી સર્વ અર્થ સિદ્ધ થાય. વૃદ્ધિ, પ્રભાવ, તેજ શૌર્ય, ઉદ્યમ તથા નિશ્ચય, એટલાં વાનાં જેને છે, તેને જીવિકાના અભાવનું ભય ક્યાંથી થાય ! હે રાજન્, પાંડવો સાથે કલહ કરવામાં કેટલા દોષ છે, તે જૂવો ! યુદ્ધ કરશો તો ઇંદ્ર સહિત દેવતાઓ વ્યથા પામશે, પુત્રો સાથે વૈર થશે, નિરંતર ઉદ્વિગ્ન ચિત્તથી રેહેશો. અને યશનો નાશ તથા શત્રુઓને હર્ષ થશે; તેમ આકાશમાં ઉગેલા ધૂમકેતુ તારાની પેઠે ભીષ્મનો, તમારો, દ્રોણનો તથા યુધિષ્ઠિર રાજાનો અત્યંત વધેલો કોપ, આ લોકનો નાશ કરી નાખશે. અને સંપ રાખશો તો તમારા સો પુત્રો, કર્ણ તથા પાંચ પાંડવો, એ સૌ એકઠા થઇ સમુદ્ર પર્યંત પૃથ્વીનું રાજ્ય કરશે ! હે રાજન્, તમારા પુત્રો વન છે અને પાંડવો વ્યાઘ્ર છે, માટે વ્યાઘ્ર સહિત વનને માં કાપો, ને વનમાંથી વ્યાઘ્રો નાશ માં પામો ! વ્યાઘ્ર વિના વન ન હોય, ને વન વિના વ્યાઘ્ર ન હોય, માટે વ્યાઘ્રોથી વનની તથા વનથી વ્યાઘ્રની રક્ષા થાય છે. પાપબુદ્ધિવાળા પુરૂષો જે રીતે પારકાના દોષને જાણવાને ઇચ્છેછે, તે રીતે તેઓને વિષે રહેલા કલ્યાણરૂપ ગુણોને જોવા ઇચ્છતા નથી. પરમ અર્થસિદ્ધિને ઇચ્છનાર પુરૂષે પ્રથમથીજ ધર્મનું આચરણ કરવું, કારણ સ્વર્ગ લોકથી જેમ અમૃત દૂર નથી, તેમ ધર્મથી અર્થ દૂર નથી. જેણે પોતાનું મન પાપથી વિરામ પમાડી સારા કામ વિષે લગાડ્યું, તેણે સારૂં નરતું બધું જાણ્યું, એમ જાણવું, જે પુરૂષ વખતને અનુસરી ધર્મ અર્થ તથા કામને સેવે, તે આ લોક તથા પરલોક વિષે પણ ધર્મ, અર્થ તથા કામના સંયોગને પામે છે. હે રાજન્, જે પુરૂપ ક્રોધ તથા હર્ષના વેગને સહન કરે છે, તે લક્ષ્મીનું પાત્ર થાય છે, ને આપત્કાળ વિષે પણ મોહ નથી પામતો. હે રાજા, તમારૂં કલ્યાણ થાઓ ! વિદ્વજ્જનોએ પુરૂષોનું પાંચ પ્રકારનું બળ કહેલું છે, તે હું તમોને કહું તે સાંભળો—પેહેલું કનિષ્ટ એવું બાહુબળ, બીજું સારા અમાત્યોનો લાભ, ત્રીજું ધનનો લાભ, ચોથું પોતાના બાપદાદા સંબંધિ સહજ કુળનું બળ, અને જેથી આ બધા બળોનો સંગ્રહ કરેલો છે, તે સર્વ બળમાં શ્રેષ્ઠ પ્રજ્ઞારૂપી બળ પાંચમું જાણવું.

જે પુરૂષ મનુષ્યને મ્હોટો અપકાર કરવા સમર્થ છે, તેની સાથે વેર કરયા પછી કયાંય દૂર જઈ એમ વિશ્વાસ ન રાખવો કે, "હું દૂર છું તેથી તે શું કરી શકશે!" સ્ત્રિયો, રાજાઓ, સર્પ, ભણેલું શાસ્ત્ર, સમર્થ શત્રુ, નાનાપ્રકારના ભોગ તથા આયુષ, એટલાનો કોણ બુદ્ધિમાન્ પુરૂષ વિશ્વાસ કરવા લાયક છે! બુદ્ધિરૂપિ બાણથી હણાયલા પુરૂષને સારો કરવા વાસ્તે વૈદ્ય, ઔષધો, હોમમંત્રો, મંગળરૂપ કર્મો, અથર્વ વેદના મંત્રો તથા સિદ્ધ થયેલા પારદાદિક રસો પણ સમર્થ થતા નથી. હે ભારત, સર્પ, અગ્નિ, સિંહ તથા પોતાનો જાતિલો, એ ચારનો મનુષ્યોએ કયારેય તિરસ્કાર કરવો નહીં, કારણ એ સર્વેને અત્યંત તેજવાળા જાણવા, સાધારણ જાણવા નહીં. લોક વિષે જ્યાં સૂધી મ્હોટા તેજવાળો અગ્નિ કાષ્ટમાં છુપો રહે છે, ત્યાંસૂધી જણાતો નથી, પણ તેજ અગ્નિ કાષ્ટનું મંથન કરવાથી જ્યારે બહાર નિસરે, ત્યારે તેજવખતે પોતાના તેજથી તે કાષ્ટ તથા સમગ્ર વનને પણ બાળી નાખે છે! તેજ રીતે અગ્નિ સરખા તેજવાળા પાંડવો, કુલિન છે તેથી ક્ષમાવાન થઈ પોતાનું સ્વરૂપ બહાર ન જણાય, તે રીતે બેઠેલા છે; પણ બહાર નિકળેલા અગ્નિની પેઠે કોપ્યાતો સર્વ કૌરવોને બાળી દેશે! પુત્ર સહિત તમે લતારૂપ છો, ને પાંડવો સાગના વૃક્ષરૂપ છે, માટે કયારેય પણ મ્હોટા વૃક્ષનો આશ્રય કરયા વગર લતા વૃદ્ધિને પામે નહીં; એટલે કે પાંડવોનો આશ્રય કરયા વગર તમારી વૃદ્ધિ થવાની નથી. હે અંબિકેય, હે રાજન્, હે તાત, તમારા પુત્ર વન છે, ને તે વનમાં પાંડવોરૂપી સિંહ છે, એમ જાણો; અને સિંહ વિનાનું વન નાશ પામે, તેમ વન વિના સિંહ નાશ પામે.

वनंराजंस्तवपुत्रोंबिकेय सिंहान्वनेपांडवांस्तातविद्धि ।
सिंहैर्विहीनंहिवनंविनश्येत् सिंहाविनश्येयुऋतेवनेन ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि प्रजागरपर्वणि विदुरवाक्ये गुर्जर-भाषायां सप्तत्रिंशोऽध्यायः ॥३७॥

---

विदुरउवाच ॥ ऊर्ध्वप्राणाह्युत्क्रामंति यूनःस्थविरआयाति ।
प्रत्युत्थानाभिवादाभ्यां पुनस्तान्प्रतिपद्यते ॥१॥

વિદુર કહેછે—યુવા પુરૂષના પ્રાણ, કોઈ વૃદ્ધ ઘેર આવે તે વખતે

આકુળ થઈ જાય છે, પણ તેની સામે ઉભા થઇ પ્રણામ કરવાથી પાછા સ્થિર થાય છે. વાસ્તે વિવેકી પુરૂષે, પોતાને ઘેર આવેલા સત્પુરૂષને બેસવા આસન આપી, જળ લાવી તેના ચરણ પ્રક્ષાલન કરી કુશળ પ્રશ્ન પૂછી તથા પોતાની સ્થિતિ તે પ્રત્યે નિવેદન કરી, તેને પવિત્ર અન્ન તપાસીને આપવું. જે પુરૂષ લોભથી, વા કોઇ "અમને ધનિક જાણશે તો!" એ ભયથી તથા કૃપણતાથી, મંત્ર જાણનાર અભ્યાગતને ઉદક, મધુપર્ક તથા ગાય, એ ક્યારેય પણ નથિ આપતો તેનું જીવિત વ્યર્થ છે એમ જાણવું. વૈદ્ય, બાણાદિક શસ્ત્રનો રચનાર, બ્રહ્મચર્યથી ભ્રષ્ટ થયેલો, ચોરી કરનાર, ક્રૂર સ્વભાવવાળો, મદિરા પિનાર, ગર્ભહત્યા કરનાર, સેનાપતિ તથા વેદ વિક્રય કરનાર, એટલા જણા ઉદક માત્ર પણ આપવા લાયક નથી; તોયપણ જો અતિથિ વેળાએ આવેતો તેમને સત્કાર કરી જમાડવા. લવણ, રાંધેલું અન્ન, દધિ, દુગ્ધ, મધ, તૈલ, ઘૃત, તિલ, માંસ, ફળ, મૂળ, શાક, રક્તવસ્ત્ર, સર્વગંધ તથા ગોળ, ઇત્યાદિ પોતાને વિક્રય કરવા લાયક નહીં એવી વસ્તુનો વિક્રય કરનાર બ્રાહ્મણ પણ જો અતિથિ વેળાએ આવેતો, તેનો પણ સત્કાર કરી તેને અન્ન આપવું. જે ક્રોધ રહિત, સમાન છે માટી, પાષાણ તથા સુવર્ણ જેને, શોક વગરનો, સ્નેહ તથા વૈર રહિત અને નિંદા પ્રશંસા તથા પ્રિય અપ્રિય છે સમાન જેને એવો, ઉદાસીનની પેઠે રાગ દ્વેષ રહિત હોય, તેને સન્યાસી જાણવો. વળી જ્યારે વનધાન્ય, કંદમૂળ. ઇંગોડાં તથા શાક ઇત્યાદિ છે જીવિકા જેની અને અત્યંત નિયમમાં રાખ્યું છે મન જેણે એવો, અગ્નિ સંબંધિ કાર્ય વિષે સાવધાન તથા વન વિષે નિવાસ કરનાર તપસ્વી પણ, અતિથિને સત્કાર કરવામાં સાવધાન થાય છે, ત્યારે બીજા પુણ્યવાન પુરૂષો થાય તેમાંતો શુંજ કેહેવું! બુદ્ધિમાનને તિરસ્કાર કરી ક્યાંય દૂર જઈ "હું દૂર છું માટે હવે એ શું કરશે!" એમ વિશ્વાસ ન રાખવો. કારણ બુદ્ધિમાનના હાથ લાંબા હોયછે, તેથી ત્યાં દૂર બેઠે પણ તે હણે છે. જેનો વિશ્વાસ ન હોય તેનો વિશ્વાસ કરવો નહીં; ને જેનો વિશ્વાસ હોય તેનો પણ અતિ વિશ્વાસ કરવો નહીં; કારણ વિશ્વાસથી ઉત્પન્ન થયેલું ભયતો મૂળથી ઉખેડી નાખે! ઇર્ષ્યા વિનાનો, સ્ત્રિયોનું રક્ષણ કરનાર, વિભાગ કરિ આપી ભોજન કરનાર, પ્રિય બોલનાર, સૌંદર્યવાન્ અને સ્ત્રી પાસે મધુર બોલનાર તથા તેને વશ ન થનાર પુરૂષ પંડિત જાણવો. સ્ત્રિયો ઘરની લક્ષ્મી છે એમ કહ્યું છે; વાસ્તે ઘરને શોભાવનાર મ્હોટા ભાગ્યવાળી પવિત્ર સ્ત્રિયોનો સત્કાર કરવો, તથા સારી રીતે તે-

ઓનું રક્ષણ કરવું. પિતાને અંતઃપુર તથા માતાને રસોઇ ઘર સોપવું, પોતા સરખાને ગાયો સાચવવા રાખવો, ને ખેતી કરવાનું કામ પોતે સાચવવું, અને ચાકરો પાસે વ્યાપાર સંબંધિ કામ કરાવવાં, ને પુત્રો પાસે બ્રાહ્મણોની સેવા કરાવવી, પાણિથી અગ્નિ, બ્રાહ્મણથી ક્ષત્રિય તથા પાષાણથી લોહ ઉત્પન્ન થાય છે, એમનું તેજ સર્વે ઠેકાણે પ્રસરે છે, પણ પોતપોતાની યોનિ વિષે શાંત થાય છે. ૩૮ા કુળમાં ઉત્પન્ન થયેલા સત્પુરૂષો નિરંતર અગ્નિ સરખા તેજવાળા હોય છે, તથાપિ ક્ષમાવાન્ થઇ પોતાનું રૂપ છુપુ રાખી કાષ્ટમાં રહેલા અગ્નિની પેઠે રહે છે. જેના મનસુબાને બહારના તથા અંદરના પણ કોઈ મનુષ્ય જાણતા નથી, ને જે છુપા ચાર દ્વારા પારકા વિચારને જાણે છે, તે રાજા ઘણો વખત સૂધી ઐશ્વર્યને ભોગવે છે. વળી જે કરવાનું હોય તે મોઢેથી બોલેજ નહીં, ને જેનું કામ કર્યા પછીજ લોકોના જોવામાં આવે, તે રાજાએ ધર્મ, કામ, અર્થ તથા વિચાર બહાર ન પડે, વાસ્તે પર્વત ઉપર વા મેહેલ ઉપર ચઢી, વા એકાંતમાં તથા એક સળી પણ ન હોય એવા વનમાં જઇને મનસુબો કરવો; એટલે શત્રુ જાણે નહીં, તેથી કાર્ય સિદ્ધિ થાય. સ્નેહિ હોય પણ મૂર્ખ હોય, ને પંડિત હોય પણ ગંભીર ન હોય, વાસ્તે રાજાએ પરીક્ષા કર્યા વગર પોતાનો મંત્રી કરવો નહીં. જેનો અમાત્ય ધન સંપાદન કરી આપે છે તથા કરેલો મનસુબો બહાર પડવા નથી દેતો, ને જેનાં ધારેલાં કામ સિદ્ધ થયા પછીજ સભાસદો પણ જાણે છે. તે રાજા ધર્મ, અર્થ તથા કામ વિષે રાજાઓમાં શ્રેષ્ઠ જાણવો. અને તે ગુપ્ત વિચાર રાખનાર રાજાને સર્વ કામની સિદ્ધિ થાય, એમાં પણ સંશય નહીં. જે રાજા મોહથી નિંદિત કામ કરે, તે એવાં વિપરીત કામ કરવાથી કોઇ વખતે જીવિતથી પણ ભ્રષ્ટ થાય, સારાં કામ કરવાથી સુખ ઉત્પન્ન થાય છે, ને તે ન કરવાથી પશ્ચાત્તાપ થાય છે. જેમ વેદ ભણ્યા વગરનો બ્રાહ્મણ શ્રાદ્ધમાં બોલાવવા યોગ્ય નથી, તેમ સંધિ વિગ્રહાદિક છ ગુણ જેણે શ્રવણ નથી કર્યા, તે મંત્રી કોઈ વાતનો મનસુબો કરવામાં બોલાવવા લાયકનથી હે નૃપ, સ્થાન, વૃદ્ધિ તથા ક્ષયને જાણનાર, તેમ સંધિ વિગ્રહાદિ ષાડ્ગુણ્યને પણ જાણુનાર તથા જેના શીલનો સર્વે સત્કાર કરે છે, તે રાજાને સમગ્ર પૃથ્વી સ્વાધિન થાય છે. જેની ઉપર ક્રોધ કરે તેનું ભૂરૂં કરી નાખે, ને જેની ઉપર પ્રસન્ન થાય તેનું દારિદ્રય ખંડન કરે, અને કરેલા કામનો જે તપાસ કરે તથા પોતાનો ખજાનો પોતેજ જાણે, એવા રાજાને પૃથ્વી ધનથી પૂર્ણ કરે છે. પૃથ્વીપતિ રાજાએ પોતાના નામ માત્રથી તથા છત્ર

ચામરાદિથી સંતુષ્ટ રેહેવું, ને ધનાદિકનો ભોગતો ભૃત્ય વર્ગને પણ પોતાના સરખોજ ભોગવાવવો, કારણ એકલાએ સર્વે ભોગવવું નહીં. બ્રાહ્મણ બ્રાહ્મણને જાણે, સ્વામી સ્ત્રીને જાણે, રાજા અમાત્યને જાણે તથા રાજાને પણ રાજાજ જાણે. વધ કરવા લાયક શત્રુ પોતાને વશ થાય, તો તેને મૂકવો નહીં; કદિ નમ્ર થઇ પોતાને સેવે, તોયપણ પોતા વિષે બળ હોય તો તે મારવા લાયકને મારીજ નાખવો; કારણ તેમ ન કરવાથી તે છોડી દીધેલા શત્રુથી થોડા વખતમાં પોતાને મ્હોટું ભય પ્રાપ્ત થાય છે. દેવતાઓ, રાજા, બ્રાહ્મણો, વૃદ્ધ, બાળક તથા આતુર, એટલા જણા વિષે ક્રોધ આવે તોયપણ હમેશ યત્નથી નિયમમાં રાખવો. જે પ્રાજ્ઞ પુરૂષ, મૂઢ પુરૂષોએ સેવેલા ફોકટ કલહને ત્યાગ કરે, તે લોકમાં રૂડી કીર્ત્તિને પામે, ને અનર્થ સાથે જોડાય નહીં. જે પ્રસન્ન થયેથી કંઈ ફળ આપે નહીં, તેમ ક્રોધ કરયેથી બૂરૂં કરી શકે નહીં, તે રાજાને જેમ ષંઢ પતિને સ્ત્રિયો ઇચ્છતિ નથી, તેમ પ્રજા ઈચ્છતિ નથી. બુદ્ધિજ કંઈ ધન લાભ વિષે હેતુ નથી, તેમ જડપણુજ કંઇ દરિદ્રતા વિષે હેતુ નથી; એ લાભાદિક કેવી રીતે થાય છે તેના વૃત્તાંતને ડાહ્યો પુરૂષ જાણે છે, મૂર્ખ જાણતો નથી. હે ભારત, વિદ્યા, શીલ તથા અવસ્થાથી થયેલા વૃદ્ધને, બુદ્ધિથી થયેલા વૃદ્ધને, તેમ ધન તથા કુળથી થયેલા વૃદ્ધોને પણ મૂઢ પુરૂષનિરંતર તિરસ્કાર કરે છે. ખરાબ આચરણ કરનાર, મૂર્ખ, પારકી ઈર્ષ્યા કરનાર, અધર્મિ, કઠોર વચન બોલનાર તથા ક્રોધિ, એટલાઓને જલદીથી અનર્થો પ્રાપ્ત થાય છે. વિવેકી પુરૂષો કપટ રહિત દાનથી, પોતાનું કહેલું પાળવાથી તથા સારી વાણી વાપરવાથી શત્રુને પણ પોતાના કરે છે. સત્ય બોલનાર, ચતુર, કર્‍યા ઉપકારને જાણનાર, બુદ્ધિમાન્ તથા સરલ પુરૂષ સંપત્તિ હીન થયો હોય, તોપણ ચાકર તથા મિત્રાદિકને પામે છે. ધૈર્ય, શમ, દમ, શૌચ, દયા, મધુર વાણી તથા મિત્રોનો સત્કાર, એ સાત વાનાં લક્ષ્મીને શોભાવનારાં છે. હે નરાધિપ, પોતાના પોષ્ય વર્ગને આપ્યા વગર જમનાર, દુષ્ટ બુદ્ધિવાળા, કર્‍યા ઉપકારને ન જાણનાર તથા લાજ રહિત રાજાને ત્યાગ કરવો. જે પોતે સદોષ છતે પોતાની પાસે રેહેનાર નિર્દોષ માણસને કોપાવે છે, તે પુરૂષ સર્પવાળા ઘરમાં જેમ માણસ સુખે નિદ્રા ન કરે, તેમ રાત્રિ વિષે સુખે નિદ્રા કરતો નથી. હે ભારત, જેના કોપવાથી નિર્વાહમાં ખામી આવે, તેઓને દેવતાઓની પેઠે હમેશ પ્રસન્ન રાખવા. જે ધન-સ્ત્રિયો, મદોન્મત્ત, પતિત તથા દુષ્ટ પુરૂષ પાસે રાખ્યું, તે બધું પાછું મ-

ભવા વિષે સંશય જાણવો. હે રાજન્, જે ઘરમાં સ્ત્રીનું પ્રાબલ્ય છે, કપટીની સોબત છે તથા બાળકનો હુકમ છે, તે ઘરનાં પરવશ મનુષ્યો, પાણાના વહાણમાં બેસનારા જેમ બૂડી જાય, તેમ બૂડે છે. હે ભારત, જે પોતાની મતલબ જેટલું બોલે છે, ને ઘણીવાત નથી કરતા, તેઓને હું પંડિત માનું છું; કારણ વિશેષ હાથ ઘાલવાથી પાછું પડાય છે. જેને કપટી, ચારણ તથા હલકી સ્ત્રીયો વખાણે, તે મનુષ્ય જીવે નહીં. હે રાજા, ઘણા પરાક્રમવાળા તથા મ્હોટા ધનુષ્યમાન પાંડવોને ત્યાગ કરી, ભરતકુળનું મ્હોટું ઐશ્વર્ય તમોએ દુર્યોધન વિષે રાખ્યું છે, પણ થોડા વખતમાં તમો, જેમ ઐશ્વર્યના મદથી અત્યંત મૂઢ થયેલો બલિરાજા ત્રૈલોક્યના ઐશ્વર્યથી ભ્રષ્ટ થયો, તેમ ઐશ્વર્યથી ભ્રષ્ટ થયેલો દુર્યોધનને જોશો.

तंद्रक्ष्यसिपरिभ्रष्टं तस्मात्त्वमचिरादिवा ।
ऐश्वर्यमदसंमूढं बलिंलोकत्रयादिव ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि प्रजागरपर्वणि विदुरवाक्ये गुर्जरभाषायां अष्टत्रिंशोऽध्यायः ॥३८॥

---

धृतराष्ट्रउवाच ॥ अनीश्वरोयंपुरुषोभवाभवे सूत्रप्रोतादारुमयीवयोषा ।
धात्रातुदिष्टस्यवशेकृतोयं तस्माद्वदत्वंश्रवणेधृतोहं ॥१॥

ધૃતરાષ્ટ્ર કેહે છે—આ સર્વે લોકને વિધાતાએ ભાગ્ય વશ કરયા, તેથી સૂત્રમાં પરોવેલી કાષ્ટની સ્ત્રીની પેઠે, પુરૂષ પણ ઐશ્વર્ય વા અનૈશ્વર્ય પ્રાપ્ત થવા વિષે પોતે સમર્થ નથી, વાસ્તે તું કહે તે હું ધૈર્યવાન થઈ સાંભળું. તે સાંભળી વિદુરે કહ્યું કે હે ભારત, વખત વગર વચન બોલનાર બૃહસ્પતિ પણ બુદ્ધિહીનપણુ તથા અપમાન પામે. દાન આપવાથી તથા મધુર બોલવાથી જે પ્રિય થાય છે, તેને પ્રિય જાણવા નહીં, કારણ દાનાદિક બંધ કરવાથી તેજ અપ્રિય થાય છે. પણ જે વિચાર બળથી વા પાસેની સગાઇના બળથી પ્રિય હોય છે, તેનેજ પ્રિય જાણવો. પોતાનો દ્વેષિ સાધુ, બુદ્ધિમાન્ તથા પંડિત હોય, તોપણ પોતાને તેવો ભાસે નહીં, કારણ પોતાને પ્રિય હોય, ને તેમાં જો સારા ગુણ ન હોયતો પણ ભાસે, પણ વૈરિ વિષે સારા ગુણ હોય, તોપણ પોતાને ન ભાસે. તેમજ પોતાના પ્રિયનાં કરેલાં કામ પણ સારાં લાગે, ને અપ્રિયનાં કરેલાં કામ પણ ખરાબ લાગે. હે રાજન્, જે વખતે દુર્યોધન ઉત્પન્ન થયો તે વખતે પણ મેં તમોને કહ્યું હતું કે, "આ

એક પુત્રનો ત્યાગ કરશો તો બાકીના પુત્રોની વૃદ્ધિ થશે, ને એ એકને ત્યાગ નહીં કરો, તો બધા પુત્રોનો નાશ થશે." જેની વૃદ્ધિથી મ્હોટો ક્ષય થાય, તેની વૃદ્ધિ પણ સારી માનવી નહીં, પણ જેના ક્ષયથી મ્હોટી વૃદ્ધિ થાય તેનો ક્ષય પણ સારો માનવો. હે મહારાજ, જે ક્ષય વૃદ્ધિને આપે તે ક્ષય ન જાણવો, પણ જેને પ્રાપ્ત થવાથી ઘણાનો ક્ષય થાય, તેજ ક્ષય જાણવો. હે ધૃતરાષ્ટ્ર, કેટલાક ગુણે કરી સમૃદ્ધ હોય અને કેટલાક ધને કરી સમૃદ્ધ હોય છે. તેમાં ગુણે કરી સમૃદ્ધ છે તે ઉત્તમ છે, વાસ્તે ધને કરી વૃદ્ધ પણ ગુણે કરી હીન એવા તારા પુત્રોને મૂકી દે. તે સાંભળી ધૃતરાષ્ટ્રે કહ્યું કે હે વિદુર, પ્રાજ્ઞ પુરૂષોએ સંમત તથા પરિણામ જેનો હિતરૂપ છે એવું તું ભાષણ કરે છે, તથાપિ પુત્રને ત્યાગ કરવા હું સમર્થ થતો નથી, કારણ જેથી ધર્મ થાય તેથીજ જય થાય છે. એવાં ધૃતરાષ્ટ્રનાં વચન સાંભળી વળી વિદુરે કહ્યું કે, અત્યંત ગુણ સંપન્ન તથા વિનયવાન્ પુરૂષ ક્યારેયપણ પ્રાણિયોનો થોડો પણ નાશ સહન કરી શકતો નથી. જે પારકી નિંદા કરવામાં તત્પર, પારકાને દુઃખનો ઉદય થાય તેમાં પ્રીતિમાન, હમેશ સાવધાન થઇ પરસ્પર વિરોધ કરવા વિષે યત્ન કરનાર, જેને જોવાથી પણ મ્હોટો દોષ લાગે, જેની સાથે રેહેવાથી મોટું ભય થાય, તેમ જેની સાથે ધન લેવા દેવાના વ્યવહારથી તો મોટો ભય થાય, જેનો પારકાને ભેદ પમાડવામાં સ્વભાવ છે, કામી, નિર્લજ્જ, શઠ, "આ પાપી છે" એમ જગતમાં વિખ્યાત, સહવાસ કરવા લાયક નહીં તથા બીજા મોટા દોષે કરીને પણ જે યુક્ત હોય, તે પુરૂષોને ત્યાગ કરવા. મિત્રતાનું કારણ નિવૃત્ત થાય એટલે નીચ વિષે રહેલી મિત્રતા નાશ પામે, એટલે મિત્રતાથી જે ફળ થતું હોય તે અને મિત્રતા સંબંધ સુખ પણ નાશ પામે. અને ઉલટો નીચ મિત્ર મિત્રનો તિરસ્કાર કરવા વિષે યત્ન કરે તથા તેને ક્ષય પમાડવાનો આરંભ કરે. અજાણથી થોડો પણ તિરસ્કાર થયેથી જે મનમાં મ્હોટું વૈર રાખી બેસે, ને શાંતિ ન પામે, તેવા ક્રૂર બુદ્ધિવાળા નીચ માણસની સોબત બુદ્ધિમાન્ પુરૂષોએ દૂરથીજ છોડી દેવી. જે પુરૂષ પોતાના દરિદ્ર, દીન તથા આતુર જાતિલાને અનુગ્રહ કરે, તે પુત્ર પશુ ઇત્યાદિ સમૃદ્ધિથી વૃદ્ધિને પામે, ને પરલોક વિષે કલ્યાણને પામે છે. માટે જે પુરૂષો પોતાનું કલ્યાણ ઇચ્છે, તેમણે પોતાના જાતિલાઓને વધારવા, એમ કહેલું છે. વાસ્તે હે રાજેંદ્ર, તમે પણ સારી રીતે કુળની વૃદ્ધિ કરો, જે કરવાથી કલ્યાણને પામશો. હે ભરતર્ષભ, જાતિલાઓ ગુણવાન ન હોય, તોપણ

તેઓની રક્ષા કરવી જોઇએ, ત્યારે પાંડવો તો મહા ગુણવાન્ તથા તમારા પ્રસાદની ઇચ્છા રાખનારા છે, વાસ્તે તે શૂરવીરો ઉપર પ્રસન્ન થાઓ, ને તેઓની વૃત્તિ વાસ્તે કેટલાંક ગામ આપો. હે નરાધિપ, એમ કરવાથી લોકમાં તમારો યશ થશે. હે તાત, તમો વૃદ્ધ છો, તેથી તમારે પુત્રોને શીક્ષા કરવી જોઇએ, અને હું પણ તમારો હિતેચ્છું છું, ને તમારા હિતની વાત કહું છું, એમ જાણો. હે ભરતર્ષભ, કલ્યાણ ઇચ્છનાર પુરૂષે જાતિલા સાથે ક્યારેય પણ કલહ કરવો નહીં. જાતિલાઓએ એકઠા મળીને સુખ ભોગવવાં, એકઠું મળી જમવું, પરસ્પર વાતો કરવી, તથા પરસ્પર પ્રીતિ રાખવી, પણ ક્યારેય પરસ્પર કલહ કરવો નહીં. હે રાજેંદ્ર, જાતિલાઓ અનુકૂળ થાય તો તારે, ને પ્રતિકૂલ થાય તો ડૂબાડે, વાસ્તે તમે પાંડવો અનુકૂલ થાય તેવી રીતે તેમની સાથે સારી રીતે વર્તો, એટલે તેઓથી વિંટાયલા તમોને શત્રુ પણ પરાભવ કરી ન શકે. વિષ યુક્ત બાણ જેના હાથમાં છે એવા પારાધિને પ્રાપ્ત થઈ મૃગ જેમ ખેદ પામે છે, તેમ શ્રીમંત જાતિલાને જોઇ ગરીબ જાતિલો ખેદ પામે, એટલે જો શ્રીમંત તેનું દુઃખ ન ટાળે તો, મૃગ મારવાથી થયેલા પાપને જેમ પારાધિ પામે, તેમ તે ગરીબ જાતિલાના ખેદજન્ય પાપને શ્રીમંત જાતિલા પામે છે. હે નર શ્રેષ્ઠ, યુદ્ધ વિષે પાંડવો વા તમારા પુત્રો હણાશે, તે સાંભળી તમોને પશ્ચાત્તાપ થશે, વાસ્તે પ્રથમથી વિચાર કરો. ડાહાપણવાળા માણસે, જીવિત ચલાયમાન છે એમ જાણી, જે કામ કરવાથી ઘરમાં ખાટલા પર બેશી સંતાપ કરવો પડે, તે કામ પ્રથમથીજ કરવું નહીં, નીતિશાસ્ત્રના રચનારા શુક્રાચાર્યવિના બધા પુરૂષ અન્યાય કરે છે, પણ નિતિશાસ્ત્ર જાણ્યા પછી બુદ્ધિમાન્ પુરૂષોએ અવશિષ્ટ રહેલો વખત નીતિથી નિર્ગમન કરવો. તેમજ હે નરેશ્વર, તમારા પુત્ર દુર્યોધને પૂર્વે જે પાંડવો વિષે પાપ કર્યું છે, તે પાપ તમો કુળમાં વૃદ્ધ છો, વાસ્તે તમારે ટાળી નાંખવું જોઇએ, હે નરશ્રેષ્ઠ, પાંડવોને સ્થાનક ઉપર બેસાડશો તો નિષ્પાપ થઇ લોક વિષે બુદ્ધિમાન્ પુરૂષોને પૂજા કરવા લાયક થશો. જે પુરૂષ ધીર પુરૂષોનાં વચન સાંભળી "આમાંથી કેવું ફળ થશે" તેનો વિચાર કરી, કાર્ય કરવાનો નિશ્ચય કરે છે, તે પુરૂષની ઘણા વખત સુધી ઉત્તમ કીર્ત્તિ રહેછે. અત્યંત કુશળ પુરૂષોએ કહેલા જ્ઞાનને જે સમજે નહીં અથવા સમજી તે પ્રમાણે ચાલે નહીં તેને કેહેવું ફોકટ છે. જે પુરૂષ આ કામમાંથી પાપરૂપ ફળનો ઉદય થશે, એમ જાણી તે કામનો આરંભ નથી કરતો, તે પુરૂષ વૃદ્ધિને પામે છે. જે

પુરૂષ વિચારયા વગર નિરંતર પાપજ કરે છે, તે દુષ્ટ બુદ્ધિવાળા પુરૂષને યમના દૂતો અત્યંત દુ:ખરૂપ નરકમાં નાંખે છે. મદિરા પાનથી થયેલી વિકલતા, નિદ્રા, અજ્ઞાન, નેત્ર વક્ત્રાદિકના વિકારરૂપ પોતાનો આકાર, દુષ્ટ અમાત્યનો વિશ્વાસ તથા મૂર્ખ દૂતનો ભરોસો, એ છ વિચાર બહાર પડી જવાનાં દ્વાર છે, વાસ્તે નિરંતર ધન વૃદ્ધિની ઇચ્છા રાખનાર રાજાએ એ હમેશ સાચવી ઢાંકી રાખવાં. એમ કરવાથી ધર્મ, અર્થ તથા કામને સેવતો રાજા શત્રુનો અધિષ્ટાતા થાય છે. શાસ્ત્ર જાણ્યા વગર અને વૃદ્ધોની સેવા કરયા વગર બૃહસ્પતિ સરખાઓએ પણ ધર્માર્થ જાણવા સમર્થ થવાતું નથી. સમુદ્રમાં જે પડયું તે ગયું એમ જાણવું, તેમ સાંભળવામાં ધ્યાન ન આપનાર આગળ કહેલું વાક્ય, બુદ્ધિ વગરના મનુષ્યે ભણેલું શાસ્ત્ર તથા અગ્નિ વગર હોમેલું દ્રવ્ય પણ ગયું એમ જાણવું. બુદ્ધિમાન્ પુરૂષોએ, પ્રાજ્ઞ પુરૂષોની પણ બુદ્ધિથી પરીક્ષા કરી, તેમની યોગ્યતા વિચારી, સાંભળી વા જોઇને ખાત્રિ કરયા પછિ તેમની સાથે મિત્રતા કરવી, વિનય અપકીર્ત્તિને, પરાક્રમ અનર્થને, નિરંતર ક્ષમા ક્રોધને તથા સદાચરણ કુલક્ષણને હણે છે. હે રાજન્! વસ્ત્રાદિક ભોગ્ય સામગ્રિ, જન્મઘર, આચાર, ભોજન તથા વસ્ત્રથી કુળની પરીક્ષા કરવી. પાસે પ્રાપ્ત થયેલી યોગ્ય વસ્તુની મુક્ત સંગ પુરૂષે પણ ના કેહેવી નહિં, ત્યારે ઇચ્છાવાને તો કેમજ કેહેવી. પ્રાજ્ઞ પુરૂષોએ સેવન કરેલો, વિદ્યાવાન્, ધાર્મિષ્ટ, પ્રિય દર્શનવાળો, મિત્રવાન તથા રૂડીવાણીવાળો જે સંબંધિ હોય, તેનું પ્રતિપાલન કરવું. કુલિન હોય વા અકુલિન હોય પણ જે મર્યાદાને ઉલ્લંઘન ન કરે, ધર્મની અપેક્ષા રાખે, સરલ તથા લજ્જાવાન હોય, તેને કુલિનથી પણ શ્રેષ્ઠ જાણવો. જેઓનાં જ્ઞાન, આચરણ તથા પ્રજ્ઞા, એ ત્રણે સરખાં હોય, તેઓની મિત્રાઈ ક્યારેય જીર્ણ થાય નહિ. બુદ્ધિમાને દુષ્ટ બુદ્ધિવાળા મૂર્ખનો, તૃણથી ઢંકાઈ ગયેલા કૂવાની પેઠે ત્યાગ કરવો, કારણ તેને વિષે કરેલી મિત્રાઇ સ્થિર રેહેતી નથી. ગર્વિષ્ટ, મૂર્ખ, ક્રોધિ, સાહસિક તથા ધર્મ રહિત, એટલાઓની સાથે ક્યારેય પણ ડાહ્યા પુરૂષોએ મિત્રાઈ કરવી નહીં. કરયા ઉપકારને જાણનાર, ધર્મિષ્ટ, સત્યવાદી, ઉદાર, દૃઢ ભક્તિવાન, જિતેંદ્રિય, મર્યાદાથી ચાલનાર તથા કયારેય પણ ત્યાગ ન કરનાર હોય, તેની સાથે મિત્રતા કરવી. ઇંદ્રિયોને વિષય થકી નિવૃત્ત પમાડવી મૃત્યુથી પણ કઠિણ છે, ને તેમને અત્યંત છુટી મૂકવાથી દેવતાઓને પણ દુ:ખ થાય છે. સરલતા, પ્રાણિ માત્રની ઇર્ષ્યા ન કરવી, ક્ષમા, ધૈર્ય

તથા મિત્રોનું અપમાન ન કરવું, એટલા ગુણ આયુષ્યને દેનારા છે, એમ પંડિત પુરૂષો કહે છે. જે પુરૂષ દઢ બુદ્ધિનો આશ્રય કરી, નીતિમાન પુરૂષે અન્યાયથી નાશ પમાડેલા અર્થને પાછો સંપાદન કરવાને ઇચ્છે, તેજ ઉત્તમ કેહેવાય. જે ભવિષ્યમાં થવાના દુઃખને ટાળવાના ઉપાયને જાણે છે, તેમ દુઃખ વખતે પણ દઢ નિશ્ચય રાખે છે, ને છેવટે શું કરવું તે પણ જાણે છે, તે ક્યારેય પણ અર્થહીન નથી થતો. પુરૂષ કર્મ, મન તથા વાણીથી હમેશ જેનું સેવન કરે, તેમાંજ લપટાઇ રહે છે, વાસ્તે વિવેકી પુરૂષે હમેશ કલ્યાણરૂપ કર્મનુંજ આચરણ કરવું. દધિ, દૂર્વા, ગાય ઇત્યાદિ મંગલ પદાર્થનો સ્પર્શ, સહાય, સામગ્રી, શાસ્ત્રાધ્યયન, ઉદ્યમ, સરલતા તથા હમેશ સત્પુરૂષોનું દર્શન, એટલાથી પુરૂષ સમૃદ્ધિને પામે છે. હમેશ ઉદ્યોગ કરવાથી મનુષ્ય લાભ, કલ્યાણ તથા લક્ષ્મી પામે છે, તેમ મહત્તાને પામી અનંત સુખને પણ પામે છે. હે તાત, હમેશ સર્વ ઠેકાણે ક્ષમા રાખવી તે સરખું, સમર્થને અત્યંત શોભા દેનાર તથા અત્યંત હિત કરનાર બીજું કંઈ પણ નથી. અશક્ત મનુષ્યે સર્વની ઉપર ક્ષમા રાખવી, શકિતમાન્ પુરૂષે પણ ધર્મ સમજી ક્ષમા રાખવી, અને અર્થ તથા અનર્થ બેઉ જેને સમ છે એવા મધ્યસ્થ પુરૂષને પણ નિરંતર ક્ષમા હિતરૂપ છે. જે સુખ સેવવાથી ધર્મ તથા અર્થનો ક્ષય ન થાય, તે સુખ પોતાની ઇચ્છા પ્રમાણે સેવન કરવું, પણ "એ સુખ મારે જોઇયેજ નહીં" એમ મૂઢ વ્રતનું ક્યારેય પણ આચરણ ન કરવું. હમેશ દુઃખિત વૃત્તિવાળા, ગાફલ, નાસ્તિક, આળસુ, ઇંદ્રિયોને વશ તથા ઉત્સાહ રહિત, એટલાઓ વિષે લક્ષ્મી નિવાસ કરીને રેહેતી નથી. કુબુદ્ધિવાળા પુરૂષો, સરલતા યુક્ત તથા સરલતાથી લજ્જાવાન પુરૂષને "આ અશક્ત છે" એમ માની ધર્ષણ કરે છે. અત્યંત નિષ્કપટ, અતિદાતાર, અતિ શૂરવીર, અતિશય વ્રત કરનાર તથા "હું બુદ્ધિમાન્ છું" એમ માનનાર, એટલા પુરૂષો પાસે લક્ષ્મી ભયથી નથી જતી. તેમ અત્યંત ગુણવાન વા અત્યંત ગુણ રહિત પુરૂષો વિષે પણ લક્ષ્મી નથિ રેહતી, કારણ તે ગુણની ઇચ્છિા નથી રાખતી, ને ગુણ રહિતને જોઇને પણ રાજી નથી થતી; પણ ઉન્મત્ત થયેલી ગાયની પેઠે અંધ થયેલી તે કોઇએક સ્થાન ઉપરજ સ્થિર રહે છે. વેદ ભણવાનું ફળ અગ્નિહોત્ર કરવારૂપ, શાસ્ત્ર ભણવાનું શીલવૃત્ત પાળવારૂપ, સ્ત્રી પરણવાનું વિષય સુખ તથા પુત્ર પ્રાપ્તિરૂપ અને મળેલા ધનનું દાન કરવા તથા ભોગ ભો-

ગવવારૂપ ફળ છે. જે પુરૂષ અધર્મથી સંપાદન કરેલા ધને કરી પરલોકના સાધનરૂપ યજ્ઞદાનાદિ કર્મ કરે છે, તે મરણ પામ્યા પછી પરલોક વિષે, કરેલાં સાધનના ફળને નથી પામતો, કારણ તે સાધનનું મૂળ ધન કુમાર્ગથી આવેલું હતું. વિકટ માર્ગમાં, વન વિષે, દુઃખથી પણ જવાય નહીં એવા સ્થાનકોમાં, કષ્ટરૂપ આપત્ વિષે, ભય વખતે તથા ઉઘાડેલાં શસ્ત્ર હોય તે ઠેકાણે પણ, બળવાન પુરૂષોને ભય નથી થતું. ઉદ્યમ, નિયમથી ચાલવું, ચતુરાઈ, સાવધાનપણું, ધૈર્ય, સ્મરણ શક્તિ તથા વિચાર કરીને કાર્યનો સમારંભ કરવો, એટલાં વાનાં સમૃદ્ધિનું મૂળ છે. તપસ્વિનું તપશ્ચર્યારૂપ બળ છે, વેદ જાણનારાઓનું વેદરૂપ, દુષ્ટ પુરૂષોનું હિંસારૂપ, તથા ગુણવાન પુરૂષોનું ક્ષમારૂપ બળ છે. જળ, મૂળ, દુગ્ધ, હવિષ, બ્રાહ્મણની આજ્ઞા, ગુરૂનું વચન તથા ઔષધ, એ આઠ વાનાં વ્રતને હણતાં નથી. જે પોતાને પ્રતિકૂળ હોય, તે પારકાને કરવું નહીં, એ ધર્મ શાસ્ત્ર જાણવાથી સમજાય છે, ને ઈચ્છા પ્રમાણે ચાલવાથી અધર્મમાં પ્રવર્તાય છે, ક્રોધને અક્રોધથી, અસાધુતાને સાધુતાથી, કદર્યને દાનથી તથા અનૃતને સત્યથી જીતવું. સ્ત્રી, ધૂર્ત, આળસુ, બીહિકણ, ક્રૂર, અભિમાની, ચોર, કરેલા ઉપકારને ન જાણનાર તથા નાસ્તિક, એટલાઓનો વિશ્વાસ કરવો નહીં. નિરંતર નમ્રતાથી વર્તવાનો જેનો સ્વભાવ છે તથા જે વૃદ્ધની સેવા કરે છે, તે પુરૂષનાં કીર્ત્તિ, આયુષ, યશ તથા બળ, એ ચાર વૃદ્ધિને પામે છે. હે તાત, અતિ કલેશથી, ધર્મ છોડી દેવાથી તથા શત્રુની તાબેદારી કરવાથી જે અર્થો સિદ્ધ થાય, તે વિષે તમે મન માં કરો. વિદ્યા રહિત પુરૂષ, પ્રજા વગરનું મૈથુન, આહારવગરની પ્રજા તથા રાજા વગરનો દેશ, એ ચારેય શોચ કરવા લાયક છે. ઘણો પંથ કરવાથી મનુષ્યોને જરા અવસ્થા જલદી પ્રાપ્ત થાય છે; તેમ પર્વતોને વર્ષાદના જળથી, સ્ત્રિયોને પુરૂષના વિયોગથી તથા મનને દુર્વચનથી જરા પ્રાપ્ત થાય છે. અભ્યાસએ વેદનો મળ છે, તેમ વ્રત ન કરવું એ બ્રાહ્મણનો, બાહ્લિક નામના દેશો પૃથ્વીનો તથા જૂઠું બોલવું એ પુરૂષનો મળ છે. તેમ સતી સ્ત્રીને કોઈ બીજાની ઇચ્છા, સ્ત્રિયોને બહાર ફરવું, સુવર્ણને રૂપુ, રૂપાને કથિર, કથિરને સિસુ અને સીસાને મેલ મળરૂપ છે. થોડું શયન કરવાથી નિદ્રા જીતાય, તેમ કામ રહિતપણાથી સ્ત્રિયો, પાસે લાકડાં ન હોવાથી અગ્નિ અને પાન કરવાના ત્યાગથી મદિરા જીતાય. જે દાન માંનથી મિત્રને જીત્યો, તેમ યુદ્ધમાં શત્રુને તથા અન્નપાનાદિકે કરી સ્ત્રિયોને પણ જીત્યો, તેનું જીવિત સફળ જાણવું. હે ધૃતરાષ્ટ્ર, હજાર પતિ પણ જીવે છે, તેમ

સેંકડો પતિ પણ જીવે છે, માટે ઘણી ઇચ્છા મૂકી દ્યો; કારણ કોઇ રીતે ન જીવાય એમ નથી. પણ જો વિચારે નહીં, તો તે પૃથ્વીમાં જેટલું ધાન્ય, સુવર્ણ, પશુઓ તથા સ્ત્રિયો છે તે બધું એકને મળે તોપણ, તેને "હવે ઢગ મળ્યું" એમ પરિપૂર્ણ બુદ્ધિ થાય નહીં; માટે જો વિચાર કરે તોજ મોહ ન પામે. હે રાજન્, તમોને પાંડવ તથા પોતાના પુત્રો વિષે જો સમાન દૃષ્ટિ હોય, તો ફરીથી હું તમોને કહું છું કે, બધાને વિષે સમાન રીતે વર્તો, એટલે કે પાંડવોને પણ ઘટતો ભાગ આપો.

राजन्भूयोब्रवीमित्वां पुत्रेषुसममाचर ।
समतायदितेराजन् स्वेषुपांडुसुतेषुवा ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि प्रजागरपर्वणि विदुरवाक्ये गुर्जरभाषायां एकोनचत्वारिंशोऽध्यायः ॥३९॥

---

विदुरउवाच ॥ योभ्यर्चितःसद्भिरसज्जमानः करोत्यर्थंशक्तिमहापयित्वा ।
क्षिप्रंयशस्तंसमुपैतिसंत मलंप्रसन्नाहिसुखायसंतः ॥१॥

વિદુર કહે છે—સત્પુરૂષોએ વખાણેલો જે પુરૂષ નિરભિમાન થઈ પોતાની શક્તિ પ્રમાણે કાર્ય કરે, તે સત્પુરૂષ કેહેવાય, જલદી રૂડા યશને પામે, ને પ્રસન્ન થયેલા સત્પુરૂષો તેને પરિપૂર્ણ સુખી કરે. જે પુરૂષ પારકાઓએ ધિક્કાર કર્યા પેહેલાંજ અધર્મયુક્ત મ્હોટા અર્થને પણ ત્યાગ કરે, તે મ્હોટા દુઃખથી વિમુક્ત થઈ, જીર્ણ ત્વચાને ત્યાગ કરેલા સર્પની પેઠે સુખે કરી શયન કરે છે. ખરાબ ચાલથી પોતાનો જય કરવો, રાજા પાસે લોકોની ચાડી કરવી અને ગુરૂ અથવા પોતાના વડીલ સામે ખોટી હુજત કરવી, એ ત્રણે બ્રહ્મહત્યા સરખાં જાણવાં. ઈર્ષ્યા મૃત્યુરૂપ અને અતિવેદ અલક્ષ્મીરૂપ છે. ગુરૂની સેવા ન કરવી, ભણવામાં ઉતાવળ તથા વખાણ, એ ત્રણ વિદ્યાને નાશ કરનાર છે. આલસ્ય, મદ અથવા મોહ, ચપળતા, વાતો કરવી, ઉદ્ધતપણુ, અભિમાન તથા લુબ્ધતા, એ સાત વિદ્યાર્થિયોને દોષરૂપ છે. સુખની ઇચ્છા કરનારને વિદ્યા ક્યાંથી ! ને વિદ્યાર્થિને સુખ ક્યાંથી ! માટે સુખની ઈચ્છાવાળાએ વિદ્યાનો ત્યાગ કરવો અને વિદ્યાના ઈચ્છનારે સુખનો ત્યાગ કરવો. કાષ્ઠથી અગ્નિ તૃપ્ત થતો નથી, તેમ નદિયોથી સમુદ્ર, સર્વ પ્રાણિયોથી કાળ તથા પુરૂષોથી સ્ત્રી તૃપ્ત

થતી નથી. હે રાજન્, આશા ધૈર્યને હણે છે, તેમ કાળ સમૃદ્ધિને, ક્રોધ લક્ષ્મીને, કદર્યતા યશને, અરક્ષણ પશુને તથા કોપેલો એક બ્રાહ્મણ સમગ્ર દેશને હણે છે. હે ભારત, બકરા, કાંસુ, રૂપું, મધ, વિષાદિકને આકર્ષણ કરનાર પક્ષી, વેદ ભણેલો બ્રાહ્મણ, વૃદ્ધ જાતિલો તથા ખેદ પામેલો કુલિન, એટલા હમેશ તમારા ઘરમાં નિવાસ કરો. વળી બકરો, બળદ, ચંદન, વીણા, અરીસો, મધ, ઘૃત, લોહ, તામ્રપાત્ર, દક્ષિણાવર્તશંખ, શાલિગ્રામ તથા ગોરોચન, એટલાં ધન પદાર્થો, દેવ, બ્રાહ્મણ તથા અતિથિની પૂજા વાસ્તે હમેશ ઘરમાં રાખવાં, એમ મનુએ કહ્યું છે. હે તાત, આ સર્વ પુણ્ય હેતુમાં ઉત્કૃષ્ટ એવું માંગલિક હું તમોને કહું છું જે, કામ, ભય, લોભ તથા જીવિત વાસ્તે પણ ક્યારેય ધર્મનો ત્યાગ ન કરવો. ધર્મ નિત્ય છે અને સુખ દુઃખ અનિત્ય છે, તેમ જીવ નિત્ય છે ને એનું હેતુ અવિદ્યા અનિત્ય છે, વાસ્તે સુખ દુઃખ તથા અવિદ્યારૂપ અનિત્યને ત્યાગ કરી, નિત્યરૂપ ધર્મ તથા આત્માને વિષે નિષ્ઠા કરો, ને સંતોષને પામો; કારણ સંતોષ જેવો બીજો લાભ નથી. હે તાત, મહાબળવાન તથા મ્હોટા પ્રભાવવાળા રાજાઓને સંભારો ! જેઓ ધન ધાન્યથી ભરેલી પૃથ્વીને ભોગવી, રાજ્ય તથા ઘણાક ભોગને મૂકી કાળને વશ થયા ! હે રાજન્, દુઃખથી પણ જેનું પોષણ કરેલું છે એવા મરણ પામેલા પુત્રને, મનુષ્યો ઉપાડી પોતાને ઘેરથી દૂર લઇ જાય છે, અને કેશ છુટા મૂકી દયા આવે તે રીતે રૂદન કરી, કાષ્ટની પેઠે તેને ચિતામાં ફેંકી દે છે, પછી તે મરણ પામેલાનું ધન બીજા ભોગવે છે, ને તેના શરીરના ધાતુને અગ્નિ તથા પક્ષિયો ખાય છે, પણ તે જીવ તો પુણ્ય તથા પાપ સહિત પરલોક વિષે જાય છે. હે રાજન્, એ રીતે સગાં, જાતિલા તથા પુત્રો, એતો પુષ્પ તથા ફળ વગરના વૃક્ષોને મૂકી જેમ પક્ષિયો પાછાં વળે, તેમ તે મરી ગયેલા દેહને ત્યાગ કરી પાછાં વળે છે! અગ્નિમાં નાખેલા પુરૂષની પાછળ તેનું કરેલું કર્મ જાય છે, વાસ્તે પુરૂષે યત્નથી ધિરે ધિરે ધર્મનોજ સંચય કરવો. આ લોકની ઉપર સ્વર્ગ છે, અને નિચે પાતાળમાં પણ ઈંદ્રિયોને મોહ કરનાર તમોગુણિ પુરૂષોએ પ્રાપ્ય એવું અંધતામિસ્ત્ર નરક છે, એમ તમે જાણો ! તે નરક તમોને સ્પર્શ માં કરો ! હે રાજન્, આ મારૂં કહેલું વચન જો તમે યથાર્થ જાણવાને સમર્થ થશો, તો આ જીવલોકમાં યશને પામશો, ને પરલોકમાં તમોને ભય નહીં થાય. હે ભારત, જેમાં ધર્મરૂપી તીર્થ છે, બ્રહ્મથી જેનો ઉદય છે, ધૈર્યરૂપી છે કાંઠો જેનો તથા દયા-

રૂપી છે લેહેર જેમાં, એવી જીવરૂપિ નદી છે, તેમાં જે ન્હાય એટલે પોતાનું પ્રત્યગાત્મરૂપ જાણે, તે પુણ્ય કર્મવાળો પવિત્ર થાય. પુણ્ય કર્મ એટલે નિરંતર નિર્લોભપણું જાણવું. હે રાજન્, કામ ક્રોધરૂપી જેમાં ઝુડ છે, તથા પાંચ ઇંદ્રિયોરૂપિ જળ છે, એવી સંસારરૂપિ નદીમાં ધૈર્યરૂપિ નાવને ગ્રહણ કરી, જન્મરૂપિ દુર્ગમસ્થાનને તરી જાઓ! પ્રજ્ઞા, ધર્મ, વિદ્યા તથા અવસ્થાથી વૃદ્ધ એવા પોતાના બંધુની પૂજા કરી, તેને પ્રસન્ન કરીને, શું કરવા લાયક અને શું ન કરવા લાયક છે, એ રીતે જે પૂછે, તે પુરૂષ ક્યારેય પણ મોહ ન પામે. ધૈર્યથી શિશ્ન તથા જીહ્વા ઇંદ્રિના વેગને જીતવો, નેત્રથી જોઇને હાથે કરી વસ્તુ ગ્રહણ કરવી અને જોઇને પવિત્ર દેશમાં પગ મૂકવો. એ રીતે પાણિ પાદની નેત્રવડે દોષથી રક્ષા કરવી, ચક્ષુ તથા શ્રોત્રને મનવડે કુમાર્ગમાં જવા ન દઈ, તેમને દોષથી બચાવવાં, તથા મન વાણીની સંયમનરૂપ કર્મે કરી દોષથી રક્ષા કરવી. નિરંતર વખતસર સંધ્યાસ્નાનાદિક કર્મ કરનાર, નિરંતર યજ્ઞોપવિત સાચવનાર, નિરંતર વેદ ભણનાર, અત્યંત પાતકીનું અન્ન ત્યાગ કરનાર, સત્ય બોલનાર તથા ગુરૂનું કામ કરનાર બ્રાહ્મણ બ્રહ્મલોકમાં ભ્રષ્ટ થતો નથી. જે ક્ષત્રિય વેદભણી, અગ્નિહોત્રમાં હોમ દઇ, યજ્ઞોથી પરમેશ્વરનું આરાધન કરી તથા પ્રજાનું પાલન કરીને, પછી ગાય અથવા બ્રાહ્મણ વાસ્તે મરણ પામે, વા સંગ્રામ વિષે શસ્ત્રથી પવિત્ર અંતરાત્માવાળો હણાય, તે સ્વર્ગને પામે. જે વૈશ્ય વેદ ભણી, બ્રાહ્મણ, ક્ષત્રિય તથા આશ્રિતને વખતસર ધનનો વિભાગ કરી આપી, અગ્નિહોત્રના પવિત્ર ધૂમને સુંઘી મરણ પામે, તે સ્વર્ગમાં દિવ્ય સુખ ભોગવે. બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય વર્ણની ઘટતી રીતે ન્યાયથી સેવા કરી, તેઓને પ્રસન્ન કરી વ્યથા જેને ટળી ગઇ છે એવો શુદ્ર, નિષ્પાપ થઈ દેહ મૂકી સ્વર્ગ સુખ ભોગવે છે. હે રાજન્, આ ચાર વર્ણનો ધર્મ તમોને મેં કહ્યો, તેનો હેતુ એકે-પાંડુ પુત્ર યુધિષ્ઠિર ક્ષાત્ર ધર્મથી હીન થાય છે, માટે તેની તમો રાજધર્મ વિષે યોજના કરો. તે સાંભળી ધૃતરાષ્ટ્રે કહ્યું કે હે સૌમ્ય, તું નિરંતર જે રીતે મને શીક્ષા કરે છે તેમજ છે, ને મારી મતિપણ તેજ રીતે થાય છે. તથાપિ પાંડવો પ્રત્યે તે રીતે કરેલી મારી બુદ્ધિ, દુર્યોધનને પામી પાછી વિપરીત થઇ જાય છે. તેથી હું એમ માનું છું કે, પુરૂષાર્થ નિરર્થક છે ને દૈવ બલિષ્ટ છે, માટે કોઇપણ પ્રાણી દૈવને અતિક્રમણ કરવા સમર્થ થતું નથી.

नदिष्टमभ्यतिक्रांतुं शक्यंभूतेनकेनचित् ।
दिष्टमेवध्रुवंमन्ये पौरुषंतुनिरर्थकं ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि प्रजागरपर्वणि विदुरवाक्ये गुर्जरभाषायां चत्वारिंशोऽध्यायः ॥ ४० ॥

॥ समाप्तमिदंप्रजागरपर्व ॥

---

## ॥ अथ सनत्सुजातपर्व. ॥

धृतराष्ट्रउवाच ॥ अनुक्तंयदितेकिंचि द्वाचाविदुरविद्यते ।
तन्मेशुश्रूषतोब्रूहि विचित्राणिहिभाषसे ॥१॥

ધૃતરાષ્ટ્ર કહેછે–હે વિદુર, જો કંઇપણ વાણીથી તારે કહેવામાં રહિ ગયું હોય, તો હું શ્રવણ કરવાને ઇચ્છું છું, વાસ્તે કહે; કારણ તું વિચિત્ર પ્રકારનું ભાષણ કરે છે. તે સાંભળી વિદુરે કહ્યું કે, હે મહારાજ ધૃતરાષ્ટ્ર, જે પ્રાચીન, કુમાર, સનાતન તથા સર્વ બુદ્ધિમાનમાં શ્રેષ્ઠ સનત્સુજાત મુનિ "મૃત્યુ નથી" એ રીતે કહે છે, તે યોગકલાદિક, શમાદિક તથા હૃદયમાં રહેલા સર્વ ધર્મ તમોને કહેશે. તે સાંભળી ધૃતરાષ્ટ્રે કહ્યું કે હે વિદુર, શું તે બધું તું નથી જાણતો ! જે તે મુનિ મને કહે ? માટે કંઇ પછવાડે કહેવું રહ્યું હોય તો તુંજ મને કહે. તે સાંભળી વિદુરે કહ્યું કે, જે સનત્સુજાત મુનિ જાણે છે; તે બધું હું જાણું છું તથાપિ હું શૂદ્ર યોનિમાં ઉત્પન્ન થયો છું, તેથી હવે બીજું કહેવાનો ઉત્સાહ રાખતો નથી. બ્રાહ્મણની જાતિમાં ઉત્પન્ન થયેલો અત્યંત ગુહ્ય કહે, તોયપણ દેવતાઓને નિંદા કરવા લાયક નથી થતો. વાસ્તે તે કહેશે એમ હું તમોને કહું છું. તે સાંભળી ધૃતરાષ્ટ્રે પૂછ્યું કે હે વિદુર,તે સનત્સુજાત મુનિ ક્યાંછે ? તે કહે, ને આ દેહથી મારે તેની સાથે કેમ સમાગમ થાય ! વૈશંપાયન કહેછે–હે જનમેજય, એવાં ધૃતરાષ્ટ્રનાં વચન સાંભળી તે તીક્ષ્ણ વ્રતવાળા ઋષિને વિદુરે યાદ કર્યા, તો તરત તે વિદુરના મનનો અભિપ્રાય જાણી ત્યાં પધાર્યા. તેમને જોઇ મધુપર્કાદિક વિધિથી વિદુરે તેમનો સત્કાર કરી આસન આપ્યું. પછી વિસામો ખાઇ સુખે કરી બેઠેલા તે મુનિને વિદુરે કહ્યું કે હે ભગવન્, ધૃતરાષ્ટ્રના મનમાં કંઈ સંશય છે, જે મારાથી

કેહેવાને સમર્થ નથી થવાતું, માટે તમે એને કેહેવા લાયક છો. જે સાંભળી આ ધૃતરાષ્ટ્ર રાજા, સર્વ દુઃખને અતિક્રમણ કરે, ને લાભ, અલાભ, પ્રિય, દ્વેષ, જરા, મૃત્યુ, ભય, અસહિષ્ણુતા, ક્ષુધા, તૃષ્ણા, મદ, ઉત્કૃષ્ટ ઐશ્વર્ય, અપ્રીતિ, તંદ્રા, ક્ષય, ઉદય તથા પાપ પુણ્ય, એ સર્વ એને બાધ ન કરે.

विषहेरन्भयामर्षौ क्षुत्पिपासेमदोद्भवौ ।
अरतिश्चैवतंद्रीच कामक्रोधौक्षयोदयौ ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि सनत्सुजातीयपर्वणि विदुरकृतसनत्सुजातप्रार्थने गुर्जरभाषायां एकचत्वारिंशोऽध्यायः ॥ ४१ ॥

---

**वैशंपायनउवाच** ॥ ततोराजाधृतराष्ट्रोमनीषी संपूज्यवाक्यंविदुरेरितंतत् ।
सनत्सुजातंरहितेमहात्मा पप्रच्छबुद्धिंपरमांबुभूषन् ॥१॥

વૈશંપાયન કેહે છે—પછી બુદ્ધિમાન્ મહાત્મા ધૃતરાષ્ટ્ર રાજા, વિદુરે જે વાક્ય કહ્યું તેને વખાણીને, પરમ બુદ્ધિને પ્રાપ્ત થવાની ઇચ્છાથી એકાંત વિષે તે સનત્સુજાત ઋષિને પૂછવા લાગ્યા કે, હે સનત્સુજાત, "મૃત્યુ છે નહીં" એ રીતે તમારૂં બોલવું વિદુરાદિકના મુખ થકી હું સાંભળું છું, ને દેવ તથા અસુર, મૃત્યુ ટળવા વાસ્તે બ્રહ્મચર્ય વ્રતનું આચરણ કરે છે; માટે જો મૃત્યુ હોયજ નહીં, તો તેની નિવૃત્તિ વાસ્તે તેઓનો યત્ન કેમ ઘટે? માટે એ બેય મતમાં કયું મત સત્ય છે? તે તમે કહો. તે સાંભળી સનત્સુજાત ઋષિએ કહ્યું કે હે રાજન્, "બ્રહ્મચર્યરૂપ કર્મથી મૃત્યુ દૂર થાય છે," એકતો એ પક્ષ અને "વાસ્તવ મૃત્યુ છેજ નહીં" એ બીજો પક્ષ, તેમાં કયો પક્ષ સત્ય છે એમ તેં પૂછ્યું, વાસ્તે હું કહું તે સાંભળી તે બેઉ પક્ષમાં પરસ્પર વિરૂદ્ધપણું માં માન. હે ક્ષત્રિય, એકજ પુરૂષને અવસ્થા ભેદે કરી બેઉ પક્ષ ખરા છે એમ વિદ્વાન્ પુરૂષો માને છે એમ તું જાણ. એટલે કે અવિદ્યાવસ્થા વિષે મોહથી મૃત્યુ થાય છે, અને જ્ઞાન થયેથી તો રજ્જુમાં સર્પની પેઠે કાલત્રયમાં પણ મૃત્યુ છેજ નહીં; તેથી હું તો અજ્ઞાનનેજ મૃત્યુ કહું છું, ને જ્ઞાનને મોક્ષનું હેતુ કહું છું. અજ્ઞાનથીજ દેહાભિમાની પુરૂષો મૃત્યુ વશ થાય છે, અને જ્ઞાનથી શમ દમાદિ સાધન સંપન્ન પુરૂષો બ્રહ્મરૂપ થાય છે. અજ્ઞાનરૂપ મૃત્યુ વ્યાઘ્રની પેઠે જીવને ખાતો નથી, પણ સંસારરૂપ સંકટ વિષે પાડે છે; પણ એનું

સ્વરૂપ દેખાતું નથી, ફક્ત કાર્ય દેખાય છે. કેટલાક પુરૂષો યમને મૃત્યુ કહે છે, પણ તે યમ તો સારાં નરતાં કર્મ કરનારને ઘટતો દંડ દેનાર તથા પિતૃ લોકનાં રાજ્ય કરનાર દેવ છે. તેની આજ્ઞાથી જીવોને ક્રોધ, પ્રમાદ તથા લોભરૂપ વિકારો ઉત્પન્ન થાય છે, તેથી અહંકારે કરી આડે રસ્તે ચાલનાર તથા વિષય ભોગમાં આસક્ત એવા કોઇપણ જીવ આત્મયોગને નથી પામતા, પણ ક્રોધાદિકે કરી મોહ પામેલા તે આ લોક થકી મરણ પામી યમલોકમાં જઈ વારંવાર નરકમાં પડે છે, ને ઇંદ્રિયોપણ તેમની પાછળ જાય છે. એ પ્રમાણે શરીરને અત્યંત ભૂલી જવારૂપ અજ્ઞાનજ મૃત્યુ કેહેવાય છે. ભોગને આપનાર કર્મનો ઉદય થયેથી, કર્મના ફળના ભોગમાં આસક્ત પુરૂષો, ભોગની વાસનાથી પૂર્વ દેહનો ત્યાગ કરીને સ્વર્ગાદિ લોક પ્રત્યે જાય છે, પણ મૃત્યુને તરતા નથી; એટલે કે તેમનાથી દેહના નાશ માત્રે કરી મુક્ત નથી થવાતું; કારણ તેઓ બ્રહ્મની પ્રાપ્તિના સાધનભૂત અષ્ટાંગાદિ યોગ રહિત છે; માટે ભોગની ઇચ્છાએ કરી દેહાભિમાની થઈ ઉંચ નીચ અનેક યોનિ વિષે ફર્યા કરે છે. મનુષ્યને મિથ્યાભૂત શબ્દાદિ વિષયોમાં પ્રીતિ અને તે વાસ્તે સ્વભાવિક પ્રવૃત્તિ, તેજ ઇંદ્રિયોને મોહરૂપ છે. કારણ વિષયના સંગે કરી હણાયો છે અંતરાત્મા જેનો એવો પુરૂષ, વિષયોનું સ્મરણ કરી તે તે વિષયને સેવે છે, એટલે વિષય સેવવાનો હેતુ વિષયનું સ્મરણજ છે. માટે પરમેશ્વરવિષે વા સન્માર્ગમાં ચિત્તવૃત્તિ રાખી વિષયનું સ્મરણ ન થાય તે રીતે કરવું. પ્રથમ વિષયનું સ્મરણ, પછી તે તે વિષયને પામવાનો અભિલાષ, તે કોઈ નિમિત્તથી હણાયો તો ક્રોધ, એ રીતે ત્રણે, નથી જીતી ઇંદ્રિયો જેણે એવા મનુષ્યોને પ્રથમ હણે છે, ને પછી ક્રમે કરીને મોહયુક્ત કરે છે. અને જીત્યુ છે ચિત્ત જેણે એવા ધિર પુરૂષો તો ધૈર્યથી મૃત્યુને તરી જાય છે. માટે મૃત્યુ તરવાની છે ઇચ્છા જેને એવા પુરૂષે, આત્માનું ચિંતન કરતાં, પોતાની પાસે પ્રાપ્ત થયેલા સ્ત્રિઆદિકને, રસ્તામાં પડેલા તૃણની પેઠે તુચ્છ જાણી તેમાં આસક્તિ ન રાખવી. એ રીતે જે વિદ્વાન્ થઈ કામને હણે, તે પુરૂષને અજ્ઞાનરૂપ મૃત્યુ યમની પેઠે ગળતો નથી; એટલે કે નિષ્કામને મૃત્યુ ભય નથી. અને વિષયની ઇચ્છા રાખનાર પુરૂષ મૃગ, હસ્તિ, પતંગ, ભ્રમર તથા મત્સ્ય, એ પાંચ જેમ શબ્દાદિ પાંચ વિષયોમાં આ સક્તિથી મરણ પામે છે તેમ મરણ પામે છે. એટલે કે, મૃગ વાદ્ય સાંભળી, તે સુંદર વાદ્યના શબ્દમાં આસક્ત થઈ જઈ પારાધિને હાથે મરણ પામે છે. તેમ હસ્તિ બનાવેલી હસ્તિનીને જોઇ,

તેને સ્પર્શ કરવાની ઇચ્છાથી પાસે જઈ મરણ પામે છે, પતંગ પણ દીપકને જોઈ તેના રૂપમાં આસક્ત થઈ પાસે જઇને નાશ પામે છે. તેમ ભ્રમર સૂર્યવિકાશિ કમળમાં તેની સુંદર સુગંધની લાલસાથી બેસે છે, ને તે કમળ સૂર્યાસ્ત સમયે બીડાઈ જાય છે તે વખતે વાયુ બંધ થવાથી, પોતે લાકડાં કોરવામાં સમર્થ છતે પણ, ગંધમાં ગાઢ આસક્તિને લીધે મરણ પામે છે; અને મત્સ્ય કાંટા ઉપર ચઢાવેલા માંસના સ્વાદને લીધે મરણ પામે છે. એ પાંચ જ્યારે એક એક વિષયમાં ગાઢ આસક્તિથી મરણ પામે છે, ત્યારે પાંચે વિષયને ઇચ્છિનાર પુરૂષ વિષયની પાછળ નાશ પામે એમાં શું આશ્ચર્ય! માટે જે પુરૂષ વિષયનો ત્યાગ કરે છે, તે સર્વ દુઃખને અતિક્રમણ કરે છે. મનુષ્યો કામથી જ્ઞાન તથા વિવેક રહિત થઇ જાય છે, તેથી જેમ મદિરાપાન કરી મત્ત થયેલા પુરૂષો ખાડાવાળી જમીનમાં પડી જાયછે. તેમ સુખ આપનારાં સ્ત્રિઆદિક પ્રત્યે દોડી નરકમાં પડે છે. હે ક્ષત્રિય, કામે કરી જેનું ચિત્ત પરાભવને નથી પામ્યું, તે પુરૂષને યમરાજા તૃણના વાઘની પેઠે શું કરી શકે! કારણ તે પુરૂષ તો ઉલટો કામના આયુષ્યને નાશ કરતો સ્ત્રિઆદિકને ન ગણી તેમનું સ્મરણ પણ નથી કરતો! તમારા શરીરમાં જે આ મોહાવિશિષ્ટ અંતરાત્મા છે, તેજ ક્રોધ તથા લોભરૂપ મૃત્યુને ઉત્પન્ન કરે છે. માટે એ રીતે ઉત્પન્ન થતા મૃત્યુને જાણી જે જ્ઞાન વિષે નિષ્ટાવાન થાય, તે યમરાજાથી બીમે નહીં. વિષયને પામી મનુષ્ય જેમ મૃત્યુથી નાશ પામે છે, તેમ તે જ્ઞાનીના જ્ઞાનરૂપ વિષયમાં ગયેલો મૃત્યુ નાશ પામે છે. તે સાંભળી ધૃતરાષ્ટ્રે કહ્યું કે, અશ્વમેધાદિ કર્મે કરીને સ્વર્ગથી ઉત્તમ અને વ્યવહારાદિ જોતાં નિત્ય એવા સત્ય લોક મળે છે,*એમ વેદ જાણનારા બ્રાહ્મણો કેહે છે; ને તે લોક મોક્ષને આપનારા છે, એમ પણ વેદમાં કહેલું છે. એ વાત જાણનાર પુરૂષ શું કરવા કર્મ ન કરે! કારણ કર્મથી મોક્ષની સિદ્ધિ થતી હોય, ત્યારે જ્ઞાનનું શું પ્રયોજન! એવાં ધૃતરાષ્ટ્રનાં વચન સાંભળી, સનત્સુજાત ઋષિએ કહ્યું કે, એ રીતે સકામકર્મ કરનાર જ્ઞાની પુરૂષ સત્ય લોકમાં જાય છે, અને વેદો પણ ત્યાં ભોગ તથા મોક્ષનાં પ્રયોજન છે. એમ કહે છે એ વાત ખરી, તથાપિ તે સકામ કર્મ કરનાર પુરૂષ પોતાના કર્મ પ્રમાણે ત્યાં ભોગ ભોગવી પાછો આ લોકમાં અવતરે છે, તેને સત્યલોક મોક્ષ આપનારો નથી. પણ નિષ્કામ કર્મ કરનાર જ્ઞાની પુરૂષતો અહિંજ પરમપદને પામે છે; કદાચ કંઇ સત્યલોકના ભોગની ઇચ્છા હોયતો, તે સુષુમ્ના નાડીવડે કરી બીજા લોકના

માર્ગોને મૂકી સત્ય લોકમાં જાય છે, ને ત્યાં પૂર્ણજ્ઞાની થઇ પરમપદને પામે છે. તે સાંભળી વળી ધૃતરાષ્ટ્રે કહ્યું કે, તમે કહ્યું જે જીવ પરમપદને પામે છે, તેથી એવું સિદ્ધ થયું કે, પરમાત્માજ જીવપણાને પામે છે, કારણ જો એમ નહીં હોય તો અન્યને અન્યરૂપ થવું ઘટતું નથી. હવે તે પણ સંભવતું નથી, કારણ જન્મ તથા પરિણામ રહિત પરમાત્માને કોણ હુકમ કરનાર છે, કે જેના હુકમથી તે દુઃખાદિક ભોગવનાર જીવ થાય છે? કદી તમે એમ કેહેશો કે, કોઇ હુકમ કરનાર બીજો માનશું, તોતે હુકમ કરનારને હુકમ કરનાર કોણ, પાછો તેને હુકમ કરનાર કોણ, એ રીતે અનવસ્થારૂપ દોષ આવે છે. કદાચ એમ કેહેશો કે, તે પરમાત્મા પોતેજ અનુક્રમથી આ સર્વ વિશ્વરૂપ પોતાની મેળેજ થાય છે, તો તેપણ સંભવતું નથી. કારણ "પ્રયોજન વિના મંદ બુદ્ધિવાળો પણ કોઇ કામમાં પ્રવર્ત્તે નહીં," એ ન્યાયથી તે આપ્ત કામ પરમાત્માને તેમ થવા વિષે કંઈ પણ પ્રયોજન નથી, માટે પોતાની મેળે પણ જગદ્રૂપ થવું સંભવે નહીં. ત્યાં તમે કેહેશો કે લોકમાં ચોપાટ આદિની રમત મતલબ વગર પણ રમાય છે, તેમ પરમાત્માને પણ જગત્સૃષ્ટ્યાદિક લીલા માત્રજ છે, તો તેપણ સંભવતું નથી; કારણ ચોપાટ આદિની રમત પણ સુખ વાસ્તે કરાય છે, ને પરમાત્માને કંઈ સુખની ઇચ્છા નથી, તેમ પોતાના આત્માને સંકટમાં પાડવાથી તેને કંઇ સુખ નથી, માટે પરમાત્માને પોતાની મેળે પણ સૃષ્ટિ વિષે પ્રવૃત્તિ સંભવતિ નથી; માટે હે વિદ્વાન્, તે બધું યથાર્થ તમે મને કહો, એવાં ધૃતરાષ્ટ્રનાં વચન સાંભળી સનત્સુજાત ઋષિએ કહ્યું કે, જીવ તથા પરમાત્માનો ભેદ માનવામાં મ્હોટો દોષ છે, કારણ યથાર્થ વિચારતાં તેબેઉનું ઐક્યજ છે, માટે તેમનો ભેદ માનવો યોગ્યજ નથી. કેમકે અજ્ઞાનજ જેનું હેતુ છે એવાં સ્થૂળ સૂક્ષ્મ શરીરના સંબંધે કરી, ઘટાકાશ તથા જળ ચંદ્રાદિ ન્યાય પ્રમાણે પરમાત્મા થકી જીવો થાય છે. એ રીતે ઔપાધિક ભેદથવાથી જળગત ચંદ્ર કંપવાથી જેમ મુખ્ય ચંદ્ર કંપે નહીં તથા ઘટાકાશ ચલાયમાન થયેલી જેમ મુખ્ય આકાશ ચલાયમાન થાય નહીં, તેમ પરમાત્માનું આધિક્ય કંઇપણ ટળતું નથી. જે આ જગત્ દેખાય છે, તે સર્વ ઐશ્વર્ય સંપન્ન નિત્ય નિર્વિકાર પરમાત્માજ છે. તે માયાના યોગથી વિશ્વને રચેછે, ને તેના વિષે જગતને ભાસમાન કરનારી શક્તિજ રહેલી છે, એમ વેદ પણ માને છે. અને વન્હિની દાહક શક્તિની પેઠે તે શક્તિ તેનાથી જૂદી નથી, તે વિષે પણ વેદ પ્રમાણ છે. એવાં સનત્સુજાતનાં વચન સાંભળી ધૃતરાષ્ટ્રે

પૂછયું કે, મોક્ષ વાસ્તે કેટલાક પુરૂષો અગ્નિહોત્રાદિરૂપ સત્ધર્મનું આચરણ કરતા નથી, ને કેવળ સન્યાસજ કરે છે; ને કેટલાક ઉપાસના સહિત અગ્નિહોત્રાદિરૂપ ધર્મજ કરે છે, તે કેમ ! અને તે અગ્નિ હોત્રાદિરૂપ ધર્મ કરતાં જે ખામીરૂપ પાપ થાય છે, તે આચરેલા ધર્મને હણે છે કે તેથી પોતે હણાય છે ! તે સાંભળી સનત્સુજાત ઋષિયે કહ્યું કે, મોક્ષ વાસ્તે સન્યાસ તથા ઉપાસના સહિત નિષ્કામ અગ્નિ હોત્રાદિરૂપ ધર્મ, એ બેઉ ઉપયોગી છે; અને સકામ ધર્મનું ફળ સ્વર્ગ વા નિષ્કામપણાથી કરે તો ચિત્ત શુદ્ધિ અને પાપનું ફળ નરક છે. બ્રહ્મસ્વરૂપમાં સ્થિતિ વાસ્તે સન્યાસ તથા ઉપાસના સહિત નિષ્કામ કર્મ એ બેઉ અચળ છે, તથાપિ જ્ઞાને કરી વિદ્વાન્ બ્રહ્મને પામે છે, અને ઉપાસના સહિત કર્મે કરી, જો સકામ હોય તો દેવાદિકપણાને પામે; જેથી દેહાભિમાની થઇ અભિમાનજન્ય પાપને પણ પામે છે, માટે જ્ઞાનજ શ્રેષ્ઠ છે. પુણ્ય તથા પાપના સ્વર્ગનરકરૂપ નાશાત્મક ફળને પામી, જીવ ફરીથી પૂર્વ સંસ્કારે કરી જન્મ લઈ તે તે યોનિને ઉચિત કર્મ કરે છે. એ રીતે કર્મનું ફળ ભોગવી પાછો કર્મજ કરે છે. તેથી કર્મ પાશથી મુક્ત થતો નથી. યદ્યપિ એમ છે, તથાપિ નિષ્કામ ધર્મરૂપ કર્મે કરી વિદ્વાન્ પાપને દૂર કરે છે, અને મૂઢતો કર્મના સ્વર્ગ પશ્વાદિરૂપ ફળનેજ ઇચ્છે છે. માટે નિષ્કામ ધર્મજ બળવાન છે, અધર્મ નથી. એ હેતુ માટે નિષ્કામ ધર્માચરણ કરનારને પાપ નાશ થવાથી કાળે કરી મોક્ષ પણ થાય છે. તે સાંભળી વળી ધૃતરાષ્ટ્રે પૂછયું કે, પુણ્ય કર્મ કરનાર બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય, તથા એ દ્વિજોને યમનિયમાદિ ધર્મનાં ફળભૂત જે સનાતન લોક પ્રાપ્ત થાય છે, તેમનાં ક્રમ કહો. તથા બીજાં પણ લોક કહો; સ્વભાવિક નિષિદ્ધ કરેલાં કામ્ય* કર્મને હું ઇચ્છતો નથી. તે સાંભળી સનત્સુજાત ઋષિયે કહ્યું કે, જેમ મલ્લાદિક બળવાન પુરૂષો બીજાના બળ વિષે સ્પર્ધા કરે છે, તેમ યમનિયમાદિરૂપ વ્રત વિષે "હું બીજાઓથી અધિક યમનિયમાદિ સાધીશ." એમ સ્પર્ધા કરનાર દ્વિજ, સગુણ બ્રહ્મને જાણનાર યોગિ થઈ આ દેહને મૂકી બ્રહ્મ લોક વિષે જાય છે, ને પછી ત્યાં બ્રહ્માની સાથે મુક્તિને પામે છે. જે પુરૂષોને "હુંજ યજ્ઞાદિકનું સર્વથી ઉત્કૃષ્ટ રીતે અનુષ્ટાન કરૂં" એમ આગ્રહ છે, તેઓને તે યજ્ઞાદિક જ્ઞાનેચ્છા હોય તો જ્ઞાનનુંજ સાધન થાય છે, નહીં તો તેઓ આ શરીરથી મુક્ત થઇ ત્રિવિષ્ટપ સ્વર્ગ પ્રત્યે જાય છે. જે પુરૂષને દૃઢ જ્ઞાન થયું નથી ને સંસારમાં પણ આસક્તિ થોડી છે, તેણે વર્ણ, આશ્રમ તથા અવસ્થા, ઈત્યાદિના અભિમાનથી જે બહિર્મુખ હોય

તેને, તેમજ નિષ્કામપણાથી જે અંતર્દષ્ટિવાળો હોય તેને પણ અત્યંત અનુસરવું નહિ; કારણ બહિર્મુખને અત્યંત અનુસરવાથી, પોતામાં કામ ક્રોધાદિ દુર્ગુણ આવે, ને અંતર્દષ્ટિવાળાને અત્યંત અનુસરવાથી તે કદિ નિષ્કામપણાને લીધે કર્મ ન કરતો હોય તો પોતાથી પણ કર્મ છુટી જાય, વાસ્તે તે બેઉ પાસેથી સાર હોય તે ગ્રહણ કરવું; એવાં ધર્માચરણને વેદ જાણનાર બ્રાહ્મણો વખાણે છે. સન્યાસિયોએ વર્ષાકાળમાં વૃદ્ધિ પામેલા તૃણની પેઠે જેના ઘરમાં અતિથિ વાસ્તે અન્નપાન ઘણું જોયામાં આવે, તેને ઘેર જઈ પોતાની પ્રાણયાત્રા કરવી, પણ ક્યારેય જેને સંકોચ થાય એવા ક્ષીણ વૃત્તિવાળા ગૃહસ્થને ઘેર જઇ પીડા કરવી નહીં, તેમ ક્ષુધાની બાધાથી પોતાના પ્રાણને પણ પીડા કરવી નહીં, એટલે ઘણા અન્નપાનવાળાને ઘેર જઇ હમેશ ભીક્ષા કરવી. તેમ જે ભય આપનાર દેશમાં રહિને પોતામાં સામર્થ્ય છતે પણ, તે દેશના મનુષ્યોની વચમાં પોતાના આત્માને વિદ્યાદિ ગુણે કરી અધિક જણાવતો નથી, તે યોગી અત્યંત સર્વથી શ્રેષ્ઠ જાણવો. જે પારકો ઉત્કર્ષ જોઇ સંતાપ ન કરતો હોય, ને બ્રહ્મચારિ તથા સન્યાસિને જમાડયા પછી જમતો હોય, તેનું અન્ન સન્યાસિયોએ જમવું, એમ સત્પુરૂષોનું સંમત છે. જેમ શ્વાન નિત્ય પોતાનું વમન કરેલું ખાય છે, તેમ પોતાનું પાંડિત્યાદિક પ્રકાશ કરી જે ભિક્ષાની ઇચ્છા કરે છે, તે સન્યાસિ પોતાના અકલ્યાણ વાસ્તે વમન કરી પાછું ખાનાર થાય છે. જે બ્રહ્મવેત્તા બ્રાહ્મણ પોતાની જ્ઞાતિના મધ્યમાં વસે છે, તોયપણ "આ જાતિલાઓ મારી યોગચેષ્ટા માં જાણો" એમ જેની મતિ છે, તેના લક્ષણને જાણનાર પંડિતો તેને બ્રહ્મનિષ્ટ કહે છે. એ રીતે કહેલી યોગચેષ્ટા વિના, ઉપાધિકૃત વ્યવધાન રહિત, પ્રતિ શરીરમાં રેહેનાર, અનુમાનાદિક પ્રમાણોએ કરી અગમ્ય, વ્યાપક, સંગ રહિત અને સજાતીય વિજાતીય તથા સ્વગત ભેદ રહિત આત્માને જાણવા કોણ યોગ્ય છે! તેવી યોગચર્યાવાન્ ક્ષત્રિયને પણ સ્વપ્રકાશથી બ્રહ્મ ભાસમાન થાય છે. જેથી તે પણ પોતાનો બ્રહ્મભાવ જૂવે છે. દેહાદિથી વિલક્ષણ સચ્ચિદાનંદરૂપ આત્માને જે દેહાદિરૂપ માને છે, તે આત્માને અપહરણ કરનાર ચોરે શું પાપ ન કરયું! અર્થાત્ બધું પાપ કરયું! શ્રમ હીન, પરિગ્રહ ન કરનાર, તે માટેજ શિષ્ટ પુરૂષોએ માનેલો, ઉપદ્રવ રહિત અને પોતે શિષ્ઠ છતે પણ જે શિષ્ટપણાને પ્રકાશ નથી કરતો, તે પંડિત બ્રાહ્મણને બ્રહ્મનિષ્ટ જાણવો. જે પુરૂષ ચક્ષુથી ગ્રહણ કરવા લાયક ધન તથા સ્ત્રીઆદિરૂપ વિષયમાં અનાસક્ત, ને શ્રોત્રે ગ્રહણ કરવા લાયક પરલોક સંપાદક ધર્મ તથા ઇશ્વરની

ઉપાસના વિષેજ આસક્ત છે, તેને કોઈનું ભય રહેતું નથી, કારણ તે બ્રહ્મ સ્વરૂપ છે. યજ્ઞથી પ્રસન્ન થયેલા જે દેવો યજમાનને દિવ્ય સ્ત્રી તથા અન્નપાનાદિ આપે છે, તે સમગ્ર દેવતાઓને જે પુરૂષ જાણે, તે પણ બ્રહ્મવેત્તા બ્રાહ્મણ સરખો થતો નથી. કારણ તે પોતે દિવ્ય સ્ત્રી તથા અન્નપાનાદિક વાસ્તે યત્ન કરે છે, જે બંને અનિત્ય છે, ને જ્ઞાન તથા તેનું ફળ મોક્ષતો નિત્ય છે; માટે બ્રહ્મજ્ઞાન સરખું કંઇ પણ સાધન નથી. જે પોતે માનવા વાસ્તે યત્ન નથી કરતો, તોયપણ લોકો જેને માને છે. અને તેમ છતાં "હું માન્યછું" એમ જે નથી માનતો, ને અપમાન થયેથી સંતાપ નથી પામતો, તેનેજ જ્ઞાની જાણવો. તે પુરૂષ, જેમ નેત્રને પોતાના સ્વભાવથીજ વિંચાવું તથા ઉઘડવું છે, તેમ લોક પણ પોતાના સ્વભાવ પ્રમાણેજ વર્તે છે, માટે "વિદ્વાનો પોતાના સ્વભાવથીજ મને માને છે, મારે વિષે કંઇ યોગ્યતા નથી" એમ માને છે. તેણે અધર્મમાં નિપુણ, લોક વિષે માયા કરવામાં ચતુર, માનવા લાયકને અપમાન કરનાર તથા ન માનવા લાયકને માનનાર જે મૂઢ પુરૂષો હોય, તેમની ઉપેક્ષા કરવી. માન તથા મૌન એ બેઉ હમેશ સાથે રેહેતાં નથી, કારણ માનને ઇચ્છનારાઓને દુઃખથી પણ રૂડો પરલોક મળતો નથી, અને મૌન ધારણ કરનાર યોગિને દુઃખે કરી પણ આલોક સંપાદન થતો નથી. હે ક્ષત્રિય, ધન, કુટંબ તથા ઐશ્વર્યરૂપ લક્ષ્મી માનરૂપી સુખને રેહેવાનું ઠેકાણું છે, તથાપિ તે ચોર સરખી છે; કારણ પરલોકને નાશ કરનારી છે, ને યોગિયોને તો અત્યંત અનિષ્ટ કરનારી છે. તેમ બ્રાહ્મણોની વેદરૂપી લક્ષ્મી કલ્યાણરૂપ છે, પણ બુદ્ધિ હીન પુરૂષોને દુર્લભ છે. યથાર્થ ભાષણ, સરલતા, લોકમાં નિંદા થવાનું ભય, ઇંદ્રિયોનો નિગ્રહ, શરીરની બાહ્ય તથા આંતર શુદ્ધિરૂપ એ પ્રકારનું શૌચ તથા વેદશાસ્ત્રનું અધ્યયન, એ છ દુઃખથી સંરક્ષણ કરવા લાયક અને જૂદી જૂદી તરેહનાં માન તથા મોહનાં પ્રતિબંધક એવાં, બ્રહ્મ સુખ પામવાનાં દ્વાર છે.

द्वाराणितस्येहवदंतिसंतो वहूप्रकाराणिदुराधराणि।
सत्यार्जवेह्रीर्दमशौचविद्या यथानमोहप्रतिबोधनानि ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि सनत्सुजातपर्वणि गुर्जरभाषायां द्विचत्वारिंशोऽध्यायः ॥४२॥

**धृतराष्ट्रउवाच कस्यैषमौनःकतरन्नुमौनं प्रब्रूहिविद्वन्निहमौनभावं ।
मौनेनविद्वानुतयातिमौनं कथंमुनेमौनमिहाचरंति ॥१॥**

ધૃતરાષ્ટ્ર કેહેછે—હે વિદ્વન્, હે મુને, મુનિનો ધર્મ શું પ્રયોજન વાસ્તે છે ? મૌન એટલે શું ? મૌનનું લક્ષણ શું ? શું વિદ્વાન્ પુરૂષ મૌને કરી મૌન પદને પામે છે ? અને તેઓ કેવી રીતે મૌનને આચરે છે ? તે કહો. એ રીતે ધૃતરાષ્ટ્રનાં પાંચ પ્રશ્નો સાંભળી સનત્સુજાત ઋષિયે કહ્યું કે, હે રાજન્, મનવાણી જેને પોહોચ્યાં નથી એવા પરમેશ્વરના પદની પ્રાપ્તિ થવી, એજ પ્રયોજન વાસ્તે મુનિનો ધર્મ છે. વાગાદિક બાહ્ય ઇંદ્રિયોનો તથા મનનો નિગ્રહ કરવો એ મૌન જાણવું; તેણે કરી બાહ્ય તથા આભ્યંતર પ્રપંચનું ભાન ટળી જવું, એ મૌનનું લક્ષણ. અને તે અભાનરૂપ મૌને કરી વિદ્વાન્ પુરૂષ, મનવાણીથી અગોચર એવા મૌન પદને પામે છે; અને પ્રણવ એટલે ઓંકાર તે દ્વારા મન વાણીથી અગોચર વસ્તુને જૂવે છે, એ તેમનું મૌનાચરણ સમજવું. એવાં સનત્સુજાતનાં વચન સાંભળી વળી ધૃતરાષ્ટ્રે પૂછ્યું કે, જે પુરૂષ ઋગ્વેદ, યજુર્વેદ તથા સામવેદને પણ જાણે, તે પુરૂષ પાપ કરેતો તેથી લેપાય કે ન લેપાય ? એવાં ધૃતરાષ્ટ્રનાં વચન સાંભળી સનત્સુજાત ઋષિયે કહ્યું કે, ઋગ્વેદ, યજુર્વેદ તથા સામવેદ, એ ત્રણે વેદો પણ વાણી તથા મનને નિગ્રહ કરવામાં અસમર્થ એવા પાપ કરનાર પુરૂષને પાપ કર્મથી રક્ષા કરતાં નથી, એ હું તને સત્ય કહું છું. વેદોપણ કાપટ્યથી વર્તનાર કપટિ પુરૂષને પાપથી તારતા નથી, કારણ પાંખો થયેલા પક્ષિયો જેમ માળાને ત્યાગ કરે, તેમ તેઓ પણ અંતકાળે તે પુરૂષને ત્યાગ કરે છે. તે સાંભળી વળી ધૃતરાષ્ટ્રે પૂછ્યું કે, હે વિચક્ષણ, જ્યારે ધર્મ વિના કેવળ વેદો પુરૂષોને તારવા સમર્થ થતા નથી, ત્યારે " ઋગ્વેદ, યજુર્વેદ તથા સામવેદે કરી પવિત્ર બ્રાહ્મણ બ્રહ્મલોક પ્રત્યે જાય છે, ને વેદ જાણનાર બ્રાહ્મણો વિષે સર્વ દેવતાઓ રહ્યા છે," ઇત્યાદિ બ્રાહ્મણના મહાત્મ્યને કહેનાર વાકયો અનાદિ કાળથી શું કરવા પ્રવર્તમાન છે ? તે સાંભળી સનત્સુજાત ઋષિયે કહ્યું કે, હે મહાનુભાવ, જે પરમાત્માના નિઃશ્વસિતપણાએ કરી વેદોનું મહાત્મ્ય છે, તેનાજ વિશેષ નામ રૂપાદિએ કરી આ જગત્ ભાસે છે; ને વેદોપણ સમગ્ર વિશ્વને દેખાડી " એ બ્રહ્મજ છે " એમ કહે છે. ને બ્રહ્મ વિશ્વથી વિલક્ષણ છે, એમ પણ કહે છે. વેદો ભગવાનથી ઉત્પન્ન થયા માટે માન્ય છે. તેમાં કહેલા માર્ગ પ્રમાણે અનુષ્ઠાન ન કરી, જે ભગવાનને જાણતો નથી, તેનું વેદ

ભણવું નિષ્ફળ છે. બ્રહ્મને પામવા વાસ્તેજ કૃચ્છ્ર ચાંદ્રાયણાદિ અને ધ્યાન ધારણાદિરૂપ તપ તથા યાગાદિક પણ કહ્યાં છે, કારણ તપ તથા યાગાદિકે કરી પુણ્યની ઉત્પત્તિ ને પાપનો નાશ થાય છે. જેથી પુરૂષ નિષ્પાપ થઈ જ્ઞાને કરી, બ્રહ્માકાર થયેલી ચિત્ત વૃત્તિએ કરી પ્રકાશ થયું છે આત્મતત્વ જેને, એવો થાય છે, ને જે લાભથી બીજો ઉત્તમ લાભ નથી એવા પરમ પુરૂષાર્થરૂપ આત્માને પામે છે. અને આત્મજ્ઞાનથી હીન પુરૂષતો ઇંદ્રિયગણને પ્રિય એવા વિષય સુખને ઇચ્છતો, આ લોકમાં કરેલાં સર્વ પુણ્ય પાપને સાથે લઇ પરલોકમાં જઇ, સ્વર્ગ તથા નરક વિષે સુખ વા દુઃખ ભોગવી, પાછો આ લોક પ્રત્યે આવે છેઃ ને તેને તપનું ફળ પણ પરલોક વિષે મળે છે. પણ અવસ્ય કર્તવ્ય તપ વિષે નિષ્ઠાવાન્ વિદ્વાન્ બ્રાહ્મણોને તો આ લોકજ ફળ દેનારા થાય છે, એટલે કે તેમને જ્ઞાનનું ફળ તુરતજ દીઠામાં આવે છે. તે સાંભળી વળી ધૃતરાષ્ટ્રે પૂછ્યું કે હે સનત્સુજાત, એકજ તપ સમૃદ્ધ, અસમૃદ્ધ તથા કેવળ કેમ કેહેવાય છે? તે જે રીતે હું સમજું તે રીતે કહો. તે સાંભળી સનત્સુજાતે કહ્યું કે, તપ એકજ છે, તથાપિ તે કામ રહિત તથા શ્રદ્ધાદિયુક્ત હોય તો મોક્ષનુ સાધન હોવાથી કેવળ કેહેવાય છે, તેજ શ્રદ્ધાદિયુક્ત હોય ને સકામ હોય તો સમૃદ્ધ કેહેવાય છે. અને કેવળ દંભ વાસ્તેજ હોયતો અસમૃદ્ધ કેહેવાય છે. હે ક્ષત્રિય, આ ભોગ્ય પદાર્થ સર્વ તપે કરીનેજ મળે છે, અને વિદ્વાનો તપે કરીનેજ પરમ તત્વને જાણી મોક્ષને પામે છે. એવાં સનત્સુજાતનાં વચન સાંભળી વળી ધૃતરાષ્ટ્રે પૂછ્યું કે, હે સનતત્સુજાત, કલ્મષ રહિત તપ શાસ્ત્ર વિષે સાંભળ્યું છે, વાસ્તે તપનું કલ્મષ શું? તે કહો, જે કલ્મષ રહિત તપે કરી હું બ્રહ્મવિદ્યાને જાણું! તે સાંભળી સનત્સુજાત ઋષિયે કહ્યું કે હે રાજન્, કામ ક્રોધ, લોભ, મોહ, અસંતોષ, નિર્દયપણું, પારકા ગુણ વિષે દોષારોપ, માન, શોક, ઇચ્છા, પારકા ઉત્કર્ષની અસહનતા તથા પારકાઓની નિંદા, એ બાર દોષ તપના કલ્મષરૂપ છે, માટે સર્વ મનુષ્યોએ ત્યાગ કરવા. કારણ હે મનુજાધિપ, જેમ પારાધિ મૃગોને મારવા વાસ્તે તેમના છિદ્રની ઈચ્છા રાખી છુપીને બેઠેલો હોય છે, તેમજ તે દોષોમાંથી એક એક દોષ પણ મનુષ્યોનાં છિદ્રની વાટ જોઇ રહે છે; ને વખત આવ્યે મનુષ્યને નાશ કરવા સમર્થ થાય છે. ત્યારે તે ઘણા દોષ ભેગા હોય તો તો મનુષ્યને મારવાને સમર્થ થાય તેમાં શું કેહેવું! પારકા ગુણનો તિરસ્કાર કરી પોતાના ગુણનો ઉત્કર્ષ કેહેનાર, અતિ યત્ને કરી પરસ્ત્રિઆદિકના ભોગની ઈચ્છા

કરનાર, ઘણા ગર્વથી પારકાને તિરસ્કાર કરનાર, કારણ વિના હમેશ ક્રોધ કરનાર, નથી મિત્રાદિકપણું સ્થિર જેનું, પોતે સમર્થ છતે પોતાની સ્ત્રિઆદિકનું પાલન ન કરનાર, "સ્ત્રીસંગાદિકજ પુરૂષાર્થ છે" એમ બુદ્ધિથી માની ખોટી રીતે ચાલનાર, અત્યંત ગર્વિષ્ટ, દાન દીધા પછી "મારૂં ધન નષ્ટ થયું" એમ સંતાપ કરનાર, મરણ આવ્યે પણ ધનના ખરચને સહન ન કરનાર, પૂર્વે થઈ ગયેલા રાજાઓ કરતાં પ્રજા પાસેથી અધિક વેરો લેનાર, પારકાનો પરાભવ જોઇ રાજી થનાર તથા પરણેલી સ્ત્રિયો વિષે દ્વેષ કરનાર, એ તેર દુર્ગુણ તપના કલ્મષરૂપ છે, જેમને, આલોક તથા પરલોક વિષે મહા સંકટ નજીક આવ્યેથી પણ જે ત્રાસ પામે નહીં, તે ધારણ કરે છે. વર્ણાશ્રમને કહેલો સંધ્યોપાસનાદિ ધર્મ, હિંસા વગર બીજે ઠેકાણે યથાર્થ ભાષણ, જિહ્વા ઉપસ્થ ઇત્યાદિ ઇંદ્રિયોનો નિગ્રહ, કૃચ્છ્ર ચાંદ્રાયણાદિ વ્રત, પારકા ગુણને સહન કરવાપણું, લજ્જા, ક્રોધનું નિમિત્ત થયેથી પણ ક્રોધ ન કરવો, પારકા ગુણ વિષે દોષ ન જોવો, જ્યોતિષ્ટોમાદિ યજ્ઞ, દાન, અત્યંત આપત વિષે પણ વ્રતાદિકનો ત્યાગ ન કરવો તથા અર્થ સહિત વેદનું અધ્યયન, એ બાર વ્રત બ્રહ્મની પ્રાપ્તિને ઇચ્છનાર પુરૂષને કહ્યાંછે, ને મન્વાદિકના શાસ્ત્રમાં એજ તપના ગુણ છે, એમ કહ્યું છે. જે પુરૂષ એ બાર ગુણ સંપન્ન થાય, તે આ સર્વ પૃથ્વીને શીક્ષા કરે, વા એઓમાંથી ત્રણ, બે તથા એક ગુણે કરીને પણ જે યુક્ત થાય, તેને દૈવી સંપત્તિવાળો જાણવો. જિતેંદ્રિયપણું, કર્મનું ઇશ્વર વિષે અર્પણ તથા તત્વનું અનુસંધાન, એ ગુણોને વિષે અમૃત રહ્યું છે, તથાપિ એ ગુણો સત્યતા રહિત હોય તો ફળતા નથી, એમ વિદ્વાન્ બ્રાહ્મણો કહે છે. વૈદિક કર્મમાં અશ્રદ્ધા વા આલસ્યાદિ અને ઉપવાસ તથા વ્રતાદિકમાં ક્ષુધા વા જિહ્વાનું ચંચલપણું, જાૂઠું બોલવું, પારકી ઇર્ષ્યા કરવી, સ્ત્રીની ઇચ્છા, ધન સંપાદન કરવા વાસ્તે ઘણો યત્ન, ધનાદિકની ઇચ્છા, ક્રોધ, શોક, તૃષ્ણા, લોભ, પિશુનતા, મત્સર, પ્રાણિની હિંસા, અતિદુઃખિપણું, સત્કર્મમાં અપ્રીતિ, કરવાનું કામ ભૂલી જવું, અતિવાદ કરવો તથા પોતા વિષે મહત્વબુદ્ધિ, એ અઢાર દોષે કરી જે મુક્ત થાય, તેને સત્પુરૂષો દાંત કેહે છે, એ રીતે એ અઢાર દમના દોષ છે, ને મદના ગુણ છે. હે રાજેંદ્ર, લક્ષ્મી તથા વિદ્યાને પામી ગર્વ કરવો નહીં, પણ નિરંતર વૈરાગ્યથી યજ્ઞાદિક કર્મ કરવાં, તથા તળાવ કુવા ઇત્યાદિ કરાવવાં. જે કરવાથી દ્વૈતરૂપ દુઃખ ટળી જાય તથા જેને અનિર્વચનીય કહે છે, તે કામનો ત્યાગ અત્યંત

દુષ્કર છે. પદાર્થોને ત્યાગ કરવાથી જે નિષ્કામપણું થાય છે, તે ભોગવવાથી થતું નથી, ને કામનાએ કરી ઉપભોગ ન કરવાથી પણ જે નિષ્કામપણું થાય છે, તે કામનાથી ભોગવવાવડે થતું નથી. પુરૂષે કરેલા ઉદ્યમનું ફળ ન મળે તોય દુઃખ ન કરવું, ને દુઃખથી મનને ગ્લાનિપણું ન પમાડવી; અને પોતે દ્રવ્યવાન હોય તો દયાદાન ઇત્યાદિ ગુણોએ કરી યુક્ત રેહેવું. કીર્ત્તિ તથા ધન ઇત્યાદિનો નાશ થાય તોપણ ક્યારેય વ્યથા ન પામવી; તેમ ઇષ્ટ, મિત્ર, પુત્ર તથા સ્ત્રિયો પ્રત્યે પણ ક્યારેય યાચના કરવી નહીં, પણ યાચના કરનાર યોગ્ય પુરૂષને દેવું. એ કહેલા આચરણે કરી અપ્રમાદ થાય છે. સત્ય, ઇશ્વરની મૂર્તિનું ધ્યાન, જે કરવાથી બધું ભાસે અને જે કરવાથી કંઇ ન ભાસે એવી બે પ્રકારની સમાધિ, તર્ક, વૈરાગ્ય, ચોરી કરવી નહીં, બ્રહ્મચર્ય પાળવું તથા સંગ્રહ ન કરવો, એ આઠ ગુણ અપ્રમાદના છે. ચક્ષુ, શ્રોત્ર, ત્વચા, ઘ્રાણ, જિહ્વા તથા છઠ્ઠા મનને પોતપોતાના વિષયમાં પ્રીતિ તથા દ્વેષથી ઉત્પન્ન થયેલા છ પ્રમાદ, પ્રિય વસ્તુના નાશથી થયેલ શોકાદિજન્ય પ્રમાદ તથા પુત્રાદિકની ઇચ્છાવાળાને ઇચ્છા પૂરી ન થવાથી ક્લેશરૂપ પ્રમાદ, એ આઠ પ્રમાદથી જે મુક્ત થાય તે સુખી થાય છે. હે રાજેંદ્ર, સત્ય વિષે છે ચિત્ત જેનું એવો તું થા, કારણ તેના વિષે ઉત્તમ લોક રહેલા છે; ને હમણાંજ દમ, ત્યાગ તથા અપ્રમાદ, એ જે ગુણો કહ્યા તેપણ સત્ય વિના શોભતા નથી, કારણ સત્ય વિષે અમૃત રહેલું છે. દોષ નિવૃત્ત કરીનેજ તપ તથા વ્રતનું આચરણ કરવું, કારણ બ્રહ્માએ પણ એજ રીતે કર્યું હતું, માટે સત્પુરૂષોનું પણ એજ વ્રત છે. એ રીતે કહેલા દોષથી રહિત અને ગુણથી યુક્ત થવું, એજ તપ કેહેવાય છે. હે રાજેંદ્ર, જે તેં પૂછ્યું, તે મેં જન્મ, મૃત્યુ, જરા તથા પાપને ટાળનાર પવિત્ર કથાનક સંક્ષેપથી કહ્યું. એવાં સનત્સુજાતનાં વચન સાંભળી વળી ધૃતરાષ્ટ્રે પૂછ્યું કે, ઇતિહાસ તથા પુરાણ સહિત ચાર વેદ, "જગદ્રૂપ થઇને બ્રહ્મ જગતથી અત્યંત અધિક છે" એમ કહે છે. કેટલાક શરીરરૂપ પુરૂષ, ગાયત્ર્યાદિક છંદરૂપ પુરૂષ, વેદરૂપ પુરૂષ તથા મહાપુરૂષ, એ રીતે ચાર પુરૂષજ માને છે. કેટલાક ક્ષર, અક્ષર તથા ઉત્તમ, એ રીતે ત્રણ પુરૂષજ કહે છે. કેટલાક મૂર્ત અને અમૂર્ત એ બેઉ જાણવા લાયક છે એમ કહે છે. કેટલાક બ્રહ્મજ વેદ્ય છે એમ કહે છે, અને કેટલાક અદ્વૈત બ્રહ્મનેજ માને છે. એ છમાં બ્રહ્મવેત્તા કોણ તે કહો. એવાં ધૃતરાષ્ટ્રનાં વચન સાંભળી સનત્સુજાત ઋષિયે કહ્યું કે હે રાજેંદ્ર,

સત્યરૂપ બ્રહ્મની પ્રાપ્તિ વાસ્તે તેના અજ્ઞાનથીજ ઉપાસના કરવા લાયક ઘણીક અનાત્મ વસ્તુ કલ્પેલી છે, કારણ સત્યરૂપ બ્રહ્મને તો કોઈકજ જાણે છે! એ રીતે જાણવા લાયક બ્રહ્મને જાણ્યા વગર જે પોતાને પ્રાજ્ઞ માને છે તે વિષય સુખના લોભથી યજ્ઞદાનાદિ કર્મ કરવામાં પ્રવર્તે છે. એ પ્રમાણે પ-રમ પદથી ભ્રષ્ટ થયેલાઓને તુચ્છ આનંદવાળા વિષયોનો અભિલાષ થાય છે. તેથી તેઓ વેદના વચન ઉપર વિશ્વાસ રાખી સ્વર્ગની ઈચ્છા વાસ્તે જ્યોતિષ્ટોમાદિ યજ્ઞ કરે છે. તેમાં કોઇ પુરૂષ દેવતા ધ્યાનાદિરૂપ માનસ યજ્ઞ કરે છે, કોઇ વાણીથી બ્રહ્મયજ્ઞનો જપાદિરૂપ યજ્ઞ કરે છે, ને કોઇ કર્મથી પ્રસિદ્ધ જ્યોતિષ્ટોમાદિક યજ્ઞ કરે છે; પણ સત્ય છે સંકલ્પ જેનો એવો બ્રહ્મવેત્તા પુરૂષતો બ્રહ્મલોકનો અધિષ્ઠાતા થાય છે. એ રીતે આત્મજ્ઞાન રહિત સંકલ્પવાળા પુરૂષ દીક્ષિત વ્રતનું આચરણ કરે છે, પણ તે કર્મનું ફળ નાશાત્મક છે, માટે સત્પુરૂષોને તો બ્રહ્મજ્ઞાનજ શ્રેષ્ઠ છે. જ્ઞાનનું શોક તથા મોહની નિવૃત્તિરૂપ ફળ પ્રત્યક્ષ છે, અને તપ પરલોક વિષે ફળ દેનાર છે. હે ક્ષત્રિય, ઘણું ભણનાર બ્રાહ્મણને બહુ પાઠી જાણવો, માટે કેવળ અધ્યયન કરનારનેજ બ્રહ્મનિષ્ટ માં માન, પણ જે સત્ય પરમાત્માથી હું જૂદો નથી એમ જાણે, એટલે સ્વસ્વરૂપનિષ્ટ રહે, તેનેજ બ્રહ્મનિષ્ટ જાણ-વો. હે રાજેંદ્ર, ઉપનિષદ્‌માં પ્રસિદ્ધ અથર્વા મહા મુનિએ મહર્ષિયોના સમુદાયમાં જે ઉપનિષદ્ ભાગને છંદ કહ્યા છે, તેજ છંદ નિશ્ચય જાણવા, કારણ તેથી પાપ કર્મ ટળે છે. માટે જે પુરૂષો પાઠથી તથા અર્થથી વેદને ભણેલા છે, પણ ઉપનિષદ્ પ્રતિપાદ્ય પુરૂષને જાણતા નથી, તે છંદને જા-ણનારા કેહેવાય નહીં. હે મનુષ્યમાં શ્રેષ્ઠ, સત્ય પરમાત્માને વિષે વેદો સ્વ-તંત્રતાથી પ્રવર્તે છે, ને તે પરમાત્માને જાણવાથી પુરૂષો છંદ જાણનારા કેહેવાય છે, તેઓને શરણે જઈ શ્રેષ્ઠ પુરૂષો બ્રહ્મને પ્રાપ્ત થાય છે. હે રાજન્, કોઇપણ વેદોના રહસ્યને જાણનારો છે નહીં, કદી ચિત્ત શુદ્ધિદ્વારા કોઇકજ જાણી શકે છે. માત્ર વેદોને જે જાણે તે સર્વ જાણવા લાયક વસ્તુને જાણે નહીં, પણ જે સત્ય પરમાત્મા વિષે સ્થિત છે તે જાણવા યોગ્ય સર્વ વસ્તુને જાણે છે. જે પ્રત્યક્ષાદિ પ્રમાણોને જાણે તે પ્રમેયવસ્તુને પણ જાણે છે, પણ તે પ્રમાણો જડ હોવાથી પ્રમેય વસ્તુને જાણતા નથી. ત્યાં કોઈ કેહેશે કે મન વાણીથી અગોચર પરમાત્મા કેમ જણાય ! તો અહંબ્રહ્માસ્મિ ઈ-ત્યાદિ શાબ્દ પ્રમાણે કરી પરમાત્મા જણાય છે, તેને જાણનારજ વેદ જાણ-નાર કેહેવાય છે. જેમ પ્રતિપદ્‌ના ચંદ્રની કળા જોવા વાસ્તે વૃક્ષની શા-

ખાનું ગ્રહણ કરાય છે, તેમ પરમપુરૂષાર્થરૂપ પરમાત્માને જાણવા વાસ્તેજ વેદોનો સ્વીકાર કરાય છે, એમ સત્પુરૂષો માને છે. પરમાત્માને જણાવવા વાસ્તે જે યથાર્થ વ્યાખ્યાન કરી જાણે, યુક્તિથી સમજાવવામાં કુશળ હોય, પોતે સંશય રહિત ને બીજાના સર્વ સંશય દૂર કરે, તે બ્રહ્મવેત્તા બ્રાહ્મણને ગુરૂ કરવો, એમ હું જાણુ છું. આત્માને ખોળવાનું સ્થાન પૂર્વ કે દક્ષિણ દિશા નથી, તેમ એ દિશાઓમાં નથી એમ પણ નહીં, તથાપિ તેનું સ્થાન હૃદયમાં ખોળવું. તેને પોતાપણાએ માનેલા પંચકોશમાં કોઇ રીતે શોધવો, તેને વેદમાં ન શોધનાર તપસ્વી પુરૂષ પણ તપે કરીને જૂવે છે. વાગાદિક બાહ્યેંદ્રિયને નિયમમાં રાખી, મનને પણ બીજા વ્યાપાર રહિત કરી, પરમેશ્વરની ઉપાસના કરવી એમ કહેલું છે. વાસ્તે હે રાજા, વેદમાં વિખ્યાત મનવાણીથી અગોચર બ્રહ્મને અંતર્હૃદયમાં જો. ધ્યાન માત્રથી કંઈ મુનિ કેહેવાય નહીં, તેમ સન્યાસ માત્રથી પણ મુનિપણુ થાય નહીં, પણ જે પોતાના આત્માનું સ્વરૂપ જાણે, તેજ શ્રેષ્ઠ મુનિ કેહેવાય. સર્વ અર્થને પ્રગટ કરનાર હોવાથી જ્ઞાની વૈયાકરણ કેહેવાય છે, ને બ્રહ્મજ નામરૂપાદિકે કરી ભાસે છે. જે પુરૂષ બ્રહ્મને પ્રાયક્ષ જોનાર થાય છે, તે લોકમાં સર્વદર્શી કહેવાય છે. એ રીતે પરમાત્મા વિષે જેની સ્થિતિ છે, તે બ્રહ્મવેત્તા બ્રાહ્મણ સર્વજ્ઞ થાય છે. હે ક્ષત્રિય, મેં પૂર્વે કહેલા ધર્માદિ વિષે રહેલો પુરૂષ વેદમાં કહેલા ક્રમે કરી બ્રહ્મને જૂવે છે, એ વાત હું તમને મારી બુદ્ધિને અનુસારે કહું છું.

धर्मादिषुस्थितोप्येवं क्षत्रियब्रह्मपश्यति ।
वेदानांचानुपूर्व्येण एतद्बुद्ध्याब्रवीमिते ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि सनत्सुजातपर्वणि सनत्सुजातवाक्ये गुर्जरभाषायां त्रिचत्वारिंशोऽध्यायः ॥४३॥

---

धृतराष्ट्र उवाच ॥ सनत्सुजातयामिमांपरांत्वं ब्राह्मींवाचंवदसेविश्वरूपां ।
परांहिकामेनसुदुर्लभांकथां प्रब्रूहिमेवाक्यमिदंकुमार ॥१॥

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે સનત્સુજાત, હે કુમાર, જે આ અત્યુત્કૃષ્ટ બ્રહ્મની પ્રાપ્તિ કરાવનારી, અને જે જાણનારને બીજું કાંઈ અવશેષ જાણવાનું રહે નહીં એવી, વિષય વાર્તા રહિત, અત્યંત દુર્લભ તથા કેહેવા લાયક ઉપનિષદરૂપિ વાણીને તમે જાણો છો, તે મને સારી રીતે કહો. આ મારૂં વાક્ય તમોને પ્રાર્થનારૂપ છે. એવાં ધૃતરાષ્ટ્રનાં વચન સાંભળી સન-

ત્સુજાત ઋષિયે કહ્યું કે, તું અત્યંત પ્રસન્ન થતો હોય નહીં તેની પેઠે પૂછે છે, પણ બ્રહ્મ વિદ્યાતો ઉતાવળથી પ્રાપ્ત થાય એમ નથી, કારણ બુદ્ધિમાં મનનો લય થવાથી રૂંધાઈ છે સર્વ વૃત્તિયો જેમાં એવી કોઇ અવસ્થાનેજ વિદ્યા કેહે છે, જે બ્રહ્મચર્યથી પ્રાપ્ત થાય છે. તે સાંભળી વળી ધૃતરાષ્ટ્રે પૂછ્યું કે, સનાતન એવી બ્રહ્મવિદ્યા બ્રહ્મચર્યથી પ્રાપ્ત થાય છે, એમ તમે કહો છો, પણ તેતો કર્મની પેઠે આરંભ કરવા લાયક નથી કે જેથી પ્રાપ્ત થાય; કારણ નિત્ય સિદ્ધ છે, તેથી જાણતી વખતે પણ આત્માને વિષે રહિ છે, તેને તમે બ્રહ્મચર્યથી પ્રાપ્ત થાય છે એમ કેમ કહો છો? તે સાંભળી સનત્સુજાતે કહ્યું કે, બુદ્ધિ તથા બ્રહ્મચર્યથી સિદ્ધ, જેને પામીને જ્ઞાની આ મર્ત્ય લોકને ત્યાગ કરે છે અને જે ગુરૂ તથા વૃદ્ધને વિષે નિત્ય રહિ છે, તે પ્રાચીન બ્રહ્મવિદ્યા હું તમોને કહું છું. તે બ્રહ્મવિદ્યા યદ્યપિ નિત્ય છે, પણ પરોક્ષ છે, તેને અપરોક્ષ કરવા વાસ્તે બ્રહ્મચર્યાદિ સાધનો છે. એવાં સનત્સુજાતનાં વચન સાંભળી ધૃતરાષ્ટ્રે પૂછ્યું કે હે બ્રહ્મન્, જે વિદ્યાને મેહેનત વગર બ્રહ્મચર્યથી જાણવાને સમર્થ થવાય છે, તે બ્રહ્મચર્ય કેમ પળાય? તે કહો. તે સાંભળી સનત્સુજાત ઋષિયે કહ્યું કે, જે પુરૂષો આચાર્ય પાસે રહિ નિષ્કપટ સેવાથી તેના અંતરંગપણાને પામી બ્રહ્મચર્ય પાળે છે, તે આ લોકમાંજ શાસ્ત્ર કરનારા આચાર્યો થઈ, આ દેહને મૂકી પરમ પદને પામે છે. કામને જીતનાર જે સત્વગુણિ પુરૂષો બ્રહ્મનિષ્ઠાને પામવા સારૂ સુખ દુ:ખાદિક દ્વંદ્વને સહન કરે છે, તે જેમ મુંજ નામના તૃણમાંથી તેની વચ્ચેની સળી જૂદી કરાય તેમ દેહથી આત્માને જૂદો કરે છે. હે ભારત, શરીરને માતા તથા પિતા એ બેઉ જેમ જન્મ આપે છે, તેમજ આચાર્યથી બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ થવારૂપ બીજો જન્મ થાય છે, જે અજર તથા અમરરૂપ છે. જે આચાર્ય બ્રાહ્મણાદિક વર્ણોને ચોતરફ આત્મા દેખાડી તેનો ઉપદેશ કરી મોક્ષ પાડે છે, તે આચાર્યનો તેના કરેલા ઉપકારને જાણનાર પુરૂષે તેને માતા પિતા જાણી, ક્યારેય પણ દ્રોહ ન કરવો. માટે બ્રહ્મચારિએ સ્નાનાદિકથી બાહ્ય શુદ્ધિ, ને ગુરૂ વિષે ભાવથી અંતઃશુદ્ધિ રાખવી, ગુરૂ સેવા વિષે સાવધાન રેહેવું, નિરંતર તેને પ્રણામ કરવા, વેદાધ્યયન કરવું, માન કરવું નહીં એટલે કે ગુરૂ હલકું કામ બતાવે તો તેપણ કરવું તથા ક્યારેય પણ ક્રોધ કરવો નહીં, એ બ્રહ્મચર્યનો પ્રથમ પાદ જાણવો. તેમ સાયંકાળ તથા પ્રાતઃકાળે ભિક્ષા માગી આવી પોતાના જીવિતની રક્ષા કરીને, ગુરૂ પાસે જે વિદ્યાભ્યાસ કરવો, તેપણ બ્રહ્મચર્યનો

પ્રથમ પાદ જાણવો. મન, વાણી, કર્મ, પ્રાણ તથા ધન ઇત્યાદિકે કરી જે પોતાને વિદ્યા ઉપદેશ કરનાર આચાર્યનું પ્રિય કરે, તે બ્રહ્મચર્યનો બીજો પાદ કેહેવાય છે. તેમ જેવી ગુરૂ વિષે વૃત્તિ હોય તેવીજ તેની સ્ત્રી તથા પુત્ર વિષે પણ રાખવી, એપણ બ્રહ્મચર્યનો બીજો પાદ કેહેવાય છે. આચાર્યે જે પોતાનો ઉપકાર કરેલો છે તેનું પ્રયોજન દુઃખની નિવૃત્તિ અને આનંદની પ્રાપ્તિરૂપ છે, એમ જાણી "મને ગુરૂએ વધાર્યો" એમ માનવું, એ બ્રહ્મચર્યનો ત્રીજો પાદ જાણવો. અને ગુરૂ પાસે વિદ્યા શિખી તેને ગુરૂ દક્ષિણા આપ્યા વગર પ્રવાસ ન કરવો, ને ગુરૂને "હું ધન આપુંછું" એમ મનમાં ન લાવવું, તેમ તે રીતે મોઢેથી ભાષણ પણ ન કરવું. એ બ્રહ્મચર્યનો ચતુર્થ પાદ જાણવો. એ રીતે બ્રહ્મચર્યના ચાર પાદ કહ્યા, હવે તે ચતુષ્પાદ બ્રહ્મચર્યે કરી પામવા લાયક ચતુષ્પદી વિદ્યા કહું છું. બ્રહ્મચારી વિદ્યાનો એક પાદ ગુરૂ પાસેથી, બીજો પાદ પોતાની ધારણાવતી બુદ્ધિથી, ત્રીજો પાદ બુદ્ધિના પરિપાકથી અને ચોથો પાદ પોતાની સાથે ભણનાર બ્રહ્મચારિયો સાથે વિચાર કરવાથી ગ્રહણ કરે. એ રીતે ગુરૂપાસે ભણનાર બ્રહ્મચારિએ ચતુષ્પદિ વિદ્યા સંપાદન કરવી. જે બ્રહ્મચર્યનું પૂર્વે કહેલા બાર ધર્માદિકરૂપ સ્વરૂપ છે, આસન પ્રાણાયામાદિકરૂપ અંગો છે તથા સારા ગુરૂના ઉપદેશથી નિરંતર યોગમાં તત્પર રેહેવારૂપ બળ છે, તે બ્રહ્મચર્ય વેદનો અર્થ જાણવાથી ફળે છે. એ રીતે પૂર્વે કહ્યા પ્રમાણે બ્રહ્મચર્ય પાળનાર જે પુરૂષ અભિમાન મૂકી સંપાદન કરેલું ધન ગુરૂને આપે, તે ઘણા ગુણવાળી સત્પુરૂષની યોગ્યતાને પામે, ને તેને ગુરૂના પુત્ર વિષે પણ એવીજ વૃત્તિ રહે. એ રીતે બ્રહ્મચર્ય વ્રત પાળનાર પુરૂષ પછી ગૃહસ્થ થઈ, ચોતરફથી વૃદ્ધિ પામી ઘણાક પુત્રવાળો થઈ પ્રતિષ્ઠાને પામે છે. વળી તે દશેય દિશાઓ પ્રત્યે જ્યાં જાય ત્યાં ઘણાક ધનને પામે, અને તેને જોઇ બીજા પણ બ્રહ્મચર્ય વ્રતનું આચરણ કરે. એ રીતે બ્રહ્મચર્યથી દેવતાઓ દેવપણાને પામે છે, ને મ્હોટા ભાગ્યવાળા બુદ્ધિમાન્ ઋષિયો બ્રહ્મલોકને પ્રાપ્ત થાય છે; ગંધર્વ તથા અપ્સરાઓ રૂપને પામે છે, ને સૂર્યપણ જલદી ઉદય થાય છે. જેમ મનુષ્યો પારદની ગુટિકારૂપ ચિંતામણીને પામી મનમાં ધારેલા અર્થને પામે તેમ દેવાદિક પણ બ્રહ્મચર્યને પામી ઇચ્છેલા અર્થને પામે છે. હે રાજન્, એ રીતે ચતુષ્પાદ બ્રહ્મચર્યને ધારણ કરે, તે તપે કરી શરીરને પવિત્ર કરી, રાગદ્વેષ રહિત થઈ અંતકાળે મૃત્યુને જીતે છે. હે ક્ષત્રિય, અવિદ્વાન્ તો કર્મે કરી નાશાત્મક લોકો પ્રત્યે જ-

પ છે, ને વિદ્વાનતો બ્રહ્મને પામી સર્વને જાણે છે માટે જ્ઞાન વિના બીજો કોઇપણ માર્ગ મોક્ષ વાસ્તે છેજ નહીં. એવાં સનત્સુજાતનાં વચન સાંભળી વળી ધૃતરાષ્ટ્રે પૂછ્યું કે, જે વિદ્વાન્ હૃદયમાં બ્રહ્મનુંરૂપ જૂવે છે, તેને ધોળું, રાતું, સાવ અંજન સરખું કાળું તથા ધુસરૂં જોયામાં આવે છે, માટે તે કેવા રૂપવાળું અવિનાશી બ્રહ્મ છે? તે કહો. તે સાંભળી સનત્સુજાતે કહ્યું કે, તમારા કેહેવા પ્રમાણે હૃદયમાં જે બ્રહ્મનું રૂપ ભાસે છે, તે પૃથ્વી, અંતરિક્ષ, સમુદ્ર, જળ, તારા વિદ્યુત્ તથા મેઘમાં પણ નથી, તેમ વાયુ, દેવતા, ચંદ્ર તથા સૂર્ય વિષે પણ દેખાતું નથી. તેમજ ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ તથા અથર્વવેદમાં રથંતર તથા બાર્હદ્રથ નામના સામવેદના ભેદ વિષે તથા મહા વ્રત નામના યજ્ઞ વિષે પણ નથી દેખાતું, એટલે કે વૈદિક કર્મ કરવાથી પણ દેખાતું નથી. માટે જેનો પાર આવે નહીં એવું અવિદ્યા થકી પર, સજૈયાની ધારની પેઠે સાવધાન પણાથી ગ્રહણ કરવા લાયક, અત્યંત સૂક્ષ્મ, પર્વતથી મોટું, પ્રલયને અંતે કાળ પણ જેને વિષે લીન થાય છે એવું, અધિષ્ઠાનરૂપ, નિર્વિકાર, પ્રકાશરૂપ, અત્યંત મ્હોટું રમણીય, જેથી પ્રાણિમાત્ર ઉત્પન્ન થાય છે ને જેને વિષે લય થાય છે એવું, દ્વૈત રહિત, આકાશથી મ્હોટું, ઉધુક્ત, પરમવ્યાપક, કવિયો જેને વાણીથીજ વિકારરૂપ કહે છે સ્વરૂપથી નથી કેહેતા તથા જેને વિષે સર્વ જગત્ રહ્યું છે, એવું બ્રહ્મનું રૂપ જે જાણે તે મુક્તિને પામે.

अनामयंतन्महदुद्यतंयशो वाचोविकारंकवयोवदंति ।
यस्मिन्जगत्सर्वमिदंप्रतिष्टितं येतद्विदुरमृतास्तेभवंति ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि सनत्सुजातपर्वणि सनत्सुजातवाक्ये गुर्जरभाषायां चतुश्चत्वारिंशोऽध्यायः ॥४४॥

---

सनत्सुजातउवाच ॥ शोकःक्रोधश्चलोभश्च कामोमानःपरासुता ।
ईर्ष्यामोहोविधित्साच कृपाऽसूयाजुगुप्सुता ॥१॥

સનત્સુજાત કહે છે—હે રાજેંદ્ર, કામ, ક્રોધ, લોભ, મોહ, માન, ઇર્ષ્યા તંદ્રા, અસંતોષ, સ્નેહ, શોક, અસૂયા તથા નિંદા, એ બાર મ્હોટા દોષ મનુષ્યના પ્રાણને નાશ કરનારા છે; તેઓમાંથી એક એકપણ જો મનુષ્યમાં હોય છે, તો તે મૂઢ બુદ્ધિવાળો થઈ પાપ કર્મનો આરંભ કરે છે. ઘણી ઇચ્છાવાળો, નિર્દય, કઠોર વાણિવાળો, ઘણું બોલનાર, ક્રોધી તથા મનથી

પોતાની બડાઇ મારનાર, એ ક્રૂર બુદ્ધિવાળા છ જણ અર્થને પામીને પણ સારૂં માનતા નથી. પોતાને ભોગવવાની ઈચ્છાથી કુટુંબમાં વિષમ રીતે ચાલનાર, અતિમાની, કંઈપણ આપીને ફુલાઈ જનાર, લોભી, દરિદ્ર, પોતાનાં વખાણ કરનાર તથા હમેશ પોતાની સ્ત્રીનો દ્વેષ કરનાર, એ સાત પાપ બુદ્ધિવાળા ક્રૂર જાણવા. ધર્મ, સત્ય, તપ, ઇંદ્રિયોનો નિગ્રહ, પારકો ઉત્કર્ષ દેખી રાજી થવું, લજ્જા, સહનતા, પારકા ગુણ વિષે દોષારોપ ન કરવો, શક્તિ પ્રમાણે દાન કરવું, શાસ્ત્રાધ્યયન કરવું, ધૈર્ય તથા ક્ષમા, એ બાર બ્રાહ્મણને મ્હોટાં વ્રત જાણવાં. માટે એ બાર થકી જે બ્રાહ્મણ ભ્રષ્ટ ન થાય તે સર્વ પૃથ્વીનો શીક્ષક થાય. એટલા વ્રતમાંથી ત્રણ બે વા એક વ્રતે કરીને પણ જે યુક્ત હોય, તેણે પણ પોતાનું કંઈ ન કરયું એમ ન જાણવું. જેમને વિષે અમૃત રહ્યું છે એવાં, ઈંદ્રિયોનો નિગ્રહ, ત્યાગ તથા અપ્રમાદરૂપ મ્હોટાં વ્રત જ્ઞાન સંપન્ન બ્રહ્મનિષ્ટ બ્રાહ્મણોનાં છે. પારકા દોષનું ખોટું વા ખરૂં પણ કથન બ્રહ્મનિષ્ટ પુરૂષને કરવું યોગ્ય નથી, કારણ તેમ કરવાથી મનુષ્યો નરકમાં જાય છે. લોક દ્વેષ કરે એવું પરસ્ત્રી ગમનાદિ કર્મ, કોઈ ધર્માદિકનું આચરણ કરતું હોય તેમાં વિઘ્ન કરવું, પારકા ગુણ વિષે દોષારોપ કરવો, અસત્ય ભાષણ કરવું, કામ, ક્રોધ, પરવશપણું, પારકી નિંદા કરવી, રાજદ્વારાદિકમાં પારકી ચાડી કરવી, દ્રવ્યનો નાશ, વૈર, પારકો ઉત્કર્ષ સહન ન કરવો, પ્રાણાંત પીડા, અદેખાઇ, હર્ષ, મર્યાદા છોડી બોલવું, શું કરવા યોગ્ય છે અને શું કરવા યોગ્ય નથી ઇત્યાદિ વિવેક રહિતપણું તથા નિરંતર પારકો દ્રોહ કરવો, એ અઢાર દોષ મદથી થાય છે; વાસ્તે પ્રાજ્ઞ પુરૂષે સત્પુરૂષોએ નિંદા કરવા લાયક મદ ઉત્પન્ન કરનાર મદિરાદિકને આપત્કાળ વિષે પણ પીવી નહીં. શત્રુ સાથે મિત્રતા રાખવામાં છ ગુણ રહ્યા છે, તે એકે, પોતાનું પ્રિય થયેથી મિત્ર પ્રસન્ન થાય અને અપ્રિય થયેથી વ્યથા પામે, કોઇ વખતે ઘણા વખતસૂધી પોતા પાસે રાખેલી ન દેવાની ચીજ હોય તે પણ માગવાથી આપી દે, તેમ પ્રિય પુત્ર, વૈભવ તથા પોતાની કન્યા પણ વખતે આપે, તેમ કોઇ વખતે દુર્બળ મિત્રને ધન આપેલું હોય તોયપણ "મેં આનો ઉપકાર કરયો છે," એમ જાણી તેના ઘરમાં નિરંતર બેશી રહે નહીં, ને પોતાનું સંપાદન કરેલુંજ ધન ભોગવે પણ ચાલતાં મિત્રાદિકનું ભેગુ કરેલું ભોગવે નહીં. અને કોઇ વખતે પોતાનું કલ્યાણ પણ મિત્ર વાસ્તે નાશ પમાડે. સાત્વિક બુદ્ધિવાળા ગુણવાન તથા દ્રવ્યવાન ગૃહસ્થે પાંચ વિષય થકી પાંચ

ઇંદ્રિયોને નિવૃત્ત કરવારૂપ તપ કરવું. એ તપ યદ્યપિ ઘણું છે, તોયપણ તીવ્ર વૈરાગ્ય ન હોવાથી ધૈર્ય જેને નથી, તથા "હું બ્રહ્મલોકના ભોગ ભોગવીશ" એમ જેને સંકલ્પ દૃઢ છે, તેને કેવળ ઉર્ધ્વગતિ આપનારૂં થાય છે, પણ જ્ઞાનની પેઠે આ લોકમાંજ કૃતાર્થ કરતું નથી. જે સત્ય સંકલ્પથી યજ્ઞ વૃદ્ધિ પામે છે, તે સંકલ્પ ધારણ કરવાથી, શ્રેષ્ઠ પુરૂષનો યજ્ઞ મને કરીને, મધ્યમનો બ્રહ્મયજ્ઞ જપાદિરૂપ વાણીથી અને પ્રાકૃતનો ઘૃત, પશુ તથા પુરોડાશ જેમાં મુખ્ય છે એવા કર્મથી થાય છે. સગુણ બ્રહ્મની ઉપાસના કરનાર સત્ય સંકલ્પવાળા પુરૂષથી, સંકલ્પ રહિત નિર્ગુણ બ્રહ્મનો ઉપાસક અધિક છે, કારણ બ્રહ્મનિષ્ટને સંકલ્પ રહિતપણુંજ શ્રેષ્ઠ કહ્યું છે. વળી બીજું પણ હું કહું તે સાંભળ-આ બ્રહ્મશાસ્ત્ર ગુરૂએ શિષ્યોને ભણાવવું, કારણ બ્રહ્મની પ્રાપ્તિ વાસ્તે ઘણુંજ ઉપયોગી છે. એ વિના બીજા શસ્ત્રતો કેવળ વાણીના વિકારરૂપ છે, એમ વિદ્વાનો કહે છે. બ્રહ્મ વિષે આ સર્વ રહ્યું છે, ને તેને જે જાણે, તે બ્રહ્મરૂપ થાય છે. હે રાજન્, અવિદ્વાન્ પુરૂષ સારાં કર્મ, હોમ તથા યજ્ઞને કરીને પણ મોક્ષને અને અંતઃકાળે આનંદને પણ પામતો નથી. માટે વિદ્વાન્ યોગિ પુરૂષે એકાંત વિષે મૌન વ્રત ધારણ કરી પરમેશ્વરની ઉપાસના કરવી, મને કરીને પણ વ્યાપારાંતરનો ત્યાગ કરવો, અને સ્તુતિ તથા નિંદાથી હર્ષ તથા ક્રોધ પણ કરવો નહીં. હે વિદ્વન્, હે ક્ષત્રિય, એ રીતે વેદ વિષે કહેલા ક્રમે કરી ચાલનાર પુરૂષ અહીંજ બ્રહ્મને જોઇ બ્રહ્મને પામે છે; માટે વિનાશ જેનું ફળ છે એવાં કર્મથી અનંત ફળવાળી બ્રહ્મ વિદ્યા શ્રેષ્ઠ છે," એમ જાણી જ્ઞાન વાસ્તેજ તારે યત્ન કરવો, એ હું તને કહું છું.

अत्रैवतिष्टन्क्षात्रिय ब्रह्माविशातिपश्याति ।
वेदेषुचानुपूर्व्येण एतद्विद्वन्ब्रवीमिते ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि सनत्सुजातपर्वणि सनत्सुजातवाक्ये गुर्जरभाषायां पंचचत्वारिंशोऽध्यायः ॥४५॥

---

सनत्सुजातउवाच ॥ यत्तच्छुक्रंमहज्ज्योति दीप्यमानंमहद्यशः ।
तद्वैदेवाउपासते तस्मात्सूर्योविराजते ॥
योगिनस्तंप्रपष्यति भगवंतंसनातनं ॥१॥

સનત્સુજાત કહે છે—જે બીજની પેઠે વિશ્વની ઉત્પત્ત્યાદિકનું મૂલ કારણ, સર્વ ચેષ્ટાને પ્રવર્તાવનાર, આનંદરૂપ, વૃત્તિરૂપ ઉપાધિ શુન્ય, જ્ઞાન-સ્વરૂપ તથા પ્રકાશમાન છે, દેવતાઓ જેની ઉપાસના કરે છે અને સૂર્ય જે થકી તેજસ્વી થઈ તપે છે, તે સર્વ ઐશ્વર્ય સંપન્ન સનાતન પરમાત્માને યોગિ પુરૂષો સારી રીતે જૂવે છે. જે આનંદરૂપ પરમાત્માના પ્રતિબિંબને પામી અવ્યાકૃતમાયા જગજ્જન્માદિ કાર્યમાં સમર્થ થાય છે, ને જેથી વૃદ્ધિને પણ પામે છે, તેજ આનંદરૂપ સ્વયંપ્રકાશ વસ્તુ સૂર્યાદિકના મધ્યમાં રહિ પ્રકાશે છે, ને તેમને પણ ભય આપે છે. એકરસ બ્રહ્મના મધ્યમાં રહેલા પંચ મહાભૂત થકી ઉત્પન્ન થયેલ શરીરોના હૃદયાકાશમાં જીવ તથા ઇશ્વર બેઉ રહેલા છે, જે સુષુપ્તિમાં જીવ તથા પ્રલય વિષે ઇશ્વર એમ ક્રમે કરી તંદ્રાવાન્ થાય છે; તે બેઉ થકી જૂદો તંદ્રા રહિત, સૂર્યનો પણ સૂર્ય, સર્વનો અધિષ્ટાન ભૂત તથા અપરિછિન્ન જ્ઞાનરૂપ પરમાત્મા તે બેઉને અને પૃથ્વી તથા આકાશને પણ ધારણ કરે છે. એ રીતે તે શુદ્ધ પરમાત્મા જીવ, ઇશ્વર, પૃથ્વી, આકાશ, દિશાઓ તથા સમગ્ર જગતને ધારણ કરે છે. દિશાઓ, નદિયો તથા મ્હોટા સમુદ્રો પણ તેથીજ ઉત્પન્ન થાય છે. વળી ભોગવ્યા વગર નથી ટળતાં કર્મ જેનાં એવા નાશાત્મક શરીર-રૂપિ રથના વશ કરેલા ઈંદ્રિયોરૂપી ઘોડા, તે રથમાં બેસનાર જીવને, ચક્રની પેઠે પ્રાચીન કર્મથી રથને ચલાવીને, સર્વ વિકાર શૂન્ય અલૌકિક પરમાત્મા પ્રત્યે હૃદયાકાશમાં લઇ જાય છે; એટલે કે સ્વાધિન કરેલા ઇંદ્રિયો-રૂપ ઘોડા જીવને પરમાત્મારૂપ કરે છે. એ પરમાત્માના રૂપની લોકમાં કોઇને પણ ઉપમા આપી શકાય નહીં, તેમ એને ચક્ષુએ કરી કોઇ દેખે પણ નહીં, પણ જે પુરૂષો મનને નિગ્રહ કરી એને હૃદયમાં જાણે, તે મુક્તિને પામે છે. અધિષ્ટાન બ્રહ્મ વિષે ભાસમાન, ચિત્તાદિક બાર સમુદાય જેમાં છે એવી, નિરંતર વેહેનાર તથા સૂર્યાદિક દેવતાઓએ રક્ષા કરેલી અવિદ્યારૂપિ નદિને જે જીવો પાન કરે છે, તે અવિદ્યાના ફળરૂપ પુત્ર પશ્વાદિની લિપ્સા વાસ્તે, તે ભયંકર નદી પ્રત્યે વારંવાર ફર્યા કરે છે. ચોતરફ ફરવામાં જેનો સ્વભાવ છે, એવો જીવ ચંદ્ર લોકમાં જઈ ત્યાં કર્મનું ફળ ભોગવી, પાછો ઐહિક ભોગની વાસનાએ કરી આ લોક પ્રત્યે આવે છે, પણ વસ્તુતાથી તો તેજ અંતર્યામિરૂપે કરી સર્વ ભૂત વિષે રહે છે, તથા વૈદિક માર્ગનો પ્રવર્તક પણ તેજ છે. નથી પાંખો જેને એવા ચિદાત્મા, હરણ કરવામાં છે શીલ જેમનું એવાં સ્ત્રી પુત્રાદિકરૂપિ પાંદડાવાળા અવિદ્યારૂપી વૃક્ષને પ્રાપ્ત થઈ, પ્રા-

બુરૂપી પાંખોવાળા થઇને, વાસના પ્રમાણે અનેક યોનિયોમાં ફરે છે. વ્યાપક ચૈતન્યના પ્રતિબિંબરૂપી જીવો જૂદા જૂદા થાય છે, ને પ્રાણાદિક પણ તે થકીજ થાય છે. અને જ્યારે પ્રાણાદિકની ઉપાધિ દૂર થાય, ત્યારે તે જીવેશ્વરના ભેદ નિમિત્ત ઉપાધિના અભાવથી પૂર્ણ બ્રહ્મજ અવશેષ રહે છે, પરમાત્મા થકી પંચ મહાભૂત ઉત્પન્ન થાય છે, ને પાછાં તેમાંજ લય થાય છે. તેમ અગ્નિ, ચંદ્ર તથા પ્રાણ પણ તે થકી ઉત્પન્ન થઇ તેમાંજ લય પામે છે. આ સર્વ પણ તેથીજ ઉત્પન્ન થયું છે, ને તેને હું વાણીથી કેહેવાને સમર્થ થતો નથી. યોગિ પુરૂષ યોગશાસ્ત્ર વિષે કહેલા ક્રમે કરી અપાન વાયુને ઉંચો લાવી તેની પ્રાણ સાથે એકતા કરે છે, ને પ્રાણને મનમાં તથા મનને બુદ્ધિમાં લીન કરી, તે બુદ્ધિને પરમાત્મા વિષે લય કરે છે. પરમાત્મા થકી જૂદો પડેલો જીવ, વિશ્વ, તૈજસ તથા પ્રાજ્ઞ, એ ત્રણ પાદમાં લાગેલો રહે છે, પણ જો તુરીય નામના ચોથા પાદનો સ્વીકાર કરે તો, તેને મૃત્યુ પણ નથી, ને મોક્ષ પણ નથી. હૃદયકમળમાં ધ્યાન કરવાનું સ્થાન અંગુષ્ટ માત્ર છે, જેમાં રેહેવાથી અંગુષ્ટ માત્ર કેહેવાતો અંતર્યામી પુરૂષ પાંચ પ્રાણ, મન, બુદ્ધિ તથા દશ ઇંદ્રિયોરૂપ લિંગ શરીરના સંબંધથી, આ લોક તથા પરલોક પ્રત્યે જાય છે. જે નિયમમાં રાખનાર, સ્તુતિ કરવા લાયક, સમર્થ તથા પ્રકાશમાન છે, તોયપણ મૂઢ પુરૂષો જેને જોતા નથી, તે સર્વ ઐશ્વર્ય સંપન્ન પરમાત્માને યોગિયો સારી રીતે જૂવે છે. કેટલાક મનુષ્યો શમદમાદિ સાધન હીન હોય છે, તથા કેટલાક તે સાધન સંપન્ન હોય છે, તથાપિ તેઓમાં બ્રહ્મતો એક સરખું નિર્વિકારજ રહે છે. ત્યારે જ્ઞાનિમાં શું વિશેષ ? એમ પૂછીશ તો જ્ઞાનિ પુરૂષો પરમ દશાને પ્રાપ્ત થાય છે, પણ સાધન હીન અજ્ઞાનિયો થતા નથી. વિદ્વાન્ પુરૂષો બ્રહ્મવિદ્યાને પામિ આત્મ તથા અનાત્મ વસ્તુને જાણે છે, તેણે નહીં હોમેલું અગ્નિહોત્ર પણ હોમ્યું એમજ જાણવું. માટે તારી વાણી "હું દાસ છું" એમ લઘુતાને માં ધારણ કરો ! કારણ ધીર પુરૂષો પ્રજ્ઞાનરૂપ બ્રહ્મને પામે છે, ને યોગિ પુરૂષો પણ તે સનાતન પરમાત્માને સારી રીતે જૂવે છે. મનવાણીથી અગોચર, જગજન્માદિ કર્તા, નિર્વિકાર તથા યોગથીજ જાણવા લાયક પરમાત્મા જીવને પોતા વિષે સંહરણ કરે છે, તેને જે જાણે, તે પરમ પુરૂષાર્થરૂપ મોક્ષને પામે. અનંત પાંખોવડે ઉડી દૂર જનાર તથા મન સરખા વેગવાળાની પેઠે યોગિ પુરૂષ હૃયમાં પરમાત્માનું ધ્યાન કરવાથી દૂર રહેલા પદાર્થને પણ જૂવે છે. પરમાત્માનું રૂપ દૃષ્ટિગોચર

થતું નથી, તથાપિ તેને કેવળ શુદ્ધ ચિત્તવાળા પુરૂષો જૂવે છે. હવે ચિત્ત શુદ્ધિ થઇ કેમ જણાય તો કહુંછું. જ્યારે પુરૂષ પોતે સર્વ પ્રાણીનો હિતેચ્છુ તથા મનનો નિગ્રહ કરવામાં તત્પર થાય, તેમ પ્રિય વસ્તુનો નાશ થયેથી પણ મને કરી તપાયમાન થાય નહીં, ત્યારે તેણે જાણવું જે ચિત્ત શુદ્ધિ થઈ એમ જાણી વિક્ષેપ કારક ગૃહાદિકનો ત્યાગ કરવો ને સન્યાસિ થઇ અમૃતરૂપ થવું. પાખંડરૂપ મતને માનનાર શક્તિના ઉપાસક પુરૂષો પોતાના ગુરૂની શીક્ષાએ કરી, વા પોતાની વર્તણુકથીજ, સર્પો જેમ પારકાઓને ઉદ્વેગ કરી બિલાદિકમાં જઈ પોતાના આત્માને છુપાવે છે, તેમ મદ્ય, માંસ, તથા પરસ્ત્રી સેવનાદિકરૂપ પાપ કરી દંભથી પોતાને છુપાવેછે. તેમની પાસે રેહેવાથી મૂઢ પુરૂષો મોહ પામે છે, કારણ યથાર્થ રસ્તે ચાલનારને પણ તેઓ નરકમાં પાડવા વાસ્તે ભમાવે છે. માટે પૂર્વે કહેલા સન્યાસિયોએ પણ ભગવાનની પ્રાપ્તિ વાસ્તે સારી રીતે પરીક્ષા કરેલા સત્પુરૂષો સાથેજ સોબત કરવી. "હું કયારેય પણ દેહાદિકના સુખ, દુઃખ, જરા તથા મરણાદિ ધર્મવાળો નથી, તેમજ જન્મ મરણ તથા મોક્ષ પણ મારે નથી, કારણ એ સર્વ મારે વિષે કલ્પિત છે," એમ જીવન્મુક્ત પુરૂષો જાણે છે. સાધુ વા અસાધુ કર્મ બ્રહ્મને બાધ કરતા નથી એવા બ્રહ્મને જાણનારા મોક્ષ પામે છે; તેઓને પારકાએ કહેલાં નિંદાનાં વચનો સંતાપ કરતાં નથી, તેમ "મેં અધ્યયન કર્યું નહીં તથા હોમ પણ કર્યો નહીં." એ રીતે તેમના મનને ખેદ પણ થતો નથી. અને જે પ્રજ્ઞાને ધિર પુરૂષો પામે, તે પ્રજ્ઞા તેમને બ્રહ્મવિદ્યાથી તરત પ્રાપ્ત થાય છે. એ રીતે જે પુરૂષ ગુરૂ ઉપદેશથી સર્વ ભૂત વિષે આત્માને દેખે, તેને સ્ત્રિઆદિક તથા કર્માદિક વિષે બીજા પુરૂષો જોડાય, તેથી શું શોચ થાય! અર્થાત્ ન થાય, પણ તે સ્ત્રિઆદિકમાં જોડાયલા પુરૂષોને તો થાય. જેમ ચોતરફ જળથી ભરેલા મ્હોટા જળાશયમાં તૃષાથિ પીડાયલા પુરૂષને, જેટલા જળે કરી સ્નાનપાનાદિકની સિદ્ધિ થાય, તેટલાએ કરીનેજ તે કૃતાર્થ થાય છે, તેમ સમગ્ર વેદ વિષે પણ ધ્યાન કરનાર જ્ઞાની પુરૂષને પોતાની ઇષ્ટ સિદ્ધિ થાય તેટલુંજ ગ્રહણ કરવું, કારણ વૃથા ગ્રંથનો ભાર વેહેવો યોગ્ય નથી. એટલેકે પુરૂષે વેદમાંથી પોતાને ઉપયોગી એવું સારમાલ ગુરૂના વાક્યથી ગ્રહણ કરી યોગે કરી કૃતાર્થ થવું. અંગુષ્ટમાત્ર, વ્યાપક, જન્માદિ શુન્ય, જગતને નિયમસર રાખવામાં હમેશ ઉદ્યુક્ત, દિવસ રાત્રિ વિચરનાર તથા તંદ્રારહિત પરમાત્મા હૃદયમાં રહ્યા છે, તોયપણ દેખાતા નથી; તથાપિ

અધિકારી વિદ્વાન્ પુરૂષ તેને જાણી બ્રહ્મરૂપ થાય છે. બ્રહ્મભાવ જેને અપરોક્ષ થયો છે, તે સર્વાત્મરૂપ થઇ આવિ રીતે કહે છે કે, "માતા, પિતા, પુત્ર તથા વૃદ્ધપિતામહ હું છું! સર્વનો આત્માપણ હું છું તથા ભૂત ભવિષ્ય વર્તમાનરૂપ પણ હુંજ છું, મારા આત્માને વિષેજ તમે રહ્યા છો, તેમ મારા તમે નથી, ને તમારો હું નથી; મારૂં અધિષ્ટાન આત્માજ છે, મારા જન્મનો હેતુ પણ આત્માજ છે. હું અજન્મા છું, ને કાર્યને વિષે પટમાં તંતુઓની પેઠે ઓતપ્રોત છું, સત્ય અધિષ્ટાનવાળો તથા દિવસ રાત્રિ વિચરનાર તંદ્રા રહિત હું છું, માટે મનેજ સર્વ પ્રાણિનો અંતરાત્મા, સર્વેશ્વર તથા સર્વ કર્ત્તા જાણી વિદ્વાન્ બ્રહ્મ સંપન્ન થાય છે." પરમાત્મા સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ, દિવ્ય, જ્ઞાનરૂપિ મનવાળો, સર્વ પ્રાણિ વિષે અંતર્યામિરૂપે કરી રેહેનાર સર્વ પ્રાણિયોનો પિતા, અને સર્વ શરીર વિષે હૃદયકમળમાં રહેલો છે એમ બ્રાહ્મણો જાણે છે.

अणोरणीयान्सुमनाः सर्वभूतेषुजाग्रति।
पितरंसर्वभूतेषु पुष्करेनिहितंविदुः ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि सनत्सुजातपर्वणि गुर्जरभाषायां षट्चत्वारिंशोऽध्यायः ॥४६॥

॥ समाप्तमिदंसनत्सुजातपर्व ॥

---

## ॥ अथयानसंधिपर्व ॥

**वैशंपायनउवाच** ॥एवंसनत्सुजातेन विदुरेणचधीमता ।
सार्धंकथयतोराज्ञः साव्यतीयायशर्वरी ॥१॥

વૈશંપાયન કહે છે—એ રીતે બુદ્ધિમાન્ વિદુર તથા સનત્સુજાત સાથે રાજાને વાતો કરતાં તે રાત્રિ વ્યતીત થઇ ગઇ. હવે હસ્તિનાપુરમાં આવેલા સર્વ રાજાઓ, ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય, શલ્ય, કૃતવર્મા, જયદ્રથ, અશ્વત્થામા, વિકર્ણ, સોમદત્ત, બાહ્લિક, મહાપ્રાજ્ઞ વિદુર તથા મહારથિ યુયુત્સુ, ઈત્યાદિ સર્વ ધૃતરાષ્ટ્રને આગળ કરી, અને દુઃશાસન, ચિત્રસેન, શકુનિ, દુર્મુખ, દુઃસહ, કર્ણ, ઉલૂક તથા વિવિંશતિ, ઈત્યાદિ દુર્યોધનને આગળ કરી, સંજયને જોવાની ઈચ્છાથી તથા ધર્માર્થયુક્ત પાંડવોનાં વચન સાંભળવાની ઇચ્છા વાસ્તે, ચૂનાથી સ્વચ્છ કરેલી, સુવર્ણમય આંગણુંથી શો-

ભિતી, ચંદ્ર સરખી કાંતિવાળી તથા જેમાં સુગંધિ ચંદનનું જળ છાંટેલું છે, સુવર્ણ જડિત કાષ્ટનાં આસનો મૂકેલાં છે અને રત્ન જડિત છેડાવાળા ગાલેચા બીછાવેલા છે, એવી સુંદર વિસ્તીર્ણ સભા પ્રત્યે, જેમ ઇંદ્રની સભામાં દેવતાઓ આવે, તેમ આવ્યા. તે વખતે તે સભા, ગદા જેમના હાથમાં છે, એવા તે શૂરવીરોએ કરી, જેમ સિંહોથી પર્વતની ગુફા શોભે, તેમ શોભતી હતી. હવે હે ભારત, મ્હોટા ધનુષ તથા પરાક્રમવાળા અને સૂર્ય સરખા તેજસ્વી તે બધા વિચિત્ર પ્રકારના આસનો ઉપર બેઠા; તેટલામાં દ્વારપાળે આવીને કહ્યું કે, જે દૂત આપણે પાંડવો પ્રત્યે મોકલ્યો હતો, તે આ સિંધુ દેશના ઘોડા જોડેલા રથમાં બેશી જલદી આવે છે! એમ કહે છે એટલામાં તો કુંડળ પેહેરેલો તે સંજય રથમાંથી ઉતરી, મહાત્મા રાજાઓથી ભરેલી સભામાં જલદી આવ્યો, અને કેહેવા લાગ્યો કે,–હે કૌરવો, હું પાંડવો પ્રત્યે જઈ આવ્યો એમ જાણો. તેમણે સર્વ કૌરવોને અવસ્થા પ્રમાણે સમાચાર કહ્યા છે, તેમાં વૃદ્ધોને પ્રણામ કહ્યા છે, ને યુવાન તથા વયસ્યને પણ સત્કાર પૂર્વક યથાયોગ્ય કહ્યા છે. હે રાજાઓ, જે રીતે ધૃતરાષ્ટ્રે મને પૂર્વે કહ્યું હતું, તે પ્રમાણે અહિથી જઇ મેં પાંડવોને કહ્યું છે, એમ તમારે જાણવું.

यथाहंधृतराष्ट्रेण शिष्टःपूर्वमितोगतः ।
अब्रुवंपांडवान्गत्वा तन्निबोधतपार्थिवाः

इति श्रीमहाभारते उद्योगपर्वणि यानसंधिपर्वणि संजयप्रत्यागमने गुर्जरभाषायां सप्तचत्वारिंशोऽध्यायः ॥ ४७ ॥

---

धृतराष्ट्रउवाच ॥ पृच्छामित्वांसंजयराजमध्ये किमब्रवीद्वाक्यमदीनसत्वः ।
धनंजयस्तातयुधांप्रणेता दुरात्मनांजीवितामिच्छन्महात्मा ॥१॥

ધૃતરાષ્ટ્ર પૂછેછે—હે તાત, હે સંજય, રાજાઓના મધ્યમાં ઘણાક બળવાળા, યુદ્ધ કરનારાઓને નિયમમાં રાખનાર, યુધિષ્ઠિરના અનુમત પ્રમાણે ચાલનાર તથા દુષ્ટ બુદ્ધિવાળાઓના જીવિતને પણ ઇચ્છનાર મહાત્મા અર્જુને શ્રીકૃષ્ણની સમક્ષ શું વચન કહ્યાં? તે હું પૂછુછું. એવાં ધૃતરાષ્ટ્રનાં વચન સાંભળી સંજયે કહ્યું કે, યુધિષ્ઠિરના મત્ત પ્રમાણે ચાલનાર તથા યુદ્ધ કરવાની ઇચ્છા રાખનાર મહાત્મા અર્જુને, દુર્યોધનને સંભળા-

વવા માટે કેશવ ભગવાન્ સાંભળતાં જે વચન કહ્યાં છે, તે હું કહુછું. તે બાહુબળને જાણનાર, ધૈર્યવાન્ તથા યુદ્ધની ઇચ્છા રાખનાર અર્જુને શ્રીકૃષ્ણની સમક્ષ મને કહ્યું છે કે, સમગ્ર કૌરવોના મધ્યમાં તથા મંદ બુદ્ધિવાળો, કાળ જેને નજીક આવેલો છે, અતિ મૂઢ, મારી સાથે હમેશ યુદ્ધ કરવાને ઇચ્છનાર, દુર્ભાષણ કરનાર તથા દુરાત્મા સૂત પુત્ર કર્ણ અને પાંડવો સાથે યુદ્ધ કરવા વાસ્તે બોલાવેલા તે બધા રાજાઓ પણ સાંભળે તે રીતે, મારૂ કહેલું સમગ્ર વચન અમાત્ય સહિત ધૃતરાષ્ટ્રરાજા પ્રત્યે કેહેજે. એ પ્રમાણે અર્જુને સભામાં જે સમર્થ વાણી કહી, તેને, હાથમાં વજ્ર ધરનાર ઇંદ્રની વાણીને જેમ સમગ્ર દેવતાઓ શ્રવણ કરવાને ઇચ્છે, તેમ પાંડવ તથા સંજયો સાંભળતા હતા. તે ગાંડીવ ધનુષ ધારણ કરનાર, રાતાં કમળ સરખાં નેત્રવાળા તથા યુદ્ધ કરવાને ઇચ્છતા અર્જુને આ રીતે કહ્યું છે કે, અજમીઢ વંશમાં ઉત્પન્ન થયેલા યુધિષ્ઠિર રાજાનું રાજ્ય જો દુર્યોધન નહીં આપે તો, ધૃતરાષ્ટ્રના પુત્રોએ જે પૂર્વે પાપ કર્મ કર્યું છે, તેનું ફળ જે હજી ભોગવ્યું નથી, તે ભોગવશે. એટલે કે કૌરવોને ભીમસેન, અર્જુન, નકુળ, સહદેવ, સાક્ષાત વાસુદેવ શ્રીકૃષ્ણ, સાત્યકિ યાદવ, ધારણ કર્યું છે આયુધ જેને એવા પ્રદ્યુમ્ન તથા શિખંડી, ઇત્યાદિ સાથે તથા પારકા અપકારને મનમાં લાવવા માત્રથી જે પૃથ્વી તથા સ્વર્ગને બાળી નાખે એવા ઇંદ્ર સરખા યુધિષ્ઠિર રાજા સાથે પણ યુદ્ધ થશે ! માટે તેમ થવું જો ધૃતરાષ્ટ્રનો પુત્ર દુર્યોધન સારૂં માનતો હોય તો ભલે, કારણ તેથી પાંડવોને તો સમગ્ર રાજ્ય મળશે ! વાસ્તે કેહેજે કે રાજ્યાર્દ્ધ માં આપ, ને માનતો હોતો યુદ્ધજ કર. ધર્માચરણ કરનાર યુધિષ્ઠિર રાજા વનમાં જઈ દુઃખરૂપ નિવાસને પ્રાપ્ત થયા હતા ! માટે દુર્યોધન પણ પ્રાણ રહિત થઇ અત્યંત દુઃખ તથા અનર્થરૂપ અંત વખતની શય્યાને પ્રાપ્ત થાઓ ! વળી તેણે કહ્યું છે કે, અન્યાયથી વર્તનાર દુષ્ટ બુદ્ધિવાળો દુર્યોધન જે લોકોને પાળે છે, તેમને લજ્જા, જ્ઞાન, તપ, દમ, શૌર્ય તથા ધર્મના રક્ષણથી મળેલા ધને કરી યુક્ત પાંડવો વિષે પ્રીતિમાન્ કર. નમ્રતા, સરલતા, તપશ્ચર્યા તથા ઇંદ્રિયોનો નિગ્રહ, ઇત્યાદિ ગુણ સંપન્ન, ધર્મ રક્ષણ કરનાર તથા સત્યવાદી, એવા અમારા બળવાન રાજાને તેઓએ કેટલાક છળ કર્યા તથા દુર્વચનો સંભળાવ્યાં, અને ઘણી વખત ક્લેશ પમાડ્યો, તોયપણ તે સહનજ કરે છે, હવે જ્યારે તે તીક્ષ્ણ વ્રતવાળા મ્હોટા પાંડવ યુધિષ્ઠિર ક્રોધાવિષ્ટ થઈ, ઘણા વખતથી નિયમમાં રા-

એવો અત્યંત ભયંકર ક્રોધ કૌરવો વિષે ત્યાગ કરશે, ત્યારે દુર્યોધન "મેં યુદ્ધ કયાંથી કર્યું!" એ રીતે તપાયમાન થશે! ઉષ્ણકાળમાં પ્રથમ ધુંમાડાવાળો અગ્નિ કંઇક જ્વલાયમાન થઇ, પછી સારી રીતે વૃદ્ધિ પામીને જેમ સુકેલા ખડના સમાજને બાળી નાખે, તેમ ક્રોધથી પ્રદીપ્ત યુધિષ્ઠિર દુર્યોધનની સેનાને જોવા માત્રથીજ બાળી નાખશે! જ્યારે હાથમાં છે ગદા જેને, ભયંકર વેગવાળા, ક્રોધાક્રાંત, ક્રોધરૂપિ વિષને વમન કરતાં રથમાં બેઠેલા, સેનાના અગ્રભાગમાં આવેલા, કવચ ધારણ કરનાર, પારકા શૂરવીરોને હણનાર, સંગ્રામમાં આવેશથી પોતાના તથા પારકાની પણ જેને ખબર રહેતી નથી એવા, સેનાને હણનાર તથા કાળ સરખા ભીમસેનને જોશે, ત્યારે અતિમાની દુર્યોધન અમારાં વચન યાદ કરી, "મેં યુદ્ધ કયાંથી કર્યું!" એમ સંતાપ પામશે! વળી જ્યારે પર્વતના શિખર સરખા, ભેદાયા છે કુંભસ્થળ જેના એવા તથા રૂધિરનું વમન કરતા હસ્તિયોને ભીમસેનથી મરાયલા જોશે, ત્યારે તે "મેં યુદ્ધ કયાંથી કર્યું!" એ રીતે પશ્ચાત્તાપ કરશે! જેમ મ્હોટો સિંહ બળદેવના ટોળામાં આવી તેમને મારે, તેમ હાથમાં જેને ગદા છે એવો ભયંકર રૂપવાળો ભીમસેન જ્યારે ધૃતરાષ્ટ્રના પુત્રો પ્રત્યે આવી તેમને મારશે, ત્યારે દુર્યોધન સંતપ્ત થશે! તેમ મ્હોટું જેમાં ભય છે એવા સંગ્રામમાં, જ્યારે અસ્ત્રવિદ્યામાં કુશળ, ભયરહિત, સમાગમ માત્રમાં શત્રુના સૈન્યને મર્દન કરનાર, એકવાર રથ ફેરવવા માત્રથી જેને બીજાની ઉપમા અપાય નહીં એવા તથા અનેક રથિયો અને પાયદળોને ગદાથી નાશ પમાડનાર તે શૂરવીર ભીમસેન, પાશલાંથી વેગે કરી હાથિયોને ગ્રહણ કરતાં, જેમ ફરશીએ કરી વનને કાપે, તેમ દુર્યોધનના સૈન્યને કાપશે, ત્યારે દુર્યોધન યુદ્ધથી તપાયમાન થશે! વળી જ્યારે અગ્નિએ બાળેલા તૃણમય ઘરવાળા ગામની પેઠે તથા વિજળીએ બાળેલા પાકેલ ધાન્યની પેઠે હણાયા છે શૂરવીરો જેમાં, ભયથી પીડાયલા, સંગ્રામમાંથી વિમુખ થયેલા તથા નથી રહ્યા મોટા યોદ્ધાઓ જેમાં, એવાં નસાડી મૂકેલાં પોતાનાં મોટાં સૈન્યને ભીમસેનના શસ્ત્રની જ્વાળાથી બળેલું જોશે, ત્યારે "મેં યુદ્ધ કયાંથી કર્યું!" એમ દુર્યોધન પશ્ચાત્તાપ કરશે! વિચિત્ર પ્રકારનું યુદ્ધ કરનાર તથા રથિયોમાં અગ્રણી નકુળ જ્યારે યુદ્ધ કરવાની ચાતુરીથી શત્રુનાં મસ્તકોના ઢગલા કરી યોદ્ધાઓનો ચૂરો કરશે, તથા સુખ ભોગવવા લાયક તે ઘણા વખત પર્યંત વનમાં દુઃખરૂપ શય્યામાં સુતો હતો, તે સંભારી જ્યારે ક્રોધેલા સર્પની

પેઠે ક્રોધરૂપિ વિષનું વમન કરશે. ત્યારે દુર્યોધન પશ્ચાત્તાપ પામશે! વળી હે સંજય જીવિતની આશા જેણે મૂકી દીધી છે, એવા યુદ્ધ કરવા બોલાવેલા રાજાઓને, યુધિષ્ઠિરની આજ્ઞાથી શ્વેત રથોમાં બેશી સૈન્ય સામા દોડતા જ્યારે દુર્યોધન જોશે, ત્યારે સંતાપ કરશે! બાળક ઉમર છતેપણ નથી જણાતું બાળકપણું જેને, અસ્ત્રવિદ્યા શીખેલા તથા પ્રાણ ત્યાગ કરી કૌરવો પ્રત્યે દોડતા શૂરવીર દ્રૌપદીના પાંચ પુત્રોને જ્યારે દુર્યોધન જોશે, ત્યારે યુદ્ધ કરવાથી સંતાપ પામશે! જ્યારે અનુકૂળ છે ગતિ જેની, શબ્દ રહિત છે પઈડાં જેનાં તથા સુવર્ણ રેખાની જેને ઉપમા અપાય એવા, શીખવેલા ઘોડા જોડેલા રથમાં બેશી, લજ્જાવાન્, નિપુણ, સત્યવાદી મહાબળવાન્ તથા સર્વ ધર્મ સંયુક્ત સહદેવ, નાના પ્રકારનાં મંડળોથી સર્વ દિશાઓમાં ફરતો શકુનિ પાસે જઇ શત્રુઓને મારશે, ત્યારે દુર્યોધન યુદ્ધથી તપાયમાન થશે! વળી જ્યારે મ્હોટા બાણવાળા શૂરવીર અસ્ત્રવિદ્યા શીખેલા, રથ યુદ્ધમાં ચતુર તથા ભયંકર વિષવાળા સર્પો સરખા, દ્રુપદના પુત્રોને આવતા જોશે ત્યારે દુર્યોધન "મેં યુદ્ધ કયાંથી કર્યું!" એમ પ્રશ્ચાત્તાપ કરશે. જ્યારે પારકા શૂરવીરને હણનાર શ્રીકૃષ્ણ સરખો અસ્ત્રવિદ્યા શીખેલો તથા મેઘની પેઠે શત્રુ પ્રત્યે બાણનો વર્ષાદ કરનાર અભિમન્યુ પરાભવ કરશે, ત્યારે તથા બાળક છતે યુવાન સરખું છે પરાક્રમ જેનું, ને શત્રુના સૈન્ય પ્રત્યે કાળની પેઠે સામા આવનાર તે ઇંદ્ર સરખા અભિમન્યુને દુર્યોધન જોશે, ત્યારે યુદ્ધ કરવાનો સંતાપ કરશે! વળી જ્યારે સિંહ સરખા પરાક્રમવાળા, યુદ્ધ કરવામાં ચતુર, જલદીથી બાણ ફેંકનાર તથા યુવાવસ્થાવાળા પ્રભદ્રકો સૈન્ય સહિત ધૃતરાષ્ટ્રના પુત્રોને ફેંકવા માંડશે, ત્યારે દુર્યોધન સંતાપ કરશે! તેમ જૂદી જૂદી ભૂમીમાં ઉભેલા, વૃદ્ધ તથા મહારથિ એવા દ્રુપદ અને વિરાટ રાજા જ્યારે સૈન્ય સહિત ધૃતરાષ્ટ્રના પુત્રોને જોશે, ત્યારે દુર્યોદ્ધન તપાયમાન થશે! જ્યારે અસ્ત્રવિદ્યામાં કુશળ તથા રથમાં બેઠેલા દ્રુપદ રાજા કોપાવિષ્ટ થઈ, યુવા પુરૂષોનાં મસ્તકો, ધનુષમાંથી નિકળેલા બાણે કરી કાપશે, તેમ પારકા શૂરવીરને હણનાર વિરાટ રાજાપણ જ્યારે સુંદર રૂપવાળા મત્સ્યદેશના યોદ્ધાઓ સહિત શત્રુની સેનાને મર્દન કરતાં અંદર પ્રવેશ કરશે, ત્યારે દુર્યોધન "મેં યુદ્ધ ક્યાંથી કર્યું!" એ રીતે તપાયમાન થશે. વળી જ્યારે પાંડવ વાસ્તે રથમાં બેશી કવચ ધારણ કરી, સેનાના અગ્રભાગમાં ઉભેલા મત્સ્ય દેશનું રાજ્ય કરનાર ઉત્તમ રૂપવાળા વિરાટના મોટા પુત્રને દુર્યોધન

દેખશે, ત્યારે તપાયમાન થશે! જ્યારે કૌરવોમાં અત્યંત શૂરવીર તથા અતિશય શ્રેષ્ઠ શંતનુના પુત્ર ભીષ્મને સંગ્રામમાં શિખંડી હણશે, ત્યારે અમારા શત્રુઓ કોઈ જીવશેજ નહીં! એ હું સત્ય માનુ છું. અને જ્યારે રથિયોને ખોળતો શિખંડી દિવ્ય ઘોડાવાળા રથે કરી રથના ઓઘને ભાગતો ભીષ્મની તરફ જશે, ત્યારે દુર્યોધન સંતાપ પામશે! જે બુદ્ધિમાન્ દ્રોણાચાર્ય પાસે ગુહ્ય અસ્ત્રવિદ્યા શીખેલા છે, તે ધૃષ્ટદ્યુમ્નને જ્યારે સૈન્ય વિષે સૃંજયના મધ્યમાં અગ્રણી થઇને ઉભેલો ધૃતરાષ્ટ્રનો પુત્ર જોશે, ત્યારે તપાયમાન થશે! વળી જ્યારે સંગ્રામમાં અપ્રમેય બળવાળો શત્રુને સહન કરનાર, લજ્જાવાન, બુદ્ધિમાન્, બળવાન્, લક્ષ્મીવાન્, સોમકોમાં શ્રેષ્ઠ તથા સેનાનો પતિ તે, બાણથી ધૃતરાષ્ટ્રના પુત્રોને ભેદતો દ્રોણાચાર્ય પાસે જશે, ત્યારે દુર્યોધન તપાયમાન થશે. યાદવોમાં સિંહરૂપ, લોક વિષે યુદ્ધમાં બીજાની જેને ઉપમા અપાય નહીં એવા, શિનિ રાજાના પૌત્ર, મહાબળવાન્, ભય રહિત અસ્ત્ર શીખેલા, મ્હોટી છાતી તથા હાથવાળા, યુદ્ધમાં મંથન કરનાર, પરમાસ્ત્ર જાણનાર, મ્હોટા આયુધવાળા, દૃઢ ધનુષવાળા, આશ્ચર્યરૂપ કર્મ કરનાર, સારી રીતે શીખેલા અને જેમનો અગ્રણી થાય તેમને પણ બીજા શત્રુઓ ક્યારેય સહન કરી શકે નહીં, એવા મહાત્મા સાત્યકિને અમે યુદ્ધમાં સહાયતા કરવા સારૂ વર્યા છીયે! વળી જ્યારે શિનિકુળનો અધિપતિ તે, મારી આજ્ઞાથી બાણોનો વર્ષાદ કરતો શત્રુ સૈન્યના મુખ્ય યોદ્ધાઓને ઢાંકી દેશે ત્યારે દુર્યોધન તપાયમાન થશે ! અને જ્યારે ધૈર્ય રાખી યુદ્ધ કરશે, ત્યારે સિંહના ગંધને પામી જેમ બળદો ચોતરફ ભ્રમણ કરે, તેમ એને પામી શત્રુઓ ચોતરફ ભ્રમણ કરશે ! જે પરાક્રમ કરી જલદીથી બાણ ફેંકતો પર્વતોને ભેદે તથા સર્વ લોકનો પણ સંહાર કરે, ને આકાશમાં રહેલા સૂર્યની પેઠે શોભે, તે સાત્યકિ શ્રીકૃષ્ણમાં જેટલા ગુણ છે, તે સર્વ ગુણે કરી યુક્ત છે. તેથી ધોળા ઘોડા જોડેલા સુવર્ણમય સાત્યકિના રથને યુદ્ધમાં જ્યારે મંદ બુદ્ધિવાળો દુર્યોધન જોશે, ત્યારે તપાયમાન થશે. તેમ સુવર્ણ તથા મણિના જેવો જેનો પ્રકાશ છે, શ્વેત ઘોડા જોડેલ, હનુમાન્ છે ધ્વજાને વિષે જેને તથા કેશવ ભગવાન્ જેમાં વિરાજમાન છે, એવા મારા ઉગ્ર રથને જોઇને પણ, નથી કર્યાં પુણ્ય જેણે એવો મંદ બુદ્ધિ દુર્યોધન તપાયમાન થશે ! જ્યારે મહાસંગ્રામમાં મેં ખેંચેલા ગાંડીવની પ્રત્યંચાના તથા હાથમાં પેહેરેલા ચર્મના મોજા ઘસાવાથી થયેલા, વજ્રપાત સરખા મ્હોટા ઉગ્ર શબ્દને સાંભળશે, તથા

રણના અગ્રભાગમાં બાણના વર્ષાદે કરી અંધકાર થવાથી ગાયોના સમુદાયની પેઠે પોતાનાં સૈન્યને ભાગતાં જોશે, ત્યારે ખરાબ છે સહાયતા જેને એવો દુર્બુદ્ધિવાળો મૂઢ ધૃતરાષ્ટ્રનો પુત્ર યુદ્ધ વિષે તપાયમાન થશે. વળી જ્યારે મેઘમાંથી નીકળેલા અત્યંત ભયંકર વિજળીના તણખા સરખા, અત્યંત ભયંકર રૂપવાળા, હજારોને મારનાર, સંગ્રામ વિષે શત્રુઓનાં અસ્થિ તથા મર્મસ્થાન ભેદનાર, સુંદર છે પાછળના ભાગ જેના, ગાંડીવમાંથી નિકળેલા, તીક્ષ્ણ છે અગ્ર ભાગ જેના તથા ઘોડા, હાથી અને કવચ પેહેરનારાઓને નાશ કરનાર બાણના સમુદાયોને સામે આવતાં જોશે, તથા મારા બાણોથી વિંધાઈ પાછા હઠેલા અને આડા વિંધાઇ ભાગી પડેલા પોતાના સૈનિકોના બાણોને જોશે, ત્યારે મંદ બુદ્ધિવાળો દુર્યોધન "મેં યુદ્ધ કયાંથી કર્યું !" એમ સંતપ્ત થશે. જ્યારે વૃક્ષોના અગ્રભાગમાંથી પક્ષિયો જેમ ફળોને પાડે, તેમ મારા હાથમાંથી નીકળેલાં મ્હોટાં બાણો યુવા પુરૂષોનાં મસ્તકોનો ઢગલો કરશે, તથા રથમાંથી અથવા હાથી વા ઘોડા ઉપરથી બાણોએ હણી મેં નીચે પાડેલા મ્હોટા યોદ્ધાઓને ધૃતરાષ્ટ્રનો પુત્ર જોશે, ત્યારે તપાયમાન થશે. જ્યારે શત્રુના અસ્ત્ર માર્ગને પ્રાપ્ત થયા વગરજ નાશ પામતા, અને ભયથી યુદ્ધમાં કર્મ ન કરતા ભાઇયોને દુર્યોધન ચોતરફ જોશે, અને મોઢું ફાડેલા કાળની પેઠે અવિછિન્ન છે બાણની ધારા જેની એવો હું પ્રજ્વલિત બાણોના વર્ષાદથી પાયદળ તથા રથિયોના સમુદાયને દૂર કરીશ, ત્યારે તે અત્યંત તપાયમાન થશે. જ્યારે દુર્યોધન, સર્વ દિશાઓમાં દોડતા રથવડે રજથી વ્યાકુળ થઇ રથાદિકમાંથી પડી, ગાંડીવથી નાશ પામેલું તથા અત્યંત મૂઢ થઇ ગયેલું પોતાનું સૈન્ય જોશે, ત્યારે તે મંદ બુદ્ધિવાળો પશ્ચાત્તાપ કરશે ! વળી જ્યારે ભયથી પલાયમાન થતું, કપાઈ ગયાં છે શરીર જેનાં, સંજ્ઞા રહિત, હણાયા છે અશ્વ, મુખ્ય શૂરવીર રાજાઓ તથા હસ્તિયો જેમાં, તૃષાથી પીડાયલું, થાકી ગયેલું, થાકેલાં છે વાહન જેનાં, ભયથી પીડાયલું, દુઃખિત શબ્દ જેમાં સંભળાય છે, શત્રુઓથી હણાયલું, વિખરાઇ ગયા છે કેશ, અસ્થિ તથા કપાળના સમુદાય જેમાં, ઘણીક હિંસાયુક્ત તથા સ્વર્ગ વા રાજ્ય વાસ્તેજ છે નિશ્ચય જેનો, એવું પોતાનું સર્વ સૈન્ય દેખશે, ત્યારે મંદ બુદ્ધિવાળો દુર્યોધન સંતાપ કરશે ! વળી જ્યારે રથમાં મને, વાસુદેવ ભગવાનને, ગાંડિવ ધનુષને, પાન્ચજન્ય નામના દિવ્ય શંખને, દેવદત્ત નામના શંખને, ઘોડાઓને તથા અક્ષય ભાથાઓને જોશે, તથા એકઠા મળેલા ઘોરરૂપ

ધૃતરાષ્ટ્રના પુત્રોને નાશ કરવા અને તે પછી ધર્મ પ્રધાન કાળને પ્રવર્તાવવા ઇચ્છતો હું અગ્નિની પેઠે કૌરવોને બાળી નાખીશ, ત્યારે પુત્ર સહિત ધૃતરાષ્ટ્ર તપાયમાન થશે ! જ્યારે ક્રોધને વશ તથા અલ્પબુદ્ધિવાળો દુર્યોધન ઐશ્વર્યથી ભ્રષ્ટ થશે તથા ભાઇયો, સૈન્ય અને ચાકરો સહિત પોતે પણ હણાશે, ત્યારે ગર્વ રહિત થઇ પશ્ચાત્તાપ કરશે ! તે બધું કામ અવશ્ય બનવાનું પણ છે, કારણ કોઇ વખતે સવારના પોહોરમાં હું સંધ્યા વંદન તથા આચમન કરી બેઠો હતો, તેટલામાં કોઇ બ્રાહ્મણે આવીને મને મનોહર વચન કહ્યું કે, "હે પાર્થ, હે સવ્યસાચિન્, કોઇથી ન બને એવું કર્મ તારે કરવું છે, એટલે શત્રુઓ સાથે યુદ્ધ કરવું પડશે, વાસ્તે તું કહે તે તને સહાય આપું; કેહેતો યુદ્ધમાં વજ્ર જેના હાથમાં છે એવા ઇંદ્ર અને કેહેતો શૈબ્ય સુગ્રીવાદિક ઘોડાઓ જેના રથને જોડેલા છે એવા વાસુદેવ ભગવાન્ તારી રક્ષા કરે !" એવાં તેનાં વચન સાંભળી, હું તે વખતેજ વાસુદેવ ભગનાનને યુદ્ધમાં સહાય માટે વર્યો હતો. તેજ શ્રીકૃષ્ણ, ચોરરૂપ ધૃતરાષ્ટ્રના પુત્રને મારવા વાસ્તે મને પ્રાપ્ત થયા, માટે હું તો દેવતાઓએજ સહાયતા કરી છે એમ માનું છું ! શ્રીકૃષ્ણ ભગવાન્ યુદ્ધ કર્યા વગર પણ મને કરી જે પુરૂષના જયને ઇચ્છે, તેનો જય કરે, તેમજ ઇંદ્ર સહિત દેવતાઓ શત્રુ હોય, તો તેમને પણ અતિક્રમણ કરે ! ત્યારે મનુંષ્યને જીતવામાં શું ચિંતા ! જે પુરૂષ યુદ્ધે કરી અત્યંત શૂરવીર તથા તેજસ્વિ વાસુદેવ શ્રીકૃષ્ણને જીતવાને ઇચ્છે, તે બે હાથે કરી, નથી પ્રમાણ જેનું એવા મહા સમુદ્રને ઉલંઘન કરી જવા ઇચ્છે છે ! જેમ કોઇ હાથના તળાંથી અત્યંત મ્હોટા કૈલાસ પર્વતને ભેદવા ઇચ્છે, તો તેનોજ હાથ નખ સહિત ત્રુટી પડે, પણ પર્વતને કંઇપણ કરી શકે નહીં. તેમ તે વાસુદેવ ભગવાન્ને જે જીતવાને ઇચ્છે, તે પોતેજ નાશ પામે, પણ તેને કાંઇ કરી શકે નહીં. વળી યુદ્ધે કરી વાસુદેવ ભગવાનને જીતવા ઇચ્છવું, તે વૃદ્ધિ પામેલા અગ્નિને બે હાથે કરીને શમાવા, ચંદ્ર તથા સૂર્યને ઉભા રાખવા અને હઠાત્કારથી દેવતાઓનું અમૃત હરણ કરવા સરખું છે. જે શ્રીકૃષ્ણ સંગ્રામમાં ભોગશાલિ રાજાઓને તિરસ્કાર કરી, હઠાત્કારથી યશસ્વિનિ રૂકમણી નામની સ્ત્રીને પરણ્યા, જેને વિષે મહાત્મા પ્રદ્યુમ્ન નામે પુત્ર ઉત્પન્ન થયો, તેજ શ્રીકૃષ્ણે કંધાર દેશના રાજાઓને વેગથી મંથન કરી, નગ્નજિત્ રાજાના સમગ્ર પુત્રોને જીતી, તેઓએ બાંધેલા, સુદર્શન રાજાને હઠાત્કારથી છોડાવ્યો, તેજ ભગવાને વક્ષસ્થળમાં મારીને પાંડ્ય રાજાને હણ્યો, સં-

આમ વિષે કલિંગ રાજાઓને મર્દન કર્યા, અને તેણે બાળેલી કાશીપુરી ઘ-
ણા વર્ષ પર્યંત રાજા વગરની હોવાથી ઉજ્જડ રહી! વળી જેમ જંભાસુર
પર્વતને ફેંકી તેના પડવાથી પોતે નાશ પામ્યો, તેમ બીજા જેને જીતી
શકે નહીં, એવો એકલવ્ય નામે ભીલનો રાજા, શ્રીકૃષ્ણ પાસે તેમને મા-
રવા માટે આવ્યો, પણ ઉલટો પોતે પ્રાણ રહિત થઈ સૂતો! તેજ શ્રીકૃષ્ણ
ભગવાન બળદેવે સહિત, વૃષ્ણિ તથા અંધકના મધ્યમાં સભા વિષે બેઠેલા
અત્યંત દુષ્ટબુદ્ધિવાળા ઉગ્રસેનના પુત્ર કંસને પાડી, ઉગ્રસેનને રાજ્ય આપ્યું.
તેમણેજ સૌભ નામના વિમાનમાં બેશી, આકાશમાં રહેલા માયાવિ શાલ્વ-
રાજાને યુદ્ધ કરાવ્યું! અને તેણે નાખેલા સાંગના આયુધને, દડાની પેઠે
બે હાથે કરી ગ્રહણ કર્યું! જેને બીજો સાધારણ કોણ મનુષ્ય ગ્રહણ કરી
શકે! વળી કોઈથી સહન થાય નહીં એવું, ભયંકર તથા દુઃખથી પણ
જેમાં જવાય નહીં, એવું અસુરોનું પ્રાગ્જ્યોતિષ નામે શેહેર હતું, જેમાં
મહા બળવાન ભૂમીનો પુત્ર નરકાસુર રેહેતો હતો, તે દેવતાઓની માતા
અદિતિનાં સુંદર મણિમય કુંડળ હરણ કરી ગયો, જે વાસ્તે ઇંદ્ર સહિત
દેવતાઓ તેની પાસે આવ્યા, પણ મરણથી બીન્યા તેથી યુદ્ધમાં તેને જી-
તવા સમર્થ થયા નહીં. ત્યારે મનમાં દુઃખ પામી તેઓએ કેશવ ભગવાનનું
પરાક્રમ, બળ તથા કોઇથી પાછું વળે નહીં એવું અસ્ત્ર જાણી, અને ચો-
રોને મારવા વિષે તેમની સ્વાભાવિક પ્રિતિ છે એમ વિચારી, તે ચોરરૂપ
નરકાસુરને મારવા વાસ્તે તેમની પ્રાર્થના કરી કે, હે મહારાજ, નરકાસુરને
મારી અદિતિનાં કુંડળ લઇ આવો. તે સાંભળી એવાં કામ કરવામાં સા-
મર્થ્યવાન વાસુદેવ ભગવાને તેઓની પ્રાર્થના અંગિકાર કરી, અને છ હજાર
રાક્ષસોને મારી, જલદીથિ લોહમય પાશલાઓને કાપી, મુર દૈત્યને હણી,
ઓઘ નામના રાક્ષસને મારીને, તે નરકાસુરના શેહેરમાં પ્રવેશ કર્યો. ત્યાં
તે મહાબળવાન નરકાસુર સાથે શ્રીકૃષ્ણને મ્હોટું યુદ્ધ થયું, જેમાં વાયુએ
મંથન કરેલો કણેરનો વૃક્ષ જેમ સૂવે, તેમ શ્રીકૃષ્ણે નાશ પમાડેલો તે પ્રા-
ણ રહિત થઇ સૂતો. એ રીતે જેના પ્રભાવની બીજાને ઉપમા અપાય ન-
હીં, એવા લક્ષ્મી તથા યશથી પરિપૂર્ણ વિદ્વાન્ શ્રીકૃષ્ણ, મુર દૈત્ય તથા ભૂ-
મીના પુત્ર નરકાસુરને મારી અદિતિનાં કુંડળ લઇ પાછા આવ્યા. તેથી પ્ર-
સન્ન થઇ દેવતાઓએ તેમને વરદાન આપ્યું કે, તમને યુદ્ધ કરવા વખતે
મેહેનત પડશે નહીં, આકાશ તથા જળ વિષે પણ તમારી ગતિ થશે, તથા
શસ્ત્રો તમારા શરીરને સ્પર્શ કરશે નહીં. એ રીતે એ વરદાન કથન માત્ર-

જ જાણવું, કારણ શ્રીકૃષ્ણતો હમેશ પૂર્ણ કામજ છે, ને તેમના અપ્રમેય-સ્વરૂપ વિષે ગુણરૂપિ સંપત્ પણ હમેશ રહિ છે. કોઇથી સહન થાય નહીં એવા તથા અનંત પરાક્રમવાળા વ્યાપક શ્રીકૃષ્ણને દુષ્ટ દુર્યોધન જીતવાની ઇચ્છા રાખે છે, અને હમેશ બાંધવાનો પણ યત્ન કરે છે, તોપણ અમારે લીધેજ શ્રીકૃષ્ણ સહન કરે છે. વળી દુર્યોધન, મને તથા શ્રીકૃષ્ણને પરસ્પર હઠાત્કારથી "કલહ કરાવીશ," અને શ્રીકૃષ્ણને પાંડવો વિષે "આ મારા છે" એ રીતે જે મમત્વ છે, તે પણ "હું ટાળવા સમર્થ છું," એમ માને છે, પણ તેતો કુરૂક્ષેત્રમાં જઇ યુદ્ધને પામ્યા પછી જાણશે. હું શંતનુના પુત્ર ભીષ્મ, પુત્ર સહિત દ્રોણાચાર્ય તથા જે સરખો બીજો કોઈ યોદ્ધો નથી, એવા કૃપાચાર્યને નમસ્કાર કરી રાજ્ય વાસ્તે યુદ્ધ કરીશ. જે પાપ બુદ્ધિવાળો દુર્યોધન પાંડવો પ્રત્યે યુદ્ધ કરવું ઇચ્છે છે, તેને તો ઘટતું મરણ પ્રાપ્ત થશું! એમ હું માનું છું. મિથ્યા જેમાં પણ છે એવા દ્યૂત વિષે ક્રૂર બુદ્ધિવાળા કૌરવોએ, રાજપુત્ર પાંડવોને જીતી બાર વર્ષ વનમાં મોકલ્યા, ત્યારે તેઓએ તે કષ્ટરૂપ અરણ્ય વાસ તથા એક વર્ષ અજ્ઞાત વાસ પણ કીધો! તે જીવતા પાંડવોને તિરસ્કાર કરી, સ્થાનક ઉપર બેઠેલા ધૃતરાષ્ટ્રના પુત્રો સુખથી કેમ જીવશે! યુદ્ધવિષે અમોને, ઇંદ્ર જેમાં મુખ્ય છે એવા દેવતાઓની સહાયતાથી પણ જો તે કૌરવો જીતે, તો એમ જાણવું કે, ધર્મથી અધર્મ કરવો સારો છે, ને સારૂં કર્મ કરવું નિષ્ફળ છે એમ સમજવું. પરાક્રમથીજ જો જય થતો હશે અથવા અમને દુર્યોધન તુચ્છ જાણતો હશે, તો તો હું પરિવાર સહિત તેને વાસુદેવની સહાયતાથી મારવાની આશા રાખું છું. અને જો ઉત્તમ વા અધમ કર્મ ફળ દેનારાં હશે, તોયપણ તેનોજ પરાજય થશે. કારણ યુધિષ્ઠિર વિષેતો ઉત્તમ કર્મ અને તેને વિષે પાપ કર્મ રહ્યાં છે. હે કૌરવો, હવે તો હું પ્રત્યક્ષ કહું છું કે, જો દુર્યોધન યુદ્ધ કરશે, તો ધૃતરાષ્ટ્રના પુત્રો નાશજ પામશે! કદિ કૌરવો જીવતા રહેશે તો યુદ્ધ વગર રેહેશે, પણ યુદ્ધ થયું તો તો કોઇપણ અવશેષ રહેશે નહીં! હું કર્ણ સહિત ધૃતરાષ્ટ્રના પુત્રોને હણી કૌરવોના સમગ્ર રાજ્યને જીતીશ, માટે તમારે જે કરવું હોય તે કરી લ્યો, ને ઇષ્ટ સ્ત્રિયો તથા પોતાના જે ભોગ હોય તેને પણ ભોગવી લ્યો! કારણ કુલીન, શીલવાન, ઘણા શાસ્ત્ર ભણેલા, વૃદ્ધ બ્રાહ્મણો તથા કયી રાશીનું કયું નક્ષત્ર છે ઇત્યાદિ કાળનો નિશ્ચય જાણનારા, સારૂં નરતું દૈવાધીન ભવિષ્ય કેહેનારા, પ્રશ્ન જોનારા, મુહૂર્ત જોનારા, તથા સારાં નરતાં ફળ કેહેવા વાસ્તે કયું નક્ષત્ર કયા ગ્રહે કરી વિદ્ધ છે એમ વિચારનારા પણ, કૌરવો તથા સંજયોનો ક્ષય અને

પાંડવોનો જય થશે, એમ નિવેદન કરે છે. પોતાનો અર્થ જાણે સિદ્ધજ થયો હોય નહીં તેની પેઠે વરતતા યુધિષ્ઠિર રાજા પણ અમારો જયજ છે એમ માને છે. તેમ દિવ્ય દૃષ્ટિથી ભૂત ભવિષ્યને જોનાર તથા યાદવમાં સિંહરૂપ જનાર્દન શ્રીકૃષ્ણ પણ અમારો જયજ કહે છે. તેમ હું પોતે પણ યોગદૃષ્ટિથી સાવધાન થઇ જોઉં છું તો અમારો જયજ ભાવિ દેખું છું. તે મારી પૂર્વે અભ્યાસ કરેલી યોગદૃષ્ટિ હજી કાયમ છે; માટે જો યુદ્ધ કરશે તો ધૃતરાષ્ટ્રના પુત્રો છેજ નહીં એમ જાણવું. તેમ મારૂં ગાંડીવ ધનુષ ઉપાડ્યા વગર તણાય છે, ધનુષની પ્રત્યંચા ખેંચ્યા વગર કંપે છે, ને મારાં બાણો પણ ભાથાના મુખમાંથી બહાર નીકળી વારંવાર જવાને તૈયાર થાય છે. વળી જેમ સર્પ પોતાની જીર્ણ ત્વચાને ત્યાગ કરી બહાર નીકળે, તેમ પ્રસન્ન એવો મારો ખડ્ગ પણ જાણે મ્યાનમાંથી બહાર નીકળેછે! તેમ જાણે ધ્વજમાંથી "અર્જુન તારો રથ ક્યારે જોડાશે" એમ ભયંકર વાણી થાય છે! શિયાળિયાં રાતમાં શબ્દો કરેછે, આકાશમાંથી રાક્ષસો પડે છે, ને મૃગ, કાગડા, ગૃધ્ર, બગલા તથા નાહાર, ઇત્યાદિક પણ કોલાહલ કરે છે! અને પીળી પાંખવાળા હંસો, શ્વેત ઘોડા જોડેલા રથને જોઈ પછવાડે ઉડે છે! માટે હું એમ જાણું છું કે, યુદ્ધ કરનાર સર્વ રાજાઓને બાણના વર્ષાદથી હું એકલો પરલોકમાં મોકલીશ. નાનાપ્રકારના અસ્ત્ર માર્ગોને ગ્રહણ કરતો હું, ઉષ્ણકાળમાં વધેલો અગ્નિ વનને બાળે, તેમ મહા પાશુપતાસ્ત્ર, બ્રહ્માસ્ત્ર તથા ઇંદ્રે જે મને બીજાં અસ્ત્ર આપેલાં છે, તે સર્વ ગ્રહણ કરી સજ્જ થઇને શત્રુને મારવા વાસ્તે બાણો મૂકીશ, ત્યારે પ્રજાને બાળી નાંખીશ! તેમાં જ્યારે કાંઇપણ અવશેષ રહેશે નહીં, ત્યારે. હું શાંતિને પામીશ, એ મારા મનનો સ્થિર અભિપ્રાય જાણવો. હે કૈરવો, વળી અર્જુને કહ્યું છે કે જે પાંડવો એકઠા મળેલા ઇંદ્રાદિક દેવને પ્રાપ્ત થઈને પણ જયનેજ પામે તેમની સાથે દુર્યોધન હઠાત્કારથી કલહને ઇચ્છેછે, માટે એનો મોહતો જૂવો! છેવટ શંતનુના પુત્ર વૃદ્ધ ભીષ્મ, કૃપાચાર્ય, પુત્ર સહિત દ્રોણાચાર્ય તથા બુદ્ધિમાન્ વિદુર, એ સર્વ જે રીતે કહે તેમ કરો, ને સર્વ કૈરવો આયુષ્માન થાઓ!

वृद्धोभीष्मःशांतनवःकृपश्च द्रोणःसपुत्रोविदुरश्चधीमान् ।
एतेसर्वेयद्वदंतेतदस्तु आयुष्मंतःकुरवःसंतुसर्वे ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि यानसंधिपर्वणि अर्जुनवाक्यनिवेदने गुर्जरभाषायां अष्टचत्वारिंशोऽध्यायः ॥४८॥

**वैशंपायनउवाच ॥ समवेतेषुसर्वेषु तेषुराजसुभारत ।**
**दुर्योधनमिदंवाक्यं भीष्मःशांतनवोब्रवीत् ॥१॥**

વૈશંપાયન કેહે છે—હે જનમેજય, એ રીતે એકઠા મળી એટલા રાજાઓ બેઠેલા છે, તેમના મધ્યમાં શંતનુના પુત્ર ભીષ્મ, દુર્યોધન પ્રત્યે આવી રીતે વાક્ય કેહેવા લાગ્યા કે, કોઇ વખતે બૃહસ્પતિ તથા શુક્રાચાર્ય બ્રહ્મા પાસે બેઠા હતા, તેટલામાં મહેંદ્ર સહિત સર્વ વાયુ, અગ્નિ સહિત વસુ દેવતાઓ, આદિત્ય, સાધ્ય, સપ્તર્ષિઓ, વિશ્વાવસુ ગંધર્વ તથા સુંદર અપ્સરાઓના ગણ, એ સર્વ દેવતાઓ ત્યાં આવી લોકના પિતામહ તથા વિશ્વના ઇશ બ્રહ્માને નમસ્કાર કરી તેને વિંટી ચોતરફ બેઠા. એટલામાં જાણે તેઓના મન તથા તેજને ગ્રહણ કરી લેતા હોય નહીં, તેની પેઠે પુરાણદેવ નરનારાયણ ઋષિ બ્રહ્માને અતિક્રમણ કરીને ગયા. તેમને જોઇ બૃહસ્પતિએ બ્રહ્માને પૂછયું કે હે દેવ, હે પિતામહ, તમારૂં ઉપસ્થાન કરતા નથી એવા આ બેઉ જણ કોણ છે? તે અમને કહો. એવાં બૃહસ્પતિનાં વચન સાંભળી બ્રહ્માએ કહ્યું કે, જે ઘાવા પૃથ્વીને પ્રકાશ કરનાર તપસ્વિ મહા બળવાન, સમગ્ર જગત્‌માં વ્યાપ્ત થઇ રહેલા, જગત્‌થી જૂદા તથા પ્રકાશમાન છે, તે આ નરનારાયણ ભગવાન્ મનુષ્ય લોકથી બ્રહ્મલોક પ્રત્યે આવેલા છે. જે પોતાના તપે કરી શોભિતા, મ્હોટાં બળ તથા પરાક્રમવાળા, મહાપ્રાજ્ઞ, શત્રુને તપાવનાર, બે સ્વરૂપથી શોભિતા અને અસુરોના નાશ વાસ્તે દેવ તથા ગંધર્વોએ પૂજા કરેલા છે, ને કર્મે કરી લોકને આનંદ આપે છે. વૈશંપાયન કહે છે—હે જનમેજય, એવાં બ્રહ્માનાં વચન સાંભળી, બૃહસ્પતિ પ્રમુખ સર્વ દેવગણે સહિત ઇંદ્ર, જ્યાં તે બેઉજણા તપશ્ચર્યા કરતા હતા ત્યાં ગયા અને દેવાસુર યુદ્ધમાં દેવતાઓને ભય થયું, માટે તે મહાત્માઓની સ્તુતિ કરી, જેથી પ્રસન્ન થઇ તેમણે ઇંદ્રને વર માગવાનું કહ્યું, ત્યારે ઇંદ્રે કહ્યું કે અમારી સહાયતા કરો. તે સાંભળી નરનારાયણે કહ્યું કે, જે તું ઇચ્છે છે તે અમે કરશું. પછી તેઓ સહિત ઇંદ્ર દૈત્ય તથા દાનવોને જીત્યો. હે દુર્યોધન, તેજ શત્રુને તપાવનાર નરરૂપ અર્જુને સંગ્રામમાં શત્રુને હણી, પૌલોમ તથા કાલખંજ નામના હજારો દૈત્યને માર્યા, અને ચલાયમાન રથમાં બેશી સંગ્રામમાં ભાલે કરી જંભાસુરનું મસ્તક કાપી નાખ્યું હતું! તેણેજ સમુદ્રને પેલે પાર હિરણ્યપુરને પીડા પમાડી, ને રણસંગ્રામમાં નિવાત કવચ નામના સાઠ હજાર

દૈત્યોને જીત્યા હતા ! તેજ પારકા શેહેરને જીતનાર મહાબાહુ નરરૂપ અ-ર્જુને, ઇદ્ર સહિત દેવતાઓને જીતી ખાંડવ વન વિષે અગ્નિને તૃપ્ત કીધો હતો ! તેમજ નારાયણરૂપ શ્રીકૃષ્ણે પણ ઘણાક શત્રુઓને માર્યા છે ! એ રીતે તે મહાપરાક્રમિ અને મહારથિ નરનારાયણ ભગવાન્ શ્રીકૃષ્ણ તથા અર્જુનરૂપે અહિં આવ્યા છે ! તે બેઉ પ્રાચીન દેવ છે એમ શ્રુતિમાં પણ લખ્યું છે ! માટે ઇંદ્રાદિક દેવ તથા અસુરોએ પણ જીતી શકાય નહીં એવા તે બંને દેવ, મનુષ્ય લોકમાં પધાર્યા છે એમ જાણો. તે કૃષ્ણ સાક્ષાત્ નારાયણ છે, ને અર્જુન નર છે. એકજ ચૈતન બે રૂપે કરી રહ્યું છે. તેજ નરનારાયણ ભગવાન્ તપશ્ચર્યારૂપ કર્મે કરી અક્ષય તથા ધ્રુવ લોકો પ્રત્યે પણ વ્યાપ્ત થઇ રહ્યા છે ! અને યુદ્ધ વખતે વારંવાર તે તે ઠેકાણે પ્રગટ થાય છે, માટે તેઓને યુદ્ધજ કર્તવ્ય છે, એમ વેદ જાણનાર નાર-દજીએ બધા યાદવો સાંભળતાં કહ્યું છે. વાસ્તે હે તાત, હે દુર્યોધન, જ્યારે શંખ, ચક્ર તથા ગદા ધારણ કરનાર મહાત્મા કેશવ ભગવાનને, તથા નાના પ્રકારનાં અસ્ત્ર ધારણ કરનાર ભયંકર ધનુષવાળા સનાતન અર્જુનને એક રથમાં બેઠેલા જોઇશ, ત્યારે મારાં વચન યાદ કરીશ ! આ કૌરવોનો ક્ષ-યજ નજીક આવ્યો દેખાય છે, કેમકે તારી બુદ્ધિ ધર્મ તથા અર્થ રહિત થઇ ગઇ છે. હે ભરતર્ષભ, મારાં વચન ગ્રહણ નહીં કરે તો ઘણાક નાશ પામ્યાનાં સમાચાર સાંભળીશ, કારણ સર્વ કૌરવોએ પણ તારાજ મત પ્રમાણે ચાલવું પડશે, ને તું તો પરશુરામે શાપ દીધેલા તથા હલકી જાત-વાળા સૂતપુત્ર કર્ણના, સુબલ રાજાના પુત્ર શકુનિના તથા ક્ષુદ્ર બુદ્ધિવાળા પાપરૂપ તારા ભાઈ દુઃશાસનના વચનનેજ તત્વરૂપ માને છે! એવાં ભીષ્મનાં વચન સાંભળી કર્ણે કહ્યું કે;—હે પિતામહ, જે તમે મને કહો છો, તે કેહેવું લાયક નથી; કારણ હું ક્ષત્રિ ધર્મ વિષે રહ્યો છું, ને સ્વધર્મથી ચ-લાયમાન થયો નથી; ત્યારે મારામાં એવું શું દુર્વૃત્ત છે, જે તમે મને નિં-દો છો? મારૂં કંઇપણ પાપ ધૃતરાષ્ટ્રના પુત્રો ક્યારેય જાણતા નથી, તેમ કંઇ દુર્યોધનનું હું નરતું પણ નથી કરતો. હું સંગ્રામમાં સર્વ પાંડવોને નિશ્ચય મારીશ પણ ખરો, કારણ તેમ કર્યા વિના પૂર્વે વિરોધ કરેલા મારા જેવા સત્પુરૂષો શાંતિ કેમ પામે! વળી ધૃતરાષ્ટ્ર રાજાનું તથા રાજ્ય કરનાર દુર્યોધનનું પણ મારે સર્વ પ્રિય કરવુંજ જોઇએ! વૈશંપાયન કહેછે-હે જનમેજય, એવાં કર્ણનાં વચન સાંભળી શંતનુના પુત્ર ભીષ્મ ફરીથી ધૃતરાષ્ટ્ર પ્રત્યે આવી રીતે વચન કહેવા લાગ્યા કે, હે રાજા, જે આ કર્ણ

"હું પાંડવોને મારીશ" એમ ફુલાય છે, તે મહાત્મા પાંડવોનો તો સોળમો અંશ પણ નથી! અને તારા દુષ્ટ બુદ્ધિવાળા પુત્રોને જે આ અન્યાયરૂપ કર્મ નજીક આવશે, તેપણ આ દુષ્ટ સૂતપુત્ર કર્ણનુંજ કર્મ જાણ. વળી તારા મંદબુદ્ધિવાળા પુત્ર દુર્યોધને, શત્રુને દમન કરનારા શૂરવીર દેવપુત્ર પાંડવોનો જે તિરસ્કાર કરયો, તે પણ એની સોબતથીજ! પણ તે એક એક પાંડવે જે રીતે પૂર્વે દુષ્કર કર્મ કર્યાં છે, તેવું એણે શું કરયું છે! જ્યારે અર્જુને વિરાટ નગરમાં એના પ્રિય ભાઇને પરાક્રમથી મારયો ત્યારેપણ એણે શું કર્યું! જે વખતે એકઠા મળેલા સર્વ કૌરવો પ્રત્યે આવી તેમને મંથન કરી અર્જુને વસ્ત્ર ઉતારી લીધાં, તે વખતે શું આ કર્ણ પરદેશ ગયો તો! તેમજ ઘોષયાત્રામાં ગંધર્વો જ્યારે તારા પુત્ર દુર્યોધનને લઇ જતા હતા, ત્યારે આ સૂતપુત્ર કર્ણ ક્યાં ગયો હતો! જે આ ટાણે બળદની પેઠે પોકારે છે? ત્યાંપણ ભીમસેન, મહાત્મા અર્જુન, નકુળ, તથા સહદેવે એકઠા મળી ગંધર્વોને પરાજય પમાડયા! હે ભરતર્ષભ, ધર્માર્થ લોપ કરનાર તથા પોતાનાં વખાણ કરનાર આ કર્ણનાં એ બધાં વચન મિથ્યા છે. એવાં ભીષ્મનાં વચન સાંભળી ઉદાર મનવાળા દ્રોણાચાર્યે સભાના મધ્યમાં સત્કાર પૂર્વક ધૃતરાષ્ટ્ર પ્રત્યે આવી રીતે કહ્યું કે, હે હે ભરતશ્રેષ્ઠ, હે નૃપ, તમે આ કેવળ અર્થને ઇચ્છનાર કર્ણાદિકનાં વચન પ્રમાણે ચાલવા યોગ્ય નથી, પણ જે રીતે ભીષ્મ કહે છે તે રીતે કરો. યુદ્ધની પૂર્વેજ પાંડવો સાથે મળી જવું, એ હું સારૂં માનું છું, કારણ ત્રિલોકીમાં અર્જુન સરખો બીજો કોઇ ધનુષ ધારણ કરનારો નથી! સંજયે જે રીતે અર્જુનનાં કહેલાં વચન નિવેદન કરયાં, તેજ પ્રમાણે અર્જુન કરશે, તે હું સારી રીતે જાણુંછું, માટે યુદ્ધ વિષે આગ્રહ મૂકી દો. હે જનમેજય, એ પ્રમાણે સભામાં દ્રોણ તથા ભીષ્મે જે યથાર્થ વચન કહ્યાં, તેનો અનાદર કરી ધૃતરાષ્ટ્ર રાજા સંજય પ્રત્યે પાંડવોનું વૃત્તાંત પૂછવા લાગ્યા. અને એ રીતે ભીષ્મ તથા દ્રોણને ધૃતરાષ્ટ્ર રાજાએ સારી રીતે જવાબ આપ્યો નહીં, માટે સર્વ કૌરવોએ જીવિતની આશા મૂકી.

तदैवकुरवःसर्वे निराशाजीवितेभवन् ।
भीष्मद्रोणौयदाराजा नसम्यगनुभाषते ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि यानसंधिपर्वणि भीष्मद्रोणवाक्ये गुर्जरभाषायां ऊनपंचाशत्तमोऽध्यायः ॥४९॥

धृतराष्ट्रउवाच किमसौपांडवोराजा धर्मपुत्रोऽभ्यभाषत ।
श्रुत्वेहबहुलाःसेनाः प्रीत्यर्थंनःसमागताः ॥१॥

ધૃતરાષ્ટ્ર પૂછેછે—હે સંજય, અમારી પ્રીતિ વાસ્તે અહિં આવેલી ઘણીક સેનાઓને સાંભળી, ધર્મ, પુત્ર પાંડવ યુધિષ્ઠિર રાજાએ શું કર્યું? તે યુદ્ધ કરવાને ઇચ્છતાં શું વિચાર કરે છે? ને ભાઇઓ તથા દીકરાઓના મધ્યમાં તેની આજ્ઞાને ઇચ્છતો કોણ પુરૂષ તેના મુખ સામું જોઈ રહેછે? અને છળેકરી મંદ બુદ્ધિવાળાઓએ કોપાવેલા, ધર્માચરણ કરનાર તથા ધર્મજ્ઞ એવા તેને, "યુદ્ધથી શાંતિ પામો" એમ કહી કોણ વારે છે? તે સર્વ મને કેહે. એવાં ધૃતરાષ્ટ્રનાં વચન સાંભળી સંજયે કહ્યું કે હે ધૃતરાષ્ટ્ર, ચારે પાંડવો સહિત પાંચાળ રાજાઓ યુધિષ્ઠિરના મુખ સામુ જોઇ રહે છે, સર્વને કુંતિપુત્ર યુધિષ્ઠિર રાજા હુકમ કરે છે, અને તે સર્વે રાજાઓ તથા રથિયોના સમૂહો તેની પાસે આવતાં તેને જોઇ આનંદ પામે છે. વળી આકાશમાંથી ઉદય થતા સૂર્યની પેઠે પ્રદીપ્ત તેજવાળા કુંતિપુત્ર યુધિષ્ઠિરને જોઇ, બીજા પણ રાજાઓ અત્યંત હર્ષ પામે છે. તેમ ગાયો તથા બકરીને પાળવાવાળા પર્યંત સર્વે યુધિષ્ઠિરને જોઈ આનંદ પામે છે. કેકય તથા મત્સ્ય, ઇત્યાદિ રાજાઓપણ તેને જોઈ ખુશી થાય છે. અને ક્રીડા કરતી બ્રાહ્મણોની, રાજાઓની તથા વૈશ્યોની કન્યાઓ પણ યુદ્ધ વિષે તૈયાર થતા યુધિષ્ઠિરને જોવા સારૂ આવે છે. એવાં સંજયનાં વચન સાંભળી વળી ધૃતરાષ્ટ્રે પૂછ્યું કે હે સંજય, પાંડવો જે અમારી સામે યુદ્ધ કરવા તૈયાર થાય છે, તે શું ધૃષ્ટદ્યુમ્ન કે સોમકોના બળથી! નહીં તો કોના બળથી? જેના બળથી થતા હોય તે કહે. વૈશંપાયન કહે છે—હે જનમેજય, એ રીતે કૌરવોની સભામાં ધૃતરાષ્ટ્રે પૂછ્યું, ત્યારે સંજય વારંવાર મ્હોટા નિસાસા મૂકી, જાણે અત્યંત ચિંતાગ્રસ્ત થયો હોય નહીં તેની પેઠે, દૈવયોગથી વગર કારણે મૂર્છિત થઇ ગયો ! તે સમય ત્યાં રાજસભામાં ધૃતરાષ્ટ્ર પ્રત્યે વિદુર કેહેવા લાગ્યા કે હે મહારાજ, આ સંજયતો પૃથ્વી વિષે મૂર્છા ખાઇ અચેતન થઈ પડી ગયો છે, જેથી કંઇપણ વચન બોલી શકતો નથી! એવાં વિદુરનાં વચન સાંભળી ધૃતરાષ્ટ્ર રાજાએ કહ્યું કે, પુરૂષમાં સિંહરૂપ તથા મહારથિ કુંતિના પુત્રોને એ જોઈ આવ્યો, તેથી જરૂર એનું મન અત્યંત ઉદ્વિગ્ન થઈ ગયું! વૈશંપાયન કહે છે–હે જનમેજય, એટલામાંતો સંજય સંજ્ઞા પામી, સાવધાન થઇ કૌરવોની સભામાં ધૃતરાષ્ટ્ર પ્રત્યે આવી રીતે કેહેવા લાગ્યો કે, હે રાજેંદ્ર, મેં મહારથિ કુંતિ-

પુત્રોને તો વિરાટને ઘેર નિવાસ કરવાથી દુર્બલ થઈ ગયેલા જોયા! પણ હે મહારાજ, જેના બળથી તેઓ યુદ્ધ કરવા તૈયાર થયા છે, તે કહું તે સાંભળો—શૂરવીર ધૃષ્ટદ્યુમ્નના બળથી અને ધર્મ ધારણ કરનારામાં શ્રેષ્ઠ, મહાત્મા તથા ક્રોધ, ભય, લોભ, મતલબ તથા નાસ્તિકપણાથી પણ કયારેય સત્ય નહીં મૂકનાર અને ધર્મ વિષે પ્રમાણ ધર્મરાજ યુધિષ્ઠિરવડે પાંડવો તમારી સાથે યુદ્ધ કરવા તૈયાર થયા છે. વળી જેના બાહુબળની પૃથ્વીમાં બીજા કોઇને પણ ઉપમા આપી શકાય નહીં, એવા ગદા ધારણ કરનાર જે ભીમસેને, કાશી, અંગ મગધ તથા કલિંગ, એટલા દેશોને જીતી સર્વ રાજાઓને વશ કર્યા હતા, તથા જેના પરાક્રમથી વારણાવતમાં ચાર પાંડવો તથા કુંતી લાખના ઘરમાંથી બહાર નિકળ્યાં અને પુરૂષને ખાનાર હિડિંબ રાક્ષસથી બચ્યા, જેણે દ્રૌપદીની, સિંધુ દેશનો રાજા જયદ્રથ હરણ કરી ગયો ત્યારે રક્ષા કરી હતી, તેને રાજી કરવા વાસ્તે વિષમ તથા ભયંકર ગંધમાદન પર્વતમાં જઇ, ક્રોધવશ નામના રાક્ષસ ગણોને માર્યા હતા, તથા જેના બે હાથમાં દશ હજાર હાથીના જેટલું બળ છે, તે ભીમસેનના બળે કરી પાંડવો તમારી સામે યુદ્ધ કરવા તૈયાર થયા છે. તેમ જે અર્જુને પૂર્વે શ્રીકૃષ્ણની સહાયતાથી અગ્નિને સંતુષ્ટ કરવા સારૂ યુદ્ધમાં સામા આવેલા ઇંદ્રને જીત્યા હતા, તથા જેણે ત્રિશૂલ ધારણ કરનાર, દેવના દેવ તથા પાર્વતીના પતિ એવા સાક્ષાત્ મહાદેવજીને પણ યુદ્ધમાં સંતુષ્ટ કીધા હતા, તેમ જેણે સર્વ લોકપાળ દેવતાઓ વશ કર્યા હતા, તે ધનુષ ધારણ કરનાર અર્જુનવડે પાંડવો તમારી સાથે યુદ્ધ કરવા તૈયાર થયા છે. વળી જેમ મ્લેચ્છ ગણોથી યુક્ત આથમણી દિશાને વશ કરી હતી, તે વિચિત્ર પ્રકારનું યુદ્ધ કરનાર મનોહર રૂપવાળા ધનુષ ધારણ કરનાર તથા અતિ શૂરવીર માદ્રીના પુત્ર નકુળે કરી પાંડવ તમારી સાથે યુદ્ધ કરવા ઇચ્છેછે, જેણે કાશી, અંગ, મગધ તથા કલિંગ, ઇત્યાદિ દેશોને યુદ્ધ કરી જીત્યા, તથા જેના પરાક્રમ સરખા પરાક્રમવાળા, અશ્વત્થામા, ધૃષ્ટકેતુ, રૂક્મી તથા પ્રદ્યુમ્ન, એ ચાર પુરૂષોજ પૃથ્વિમાં છે, તે માદ્રીને આનંદ આપનાર તથા મનુષ્યમાં શૂરવીર નાના સહદેવથી પાંડવો તમારી સામે યુદ્ધ કરવા તૈયાર થયા છે. વળી પૂર્વે કાશીરાજની કન્યાએ મરણ પામી, બીજે જન્મે પણ ભીષ્મને મારવાની ઇચ્છાથી, ઘોર તપ કરી દ્રુપદ રાજાને ત્યાં જન્મ લીધો તે ઉત્પન્નતો કન્યા થઇ પણ તેમાંથી દૈવ ઇચ્છાએ પાછો પુરૂષ થયો. તે સ્ત્રી પુરૂષ બેઉના ગુણને જાણનાર, કલિંગ રાજાઓ સાથે

યુદ્ધ કરવા ગયેલ, ભીષ્મના વધ માટે યક્ષે પુરૂષ કરેલ, અસ્ત્ર શીખેલ, યુદ્ધમાં દુર્મદ, મ્હોટા ધનુષવાળા તથા ભયંકરરૂપ શિખંડિવડે કરી પાંડવો યુદ્ધમાં તમારી સામે ઉભા રેહેવા તૈયાર છે, તેમ મ્હોટા ધનુષવાળા, કવચ પેહેરેલા તથા શૂરવીર કેકય નામના પાંચે રાજપુત્રો પાંડવોના પક્ષમાં છે, તેથી તેઓ તમારી સામે યુદ્ધ કરવા તૈયાર થયા છે. વળી મહાબાહુ, જલદી હથિયાર ફેંકનાર, ધૈર્યવાન, સત્ય પરાક્રમવાળા તથા યાદવોમાં શૂરવીર સાત્યકિ સાથે તમારે સંગ્રામ થશે! એટલે તેપણ પાંડવોની તરફ છે, જેથી તેઓ તમારી સાથે યુદ્ધ કરવા તૈયાર થયા છે. મહાત્મા પાંડવોને જે વખતસર આશ્રય થયા હતા, તે વિરાટ સાથે પણ તમારે સંગ્રામ થશે; એટલે તેપણ તેમના પક્ષમાં છે. વળી મહારથિ કાશિ રાજાપણ પાંડવોનો મ્હોટો યોદ્ધા છે, તેથી તેઓ તમારી સાથે યુદ્ધ કરવા સજ્જ થયા છે. તેમ સંગ્રામમાં દુ:ખે કરી જેને કોઈ જીતિ શકે નહીં એવા તથા સર્પ સરખા ભયંકર મહાત્મા દ્રૌપદીના બાળક પુત્રોવડે પાંડવો તમારી સામે યુદ્ધ કરવા ઇચ્છે છે. વળી જે પરાક્રમવિષે શ્રીકૃષ્ણ સરખો તથા ઇંદ્રિયોને નિયમમાં રાખવા વિષે યુધિષ્ઠિર સરખો છે, તે અભિમન્યુવડે પાંડવો તમારી સામે યુદ્ધ કરવા તૈયાર થયા છે. પરાક્રમ વિષે બીજા કોઇને જેની ઉપમા અપાય નહીં એવો, મ્હોટા યશવાળો, દુ:સહ, સંગ્રામ વિષે ક્રોધ કરનાર તથા ચેદિ દેશનો રાજા મહારથિ શિશુપાળનો પુત્ર ધૃષ્ટકેતુ અક્ષૌહિણી સહિત પાંડવો તરફ છે, તેથી તેઓ તમારી સામે યુદ્ધ કરવા હોંશ રાખે છે. વળી જેમ દેવતાઓનો આશ્રય ઇંદ્ર છે, તેમ પાંડવોનો આશ્રય વાસુદેવ ભગવાન્ હોવાથી તેઓ તમારી સામે યુદ્ધ કરવા તૈયાર થયા છે. હે ભરતર્ષભ, તેમજ ચેદિપતિનો શરભ નામે ભાઈ કરકર્ષણ નામના બીજા ભાઈ સહિત તેમની તરફ થયો છે, તેથી તેઓ તમારી સામે યુદ્ધ કરવા ઇચ્છે છે. વળી રથમાં બેશી યુદ્ધ કરવામાં શૂરવીર, જરાસંધના પુત્ર સહદેવ તથા જયત્સેન પાંડવો વાસ્તે તૈયાર થઈ ઉભેલા છે, તથા મ્હોટી સેનાથી વિંટાયલા મહા તેજસ્વિ દ્રુપદરાજા પણ તેમના વાસ્તે જીવિતનો ત્યાગ કરી યુદ્ધ માટે સાવધાન થઈ ઉભેલા છે! એટલા એ ને બીજાઓપણ પૂર્વે તથા ઉત્તરના રાજાઓ પાંડવોની તરફ છે, જેમના આશ્રયથી ધર્મરાજ યુધિષ્ઠિર યુદ્ધ વાસ્તે તૈયાર થઇ રહ્યા છે.

एतेचान्येचबहवः प्राच्योदीच्यामहीक्षितः ।
शतशोयानुपाश्रित्य धर्मराजोव्यवस्थितः ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि यानसंधिपर्वणि संजयवाक्ये गुर्जरभाषायां पंचाशत्तमोऽध्यायः ॥५०॥

---

धृतराष्ट्रउवाच सर्वेएतेमहोत्साहा येत्वयापरिकीर्तिताः ।
एकतस्त्वेवतेसर्वे समेताभीमएकतः ॥१॥

ધૃતરાષ્ટ્ર કહે છે—હે સંજય, તેં જે મ્હોટા ઉત્સાહવાળા રાજાઓ કહ્યા, તે બધા ભેગા થયેલા એક બાજુ, ને એક બાજુ એકલો ભીમસેન તેમની બરોબર છે; માટે હે તાત, વ્યાઘ્રથી જેમ મ્હોટા મૃગને ભય થાય, તેમ તે ક્રોધેલા ભીમસેન થકી મને મ્હોટું ભય થાય છે. સિંહથી બીજો પશુ જેમ બીહે તેમ ભીમસેનથી હું બીહું છું, તેથી મ્હોટા ઉના નિઃશ્વાસ નાખી રાત્રિ આખી જાગુ છું કારણ મારા સૈન્યમાં ઇંદ્ર સરખા તેજવાળા મહાબાહુ ભીમસેનને યુદ્ધમાં કોઈ સહન કરી શકે એવો યોદ્ધો જોતો નથી! તે દૃઢ વૈરવાળો ક્રોધિ, વૃથા હાસ્યન કરનાર, ઉન્મત્ત, આડી નજરે જોનાર, મ્હોટા શબ્દવાળો, મહા બળવાન, મ્હોટા વેગવાળો તથા મહાબાહુ કુંતિનો પુત્ર ભીમસેન મંદ બુદ્ધિવાળા મારા પુત્રોનો યુદ્ધે કરી જરૂર નાશ કરશે! કારણ કૌરવોમાં શ્રેષ્ઠ, હાથમાં દંડ લઇ આવેલા કાળ સરખા, અને આઠ ખુણાવાળી લોઢાની, ભયંકર, સુવર્ણથી શોભિતિ તથા બ્રહ્મ દંડની પેઠે અનિવાર્ય ગદાને આગ્રહથી ગ્રહણ કરી સામા આવેલા ભીમસેનને હું મને કરી દેખું છું! જેમ સિંહ મૃગોના યુથમાં બળવાન થઇ ફરે, તેમ મારા પુત્રોની વચમાં બળવાન થઇ ભીમસેન ફરશે! તે ક્રૂર પરાક્રમવાળો, ઘણું જમનાર તથા વેગવાન, અને બાળકપણામાં તે એકલો મારા સર્વ પુત્રો-વિષે આડો ચાલતો હતો, તેને યાદ કરૂં છું ત્યારે મારૂં હૃદય કંપે છે! બાળકપણામાં પણ જે દુર્યોધનાદિક મારા પુત્રોને, હસ્તિ જેમ મર્દન કરે, તેમ ક્રીડા કરતાં મર્દન કરતો, તેના પરાક્રમથીજ મારા પુત્રો હમેશ ક્લેશ યુક્ત રેહેતા! પરસ્પર ભેદ થવાનો હેતુ પણ ભયંકર પરાક્રમવાળો તે ભીમસેનજ છે! હું સંગ્રામમાં હાથી, ઘોડા તથા મનુષ્યોના સૈન્યોને ગળી જતા તથા ક્રોધથી મૂર્છિત થયેલા ભીમસેનને આગળ ઉભેલાની પેઠે દેખું છું! તે અસ્ત્રવિદ્યામાં દ્રોણ તથા અર્જુન સરખા વેગ વિષે વાયુ સમાન તથા ક્રોધ વિષે મહેશ્વરની જેને ઉપમા અપાય એવા ભીમસેનને સંગ્રામમાં કોણ હણી શકશે? હે સંજય, શત્રુને મારનાર મનસ્વિ ભીમસેને, પૂર્વે જે વખતે

મહાબળવાન યક્ષ તથા રાક્ષસોને માર્યા હતા, તેજ વખતે મારા સર્વે પુત્રોને ન માર્યા, એજ હું તો અતિ લાભ માનું છું! હે સૂત, તે બાળક હતો ત્યારે પણ ક્યારેય મારે વશ રહેતો નહીં, તો હવે તેના વેગને રણસંગ્રામમાં સાધારણ મનુષ્ય કેમ સહન કરી શકે! વળી આ વખતે તો મારા દુષ્ટ પુત્રોએ ક્લેશ પમાડેલો છે, તેથી તે કઠોર વાણીવાળો, અતિક્રોધી, આડી નજરે જોનાર, ક્રોધયુક્ત ભ્રકુટિવાળો તથા નાશ પામે પણ નમે નહીં, એવો ભીમસેન કેમ શાંતિ પામે! જે સરખો, બીજો કોઈ બળવાન નથી, ગૌર છે વર્ણ જેનો, તાલ વૃક્ષની પેઠે ઉંચો, અર્જુનથી પણ કદમાં અધિક, વેગે કરી ઘોડાને તથા બળે કરી હાથીને અતિક્રમણ કરનાર, ધિરે બોલનાર, મત્ત છે નેત્ર જેનાં, બળવાન, ક્રૂર પરાક્રમવાળો તથા ભયંકર પાંડવ ભીમસેન લોહદંડથી રથ, હસ્તિ, ઘોડા તથા મનુષ્યોને પણ હણશે, એમ મેં વ્યાસજીના મુખ થકી પૂર્વે સાંભળેલું છે. તે પ્રહાર કરનારાઓમાં શ્રેષ્ઠ, ક્રોધિ, ઉલટાં કામ કરનાર તથા પૂર્વે મેં અપમાન કરેલો ભીમસેન, જ્યારે સરખી, જાડી, સુંદર પડખાવાળી, સુવર્ણથી શોભિતિ, હજારોને મારનારી તથા મ્હોટા શબ્દવાળી પોતાની લોહમય ગદાને સંગ્રામમાં ફેંકશે, ત્યારે તેને મારા પુત્રો કેમ સહન કરી શકશે! જેમ કોઈ, પારવિનાના, વાહાણ ન ચાલે એવી અગાધ લેહેરોથી ભયંકર તથા દુઃખથી અંદર જઈ શકાય નહીં એવા સમુદ્રને તરી જવાને ઇચ્છે, તેમજ પારવિનાના, કોઈથી ઉલ્લંઘન થાય નહીં એવા, અગાધ બાણોથી ભયંકર તથા દુઃખથી જેની પાસે જઇ શકાય નહીં, એવા ભીમસેનરૂપિ સમુદ્રને મારા મંદબુદ્ધિવાળા પુત્રો તરવાને ઇચ્છેછે! "અમે પંડિત છીયે" એમ માનનાર તથા બાલકબુદ્ધિવાળા મારા પુત્રો, હું બોલાવું છું પણ સાંભળતા નથી; અને વિષને મધ જાણી પીવાને ઈચ્છેછે, તથા સિંહ સાથે જેમ હસ્તિયો યુદ્ધ કરવા ઈચ્છે, તેમ મનુષ્યના સરખી આકૃતિવાળા સાક્ષાત્કાળરૂપ ભીમસેન સાથે યુદ્ધ કરવાને ઇચ્છેછે, તે વિધાતાએ તેમને છેતરયા એમાં સંશય નહીં! "નીચે પડશે તો પૃથ્વીને ફાડી નાખશે," એવી શંકાથી શીકામાં રાખેલી, ચાર હાથ લાંબી છ ખૂણાથી શોભિતી, ઘણાક પરાક્રમવાળી તથા દુઃખરૂપ છે સ્પર્શ જેનો એવી ભીમસેને નાખેલી ગદાને મારા પુત્રો કેમ સહન કરી શકશે! એવી ગદાને ચોતરફ ભમાવતો, હસ્તિયોનાં મસ્તકોને ભેદતો, બે હોઠના બાજુના ભાગને વારંવાર ચટતો, ફુંફાડા મારતો, હાથી સામે કૂદતો, ભયંકર શબ્દ કરતો, હાથી સામે ગર્જના કરતો તથા રથ-

માર્ગમાં જઈ શ્રેષ્ઠ યોદ્ધાઓને હણતો ભીમસેન પ્રજ્વલિત અગ્નિની પેઠે મારી પ્રજાને બાળી નાખશે! ને રથનો માર્ગ કરતાં જાણે નાચતો હોય નહીં તેની પેઠે હાથમાં ગદા લઈ મારી સેનાનો નાશ કરશે! જેમ મદ ઝરતો હસ્તિ ફુલથી શોભિતા વૃક્ષોને ભાગતો વનમાં પ્રવેશ કરે, તેમ પુરૂષમાં સિંહરૂપ ભીમસેન રથમાં બેસનાર, ઘોડેસ્વાર, સારથિ, ઘોડા તથા ધ્વજાઓને નાશ પમાડતો, મારા પુત્રોની સેના પ્રત્યે પ્રવેશ કરશે ! હે સંજય, પાણીવાળી જગ્યામાં કાંઠા ઉપર રહેલા વિવિધ પ્રકારનાં વૃક્ષોને જેમ ગંગાનો વેગ ભાગી નાખે, તેમ મારા પુત્રોની સેનાને ભીમસેન ભાગી નાખશે! ! હે સૂત, મારા પુત્રો, ચાકરો તથા અમારી તરફ આવેલા બીજા રાજાઓ પણ, ભીમસેનના ભયથી પીડિત થઇ નિશ્ચય દિશાઓ પ્રત્યે ચોતરફ ભાગશે ! જે મગધ દેશના બળવાન્ તથા બુદ્ધિમાન્ જરાસંધ રાજાએ આ સમગ્ર પૃથ્વી પોતાને વશ કરી તપાવી હતી, ને જેને કેવળ ભીષ્મના પ્રતાપથી કૌરવો તથા યુક્તિથી યાદવો દૈવ બળે કરી વશ થયા ન હતા, તે મહાપરાક્રમી જરાસંધને તેના અંતઃપુરમાં જઇ, વાસુદેવ ભગવાનની સહાયતાથી આયુદ્ધ રહિત ભીમસેને વેગથી પાડ્યો હતો ! માટે તેનાથી બીજો કોણ અધિક બળવાન છે ! ઘણાકાળથી ભેગા કરેલા વિષને સર્પ જેમ મૂકે, તેમ ઘણા કાળથી ભેગા કરેલા ક્રોધરૂપિ વિષને જ્યારે ગદાથી શોભિતા ભીમસેન મારા પૂત્રો વિષે મૂકશે, ત્યારે વજ્ર ધારણ કરનાર ઇંદ્ર જેમ દૈત્યોને નાશ પમાડે, તેમ તેમને નાશ પમાડશે ! કોઇથી સહન થાય નહીં તેમ વારિ પણ શકાય નહીં એવો, તીવ્રવેગ તથા પરાક્રમવાળો અને લાલ નેત્રથી ભયંકર ભીમસેન જાણે સામે આવતો હોય નહીં ! તેમ હું દેખુંછું. વળી તે ભીમ ગદા તથા ધનુષ ધારણ કર્યા વગર, રથમાં બેઠા વિના તથા કવચ પેરચા વિના કેવળ બે હાથથી યુદ્ધ કરતો હોય તોપણ તેના સામે કોણ પુરૂષ ઉભો રહે ! તે બુદ્ધિમાન્ ભીમસેનના પરાક્રમને જેમ હું જાણુંછું, તેમ પુરૂષમાં શ્રેષ્ઠ ભીષ્મ, દ્રોણ તથા શરદ્વાનના પુત્ર કૃપાચાર્ય પણ જાણે છે, તોયપણ આર્ય પુરૂષોની વર્તણુકને જાણનાર એઓ, પોતાના નાશ વાસ્તે મારા પુત્રોની સેનાના અગ્રભાગમાં ઉભા રહેશે ! મારા પુત્રો તથા પાંડવો ભીમસેનના પૌત્ર અને દ્રોણ તથા કૃપાચાર્યના શિષ્ય છે, તેથી જો કે એમને બધા સમાન છે, તથાપિ હે સંજય, અમારા આશ્રયથી એઓએ દાન તથા યજનાદિક સારાં કર્મ કરયાં હશે, તેના બદલામાં એ મ્હોટા ધનુષ્યવાળા ત્રણે વૃદ્ધ, સ્વર્ગ માર્ગની ઇચ્છા રાખી રા-

જાઓના યશને પાળતાં, મહાયુદ્ધમાં પોતાના પ્રાણ ત્યાગ કરશે! પણ હું તો દૈવનેજ સર્વથી અધિક બળવાન્ માનું છું, કારણ પાંડવોનો જય નજરે દેખું છું, તોયપણ મારા પુત્રોને યુદ્ધથી વારતો નથી! શસ્ત્રને ગ્રહણ કરનાર તથા ક્ષત્રિ ધર્મને ઇચ્છતા ક્ષત્રિયને યુદ્ધ વિષેજ મરવું ઉત્તમ કહ્યું છે, તથાપિ જે આ પાંડવો સામે યુદ્ધ કરવાને ઇચ્છે છે, તે બધાઓનો હું શોચ કરૂં છું; કારણ પૂર્વે ઉંચે સ્વરે પોકારીને વિદુરે જે કહ્યું તું, તેજ આ ભય આવીને ઉભુ રહ્યું! હે સંજય, દુઃખને ટાળનારૂં જ્ઞાન કહેવાય છે, પણ એ હું નથી માનતો, કારણ ભાવિદુઃખ જ્ઞાનથી પણ ટળી શકાતું નથી. હે સૂત, જીવન્મુક્ત પુરૂષો પણ, લોક સંગ્રહાર્થે લોક રીતિને જોઈ, કુટુંબના સુખે કરી સુખી અને દુઃખે કરી દુઃખિત થાય છે, ત્યારે પુત્રો, પૌત્ર, રાજ્ય, સ્ત્રી તથા બંધુઓને વિષે અનેક રીતે આસક્તિવાનને મોહ કેમ ન થાય! આ મ્હોટા યુદ્ધમાં કેનો જય ને કેનો નાશ થશે. એ વિષે હું વિચાર કરૂં છું તો કૌરવોનો નાશ તથા પાંડવોનો જય દેખુછું! જેથી કૌરવોને મ્હોટું દુઃખ થશે, એવું ઘૂતાદિ પાપરૂપ કર્મ, ઐશ્વર્યને ઇચ્છનાર મંદબુદ્ધિવાળા દુર્યોધને લોભથી કર્યું! એ હમેશ ગતિમાન કાળનો વિપરીત ધર્મ છે, જેને વશ થયેલા મનુષ્યોએ ચક્ર વિષે રહેલી નેમિની પેઠે ભાગવા સમર્થ થવાતું નથી. માટે હે સંજય, હું શું કરૂં! કેમ કરૂં! ક્યાં જાઉં! આ મંદ બુદ્ધિવાળા કૌરવો કાળને વશ થઇ નાશ પામશે! હે તાત, મારા સો એ પુત્રો નાશ પામશે, ત્યારે પરાધીન થયેલો હું સ્ત્રિયોનો ભયંકર શબ્દ સાંભળીશ! તેથી મારૂં મરણ કોણ જાણે કેવી રીતે થશે! જેમ ઉષ્ણકાળમાં વધેલો અગ્નિ વાયુની પ્રેરણાથી સુકા તૃણના ઢગલાને બાળે, તેમ અર્જુનની સાથે મળી હાથમાં જેના ગદા છે એવા પાંડુના પુત્ર ભીમસેન કૌરવોને નાશ કરશે!

यथानिदाघेज्वलनःसमिद्धो दहेत्कक्षंवायुनाचोद्यमानः ।
गदाहस्तःपांडवोवैतथैव हंतामदीयान्सहितोर्जुनेन ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि यानसंधिपर्वणि धृतराष्ट्रवाक्ये गुर्जरभाषायां एकपंचाशत्तमोऽध्यायः ॥ ५१ ॥

---

धृतराष्ट्रउवाच ॥ यस्यवैनानृतावाचः कदाचिदनुशुश्रुम ।
त्रैलोक्यमपितस्यस्या द्योद्धायस्यधनंजयः ॥१॥

ધૃતરાષ્ટ્ર કહેછે—જેણે અસત્ય ભાષણ કર્યું એમ ક્યારેય પણ સંભળાતું નથી, તે અર્જુન જેનો યોદ્ધો છે, તેને ત્રૈલોક્યનું રાજ્ય પણ મળે! ત્યારે બીજું મળે તેમાં તો શુંજ કહેવું! હું હમેશ વિચાર કરૂંછું તો યુદ્ધમાં ગાંડિવ ધનુષ ધારણ કરનાર અર્જુન પ્રત્યે કોઇ રથમાં બેશી સામો જાય એવો યોદ્ધો દેખતો નથી! કારણ હૃદયને છેદનાર કર્ણિ તથા નાલીક નામના બાણોને ફેંકનાર અર્જુનની સામે જનાર સમોવડીયો કોઇપણ નથી! મનુષ્યમાં શ્રેષ્ઠ, શૂરવીર, અસ્ત્રવિદ્યા શીખેલા, બળવાનમાં શ્રેષ્ઠ તથા સંગ્રામ વિષે પરાજય પામેલા નહીં એવા દ્રોણ તથા કર્ણ જ્યારે અર્જુનની સામા જશે, ત્યારે તેમાં કેનો જય થશે, એમ લોકોને મ્હોટો સંશય થવાનો! તથાપિ મને તો એમ નિશ્ચયજ છે કે મારા પુત્રોનો જય થશેજ નહીં! કારણ કર્ણ દયાળું છે તેમ પરશુરામના શાપથી તેને વખતસર વિદ્યાનિ સ્ફૂર્તિ પણ થશે નહીં, તેમ દ્રોણ ગુરૂ વૃદ્ધ છે, ને દૃઢ ધનુષવાળો અર્જુન તો ગ્લાનિ રહિત, સમર્થ તથા બળવાન છે! તેમ છતાં પણ યુદ્ધ કરનાર સર્વ યોદ્ધાઓ અસ્ત્ર શીખેલા, શૂરવીર તથા મ્હોટા યશને પ્રાપ્ત થયેલા છે, તેથી કદિ પોતાના ઐશ્વર્યને ત્યાગ કરી મરણ પામશે, પણ જીતવાની ઇચ્છા મૂકશે નહીં! માટે જરૂર બંને તરફનું મ્હોટું યુદ્ધતો થશે! પણ પાંડવોનો પરાજય થશે નહીં. અને યુદ્ધની શાંતિ પણ દ્રોણ, કર્ણ, તથા અર્જુનનો વધ થયેથી થાય, પણ અર્જુનને હણનાર તેમ જીતનાર પણ કોઈ છેજ નહીં! તેમ મારા મંદબુદ્ધિવાળા પુત્રો પ્રત્યે થયેલો તેનો ક્રોધ પણ, યુદ્ધ કરી તેમને માર્યા વગર કેમ શાંત થાય! વળી અર્જુન વગર બીજા યોદ્ધાઓ પણ અસ્ત્રવિદ્યા જાણે છે, તથાપિ તેમનો કોઈ વખતે જય અને કોઇ વખતે પરાજય પણ થાય છે! અને અર્જુનનો તો સર્વ ઠેકાણે જયજ સંભળાય છે! જે અર્જુને તેત્રીશ વર્ષની પૂર્વે પણ સર્વ દેવતાઓને જીતી ખાંડવ વનમાં અગ્નિને તૃપ્ત કર્યો હતો! એવી રીતે સર્વ ઠેકાણે તેનો જયજ અમારા જોયામાં આવે છે! વળી શીલ તથા વૃત્તે કરી તેના સરખા ઋષિકેશ ભગવાનતો જેના સારથિપણાને ઇચ્છે છે, તેનો ઇંદ્રની પેઠે જય થાય તેમાં કંઈ આશ્ચર્ય નહીં! શ્રીકૃષ્ણ તથા અર્જુન સજ્જ થઇ એક રથમાં બેસશે, ને ગાંડીવ ધનુષને સજ્જ કરશે, એ રીતે એ ત્રણે તેજ એકજ વખતે એકઠા થઈ વૃદ્ધિ પામશે, એમ અમે સાંભળીએ છીયે! અને અમારે તો એવું ધનુષ નથી, તેમ તેવો યોદ્ધો તથા સારથી પણ નથી! પણ એ બધું દુર્યોધનને વશ થયેલા મંદબુદ્ધિવાળા કોરવો જાણતા નથી!

હે સંજય, પ્રદીપ્ત થઈ મસ્તક ઉપર પડેલો વજ્ર હજી કાંઈ અવશેષ રાખે, પણ અર્જુને ફેંકેલા બાણતો કંઇપણ અવશેષ રાખેજ નહીં ! તે અર્જુન જે વખતે બાણોને ફેંકતો, સર્વને નાશ પમાડતો અને બાણના વર્ષાદે કરી જાણે કાયામાંથી મસ્તકો પાડતો હોય નહીં ! એવો જણાશે, તે વખતે ગાંડીવમાંથી નીકળેલું તથા ચોતરફ પ્રદીપ્ત થયેલું બાણમય તેજ સંગ્રામ વિષે મારા પુત્રોની સેનાને નાશ પમાડશે ! તથા તેના રથના શબ્દે કરી ત્રાસ પામતી મારા પુત્રોની સેના અનેક પ્રકારની પીડા પામશે. એમ મને ભાસે છે ! વળી વાયુએ વધારેલો મ્હોટી જ્વાળાવાળો અગ્નિ જેમ સુકા ઘાસના ઢગલાને બાળી નાખે, તેમ ક્રોધિલો અર્જુન મારા પુત્રોને બાળી નાંખશે ! વળી જ્યારે ઉઘાડું શસ્ત્ર જેના હાથમાં છે, એવો અર્જુન સંગ્રામમાં તીક્ષ્ણ બાણોના સમુદાયને, વિધાતાએ મોકલેલા કાળની પેઠે ફેંકશે, ત્યારે બહુ અસહ્ય લાગશે ! અને હું જ્યારે ઘરમાં બેઠાં વારંવાર સંગ્રામમાં કૌરવોનાં થયેલાં ભંગાણ, ભેદ તથા નાશ, ઇત્યાદિ પ્રકારોને સાંભળીશ, ત્યારે જાણીશ જે રણસંગ્રામના અગ્રભાગમાં તેમનો ક્ષય નજીક આવ્યો !

यदाह्यभिक्ष्णंसुबहून्प्रकारान् श्रोतास्मितानावसथेकुरूणां ।
तेषांसमंताच्चतथारणाग्रे क्षयःकिलायंभरतानुपैति ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि यानसंधिपर्वणि धृतराष्ट्रवाक्ये जरभाषायां द्विपंचाशत्तमोऽध्यायः ॥५२॥

---

तराष्ट्रउवाच ॥ यथैवपांडवाःसर्वे पराक्रांताजिगीषवः
तथैवाभिसरास्तेषां त्यक्तात्मानोजयेधृताः ॥१॥

ધૃતરાષ્ટ્ર કહે છે—જીતવાની ઇચ્છાવાળા સર્વ પાંડવો પોતે જેવા પરાક્રમી છે, તેવાજ આત્માનો ત્યાગ કરી જયને ઇચ્છનાર તેમના યોદ્ધાઓ પણ છે. તેમ હે વત્સ, તું પણ પાંચાળ, કેકય, મત્સ્ય તથા માગધ, ઇત્યાદિ મારા શત્રુરૂપ રાજાઓને પરાક્રમી કહે છે. વળી ઇચ્છા કરે તો ઇંદ્ર સહિત આ સર્વ લોકને પણ વશ કરનાર, જગતને સૃજનાર તથા બળવાન્ શ્રીકૃષ્ણ પણ પાંડવોના જય વાસ્તે તૈયાર થઇ રહ્યા છે ! તેમ જે થોડા વખતમાં અર્જુન પાસેથી સમસ્ત અસ્ત્રવિદ્યા શિખેલો તથા શિનિકુળમાં ઉત્પન્ન થયેલો છે, તે સાત્યકિ પણ બીજની પેઠે બાણોને વાવતો સંગ્રામના મધ્યમાં ઉભો રહેશે, અને પરમ અસ્ત્રને જાણનાર, ક્રૂર કર્મવાળો તથા

મહારથિ પાંચાળ દેશનો રાજા ધૃષ્ટદ્યુમ્ન પણ મારા પુત્રોના સૈન્યમાં લડાઈ કરશે ! હે તાત, યુધિષ્ઠિરના ક્રોધથી, અર્જુનના પરાક્રમથી, અને ભીમસેન, નકુળ તથા સહદેવથી મને મ્હોટું ભય થાય છે ! હે સંજય, મનુષ્યમાં શ્રેષ્ઠ પાંડવોએ સૈન્યના મધ્યમાં વિસ્તારેલા અસ્ત્રજાળને, મારા પુત્રો કેમ ઉલ્લંઘન કરી શકશે ! તે વાસ્તેજ હું પોકારૂંછું ! દર્શન કરવા લાયક, બુદ્ધિમાન્, લક્ષ્મીવાન્, બ્રહ્મતેજ યુક્ત, નિર્મળ હૃદયવાળા, ઘણા મિત્ર તથા અમાત્યવાળા, યુદ્ધ કરવામાં ઉદ્યાગિ પુરૂષોએ કરી સંપન્ન, ભાઈયો સસરાઓ તથા શૂરવીર મહારથિયોએ યુક્ત, ધૈર્યવાન, કરેલા વિચારને ગુપ્ત રાખનાર, ક્રૂરતા રહિત, દાન કરનાર, લજ્જાવાન્, સત્ય પરાક્રમવાળા, બહુશ્રુત, કરેલા ઉપકારને જાણનાર, વૃદ્ધની સેવા કરનાર, જિતેંદ્રિય, પુરૂષમાં સિંહરૂપ તથા સર્વ ગુણ સંપન્ન ધર્માત્મા પાંડવરૂપિ અનિવાર્ય અગ્નિમાં, બળતા અગ્નિમાં પતંગિયાની પેઠે, મરણને ઇચ્છતો કોણ પુરૂષ પડે ! રૂંધાઈ રહેલા અગ્નિ સરખા રાજાને મેં કપટથી છેતરયો, વાસ્તે હવે તે મારા મંદ બુદ્ધિવાળા પુત્રોનો યુદ્ધથી નાશ કરશે ! હે કૌરવો, હું પાંડવો સાથે યુદ્ધ ન કરવું સારૂં માનુંછું, કારણ યુદ્ધ કરવાથી સમગ્ર કુળનો ખચિત નાશ થશે, એમ તમે જાણો. આ મારો વિચાર મને યથાર્થ ભાસે છે, કારણ તેથી મારૂં મન શાંતિને પામે છે. માટે તમોને પણ યુદ્ધ ન કરવું ઇષ્ટ હોય તો એ વિષે હું યત્ન કરૂં. જે મનેજ કલહનું કારણ અને કલહ કરવામાં અધર્મ છે એમજાણી પોતાને નિંદે છે, તે યુધિષ્ઠિર આપણને ક્લેશ પામતા જાણી આપણી ઉપેક્ષા કરશે નહીં.

नतुनःक्लिश्यमानाना मुपेक्षेतयुधिष्ठिरः ।
जुगुप्सतिह्यधर्मेण मामेवोद्दिश्यकारणं ॥

इति श्रीमहाभारते उद्योगपर्वाणि यानसंधिपर्वाणि धृतराष्ट्रवाक्ये गुर्जरभाषायां त्रिपंचाशतमोऽध्यायः ॥५३॥

---

संजयउवाच ॥ एवमेतन्महाराज यथावदसिभारत ।
युद्धेविनाशःक्षत्रस्य गांडीवेनप्रदृश्यते ॥१॥

સંજય કહેછે—હે મહારાજ, હે ભારત, જે રીતે તમે કહોછો તેજ પ્રમાણે ગાંડીવ ધનુષથી યુદ્ધમાં ક્ષત્રિયનો નાશ દેખાય છે, તોયપણ તમે

યુદ્ધથી નિવૃત્ત થાઓ એમ હું ધારતો નથી; કારણ પંડિત જેવા તમે અર્જુનના પરાક્રમને જાણતે છતે પણ પુત્ર વશ થયા છો! તેમ હમેશ પાંડવોનો પ્રથમથી અપરાધ કરનાર તથા તેમને તિરસ્કાર કરનાર પણ તમેજછો! માટે હવે પાછો સંધિ કરવાનો આ વખત છે એમ જાણવું નહીં. કદિ તમે એમ ધારતા હશો કે "હું એમનો પિતા છું, તેથી કહીશતો હજી પાછી સંધિ થશે," પણ તેમ થવાનું નથી! કારણ જે પોતાના છોકરાઓનું સાવધાન થઈ નિરંતર હિત કરે, તેજ સારો સગો વા પિતા કેહેવાય, પણ ઉલટો દ્રોહ કરનાર કંઇ પિતા કે સારો સંબંધિ કેહેવાય નહીં. હે મહારાજ, તમે દ્યૂત વખતે પણ પરાજય પામેલા પાંડવોને જોઈ "આ અમોએ જીત્યું, આ અમોને મળ્યું," એમ જાણી બાળકની પેઠે ખુશી થતા હતા! અને જે વખતે તમારા પુત્ર પાંડવો પ્રત્યે કઠોર વચન બોલતા હતા, તે વખતે તેમની તમોએ ઉપેક્ષા કરી, અને મનમાં એમ જાણ્યું કે, "મારા પુત્ર સમગ્ર રાજ્ય જીતે છે!" પણ "આમાંથી આપણો ક્ષય થશે" એમ વિચાર્યું નહીં! હે મહારાજ, તમારા પિતાનું રાજ્ય તો કુરૂ તથા જાંગલ દેશ સૂધી હતું, બાકી સમગ્ર પૃથ્વી તો શૂરવીર પાંડવોએ પોતાના બાહુ બળથી જીતી તમોને આપી છે; પણ તમે તો "આ બધુ અમેજ કર્યું છે," એમ માનો છો. પણ હે રાજસત્તમ, જે વખતે તમારા પુત્રોને ગંધર્વો લઇ જતા હતા, તે વખતે વાહાણ વિના સમુદ્રમાં બૂડનારને જેમ બચવાની આશા ન હોય, તેમ તેમને જીવતા રહેવાની આશા ન હતી, પણ તે ટાણે પાંડવો તેઓને બચાવી પાછા લઇ આવ્યા હતા! જે વખતે તીક્ષ્ણ બાણોના સમુદાયને અર્જુન વર્ષે તે વખતે સમુદ્રો પણ સુકાઈ જાય, ત્યારે મનુષ્યો નાશ પામે તેમાં શુંજ કેહેવું! બાણ ફેંકનારાઓમાં અર્જુન, ધનુષ માત્રમાં ગાંડિવ, સર્વ પ્રાણિયોમાં કેશવ ભગવાન્, આયુધ માત્રમાં સુદર્શન તથા ધ્વજામાત્રમાં વાનર ધ્વજ સર્વેથી શ્રેષ્ઠ છે. શ્વેત ઘોડા જોડેલા રથમાં બેઠેલો અર્જુન આવેળા કાળચક્રની પેઠે આપણના ઘણાક યોદ્ધાઓને મારી નાંખશે. માટે હવે હે રાજન્, હે ભરતર્ષભ, સમગ્ર પૃથ્વી યુધિષ્ટિરનીજ છે, અને જેના ભીમ તથા અર્જુન જેવા યોદ્ધા છે, એવા રાજા પણ તેજ છે! હે મહારાજ, જ્યારે ભીમસેન નાશ કરવા માંડશે, ત્યારે જાણે બૂડતી હોય નહીં એવી તમારી સેનાને જોઇને દુર્યોધનઆદિ લઈ કૌરવો તથા તેને અનુસરનાર રાજાઓ પણ ભય પામી નાશ પામશે, પણ જય નહીં પામે! આ વખતે મત્સ્ય, પાંચાળ, કેકય શાલ્વેય તથા શૂરસેન, ઇત્યાદિ સર્વ રાજાઓ, બુદ્ધિમાન્ અર્જુનના

પરાક્રમને જાણે છે, તેથી તેની તરફ ગયા છે; અને ઉલટા તમને નિંદે છે, તમારો સત્કાર પણ નથી કરતા, ને તેની ભક્તિથી હમેશ તમારા પુત્રો સાથે વિરોધ પણ કરે છે. માટે તમારે તો મારવા લાયક નહીં તથા ધર્મ યુક્ત પાંડવોને જેણે ખરાબ કામ કરી ક્લેશ પમાડ્યા, અને હમણાં પણ જે તેમનો દ્વેષ કરે છે, તે પાપરૂપ તમારાપુત્ર દુર્યોધનને સર્વ ઉપાયે કરીને તેને અનુસરતા પુરૂષોએ સહિત નિયમમાં રાખવો જોઇયે! વૃથા શોચ શું કરોછો! મેં તથા બુદ્ધિમાન્ વિદુરે તો દ્યૂત વખતે પણ તમોને વાર્યા હતા! હે રાજેંદ્ર, હે ભારત, જે આ બધું પાંડવો પ્રત્યે તમોએ કહ્યું, તે બધું વૃથાજ છે, કારણ તમે તેમ કરવામાં અસમર્થ છો!

यदिदंतेविलपितं पांडवान्प्रतिभारत ।
अनीशेनैवराजेंद्र सर्वमेतान्निरर्थकम् ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि यानसंधिपर्वणि संजयवाक्ये गुर्जरभाषायां चतुःपंचाशत्तमोऽध्यायः ॥५४॥

---

दुर्योधनउवाच ॥ नभेतव्यंमहाराज नशोच्याभवतावयम् ।
समर्थाःस्मपरान्जेतुं बलिनः समरेविभो ॥१॥

દુર્યોધન કહેછે—હે મહારાજ, હે સમર્થ, તમારે બ્હીવું નહીં તથા અમારો શોચપણ કરવો નહીં, કારણ અમે શત્રુને જીતવાતે સમર્થ તથા બળવાન છીયે! જ્યારે વનમાં ગોકલેલા પાંડવો પ્રત્યે ઇંદ્રપ્રસ્થની સમીપે કામ્યકવનમાં પારકા દેશને મર્દન કરનાર મધુસૂદન ભગવાન્ મોટા સૈન્ય સહિત આવ્યા હતા, તેજ વખતે કેકય રાજાઓ, ધૃષ્ટકેતુ, પૃષતગોત્રમાં ઉત્પન્ન થયેલો ધૃષ્ટદ્યુમ્ન અને બીજાપણ તેમને અનુસરતા કેટલાક મહારથી રાજાઓ ત્યાં આવ્યા હતા. તે હે ભારત, શ્રીકૃષ્ણ હતા મુખ્ય જેમાં એવા તે બધા રાજાઓએ એકઠા મળી, મૃગચર્મ પેહેરી બેઠેલા યુધિષ્ઠિર રાજાની પાસે બેશી કૌરવ સહિત તમારી નિંદા કરી, તથા પરિવાર સહિત તમારા નાશને ઇચ્છીને, "રાજ્ય પાછું આંચકી લેવું," એવી રીતે મસલત કરી હતી. તે વાત સાંભળી તરતજ જ્ઞાતિ ક્ષયના ભયથી બ્હીને મેં ભીષ્મ, દ્રોણ તથા કૃપાચાર્યને કહ્યું કે, ઠરાવેલા વખત ઉપર પાંડવો યુદ્ધ કરવા આવશે એમ મને લાગે છે, કારણ વાસુદેવ ભગવાન્ આપણા સર્વના નાશને ઇચ્છેછે. તેમાં વિદુર વિના આપણ બધાને મારવા એમ તેમનો

વિચાર છે, પણ તેમાં ધૃતરાષ્ટ્ર કુરૂકુળમાં શ્રેષ્ઠ તથા ધર્મજ્ઞ છે, માટે તેને મારવા નહીં, એમ કહે છે એટલે કે એને મૂકી આપણ બધાનો નાશ કરવો, તથા યુધિષ્ઠિરને ચક્રવર્તિ રાજા કરવો, એમ જનાર્દન ભગવાનની ઇચ્છા છે, માટે આપણે આટાણે શું કરવું ! તેમને નમી દેવું,ભાગી જવું, વા તેમની સાથે યુદ્ધ કરવું ! કદિ તમે કેહેશો કે યુદ્ધ કરવું, તો આટાણે યુદ્ધ કરશું તો આપણો પરાજય થશે ! કારણ સર્વ રાજાઓ આ વખતે યુધિષ્ઠિરને વશ છે, તેમ આપણા દેશનાં મનુષ્યોની પણ આપણા ઉપર પ્રીતિ નથી, તથા મિત્રોપણ આપણી ઉપર હાલ કોપેલા છે, અને ચોતરફથીઆપણા સંબંધિ તથા સર્વ રાજાઓએ પણ આપણને ધિક્કારેલા છે. માટે કદિ નમી દેઇશું તો વંશનો ક્ષય નહીં થાય, ને સંધિ થશે. પણ તેમ કરવું મને રૂચતું નથી, કારણ તેમ કરયા છતાં પણ વાસુદેવ ભગવાન્ આપણને છેવટ મારયા વગર રેહેનાર નથી ! માટે મારે વાસ્તે અનંત દુઃખને પામેલા પ્રજ્ઞારૂપ ચક્ષુવાળા મારા પિતાનો હું શોચ કરૂંછું ! કારણ આપણને મારયા પછી વાસુદેવ ભગવાન્ તેને રૂંધશે, ને તેની સાથે મહારથી પાંડવો પણ વૈર રાખશે. હે પિતા, એ પ્રમાણે મેં તેમને કહ્યું, કારણ મારા ભાઇયોએ મારૂં પ્રિય કરવા સારૂ પાંડવોને પૂર્વે દુઃખ આપેલાં છે, જે તમોપણ જાણોછો. તે યાદ કરી પાંડવો તમને જરૂર રૂંધે ! પછી તે સમય મને મ્હોટી ચિંતાગ્રસ્ત થયેલો તથા વ્યથા પામી છે ઇંદ્રિયો જેની એવો જાણી, દ્રોણ, ભીષ્મ, કૃપાચાર્ય તથા અશ્વત્થામા ઇત્યાદિએ કહ્યું કે, યદ્યપિ આપણે તેમનો દ્રોહ કરયો છે, તોયપણ તારે બ્હીવું નહીં ! કારણ યુદ્ધમાં સજ્જ થઇ ઉભેલા શત્રુઓ અમને જીતવાને સમર્થ નથી, ને અમે એક એક સર્વ રાજાઓને જીતવાને સમર્થ છીયે; માટે કદિ શત્રુઓ આવશે તો તીક્ષ્ણ બાણોએ કરી અમે તેમનો ગર્વ ઉતારશું! વળી તે બોલ્યા કે, આ ભીષ્મના પિતા શંતનુ મરણ પામ્યા પછી, એમણે અતિ કોપ પામી એક રથે કરી સર્વ રાજાઓને જીતી, નાશ પમાડવા માંડયા, ત્યારે તે બીનેલા રાજાઓ એમનેજ શરણે આવ્યા હતા! તે ભીષ્મ આપણ સહિત સંગ્રામમાં શત્રુઓને જીતવાને અત્યંત સમર્થ છે, માટે તું ભય નહીં રાખ! હે પિતા, એ રીતે તેમણે મને કહ્યું, ને તે વખતે તે મહા તેજસ્વિયોનો એવો નિશ્ચય હતો; પણ ત્યારે તો સમગ્ર પૃથ્વી શત્રુઓને વશ હતી, જે હાલ તેમ નથી! માટે હવે સંગ્રામમાં પક્ષ જેના ભાગી ગયા છે એવા તથા વીર્યહીન થઇ ગયેલા પાંડવો આપણને જીતવાને સમર્થ નથી, અને

હે ભરતર્ષભ, હાલ પૃથ્વી પણ બધી આપણા તાબામાં છે, તેમ મેં આ-ણેલા આ બધા રાજાઓ મારે વાસ્તે અગ્નિમાં પ્રવેશ કરે વા સમુદ્રમાં પણ પડે એ રીતે એઓ આપણા સુખ દુઃખમાં પાંતિ લેનારા છે, એમ તમે જાણો, તેઓ તમોને પારકા ગુણ સાંભળતાંજ ઉન્મત્તની પેઠે ઘણુંક બોલતા, દુઃખિત થતા તથા બીનેલા જોઈને હસે છે. એ આવેલા સર્વ રાજા-ઓમાં એક એક જણ સમગ્ર પાંડવો પ્રત્યે લડવામાં પોતાને સમર્થ માને છે, વાસ્તે તમે કંઇપણ ભય માં રાખો, હાલ મારી સેનાને બ્રહ્મા પણ હણી શકે, નહીં, તેમ સાક્ષાત્ ઇંદ્રપણ જીતવાને સમર્થ થાય નહીં. અને હે સમર્થ પિતા, યુધિષ્ઠિરરાજા હસ્તિનાપુર સરખા શેહેરને મૂકી પાંચ ગામડાની જે યાચના કરે છે, તે પણ મારા પ્રભાવ તથા સૈન્યથી બીહિનેજ! એમ તમારે જાણવું. હે ભારત, કદી તમે કુંતિપુત્ર ભીમસેનને મારાથી સમર્થ માનતા હો તો તે જૂઠું છે, કારણ મારા સમગ્ર પ્રભાવને હજી તમે જા-ણતા નથી! ગદાયુદ્ધમાંતો સમગ્ર પૃથ્વીમાં મારા સરખો કોઈ બીજો છેજ નહીં, તેમ કોઇ પણ થયો નથી, અને થશે પણ નહીં. વળી ગુરૂકુળમાં હું ઘણો વખત રહ્યો છું; તેથી ઘણીક વિદ્યામાં ઘણો માયરછું, માટે ભીમ થકી વા બીજા કોઇથી પણ મને ભય નથી. તેમ "ગદા યુદ્ધમાં દુર્યોધન સમાન કોઈ છેજ નહીં," એમ જેની પાસે હું શીખેલો છું, તે બળદેવજીને પણ નિશ્ચય છે. હે નૃપ, હું યુદ્ધમાં બળરામ સરખો તથા બળે કરીને પૃ-થ્વીમાં સર્વથી અધિક છું, માટે મારા ગદાના પ્રહારને કયારેય પણ ભીમ-સેન સહન કરી શકશે નહીં. જો હું ક્રોધ પામી ભીમસેનની ઉપર ભયંકર ગદાનો એકજ પ્રહાર કરૂંતો તેને યમપુરી પ્રત્યે જલદી મોકલી દઉં! હે રાજન્, ઘણાક કાળથી નિરંતર મારા મનમાં એજ મનોરથ છે, કે હું ગદા જેના હાથમાં છે એવા ભીમસેનને કયારે દેખીશ! માટે તેમ થશે ત્યા-રેજ મેં ગદાથી હણેલો તથા વિખરાઇ ગયાં છે શરીર જેનાં, એવો ભી-મસેન પ્રાણ રહિત થઈ, ગદાથી હણાયલા હિમવાન પર્વતની પેઠે પૃથ્વી ઉપર પડશે. એકવાર ગદાનો પ્રકાર કરી હું પર્વતના સેંકડો કટકા કરી નાખું! એ વાત ભીમસેન જાણે છે, તેમ વાસુદેવ ભગવાન્ તથા અર્જુન પણ જાણે છે, માટે હે રાજન્, સંગ્રામ વિષે ભીમસેનનું જે તમોને ભય છે, તે ટળી જાઓ, કારણ હું તેને મારીશ; માટે તે નિમિત્ત ખેદ મનમાંથી મૂકી ઘો. હે ભરતર્ષભ, તે ભીમસેનને હું મારીશ કે તુરત સરખા રૂપ-વાળા અત્યંત બળવાન્ ઘણાક રથિયો અર્જુનને હણવા માંડશે. વળી

ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય, અશ્વત્થામા, કર્ણ, ભૂરિશ્રવા, પ્રાગ્જ્યોતિષનો અધિપતિ, શલ્ય તથા સિંધુ દેશનો રાજા જયદ્રથ, એઓમાંથી એક એક જણ સમગ્ર પાંડવોને હણવાને સમર્થ થાય એમ છે, ત્યારે એટલા બધા એકઠા થાય તો તો ક્ષણમાત્રમાં તેમને યમપુરી પ્રત્યે મોકલી દે! માટે એ સમગ્ર રાજાની સેના એક અર્જુનને જીતવાને શું કરવા સમર્થ ન થાય! અર્થાત્ થાયજ, ન થવા વિષે કંઇ કારણ નથી. ભીષ્મ, દ્રોણ, અશ્વત્થામા તથા કૃપાચાર્યે બાણના સમુદાયથી આચ્છાદન કરેલો અર્જુન પરવશ થઈ યમપુરી પ્રત્યે જશે! કારણ હે ભારત, પિતામહ ભીષ્મ શંતનુથી અધિક તથા દેવતાઓપણ જેને સહન કરી શકે નહીં એવા બ્રહ્મર્ષિ સરખા, ગંગાને વિષે ઉત્પન્ન થયા છે! તેને મારનારતો કોઈ છેજ નહીં, અને પ્રસન્ન થયેલા પિતા શંતનુએ પણ તેને કહેલું છે કે, "તું જ્યારે ઇચ્છા કરીશ ત્યારેજ તારૂં મરણ થશે!" હે મહારાજ, તેમજ દ્રોણાચાર્ય પણ મહર્ષિ ભરદ્વાજ થકી દ્રોણી નામના યજ્ઞ પાત્ર વિષે ઉત્પન્ન થયા છે! ને તેમનાથી પરમાસ્ત્ર જાણનાર અશ્વત્થામા! તથા આચાર્યમાં મુખ્ય કૃપાચાર્ય પણ દ્રોણને આપેલી પોતાની બેહેન સહિત મહર્ષિ ગૌતમ થકી ખડના ઝુંબડામાં ઉત્પન્ન થયા છે! તેથી એ ત્રણેને પણ કોઈ મારી શકે એમ નથી, એવી મારી મતિ છે. એ રીતે જેના પિતા, માતા તથા મામો, એ ત્રણેય યોનિ થકી ઉત્પન્ન થયેલા નથી, તે શૂરવીર અશ્વત્થામા પણ મારી તરફ રહેલા છે. હે મહારાજ, એ સર્વ દેવ સરખા મહારથિયો સંગ્રામમાં ઇંદ્રને પણ વ્યથા કરે એવા છે, માટે એઓમાંથી એક એકની સામે પણ જવા અર્જુન સમર્થ નથી, ત્યારે પુરૂષમાં સિંહરૂપ એ સર્વ એકઠા થાય તોતો જલદી અર્જુનને નાશ પમાડે! વળી હું કર્ણને તો ભીષ્મ, દ્રોણ તથા કૃપાચાર્ય, એ ત્રણે સરખો માનું છું, કારણ જેને પરશુરામે કહ્યું હતું કે, "તું મારા સરખોજ છે!" તેમ જેના કાનમાં જન્મથીજ સહજ કુંડળ હતાં, જેની ઈંદ્રે પોતાની સ્ત્રી શચી વાસ્તે યાચના કરી તો જેણે તે કુંડળ ઇંદ્રને, તેની પાસેથી અમોઘ તથા ભયંકર શક્તિ નામનું આયુધ લઈ આપી દીધાં, તે શક્તિયુક્ત કર્ણ આગળ અર્જુન કેમ જીવે! માટે હે રાજન્, હાથમાં રાખેલા ફળની પેઠે વિજયતો નિશ્ચય આપણોજ છે, અને શત્રુઓનો પરાજય પૃથ્વીમાં ખુલ્લો દેખાય છે! હે ભારત, આ ભીષ્મ એક દિવસમાં દશ હજાર યોદ્ધાઓને હણશે, તેમજ દ્રોણ, અશ્વત્થામા તથા કૃપાચાર્ય પણ તે સરખાજ જાણવા. વળી હે શત્રુને તપાવનાર, સંશસક

નામના ક્ષત્રિયોના ગણ પણ આપણી તરફ છે! જેમ આપણને પૂરો પડવાને બધા અર્જુનને સમર્થ માને છે, તેમ તેને મારવા વાસ્તે પણ તૈયાર થઇ રાજાઓ બેઠેલા છે, માટે આપણે તેને મારશું કે તે આપણને મારશે, એ વિષે કંઇ હજી નિશ્ચય નથી, તેની અગાઉજ પાંડવોથી તમે કેમ વ્યથા પામો છો! હે ભારત, હે શત્રુને તપાવનાર, ભીમસેન હણાયા પછી શત્રુઓમાંથી બીજો કોણ યુદ્ધ કરે એમ છે! તે જો તમે જાણતા હોતો મને કહો. હું તો એમ જાણુંછું કે, એ પાંચ ભાઇયો, ધૃષ્ટદ્યુમ્ન તથા સાત્યકિ, એ સાતજ યોદ્ધાઓ પાંડવોની સેનામાં ઉત્તમ બળરૂપ છે. પણ આપણામાં તો ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય, અશ્વત્થામા, વિકર્તન, કર્ણ, સોમદત્ત, બાહ્લિક, પ્રાગ્જ્યોતિષનો અધિપતિ, શલ્ય, અવંતિનાવિંદ તથા અનુવિંદ બે ભાઇઓ, જયદ્રથ, દુઃશાસન, દુર્મુખ, દુઃસહ, શ્રુતાયુ, ચિત્રસેન, પુરૂમિત્ર. વિવિંશતિ, શલ, ભૂરિશ્રવા તથા વિકર્ણ ઇત્યાદિ શ્રેષ્ઠ યોદ્ધા ઘણાક છે. વળી મેં અક્ષૌહિણી પણ અગિઆર ભેગી કરી છે, ને પાંડવોની પાસે તો સાતજ અક્ષૌહિણી છે, માટે શાકારણથી મારો પરાજય થાય! શત્રુનું સૈન્ય પોતાથી ત્રણ ઘણું ઓછું હોય તેજ યુદ્ધ કરવું યોગ્ય છે, એમ બૃહસ્પતિએ કહ્યું છે. હે રાજન્, તેજ પ્રમાણે શત્રુઓથી મારી સેના બળમાં ત્રણ ઘણી છે, કારણ હું શત્રુઓનું સૈન્ય મોટા યોદ્ધાઓ વિનાનું તથા ગુણ રહિત તુચ્છ દેખું છું, પણ મારૂં સૈન્ય તો મ્હોટા યોદ્ધાવાળું તથા મહા ગુણ યુક્ત છે. માટે હે ભારત, મારા સૈન્યનું સર્વ રીતે બલિષ્ટપણું તથા પાંડવોની ન્યૂનતા જાણી તમે મોહ પામવા લાયક નથી. વૈશંપાયન કહેછે—હે જનમેજય, એ રીતે ધૃતરાષ્ટ્ર પ્રત્યે કહીને, પારકા શેહેરને જીતનાર દુર્યોધન તે વખતનાં યુધિષ્ઠિરનાં કર્મ જાણવાને ઇચ્છતો ફરીથી સંજય પ્રત્યે પૂછવા લાગ્યો.

इत्युक्त्वासंजयंभूयः पर्यपृच्छतभारत ।
विवित्सुःप्राप्तकालानि ज्ञात्वापरपुरंजयः ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि यानसंधिपर्वणि दुर्योधनवाक्ये गुर्जरभाषायां पंचपंचाशत्तमोऽध्यायः ॥५५॥

---

**दुर्योधनउवाच** अक्षौहिणीः सप्तलब्ध्वा राजभिःसहसंजय ।
किंस्विदिच्छतिकौंतेयो युद्धप्रेप्सुर्युधिष्ठिरः ॥१॥

દુર્યોધન પૂછેછે—હે સંજય, યુદ્ધ કરવાને ઇચ્છતા કુંતિના પુત્ર યુધિષ્ઠિર સાત અક્ષૌહિણી સેનાને પામી, રાજાઓ સહિત હાલ શું કરવાને ઇચ્છે છે? એવાં દુર્યોધનનાં વચન સાંભળી સંજયે કહ્યું કે, હે રાજન્, યુદ્ધને ઇચ્છતા યુધિષ્ઠિર અત્યંત ખુશીથી વર્તે છે, તેમજ ભીમસેન, અર્જુન, નકુળ તથા સહદેવ પણ જરાયે બીહિતા નથી પણ ઉલટા ખુશીમાં છે. ત્યાં સર્વ દિશાઓને શોભાવતા કુંતિના પુત્ર અર્જુને તો, અસ્ત્ર મૂકવાના મંત્રની પરીક્ષા કરવાની ઇચ્છાથી પોતાનો દિવ્ય રથ જોડી જોયો. તે વિજળીયુક્ત મેઘની પેઠે શબ્દ કરતા રથને અમે સૌએ જોયો, ત્યારે ચોતરફ જોઈ વિચાર કરીને, પ્રસન્ન થઈ અર્જુને મને કહ્યું કે, હે સંજય, આ યુદ્ધનું પૂર્વરૂપ જો, આપણે જરૂર જીતશું! હે દુર્યોધન, મારા જાણવામાં પણ તેમજ આવ્યું. એવાં સંજયનાં વચન સાંભળી વળી દુર્યોધને પૂછ્યું કે, હે સંજય, તું તો દ્યૂત વિષે પરાજય પામેલા પાંડવોને ફુલાવતો તેમનીજ પ્રશંસા કરે છે, માટે અર્જુનના રથમાં ઘોડા તથા ધ્વજા કેવી રીતનાં છે? તે કેહે. તે સાંભળી સંજયે કહ્યું કે હે રાજન્, હમેશ નાના પ્રકારનાં રૂપ બનાવનાર સૂર્ય, ઇંદ્ર તથા પ્રજાપતિયે તો, તે અર્જુનના ધ્વજ વિષે પોતાની દિવ્ય માયાએ કરી, અમૂલ્ય, દિવ્ય, મ્હોટાં તથા નાનાં અનેક તરેહનાં રૂપ નિર્માણ કર્યાં છે. વળી તેમાં વાયુના પુત્ર હનુમાને ભીમસેનને પ્રિય લાગવા સારૂ પોતાની પ્રતિમા આરોપણ કરી છે, ને હમેશ અત્યંત આશ્ચર્યરૂપ ચીજ બનાવનાર વિશ્વકર્માએ એવી તો પોતાની આશ્ચર્યરૂપ દિવ્ય માયા વાપરી છે કે, તે ધ્વજ પોતાના તેજે કરી સર્વ દિશા પ્રત્યે યોજન પર્યંત દેશને અને ઊંચી તથા આડી બાજુ ચોતરફ રૂંધે છે, પણ રસ્તામાં રહેલા વૃક્ષોથી વિંટાઈ તેમાં વળગી રહેતો નથી. વળી તેમાં બીજી પણ વિશ્વકર્માએ રચના કરી છે કે, આકાશમાં જેમ અનેક વર્ણથી શોભિતું ઇંદ્ર ધનુષ પ્રકાશે છે, પણ "આ શું છે?" એમ જણાતું નથી! તેમ તે ધ્વજાના આકાર પણ અનેક જોવામાં આવે છે, તેથી "આ શું છે" એમ જોનાર જાણી શકતો નથી! વળી જેમ અગ્નિમાંથી ધુમાડો, વિચિત્ર પ્રકારના રૂપવાળા તેજ સંબંધિ વર્ણોને ધારણ કરતો સૌનાં નેત્રાદિક રૂંધિ આકાશમાં જાયછે, તેમ તે નાના પ્રકારના વર્ણોને ધારણ કરનાર ધ્વજ પણ સૌનાં નેત્રને રૂંધિ આકાશમાં જાય છે. તેના રથ વિષે ભાર પણ થતો નથી, તેમ તે ક્યાંય દ્વારમાં રૂંધાઈ પણ રેહેતો નથી. તેના રથમાં, આકાશ, સ્વર્ગ તથા પૃથ્વીમાં પણ ક્યાંય જેની ગતિ રૂંધાતી નથી એવા,

વાયુ સરખા વેગવાળા તથા ચિત્ર રથના આપેલા દિવ્ય ઘોડા જોડેલા છે. જો તેના સો ઘોડામાંથી કેટલાક હણાય, તોપણ પૂર્વે મળેલા વરદાનના પ્રભાવથી પાછા સો પૂરા થઈ રહે છે. વળી તે સરખાજ પરાક્રમી, શ્વેત વર્ણવાળા, મ્હોટા, સપ્તર્ષિ સમાન તેજવાળા તથા વેગે કરી વાયુ સરખા, ભીમસેનના રથમાં જોડેલા ઘોડા પણ ત્યાં શોભતા હતા. પ્રસન્ન થઇ અર્જુને આપેલા, પોતાના ઘોડા જેવા, કાબરા અંગવાળા, તેતર સરખાં ચિત્ર છે પૃષ્ટ ભાગમાં જેમને એવા હર્ષ યુક્ત ઘોડા શૂરવીર સહદેવને વેહે છે. તેમ વાયુ સરખા વેગવાળા, બળવાન તથા ઇંદ્રના આપેલા ઉત્તમ ઘોડા જેમ તે વૃત્રાસુરના શત્રુ ઇદ્રને વેહે, તેમ માદ્રીપુત્ર શૂરવીર નકુળને વેહેછે. વળી અવસ્થા તથા પરાક્રમે કરી તે સરખાજ, મ્હોટા વેગવાળા, વિચિત્ર પ્રકારનાં રૂપ સંપન્ન તથા ચિત્ર રથના આપેલા મ્હોટા ઘોડા સુભદ્રાના પુત્ર અભિમન્યુ આદિ લઈ દ્રૌપદીના પુત્રોને વેહે છે.

तुल्याश्चैभिर्वयसाविक्रमेण महाजवाश्चित्ररूपाःसदश्वाः ।
सौभद्रादीन्द्रौपदेयान्कुमारान् वहंत्यश्वादेवदत्ताबृहंतः ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि यानसंधिपर्वणि संजयवाक्ये गुर्जरभाषायां षट्पंचाशत्तमोऽध्यायः ॥५६॥

---

धृतराष्ट्रउवाच कांस्तत्रसंजयापश्यः प्रीत्यर्थेनसमागनान् ।
येयोत्स्यतेपांडवार्थे पुत्रस्यममवाहिनीं ॥१॥

ધૃતરાષ્ટ્ર કહેછે—હે સંજય, ત્યાં પાંડવોની પ્રીતિ વાસ્તે મારા પુત્રની સેના પ્રત્યે યુદ્ધ કરવા આવેલા કયા રાજાઓને તેં જોયા? તે કહે. એવાં ધૃતરાષ્ટ્રનાં વચન સાંભળી સંજયે કહ્યું કે, મેં ત્યાં અંધક તથા વૃષ્ણિકૂળમાં મુખ્ય શ્રીકૃષ્ણને આવેલા જોયા. તેમજ પુરૂષોમાં માનિ મહારથિ ચેકિતાન તથા સાત્યકિ એ બેઉજણ એક એક અક્ષૌહિણી સહિત પાંડવો પ્રત્યે આવેલા હતા. તેટલામાં શિખંડિયે રક્ષા કરેલો પંચાળ દેશનો દ્રુપદરાજા, અક્ષૌહિણી સેના અને ધૃષ્ટદ્યુમ્નઆદિ લઇ દશ પુત્ર તથા સત્યજિત છે મુખ્ય જેમાં એવો શૂરવીરો સહિત, પાંડવોનું માન વધારતો સૈન્યોના મધ્યમાં આવ્યો. તથા જરાસંધનો દીકરો મગધદેશનો રાજા સહદેવ, અને ચેદિ દેશનો રાજા ધૃષ્ટકેતું પણ જૂદી જૂદી અક્ષૌહિણી સેના લઇને

આવ્યા. તેમજ રાતી ધ્વજાઓવાળા પાંચ ભાઇયો કેકયપણ અક્ષોહિણી સેના સહિત પાંડવો પ્રત્યે આવ્યા છે. એ રીતે પાંડવો વાસ્તે દુર્યોધનની સેના સાથે યુદ્ધ કરવાને ઇચ્છતા એટલાઓને તો મેં અક્ષોહિણિયો સહિત ત્યાં આવેલા જોયા. તેમાં માનુષ, દૈવ, ગાંધર્વ તથા આસુરવ્યૂહને પણ જાણનાર મહારથિ ધૃષ્ટદ્યુમ્નતો તે સેનાના અગ્રભાગમાં કલ્પેલો છે, શંતનુના પુત્ર ભીષ્મની સામે શિખંડિને ઠરાવેલો છે, ને તેનો પાછળથી બચાવ કરનાર મત્સ્ય દેશના યોદ્ધાઓ સહિત વિરાટ રાજા કલ્પેલો છે. અને મ્હોટા પાંડુપુત્ર યુધિષ્ઠિરને મદ્ર દેશના અધિપતિ બળવાન શલ્ય રાજાની સામે ઠરાવેલો છે. ત્યાં કેટલાક એમ પણ કહે છે કે, શિખંડિ તથા યુધિષ્ઠિરને ભીષ્મ તથા શલ્યની સામે ઠરાવ્યા, એ કંઇ અમને બરોબર લાગતું નથી! વળી પુત્ર તથા સો ભાઇયો સહિત દુર્યોધનની અને પૂર્વ તથા દક્ષિણ દિશાના સર્વ રાજાઓની સામે ભીમસેનને ઠરાવેલા છે. તેમ સૂર્યનો પુત્ર કર્ણ, અશ્વત્થામા, વિકર્ણ, સિંધુ દેશનો રાજા જયદ્રથ તથા "પૃથ્વી વિષે અમે શૂરવીર છીયે," એમ માનનારા જે કોઇ રાજાઓ હશે, તે સર્વની સામે અર્જુનને કલ્પેલા છે, વળી કેકય, માલવ, શાલ્વક તથા ત્રિગર્તોમાં મુખ્ય જે સંશપ્તક નામે છે, એ સર્વની સામે મ્હોટા ધનુષવાળા કેકય નામના રાજપુત્ર પાંચ ભાઇયોને કલ્પેલા છે. દુર્યોધન તથા દુઃશાસનના સર્વ પુત્રો બૃહદ્બલ રાજા, એ બધાની સામે અભિમન્યુને ઠરાવેલો છે. હે ભારત, જેની સુવર્ણથી શોભાયમાન ધ્વજા છે એવા મ્હોટા ધનુષવાળા ધૃષ્ટદ્યુમ્ન આદિ લઇ દ્રુપદ રાજાના પુત્રો દ્રોણ સામા જશે. અને ચેકિતાન રાજા રથમાં બેસી સોમદત્ત સાથે તથા સાત્યકિ યાદવ, ભોજકુળમાં ઉત્પન્ન થયેલા કૃતવર્મા યુદ્ધ કરશે. વળી યુદ્ધમાં ઇંદ્ર સરખા શૂરવીર માદ્રીના પુત્ર સહદેવતો, તમારા સાળા સુબળના પુત્ર શકુનિ સાથે યુદ્ધ કરશે. અને કપટ કરનાર ઉલૂક રાજા તથા સરસ્વતીના તટ ઉપર રેહેનાર રાજાઓના ગણોની સામે માદ્રી પુત્ર નકુળને કલ્પેલો છે. હે રાજન્, બીજા પણ જે જે રાજાઓ સંગ્રામમાં આવનાર છે, તે સર્વની તેમનું નામ લઈ પાંડવોએ યોગ્ય કામમાં યોજના કરી મૂકેલી છે. હે રાજન, એ રીતે પાંડવોના સૈન્યના જૂદા જૂદા વિભાગ કરેલા છે, માટે તમારે જે કરવું હોય, તે પણ પુત્ર સહિત તમે જલદી કરી લ્યો. એવાં સંજયનાં વચન સાંભળી વળી ધૃતરાષ્ટ્ર કેહેવા લાગ્યા કે, જુગાર રમનાર મૂઢ બુદ્ધિવાળા મારા પુત્ર છેજ નહીં એમ હું માનુંછું, કારણ જેમનું યુદ્ધ રણ

સંગ્રામના મોખરામાં બળવાન ભીમસેન સાથે થવાનું છે! વળી આવેલા સર્વ રાજાઓને પણ, જેમ યજ્ઞમાં હોમવાના પશુને યજમાન પ્રોક્ષણ કરે, તેમ કાળે પ્રોક્ષણ કરી મૂકેલા છે, માટે અગ્નિમાં જેમ પતંગિયા પડે, તેમ તેઓપણ યુદ્ધ વખતે ગાંડિવરૂપિ અગ્નિમાં પ્રવેશ કરશે! કર્યું છે વૈર જેની સાથે એવા મહાત્મા પાંડવો, જ્યારે મારા પુત્રોની સેનાને યુદ્ધ વિષે નાશ પમાડી ચોતરફ નસાડશે, ત્યારે તેની પાછળપણ કોઈ નહીં જાય! એમ હું માનું છું. તે પાંડવોના સૈન્યમાં શૂરવીર, કીર્તિમાન, પ્રતાપિ, અગ્નિ તથા સૂર્ય સરખા તેજવાળા, સંગ્રામને જીતનાર તથા અતિરથિ એવા નકુળ, સહદેવ, પૃષતગોત્રમાં ઉત્પન્ન થયેલો ધૃષ્ટદ્યુમ્ન, સાત્યકિ, દ્રુપદ, નાના ભાઈ સહિત ધૃતકેતુ, ઉત્તમ પરાક્રમવાળો પંચાળ દેશનો યુધામન્યુ, દુર્જય, શિખંડી, ક્ષત્રદેવ, વિરાટનો પુત્ર ઉત્તર, કાશી પ્રાંતના યોદ્ધા, ચેદિ દેશના યોદ્ધાઓ, મત્સ્ય, સર્વ સૃંજય, વિરાટનો પુત્ર શંખ, બભ્રુ, પંચાળ દેશના રાજાઓ તથા પ્રભદ્રક ત્યાં ઇત્યાદિ યોદ્ધાઓ છે, જેમને નિયમમાં રાખનાર તો યુધિષ્ઠિર તથા રક્ષણ કરનાર તો સાક્ષાત્ મધુસૂદન શ્રીકૃષ્ણ છે! તેમ જેની સેનામાં શૂરવીર મુખ્ય યોદ્ધા અર્જુન તથા ભીમસેન છે, તે રણસંગ્રામમાં ધીર તથા શૂરવીર પાંડવોની પૃથ્વીને તેમની ઇચ્છા વગર ઇંદ્રિપણ હરણ કરી શકે નહીં! તથા જે ક્રોધ કરેતો પર્વતોને પણ ભેદે, તે દેવ સરખા પ્રતાપવાળા તથા સર્વ ગુણ સંપન્ન પાંડવો વાસ્તે હું પોકારૂં છું, તોયપણ મારો દુષ્ટ પુત્ર યુદ્ધ કરવાને ઇચ્છે છે! તે સાંભળી દુર્યોધને કહ્યું કે, અમે તથા પાંડવો એક કુળના છીએ, તેમ બેઉ પૃથ્વી ઉપર રહેનારા છીએ, તથાપિ તમે પાંડવોનોજ જય કેમ માનો છો! હે તાત, પિતામહ ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય, દુઃખથી જીતાય નહીં એવો કર્ણ, જયદ્રથ, સોમદત્ત તથા અશ્વત્થામા, ઈત્યાદિ આપણી તરફ રહેલા મ્હોટા ધનુષવાળા તથા અત્યંત તેજસ્વિ યોદ્ધાઓને દેવતાઓ સહિત ઇંદ્રિપણ જીતવાને સમર્થ નથી, ત્યારે પાંડવોતો ક્યાંથીજ સમર્થ થાય! હે તાત, તેમ આપણા પક્ષમાં આવેલા, શસ્ત્ર ધારણ કરનાર તથા શૂરવીર સર્વ આર્ય રાજાઓ પણ મારે વાસ્તે પાંડવોને બાધ કરવાને સમર્થ છે, પણ તેમની સામે જોવા પાંડવો સમર્થ નથી, હે ભારત, હું પણ સંગ્રામ વિષે પુત્ર સહિત પાંડવો સાથે યુદ્ધ કરવા સમર્થ છું! તેમ જે રાજાઓ મારૂં પ્રિય કરવાને ઇચ્છે છે, તેપણ જેમ પારાધી પાશલાયે કરી હરણનાં બચ્ચાંને રૂંધે, તેમ પાંડવોને રૂંધશે. અને મારા બાણના તથા મ્હોટા રથના

સમુદાયે કરી, પાંડવો સહિત પાંચાળ રાજાઓ ભાગી જશે! એવાં દુર્યોધનનાં વચન સાંભળી ધૃતરાષ્ટ્ર કેહેવા લાગ્યા કે, હે સંજય, આ મારો પુત્ર દુર્યોધન સંગ્રામ વિષે ધર્મરાજ યુધિષ્ઠિરને જીતવાને સમર્થ નથી, તોયપણ ઉન્મત્તની પેઠે વૃથા બોલ્યા કરે છે! પણ તે ધર્મજ્ઞ, યશસ્વિ તથા મહાત્મા પાંડવોના યથાથ બળને તો આ ભીષ્મ જાણે છે, જે તેમની સાથે યુદ્ધ કરવાને ઇચ્છતા નથી. હે સંજય, વળી ફરીથી તે પાંડવોનું વૃત્તાંત મને કહે. તે મ્હોટા ધનુષવાળા તથા વેગવાનોને, હુતદ્રવ્યથી અગ્નિને અધિક પ્રદીપ્ત કરવાની પેઠે કોણ ચઢાવે છે! એવાં ધૃતરાષ્ટ્રનાં વચન સાંભળી સંજયે કહ્યું કે, હે ભારત, તેમને ધૃષ્ટદ્યુમ્ન હમેશ આવી રીતે ચઢાવે છે કે, હે ભરતકુળમાં શ્રેષ્ઠ, હે પાંડવો, તમે યુદ્ધ કરો, યુદ્ધથી ડરો માં; કારણ દુર્યોધન સાથે જે કોઇ કોપેલા રાજાઓ, શસ્ત્રથી ઘાટા ભયંકર સંગ્રામમાં આપણી સામા આવશે, તે બધાઓને પરિવાર સહિત હું એકલો, મ્હોટો મગર જેમ પાણીમાંથી માછલાંને ગ્રહણ કરે તેમ ગ્રહણ કરીશ. અને ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય, કર્ણ, અશ્વત્થામા, શલ્ય તથા દુર્યોધનને પણ, સમુદ્રને જેમ કીનારો રોકી રાખે, તેમ રોકી રાખીશ. એ રીતે બોલતા ધૃષ્ટદ્યુમ્ન પ્રત્યે તે વખતે ધર્માત્મા યુધિષ્ઠિર રાજાએ કહ્યું કે, હે ધૃષ્ટદ્યુમ્ન તારા ધૈર્ય તથા પરાક્રમને પાંચાળ સહિત અમે સર્વ પાંડવો સારી રીતે જાણિયે છીયે, માટે સંગ્રામ થકી અમારો ઉદ્ધાર કરજે. હે શત્રુને તપાવનાર, હે મહાબાહુ, યથાર્થ ક્ષત્રિય ધર્મને પાળનાર તું સમગ્ર કૌરવોને જીતવામાં એકલો સમર્થ છે, એમ હું જાણું છું; માટે સામા આવેલા તથા યુદ્ધ કરૂવાને ઈચ્છતા કૌરવો પ્રત્યે જે તારે કર્તવ્ય છે, તેજ અમારૂં શ્રેય છે. વળી નીતિમાન પુરૂષોનું એવું મત છે કે, જે વખતે સંગ્રામ વિષે ભંગાણ પડે, કેટલાક સૈનિકો સંગ્રામમાંથી બહાર જતા રહે તથા કેટલાક શત્રુને શરણે જવા માંડે તે વખતે જે શૂરવીર પુરૂષ હોય, તે પોતાનું પરાક્રમ દેખાડતો ધૈર્યથી મોખરા આગળ ઉભો રહે, પણ ખસે નહીં; એવા પુરૂષને બીજા હજાર પુરૂષો આપી તેના બદલામાં વેચાતો લેવો, હે મનુષ્યમાં શ્રેષ્ઠ ધૃષ્ટદ્યુમ્ન, તે સરખો તું શૂરવીર તથા પરાક્રમી અને સંગ્રામ વિષે ભયથી પીડાયલાનું રક્ષણ કરનાર છે, એમાં સંશય નહીં. એ રીતે કુંતિના પુત્ર ધર્માત્મા યુધિષ્ઠિરે ધૃષ્ટદ્યુમ્નનાં વખાણ કરયાં, ત્યારે તેણે મને કહ્યું કે હે સંજય, સર્વ દેશના મનુષ્યો, દુર્યોધનના સર્વ યોદ્ધા, બાલ્હિક તથા આયુષ જેનું સંપૂર્ણ થઈ રહ્યું છે એવા સર્વ કૌરવો, કર્ણ, પુત્ર સહિત દ્રોણ,

જયદ્રથ, દુઃશાસન, વિકર્ણ, દુર્યોધન તથા ભીષ્મ, એ સર્વને જલદી જઇને કેહે કે, તમારે યુધિષ્ઠિર પાસે સાધુપણાથી આવવું, પણ કપટ ન કરવું, કારણ તેમ કરશો તો દૈવે જેનું રક્ષણ કરયું છે એવો અર્જુન તમને નહીં મારે. માટે જલદીથી લોકમાં શૂરવીર ધર્મરાજ યુધિષ્ઠિરને રાજ્ય આપી દ્યો, પછી તેની પાસેથા જે જોઇતું હોય તે માગી લ્યો. આ પૃથ્વીમાં સત્ય પરાક્રમવાળો પાંડુપુત્ર અર્જુન જેવો યોદ્ધા છે, તેવો બીજો કોઇપણ નથી, તે ગાંડિવ ધનુષ ધારણ કરનાર અર્જુનનો રથ દેવતાઓએ બનાવેલો છે, તેથી કોઇ મનુષ્ય તેને જીતી શકે નહીં, માટે યુદ્ધ વિષે મન મા કરો.

देवैर्हिसंभृतोदिव्यो रथोगांडीवधन्वनः ।
नसजेयोमनुष्येण मास्मकृत्ध्वंमनोयुधि ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि यानसंधिपर्वणि संजयवाक्ये गुर्जरभाषायां सप्तपंचाशत्तमोऽध्यायः ॥५७॥

---

धृतराष्ट्रउवाच ॥ क्षत्रतेजाब्रह्मचारी कौमारादपिपांडवः ।
तेनसंयुगमेष्यंति मंदाविलपतोमम ॥१॥

ધૃતરાષ્ટ્ર કહેછે—પાંડુપુત્ર અર્જુન ક્ષાત્ર તેજયુક્ત તથા બાળકપણાથી બ્રહ્મચર્ય પાળનાર છે, તેની સાથે, હું વિલાપ કરૂંછું તોયપણ મંદબુદ્ધિવાળા મારા પુત્રો યુદ્ધ કરવાને ઇચ્છેછે. હે ભરતસત્તમ, હે દુર્યોધન, હે શત્રુને મર્દન કરનાર, યુદ્ધ થકી નિવૃત્ત થા, કારણ હમેશ યુદ્ધ કરવું સારૂં નહીં, એમ વિદ્વાન્ પુરૂષો કહેછે. હે શત્રુને દમન કરનાર, તને અમાત્ય સહિત જીવવા વાસ્તે અર્ધી જમિન ઘણીછે, માટે જે રીતે ઘટે તે રીતે અર્ધો ભાગ પાંડવોને આપ, કારણ તારે તો સર્વ કૌરવો સહિત મહાત્મા પાંડવો સાથે શાંતિ રાખવી, એજ ધર્મયુક્ત છે. હે પુત્ર, તું આ તારી સેનાને તો જો ! ઘોડાઓને ઉપદ્રવ થવા માંડયો છે, માટે તારો નાશ નજીક આવ્યો, પણ તું મોહથી જાણતો નથી ! અને જેમ હું યુદ્ધને ઇચ્છતો નથી, તેમ બાહ્લિક, ભીષ્મ, દ્રોણ, અશ્વત્થમા, સંજય, સોમદત્ત, શલ્ય, કૃપાચાર્ય, સત્યવ્રત, પુરૂમિત્ર, જય તથા ભૂરિશ્રવા, ઇત્યાદિ પણ કોઇ યુદ્ધને ઇચ્છતા નથી. હે તાત, શત્રુઓથી પીડાયેલા કૌરવો જેમનો આશ્રય કરી પ્રતિષ્ઠાને પામે, તેતો યુદ્ધ કરવું ઠીક માનતા નથી, વાસ્તે તને પણ તે રીતે રૂચિ થાઓ ! પણ

તું તારી ઇચ્છાથી યુદ્ધ કરતો નથી, તનેતો કર્ણ, દુઃશાસન તથા પાપ બુદ્ધિવાળો સુબલ રાજાનો પુત્ર શકુનિ, એ ત્રણ મળીને યુદ્ધ કરાવેછે ! એવાં ધૃતરાષ્ટ્રનાં વચન સાંભળી દુર્યોધન બોલ્યો કે, હું કાંઈ તમારા ઉપર તેમ દ્રોણ, અશ્વત્થામા, સંજય, ભીષ્મ, કાંબોજ, કૃપાચાર્ય, બાહ્લિક, સત્યવ્રત, પુરૂમિત્ર તથા ભૂરિશ્રવા, ઇત્યાદિ બીજા પણ તમારા યોદ્ધાઓ ઉપર ભાર મૂકી પાંડવોને યુદ્ધ વિષે બોલાવતો નથી ! માત્ર હું તથા કર્ણજ રણસંગ્રામરૂપિ યજ્ઞને વિસ્તારી યુધિષ્ઠિરને પશુ કરી દીક્ષિત થયા છીયે ! તે યજ્ઞમાં રથરૂપિ વેદી, ખડ્ગરૂપિ શર્વો, ગદારૂપિ શ્રુચ, કવચરૂપિ સભા, મારા ચાર ઘોડારૂપિ ચાતુર્હોત્ર કર્મ, બાણરૂપિ દર્ભ તથા યશરૂપિ હુતદ્રવ્ય છે. હે નૃપ, એ યજ્ઞમાં યમરાજાનું યજન કરી જય પામી, હણાયા છે શત્રુ જેના એવા અમો કીર્ત્તિ મેળવીને આવશું ! હે તાત, હું, કર્ણ તથા મારો ભાઇ દુઃશાસન, એ ત્રણે જણા સંગ્રામ વિષે પાંડવોને હણશું ! હું પાંડવોને મારી આ પૃથ્વીને ભોગવીશ, વા મને મારી તેઓ ભોગવશે ! હે પૃથ્વીપતિ, મેં તો જીવિત, રાજ્ય તથા ધન ઇત્યાદિ સર્વ ત્યાગ કર્યું છે, માટે તે બધું જાય તો ભલે, પણ હું ક્યારેય પાંડવો સાથે સંપીને રેહેનાર નથી ! હે તાત, તીક્ષ્ણ સોઇના અગ્ર ભાગે કરી જેટલો ભાગ વિંધાય, તેટલો પણ હું પૃથ્વીનો ભાગ પાંડવોને આપનાર નથી ! એવાં દુર્યોધનનાં વચન સાંભળી સભાના મધ્યમાં ધૃતરાષ્ટ્રે કહ્યું કે, હે રાજાઓ, આ દુર્યોધનને તો મેં ત્યાગ કરયો, પણ હવે તમને બધાને હું શોચ કરૂંછું! કારણ તે યમપુરી પ્રત્યે જતા મંદબુદ્ધિવાળાની પાછળ તમે પણ જવા તૈયાર થયા છો ! પ્રહાર કરનારાઓમાં શ્રેષ્ઠ એકઠા મળેલા પાંડવો, વ્યાઘ્ર જેમ ટોળામાંથી સારાં સારાં બકરાંને હણે, તેમ સૈન્યમાંથી ઉત્તમ ઉત્તમ યોદ્ધાઓને હણશે! તેમ મ્હોટા હાથવાળો સાત્યકિ, કૌરવની સેનારૂપિ સ્ત્રીને મર્દન કરી નાશ પમાડતો તથા અર્જુનના બળમાં સંપૂર્ણ પૂરણી કરવા સારૂ બીજની પેઠે બાણોને વાવતો, સંગ્રામ વિષે ધૈર્યથી ઉભો રેહેશે! અને સેનાના અગ્રભાગમાં ભીમસેન ઉભો રહેશે, એટલે બીજા સર્વ યોદ્ધાઓ કીલ્લાની પેઠે તેનો આશ્રય કરી નિર્ભય થશે ! માટે હે દુર્યોધન, તું પણ જ્યારે ભીમસેને પાડવાથી વિખરાઇ ગયા છે દાંત જેમના, પર્વત સરખા, ભેદાયાં છે કુંભસ્થળ જેમનાં તથા રૂધિરયુક્ત હસ્તિયોને જોઈશ, ત્યારે ભીમના સ્પર્શથી બીહિને મારાં વચન યાદ કરીશ! તેમજ જ્યારે રથ, ઘોડા તથા હાથી, ઇત્યાદિથી મ્હોટા સૈન્યને બાળનાર ભીમસેનની

અગ્નિ સરખી ગતિને જોઇશ, ત્યારે પણ મારાં વચન યાદ કરીશ! તમે બધા પાંડવો સાથે શાંતિ નહીં રાખોતો તમોને મ્હોટું ભય થશે, ને ભીમસેનની ગદાથી નાશ પામી પછી શાંતિને પામશો! તેમ હે પુત્ર, જ્યારે ભીમસેને મ્હોટા વનની પેઠે છેદન કરી પાડેલા કૌરવોના સૈન્યને જોઇશ, ત્યારે મારાં વચન યાદ કરીશ! વૈશંપાયન કહે છે—હે મહારાજ, એ રીતે તે સર્વ રાજાઓ પ્રત્યે કહી, ધૃતરાષ્ટ્ર રાજા ફરીથી સંજયને હાક મારી પૂછવા લાગ્યા.

एतावदुक्त्काराजातु सर्वांस्तान्पृथिवीपतीन् ।
अनुभाष्यमहाराज पुनःपप्रच्छसंजयं ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि यानसंधिपर्वणि धृतराष्ट्रवाक्ये गुर्जरभाषायां अष्टपंचाशत्तमोऽध्यायः ॥५८॥

---

धृतराष्ट्रउवाच यदब्रूतांमहात्मानौ वासुदेवधनंजयौ ।
तन्मेब्रूहिमहाप्राज्ञ शुश्रूषेवचनंतव ॥१॥

ધૃતરાષ્ટ્ર પૂછેછે—હે મહાપ્રાજ્ઞ, હે સંજય, મને તારાં વચન સાંભળવાની ઇચ્છા છે, વાસ્તે મહાત્મા વાસુદેવ તથા અર્જુને જે કહ્યું હોય તે કહે. એવાં ધૃતરાષ્ટ્રનાં વચન સાંભળી સંજયે કહ્યું કે, હે ભારત, હે રાજન્, જેવી રીતે મેં શૂરવીર શ્રીકૃષ્ણ તથા અર્જુનને જોયા તથા તેમણે જે વચન કહ્યાં તે હું તમોને કહું છું. હે રાજન, જ્યાં અભિમન્યુ, નકુળ તથા સહદેવ પણ જતા નથી, ત્યાં અંતઃપુરમાં મદિરાપાન કરી મત્ત થયેલ, ચંદને કરી લીંપેલાં છે અંગ જેમનાં, દિવ્ય વસ્ત્ર તથા આભરણથી શોભિતા, માળા પેહેરેલા તથા શત્રુને દમન કરનાર શ્રીકૃષ્ણ અને અર્જુન, બેઉ જણા અનેક રત્નજડિત વિવિધ પ્રકારના બિછાના યુક્ત મ્હોટા સુવર્ણના આસન ઉપર બેઠેલા હતા, અને દ્રૌપદી તથા સત્યભામા પણ તેમની પાસેજ બેઠાં હતાં. ત્યાં હું તેમના હુકમથી, તમારૂં વૃત્તાંત કેહેવા સારૂ સાવધાન થઈ હાથ જોડી, પગની આંગળીયો સામે નીચે નજર રાખી ગયો, ને જોયું તો, અર્જુનના ખોળામાં શ્રીકૃષ્ણના ચરણ હતા, ને મહાત્મા અર્જુનના દ્રૌપદી તથા સત્યભામાની સમીપે પાદ પીઠ ઉપર શોભતા હતા. તે વખતે અર્જુને મને તે પાદ પીઠ ઉપર બેસવાનો હુકમ કરયો, એટલે તેનો હુક-

મ માનવા સારૂ હું તે પાદ પીઠ ઉપર હાથ મૂકી નીચે જમીન ઉપર બે-
ઠો. ત્યારે અર્જુને તે પાદ પીઠ ઉપરથી પોતાના ચરણ ઉપાડ્યા, તો મેં
તેના બેઉ પગના તળાંમાં ઉર્ધ્વ રેખારૂપ શુભ ચિન્હ દીઠાં. એ રીતે મનુ-
ષ્યમાં દેવ સરખા, મ્હોટા, તરૂણ અવસ્થાવાળા, સાગના સોટા સરખા ઉં-
ચા તથા એકાસન ઉપર બેઠેલા તે બેઉને જોઇ હું મનમાં બીન્યો, ને મારા
મનમાં એમ પણ થયું કે, ઇંદ્ર તથા વિષ્ણુ સરખા આ બેઉને, દ્રોણ ત-
થા ભીષ્મના આશ્રયથી અને કર્ણના બકવાદથી મંદ બુદ્ધિવાળો દુર્યોધન જા-
ણતો નથી! વળી મને એવો પણ નિશ્ચય થયો કે, આ બેઉજણા જેની
આજ્ઞા પ્રમાણે વર્તનાર છે, તે ધર્મરાજ યુધિષ્ઠિરના મનનો સંકલ્પ સિદ્ધજ
થશે! પછી તેમણે અન્ન પાનાદિકે કરી મારો પણ સારી રીતે ઘટતો
સત્કાર કર્યો. તે પછી ધીરેથી બેઉ હાથ જોડી મેં તેમને સંદેશો કહી
દેખાડ્યો, જે સાંભળી અર્જુને ધનુષની પ્રત્યંચાના ડણરૂપી છે ચિન્હ જેમાં
એવા સુંદર હાથે કરી, શુભ લક્ષણયુક્ત કેશવ ભગવાનનો પગ દાબી તેમને
સૂચના કરી; કે તેજ વખતે સર્વ આભરણથી શોભિતા, ઇંદ્ર સરખા પરા-
ક્રમવાળા તથા બોલનારાઓમાં શ્રેષ્ઠ શ્રીકૃષ્ણે, મને ઇંદ્રિ ધ્વજની પેઠે ઉઠી
સમી રીતે બેશી, યોગ્ય વચનવાળી, આનંદ કરનારી, ધૃતરાષ્ટ્રના પુત્રોને
ત્રાસ દેનારી, પ્રથમ મૃદુ લાગે પણ છેવટ અત્યંત દારૂણ, શીક્ષારૂપ અક્ષર
યુક્ત, પ્રિય અર્થવાળી, તથા હૃદયને હરનારી મનોહર વાણી આવી રીતે કહી
સંભળાવી; જે હે સંજય, અમારાં વચનથી મ્હોટાઓને પ્રણામ અને ક-
નિષ્ટોને કુશળરૂપ આશિષ કહિ, પછી કુરૂકુળમાં મુખ્ય ભીષ્મ તથા દ્રોણ
પણ જે રીતે સાંભળે, તે રીતે બુદ્ધિમાન્ ધૃતરાષ્ટ્રને આવાં વચન કેહેજે કે,
વિવિધ પ્રકારના યજ્ઞોએ કરી યજન કરી લ્યો, બ્રાહ્મણોને દક્ષિણાઓ આપો,
પુત્ર તથા સ્ત્રિયો સહિત આનંદ પામી લ્યો, પાત્રોને ધન આપો, કામજ
પુત્ર ઉત્પન્ન કરો તથા સ્નેહિયોનું પણ પ્રિય કરી લ્યો, કારણ તમોને થોડા
વખતમાં મ્હોટું ભય નજીક આવનાર છે! કેમકે યુધિષ્ઠિર રાજા જય-
માટે ઉતાવળા થાય છે, વળી દુઃશાસને વસ્ત્ર હરણ કર્યાં તે વખતે દ્રૌપ-
દીયે પીડિત સ્વરે કરી, દૂર રહેલા મને "હે ગોવિંદ મારી રક્ષા કરો,"
એ રીતે જે કહ્યું છે, એજ તેનું ઋણ મારી ઉપર ઘણું વધી ગયું છે!
જે વસ્ત્ર પૂરવા માત્રે કરી ભરાયું નથી, માટે કૌરવોનો નાશ કરીશ ત્યારેજ
પૂરૂ ભરાશે, ને હૃદયમાંથી તે વિષેની ચિંતા પણ મટશે. તેમ દુઃખે ક-
રીને પણ કોઇથી સહન થાય નહીં એવું તેજોમય ગાંડીવ તો જેનું ધનુષ છે,

તથા હું જેની સાથે છું એવા અર્જુન સાથે તમે વૈર બાંધેલું છે, ને તેની સાથે યુદ્ધ કરવાને પણ ઇચ્છોછો, તેથી જરૂર તમારો કાળ નજીક આવ્યો છે! કારણ તેમ ન હોયતો, યુદ્ધમાં મારા સહિત અર્જુનને, સાક્ષાત્ ઇંદ્ર સરખો હોય તોપણ બોલાવે નહીં, ને તમે કેમ બોલાવો! જે બે હાથે કરી પૃથ્વીને ઉપાડે, ક્રોધ કરેતો આ બધી પ્રજાને બાળે તથા સ્વર્ગમાંથી દેવતાઓને પાડે એવો હોય, તેજ સંગ્રામ વિષે અર્જુનને જીતિ શકે! પણ હું તો રણસંગ્રામમાં અર્જુનની સામે યુદ્ધ કરવા જાય, તેવા યોદ્ધાને દેવ, અસુર, મનુષ્ય, યક્ષ, ગંધર્વ તથા સર્પોમાં પણ જોતો નથી! તેની નિશાની એકે, વિરાટના શેહેરમાં એકલા અર્જુને ઘણા કૌરવો સાથે યુદ્ધ કર્યું હતું, એ મ્હોટું આશ્ચર્યરૂપ કર્મ સંભળાય છે! તેમ તે યુદ્ધમાં કૌરવો ચોતરફ દિશાઓ પ્રત્યે ભાગી ગયા હતા, એ પણ સૌએ સાંભળ્યું છે! શરીરબળ, મનનો ઉત્સાહ, શૂરવીરપણું, જલદી કરવા યોગ્ય સમજી જવું, વેગથી બાણ ફેંકવાપણું, ખેદ રહિતપણું તથા ધૈર્ય, એ બધા ગુણો અર્જુન વિના બીજા વિષે છેજ નહીં. હે રાજા, એ રીતે વખતસર વર્ષનાર ગર્જના કરતા મેઘના સરખી વાણીથી હૃષિકેશ ભગવાને, અર્જુનને હર્ષ થાય તેમ કહ્યું. પછી કેશવ ભગવાનનાં એવાં વચન સાંભળી શ્વેત છે ઘોડા જેના તથા મુકુટ ધારણ કરનાર અર્જુને પણ રૂવાડાં ઉભાં થાય એવાં મ્હોટાં વાક્ય કહ્યાં.

केशवस्यवचःश्रुत्वा किरीटीश्वेतवानः ।
अर्जुनस्तन्महद्वाक्य मब्रवीद्रोमहर्षणं ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि यानसंधिपर्वणि संजयेनश्रीकृष्णवाक्ये गुर्जरभाषायां एकोनषष्ठितमोऽध्यायः ॥५९॥

---

**वैशंपायनउवाच ॥ संजयस्यवचःश्रुत्वा प्रज्ञाचक्षुर्जनेश्वरः ।**
**ततःसंख्यातुमारेभे तद्वचोगुणदोषतः ॥१॥**

વૈશંપાયન કહેછે—હે જનમેજય, એવાં સંજયનાં વચન સાંભળી વિચક્ષણ તથા બુદ્ધિમાન્ પ્રજ્ઞાચક્ષુ ધૃતરાષ્ટ્ર રાજા, શ્રીકૃષ્ણના વચનમાં કેટલા ગુણ અને કેટલા દોષ છે, તે વિષે સૂક્ષ્મ દૃષ્ટિથી વિચારકરી, યથાર્થ બલાબળનો પણ નિશ્ચય કરી, તથા પાંડવો વિષે દેવ અને મનુષ્ય બેઉની શક્તિ છે, ને કૌરવો વિષે તો માત્ર મનુષ્યનીજ શક્તિ છે, એમ

પણ યથામતિ જાણી દુર્યોધન પ્રત્યે કેહેવા લાગ્યા કે, હે દુર્યોધન, આ મારી ચિંતા હમેશ શાંત થતી નથી, ને આજે હું કહુંછું તે પણ જે પ્રત્યક્ષ દેખું છું તેજ સત્ય કહુંછું, અનુમાનથી કેહેતો નથી. સર્વ પ્રાણિયો જેમ પોતાના પુત્રનું પ્રિય તથા હિત શક્તિ પ્રમાણે કરે, તેમજ પોતાને ઉપકાર કરવાનું પણ ઘણું કરીને કરે છે; તેમાં પણ સત્પુરૂષોતો પોતાને ઉપ. કાર કરનારાને તેના કરેલા ઉપકારથી અધિક પ્રત્યુપકાર કરવાને ઇચ્છે છે, એવો જગત્માં પ્રચાર છે, માટે કૌરવ તથા પાંડવના આ ભયંકર સંગ્રામમાં, ખાંડવ વન વિષે કરેલા અર્જુનના ઉપકારને યાદ કરી અગ્નિ પણ પાંડવોની સહાયતા કરશે. તેમ ધર્મ તથા ઇંદ્ર, ઇત્યાદિ દેવોપણ પોતાથી પાંડવોનો જન્મ થયો છે; તે કારણને લીધે જો પાંડવો બોલાવશે, તો જલદી તેમની પાસે આવી ભીષ્મ, દ્રોણ તથા કૃપાદિકના ભયથી તેમની રક્ષા કરવા માટે વજ્ર સરખા ક્રોધને પામશે, એમ મારા વિચારમાં આવે છે. ત્યારે દેવતાઓ સહિત અસ્ત્રવિદ્યાનો પાર પામેલા તથા પુરૂષમાં સિંહરૂપ પરાક્રમી પાંડવોની સામે પણ કોણ જોઈ શકશે ! તેમ જેનું સર્વથી ઉત્તમ તથા કોઇથી સહન થાય નહિં એવું દિવ્ય ગાંડીવતો ધનુષ છે, જેના બાણથી ભરેલા ભયંકર તથા દિવ્ય અક્ષય ભાથા છે, જેની ધ્વજામાં ધુમાડા સરખી ગતિવાળો તથા ક્યાંય અડકે નહીં એવો દિવ્ય વાનર હનુમાન્ છે, અને સમુદ્ર પર્યંત પૃથ્વીમાં પણ જેનો રથ સરખો બીજો રથ છેજ નહીં, કારણ જેનો શબ્દ મનુષ્યોને મોટા મેઘના શબ્દ સરખો અને શત્રુઓને મ્હોટા વજ્ર સરખો ભયંકર લાગે છે, તે અર્જુન પરાક્રમ વિષે મનુષ્યને અતિક્રમણ કરનારો તથા સંગ્રામમાં દેવતાઓને પણ જીતનારો છે, એમ સર્વ રાજાઓ જાણે છે. વળી તે નિમેષ માત્રમાં પાંચસો બાણ ગ્રહણ કરી દૂર ફેંકે, પણ તેની ફેંકવાની એવીતો ઝડપ કે, ક્યારે બાણ લીધાં અને ક્યારે નાંખ્યાં, એમ કોઇના જોયામાં આવે નહીં ! તેમ ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય, અશ્વત્થામા, મદ્રદેશનો રાજા શલ્ય તથા બીજા મધ્યસ્થ મનુષ્યોપણ, તે શત્રુને દમન કરનાર તથા મનુષ્યમાં સિંહરૂપ, યુદ્ધમાં ઉભેલા અર્જુનને, અત્યંત પરાક્રમી રાજાઓ પણ પરાજય પમાડવા સમર્થ નથી એમ કહે છે ! વળી હું તે એકજ વેગે કરી પાંચસો બાણ ફેંકનાર, બાહુબળે કરી સહસ્રાર્જુન સરખા, મ્હોટા ધનુષવાળા અને ઇંદ્ર તથા ઉપેંદ્ર સરખા પરાક્રમવાળા અર્જુનને મહા સંગ્રામમાં કૌરવોને જાણે હણતો હોય નહીં એવો દેખુંછું ! તેથી કૌરવ પાંડવોને પરસ્પર શાંતિ થાયતો ઠીક ! એ ચિંતાથી

મને દિવસ રાત્રિ નિદ્રા પણ નથી આવતી, ને સુખપણ નથી વળતું ! કારણ શાંતિ વિના બીજો આ કલહ ટળવાનો ઉપાય નથી, માટે તેમ નહીં થાયતો આ કૌરવોનો અત્યંત મ્હોટો ક્ષય નજીક આવ્યો ! માટે હે તાત, પાંડવો સાથે હમેશ શાંતિ રાખવી મને રૂચે છે, પણ કલહ કરવો એ રૂચતું નથી; કારણ હું હમેશ કૌરવો થકી પાંડવોને વધારે બળવાન માનું છું.

शमोमेरोचतेनित्यं पार्थैस्तातनविग्रहः ।

कुरुभ्योहिसदामन्ये पांडवान्शक्तिमत्तरान् ॥

इति श्रीमहाभारते उद्योगपर्वाणि यानसंधिपर्वणि धृतराष्ट्रविवेचने गुर्जरभाषायां षष्टितमोऽध्यायः ॥६०॥

---

वैशंपायनउवाच ॥ पितुरेतद्वचःश्रुत्वा धार्तराष्ट्रोत्यमर्षणः ।

आधायविपुलंक्रोधं पुनरेवेदमब्रवीत् ॥१॥

વૈશંપાયન કહેછે-પિતાનાં એવાં વચન સાંભળી ક્રોધિ દુર્યોધન ઘણો ક્રોધ કરી ફરીથી આવી રીતે કેહેવા લાગ્યો કે, હે રાજસત્તમ, દેવતાઓ પાંડવોની સહાયતા કરશે, એમ માની જે તમો ભય રાખો છો તે માં રાખો. કારણ હે ભારત, કામ તથા દ્વેષને છોડી દેવાથી અને લોભ તથા દ્રોહથી થતી કામનાઓને પણ ત્યાગ કરવાથીજ દેવતાઓ દેવપણાને પામ્યા છે એમ દ્વૈપાયન વ્યાસ, મહાતપસ્વિ નારદ તથા જમદગ્નિના પુત્ર પરશુરામે પણ મને પૂર્વે કહ્યું છે. માટે હે ભરતર્ષભ, દેવતાઓ ક્યારેયપણ મનુષ્યની પેઠે કામ, ક્રોધ, લોભ તથા દ્વેષથી પ્રવર્તેજ નહીં. કદિ અગ્નિ, વાયુ, ધર્મ, ઇંદ્ર તથા આશ્વિનીકુમાર, ઇત્યાદિ દેવતાઓ કામનાથી પ્રવર્તતા હોતતો, પાંડવ વનવાસનું દુઃખ ન પામત! માટે એ વિષે તમારે કંઇપણ ચિંતા કરવી નહીં. હે ભારત, દેવતાઓ હમેશ શમદમાદિક દૈવભાવની ઇચ્છા રાખે છે, પણ ક્યારેય કામ ક્રોધાદિ આસુર ભાવની ઇચ્છા રાખતા નથી. અને કદાચિત દેવતાઓને કામના સંયોગથી દ્વેષ તથા લોભ થશે તો, વેદની આજ્ઞા પ્રમાણે તેમનાથી આપણને પરાભવ થશે નહીં, એટલે વેદમાં એમ લખેલું છે કે, કામ ક્રોધાદિ માનનું કરેલું પરાક્રમ ફોગટ થાય છે. તેમ મારી પાસે પણ દૈવ બળ છે જે હું તમોને કહું છું-કોઇ સ્થાનકે સમગ્ર લોકને બાળી નાખવા ઇચ્છતો અગ્નિ ચોતરફથી વધેલો હોય, તેને હું જો અભિમંત્રણ કરૂં તો તે શાંતિને પામે છે. અને હે ભારત, જેમ દેવતાઓ પરમ તેજ-

યુક્ત છે, તેમ મારે વિષે પણ બીજાને જેની ઉપમા અપાય નહીં એવું દેવતાઓથી અધિક તેજ છે, એમ તમે જાણો. હે રાજન્, પૃથ્વી ફાટી જતી હોય તથા પર્વતનાં શિખરો જૂદાં પડી જતાં હોય, તેમને હું અભિમંત્રણ કરી સૌ લોક દેખે તે રીતે સમા કરી આપું છું. તેમ આ ચેતન તથા અચેતનરૂપ સ્થાવર જંગમાત્મક સમગ્ર જગતના ક્ષય વાસ્તે પ્રવૃત્ત થયેલા ભયંકર શબ્દ તથા બરફના વર્ષાદયુક્ત મ્હોટા વાયુને પણ, સૌ જગત્ દેખે તે રીતે હું પ્રાણિયોની દયાથી શમાવી દઉં છું! તેમ જળને પણ હું એવી રીતે સ્તંભન કરૂં છું કે, જેની ઉપરથી રથ તથા પાયદળો ચાલ્યા જાય! માટે હે રાજન્, દેવ તથા આસુર ભાવોની પણ પ્રવૃત્તિ કરનાર હું એકજ છું, ને અક્ષૌહિણી સેના સહિત જે દેશ પ્રત્યે કોઇ કાર્યને પ્રસંગે જઉં, તે દેશ વિકટ હોય તોપણ મારા ઘોડા ત્યાં પ્રવર્તે. મારા દેશમાં સર્પાદિક ભયંકર જનાવરો રહિ શકે નહીં, ને કદાચ રહેતો મેં મંત્રથી રક્ષણ કરેલા પ્રાણિયોની હિંસા કરી શકે નહીં. હે રાજન્, તેમ મારા દેશમાં પ્રજાને જેટલી ઇચ્છા હોય તેટલોજ વર્ષાદ વર્ષે, ને પ્રજાપણ બધિ ધર્મિષ્ટ રહે. પણ અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, ઊંદર, તીડ, પોપટ અને પોતાનાં તથા પારકાં સૈન્ય સંબંધિ ઉપદ્રવ એ સાત પ્રકારની પીડા થાય નહીં. હે રાજન્, અશ્વિનીકુમાર, વાયુ, અગ્નિ, ઓગણ પચાસ વાયુ સહિત ઇંદ્ર તથા ધર્મ પણ પાંડવોને રક્ષણ કરવા વિષે સમર્થ થતા નથી, કારણ જો થતા હોતતો તેઓ તેર વર્ષ સુધિ શું કરવા દુઃખ ભોગવત! હે રાજન્, મેં જેની ઉપર દ્વેષ કરયો, તેને દેવ, ગંધર્વ, અસુર તથા રાક્ષસો પણ રક્ષણ કરવાને સમર્થ નથી, એ હું તમોને સત્ય કહું છું. મિત્ર વા શત્રુ વિષે સારૂં વા નરતું જે હું કરવા ઇચ્છું તેજ થાય! આજ દિવસ સુધિ તો મારી ઇચ્છાથી કંઇ ઉલટું થયું નથી. તેમ "અમુક કામ આ રીતે થશે." એમ જે કામ વિષે હું કહું, તે ક્યારેય પણ અન્યથા થતું નથી; તેથી બધા મને સત્ય વાણીવાળો જાણે છે. આ મારૂં મહાત્મ્ય સર્વ લોક જાણે તે રીતે દિશાઓમાં વિખ્યાત છે,. કંઇ તમારી આશ્વાસના કરવા વાસ્તે હું ફોકટ મારાં વખાણ કરતો નથી. હે રાજન્, પૂર્વે પણ મારાં વખાણ મેં ક્યારેય કર્યાં નથી, ને કરૂં પણ નહીં; કારણ પોતાના આત્માની પોતે પ્રશંસા કરવી, એતો હલકા મનુષ્યની ચાલ છે. હે ભારત, પાંડવ, મત્સ્ય, કેકય સહિત પાંચાળ, સાત્યકી તથા વાસુદેવ ભગવાનને પણ હું જીત્યો, એમ તમે સાંભળશો! જેમ નદિયો ચોતરફથી સમુદ્રને પામી નાશ પામે, તેમ

તે પાંડવો પણ મને પામી વંશ સહિત નાશ પામશે. મારામાં બુદ્ધિ, તેજ, પરાક્રમ, વિદ્યા તથા યોગ, એ બધા તેમનાથી અધિક છે. પિતામહ ભીષ્મ દ્રોણ, કૃપાચાર્ય, શલ્ય તથા શલ એ બધા મળી અસ્ત્રવિદ્યા વિષે જેટલું જાણે છે, તે બધું એક મારે વિષે છે. હે જનમેજય, એ રીતે દુર્યોધને કહ્યું તે સંજય પ્રત્યે કહીને, તેને શત્રુને દમન કરનાર ધૃતરાષ્ટ્ર રાજા, યુદ્ધ કરવા ઇચ્છિતા દુર્યોધનનું કૃત્ય જાણી, અર્જુનનું મહાત્મ્ય પૂછવા લાગ્યા.

इत्युक्त्वासंजयंभूयः पर्यपृच्छतभारत ।
ज्ञात्वायुयुत्सोःकार्याणि प्राप्तकालमरिंदम ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि यानसंधिपर्वणि दुर्योधनवाक्ये गुर्जरभाषायां एकषष्टितमोऽध्यायः ॥ ६१ ॥

---

**वैशंपायनउवाच** ॥ तथापृच्छंतमतीवपार्थं वैचित्रवीर्यंतमचिंतयित्वा ।
उवाचकर्णोधृतराष्ट्रपुत्रं प्रहर्षयन्संसदिकौरवाणाम् ॥१॥

વૈશંપાયન કહેછે—હે જનમેજય, પછી એ રીતે અર્જુન વિષે પૂછતા વિચિત્રવીર્યના પુત્ર ધૃતરષ્ટ્રને ગણકારચા વગર, કર્ણ કૌરવોને અત્યંત હર્ષ કરતો સભામાં દુર્યોધન પ્રત્યે આવી રીતે કેહેવા લાગ્યો કે, "હું બ્રાહ્મણ છું" એ રીતે પૂર્વે મેં અસત્ય પ્રતિજ્ઞા કરીને પરશુરામ થકી બ્રહ્માસ્ત્ર વિદ્યા સંપાદન કરી; તે વાત તેમના જાણવામાં આવ્યાથી તેમણે મને એટલુંજ કહ્યું કે, "અંત વખતે તને અસ્ત્રવિદ્યાની સ્મૃતિ થશે નહીં !" પણ મારો અપરાધ તો મોટો હતો, તોયપણ સમુદ્ર પર્યંત પૃથ્વીને બાળવાને સમર્થ તે તીક્ષ્ણ તેજવાળા મહર્ષિયે "તું મરી જા" એવો શાપ આપ્યો નહીં; કારણ મેં સેવા તથા પરાક્રમથી એમનું મન પ્રસન્ન કરેલું હતું. તે અસ્ત્ર હજી મારૂ આયુષ છે તેથી મારી પાસે છે, માટે હું અર્જુનને જીતવા સમર્થ છું, ને એ ભાર મારી ઉપર છે. તે મહાત્મા ઋષિના પ્રસાદને પામેલો હું નિમેષ માત્રમાં પાંચાળ, કારૂષ, મત્સ્ય તથા પુત્ર પૌત્ર સહિત પાંડવોને નાશ પમાડી પરલોક પ્રત્યે મોકલીશ. પિતામહ ભીષ્મ, દ્રોણ તથા સર્વ મુખ્ય રાજાઓ અહિંજ રહો, ને હું એકલો મારા બાહુબળે કરી પાંડવોને તેમની પાસે જઈ મારીશ ! એ ભાર મારી ઉપર છે. એ રીતે બોલતા કર્ણ પ્રત્યે ભીષ્મ બોલ્યા કે, હે કાળથી ઘેરાયલી બુદ્ધિ-

વાળા કર્ણ, તું પણ હણાઇશ, ને ધૃતરાષ્ટ્રના પુત્રો પણ નાશ પામશે, તેતો જાણતો નથી, ને ફોકટ શું બકે છે! ખાંડવ વનનો દાહ કરતી વખતે શ્રીકૃષ્ણ સહિત અર્જુને જે કર્મ કરયું, તે સાંભળ્યું ત્યારથીજ તું બાંધવો સહિત મનને નિયમમાં રાખવા યોગ્ય છે; ને મહાત્મા ઈંદ્રે જે તને શકિત નામનું આયુધ આપ્યું છે, તેને પણ તું સંગ્રામ વિષે કેશવ ભગવાનના ચક્રથી બળેલું જોઇશ! અને જે સદૈવ યત્નથી પુષ્પાદિકે કરી પૂજા કરેલો તથા સર્પ સરખા મુખવાળો તારો બાણ શોભે છે, તેપણ પાંડવોના બાણ સમૂહથી તું સહિત નાશ પામશે! વળી હે કર્ણ, જે અત્યંત ભયંકર યુદ્ધમાં તારા જેવા તથા તારાથી બળવાનોને પણ હણે છે, તે બાણાસુર તથા ભૌમાસુરને પણ હણનાર વાસુદેવ ભગવાન્ અર્જુનની રક્ષા કરે છે! એવાં ભીષ્મનાં વચન સાંભળી કર્ણે કહ્યું કે, યાદવ કુળનો પતિ વાસુદેવ જેવો તમે કહ્યો તેવો હો વા તેથીપણ અધિક હો તે વિષે હું કંઇ કેહેતો નથી પણ તમે મને જે કઠોર વચન કહ્યું તેનું ફળ સાંભળો—તમે વિદ્યમાન હશો ત્યાંસૂધી હું યુદ્ધ કરીશ નહીં ને સંગ્રામમાં શસ્ત્ર પણ મૂકીશ નહીં! ને જ્યારે તમે શાંત થશો ત્યાર પછીજ સર્વ રાજાઓ પૃથ્વી વિષે મારા પ્રભાવને જોશે! વૈશંપાયન કહે છે—હે જનમેજય, મ્હોટા ધનુષવાળો કર્ણ એમ કહી હથિયાર ફેંકી દઇ સભામાંથી પોતાના ઘર પ્રત્યે ગયો; તે વખતે અત્યંત હાસ્ય કરી ભીષ્મે કૌરવોના મધ્યમાં દુર્યોધનને કહ્યું કે, સૂતપુત્ર કર્ણ સાચિ પ્રતિજ્ઞાવાળો દેખાય છે! કેમકે પ્રથમ હું યુદ્ધ કરીશ એમ કહી હવે મને એમ કહે છે કે, તમે વિદ્યમાન હશો ત્યાંસૂધી હું યુદ્ધ કરીશ નહીં! માટે તે, તે ભાર શું સહન કરે ને મિત્ર પણ કેમ કેહેવાય! રે કૌરવ! ભીમસેન આપણી વ્યૂહરચના સામે ઉભા રહીને આપણા યોદ્ધાઓનાં મસ્તકોને કાપી લોકનો ક્ષય કરશે તેતું જોઇશ! કર્ણે કહ્યું હતું કે, આવંત્ય, કાલિંગ, જયદ્રથ, ચેદિધ્વજ તથા બાહ્લિક ઈત્યાદિ રાજાઓ એક કોરે ઉભા રહો, ને હું એકલો શત્રુની સેનાના સેંકડો તથા હજારો યોદ્ધાઓને મારીશ પણ એ તો કથન માત્રજ જાણવું! કારણ જ્યારથી સૂર્ય પુત્ર કર્ણે પ્રશંસા કરવા લાયક ભગવાન્ પરશુરામ પાસેથી હું બ્રાહ્મણ છું એમ કહી બ્રહ્માસ્ત્ર શીખ્યો, ત્યારથીજ તે અધમ પુરૂષના તપ તથા ધર્માદિ સદ્‌ગુણ નાશ થઈ ગયા છે! વૈશંપાયન કહે છે–હે જનમેજય, એ રીતે કર્ણ શસ્ત્રો નાખી ગયા પછી ભીષ્મે ઉપર પ્રમાણે વાક્ય કહ્યાં, ત્યારે અલ્પ બુદ્ધિવાળો દુર્યોધન ભીષ્મને આમ કેહેવા લાગ્યો.

तथोक्तवाक्येनृपतींद्रभीष्मे निक्षिप्यशस्त्राणिगतेचकर्णे ।
वैचित्रवीर्यस्यसुतोल्पबुद्धि दुर्योधनःशांतनवंबभाषे ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि यानसंधिपर्वणि कर्णभीष्मवाक्ये गुर्जरभाषायां द्विषष्टितमोऽध्यायः ॥६२॥

---

**दुर्योधनउवाच ॥** सदृशानांमनुष्येषुसर्वेषांतुल्यजन्मनां ।
कथमेकांततस्तेषांपार्थानांमन्यसेजयं ॥१॥

દુર્યોધન કહે છે-હે ભીષ્મ, મનુષ્યમાં અમે તથા પાંડવો સરખા જન્મવાળા છીયે તેથી સૌએ સરખાજ છીયે, ને તમે પાંડવોનો જય થશે એમ કેમ માનો છો ? ! હે પિતામહ, અમે તથા તેઓ એક કુળમાં મનુષ્ય યોનીથી ઉત્પન્ન થયા છીયે, માટે વીર્ય, પરાક્રમ, અવસ્થા, સ્મરણ શક્તિ, શાસ્ત્રાધ્યયન, અસ્ત્રજ્ઞાન તથા શૂરવીરની સમૃદ્ધિએ કરી પણ સરખાજ છીયે; તોપણ પાંડવોનોજ જય થશે એમ તમે કેમ કહો છો ! હું કંઈ તમારા તથા દ્રોણ, કૃપ, બાલ્હિક અને બીજા રાજાઓ ઉપર ભરોસો રાખી યુદ્ધનો આરંભ કરતો નથી; માત્ર હું, સૂર્ય પુત્ર કર્ણ તથા મારો ભાઈ દુઃશાસન એ અમે ત્રણ મળી તીક્ષ્ણ બાણોથી પાંચે પાંડવોને હણશું! અને ત્યારપછી હું ઘણી દક્ષિણાવાળા વિવિધ પ્રકારના યજ્ઞ કરી, બ્રાહ્મણોને ગાય, ઘોડા તથા ધનનાં દાન આપી તૃપ્ત કરીશ ! અરે ! જેમ હરિણના બચ્ચાંને પારધિયો પાશથી રૂંધે તથા સુકાની વગરના નાવમાં બેઠેલાં જનોને જળ ભમાવે, તેમ મારા સૈનિકો પોતાના બાહુબળે કરી પાંડવોને ચારે કોરથી રૂંધશે, ત્યારેજ રથ તથા હસ્તિઆદિ મ્હોટા સૈન્યવાળા પોતાના શત્રુ એવા અમોને જોઇ તેઓ તથા કેશવ ભગવાન્ પણ ગર્વ મૂકી દેશે ! એવાં દુર્યોધનનાં વચન સાંભળી વિદુર કેહેવા લાગ્યા કે, નિશ્ચય બુદ્ધિવાળા બ્રાહ્મણ દમનેજ કલ્યાણ કારક કહેછે, જે બ્રહ્મનિષ્ઠનો અનાદિ મુખ્ય ધર્મ છે. જે પુરૂષ દાંત થઇ એટલે ઇંદ્રિયોને નિયમમાં રાખી દાન, તપ, જ્ઞાન તથા વેદાધ્યયન સંપાદન કરે છે, તેને તે દાનાદિ યથાર્થ ફળ આપે છે; ને દમ ઉત્તમતા, પવિત્રતા તથા તેજની વૃદ્ધિ કરે છે; માટે દમને સ્વીકારવાથી વૃદ્ધિ પામેલા તેજવાળો પુરૂષ પાપ રહિત થઇ પરબ્રહ્મને પામે છે. જેમ ધનાદિની ચોરી કરનાર પુરૂષથી પ્રાણીયોને ભય રહે છે તેમજ અજિતેંદ્રિય એવાં અદાંત પુરૂષથી ભય રહે છે; માટે તેમને

નરતાં કામથી રોકવા સારૂ બ્રહ્માએ ક્ષત્રિયોને ઉત્પન્ન કર્યા છે. બ્રહ્મચારિ, ગૃહસ્થ, વાનપ્રસ્થ તથા સન્યાસ એ ચારે આશ્રમ વિષે દમજ ઉત્તમ વ્રત છે; કારણ જેથી ક્ષમાદિ સદ્ગુણનો ઉદય થાય છે, માટે તે કહું છું. દમથી ધૈર્ય, અહિંસા, સમતા, સત્યપણું, સરલતા, જિતેંદ્રિયપણું, ધૃતિ, કોમળતા, લજ્જા, ચપળતાનો ત્યાગ, કૃપણતા રહિતપણું, અક્રોધ, સંતોષ તથા શ્રદ્ધા એ ગુણનો ઉદય થાય છે, માટે એથી સંપન્ન જે પુરૂષ હોય, તેનેજ દાંત જાણવો; ને તે પુરૂષ કામ, લોભ, દર્પ, ક્રોધ, નિદ્રા, પોતાનાં વખાણ કરવાં, માન, ઈર્ષ્યા તથા શોક એ દુર્ગણનું સેવન કરતોજ નથી. કપટ રહિતપણું, અશઠતા તથા શુદ્ધતા એ દાંત પુરૂષનાં મુખ્ય લક્ષણ જાણવાં. વળી જે પુરૂષ આશા રહિત, થોડું ઈચ્છનાર, સ્ત્રીઆદિનું ધ્યાન ન કરનાર, તથા સમુદ્ર સરખો ગંભીર હોય તેને પણ દાંત જાણવો. ને તે રૂડાં આચરણવાળો, શીલ સંપન્ન, શુદ્ધ ચિત્તવાન, બ્રહ્મવેત્તા તથા પંડિત પુરૂષ આ લોકમાં જીવતાં લગી સન્માન પામી મૃત્યુ પામ્યા પછી પરમગતિને પામે છે. જે પુરૂષને કોઇપણ પ્રાણિથી ભય નથી, તેમ જેનું સર્વ પ્રાણિયોને પણ ભય નથી, તેને મનુષ્યમાં ઉત્તમ જ્ઞાની જાણવો. જે સર્વ પ્રાણિનું હિત ચાહાનાર તથા તેમની સાથે મિત્રાઈ રાખનાર હોય, તેનાથી કોઇપણ મનુષ્ય ઉદ્વેગતાને પામતું નથી, ને તે પોતે સમુદ્ર સરખો ગંભીર તથા જ્ઞાને કરી સંતુષ્ટ શાંતિનેજ પામે છે. વળી દૈવથી પ્રાપ્ત થયેલા ભોગે કરી સંતુષ્ટ તથા સદાચરણે કરી યુક્ત હોય તેને દાંત અને સુખીપણ જાણવો. જે પુરૂષ સર્વ ઇંદ્રિયના વ્યાપારનો ત્યાગ કરી સંતુષ્ટ થઇ તથા જીતેંદ્રિય રહી કાળની ઈચ્છા રાખી લોકમાં ફરે, તે બ્રહ્મભાવને પામે. જેમ આકાશમાં વિચરનારા પક્ષિયોને સ્થાન ક્યાં છે તે જણાતું નથી, તેમ જ્ઞાને કરી તૃપ્ત મુનિયોનો પણ માર્ગ જણાતો નથી. જે પુરૂષ ઘરનો ત્યાગ કરી મોક્ષાશ્રમરૂપ સન્યાસનેજ શ્રેષ્ઠ માને છે, તેને પરલોકમાં તેજોમય શાશ્વત લોકની પ્રાપ્તિ થાય છે.

उत्सृज्यैवगृहान्यस्तु मोक्षमेवाभिमन्यते ।
लोकास्तेजोमयास्तस्य कल्पंतेशाश्वतादिवि ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि यानसंधिपर्वणि विदुरवाक्ये गुर्जरभाषायां त्रिषष्ठितमोऽध्यायः ॥६३॥

विदुरउवाच ॥ शकुनीनामिहार्थाय पाशंभूमावयोजयत् ।
कश्चिच्छाकुनिकस्तात पूर्वेषामितिशुश्रुम ॥१॥

વિદુર કહેછે—હે પિતારૂપ જ્યેષ્ઠ બંધુ, પ્રાચીન પુરૂષોના મુખથી અમે જે આખ્યાયિકા સાંભળી છે, તે કહું તે સાંભળો-કોઇએક પારધિ પક્ષિ-યોને પકડવા સારૂ પૃથ્વી ઉપર જાળ પાથરી પોતે દૂર ખશી ગયો. તે-વામાં સાથે ફરનાર બે પક્ષિ એકજ વખતે તેમાં બંધાઈ ગયાં, પણ બં-ધનરૂપ તે જાળને લઇ આકાશમાં ઉડયાં; તે જોઇને તે પારધિ, જે જે માર્ગે આકાશમાં તે પક્ષિયો જતાં હતાં, તે તે માર્ગે તેઓને પકડવાના હર્ષથી પૃથ્વી ઉપર દોડવા લાગ્યો. તે જોઈને પોતાના નિત્ય કર્મથી પર-વારેલા કોઇ મુનિ તે પારધિને પૂછવા લાગ્યા કે, હે મૃગને મારનાર પાર-ધિ, આકાશમાં ગયેલાં પક્ષિયોની પાછળ તું પૃથ્વી ઉપર દોડયો જાય છે, તે જોઈ મને મ્હોટું આશ્ચર્ય થાય છે! એવાં મુનિનાં વચન સાંભળી તે પારધિ બોલ્યો કે, હે મુનિ, એ બેઉ એકઠાં મળી ઉડયાં, તેથી મારો પાશ લઈ જાય છે, પણ જતાં જતાં જ્યારે તે બેઉ પરસ્પર વઢશે, ત્યારે મારે વશ થશે. હે રાજા, પારધિ મુનિને કેહેતો હતો તેવામાં મૃત્યુ જેને નજીક આવ્યું હતું એવાં, તે પક્ષિ માંહોમાંહી પરસ્પર એક બીજાને પકડી લ-ડવા લાગ્યાં; તેથી કાળને વશ હોવાને લીધે દુર્બુદ્ધિવાળા તે બેઉ પાશ સુધાં પૃથ્વી ઉપર આવી પડયાં. તે જોઇને પારધિયે તેઓને ખબર ન પડે એ રીતે પાસે આવી ગ્રહણ કરી લીધાં. હે ભરતર્ષભ, એ રીતે પરસ્પર ક-જીયાથી જેમ પક્ષિયો શત્રુને વશ થયાં તેમજ જે જાતિલાઓ ધન વાસ્તે પરસ્પર કલહ કરે છે, તે શત્રુને વશ થાય છે. માટે સંબંધિયોએ તો એક બીજાને સારૂં ભોજન કરાવવું, સારી વાતો કરવી, સારાં પ્રશ્નો પૂછવાં તથા અન્યોઅન્ય મેળાપ લેવો, એ કર્તવ્ય છે, પણ કયારેય વિરોધ કરવો એ ઉચિત નથી. જે પુરૂષ પોતાનો વખત આવ્યે પણ પરસ્પર વિરોધ ન કરતાં વૃદ્ધોને સેવે છે, તેને જેમ સિંહે રક્ષણ કરેલા જંગલને કોઈ પરાભવ કરી શકતું નથી, તેમ કોઇપણ પરાભવ કરી શકતું નથી. હે ભરતર્ષભ, જે પુરૂષ ઘણું ધન સંપાદન કરીને સદૈવ દીનની પેઠે વર્તે છે, તેની લક્ષ્મી શત્રુઓને હાથ જાય છે. હે ધૃતરાષ્ટ્ર, જેમ ઈંધણાં જૂદાં જૂદાં હોયતો ધૂ-ધવ્યા કરે, અને એકઠાં મળેલાં હોયતો પ્રજ્વલિત થઇ પાકાદિ કાર્ય સિદ્ધ કરે; તેમ સંબંધિયો પણ એકઠા મળેલા હોયતો, ધારેલું કાર્ય સિદ્ધ કરે. હે કૌરવો, પૂર્વે મેં બીજું પણ ગંદમાદન પર્વતને વિષે જોએલું વૃત્તાંત હું

કહું છું, તે સાંભળી તમને જે સારૂં લાગે તે કરો. પૂર્વે અમે મંત્ર યંત્રાદિ વિદ્યા તથા ઔષધિના ગુણ દોષ જાણવામાં કુશળ, દેવ સરખા બ્રાહ્મણો સહિત ભીલ લોકોને ભેગા લઇને, ચોતરફથી લતાઓએ વિંટાયલા, પ્રકાશમાન ઔષધિવાળા અને સિદ્ધ તથા ગંધર્વ જેમાં વિહાર કરે છે એવા ગંદમાદન નામના ઉત્તર ગિરિ પ્રત્યે ગયા; ને ત્યાં જોયું તો પાણિવગરની તથા પડી જવાય એવી તેની વિષમ ટોચ ઉપર સર્પોએ રક્ષણ કરેલું કુબેરને અત્યંત પ્રિય તથા મધુર એવું સુવર્ણ માક્ષિક ઘડા જેટલું હતું; ને જેને સેવવાથી મનુષ્ય અમર થાય, ચક્ષુ રહિત ચક્ષુવાળો થાય તથા વૃદ્ધ હોય તે તરૂણ થાય, એ તેના ગુણ અમારી સાથે ઔષધિના ગુણદોષને જાણનાર બ્રાહ્મણો હતા તેણે કહ્યા. હે મહિપતિ, ત્યારે તે સાંભળી અમારી ભેગા આવેલા તે ભીલ લોકો, સર્પ સહિત ત્યાં તે વિષમ ટોચ ઉપર સર્પોએ રક્ષા કરેલી તે સુવર્ણ માક્ષિકની આશાથી ગયા ને નાશ પામ્યા. તેમજ હે રાજન, આ તમારો પુત્ર પણ એકલો પૃથ્વીના રાજ્યને ઇચ્છેછે, તે અત્યંત મોહથી સુખરૂપ મધુરતાને દેખે છે, પણ પોતાના નાશને દેખતો નથી! વળી આ તમારો પુત્ર દુર્યોધન સંગ્રામમાં અર્જુન સાથે યુદ્ધ કરવાનું મન કરે છે, પણ હું તો તેના સરખું પરાક્રમ કે તેજ આનું દેખતો નથી! અરે! જે એકલા અર્જુને રથમાં બેશી સમગ્ર પૃથ્વી જીતી, વળી વિરાટના ગોગ્રહ યુદ્ધ વિષેથી ભીષ્મ તથા દ્રોણ વિગરે સારી રીતે યુદ્ધ કરનારાઓ પણ જેથી ત્રાસ પામી ભાગી ગયા હતા, તેનું બળ તમારે હવે શું જોવું છે! ને કર્ણાદિ તમારા હુકમનીજ વાટ જોઈ બેઠા છે! અરે! દ્રુપદ, મત્સ્યરાજા તથા અત્યંત ક્રોધ પામેલો અર્જુન સંગ્રામમાં, વાયુયુક્ત અગ્નિની પેઠે તમારી સેનામાંના કોઇને પણ અવશેષ રહેવા દેશે નહીં. માટે હે ધૃતરાષ્ટ્ર, યુધિષ્ઠિર રાજાને ખોળામાં લ્યો, કારણ યુદ્ધ કરનાર બેઉનો યુદ્ધ વિષે કંઇ જય થતો નથી; માટે વિચારોતો એમાંથી એકનો પણ નાશ થશે એપણ તમારોજ નાશ છે.

अंकेकुरुष्वराजानं धृतराष्ट्रयुधिष्ठिरं ।
युद्ध्यतोर्हिद्वयोर्युद्धे नैकांतेनभवेज्जयः ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि यानसंधिपर्वणि विदुरवाक्ये गुर्जरभाषायां चतुःषष्ठितमोऽध्यायः ॥६४॥

धृतराष्ट्रउवाच ॥ दुर्योधनविजानीहि यत्त्वांवक्ष्यामिपुत्रक ।
उत्पथंमन्यसेमार्गं मनभिज्ञइवाध्वगः ॥१॥

ધૃતરાષ્ટ્ર કહે છે—હે દુર્યોધન, હે પુત્ર, જેમ રસ્તો ન જાણનાર વટેમાર્ગુ આડા માર્ગને આ માર્ગ છે એમ માને, તેમ તું આડા માર્ગને માર્ગ છે એમ માને છે તે એ કે, લોકને ધારણ કરનાર પંચ મહાભૂત સરખા પાંચ પાંડવોના તેજને હરણ કરવાને ઇચ્છે છે; પણ હું તો એમ માનું છું કે, તું મૂવા વગર પરમ ધર્મ વિષે રહેલા કુંતીના પુત્ર યુધિષ્ઠિરને પણ જીતવા સમર્થ નથી! અરે! જેમ વૃક્ષ મહાવાયુનો તિરસ્કાર કરે, તેમ તું જેના સરખો બળ વિષે બીજો કોઈ પણ નથી તથા રણસંગ્રામમાં કાળરૂપ કુંતીના પુત્ર ભીમનો તિરસ્કાર કરે છે! અરે દુષ્ટ! જેમ પર્વત માત્રમાં મેરૂ શ્રેષ્ઠ છે, તેમ શસ્ત્ર ધારણ કરનારાઓમાં ગાંડીવ ધનુષ ધારણ કરનાર અર્જુન શ્રેષ્ઠ છે, માટે તેની સામે સંગ્રામમાં કોણ બુદ્ધિમાન્ પુરૂષ યુદ્ધ કરે! અરે પાપરૂપ! ઇંદ્રની પેઠે શત્રુના મધ્યમાં બાણ મૂકનાર પાંચાળ દેશના રાજા ધૃષ્ટદ્યુમ્ન, કેને મારયા વગર મૂકશે?! વળી અંધક તથા વૃષ્ણિ કુળમાં માનવા લાયક, કોઇથી પણ જેના બળનું સહન થઇ શકે નહીં એવા અને પાંડવોના હિતમાં તત્પર સાત્યકિ તમારી સેનાને નાશ કરશે! રે અધમ પુત્ર! જેના સરખો ત્રણ લોકમાં બીજો કોઈ પણ પુરૂષ નથી એવા તક્ષ કમળ સરખાં નેત્રવાળા તે શ્રીકૃષ્ણ સામે બુદ્ધિમાન્ પુરૂષ કોણ યુદ્ધ કરે! જે પોતાની સ્ત્રિયો, પોતાના જાતિલા, બાંધવ, આત્મા તથા પૃથ્વી કરતાં પણ અર્જુનને અધિક જાણે છે, કોઇથી સહન થાય નહીં એવા, તે વાસુદેવ ભગવાન્ પણ પાંડવની તરફ છે, માટે તેના સૈન્યને પૃથ્વી પણ સહન નહીં કરી શકે. માટે હે તાત, આપણા અર્થની વાત કરનાર તથા હિતને ઇચ્છનાર સત્પુરૂષોનાં વાક્યને અનુસર; અને શંતનુના પુત્ર વૃદ્ધ પિતામહ ભીષ્મનાં વાક્યને પણ ગ્રહણ કર. અને વારંવાર બોલતો એવો હું તેનાં વચન પણ માન્ય કર; ને કૌરવનું રૂડું ઇચ્છનાર દ્રોણ, કૃપ, વિકર્ણ તથા મહારાજ બાહ્લિકના કહ્યા પ્રમાણે પણ ચાલ. કારણ તે બધા ધર્મ જાણનાર તથા મારા સરખોજ તારે વિષે જેમને સ્નેહ છે એવા છે; માટે જે રીતે મને માને છે તેજ રીતે તેમને પણ તું માનવા લાયક છે. વળી વિરાટ નગરમાં ભાઇયો સહિત ગાયોને આગળ દોડતી મૂકીને ત્રાસ પામેલું તારૂં સૈન્ય વિખરાઈ ગયું હતું, અને બીજું પણ તેજ શેહેરમાં અત્યંત આશ્ચર્યરૂપ અર્જુનનું કર્મ સંભળાય છે જે ઘણા

સાથે એકે યુદ્ધ કરવું! આપણે જીતશું નહીં તે વિષે એપણ નિશાની ખરેખરી મજબૂત છે! એ રીતે એકલા અર્જુને જ્યારે કરવું હતું, ત્યારે તે સર્વ મળીને મ્હોટું પરાક્રમ કરે તેમાં શુંજ કેહેવું! માટે સગા ભાઈયો સરખા તેમને જાણ, અને અર્ધું રાજ્ય આપી તેમની સંભાવના કર.

अर्जुनस्तत्तथाकार्षीत् किंपुनःसर्वएवते ।
सभ्रातॄनभिजानीहि नृत्यातंप्रतिपादय ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि यानसंधिपर्वणि धृतराष्ट्रवाक्ये गुर्जरभाषायां पंचषष्ठितमोऽध्यायः ॥ ६५ ॥

---

**वैशंपायनउवाच** एवमुक्त्वामहाप्राज्ञो धृतराष्ट्रःसुयोधनं ।
पुनरेवमहाभागः संजयंपर्यपृच्छत ॥ १ ॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય, એ રીતે મ્હોટા ભાગ્યવાળા મહાપ્રાજ્ઞ ધૃતરાષ્ટ્ર, દુર્યોધનને કહી ફરીથી સંજયને પૂછવા લાગ્યા કે, હે સંજય, વાસુદેવ ભગવાન્ કહી રહ્યા પછી, ત્યાં અર્જુને જે કહ્યું હોય તે પણ મને કેહે! કારણ તેનાં વચન સાંભળવાનો મને ઘણો ઉત્સાહ છે. એવાં ધૃતરાષ્ટ્રનાં વચન સાંભળી સંજય બોલ્યો કે હે ધૃતરાષ્ટ્ર, વાસુદેવનાં વચન સાંભળી તેની સમક્ષ કોઇથી સહન થાય નહીં એવા કુંતિના પુત્ર અર્જુને કહ્યું કે, હે સંજય, શંતનુના પુત્ર પિતામહ ભીષ્મ, ધૃતરાષ્ટ્ર, દ્રોણ, કૃપ, કર્ણ, ચિત્રસેન, જયત્સેન, અવંતિપુરીના રાજા વિંદ ને અનુવિંદ, દુર્મુખ, કોઇથી સહન થાય નહીં એવો સિંધુ દેશનો જયદ્રથ રાજા, ભૂરિશ્રવા, ભગદત્ત રાજા, જળસંધ રાજા તથા બીજાઓને પણ યુદ્ધમાં કૌરવોનું પ્રિય કરવા સારૂ તથા પાંડવરૂપી અગ્નિમાં હોમવાને જેમને દુર્યોધને બોલાવેલા છે તે બધાને ઘટતી રીતે મારાં વચનથી વંદન તથા કુશળ પૂછી, રાજાઓના મધ્યમાં, પાપ કરનારાઓમાં મુખ્ય, ક્રોધિ, દુર્બુદ્ધિ, પાપરૂપ તથા અત્યંત લોભિ અમાત્ય સહિત બેઠેલા ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધનને આ મારૂં વચન સંભળાવજે. એમ મને કહી ભગવાન સામુ જોઇ, અંતભાગમાં લાલ એવાં વિસ્તીર્ણ નેત્રવાળા બુદ્ધિમાન્ અર્જુને કહ્યું કે, હે સંજય, મધુકુળમાં શ્રેષ્ઠ તથા મહાત્મા વાસુદેવનું વચન જે રીતે સાંભળ્યું તેજ રીતે મારૂં પણ વચન મળેલા સર્વ રાજાઓની વચમાં કેહેજે; અને વળી કેહેજે

કે, બાણોને પરસ્પર અફડાવાથી થયેલા અગ્નિનાં ધુમાડાવાળા, અને રથની નેમિના શબ્દરૂપિ મંત્રવાળા, સંગ્રામરૂપિ યજ્ઞમાં અસ્ત્રબળથી ચાલતા ધનુષરૂપિ શરવાયે કરી કૌરવરૂપિ પશુનો હોમ ન થાય, તે રીતે આદરથી બધા યત્ન કરજો. ને શત્રુને મારનાર યુધિષ્ઠિર રાજાનો ઈચ્છિત ભાગ જલદી આપો નહીં તો, ઘોડા, હાથી તથા પાયદળ સહિત, તમોને તીક્ષ્ણ બાણોથી અમંગળરૂપ દક્ષિણદિશા પ્રત્યે મોકલી દઇશ. તે સાંભળી હે દેવ સરખી કાંતિવાળા, અર્જુનની આજ્ઞા માગી તથા ચાર ભુજાવાળા શ્રીકૃષ્ણને નમસ્કાર કરી, ઉતાવળો હું મ્હોટાં વચન કેહેવા સારૂ તમારી પાસે આવ્યો.

ततोहमामंत्र्यतदाधनंजयं चतुर्भुजंचैवनमस्यसत्वरः ।
जवेनसंप्राप्तइहामरद्युते तवांतिकंप्रापयितुंवचोमहत् ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि यानसंधिपर्वणि संजयवाक्ये गुर्जरभाषायां षट्षष्टितमोऽध्यायः ॥६६॥

---

**वैशंपायनउवाच** ॥ दुर्योधनेधार्त्तराष्ट्रे तद्वचोनाभिनंदति ।
तूष्णींभूतेषुसर्वेषु समुत्तस्थुर्नरर्षभाः ॥१॥

વૈશંપાયન કહેછે—હે જનમેજય, એવાં સંજયનાં વચન સાંભળી દુર્યોધને તો કંઇપણ ગણકાર્યું પણ નહીં, અને બીજાપણ કોઈ કંઈ બોલ્યા નહીં, એટલે બધા રાજાઓ ઉઠી નિકળ્યા અને સભા બરખાસ્ત થઈ, તે વખતે મનુષ્ય વગરની સભામાં પુત્રને વશ થયેલો તેથી તેના જયની ઇચ્છા રાખતો ધૃતરાષ્ટ્ર, પોતાનાઓનો, મધ્યસ્થોનો તથા પાંડવોનો શો નિશ્ચય છે એમ જાણવાની ઇચ્છાથી સંજય પ્રતિ પૂછવા લાગ્યો કે, હે ગવલ્ગના પુત્ર, અહિ અમારિ તથા પાંડવોની સેનામાં શું સારૂં છે! અને શું ખરાબ છે! અને આ સંગ્રામમાં યુદ્ધ કરવા કેટલા ઇચ્છતા નથી તે બધું તું સારી રીતે જાણે છે વાસ્તે અમને અથ ઇતિ કહે. વળી તું ધર્મ અને અર્થમાં નિપુણ છે, તેમ સઉના નિશ્ચયને પણ જાણે છે. એવાં ધૃતરાષ્ટ્રનાં વચન સાંભળી સંજયે કહ્યું કે, હે રાજન, અહીં હું તમારી પાસે બીજાં મનુષ્ય વગર કયારેય કંઈપણ નહીં કહું, કારણ તેમ કેહેવાથી તમોને મારી ઉપર દોષબુદ્ધિ આવે, અને કોઈ વિવેકિ મધ્યસ્થ હોયતો તેમ ન થાય. માટે મ્હોટા વ્રતવાળા પિતા વ્યાસજીને તથા તમારી સ્ત્રી ગાંધારીને અહિ પાસે બોલાવો. એમ સંજયે કહ્યું, ત્યારે ધૃતરાષ્ટ્રે વિદુરને કહ્યું કે, બેઉને બોલાવી લાવ; તે

સાંભળી વિદુરજી તેમને લઇ આવ્યા, એટલે વ્યાસ તથા ગાંધારી બેઉ ત્યાં સભામાં આવ્યાં. તે વખતે મહાપ્રાજ્ઞ વ્યાસજી સંજયનું તથા ધૃતરાષ્ટ્રનું મત જાણી પાસે આવી કહેવા લાગ્યા કે, હે સંજય, તું આ ધૃતરાષ્ટ્ર જેટલું પૂછે તે બધું કહે. વળી વાસુદેવ તથા અર્જુન વિષે રહેલું જે કંઇ સામર્થ્યાદિક જાણતો હોય તેપણ યથાર્થ કહે.

संपृच्छतेधृतराष्ट्रायसंजय आचक्ष्वसर्वंयावदेषोनुयुंक्ते ।

सर्वंयावद्वेत्थतस्मिन्यथावद्या यातथ्यंवासुदेवेर्जुनेच ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि यानसंधिपर्वणि व्यासगांधार्यागमने गुर्जरभाषायां सप्तषष्टितमोऽध्यायः ॥६७॥

---

**संजयउवाच ॥** अर्जुनोवासुदेवश्च धन्विनौपरमार्चितौ ।

कामादन्यत्रसंभूतौ सर्वभावायसंमतौ ॥ १ ॥

સંજય કહે છે-ધનુષ ધારણ કરનાર, શ્રેષ્ઠ પુરૂષોએ પૂજા કરેલા, લોકના અનુગ્રહ વાસ્તે ઇચ્છાથી આવિર્ભાવ છે જેનો એવા અર્જુન તથા વાસુદેવ બેઉ સાક્ષાત્બ્રહ્મરૂપ છે; પાંચ હાથનો તો જેનો મધ્ય ભાગ છે, ઇચ્છિતરૂપ ધારણ કરનારૂં, કૌરવોના સંહારમાં ચતુર, તેજના પુંજથી શોભિતું તથા પાંડવોનું અત્યંત સંમત એવું જે શૂરવીર વાસુદેવનું ચક્ર નામનું આયુધ અકળિતરૂપે કરી વર્તે છે, તે ઉપરથી તેમનું સારાસાર બળ તમો જાણો. વળી જે મહાબળવાન માધવે ભયંકર રૂપવાળા એવા, નરકાસુર, શંબરાસુર, કંસ તથા શિશુપાળને, જાણે ક્રીડા કરતા હોય નહીં તેમ જીત્યા. માટે હું તો એમ જાણું છું કે, શ્રેષ્ઠરૂપ જેનું એવા, ઐશ્વર્યવાન પુરૂષોત્તમ સંકલ્પ માત્રે કરીનેજ પૃથ્વી, અંતરિક્ષ તથા સ્વર્ગને વશ કરે. હે રાજન, પાંડવો સંબંધિ સારાસાર બળ જાણવા વાસ્તે વારંવાર જે તું પૂછે છે, તે હું સંક્ષેપથી કહું છું, સાંભળ. એક બાજુ સમગ્ર જગત, અને એક બાજુ જનાર્દન ભગવાન, તેમાં ખરૂં જોતાં બળમાં સમગ્ર જગતથી વાસુદેવ અધિક, કારણ તે જનાર્દન ભગવાન સંકલ્પ માત્રે કરી સમગ્ર જગતને બાળી ભસ્મ કરી નાંખે; પણ સમગ્ર જગત કંઈ જનાર્દન ભગવાનને બાળી શકે નહીં. જે ઠેકાણે સત્ય, ધર્મ લજ્જા તથા સરલતા છે, તે ઠેકાણે ગોવિંદ ભગવાન રહે છે, ને જ્યાં તે રહે ત્યાં જયજ થાય. જે સર્વના અંતરાત્મા જનાર્દન પુરૂષોત્તમ, પૃથ્વી, અં-

તરિક્ષ તથા સ્વર્ગને અલ્લાયમાન કરે છે, તે ભગવાન્ પાંડવોને મિષે કરી લોકને મોહ પમાડતા હોય નહીં! તેની પેઠે, અધર્મમાં તત્પર તથા મૂઢ એવા તમારા પુત્રોને બાળવાને ઇચ્છે છે. જે કેશવ ભગવાન્, કાળચક્ર, જગત્ચક્ર તથા યુગચક્રને પણ પોતાના આત્મયોગે કરી નિરંતર પ્રવર્તાવે છે. ને કાળમૃત્યુ તથા સ્થાવર જંગમાત્મક જગતના પણ તે એક ભગવાનજ ઇશ છે, એ હું તમોને સત્ય કહું છું. એ મહાયોગી હરિભગવાન્ સર્વ જગતના ઇશ્વર છે, તોયપણ ધાન્યાદિકની વૃદ્ધિને ઇચ્છનાર ખેડૂત જેમ કર્મમાં પ્રવર્તે, તેમ પોતે કર્મ કરવા પ્રવર્તે છે. આ રીતે કેશવ ભગવાન્ માયા યોગવડે લોકોને છેતરે છે; માટે જે મનુષ્યો તેનેજ શરણે જાય તે મોહ ન પામે.

तेनवंचयतेल्लोकान् मायायोगेनकेशवः ।
येतमेवप्रपद्यंते नतेमुह्यंतिमानवाः ॥

इति श्रीमहाभारते उद्योगपर्वाणि यानसंधिपर्वाणि संजयवाक्ये गुर्जरभाषायां अष्टषष्टितमोऽध्यायः ॥६८॥

---

**धृतराष्ट्रउवाच** ॥ कथंत्वंमाधवंवेत्थ सर्वलोकमहेश्वरं ।
कथमेनंनवेदाहं तन्ममाचक्ष्वसंजय ॥१॥

ધૃતરાષ્ટ્ર કહે છે–હે સંજય, તું કયા સાધનથી માધવ ભગવાનને આ સર્વ લોકના મહેશ્વર છે, એમ જાણે છે, ને હું શાથી નથી જાણતો તે તું કહે! એવાં ધૃતરાષ્ટ્રનાં વચન સાંભળી સંજય કેહેવા લાગ્યો કે, હે રાજન્, તમારા પ્રશ્નનો ઉત્તર કહું તે સાંભળો, મારે વિષે જ્ઞાન છે, તેથી હું ભગવાનને જાણું છું. અને તમારે વિષે તે નથી તેથી તમે નથી જાણતા, કારણ જ્ઞાનહીન પુરૂષ પોતા વિષે રહેલા અજ્ઞાનથી કેશવ ભગવાનને નથી જાણતો. હે તાત, એ રીતે અજ્ઞાનને ટાળનારી વિદ્યાએ કરી, આકાશાદિક ભૂતોની ઉત્પત્તિ તથા લય કરનાર, વિશ્વના કર્ત્તા, નિત્ય સિદ્ધ તથા ત્રણે યુગમાં વર્તનાર, મધુસૂદન ભગવાનને હું જાણું છું. એવાં સંજયનાં વચન સાંભળી વળી ધૃતરાષ્ટ્રે પૂછ્યું કે, હે ગવલ્ગના પુત્ર, જે ભક્તિથી ત્રણે યુગમાં વર્તમાન મધુસૂદન ભગવાનને તું જાણે છે, તે ભક્તિ કેવી રીતની છે તે કહે? એવાં ધૃતરાષ્ટ્રનાં વચન સાંભળી સંજયે કહ્યું કે, હે ધૃતરાષ્ટ્ર, તારૂં કલ્યાણ થાઓ, હું માયાને સેવતો નથી, ને ભગવાનને અર્પણ કર્યા વગર કોઈપણ ધર્મને આચરતો નથી; અને કામ ક્રોધનો ત્યાગ કરી શુદ્ધ

ભાવને પ્રાપ્ત થઊં છું, એવી ભક્તિથી શાસ્ત્રદ્વારા ભગવાનને જાણું છું. એવાં સંજયનાં વચન સાંભળી ધૃતરાષ્ટ્રે દુર્યોધન પ્રતિ કહ્યું કે, હે તાત, હે દુર્યોધન, સંજય આપણો હિતેચ્છુ છે તેથી તે સત્ય કહેછે, માટે ઋષિકેશ તથા જનાર્દન એવા કેશવ ભગવાનની પાસે જઈ તેને શરણે થા. એવાં ધૃતરાષ્ટ્રનાં વચન સાંભળી દુર્યોધને કહ્યું કે, દેવકીના પુત્ર કેશવ ભગવાન્ અર્જુન વિષે સખાપણું રાખે છે, વાસ્તે કદિ લોકને મારી નાખશે તોયપણ, હવે હું એમની પાસે નહીં જાઊં. એવાં દુર્યોધનનાં વચન સાંભળી ધૃતરાષ્ટ્રે પોતાની સ્ત્રી ગાંધારી પ્રત્યે કહ્યું કે, હે ગાંધારી, દુર્બુદ્ધિવાળો, ઈર્ષે, કમાની તથા સત્પુરૂષોનાં વચનને અતિક્રમણ કરનાર આ તારો પુત્ર નરકમાં જાય છે. એવાં ધૃતરાષ્ટ્રનાં વચન સાંભળી ગાંધારીએ પણ દુર્યોધનને કહ્યું કે, હે ઐશ્વર્યની કામના કરનાર, હે દુષ્ટબુદ્ધિ, હે વૃદ્ધની આજ્ઞા ભંગ કરનાર, હે બાળબુદ્ધિ, ઐશ્વર્યને, જીવિતને, મને તથા પિતાને પણ મૂકી, દુષ્ટબુદ્ધિવાળાને હર્ષ વધારતો, અને મને શોક વધારતો, ભીમસેનથી જ્યારે મરણ પામીશ ત્યારે પિતાનાં વચન યાદ કરીશ! એ રીતે ગાંધારીએ દુર્યોધનને કહ્યા પછી વ્યાસજી ધૃતરાષ્ટ્ર પ્રત્યે કેહેવા લાગ્યા કે,–હે રાજન્, હે ધૃતરાષ્ટ્ર, હું કહું તે સાંભળ, કલ્યાણમાં તારી યોજના કરે એવો તારો સંજય સરખો દૂત છે, તેથી તું શ્રીકૃષ્ણને પ્રિય છે, ને આ સંજય તે પુરાણપુરૂષ ઋષીકેશને જાણે પણ છે, માટે તમોને મ્હોટા ભયથી મૂકાવશે, હે વિચિત્રવિર્યના પુત્ર, જે કેવળ પોતાને ધને કરી સંતુષ્ટ નથી થતા, અને પારકા ધનને ઇચ્છેછે, કામાદિક પાશથી બંધાયલા તે મુઢ પુરૂષો, આંધળાએ દોરેલા આંધળા જેમ પોતાના કર્મે કરી ખાડાઓમાં પડે, તેમ યમ રાજાને વશ થઇ વારંવાર નરકમાં પડે છે. જે માર્ગે વિદ્વાન્ પુરૂષો જાય છે, તે આ જ્ઞાન માર્ગજ એક બ્રહ્મને પમાડનાર છે. જેને જાણી પુરૂષ મૃત્યુને અતિક્રમણ કરે છે; માટે મ્હોટા પુરૂષ અસન્માર્ગમાં જોડાતા નથી. એવાં વ્યાસજીનાં વચન સાંભળી વળી ધૃતરાષ્ટ્રે સંજયને પૂછ્યું કે, હે–સંજય, જેણે કરી ભગવાન્ પાસે જઇ ઉત્તમ સિદ્ધિને પામું એવો મને નિર્ભય માર્ગ બતાવ. એવાં ધૃતરાષ્ટ્રનાં વચન સાંભળી સંજયે કહ્યું કે, જેણે મન નથી જીત્યું એવો પુરૂષ ઇંદ્રિયોને નિયમમાં રાખનાર જનાર્દન ભગવાનને કયારેય જાણતો નથી, કારણ ઇંદ્રિયોનો નિગ્રહ કર્યા વિના પરમાત્માને જાણવાનો બીજો એકે ઉપાય નથી. ખ્હેંકી ગયેલી ઇંદ્રિયોની કામનાનો સાવધાનપણાથી ત્યાગ, અપ્રમાદ તથા અહિંસા, એ

જ્ઞાન થવાનાં કારણ છે, એમાં સંશય નહીં. માટે હે રાજન્, સાવધાન થઈ ઇંદ્રિયોને નિયમમાં રાખવા તત્પર થા, અને તારી બુદ્ધિ તત્વથી ભ્રષ્ટ ન થવા ચોતરફથી તેને નિયમમાં રાખ, વળી બ્રહ્મનિષ્ટ પુરૂષો મન સહિત ઇંદ્રિયોના નિગ્રહનેજ જ્ઞાન અને બુદ્ધિમાન્ પુરૂષો જે રસ્તે જાય તેજ માર્ગ, એમ કહે છે. હે રાજન્, અજીતેંદ્રિય મનુષ્યોને કેશવ ભગવાન્ પ્રાપ્ત થતા નથી, પણ શાસ્ત્ર જાણવાથી તથા ચિત્તવૃત્તિ રૂંધવાથી ઇશ્વિર પોતાનું યથાર્થ સ્વરૂપ જણાવે છે.

अप्राप्यःकेशवोराजान्निंद्रियैरजितैर्नृभिः ।
आगमधिगमाद्योगा द्वशीतत्वेप्रसीदति ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि यानसंधिपर्वणि संजयवाक्ये गुर्जरभाषायां ऊनसप्ततितमोऽध्यायः ॥६९॥



धृतराष्ट्रउवाच भूयोमेपुंडरीकाक्षं संजयाचक्ष्वपृच्छतः ।
नामकर्मार्थवित्तात प्राप्नुयांपुरुषोत्तमं ॥१॥

ધૃતરાષ્ટ્ર કેહે છે—હે સંજય, હે તાત, હું પૂછું છું કે, ભગવાનનાં વાસુદેવાદિક નામ કેમ પડ્યાં તે કહે? કારણ એનાં નામ કર્મના પ્રયોજનને જાણી, હું તે પુરૂષોત્તમને પામું. એવાં ધૃતરાષ્ટ્રનાં વચન સાંભળી સંજયે કહ્યું કે, હે ધૃતરાષ્ટ્ર, વાસ્તવતો કેશવ ભગવાન્ વાણીના અગોચર છે, તથાપિ મેં જેટલું એના નામનું શુભ વ્યાખ્યાન સાંભળ્યું છે તેટલું કહું છું. સમગ્ર જગતને આચ્છાદન કરે છે, એટલે માયાએ કરી ઢાંકી દે છે, તથા પ્રકાશમાન છે, તેથી વા સમગ્ર જગતને સ્તંભન કરનાર છે, તથા દ્યોતમાન છે માટે, વા સમગ્ર જગત્ એને વિષે વસે છે, અને દિવ્ય છે વાસ્તે, અથવા સર્વ ઇંદ્રિયોરૂપિ દેવતાઓ એને વિષે વસે છે, એ કારણથી કેશવ ભગવાન્ "વાસુદેવ" કેહેવાય છે. સર્વ જગત્માં વ્યાપ્ત છે, માટે "વિષ્ણુ" કેહેવાય છે. હે ભારત, શાસ્ત્ર અને યુક્તિથી તત્વને જાણવારૂપ મૌન કર્મ ધ્યાન તથા ચિત્ત વૃત્તિનો રોધ, એટલાં સાધનવડે, પોતાની ઉપાધિરૂપ બુદ્ધિ વૃત્તિને દૂર કરવાથી "માધવ" કેહેવાય છે. મધુ દૈત્યને મારવાથી અથવા પૃથ્વીઆદિ ચોવિશ તત્વનું નામ મધુ છે, તેનો સંહાર કરવાથી, ભગવાનનું નામ "મધુહા" કેહેવાય છે. કૃષ ધાતુનો સત્તારૂપ અર્થ થાય છે,

અને ણકાર સુખનો વાચક છે, એ બેય ધાતવર્થના યોગથી સદાનંદરૂપ વિષ્ણુ-નું નામ "કૃષ્ણ" પડ્યું છે. હૃદયરૂપિ પુંડરીક એટલે કમળ તેને વિષે પોતે રહે છે, તોપણ તેના જરા નાશાદિક ધર્મનો પોતાને સ્પર્શ નથી થતો, તેથી તે "પુંડરીકાક્ષ" કેહેવાય છે. ચોરી કરનાર મનુષ્યોને પીડે છે, તેથી ભગવાન જનાર્દન કેહેવાય છે. ત્રણે કાળમાં વિદ્યમાન હોવાથી સત્વત તથા સાત્વત કેહેવાય છે, અને વેદથી જાણવામાં આવે છે, તેથી "વૃષભેક્ષણ" કેહેવાય છે. સેનાને જીતનાર શ્રીકૃષ્ણ ઉત્પન્ન નથી થતા, તેથી "અજ" એવે નામે વિખ્યાત થયા છે. પોતે સ્વપ્રકાશ હોવાથી ઇંદ્રિયોના મધ્યમાં ઉત્કર્ષતાથી પ્રકાશે છે, તથા દમવાન છે તેથી "દામોદર" નામ થયું. સુખરૂપ તથા ઐશ્વર્યવાન હોવાથી "ઋષિકેશ" કેહેવાય છે, એ હાથે કરી દ્યાવા પૃ-થ્વીને ધારણ કરે છે તેથી તે મહાબાહુ કેહેવાયા. ક્યારેય નીચે ક્ષય ન થાય એટલે હમેશ ઉર્ધ્વરૂપ રહે, અર્થાત્ સંસાર ધર્મ જેને સ્પર્શ નથી ક-રતા, તેથી "અધોક્ષય" નામે ઓળખાય છે. નર એટલે મનુષ્યોમાં રહ્યા છે, માટે નારાયણ નામ છે. પોતે બધે ભરપુર છે ને સર્વ પોતા વિષે રહ્યું છે તથા ઉત્તમ છે વાસ્તે "પુરૂષોત્તમ" એ નામથી વિખ્યાત છે. કાર્ય તથા કારણનું ઉત્પત્તિ અને પ્રલય સ્થાન હોવાથી તથા હમેશ સર્વ ચીજનું જ્ઞાન કાયમ રેહેવાથી "સર્વ" એવું એનું નામ છે. એ શ્રીકૃષ્ણ સત્ય વિષે રહ્યા છે તથા સત્ય એને વિષે રહ્યું છે તથા સત્યથી પણ પોતે સત્ય છે તેથી "સત્ય" એપણ તે ગોવિંદ ભગવાનનું નામ છે. તેજ દેવ ગતિ કરવાથી "વિષ્ણુ" કેહેવાય છે, અને જય કરવાથી જિષ્ણુ નામ થયું છે; અને હમેશ પોતે વિદ્યમાન છે તેથી "અનંત" કેહેવાય છે. ઇંદ્રિયોને જાણવાથી, "ગો-વિંદ" એવું નામ છે, તે મિથ્યાભૂત જગતને પોતાની સત્તાથી સાચ સર-ખું કરીને મોહ કરે છે. એવા નિરંતર ધર્માચરણ કરનાર મધુસૂદન તથા મહાબાહુ અચ્યુત ભગવાન "કૈરવોનો ક્ષય માં થાઓ" એમ જાણી કૃપા કરવા સારૂ જરૂર અહિં આવશે.

एवंविधोधर्मनित्यो भगवान्मधुसुदनः ।
आगंताहिमहाबाहु रानृशंस्यार्थमच्युतः ।

इति श्रीमहाभारते उद्योगपर्वणि यानसंधिपर्वणि संजयवाक्ये गुर्जरभाषायां सप्ततितमोऽध्यायः ॥७०॥

---

**धृतराष्ट्रउवाच** ॥ चक्षुष्मतांवैस्पृहयामिसंजय द्रक्ष्यंतियेवासुदेवंसमीपे ।
विभ्राजमानंवपुषापरेण प्रकाशमानंप्रदिशोदिशश्च ॥१॥

ધૃતરાષ્ટ્ર કહે છે–હે સંજય, જેઓ ચેતનરૂપે શોભાયમાન અને દશે દિશાઓને પ્રકાશ કરતા વાસુદેવને સમીપમાં દેખશે, તે નેત્રવાળાઓના ભાગ્ય વાસ્તે હું તેને ઇચ્છુંછું. એ વાસુદેવ ભગવાન્ અમારી સભામાં આવી, સંજયોનાં કલ્યાણ કરનારી, પૂજવા લાયક, ઐશ્વર્યને ઇચ્છતા પુરૂષોએ ગ્રહણ કરવા લાયક અને પ્રશંસા કરવા યોગ્ય એવી પાંડવોની વાણિ જ્યારે કહી દેખાડશે; ત્યારે યાદવોમાં શ્રેષ્ઠ શૂરવીર, દ્વેષિઓના યશને ટાળતા, શત્રુઓને ક્ષોભ પમાડનાર તથા હણનાર, શત્રુઓના યશને નાશ કરનાર, એવા મહાત્મા વાસુદેવને કૌરવો પણ દેખશે! એવા શત્રુને હણનાર, સુંદર વાણિનો ઉચ્ચાર કરતા, યાદવમાં શ્રેષ્ઠ તથા મારા કૌરવોને મોહ પમાડતા, આત્માને જાણનાર મુખ્ય નારાયણ, અત્યંત, સનાતન, યોગમુદ્રા સહિત, યતિયોને કળાશની પેઠે કર ગ્રાહ્ય, મર્યાદા પાળનાર, ગરૂડરૂપ રૂડાપક્ષવાળા, પ્રજાનો સંહાર કરનાર, જેને વિષે જગત્ રહ્યું છે, જેને હજારો મસ્તક છે, પુરાણ પુરૂષ, જેનો આદિ, મધ્ય તથા અંત નથી, અનંત કીર્ત્તિવાળા, કર્મજન્ય પૂણ્યાદિકના ફળદાતા, જેનો જન્મ નથી, નિત્ય તથા પરના પણ પર એવા તે વાસુદેવને હું શરણે જાઊં છું. વળી ત્રિલોકીનું નિર્માણ કરનાર, દેવતા, અસુર, નાગ તથા રાક્ષસોના ઉત્પન્ન કરનાર, વિદ્વાન્ રાજાઓમાં મુખ્ય એવા તે શ્રીકૃષ્ણને હું શરણે જાઉ છું.

त्रैलोक्यनिर्माणकरंजनित्रं देवासुराणामथनागरक्षसां ।
नराधिपानांविदुषांप्रधान मिंद्रानुजंतंशरणंप्रपद्ये ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि यानसंधिपर्वणि धृतराष्ट्रवाक्ये गुर्जरभाषायां एकसप्ततितमोऽध्यायः ॥७१॥

॥ समाप्तंचयानसंधिपर्व ॥

---

## ॥ अथभगवद्यानपर्व ॥

**वैशंपायनउवाच** ॥ संजयेप्रतियातेतु धर्मराजोयुधिष्टिरः ।
अभ्यभाषतदाशार्हं मृषभंसर्वसात्वतां ॥१॥

વૈશંપાયન કહે છે—સંજય ગયા પછી ધર્મરાજ યુધિષ્ઠિર, સર્વ યાદવમાં શ્રેષ્ઠ એવા શ્રીકૃષ્ણ પ્રત્યે કહેવા લાગ્યા કે, હે મિત્રવત્સળ, મિત્રોને સહાયતા કરવાનો જે વખત તે આ આવ્યો. પણ જે અમને આપતથી ઉદ્ધાર કરે એવો, તમારા વગર બીજો કોઈ હું જોતો નથી. તેમ હે માધવ, અમો પોતે નિર્ભય થઈ ફોગટ ગર્વવાળા અમાત્ય સહિત ધૃતરાષ્ટ્રના પુત્રની સામે જે ચઢાઇ કરીયે છીયે, તે પણ તમારા આશ્રયથી, હે શત્રુને દમન કરનાર, જેમ સર્વ આપત્ વિષે યાદવોની રક્ષા કરો છો, તેમ પાંડવોની પણ તમારે રક્ષા કરવી જોઇયે; માટે આ મ્હોટા ભયથી અમારી રક્ષા કરો. એવાં યુધિષ્ઠિરનાં વચન સાંભળી શ્રીકૃષ્ણ ભગવાને કહ્યું કે, હે મહાબાહુ, હે ભારત, આ રહ્યો હું સાંભળવા તૈયાર છું, જે ઇચ્છા હોય તે કહો; જેમ કહેશો તેમ હું બધું કરીશ પણ ખરો. એવાં શ્રીકૃષ્ણનાં વચન સાંભળી વળી યુધિષ્ઠિરે કહ્યું કે, હે કૃષ્ણ, પુત્ર સહિત ધૃતરાષ્ટ્રનું ધારેલું સંજયે જેમને કહ્યું તે બધું તમોએ સાંભળ્યું. તેણે જે કહ્યું તેજ ધૃતરાષ્ટ્રનો મત એમાં સંશય નહીં, કારણ ઉત્તમ દૂત સ્વામિનું કહેલુંજ યથાર્થ કહે, અન્યથા કહેતો નાશ પામે. હે કૃષ્ણ, જેની આજ્ઞાથી અમે બાર વર્ષ પર્યંત વનમાં રહ્યા, અને એક વર્ષ છુપો વાસ કરયો, પણ વિષમ બુદ્ધિથી ચાલનાર તે લોભી ધૃતરાષ્ટ્રતો પાપિષ્ટ મનવડે કરી રાજ્ય આપ્યા વગર અમારી સાથે શાંતિ કરવાને ઇચ્છે છે. હે કૃષ્ણ, હે પ્રભો, ચોદમે વર્ષે કરેલા ઠરાવ પ્રમાણે અમારૂં રાજ્ય પાછું ગ્રહણ કરવા અમને ધૃતરાષ્ટ્ર કહેશે! એમ જાણી અમે તો કરેલો વદાડ બરાબર પાળ્યો; એ વાત બ્રાહ્મણો જાણે છે. અને ઘણી ઇચ્છાવાળા ધૃતરાષ્ટ્ર રાજાતો પુત્રની ઇચ્છા પ્રમાણે ચાલી તથા તેને વશ થઈ એની આજ્ઞાને અનુસરે છે, પણ સ્વધર્મ જોતા નથી. હે જનાર્દન, એ રીતે દુર્યોધનના મત પ્રમાણે ચાલનાર, પોતાનું પ્રિય આચરનાર ધૃતરાષ્ટ્ર લોભી થઈ અમારે વિષે ખરાબ રીતે વર્તે છે. હે માધવ, એથી અધિક બીજું દુ:ખ શું! જે હું ત્યાં રહેલી માને તથા વિદુરાદિક મિત્રોને પણ પોષણ કરવા સમર્થ નથી થતો. તેમ હે મધુસૂદન, કાશીરાજા, ચેદિરાજ, પાંચાળ તથા મત્સ્ય સહિત તમે જેના નાથ છો એવો હું તેણે, અવિસ્થળ, વૃકસ્થલ, માકંદી-વારણાવત તથા પાંચમું બીજું કોઇગામ, એ રીતે જેમાં ભેગા નિવાસ કરી રહેવાય એવાં પાંચ ગામ માગ્યાં! વળી ભરત કુળમાં ઉત્પન્ન થયેલા ભીષ્માદિકનો નાશ માં થાઓ, કેમકે તેઓએ પણ અમારે વાસ્તે કહ્યું,

તથાપિ દુષ્ટ બુદ્ધિવાળો ધૃતરાષ્ટ્રનો પુત્ર પોતા વિષે સ્વામિપણું માની તેમને પણ નથી ગાંઠતો, તેથી અધિક બીજુ દુઃખ શું! સત્કુળમાં ઉત્પન્ન થઇ પારકા ધનને ઇચ્છતા વૃદ્ધનો લોભ પ્રજ્ઞાને હણે અને હણાયેલી પ્રજ્ઞાથી લજ્જા નાશ પામે, ને નાશ પામેલી લજ્જા ધર્મનો બાધ કરે, અને બાધ થયેલા ધર્મ લક્ષ્મીને ટાળે, ને ટળેલી લક્ષ્મી પુરૂષને હણે, એટલે નિર્ધનપણું એ પુરૂષનો વધ જાણવો. હે કૃષ્ણ, ફળ ફુલ રહિત વૃક્ષથી જેમ પક્ષિયો પાછાં વળે, તેમ નિર્ધન માણસ પાસેથી જાતિલાઓ, સગા તથા યાચકો પાછા વળે, માટે હે તાત, મરેલા માણસ પાસેથી પ્રાણ જેમ પાછા વળે, તેમ પતીતની પેઠે મારી પાસેથી સંબંધિ આદિ લઇ જે પાછા વળે, એજ મરણ છે! જે ઠેકાણે દરરોજ જમવાના ભોજનની સામગ્રી માત્ર આજ હોય તો પ્રાતઃકાલે ન હોય, એથી બીજી પાપિષ્ટ અવસ્થા કયી! એમ શંબરે કહ્યું છે. "પરમ ધર્મનું કારણ પણ ધનજ છે," એમ વિદ્વાન્ પુરૂષો કહેછે. ને યજ્ઞદાનાદિકપણ બધું ધન વિષે રહ્યું છે, માટે લોકમાં જે ધનવાન છે તેજ જીવે છે! અને નિર્ધન પુરૂષોને તો મરેલા સરખાજ જાણવા. જે પુરૂષો પોતાના બળનો આશ્રય કરી પારકાનું ધન હરે છે, તે પોતાના ધર્મ, અર્થ, કામને તથા પોતાને પણ હણે છે. એ નિર્ધનતારૂપ અવસ્થાને પામી કેટલાક પુરૂષો મરણને વરે છે, કેટલાક શેહેરમાં રેહેનારા કુગ્રામ વાસ કરવા સારૂ જતા રહે છે, કેટલાક વનમાં ભાગી જાય છે, કેટલાક સન્યાસિ થઇને ચાલી નિકળે છે, કેટલાક વિકળ બની જાય છે, કેટલાક શત્રુને વશ થાય છે તથા કેટલાક પારકાઓની ચાકરી કરે છે. એ રીતે ધનહીન થયેલા એ પુરૂષને મરણથી પણ આપત્ અધિક લાગે છે, કારણ જે આપત્ વિષે ધર્મ તથા કામનું નિમિત્ત એવી લક્ષ્મીનો નાશ થાય છે, અને દેહના સ્વભાવથી પ્રાપ્ત થયેલા નિમિત્ત વગરનાં ધર્મકામ સેવ્યા પછી સર્વ ઠેકાણે અનિવાર્ય એવા, ધર્મરૂપ મરણને સર્વ લોકોમાં કોઇ પણ અતિક્રમણ કરી શકતું નથી; એટલે તેમ થયેથી કોઇ રીતે દુઃખ થતું નથી, અને જીવિત પર્યંત ધર્મ કામ સેવાય છે. તેમ હે શ્રીકૃષ્ણ, કલ્યાણરૂપ લક્ષ્મીને પામી, સુખથી વૃદ્ધિ પામેલા પુરૂષ, લક્ષ્મીહીન થયેથી જેવું દુઃખ પામે છે, તેવા દુઃખને, જન્મથી નિર્ધનજ હોય તે નથી પામતો, અને તે પુરૂષ સંપત્કાળમાં પોતાની ખરાબ ચાલથી મ્હોટા દુઃખને પ્રાપ્ત થાય તોય પણ ઇંદ્ર સહિત દેવતાઓને નિંદે, પણ ક્યારેય પોતાના આત્માને નિંદે નહીં, ને એ પુરૂષની ખરાબ ચાલને ટાળવામાં શાસ્ત્રપણ સમર્થ

થાય નહીં. અને તે ચાકરો ઉપર ચીઢાઈ સગાઓને નિંદે, હમેશ ક્રોધ કર્યા કરે, તેથી "આ કરવા લાયક છે ને આ કરવા લાયક નથી" એમ પણ જાણે નહીં, પછી તે મોહવશ થઈ ક્રૂર કર્મનું સેવન કરવા માંડે. તેથી પાપ કર્મે કરી વર્ણસંકર થાય, અને તે સંકરપણાથી નર્ક પ્રાપ્ત થાય, પાપ કર્મોની તે પરમ અવધિ છે. હે કૃષ્ણ, લક્ષ્મીવાન પુરૂષ જો જાગૃત ન થાય તો તે નરકમાંજ જાય, માટે તેને વિવેક છે તેજ જાગૃત છે, તેથી પ્રજ્ઞાચક્ષુ તરી જાય છે. પ્રજ્ઞાનો લાભ થયેથી પુરૂષ શાસ્ત્રોનેજ જૂવે ત્યારે શાસ્ત્રનિષ્ટ પાછો ધર્મનો વિચાર કરે, જે ધર્મનું અંગ લજ્જા છે, લજ્જાવાન પાપનો દ્વેષ કરે, અને તેને લક્ષ્મીપણ વધે, પછિ જ્યાં સુધી તે શ્રીમાન્ રહે ત્યાંસૂધી પુરૂષ જાણવો. ત્યારે નિરંતર ધર્મ પાળનાર, શાંત બુદ્ધિવાળા, નાના પ્રકારના કાર્યમાં તત્પર પુરૂષ અધર્મમાં બુદ્ધિ ન કરે, અને પાપમાં પ્રવર્તે પણ નહીં. નિર્લજ્જ વા અત્યંત મૂઢને સ્ત્રી પણ ન જાણવો, તેમ પુરૂષ પણ ન જાણવો, અને એને ધર્મ વિષે પણ અધિકાર નથી, અને જેવો શૂદ્ર હોય તેવો જાણવો. લજ્જાવાન પુરૂષ દેવતાઓની રક્ષા કરે, પિતૃ તથા પોતાના આત્માની પણ રક્ષા કરે, તેણે કરી મોક્ષને પણ પામે છે, તેથી પુણ્ય કર્મોની તે પરમ અવધી છે. હે મધુસૂદન, તે આ બધું મારે વિષે પ્રત્યક્ષ તમે જોયું! જે રીતે હું રાજ્યથી ભ્રષ્ટ થયો, ને આવી રીતનો નિવાસ કરૂં છું. માટે હવે કોઈ ન્યાયે કરીને પણ અમે લક્ષ્મીને મૂકીશું નહીં, અને કદિ લક્ષ્મીનિમિત્ત યત્ન કરતાં અમારો નાશ થશે તોય પણ તે સારૂં. હે માધવ, અમારો પ્રથમ પક્ષતો એકે, અમે તથા તે પરસ્પર શાંત થઈ સરખી રીતે ભાગ વેંહેચી તે લક્ષ્મીને સમાન થઈ ભોગવિયે. અને જે કૌરવોને મારી તે દેશોને અમે પામિયે, તેમાં ક્ષયનો જેમાં ઉદય છે એવા રૌદ્રકર્મોની પરમ અવધિ છે. હે કૃષ્ણ, જે સંબંધિન હોય, આર્ય ન હોય ને શત્રુ હોય તેનો પણ ચાલતાં સૂધી વધ ન કરવો, ત્યારે સંબંધિ, આર્ય તથા બાંધવોનો તો વધ કેમજ કરવો ઘટે, તેમાંપણ અહિતો અતિ મ્હોટા, જાતિલા, સહાયભૂત તથા અમારા ગુરૂઓ છે તેથી તેમનો વધતો અતિ પાપરૂપ છે, માટે યુદ્ધમાં શું સારૂં છે. આ ક્ષત્રિયોનો ધર્મ પાપરૂપ છે તથાપિ અમે ક્ષત્રબંધુ છીયે, માટે તે અધર્મરૂપ હો તથાપિ અમારો સ્વધર્મ તેજ છે, કારણ બીજી વૃત્તિ અમને નિંદિત છે. શૂદ્રો પારકી સેવા કરી જીવે, વૈસ્યો વ્યાપારથી જીવે, અમો પારકો વધ કરી જીવિયે તથા બ્રાહ્મણો ભીક્ષા માગી પોતાનો નિર્વાહ કરે. હે દાશાર્હ, ક્ષત્રિય ક્ષત્રિયને હણે, મત્સ્યથી મત્સ્ય

જીવે, કુતરો કુતરાને ખાઝે, એ રીતે કુળ પરંપરાયે કરી પ્રાપ્ત થયેલા ધર્મને તમે જૂવો. હે કૃષ્ણ, યુદ્ધમાં નિરંતર કલહ રહ્યો છે, તે યુદ્ધમાં વખતે પ્રાણ પણ જતા રહે એમ છે તથાપિ નીતિરૂપ બળનો આશ્રય કરી હું યુદ્ધ કરીશ. હે યદૂત્તમ, તેમ કરવાથી પણ જય પરાજય, જીવિત, મરણ તથા સુખ દુઃખ, એ વખત વગર કોઈપણ પ્રાણિને પોતાની ઇચ્છાથી મળતાં નથી; અને વળી કોઈ વખતે એકલો ઘણાને મારે એમ પણ થઈ જાય, અને ઘણા એકને પણ મારે. શૂરવીરને કુત્સિત પુરૂષ મારે, યશ વગરના યશસ્વિને મારે, તેમ બેઉનો જય પણ થાય નહીં, ને બેઉનો પરાજય પણ થાય નહીં, અને પરાજયના ભયથી પલાયન કરે તેને તો ક્ષય, દ્રવ્યાદિકનો નાશ તથા હીનતા એ ત્રણેય થાય; માટે સર્વથી યુદ્ધતો દુઃખરૂપજ છે એમાં સંશય નહીં; કારણ પારકાને મારનાર પોતે કોણ ન હણાય? હે ઋષીકેશ, હણાયલાને તો જય તથા પરાજય બેઉ સમાન છે. હે કૃષ્ણ, યુદ્ધ કરતાં કદિ પરાજય થાય તો તે મરણજ થયું એમ હું માનું છું, અને કદિ વિજય થાય તોપણ ઇષ્ટ જનનો નાશ થવાથી તે પરાજય સરખોજ છે. હે કૃષ્ણ. છેવટ પારકા કેટલાક પુરૂષો પોતાના પુત્રાદિને ખચિત હણે, ત્યારે યુદ્ધ સમાપ્ત થયા પછી, પોતાના ભાઇઓ તથા પુત્રોને ન જોતાં તે જાતિ બળહીન જય કરનારને પોતાના જીવિત વિષે તથા બીજા કોઇ વિષે પ્રીતિ રહેતી નથી. અને યુદ્ધમાં પણ જે લજ્જાવાન, ધીર, પારકા ઉપર દયાવાળા આર્ય પુરૂષો હોય તેજ મરણ પામે છે. ને જે હલકા હોય તે તો બચી જાય છે. હે જનાર્દન કદિ આપણા બચી જાય ને શત્રુ માર્યા જાય તોયપણ તે નિમિત્ત નિરંતર પશ્ચાત્તાપતો થયાજ કરે! ને શત્રુનું રહેલું પુત્રાદિકરૂપ શેષપણ કાળે કરી બળવાન થાય. એટલે પૂર્વનું વૈર યાદ કરી આપણું પણ કાંઇ શેષ પાછળ રહેવા દે નહીં, અને જેનો જય થાય તે પોતાની બડાઇને લીધે વૈર મૂકી બેસે પણ પરાજય પામેલો નિરંતર દુઃખ પામતો હોય તેથી કોઇ વખતે ઓચિંતો એવો યત્ન કરે કે, સર્વ શત્રુનો ઉચ્છેદ કરી નાખે કે જેથી પાછું ફરીથી તેની સાથે વૈર થાયજ નહીં. માટે હે કૃષ્ણ, હું તો એમ જાણું છું કે, જય તથા પરાજય બેઉને મૂકી જે અત્યંત શાંત થઈ રહે છે, તેજ સુખે કરી નિદ્રા કરે છે. બાકી બીજા સાથે વૈર બાંધનાર પુરૂષ સર્પવાળા ઘરમાં રેહેનારની પેઠે અજંપાથી ક્યારેયપણ સુખે નિદ્રા ન કરે. કદિ શત્રુના બધા કુળને સંહારી નાખે તો જગતમાં તેની અપકીર્ત્તિ થાય, અને ઘણો કાળ વિતી જાય તોપે વૈર

પાછું શાંત થાય નહીં; કેમકે થયેલા વૈરની વાત કરનાર પુરૂષો વિદ્યમાન હોય તથા વૈર બાંધનારના કુળમાં પણ કોઈ પુરૂષ વિદ્યમાન હોય; માટે હે કેશવ, વૈર કરવાથી કંઇ વેર શાંત થઈ જતું નથી, પણ ઉલટું ઘી કરી જેમ અગ્નિ વધે તેમ વધતું જાય. અને એક બીજાનું છિદ્ર હમેશાં ખોળ્યા કરે, તેથી પોતાના વા શત્રુના નાશ વગર શાંતિ થાયજ નહીં. પરસ્પર છિદ્ર ઇચ્છનારાઓને નાશરૂપ દોષતો નિરંતર રહ્યોજ છે. અને હૃદયને બાધ કરનાર, બળવાન આધિ પણ નિરંતર રહ્યા કરે છે. માટે પરસ્પર છિદ્ર જોવું છોડી દેવાથી વા મરણથીજ શાંતિ થાય; તે વિના શાંતિ થાયજ નહીં. હે મધુસૂદન, શત્રુઓનાં મૂળ ઉખેડી નાખવાથી, નિષ્કંટક રાજ્યની પ્રાપ્તિ થાય, તથાપિ તેમ કરવાથી અત્યંત ક્રૂર કેહેવાય અને રાજ્યના ત્યાગથી કદિ શાંતિ થાય પણ તેતો રાજ્ય ન મળે તેથી વધજ જાણવો, કદિ તેમ કરવાથી પણ શત્રુઓ આપણુ છિદ્ર હાથ આવ્યે આપણને મારશે કે, જતા કરશે, એવો સંશય હોવાથી તેમજ પોતાના નાશનો સંભવ છે તેથી રાજ્યનો ત્યાગ કરવો એ પણ યોગ્ય નહીં. વાસ્તે રાજ્યને ત્યાગવા પણ અમે નથી ઇચ્છતા, તેમ કુળક્ષયને પણ નથી ઈચ્છતા, માટે પ્રણિપાતથી જે શાંતિ થાય તેજ સારી. ને સામ, દાન તથા ભેદે કરી રાજ્ય વાસ્તે યત્ન કરનાર પુરૂષોને તે ઉપાય ન ચાલતે યુદ્ધ કરવું અવશ્ય છે, પછી તે વખતે નપુંસકપણે બેશી રહેવું એ યોગ્ય નથી. વળી પરસ્પર સંપાતથી થતાં દારૂણ યુદ્ધને શ્વાનોની લડાઈ સરખું પંડિતો લેખે છે. હે કૃષ્ણ, શ્વાન જેમ પરસ્પર પૂંછડાં હલાવે તેમ સંગ્રામમાં એક બીજાઓની ધ્વજાઓ ચલાયમાન થાય છે, પરસ્પર છિદ્ર જોવાય છે, શ્વાન જેમ પરસ્પર ઘુરકે તેમ પરસ્પર નિંદા પ્રશંસારૂપ વાણી વપરાય છે, પૃથ્વીમાં આલોટી જવાય છે, દાંત દેખાડી શ્વાન જેમ ભસે છે, તેમ યુદ્ધમાં સિંહનાદ થાય છે. એમ લડાઈ થતાં જે બળવાન શ્વાન હોય તે નિર્બળને જીતી તેનું માંસ ખાય છે. હે કૃષ્ણ, મનુષ્યોમાં પણ એમજ છે એમાં કાંઈપણ ફરક નથી. એ રીતે દુર્બળ વિષે બળવાન્ કરે એ ઉચિતજ છે, માટે યત્ન ન કરીએ તો રાજ્ય ન મળે, યુદ્ધ કરીએ તો કુળ ક્ષય થાય, નમિયે તો દુર્બળ કેહેવાઇએ, માટે શું કરવું? વળી હે જનાર્દન, ધૃતરાષ્ટ્ર રાજા પિતાને ઠેકાણે છે, તેથી માન્ય તથા પૂજ્ય છે, માટે હમેશ માનને લાયક છે, પણ હે માધવ, પુત્ર વિષે ધૃતરાષ્ટ્રનો સ્નેહ બળવાન છે તેથી પુત્ર વશ થયેલા તે નમ્રતા નહીં કરે. હે માધવ, હે કૃષ્ણ, આ ટાણે

ધર્મ તથા અર્થથી અમે હીન ન થઇએ એવી રીતિ તમે કમી કહો છો. હે પુરૂષોત્તમ, હે મધુસૂદન, આવા આ અર્થ સંકટ વિષે તમવિના હું બીજા કોને પૂછું. હે કૃષ્ણ, અમારા પ્રિય, સર્વ કર્મની ગતિને તથા સર્વ નિશ્ચયને જાણનાર, તથા અમારા પ્રિયની કામનાવાળા, અમારે તમારા સરખા બીજા કોણ સગા છે. વૈશંપાયન કેહેછે—હે જનમેજય, એ રીતે યુધષ્ઠિરે કહ્યું, તે સાંભળી જનાર્દન ભગવાન, ધર્મરાજા પ્રત્યે કેહેવા લાગ્યા કે, તમારે બેઉ વાસ્તે હું કૌરવોની સભામાં જઇશ! અને ત્યાં જઈ તમારો અર્થ સિદ્ધ થાય એમ જો શાંતિ કરી શકાશે તો ફેરો સફળ થઇ મને મ્હોટું પુણ્ય થશે. તેમ થવાથી તૈયાર થયેલા કૌરવ, સંજય, પાંડવ, ધૃતરાષ્ટ્રના પુત્ર તથા બધી પૃથ્વીપણ મૃત્યુ પાશ થકી મૂકાશે! એવાં શ્રીકૃષ્ણનાં વચન સાંભળી યુધિષ્ઠિરે કહ્યું કે, હે કૃષ્ણ, તમે જે કૌરવો પ્રત્યે સલાહ કરવા જાઓછો, એ મારૂં મત નથી, કારણ, તમો સારી રીતે કેહેશો તોય દુર્યોધન તમારાં વચન પ્રમાણે કરશે નહીં. હે કૃષ્ણ, મળેલા સર્વ ક્ષત્રિય રાજાઓ દુર્યોધનને વશ છે, તેમની વચમાં તમારૂં જવું મને રૂચતું નથી. હે માધવ, તમારો દ્રોહ થતો હોયતો, દ્રવ્ય, દેવપણું, સર્વ દેવતાનું ઇશ્વરપણુ તથા સુખ પણ અમને આનંદ આપે નહીં. એવાં યુધિષ્ઠિરનાં વચન સાંભળી શ્રીકૃષ્ણ ભગવાને કહ્યું કે, હે મહારાજ, ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધનના પાપિષ્ટપણાને હું જાણુછું; તથાપિ તેમ કરવાથી સર્વ લોકમાં રાજાઓ તરફથી આપણા ઉપર કહેવત નહીં રહે. વળી જેમ કોપેલા સિંહને બીજા મૃગો પૂરા પડી શકે નહીં તેમ સંગ્રામમાં તે ભેગા થયેલા સર્વ રાજાઓ મને કોપેલાને પૂરા પડી શકે નહીં, અને કદિ તમારો સંબંધિ જાણિ અયોગ્ય બંધનાદિ કર્મ કરવા પ્રવર્તે તો તેજ વખતે સર્વ કૌરવોને બાળી નાખું એવી મારી ધારણા છે. માટે હે પાર્થ, મારૂં ત્યાં જવું ક્યારેય નિષ્ફળ થાયજ નહીં, એમ તારે જાણવું, કદાચિત્ અર્થ પ્રાપ્તિ ન થાઓ પણ છેવટ આપણે માથે કોઇનું કેહેણતો નહીં રેહે; એવાં શ્રીકૃષ્ણનાં વાક્ય સાંભળી યુધિષ્ઠિરે કહ્યું કે, હે કૃષ્ણ, જો તમને તેમ રૂચતું હોયતો કૌરવો પાસે જાઓ, અને ધારેલું કામ કરી કુશળતાથી પાછા વેહેલા આવજો, એટલે તમોને જોઇ હું સંતુષ્ટ થઇશ, હે પ્રભો, હે વિષ્વક્સેન, ભરતકુળમાં ઉત્પન્ન થયેલા કૌરવો પ્રત્યે જઇ તેમને શાંત થવા એવી રીતે વચનો કેહેજો કે, જે રીતે અમે બધા ચિત્તમાંથી પરસ્પર દ્વેષ મૂકી આનંદથી એકઠા મળી રહિએ. અર્જુનના

મિત્ર છો, મારા ભાઈ તથા પ્રિય છો, ને તમારા સુહૃદપણા વિષે કશું શંકા કરવા જેવું નથી. માટે ઐશ્વર્ય વાસ્તે કૌરવો પ્રત્યે પધારો. અમને, તેમને, તથા તેમના પુરૂષાર્થને પણ જાણો છો, તેમ યથાર્થ ભાષણ પણ કરી જાણો છો, માટે હે કૃષ્ણ, જે રીતે અમારૂં હિત થાય તે રીતે દુર્યોધનને કેહેજો. હે કેશવ, કદિ અધર્મે કરી અર્ધ રાજ્ય લાયક અમોને પાંચ ગામ આપે, વા ફરીથી દ્યૂત રમી હારે તો પાછું બધું રાજ્ય આપે, એમાંથી જે હિતરૂપ વચન હોય તે તમે ભાષણ કરજો.

यद्यधर्मेणसंयुक्त मुपपद्येद्धितंवचः ।

तत्तत्केशवभाषेथा सांत्वंवायदिवेतरत् ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि युधिष्ठिरकृतकृष्णप्रेरणे गुर्जरभाषायां द्विसप्ततितमोऽध्यायः ॥७२॥

---

**श्रीभगवानुवाच ॥** संजयस्यश्रुतंवाक्यं भवतश्चश्रुतंमया ।

सर्वंजानाम्यभिप्रायं तेषांचभवतश्चयः ॥ १ ॥

શ્રીકૃષ્ણ ભગવાન્ કહે છે—સંજયનું તથા તમારૂં વાક્ય સાંભળીને તેમનો તથા તમારો મેં સર્વ અભિપ્રાય જાણ્યો જે, તમારી બુદ્ધિમાં ધર્મ રહ્યો છે, અને તેમની બુદ્ધિમાં વૈર રહ્યું છે; અને તમે એમ પણ માનો છો કે, યુદ્ધ કર્યા વગર જે મળે, તે થોડું હોય તોયે ઘણું સારૂં. પણ હે વિશાંપતે, જ્યાં સુધી જીવવું ત્યાં સુધી બ્રહ્મચર્ય કે સન્યાસિપણું પાળવાનું ક્ષત્રિયોને કહ્યું નથી, અને સર્વ આશ્રમવાળા પણ એમ કહે છે કે, ક્ષત્રિયોએ ભિક્ષાચરણ કરવું નહીં. ક્ષત્રિયોનો સનાતન સ્વધર્મ તો સંગ્રામમાં જય કરવો, વા સામે થઇ મરણ પામવું એજ વિધાતાએ કહેલોછે. માટે અમને પાંચ ગામ આપો એમ દીન વચન કેહેવાં, એ સારૂં નહીં, હે શત્રુને તપાવનાર, હે મહાબાહો, હે યુધિષ્ઠિર, એ રીતે દીનતાનો આશ્રય કરી જીવકા સાધવા સમર્થ થવાય નહીં; વાસ્તે પરાક્રમ કરી શત્રુને મારો. જેણે અતિ ગાઢો સ્નેહ કરેલો, ઘણો વખત એકઠા રહેલા, જેણે મિત્ર કરેલા, તથા જેણે એકઠું સૈન્ય કરેલું એવા ધૃતરાષ્ટ્રના પુત્રો, ભીષ્મ, દ્રોણ તથા કૃપાદિકવડે કરી પોતાને જબરા માને છે, તેથી તે તમારી સાથે સમતાથી વર્તે એવો કોઇપણ ઉપાય છે નહીં. હે શત્રુને દમન કરનાર. જ્યાં સુધી મૃદુપણાથી તમો એમને સેવશો. ત્યાં સુધી એ તમોને રાજ્ય

આપનાર નથી, હે શત્રુને દમન કરનાર, તમારા વિષે કૃપાથી, દીનતાથી તથા ધર્માર્થ વાસ્તે પણ, ધૃતરાષ્ટ્રના પુત્રો તમારી કામના પૂરી કરવા સમર્થ નથી. હે પાંડવ, તમે કોપીન ધારણ કરી વનવાસાદિ દુષ્કર કર્મ કર્યાં, તોયપણ તેમને પશ્ચાત્તાપ થયો નહીં, એ પણ અશાંતિ વિષે હેતુ જાણવો. પિતામહ ભીષ્મ, દ્રોણ, બુદ્ધિમાન્ વેદુર, બ્રાહ્મણો, સત્પુરૂષો, રાજાઓ, શેહેરનાં મનુષ્ય તથા સર્વ મુખ્ય કૌરવોના સમક્ષ તેમનો અનાદર કરી, દાન શીલ, સરલ, ઇંદ્રિયોને નિયમ્માં રાખનાર, ધર્મશીલ તથા પોતાને અનુસરનાર એવા તમોને ધૃત વિષે છળ કરી જેણે છેતર્યા, પણ તે ક્રૂર બુદ્ધિવાળો એવા પોતાના ખરાબ કામથી પાછો લજ્જા પામતો નથી. હે રાજન્, હે ભારત, તેવા ખરાબ શીલ તથા ખરાબ આચારવાળા આગળ વિનય માં કરો, કારણ તે સર્વે લોકને હાથે મરવા લાયક છે, તો પછી તમારાથી મરવા લાયક હોય તેમાંતો શુંજ કેહેવું ! ધૃતમાં તમો હાર્યા તે વખતે જેણે કઠોર વાણીથી તમોને પીડા આપી, ને વળી ભાઇઓ સહિત પ્રસન્ન થઇ આવી રીતે ભાષણ કર્યું હતું જે, હવે અહિ કાંઇ પણ પાંડવોનું છે નહીં, અને એમનું નામ કે ગોત્ર પણ કંઇ અવશેષ રહ્યું નહીં, વળી શૌર્યાદિ સ્વભાવથી નષ્ટ થઇને મારા જોતા આ રખડતા પાંડવો બાર વર્ષમાંતો નાશ પામી જશે ! ધૂત રમવાના પ્રસંગે અત્યંત દુષ્ટબુદ્ધિવાળા પાપિ દુઃશાસને, અનાથની પેઠે રૂદન કરતી દ્રૌપદીના કેશ ઝાલી રાજ સભામાં તેને લઇ આવી, ભીષ્મ તથા દ્રોણની સમક્ષ વારંવાર, હાસ્ય કરી એમ કહ્યું કે, આ ગાય છે એટલે સર્વેને ભોગવવા લાયક છે. તે વખતે ભયંકર પરાક્રમવાળા સર્વ ભાઇયોને તમોએ વાર્યા, તેથી ધર્મપાશથી બંધાએલા તે કંઇપણ પ્રતિકાર કરી શકયા નહીં. વળી એ દુઃશાસન બીજી પણ કેટલીક કઠોર વાણી બોલ્યો હતો. અને તમે વનમાં ગયા પછી પણ જ્ઞાતિના મધ્યમાં તે પોતાનાં વખાણ કરતો હતો; ત્યારે ત્યાં સભામાં બીજા આવેલા હતા તે તમને નિરપરાધિ જાણી ડસકાં ખાઈ ખાઈ રોતા હતા. અને બ્રાહ્મણો સહિત સર્વે રાજાઓ તથા બીજા સભાસદો પણ, દુર્યોધનને નિંદતા હતા પણ “આ સારૂં કરે છે” એમ કોઈએ કેહેતા નહોતા. હે શત્રુને નાશ કરનાર, હે રાજન્, કુલિન માણસ નિંદા કરતાં મરણ વધારે પસંદ કરે છે, કેમકે નિંદા જીવિતને વગોવનારી છે. હે મહારાજ, જ્યારથી સર્વે રાજાઓએ એની નિંદા કરી ત્યારથીજ તે નિર્લજ્જ મૂવા જેવો છે. ચોતરફથી પાળ કરી ઉભાં રાખેલાં નિર્મૂળ વૃક્ષની પેઠે એવા ખ-

રાબ ચરિત્રવાળો મેહેનત વગર મરાય છે. તેમજ દુર્બુદ્ધિવાળો ખરાબ માણુસ સર્પની પેઠે સર્વ લોકને વધ કરવા યોગ્ય છે. માટે હે રાજન્, હે શત્રુને હણનાર, તમે પણ એને મારી નાખવા વિષે વિચાર ન કરો. હે અનઘ, પિતાસ્થાનાપન્ન ધૃતરાષ્ટ્ર તથા ભીષ્મ વિષે તમે જે પ્રણિપાત કરો છો, એ તમોને જરૂર યોગ્ય છે; અને મને પણ રૂચે છે. હે રાજન્, હું ત્યાં જઇને જે લોકોને દુર્યોધનના ખરાબ ગુણ વિષે જે સંશય હશે તે ટાળી નાખીશ! ત્યાં રાજાઓના મધ્યમાં સર્વ પુરૂષમાં રહેલા, સાધારણ તમારા ગુણ વર્ણન કરી દેખાડીશ! અને એની જે ઉલટી ચાલ છે તે પણ કહી દેખાડીશ. એ રીતે ધર્માર્થયુક્ત હિતરૂપ મારાં વચનને દેશ દેશના સર્વ રાજાઓ સાંભળી તમારે વિષે એવો નિશ્ચય કરશે કે, આ "સત્યવાન તથા ધર્માત્મા છે," અને તેને નિંદશે! વળી એણે લોભથી જે આચરણ કર્યું છે, તે હું શેહેર તથા દેશનાં મનુષ્યોની સમક્ષ તથા વૃદ્ધ બાળક સહિત ચારે વર્ણની વચમાં કહી દેખાડીશ! અને તમારા તરફથી સભામાં શાંતિની યાચના કરીશ! એટલે તમને અધર્મ સ્પર્શ નહિં કરે; અને એકઠા મળેલા સર્વે રાજાઓ કૌરવોને તથા ધૃતરાષ્ટ્રને નિંદશે. અને બધા લોક તેનો ત્યાગ કરશે, એટલે પછી બાકી શું રેહેશે! એ રીતે નિંદિત કર્મથી પોતે દુર્યોધન મૂવા જેવો થશે, પછી જે બીજું કરવું હોય તે કરજો. તમારો અર્થ નહીં બગડે તે રીતે સર્વ કૌરવો પ્રત્યે જઇ શાંતિ થવાનો યત્ન કરીશ! તથા તેના મનનો બધો અભિપ્રાય લેઇશ. હે ભારત, ત્યાં જઇ કૌરવોની યુદ્ધ વિષે પ્રવૃત્તિ જોઇ તમારા જય વાસ્તે પાછો વળી આવીશ! શત્રુઓ સાથે તો હું સર્વથા યુદ્ધનેજ ઇચ્છું છું, અને મને તો ચિન્હ પણ બધાં તેવાં લાગે છે. સાયંકાળ થતાં મૃગ તથા પક્ષિયો મોટા હાથી ઘોડાને જે રીતે ભય થાય તેવા ઘોર શબ્દ કરે છે. તેમજ અગ્નિનાં પણ ભયંકરરૂપ તથા વર્ણો દીઠામાં આવે છે. તેથી મનુષ્ય લોકનો ક્ષય કરનાર ભયંકર કાળ પાસે આવ્યો, તે વગર એમ ભાસે નહીં. માટે હે નરેંદ્ર, શસ્ત્રો, તોપો, કવચો, રથો, હસ્તિયો તથા ઘોડાઓને સજ્જ કરી, નિશ્ચય કરેલા તમારા સર્વ યોદ્ધાઓ, હસ્તિ, ઘોડા તથા રથ ઉંપર સાવધાનપણાથી સવાર થાઓ. હે પાંડવમાં મુખ્ય, હે નૃપતે, વળી બીજી સંગ્રામની સામગ્રી પણ જે કાંઇ તમારે સંપાદન કરવી હોય તે બધી કરો. કારણ તમારૂં સમૃદ્ધ રાજ્ય પૂર્વે દ્યૂત વિષે દુર્યોધને હરણ કરી લીધું છે, તે કોઇ રીતે પણ જીવતો છતે તમને પાછું આપનાર નથી.

दुर्योधनोनह्यलमद्यदोतुं जीवंस्तवेतन्नृपतेःकथंचित् ।
यत्तेपुरस्तादभवत्समृद्धं द्यूतेहृतंपांडवमुख्यराज्यं ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि कृष्णवाक्ये गुर्जरभाषायां त्रिसप्ततितमोऽध्यायः ॥ ७३ ॥

---

**भीमउवाच ॥** यथायथैवशांतिःस्यात् कुरूणांमधुसूदन ।
तथातथैवभाषेथा मास्मयुद्धेनभीषये ॥१॥

ભીમસેન કહેછે—હે મધુસૂદન, જેજે રીતે કૌરવોને શાંતિ થાય તેતે રીતે ત્યાં ભાષણ કરજો, પણ યુદ્ધ કરશું એમ કહી તેમને ભય માં કરશો ! કારણ ક્રોધી, કલ્યાણનો દ્વેષિ તથા અત્યંત સ્તબ્ધ મતિવાળો દુર્યોધન છે. વાસ્તે સામ ઉપાયથીજ તેને સમજાવજો; પણ ઉગ્રતાથી ના કેહેશો. હે કૃષ્ણ, સ્વભાવથીજ પાપબુદ્ધિવાળો, ચોર સરખું ચિત્ત જેનું, ઐશ્વર્યના મદે કરી મસ્ત થયેલો, પાંડવ સાથે વૈર કરનાર, તુચ્છ દૃષ્ટિવાળો, કઠોર વાણીયુક્ત, નિંદા કરનાર, ક્રૂર પરાક્રમવાળો, મહાક્રોધિ, પાપરૂપ છળભેદ કરનાર, ને મરે તોયે નમે નહીં, તેમજ પોતાનો મત મૂકે નહીં, તેવા સાથે શાંતિ થવી પરમ દુષ્કર છે એમ હું માનું છું. સગાઓથી પણ વિપરીત ચાલનાર, અધર્મી, અસત્યવાદી, અને પોતાના શુભેચ્છકનું કહ્યું નહીં કરનાર, ક્રોધને વશ થવાથી જે દુષ્ટ સ્વભાવનો, તૃણથી ઢંકાઈ ગયેલા સર્પની પેઠે જે પાપ કરે છે; તેમ જેનું બળ, શીલ, સેના, સ્વભાવ તથા પરાક્રમ, કેવી રીતનાં છે તે બધું પણ તમે યથાર્થ જાણો છો. હે મધુસૂદન, પૂર્વે પુત્ર સહિત કૌરવો તથા અમે ભરતકુળમાં ઉત્પન્ન થયેલા બધા પ્રસન્નતાથી બાંધવો સહિત ઇંદ્રાદિ દેવતાઓની પેઠે ખુશીથી વરતતા હતા, તે બધા હવે શિશિર ઋતુના અંતે અગ્નિથી જેમ વન બળે તેમ દુર્યોધનના ક્રોધથી નાશ પામીશું. હે મધુસૂદન, જેમણે પોતાના સગોત્રી, મિત્ર તથા શાલા શ્વશુરાદિકને પણ નાશ કર્યા એવા આ અઢાર રાજાઓ વિખ્યાત છે તે સાંભળો. તેજે કરી પ્રકાશમાન સમૃદ્ધ અસુરોમાં ધર્મનો વિપરીત કાળ આવ્યો, ત્યારે કલિ નામનો રાજા ઉત્પન્ન થયો. હૈહયોમાં "મુદાવર્ત" નામે, નીપોમાં "જનમેજય" નામે, તાલજંઘોમાં "બહુલ" નામનો રાજા, કૃમિયોમાં "ઉદ્ધતવસુ," સુવીરો વિષે "અજબિંદુ," સુરાષ્ટ્રોમાં "રૂષર્દ્ધિક," બલીહોમાં "અર્કજ," ચીન લોકોમાં "ધૌતમૂલક,"

વિદેહોમાં "હયગ્રીવ" મહૌજસોમાં "વરયુ," સુંદર વંશો વિષે "બાહુ," દીપ્તાક્ષોમાં પુરૂરવા, ચેદિમત્સ્યોમાં "સહજ," પ્રવીરોમાં "વૃષધ્વજ," ચંદ્રવત્સોમાં "ધારણ," કુકુટોમાં "વિગાહન," નંદિવેગના મધ્યમાં "શમ," એ રીતે કુત્સિત પુરૂષોમાં અધમ એવા એ અઢાડ રાજાઓ જગતના અંત વખતે પોતાના કુળમાં ઉત્પન્ન થયા હતા. તેમ છેલ્લો કુળમાં અંગારારૂપ કાળે ઘેરેલો આ પાપી પુરૂષ દુર્યોધન પણ આપણા કૌરવોનો ક્ષય થવા ઉત્પન્ન થયો, એમ લગે છે. માટે હે ઉગ્રપરાક્રમવાળા, તેના ચિત્તને ઘણું રૂચે એવું ધર્માર્થ સહિત હિતરૂપ કોમળ વચન ધીરેથી કેહેજો. પણ ઉગ્ર વચન કેહેશો માં. હે કૃષ્ણ, અમે બધા દુર્યોધનની તળે રહીશું, અને હલકા થઈ એને અનુસરશું; પણ ભરતકુળવાળાનો નાશ માં હો, હે વાસુદેવ, કૌરવો સાથે અમારી જે રીતે શાંતવૃત્તિ થાય તે રીતે કરજો, પણ કૌરવોને કુળક્ષય કૃત દોષ સ્પર્શો ન કરો. હે કૃષ્ણ, વૃદ્ધ પિતામહ ભીષ્મને તથા બીજા સભાસદોને પણ તમારે કહેવું કે, ભાઇયોને પરસ્પર સ્નેહ કાયમ રહો અને ધૃતરાષ્ટ્ર શાંતિને પામો, એમ હું કહુંછું. તેમજ યુધિષ્ઠિર રાજાને શાંતિ રૂચે છે; અને અર્જુનને પણ યુદ્ધ કરવું ગમતું નથી, કારણ તેનામાં દયા ઘણી છે.

इहमेतद्ब्रवीम्येवं राजाचैवंप्रशंसति ।
मर्जुनोनैवयुद्धार्थी भूयसीहिदयार्जुने ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि भीमवाक्ये गुर्जरभाषायां चतुःसप्ततितमोऽध्यायः ॥७४॥

---

वैशंपायनउवाच ॥ अेतच्छ्रुत्वामहाबाहुः केशवःप्रहसन्निव ॥
अभूतपूर्वंभीमस्य मार्दवोपहितवचः ॥ १ ॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય, એ રીતે પૂર્વે કોઈ દિવસે સાંભળેલાં નહીં એવાં કોમળતા યુક્ત ભીમનાં વચન સાંભળી મહાબાહુ કેશવ, બળરામના નાના ભાઈ તથા શૌરિ ભગવાન્ જાણે હસતા હોય નહીં! તેની પેઠે મુખ મલકાવી અગ્નિને વિષે શીતતાની પેઠે તથા પર્વત વિષે લઘુતાની પેઠે આશ્ચર્ય માની દયામણા ભીમસેનને, વાયુ જેમ અગ્નિને પ્રદીપ્ત કરે, તેમ ક્રોધથી પ્રદીપ્ત કરતા કેહેવા લાગ્યા કે હે ભીમસેન, હે શત્રુને તપાવનાર, અન્યથા હમેશ ક્રૂરબુદ્ધિવાળા ધૃતરાષ્ટ્રના પુત્રોને મર્દન કરવાને ઇચ્છતો-

તું જે યુદ્ધને ચાહે છે, તેમાં નિદ્રા પણ નથી કરતો ને જાગ્યા કરેછે, કદિ.સૂવે છે તો સગો સૂતો પણ નથી, ને વાંકો સૂવે છે. તેમજ ક્રોધયુક્ત અશાંત વાણી હમેશ બોલે છે, હે ભીમ, ક્રોધથી અગ્નિની પેઠે સંતપ્ત થઇ શ્વાસોશ્વાસ કરે છે, અને ધુંમાડા સહિત અગ્નિની પેઠે નથી શાંત મન જેનું એવો હમેશ રહે છે. ભારથી પીડાયેલા દુર્બળની પેઠે એકાંતમાં શ્વાસોશ્વાસ કરતો શયન પણ કરે છે, કેટલાક અજાણ્યા માણસો તો તને ઉન્મત્તજ માને છે. હે ભીમ, વળી તું હસ્તિની પેઠે મૂળ સહિત વૃક્ષોને પગથી ભાગી કચરી પૃથ્વીને પીડતો મ્હોટો અવાજ કરતો દોડે છે. હે પાંડવ, આ વનમાં બ્રાહ્મણ સમુદાય સાથે રમતો પણ નથી, ને કેવળ એકાંતમાં કાળક્ષેપ કરે છે. તેમ દિવસ રાત્રિ કયારેય ખુશી પણ થતો નથી, તેમ અકસ્માત્ કોઇ વખત હસે છે, અને કોઈ વખત વળી એકાંતમાં જાણે રોતો હોય નહીં! તેની પેઠે બે ગોઠણની વચમાં મસ્તક રાખી ઘણી વખત નેત્ર મીંચિ બેશી રહે છે. હે ભીમ, તેમ વારંવાર ભૃકુટી ચઢાવી બે હોઠને ડસતો હોય નહીં! તેની પેઠે હમેશ બધું ક્રોધથી જૂવે છે. જેમ તેજનો ફેલાવો કરતો સૂર્ય પૂર્વમાં દેખાય છે ને અસ્ત થતો પશ્ચિમમાં જાય છે, અને વળી પાછો સવારમાં તેવોજ નિશ્ચય દેખાય છે એ જેમ સત્ય છે, તેમજ હું કહું છું તેપણ બધું સત્ય છે, જૂઠું નથી. ક્રોધિ દુર્યોધનને ગદાથી હું મારી નાખીશ એ રીતે કહી ભાઇયોના મધ્યમાં આવીને જે તું સાચે સાચો ગદાનો સ્પર્શ કરે છે, તે તારી બુદ્ધિ હાલ શાંતિને ધારણ કરે છે; માટે મને આશ્ચર્ય થાય છે કે, યુદ્ધની ઇચ્છા રાખનારાઓને તે વખત નજીક આવ્યે ચિત્ત ઉલટાં થતાં હશે! કે તને આવે વખતે ભય પ્રાપ્ત થાય છે. અરે પાર્થ, તું સ્વપ્નમાં અને જાગૃતમાં વિપરીત ચિન્હો જેવાં કે, પાડા ઉપર સ્વારી કરવી, ડાબી આંખનું ફરકવું વિગેરે જોવાથી લડાઇને બદલે શાંતિને ઇચ્છે છે? ને વળી નામરદ પોતા વિષે પુરૂષાતનને ન ઇચ્છે તેમ તને કાંઈ ઇચ્છા નથી, વા કાયરતાને લીધે તારૂં મન બાવરૂં બની ગયું છે? તારૂં હૃદય કંપે છે, અને મન મુઝાયછે, વા વાયુના દરદથી તું ગ્રસ્ત છે તેથી શાંતિને ઇચ્છે છે? વાયુના વેગથી ચલાયમાન થયેલા શાલ્મલી વૃક્ષના ફળની પેઠે મનુષ્યનું ચિત્ત ચળાચળ તથા અનિત્ય છે. ગાયોની મનુષ્યના સરખી વાણીની પેઠે આ તારી વિકૃત થયેલી બુદ્ધિથી પાંડુ પુત્રોનાં મન, નૌકા વગરના માણસ જેમ સમુદ્રમાં ડૂબે, તેમ દુઃખ સમુદ્રમાં ડૂબે છે. હે ભીમસેન, પર્વતના ડગવા-

ની પેઠે આ રીતનું તારૂં અઘટિત વચન મને મ્હોટું આશ્ચર્ય ઉપજાવે છે માટે હે ભારત, હે વીર, તારાં પોતાનાં કુળ કર્મ તથા જન્મનો વિચાર કરી ઉભો થા ને ખેદ ન કરતાં સ્થિરતા રાખ. હે શત્રુને દમનાર, તારે ગ્લાનિ રાખવી ઉચિત નથી; કેમકે ક્ષત્રિયો પોતાના પરાક્રમ વગર મળેલી વસ્તુનો ઉપભોગ કરતા નથી.

नचैतदनुरूपंते यत्तेग्लानिररिंदम ।
यदोजसानलभते क्षत्रियोनतदश्नुते ।

इति श्रीमहाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि भीमोत्तेजककृष्णवाक्ये गुर्जरभाषायां पंचसप्ततितमोऽध्यायः ॥७५॥

---

**वैशंपायनउवाच** ॥ तथोक्तोवासुदेवेन नित्यमन्युरमर्षणः ।
सदश्ववत्समाधाव द्बभाषेतदनंतरं ॥ १ ॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય, તે રીતે વાસુદેવ ભગવાને જેને કહ્યું એવો નિરંતર ક્રોધાક્રાંત ભીમસેન પાની વાગવાથી ચાલાક ઘોડો જેમ ચમકે તેમ ચમકી પછી આવી રીતે ભગવાન્ પ્રત્યે કેહેવા લાગ્યો કે; હે અચ્યુત, જૂદી તરેહથી કરવાને ઇચ્છતા મને તમો બીજી તરેહથી માનો છો, પણ યુદ્ધ વિષેતો કરયો છે અત્યંત ભાવ જેણે એવો સત્ય પરાક્રમવાળો હું છું. હે દાશાર્હ, ઘણો વખત ભેગા રહ્યા છો, તેથી મારી સત્યતાને જાણો છો, અથવા નૌકાવગરના હ્રદમાં તરતો પુરૂષ જેમ આ કેટલું ઉંડું પાણી છે એમ જાણે નહીં તેમ તમે મને નથી જાણતા. તેથી અયોગ્ય વાણીએ કરી મારો તિરસ્કાર કરો છો. હે માધવ, "આ ભીમસેન છે" એમ જાણનાર કોઇપણ પુરૂષ જે રીતે તમે મને કહો છો, તે રીતે અયોગ્ય વાણી તે શું મને કહે? અર્થાત્ નાજ કેહે! માટે હે વૃષ્ણિનંદન, આ વચન હું કહું છું. યદ્યપિ પોતાનાં પરાક્રમની વા બીજાને ઉપમા અપાય નહીં એવા પોતાના બળની પ્રશંસા કરવી. એ સર્વથા આર્ય પુરૂષોનું કર્મ નથી, તથાપિ તમારા અતિ બોલવાથી પીડાયલો હું પોતાનું બળ જણાવું છું. હે કૃષ્ણ, જે વિષે આ બધિ પ્રજા રહી છે, એવી આ ધાવાભૂમિને જૂવો, જે અનંત, નિરાધાર, અચળ તથા સર્વની માતારૂપ છે, તે ધાવાભૂમીપણ ક્રોધ કરી એકદમ બે શીલાની પેઠે ઉપર હેઠળ બેઉ બાજુથી મને દબાવા આવે તો ચરાચર પ્રાણિ સહિત એ ધાવા પૃથ્વીને

પણ એહાથે કરી હું થોભાવી રાખું! ભાલાશર જેવા મારા બાહુનો આ મધ્ય ભાગતો જૂવો! આના વચમાં આવીને જીવતો રહે એવો કોઈપણ પુરૂષ હું દેખતો નથી. તેમ હિમવાન્ પર્વત, સમુદ્ર તથા વજ્ર ધારણ કરનાર પોતે ઈંદ્ર એ ત્રણેય પણ બળથી મેં પરાભવ પમાડેલા પુરૂષને રક્ષણ કરવા સમર્થ નથી. યુદ્ધ કરવા યોગ્ય અને પાંડવો વિષે આતતાયિત્વ રાખનાર એટલે ઝેર દેનાર, આગ લગાડનાર, પારકી સ્ત્રી તથા જમીન હરનાર, ચાડી તથા ખૂન વગેરે કરનાર એવા આ સામા ઉઘાડાં શસ્ત્ર લઈ લડવા આવેલા સમગ્ર ક્ષત્રિયોને હું પગનાં તળાંથી ભૂતળ ઉપર કચરી નાખીશ! હે અચ્યુત, અને જે રીતે જીતીને મેં રાજાઓને વશ કર્યા છે, તે મારા પરાક્રમને તમે નથી જાણતા એમ નથી! હે જનાર્દન, અને કદિ ઊગતા સૂર્યની કાંતિની પેઠે મને નહીં જાણતા હોતો જેમાં હિંસા છે એવા ગાઢા યુદ્ધને દિવસે જાણશો. અને તમે તથા સર્વ લોકપણ ગાઢ સંગ્રામ વિષે હસ્તિ, રથિયો, ઘોડેસ્વારો, તથા મનુષ્યોને ક્રોધથી હણતો અને ઉત્તમ ઉત્તમ યોદ્ધાઓને ખેંચતો મને જોશો. અને મારૂં મગજ ભમતું નથી, તેમ મારૂં મન કંપતું પણ નથી. હે મધુસૂદન, ક્રોધેલા સર્વ લોકથી પણ મને ભય નથી, અને યુદ્ધ ન કરવાનાં મેં જે વચન કહ્યાં તેતો કેવળ દયાથી, અને સૌહૃદ પણાથી, તેમજ સર્વ ક્લેશ સહન કરવાના વિચારથી પણ કાંઈ અમારા ભરતકુળમાં ઉત્પન્ન થયેલા કૌરવોનો નાશ થવાને માટે નહીં.

सर्वलोकादभिक्रुद्धा न्नभयंविद्यतेमम ।
किंतुसौहृदमेवैतत् कृपयामधुसूदन ॥
सर्वांस्तितिक्षेसंक्लेशान् मास्मनोभरतानशन् ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि भीमसेनवाक्ये गुर्जरभाषायां षट्सप्ततितमोऽध्यायः ॥७६॥

---

श्रीभगवानुवाच ॥ भावंजिज्ञासमानोहं प्रणयादिदमब्रुवं ।
नचाक्षेपान्नपांडित्या न्नक्रोधान्नविवक्षयाः ॥१॥

શ્રીકૃષ્ણ ભગવાન્ કહેછે—હે ભીમસેન, તારા મનનો ભાવ જાણવાની ઈચ્છા સારૂ સ્નેહથી મેં એ રીતે પૂછયું, કંઈ તિરસ્કારથી, પાંડિત્યથી,

ક્રોધથી વા તું તારૂં સ્વરૂપ કહી દેખાડે તે સારૂ મેં તને એમ નથી કહ્યું. તારા મહાત્મ્ય, બળ તથા કર્મોને પણ હું જાણું છું, તેથી હું કાંઇ તને તિરસ્કાર નથી કરતો. હે પાંડવ, પોતા વિષે જેવી કુશળતા તું માને છે. તેથી તારે વિષે હજાર ઘણી માનું છું. હે ભીમ, સર્વ રાજા, બંધુ તથા સંબંધિયોએ પૂજન કરેલા જેવા કુળમાં તારો જન્મ છે, તેવોજ તું છે; તથાપિ હે વૃકોદર, મનુષ્યો જેમ પૂર્વે કરેલાં પુણ્ય પાપના ફળને પ્રાપ્ત થયા વગર અગાઉથી તે વિષે નિશ્ચય નથી કરી શકતા, તેમજ અગાઉથી જાણવાને ઇચ્છે છે તોયપણ મનુષ્યોના બળાબળનો નિર્ણય નથી કરી શકતા; કારણ કોઇ વખતે શૂરવીરમાં પણ નપુંસકપણું દેખાઇ આવે છે. માટે પુરૂષને અર્થ સિદ્ધિ વિષે ધર્મજ હેતુ છે, અને વિનાશ થવામાં પણ તેજ હેતુ છે, અને પુરૂષાર્થતો કદાચિત્ ફળ દેનાર છે, એવો દોષદર્શિ પંડિતોએ જૂદી રીતે કાર્ય કરવા નિશ્ચય કરેલો હોય છે; અને તેથી ઉલટા વાયુના વેગની પેઠે જૂદી તરેહનાં કાર્યો થાય છે. તેમ સારી રીતે વિચાર કરેલું, રૂડી નીતિવાળું, ન્યાયથી સંપાદન કરેલું, મનુષ્યકર્મ પણ દૈવની સાથે ટક્કર લે, તેમ ભોગ કરવા ન આરંભેલ દુઃખાદિ દૈવ કર્મપણ પુરૂષાર્થવડે હણાય; જેમ શીત, ઉષ્ણ, વર્ષા, ક્ષુધા, તથા તૃષા ઇત્યાદિ પુરૂષાર્થે ટળે છે, તેમ પ્રારબ્ધ કર્મથી બીજું જે પોતે પુરૂષે કર્યું તે પણ ફળિભૂત થાય છે, એજ પૌરૂષ ફળ દેનાર છે, તેનું લક્ષણ–હે પાંડવ, પૌરૂષ વિના એકલા દૈવથીજ જીવિકા થાય નહીં, એમ જાણી પ્રયત્ન કરવો એટલે દૈવ પૌરૂષ બેયના સંબંધથી ફળ થાય પણ એકથી થાય નહીં. એવો નિશ્ચય કરનાર પુરૂષ કર્મનેજ વિષે પ્રવર્તે, તેમાં કોઈ વખતે કાર્ય સિદ્ધિ થાય અથવા દૈવની પ્રતિકૂલતાથી ન થાય તો, તેથી હર્ષ શોક પામે નહીં. હે ભીમસેન, તે વિષે મારે તો એટલીજ કેહેવાની ઇચ્છા છે કે, શત્રુ સાથે સંગ્રામમાં આપણીજ સિદ્ધિ થશે એમ જાણવું નહીં, ને કદાચ એમ મનનો ભાવ ઉલટો થાય જે આપણે જીતશું નહીં તોયપણ તેજરહિત થવું નહીં, ખેદ, મૂર્ચ્છા તથા ગ્લાનિ પામવી નહીં, એ વાત હું કહું છું. હે પાંડવ, આવતિ કાલે ધૃતરાષ્ટ્રની પાસે જઈ જે રીતે તમારો અર્થ બગડે નહીં તે રીતે શાંતિ કરવા યત્ન કરીશ. કદિ તે શાંતિ કરશે તો જગતમાં મને ઘણોજ યશ મળશે, અને તમારૂં કામ થશે, તેમજ તેઓનું પણ ઉત્તમ શ્રેય થશે. અને તે કૌરવો કદિ યુદ્ધ વિષે અભિનિવેશ કરશે ને મારાં વચનને નહીં માને તો યુદ્ધરૂપિ મહા ભયંકર કર્મ થશેજ!

હે ભીમસેન, આ યુદ્ધમાં બધો ભાર તારે માથે રહ્યો છે, અને ધુંસરી અર્જુન ધારણ કરશે, અને ઇતિર મનુષ્ય બધા વેહેવા લાયક છે, અર્થાત્ આ સંગ્રામમાં રથસ્થાનાપન્ન તું છે. અને અશ્વસ્થાનાપન્ન અર્જુન છે, બાકી બધા રથમાં બેસનારા છે. અને સંગ્રામને પ્રસંગે મને યુદ્ધની આકાંક્ષા છે તોપણ અર્જુનની ઇચ્છાને લીધે હું તેના રથનો સારથી થઇશ. હે વૃકોદર, પ્રથમ નપુંસક સરખી તારી વાણી સાંભળતાં તારી બુદ્ધિ વિષે શંકિત થઇને હું જે બોલ્યો તેથી તારૂં તેજ પ્રદીપ્ત થયું.

तस्मादाशंकमानोहं वृकोदरमतिंतव ।
गदतःक्लीबयावाचा तेजस्तेसमदीदिपं ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि कृष्णवाक्ये गुर्जरभाषायां सप्तसप्ततितमोऽध्यायः ॥७७॥

---

अर्जुनउवाच ॥ उक्तंयुधिष्ठिरेणैव यावद्वाच्यंजनार्दन ।
तववाक्यंतुमेश्रुत्वा प्रतिभातिपरंतप ॥ १ ॥

અર્જુન કહેછે–હે જનાર્દન, હે શત્રુને તપાવનાર, જેટલું કેહેવું હતું તે બધું યુધિષ્ઠિરે કહ્યું, અને હે પ્રભો, તમારાં વચન સાંભળીને તો મને એમ ભાસે છે કે, ધૃતરાષ્ટ્રના લોભથી, વા અમારા દીનપણાથી અથવા કર્મ વિના કેવળ પુરૂષાર્થથી બળનો ઉદય થતો નથી તેથી, પુરૂષના પરાક્રમને નિષ્ફળ જાણી તમો આ કામમાં શાંતિ થવી કઠિણ માનો છો, તેથી તમે એવાં વચન કહ્યાં; તથાપિ તે તેમજ થશે એમ ન કેહેવાય; કારણ કંઇ પણ અસાધ્ય છે એમ બુદ્ધિમાન્ પુરૂષોએ જાણવું નહીં. જે મનુષ્યોને ફળનો ઉદય થતો ન હોય, તેને વાસ્તે પણ યત્ન કર્યો હોય તો ફળે છે, વાસ્તે અમારો તથા કૌરવોનો નાશ કરનાર યુદ્ધને શું કરવા ઇચ્છો છો. હે પ્રભો, સારી રીતે સંપાદન કરેલું કર્મ સફળ થાય છે, વાસ્તે હે કૃષ્ણ, શત્રુઓ સાથે જે રીતે સંપ થાય તે રીતે કરો. હે શૂરવીર, જેમ દેવતા તથા અસુરોના મુખ્ય સંબંધિ બ્રહ્મા છે તેમ પાંડવો તથા કૌરવોના મુખ્ય સંબંધિ તમો છો માટે પાંડવો તથા કૌરવોનું કલ્યાણ થાય તે રીતે કરો, અમારૂં હિત કરવું તમોને દુષ્કર છે એમ હું નથી માનતો. હે જનાર્દન, હે ભગવાન્, એ રીતે તમારે કરવું યોગ્ય છે, માટે આશા છે કે, ત્યાં જતાંવાંતજ તમો તેમ કરશો. હે શૂરવીર, તે દુરાત્મા દુર્યોધન વિષે તમારે બી-

જાું જે રીતે કરવાની ઇચ્છા હોય તો તે રીતે બધું કરજો. હે કૃષ્ણ, તેમની સાથે અમારી સલાહ થાઓ, વા તમારી ઇચ્છા હોય તે પ્રમાણે થાઓ, તમે વિચાર કર્યો હોય તેજ અમારે કર્તવ્ય છે. હે મધુસૂદન, ધર્મરાજ યુધિષ્ઠિરની લક્ષ્મી જોઈ જેનાથી સહન કરી શકાયું નહીં તેમ તે લક્ષ્મી લઈ લેવાનો ધર્મયુક્ત ઉપાય પણ ન જોયો એટલે જુગારરૂપિ ક્રૂર ઉપાયે કરી તેમની લક્ષ્મી હરણ કરી લીધી; દુષ્ટબુદ્ધિવાળો તે દુર્યોધન બંધુ તથા પુત્ર સહિત વધ કરવા લાયક નહીં એમ નહીં એટલે વધ કરવા લાયકજ છે. દ્યૂત વાસ્તે બોલાવેલા યુધિષ્ઠિર પોતાનો પ્રાણ ત્યાગ નજીક આવ્યો તોય પાછા ન હઠયા, ત્યારે ક્ષત્રિય વિષે ઉત્પન્ન થયેલા ધનુષ ધારણ કરનાર દુર્યોધને અધર્મે કરી જીતેલા અમો વનમાં ચાલી નિકળ્યા, ત્યારથી મારે પણ દુર્યોધન મારવા લાયક થયો છે. અને હે કૃષ્ણ, મિત્ર વાસ્તે જે તમે કરવા ઇચ્છોછો તેમાં પણ કંઇ આશ્ચર્ય નથી, માટે જો આપણો ઉદ્યમ સામ ઉપાયથી સફળ થાય તો તે, નહીં તો પછી યુદ્ધથી તેમને મારવા તેજ તમો સારૂં માનતા હોતો જલદી તેમ કરો, એમાં કાંઇ તમારે વિચારવું નહીં અને પાપબુદ્ધિવાળા એ દુર્યોધને સભાના મધ્યમાં દ્રૌપદીને કલેશ પમાડી હતી તે તમે જાણોછો, તેપણ અમે સહન કરયું. હે માધવ, જેમ ખારી જમીનમાં વાવેલું બીજ સારી રીતે ઊગે નહીં, તેમ તે દુર્યોધન પાંડવો વિષે સારી રીતે વર્તે એમ મને લાગતું નથી. માટે હે વાર્ષ્ણેય, પાંડવોનું જેમ હિત થાય ને જે કરવા યોગ્ય જણાય તેમ તે જલદીથી કરો, આપને યોગ્ય લાગે તે કરવામાં વિચાર શો !

तस्माद्यन्मन्यसेयुक्तं पांडवानांहितंचयत् ।
तथाशुकुरुवार्ष्णेय यन्नःकार्यमनंतरं ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि अर्जुनवाक्ये गुर्जरभाषायां अष्टसप्ततितमोऽध्यायः ॥७८॥

---

श्रीभगवानुवाच ॥ एवमेतन्महाबाहो यथावदसिपांडव ।
पांडवानांकुरूणांच प्रतिपत्स्येनिरामयं ॥ १ ॥

શ્રીકૃષ્ણ ભગવાન્ કહે છે—હે મહાબાહો, હે પાંડવ, જે રીતે તમો

કહો છો એજ રીતે તમારૂં તથા કૌરવોનું કુશળ થાય એમ હું કરીશ. હે બીભત્સો, શમ તથા યુદ્ધ એ બેઉ કામમાંથી બધાનું કુશળ થાય તેવી શાંતિ કરવી એ મારા હાથમાં છે, કેમકે હું દૂતછું; તોયપણ દૈવની અનુકૂળતા જોઇયે. જેમ સારી રસાળ જમીનવાળું મેહેનતથી શુદ્ધ કરેલું ક્ષેત્ર હોય પણ કદાચ વર્ષાદજ ન થાય તો તે ફળ ન આપે, ને જ્યાં વાવ્ય અથવા નદીના પાણીથી સિંચન થતું હોય ત્યાં તો પૌરૂષ ફળે છે, એમ કોઈ કહેતું હોય તો તેમ પણ નથી કારણ ત્યાં પણ દૈવની ઇચ્છાથી પાણી સુકાઇ જાય, તો તેમ મહેનત કરવાથી પણ ફળ થતું નથી. માટે દૈવ અનુકૂળ ન હોય તો કેવળ પૌરૂષ ફળ આપે નહીં, એમ પ્રાચીન મહાત્મા પુરૂષોએ બુદ્ધિથી નિશ્ચય કર્યો છે. એ રીતે લોકના હિતનું સાધન દૈવ તથા મનુષ્ય એ બેઉને હાથ છે, એકલા મનુષ્યથી બની શકતું નથી. માટે જેટલો પુરૂષાર્થ બનશે તેટલો હું કરીશ પણ દૈવકર્મ મારાથી અન્યથા કરવા સમર્થ નહીં થવાય. તેમ તે દુર્બુદ્ધિવાળો દુર્યોધન પણ ધર્મ તથા લોક રીતિને પણ મૂકીને વિચરે છે, અને તેવું અનર્થરૂપ કર્મ કરયું છતાં પાછો તપાયમાન પણ નથી થતો. તેમ વળી એના મંત્રી શકુનિ, કર્ણ તથા તેના ભાઇ દુ:શાસન, એની પાપિષ્ટ બુદ્ધિને વધારે છે. માટે પરિવાર સહિત પોતાનો વધ થયા વગર તે દુર્યોધન રાજ્ય આપી શાંતિને પામવાનો નથી. તેમ ધર્મરાજા યુધિષ્ઠિર પ્રણિપાત કરે છે, પણ રાજ્ય મૂકી દેવા નથી ઇચ્છતા, ને દુર્બુદ્ધિવાળો તે યાચના કરવાથી રાજય આપનાર નથી. હે ભારત, ફોકટ દીનતા દેખાડવી પડે માટે યુધિષ્ઠિરે જે કહ્યું છે તે તેને કેહેવું હું નથી ધારતો, અને પરસ્પર શાંતિ થવારૂપ પ્રયોજન જે ધર્મરાજે કહ્યું છે, તેપણ બધું તે પાપરૂપ કૌરવ દુર્યોધન કરશે નહીં. તેમ કરવાથી સર્વ લોક વિષે એ વધ કરવા જોગ ઠરશે. તેમજ મારે તથા બધા જગતને પણ એ હણવા લાયક થશે. જે કુમારપણામાંજ તમને સર્વને હમેશ તિરસ્કાર કરતો હતો, અને વળી જે દુરાત્મા ક્રૂર બુદ્ધિવાળાએ તમારૂં રાજ્ય પણ લઇ લીધું. એવો તે પાપરૂપ યુધિષ્ઠિરની લક્ષ્મી જોઇ કેમ શાંતિ પામે! હે પાર્થ, જે તમારી સાથે મારો સ્નેહ છે તે તોડવા વારંવાર મને પણ ઠગાવા લાગ્યો, પણ તેનો પાપરૂપ અભિપ્રાય મેં ગ્રહણ કરયો નહીં. હે મહાબાહો, હે અર્જુન, એના ખરાબ મતને તથા એના અંતઃકરણને અને ધર્મરાજનું પ્રિય કરવા ઇચ્છતા મને તથા મારા પરમ મતને તું સારી રીતે જાણે છે, તોયપણ અજાણની પેઠે હાલ કેમ

શંકા કરે છે? હે પાર્થ, પૃથ્વીનો ભાર ઉતારવા દેવતાઓના અવતારરૂપ દિવ્યવિધાન પણ તું બધું જાણે છે, માટે તે દિવ્યવિધાન થઈ ગયું, હવે શત્રુઓ સાથે કેમ શાંતિ થાય. હે પાર્થ, વાણીકર્મવડે જે મારાથી કરી શકાશે તે હું કરીશ, પણ શત્રુઓ સાથે શમ થવાની ઇચ્છા હવે હું નથી રાખતો. વિરાટના ગૌહરણ વિષે ગયા વર્ષમાં રસ્તામાં ભીષ્મે યાચના કરી જે પાંડવોને ભાગ આપ અને એમની સાથે સંધિ કર, તોયપણ દુર્યોધને માન્યું નહીં. અને થોડું રાજ્ય પાછું આપવામાં પણ તે સંતુષ્ટ થયો નહીં. તથાપિ સર્વથા ધર્મરાજની આજ્ઞા પ્રમાણે મારે કરવું યોગ્ય છે, તેમ તે દુરાત્માનું પાપરૂપ કર્મ પણ વિચારવું જોઇએ.

सर्वथातुमयाकार्यं धर्मराजस्यशासनं ।

विभाव्यंतस्यभूयश्च कर्मपापंदुरात्मनः ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि श्रीकृष्णवाक्ये गुर्जरभाषायां ऊनाशीतितमोऽध्यायः ॥७९॥

---

नकुलउवाच ॥ उक्तंबहुविधंवाक्यं धर्मराजेनमाधव ।

धर्मज्ञेनवदान्येन श्रुतंचैवहितत्त्वया ॥ १ ॥

નકુળ કહેછે—હે માધવ, મધુર બોલનાર તથા ધર્મજ્ઞ એવા ધર્મરાજાએ ઘણી તરેહનાં વાક્ય કહ્યાં તે તમે સાંભળ્યાં. હે માધવ, રાજાનું મત જાણી ભીમસેને પણ સારી રીતે શમ થાય તેમ કહીને પછી પોતાનું બાહુબળ પણ કહી દેખાડ્યું. હે શૂરવીર, તેમજ અર્જુને જે કહ્યું તે પણ તમે સાંભળ્યું, અને તમારૂં પોતાનું મત પણ તમે વારંવાર કહિ દેખાડ્યું. હે પુરૂષોત્તમ, એ રીતે પારકાં મત સાંભળીને એ બધાને અતિક્રમણ કરી તમને તે વખતે જે યોગ્ય જણાય તે કરજો. હે કેશવ, હે શત્રુને દમન કરનાર, જેવાં જેવાં નિમિત્ત તેવા મતભેદ પણ થાય છે, તથાપિ મનુષ્યોએ જે વખતે જે યોગ્ય હોય તેજ કરવું જોઇએ; માટે તમે પણ ત્યાં તે પ્રસંગે યોગ્ય લાગે તે કરજો. હે પુરૂષસત્તમ, વળી જગતમાં મનુષ્યોની બુદ્ધિ સદાકાળ કંઈ સરખી રહેતી નથી, તે કારણથી પહેલી વખતમાં કરેલા વિચાર બીજી વખતમાં બદલાઈ જતાં વાર લાગતી નથી. હે કૃષ્ણ, અમે જ્યારે વનવાસમાં હતા ત્યારે અમારી પોતાની બુદ્ધિ જૂદી તરેહની હતી. છુપા રહ્યા હતા ત્યારે તેથી જૂદી હતી અને આ ટાણે

પ્રસિદ્ધ થયા એટલે વળી એક બીજી રીતનીજ મતિ થઈ. હે વાર્ષ્ણેય, તેમજ હાલ અમને રાજ્ય વિષે જેવો આદર છે તેવો વનવાસ કરતા હતા તે વખતે નહોતો. હે શૂરવીર, હે જનાર્દન, વનવાસથી નિવૃત્ત થયા અમોને સાંભળી આ સાત અક્ષૌહિણી સેના તમારા પ્રસાદથી આવી છે. અચિંત્ય બળ, પરાક્રમવાળા, પુરૂષમાં સિંહરૂપ તથા શસ્ત્રધારી એવા આ યોદ્ધાઓને જોઇ, એવો કોણ પુરૂષ છે કે વ્યથા ન પામે! વળી તમે કૌરવોના મધ્યમાં આરંભે શાંતવન ને છેવટમાં ભય હોય એવાં વચન બોલજો, કે જેથી મંદબુદ્ધિવાળો દુર્યોધન ક્રોધ ન કરે હે કેશવ, હે માધવ, યુધિષ્ઠિર, ભીમસેન, કોઇથી પરાજય પામે નહીં એવો અર્જુન, સહદેવ, હું, તમે, બળરામ, મહાપરાક્રમિ સાત્યકિ, પુત્ર સહિત વિરાટ, અમાત્ય સહિત દ્રુપદ, ધૃષ્ટદ્યુમ્ન, પરાક્રમિ કાશિરાજ તથા ચેદિદેશનો પતિ ધૃષ્ટકેતુ, એટલા સાથે યુદ્ધમાં માંસ તથા રૂધિરનો ભરેલો કોણ મનુષ્ય યુદ્ધ કરી શકનાર છે! હે મહાબાહો, તમો ગમનમાત્રમાંજ કેવળ ધર્મરાજનો ઇષ્ટ અર્થ સાધશો એમાં સંશય નહીં. હે નિષ્પાપ, વિદુર, ભીષ્મ, દ્રોણ તથા બાહ્લિક એટલા શ્રેય જાણવામાં સમર્થ છે; માટે તેમને કેહેશો એટલે તે ધૃતરાષ્ટ્ર રાજાને તથા પાપરૂપ આચરણવાળા અમાત્ય સહિત દુર્યોધનને પણ સમજાવશે. હે જનાર્દન, જ્યાં સાંભળનાર વિદુર અને કેહેનાર તમો છો એટલે હાથમાંથી ગયેલી વાત પાછી કેમ ઠેકાણે નહીં આવે!!

श्रोताचार्थस्यविदुर स्त्वंचवक्ताजनार्दन ।
कंमिवार्थनिवर्तंतं स्थापयतांनवर्त्मनि ॥

इति श्रीमहाभारते उद्योगपर्वाणि भगवद्यानपर्वणि नकुलवाक्ये गुर्जरभाषायां अशीतितमोऽध्यायः ॥८०॥

---

सहदेवउवाच ॥ यदेतत्कथितंराजा धर्मएषसनातनः ।
यथाचयुद्धमेवस्या त्तथाकार्यमरिंदम ॥१॥

સહદેવ કહે છે–હે શત્રુને દમન કરનાર, જે આ ધર્મરાજાએ કહ્યું એ સનાતન ધર્મ છે, તથાપિ જે રીતે યુદ્ધ થાય તેમ કરજો. હે દાશાર્હ, કદિ કૌરવો પાંડવો સાથે શાંતિ કરવાને ઇચ્છે તોયપણ તમો તેમની સાથે યુદ્ધ થાય તેવી યોજના કરજો. હે કૃષ્ણ, સભામાં આણેલી દ્રૌપદીને જોઇ દુર્યોધન વિષે થયેલો મારો ક્રોધ તેને મારયા વગર કેમ શાંત થાય. હે કૃ-

પણ, કદિ ભીમ, અર્જુન તથા ધર્મરાજ યુધિષ્ઠિર ધર્મિષ્ટ થતા હોય તો થાઓ તોયપણ હું તો ધર્મને મૂકીને સંગ્રામમાં તેની સાથે યુદ્ધ કરવાને ઇચ્છું છું. એ રીતે સહદેવ બોલી રહ્યા પછી, સાત્યકીએ પણ કહ્યું કે, હે મહાબાહો, હે કૃષ્ણ, મહાબુદ્ધિમાન્ સહદેવે "દુર્યોધનને મારયા પછી મારો ક્રોધ શાંત થશે" એમ કહ્યું તે સત્ય છે. ચીર તથા મૃગચર્મનાં વસ્ત્ર ધારણ કરનાર દુઃખિત પાંડવોને વનમાં જોઈ તમને પણ ક્રોધ ઉત્પન્ન થયો હતો એ શું ભૂલી ગયા ! માટે હે પુરૂષોત્તમ, સંગ્રામમાં કઠિણ, શૂરવીર માદ્રી પુત્ર સહદેવે જે વચન કહ્યાં તે સર્વ યોદ્ધાઓને પણ માન્ય છે. વૈશંપાયન કેહેછે—હે જનમેજય. એ રીતે મહાબુદ્ધિમાન્ સાત્યકિએ વાક્ય કહ્યાં, તેટલામાં ત્યાં ચોતરફ બેઠેલા યોદ્ધાઓનો અત્યંત ભયંકર સિંહના સરખો શબ્દ "યુદ્ધજ કરવું યુદ્ધજ કરવુ" એમ થવા લાગ્યો અને ચોતરફથી યુદ્ધ કરવાની છે ઇચ્છા જેમને એવા બધા શૂરવીરો સાત્યકિને હર્ષ કરતા તેનાં વચનને વખાણવા લાગ્યા.

सर्वेहिसर्वशोवीरा स्तद्वचःप्रत्यपूजयन् ।
साधुसाध्वितिशैनेयं हर्षयंतोयुयुत्सवः ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वाणि सहदेवसात्यकिवाक्ये गुर्जरभाषायां एकाशीतितमोऽध्यायः ॥८१॥

---

**वैशंपायनउवाच ॥ राज्ञस्तुवचनंश्रुत्वा धर्मार्थसहितंहितं ।**
**कृष्णादाशार्हमासीन मब्रवीच्छोककर्शिता ॥१॥**

વૈશંપાયન કેહેછે—હે જનમેજય, ધર્માર્થ સહિત હિતરૂપ રાજાનાં વચન સાંભળી શોકથી દુર્બળ થઈ ગયેલી દ્રૌપદી બેઠેલા શ્રીકૃષ્ણ પ્રત્યે કેહેવા લાગી, અતિ કાળા અને લાંબા છે કેશ જેના એવી તે દ્રુપદની કન્યા સહદેવને તથા મહારથિ સાત્યકિને વખાણી, ભીમસેનને અત્યંત શાંત થયેલા જોઈ આંખમાં આંસુ આણી મનમાં ઘણો ખેદ પામીને એમ કેહેવા લાગી કે, હે મહાબાહો, હે ધર્મજ્ઞ, હે મધુસૂદન, જે રીતે છળ કરી અમાત્ય સહિત ધૃતરાષ્ટ્રના પુત્રે પાંડવોને રાજયભ્રષ્ટ કર્યા છે, તે બધું તમે જાણો છો. હે જનાર્દન, હે દાશાર્હ, અને જે રીતે સંજયને યુધિષ્ઠિર રાજાએ એકાંતમાં પોતાનો વિચાર સંભળાવ્યો; તે યુધિષ્ઠિરનું મત પણ

તમે જાણ્યું. હે તાત, હે મહાદ્યુતે, તેમણે સંજયને જે કહ્યું તે બધું પણ તમે સાંભળ્યું. તેમનું કહેવું એવું હતું જે અવિસ્થળ, વૃકસ્થળ, માકંદી, વારણાવત તથા કંઈ એક બીજું પાંચમું, એ રીતે પાંચ ગામ અમને આપે, એમ દુર્યોધનને તથા એના સંબંધિયોને કહેવરાવ્યું; પણ, હે દાશાર્હ, હે કૃષ્ણ, સંધિને ઇચ્છનાર યુધિષ્ઠિરનું તે વાક્ય સાંભળીને પણ દુર્યોધને તેમ કરવું નહીં; માટે હે કૃષ્ણ, રાજ્ય આપ્યા વગર કદિ દુર્યોધન સંધિ કરવાને ઇચ્છે તો તેમ તમારે ત્યાં જઈને ક્યારેય કરવું નહીં. હે મહાબાહો, સૃંજય સહિત પાંડવો, કોપેલા ભયંકર દુર્યોધનના સૈન્ય સામા ઉભા રહેવા સમર્થ થશે. હે મધુસૂદન, તેમને વિષે સામ તથા દાને કરી કોઇપણ અર્થ સિદ્ધ કરી શકાય એમ નથી; માટે તેમને વિષે તમારે દયા કરવી નહીં. હે કૃષ્ણ, સામ તથા દાને કરી જે શત્રુઓ શાંતિ પામે નહીં તેમના વિષે, પોતાના જીવિતનું રક્ષણ કરનાર પુરૂષે દંડની યોજના કરવી. માટે હે અચ્યુત, હે મહાબાહો, સૃંજય તથા પાંડવો સહિત તમારે જલદી તેમને વિષે દંડ ઉપાય કરવો જોઇએ. હે કૃષ્ણ, એમ કરવું પાંડવોને યોગ્ય છે, અને તેથી તમારૂં મોટું યશ છે, તથા ક્ષત્રિયોને પણ સુખ થશે. હે દાશાર્હ, સ્વધર્માચરણ કરનાર ક્ષત્રિયે લોભી ક્ષત્રિય કે અક્ષત્રિય જે હોય તેને મારવો, પણ સર્વ પાપ વિષે રહેલો હોય તોય બ્રાહ્મણને ન મારવો; કારણ બ્રાહ્મણ સર્વ વર્ણના ગુરૂ તથા પૂજ્ય છે. હે જનાર્દન, ના મારવા લાયકને મારવાથી દોષ લાગે છે; તેમજ મારવા લાયકને ન મારવાથી પણ દોષ લાગે છે, એમ ધર્મજ્ઞ પુરૂષો કહે છે, હે કૃષ્ણ, પાંડવ, દાશાર્હ, સૃંજય તથા સૈનિકો સહિત તમને એ દોષ જે રીતે સ્પર્શ ન કરે તે રીતે કરો. હે જનાર્દન, હે કેશવ, હે કૃષ્ણ, ફરીને વળી હું તમોને વિશ્વાસથી કહું છું. મારા સરખી સ્ત્રી પૃથ્વીમાં કોણ છે, દ્રુપદની કન્યા, વેદીના મધ્યમાં ઉત્પન્ન થયેલી, ધૃષ્ટદ્યુમ્નની બેહેન, તમારી પ્રિયા સખી અજમીઢના કુળમાં પ્રાપ્ત થયેલી. મહાત્મા પાંડુ રાજાની પુત્રવધુ અને તેજે કરી પાંચ ઇંદ્ર સરખા પાંચ પાંડવોની સ્ત્રી, ને શૂરવીર પાંચ પાંડવોવડે કરી મહારથિ પાંચ પુત્રો મારા વિષે ઉત્પન્ન થયેલા એવી હું છું. હે કૃષ્ણ, અભિમન્યુ જેમ તમારો ભાણેજ તેમ ધર્મથી તેપણ તમારા ભાણેજ. હે કેશવ, તે હું પાંડવ દેખે તે રીતે અને તમે વિદ્યમાન છતે કેશગ્રહને પ્રાપ્ત થઈ એટલે મારો ચોટલો તણાયો અને સભાના મધ્યમાં ક્લેશ પામી. પાંચાળ રાજાઓ, વૃષ્ણિયો તથા પાંડવો જીવતે પાપીષ્ટોની દાસી થઇ હું સભામાં ઉભી, તે વખતે પાંડવો જોતા હતા તોયે તેમણે ક્રોધ ન કર્યો; તેમ કંઈ

ચેષ્ટાપણ ન કરી. ત્યારે "હે ગોવિંદ મારી રક્ષા કરો" એમ મનમાં તમારૂં મેં ચિંતન કર્યું. ત્યાં સમર્થ શ્વશુર ધૃતરાષ્ટ્રે મને એમ કહ્યું કે, હે પાંચાળિ, મારાથિ તમે વર માગવા લાયક છો માટે વર માગો. ત્યારે હે કેશવ, મેં માગ્યુ કે રથ તથા આયુધ સહિત પાંડવો દુર્યોધનના દાસ માં થાઓ. ત્યારે પાંડવો તેના તાબામાંથી વનવાસ કરવા નિકળ્યા. હે પુંડરિકાક્ષ, હે જનાર્દન, એવી તરેહનાં તેઓએ અમોને જે દુઃખ દીધાં છે તે તમો જાણો છો, માટે સ્વામી, જ્ઞાતિ તથા સંબંધિ સહિત અમારી પક્ષ કરો. હે કૃષ્ણ, ભીષ્મ તથા ધૃતરાષ્ટ્રની હું ધર્મથી પુત્રવધુ થાઉં તે મને બલાત્કારથી દુષ્ટોએ દાસી કરી. હે કૃષ્ણ, અર્જુનના ધનુષ ધરવાને તથા ભીમના બળને ધિક્કાર છે અને તે ફોકટ છે, નહિતો એવું કામ કરી, શું દુર્યોધન બે ઘડીપણ જીવે! હે કૃષ્ણ, જો હું તમારે અનુગ્રહ કરવા લાયક હોઉં, અને મારા વિષે તમને દયા હોયતો ધૃતરાષ્ટ્રના પુત્રો ઉપર તમારે પૂર્ણ ક્રોધ કરવો. વૈશંપાયન કહે છે— હે જનમેજય, એવાં વચન કહી સુંદર કટિપશ્ચાત્ ભાગવાળી, હસ્તિ સરખી છે ગતિ જેની, વેણીરૂપે દુઃશાસને ખેંચેલા છે તોય કોમળ, કુટિલ છે અગ્રભાગ જેના એવા કેશથી સારા દેખાવ સહિત, અત્યંત નીલા, સર્વ સુગંધિ દ્રવ્યે સુવાસિત, સર્વ લક્ષણ સંપન્ન, મ્હોટા સર્પ સરખી કાંતિવાળા પોતાના કેશપાશને ડાબા હાથે પકડી કમળ સરખાં નેત્રવાળી દ્રૌપદી શ્રીકૃષ્ણની પાસે જઇ આંખમાં આંસુ આણી એવાં વચન કેહેવા લાગી કે, હે પુંડરીકાક્ષ, દુઃશાસનના હાથે ખેંચાયલો આ કેશપાશ જૂવો, તેણે કેવો ખેંચ્યો છે! માટે સામાની સાથે સંધિને ઇચ્છતા તમોએ સર્વ કાર્ય વિષે આ પણ યાદ રાખ્યાં કરવું. હે કૃષ્ણ, કદિ ભીમ તથા અર્જુન કૃપણતાને લીધે સંધિની ઇચ્છા રાખતા હોય તો, મહારથી પુત્રો સહિત વૃદ્ધ એવો મારો પિતા યુદ્ધ કરશે. વળી તેમજ હે મધુસૂદન, અભિમન્યુને આગળ કરી મહા પરાક્રમિ મારા પાંચ પુત્રો કૌરવો સાથે યુદ્ધ કરશે. હે કૃષ્ણ, જ્યાંસૂધી પાપરૂપ દુઃશાસનનો હાથ સારી રીતે કપાઈ ગયેલો તથા રજથી ભરેલો હું ન જોઉં, ત્યાંસૂધી મારા હૃદયને કેમ શાંતિ વળે! પ્રદીપ્ત અગ્નિની પેઠે હૃદયમાં ક્રોધ રાખી વાટ જોતાં મને તેર વર્ષ તો વીતિ ગયાં. હે શત્રુને ભય કરનાર, હે કૃષ્ણ, તમે આ ટાણે ધર્મ વિચારવા જાઓ છો ખરા, પણ તેમની વાણીરૂપિ શલ્યથી પીડા પામતું મારૂં હૃદય ચિરાઈ જાય છે. વિશાળ નેત્રવાળી દ્રૌપદી એટલાં વચન કહી અશ્રુથી રૂંધાયલા કંઠે કરી ગદ્ગદ્ સ્વરે કંપાયમાન થઇ નેત્રમાંથી પડતાં

ઉષ્ણ જળે કરી સ્તનને ભીંજાવતી અત્યંત રોવા લાગી. તે વખતે મહાબાહુ કેશવ ભગવાન્ તેને સાંત્વન કરી કહેવા લાગ્યા કે, હે દ્રૌપદિ, થોડા વખતમાં તું કૌરવોની સ્ત્રિયોને રોતિયો દેખીશ! હે ભીરૂ, જેમની ઉપર તું ક્રોધિ થયેલી છે, તેમની સ્ત્રિયો પોતાના બંધુઓ મરવાથી, જે રીતે તું રૂવે છે તેજ રીતે થોડા વખતમાં રોશે. હું પોતે યુધિષ્ઠિરની આજ્ઞાથી દૈવ ઇચ્છાવડે ભીમ અર્જુન, નકુળ તથા સહદેવ સહિત તે કામ કરીશ. કાળે કરી પાકી રહેલા ધૃતરાષ્ટ્રના પુત્રો જો મારાં વચન નહીં સાંભળે તો નાશ પામી પૃથ્વીમાં શયન કરશે અને કૂતરાં તથા શીયાળિયા તેમને ખાશે! હે દ્રૌપદિ, હિમવાન્ પર્વત ચલાયમાન થાય, પૃથ્વી સો બાજુથી ફાટી જાય, કદિ નક્ષત્ર સહિત સ્વર્ગ પડે, પણ મારૂં વચન ફોકટ થાય નહીં! હે દ્રૌપદિ, આ હું સત્ય પ્રતિજ્ઞા કરૂં છું, માટે હવે રડતી માં, અને શત્રુ રહિત થયેલા એવા લક્ષ્મીયુક્ત પતિને તું થોડા વખતમાં દેખીશ.

सत्यंतेप्रतिजानामि कृष्णेबाष्पोनिगृह्यतां ।
हतामित्रान्श्रियायुक्ता नचिराद्दक्ष्यसेपतीन् ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि द्रौपदीकृष्णसंवादे गुर्जरभाषायां द्व्यशीतितमोऽध्यायः ॥८२॥

---

**अर्जुनउवाच ॥ कुरूणामद्यसर्वेषां भवान्सुहृदनुत्तमः ।**
**संबंधीदयितोनित्य मुभयोःपक्षयोरपि ॥१॥**

અર્જુન કહેછે—હાલ સર્વ કૌરવોના તમે ઉત્તમ સગા છો, તેમ નિરંતર બેઉ પક્ષના સંબંધિ તથા પ્રિય પણ છો. હે કેશવ, અને પાંડવોએ ધૃતરાષ્ટ્રના પુત્રોનું કુશળ કરવું જોઇએ, વાસ્તે તમે સમર્થ શાંતિ કરવા લાયક છો. હે શત્રુને હણનાર, હે પુંડરીકાક્ષ, અહિંથી જઇ તમે ક્રોધિ ભાઈ દુર્યોધન પ્રત્યે શાંતિ થાય એવું સંભવિત બોલજો, કદિ ધર્માર્થયુક્ત હિતકારક કલ્યાણરૂપ વચન તમો કેહેશો તોયે બાળબુદ્ધિવાળો તે ગ્રહણ નહીં કરે; અને મૃત્યુ વશ થશે. એવાં અર્જુનનાં વચન સાંભળી શ્રીકૃષ્ણે કહ્યું કે, ધર્મયુક્ત તથા આપણું જેમાં હિત છે, અને કૌરવોનું પણ જેથી અનામય થાય તેજ કરવા સારૂં આ હું ધૃતરાષ્ટ્ર પાસે જાઊં છું. વૈશંપાયન કહેછે—હે જનમેજય, વળતી રાત્રિ વિત્યા પછી નિર્મળ આકાશમાં સૂર્યોદય થયો ત્યારે જન્મ નક્ષત્રથી આઠમા મુહૂર્તમાં, કાર્તિક

માસ વિષે રેવતી નક્ષત્રમાં, તથા શરદ્દતુનો અંત અને હેમંતનો છે આરંભ જેમાં એવો સમૃદ્ધ ધાન્યથી સુખરૂપ કાળ થયો, ત્યારે બુદ્ધિમાનમાં શ્રેષ્ઠ સમર્થ ભગવાન્ ઋષિયોની વાણી જેમ ઇંદ્ર સાંભળે, તેમ વિખ્યાત બ્રાહ્મણોની મંગળરૂપ પવિત્ર શબ્દવાળી સત્યવાણી સાંભળતાં પોતે જનાર્દન સ્નાન કરી પવિત્ર થઈ, અલંકાર ધારણ કરી, પોતાનું પૂર્વે દિવસનું આન્હિક કર્મ કરી, સૂર્ય તથા અગ્નિની ઉપાસના કરી, બળદના વાંસાનો સ્પર્શ કરી, બ્રાહ્મણોને પ્રણામ કરી, અગ્નિને પ્રદક્ષિણા કરી, આગળ મંગળરૂપ વસ્તુ જોઈ, પાંડવનું વચન યાદ કરી, શિનિના પૌત્ર સાત્યકિ પ્રત્યે એમ કહેવા લાગ્યા કે, કર્ણ તથા શકુની સહિત દુર્યોધન દુષ્ટબુદ્ધિવાળો છે, માટે રથ વિષે શંખ, ચક્ર, ગદા, ભાથાઓ, સાંગ્યો તથા બીજાં પણ સર્વ આયુધો મૂકો, કેમકે કદિ શત્રુ દુર્બળ હોય તોયપણ બળવાને તેનાથી ગફલતમાં રહેવું નહીં એવાં શ્રીકૃષ્ણનાં વચન સાંભળી, તેમનું મત જાણી આગળ ચાલનારા ચાકરો રથ જોડવા વાસ્તે ચક્ર, ગદા ઇત્યાદિ શસ્ત્રો હાથમાં લઇ પાસે આવવા લાગ્યા. પછી કાલાગ્નિ સરખો તથા આકાશમાં રહેલા સૂર્ય સરખો પ્રદીપ્ત, સૂર્ય તથા ચંદ્ર સરખા પ્રકાશમાન બે ચક્રથી શોભિતો, અર્ધચંદ્ર, મત્સ્યાકૃતિ મૃગ પક્ષિ ઇત્યાદિ ચિત્રથી ચિત્રેલો નાના પ્રકારના પુષ્પથી વિચિત્ર પ્રકારનો, ચોતરફ મણિ તથા રત્નથી જડિત, તરૂણ સૂર્ય સરખી કાંતિવાળો, અતિ સુંદર છે દેખાવ જેનો, મણિ તથા હેમથી વિચિત્ર પ્રકારનાં છે અંગ જેનાં, રૂડા પતાકાવાળો, સારા છે ઉપસ્કર જેમાં, વિંટેલું છે વ્યાઘ્રચર્મ જેમાં, કોઇથી ધર્ષણ થાય નહીં એવો, શત્રુના યશને હણનાર યાદવોને આનંદ કરનાર એવો તે રથ, તેમણે સર્વ સંપતથી શોભિતા, નવરાવેલા, શૈબ્ય, સુગ્રીવ, મેઘ, પુષ્પ તથા બલાહક નામના અશ્વ સાથે જોડયો. અને શ્રીકૃષ્ણના મહિમાને વધારનાર મ્હોટા શબ્દવાળા, તે રથ વિષે ગરૂડનું છે ચિન્હ જેમાં એવી ધ્વજા જોડી મેઘ તથા નગારાં સરખો જેનો શબ્દ છે એવા મેરૂપર્વતના શિખર સરખા શોભાયમાન તે રથ પ્રત્યે ઇચ્છા પ્રમાણે ચાલનાર વિમાનમાં જેમ બેસે, તેમ શ્રીકૃષ્ણ, વિરાજમાન થયા. પછી પુરૂષોત્તમ ભગવાન્, સાત્યકિને પોતાની પાસે રથમાં બેસાડી, રથના શબ્દે કરી પૃથ્વી તથા આકાશને શબ્દાયમાન કરતા પ્રયાણ કરવા લાગ્યા. તે વખતે વાદળાં વગરનો નિર્મળ સમય થયો, ને પવિત્ર વાયુ વાવા લાગ્યો, તેમ રજ પણ ક્યાંય ઉડતી ન હતી, અને મંગળરૂપ મૃગ તથા પક્ષિયો જમણી બાજુ સામાં આવવા લાગ્યાં. તેમજ

બીજાં સારસ, હંસ તથા ઘણી પાંખોવાળાં પક્ષિયો પણ મંગળરૂપ અર્થ દેનાર, પોતાના શબ્દે કરી વાસુદેવના પ્રયાણ વિષે તેમને અનુસરવા લાગ્યાં. અને મંત્રાહુતિ તથા મ્હોટા હોમે કરી હોમ કરેલો અગ્નિ પણ ધૂમાડા વગરનો થઈ જમણી બાજુ છે શિખા જેની એવો મંગળરૂપ થયો. વસિષ્ટ, વામદેવ, ભૂરીદ્યુમ્ન, ગય, ક્રથ, શુક્ર, નારદ, વાલ્મીક, મરૂત, કુશિક. ભૃગુ તથા બીજા કેટલાક દેવર્ષિ બ્રહ્મર્ષિ એકઠા મળી, યદુકુળને સુખ દેનાર શ્રીકૃષ્ણને પ્રદક્ષિણા કરવા લાગ્યા. એ રીતે મ્હોટા ભાગ્યવાળા, મહર્ષિ ગણ તથા સત્પુરૂષોએ જેની પૂજા કરી છે એવા શ્રીકૃષ્ણ, કૌરવોના ઘર તરફ પધારવા લાગ્યા. તે વખતે કુંતિપુત્ર યુધિષ્ઠિર, ભીમસેન, અર્જુન, માદ્રીપુત્ર નકુળ, તથા સહદેવ, પરાક્રમિ ચેકિતાન, ચેદિ દેશનો પતિ ધૃષ્ટકેતુ, દ્રુપદ, કાશીરાજ, મહારથી શીખંડિ, પુત્ર સહિત ધૃષ્ટદ્યુમ્ન, કેકયો સહિત વિરાટ, એટલા ક્ષત્રિયો કાર્ય સિદ્ધ થવા વાસ્તે ક્ષત્રિયમાં શ્રેષ્ઠ એવા શ્રીકૃષ્ણને પાછળ વળાવા ચાલ્યા. તેમજ તેજસ્વી એવા કુંતિના પુત્ર ધર્મરાજ યુધિષ્ઠિર પણ ગોવિંદ ભગવાનની પાછળ મૂકવા જઈ એટલા રાજાઓની પાસે આવી રીતે વચન કેહેવા લાગ્યા કે, જે આ કામ, ભય, લોભ, તથા અર્થ વાસ્તે પણ અન્યાયને અનુસરે નહીં, સ્થિર બુદ્ધિવાળા, લોભ રહિત, ધર્મજ્ઞ, ધૈર્યવાન, સર્વ ભૂતોમાં ચતુર, સર્વ પ્રાણિયોના નિયંતા, દેવના દેવ સનાતન છે; એમ કહી સર્વ ગુણ સંપન્ન શ્રીવત્સ નામના ચિન્હને ધારણ કરનાર તે શ્રીકૃષ્ણને સારી રીતે મળી એવો સંદેશો કેહેવા લાગ્યા કે, હે જનાર્દન, જે અબળાએ બાળપણમાં અમને વૃદ્ધિ પમાડ્યા, ઉપવાસ તથા તપ વિષે છે શીલ જેનું, હમેશ જે અમારા કલ્યાણમાં, દેવતા અતિથિની પૂજામાં તથા વડિલોની સેવામાં તત્પર, વાત્સલ્યયુક્ત, પ્રિય છે પુત્ર જેને, અમોને જે પ્રિય, હે શત્રુને નાશ કરનાર, વળી દુર્યોધનના ભયથી જે અમારૂં રક્ષણ કરતી હતી, અને જેમ સમુદ્રમાંથી નાવ ઉદ્ધાર કરે તેમ મ્હોટા મૃત્યુરૂપિ ભયથી જે અમારો ઉદ્ધાર કરતી હતી, હે માધવ, અમારે વાસ્તે જેણે નિરંતર દુઃખ ભોગવ્યાં, તે દુઃખ પામવા લાયક નહીં એવી તેને કુશળ પૂછજો. અને એ પુત્ર શોકે કરી વ્યાપ્ત થયેલીની અત્યંત આશ્વાસના કરજો. અને અમારૂં નામ લઇ પ્રણામ કરી તમે તેને મળજો. હે શત્રુને દમન કરનાર, વિવાહ થયા પછી સાસરા સંબંધિ દુઃખ અને તિરસ્કારને જોઇ, દુઃખને લાયક નહીં એવી તે દુઃખનેજ ભોગવે છે. માટે હે કૃષ્ણ, હે શત્રુને દમન કરનાર,

જ્યારે કદિ દુઃખ ટળવાનો વખત આવશે, ત્યારે કલેશ પામેલી માને હું સુખ આપીશ. જે વખતે અમે ચાલ્યા તે વખતે પાછળ દોડતી હતી, કૃપણ પુત્રની ઇચ્છા રાખનારી, રૂદન કરતી એવી એને મૂકી અમે વનમાં ગયા. હે કેશવ, હે આનર્તસત્કૃત, પુત્રની આધિથી અત્યંત પીડાયલી, તે દુઃખથી મરણ ન પામી હોય, ને જો જીવતી હોયતો મારાં વચનથી તેને પ્રણામ કરજો. અને કુરૂકુળમાં મુખ્ય ધૃતરાષ્ટ્ર, અવસ્થાએ વૃદ્ધ બીજા રાજાઓ ભીષ્મ, દ્રોણ તથા કૃપાચાર્ય ઇત્યાદિને પણ મારાં વચનથી અભિવંદન કરજો. મહારાજ બાહ્લિક, અશ્વત્થામા, સોમદત્ત તથા સર્વ ભરત પ્રત્યે વચનથી મારા યથાયોગ્ય કેહેજો, અને હે મધુસૂદન, કૌરવોના વિચાર ધારણ કરનારા, મહાપ્રાજ્ઞ, અગાધ બુદ્ધિવાળા ધર્મજ્ઞ વિદુરને મળજો. એ રીતે ત્યાં રાજાઓના મધ્યમાં યુધિષ્ઠિર રાજા કેશવ ભગવાનને કહી, પ્રદક્ષિણા કરી તેમની આજ્ઞાથી પાછા ઘર તરફ આવવા લાગ્યા. અને પાછા વળવા વખતે અર્જુન પુરૂષમાં શ્રેષ્ઠ, સામા શૂરવીરને હણનાર, કોઇથી પરાજય પામેલા નહીં એવા પોતાના મિત્ર દાશાર્હ શ્રીકૃષ્ણ પ્રત્યે કેહેવા લાગ્યા કે,—હે સમર્થ, હે ગોવિંદ, પૂર્વે આપણે વિચાર કરવા બેઠા હતા તે વખતે બધા રાજા જાણે તેમ તે અર્ધ રાજ્ય આપે એમ નિશ્ચય કરેલો છે, તે રીતે તિરસ્કાર કરયા વગર જો તે સત્કાર કરે તો મારૂ પણ પ્રિય થાય અને તે પણ મ્હોટા ભયથી મૂકાય, અને હે જનાર્દન, ઉપાયને ન જાણનાર ધૃતરાષ્ટ્રનો પુત્ર એથી જો ઉલટું કરશે તો નિશ્ચય ક્ષત્રિયોનો હું નાશ કરીશ. વૈશંપાયન કહે છે-હે જનમેજય, એમ અર્જુને કહ્યું તે સાંભળી ભીમસેન અત્યંત પ્રસન્ન થયા. અને ક્રોધવશ થઇ વારંવાર કંપવા લાગ્યા, અને હર્ષથી પ્રફુલ્લિત થયું છે મન જેનું એવા ભીમસેન મ્હોટા શબ્દ કરવા લાગ્યા. જે શબ્દ સાંભળી બીજા ધનુષ ધારણ કરનાર કંપવા લાગ્યા. અને ત્યાં ઉભેલા હાથી, ઘોડા ઈત્યાદિ સર્વ વાહનોનાં મળ મૂત્ર છૂટી ગયાં. એ રીતે કેશવ ભગવાનને પોતાનો નિશ્ચય કહી, તેમને મળીને તેમની આજ્ઞાથી અર્જુન પાછા ઘર તરફ વળ્યા, અને બીજા સર્વે રાજાઓ પણ પાછા વળ્યા. પછી સૈન્ય સુગ્રીવાદિક અશ્વ જોડ્યા છે જેના રથ વિષે એવા જનાર્દન ભગવાન્ પ્રસન્ન થઇ જલદીથી કૌરવના શેહેર તરફ પધારવા લાગ્યા. વાસુદેવ ભગવાન્‌ના તે ઘોડા દારૂક સારથીની હાકવાની યુક્તિથી માર્ગને જાણે આચમન કરી જતા હોય નહીં, અને આકાશને ગળી જતા હોય નહીં તેની પેઠે અતિ વેગથી ચાલવા લાગ્યા, તેટલામાં મહાબાહુ કેશવ ભગવાન રસ્તામાં બેઉ બાજુ ઉભેલા બ્રહ્મતેજ સંપન્ન મ-

બેઠેલા ઋષિયોને જોઈ જલદી રથ ઉપરથી નીચે ઉતરી પ્રણામ સહિત તેમની પૂજા કરી પૂછવા લાગ્યા કે, લોક વિષે કુશળ છે? સારી રીતે ધર્મ આચરણ કરો છો? તથા ત્રણે વર્ણો બ્રાહ્મણોની આજ્ઞા પ્રમાણે વર્ત્તે છે? વળી મધુસૂદન ભગવાન તેમનો સત્કાર કરી પૂછવા લાગ્યા કે, હે ભગવતરૂપ, હે સિદ્ધ પુરૂષો, તમે ક્યાં હતા, અને ક્યાં જાઓ છો? અને તમારે શું કામ છે? મને શી આજ્ઞા છે અને તમો શા કામે ભૂતળ વિષે પધારચા છો? એવાં ભગવાનનાં વચન સાંભળી તે ઋષિયોમાં મુખ્ય ઇંદ્ર તથા બલિરાજાના સખા જમદગ્નિના પુત્ર, ગોવિંદ ભગવાનની પાસે આવી તેમને મળી કેહેવા લાગ્યા કે, હે મહામતે, હે દાશાર્હ, પવિત્ર કર્મ કરનાર, દેવર્ષિઓ, બહુશ્રુત બ્રાહ્મણો, તપસ્વિ, રાજર્ષિઓ પૂર્વે થઇ ગયેલા સુરઅસુરના સંગ્રામને જોનારા, અમે સર્વ, ચોતરફથી એકઠા થયેલા સર્વ ક્ષત્રિયોને, સભાસદોને, તમોને, સત્યને, એ બધાને જોવા સારૂ જઈએ છિયે. હે માધવ, હે શત્રુને તપાવનાર, કૌરવો તથા રાજાના મધ્યમાં ધર્મ તથા અર્થ સહિત ઉચ્ચારણ કરેલી તમારી વાણી સાંભળવાને ઇચ્છિયે છિયે. હે યાદવશાર્દૂલ, હે માધવ, ભીષ્મ, દ્રોણાદિક મહામતિ વિદુર તથા તમે પણ સભામાં આવશો, અને ત્યાં સભામાં દિવ્ય સત્ય તથા હિતરૂપ વચન બોલશો, તથા તેઓ પણ બોલશે તે બધું સાંભળવાની અમારે ઇચ્છા છે. હે મહાબાહો, તમને જણાવીને અમે જઇએ છિયે, ફરીથી ત્યાં તમોને મળીશું, હે શૂરવીર, નિર્વિઘ્નતાથી જાઓ, ત્યાં સભાના મધ્યમાં દિવ્ય આસન વિષે બળ તથા તેજ સહિત બેઠેલા તમોને અમે જોઇશું

याह्यविघ्नेनवैवीर द्रक्ष्यामस्त्वांसमागतं ।
आसीनमासनेदिव्ये बलतेजःसमाहितं ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि श्रीकृष्णप्रस्थाने गुर्जरभाषायां त्र्यशीतितमोऽध्यायः ॥ ८३ ॥

---

**वैशंपायनउवाच**॥ प्रयांतंदेवकीपुत्रं परवीररुजोदश ।
महारथामहाबाहु मन्वयुःशस्त्रपाणयः ॥१॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય, હે રાજન્, હે શત્રુને તપાવનાર કૌરવની રાજધાની પ્રત્યે પધારતા મહાબાહુ દેવકી પુત્રની પાછળ શત્રુના શૂરવીરને હણનાર, હાથમાં શસ્ત્ર ધરનાર એવા દશ મહારથિ યોદ્ધાઓ હ-

જાર પાયદળી, હજાર ઘોડેસ્વાર તથા બીજા સેંકડો ચાકરો પણ ગયા. અને કેટલીક ભોજનની સામગ્રિ પણ પાછળથી યુધિષ્ઠિરે મોકલી. જનમેજય પૂછેછે-હે વૈશંપાયન, દશાર્હ કુળમાં ઉત્પન્ન થયેલા મહાત્મા મધુસૂદન ભગવાન્ કેવી રીતે ત્યાં ગયા, અને જતાં તે મહાત્માને રસ્તામાં શું શું નિમિત્ત થયાં તે કહો. વૈશંપાયન કહે છે-હે જનમેજય, તે મહાત્માના પ્રયાણ વિષે થયેલા બધા ઉત્પાત, શુકન તથા અવશુકન હું તને કહું તે સાંભળ. વાદળ વગર વિજળી સહિત વજ્ર સરખો શબ્દ થવા લાગ્યો, અને વગર અંધારે વર્ષાદ અત્યંત વરસવા લાગ્યો, સિંધું નદ છે સાતમો જેમાં એવી પૂર્વે વેહેનારી મહા નદીઓ ઉલટી વેહેવા લાગી. સર્વે દિશાઓ વિપરીત થઈ ગઈ તેથી કયી દિશા કેણીકોર છે એમ જણાતું નહોતું. હે રાજન્, પોતાની મેળે અગ્નિ પ્રજ્વલિત થવા લાગ્યો, પૃથ્વી કંપવા લાગી, જળાશયોમાંથી તથા ભરેલા ઘડાઓમાંથી જળ સ્ત્રવવા લાગ્યું, અને આ સર્વ જગત્ અંધકારથી વ્યાપ્ત થઇ ગયું. હે રાજન્, ધૂળતો એટલી ઉડવા લાગી કે જેથી દિશાદિશ કંઇપણ જાણવામાં આવતી નહોતી. હે રાજન્, અદર્શરૂપે આકાશમાં મ્હોટો ગેબી શબ્દ થતો હતો, તેથી સર્વ દેશમાં મ્હોટું આશ્ચર્ય થવા લાગ્યું હતું. વજ્ર સરખા શબ્દવાળો કઠોર નૈઋત કોણનો વાયુ વૃક્ષ ગણોને પાડી હસ્તિનાપુરને મંથન કરતો હતો. હે ભારત, જે જે ઠેકાણે માર્ગમાં, વૃષ્ણિકુળમાં ઉત્પન્ન, થયેલા શ્રીકૃષ્ણ વરતતા હતા તે તે સ્થાનકે સુખરૂપ વાયુ વાતો હતો; અને બધું અનુકૂળ જણાતું હતું. પુષ્પ તથા કમળની ઘણીક વૃષ્ટિ થતી હતી. દર્ભ તથા કાંટા વગરનો રસ્તો સરળ માલમ પડતો હતો. વળી ત્યાં રસ્તામાં બ્રાહ્મણો મધુપર્ક તથા ધનથી પૂજા કરી સ્તુતી કરતા હતા. તેમજ માર્ગમાં સર્વ ભૂતના હિતમાં તત્પર મહાત્મા શ્રીકૃષ્ણને સ્ત્રિયો પાસે આવી વનમાં સુગંધિ પુષ્પે વધાવતી હતી. હે ભરતર્ષભ, તે શ્રીકૃષ્ણ સર્વ ધાન્યયુક્ત, સુખરૂપ પરમ પવિત્ર શાલના ક્ષેત્ર પ્રત્યે આવ્યા. પછી ઘણાક પશુને જોતા હૃદય પ્રસન્ન થાય એવાં મનોહર ગામ, શેહેર તથા વિવિધ પ્રકારના દેશોને અતિક્રમણ કરવા લાગ્યા. નિરંતર પ્રસન્ન, રૂડા મનવાળા, ભારતોએ જેમની રક્ષા કરેલી, શત્રુચક્રથી નિર્ભય, દુઃખને ન જાણનાર ગામનાં મનુષ્યો, શ્રીકૃષ્ણના દર્શનની ઇચ્છાસારૂ માર્ગમાં આવી ટોળે થઇ ઉભાં રહ્યાં હતાં. તે બધા વૃદ્ધિ પામેલા અગ્નિ સરખા તેજસ્વી, પૂજા કરવા લાયક એવા પાસે પધારેલા પ્રભુની રૂડી રીતે પૂજા કરવા લાગ્યા. એ રીતે શત્રુના શ-

રથીરને હણનાર કેશવ ભગવાન્ વૃકસ્થળ નામના ગામ પ્રત્યે આવ્યા. તે વેળા સૂર્યનાં કિરણો આછાં થઈ આકાશ લાલ બન્યું. એવા સાયંકાળે ભગવાન્ રથમાંથી જલદી નીચે ઉતરી યથાવિધિ શૌચ કરી રથ છોડવાની આજ્ઞા આપી, પોતે સંધ્યાવંદન કરવા લાગ્યા. અને દારૂક નામના સારથિએ પણ ઘોડાઓને છોડી ઘટતી રીતે તેમની ચાકરી કરી, ચોકડુઆદિ લઇ, સર્વ ઉપસ્કર છોડી તેમને છુટા મૂક્યા. પછી મધુસૂદન ભગવાન, તે બધું જોઇ આવી રીતે કેહેવા લાગ્યા કે, યુધિષ્ઠિરના કાર્ય વાસ્તે આ રાત્રિ અહિંજ ગાળીશું. એવાં ભગવાનનાં વચન સાંભળી, તેમનું મત જાણી ચાકર માણસોએ ત્યાંજ પડાવ કીધો, અને ક્ષણમાત્રમાં રસવાળાં ગુણકારી અન્ન તૈયાર કીધાં. હે નૃપ, તે ગામમાં આર્યકુલિન, લજ્જાવાન, બ્રાહ્મણની વૃત્તિને પાળનાર જે કારભારી બ્રાહ્મણો હતા તે, શત્રુને દમન કરનાર મહાત્મા ઋષિકેશ ભગવાનની પાસે આવી ઘટતી રીતે આશિર્વાદ પુરઃસર મંગળ દ્રવ્યયુક્ત પૂજા કરવા લાગ્યા. તે બ્રાહ્મણોએ સર્વ લોકને પૂજ્ય એવા ભગવાનની પૂજા કરી તેમને રત્નયુક્ત ઘર નિવેદન કરયાં, ત્યારે "તે તમે પાછાં રાખો" એમ ભગવાને તેમને કહી, ઘટતી રીતે તેમનો સત્કાર કરી, તેમના ઘર પ્રત્યે જઇ, પાછા તેઓ સહિત પોતે ઉતારે પધારયા. પછી તે કેશવ ભગવાન્, સુંદર અન્ન બ્રાહ્મણોને જમાડી પોતે પણ જમ્યા; પછી તે સર્વ બ્રાહ્મણો સહિત સુખે કરી તે રાત્રિ ત્યાં રહ્યા.

सुमृष्टंभोजयित्वाच ब्राह्मणांस्तत्रकेशवः ।
भुक्त्वाचसहतैःसर्वै रवसत्तांक्षपांसुखं ॥

इति श्रीमहाभारते उद्योगपर्वाणि भगवद्यानपर्वाणि श्रीकृष्णप्रयाणे गुर्जरभाषायां चतुरशीतितमोऽध्यायः ॥८४॥

---

वैशंपायनउवाच ॥ तथादूतैःसमाज्ञाय प्रयांतंमधुसूदनं ।
धृतराष्ट्रोब्रवीद्भीष्म मर्चायित्वामहाभुजं ॥१॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય, તે રીતે મધુસૂદન ભગવાનને દૂત-* દ્વારા આવતા જાણી ધૃતરાષ્ટ્ર રાજા સત્કારથી મહાબાહુ ભીષ્મને તેમજ દ્રોણ, સંજય, મહામતિ વિદુર તથા અમાત્ય સહિત દુર્યોધનને એમ કેહેવા લાગ્યા કે, હે કુરૂનંદન, એક મ્હોટું આશ્ચર્ય સંભળાય છે, ઘર ઘર વિષે સ્ત્રિયો, બાળક તથા વૃદ્ધો તેમજ બીજાપણ કેટલાક, તેમને જો-

વા સારૂ આવેલા તે, ચોટામાં ને સભાઓમાં જૂદી જૂદી વાણીથી કહે છે કે પરાક્રમિ શ્રીકૃષ્ણ પાંડવ વાસ્તે અહિં આવશે. તે મધુસૂદન ભગવાન્ આપણને સર્વથા માન્ય તથા પૂજ્ય છે, વળી તે પ્રાણિમાત્રના ઇશ્વર હોવાથી લોકોનો નિર્વાહ કરનાર છે. અને તે માધવ ભગવાન વિષે ધૈર્ય, વીર્ય, પ્રજ્ઞા-તથા ઇંદ્રિયો સંબંધિ બળપણ રહ્યું છે. મનુષ્યમાં એ શ્રેષ્ઠ છે માટે આપણે પણ માનવા એ સનાતન ધર્મ છે, તે ભગવાન પૂજા કરવાથી સુખ આ-પનાર થાય છે, અન્યથા થતા નથી. શત્રુને દમન કરનાર તે દાશાર્હ ભ-ગવાન, આપણે કરેલા ઉપચારથી જો પ્રસન્ન થશે, તો સર્વ રાજાઓના મધ્યમાં આપણા બધા મનોરથ પૂરા થશે. વાસ્તે હે શત્રુને તપાવનાર, તેની પૂજા વાસ્તે જરૂર આજ બધી તૈયારી કર; હે મહાબાહો, સર્વ કામ જેમાં સંપૂર્ણ છે એવી સભા રસ્તામાં કરાવ; અને હે ગાંધારી, તેમની જે રીતે તારા વિષે પ્રીતિ થાય તે રીતે કર. હે ભીષ્મ, હું ઠીક કહું છું કે ન-હીં ! તમને કેમ લાગે છે ? એવાં ધૃતરાષ્ટ્રનાં વચન સાંભળી ભીષ્માદિકે વખાણ કરી કહ્યું કે "તમે ઘણું સારૂં કહો છો." ત્યારે દુર્યોધન રાજા-એ એ રીતનો એ સર્વનો મત જાણી, સભા તથા રમણીક રેહેવાનાં ઠેકાણાં રચવાનો હુકમ આપવાથી દેશદેશમાં તેના ચાકરોએ સર્વ રત્નથી પૂર્ણ એવી અનેક સભાઓ રચી. વિવિધ પ્રકારના ગુણ સંપન્ન એવાં વિ-ચિત્ર પ્રકારનાં આસનો બનાવ્યાં. ત્યાં કેટલીક સ્ત્રિયો સુગંધિ પદાર્થો, અ-લંકાર, સૂક્ષ્મ વસ્ત્ર, ગુણકારી અન્નપાન, વિવિધ પ્રકારના ભોજ્ય પદાર્થો, સુવાસિત માળાઓ, ઇત્યાદિ વસ્તુઓ પણ દુર્યોધન રાજાએ ત્યાં રખાવી. અને વૃકસ્થળ ગામમાં પણ વિશેષ નિવાસ કરવા વાસ્તે અનેક રત્નથી મ-નોહર સભા કરાવી. મનુષ્યથી ન બને એવું દેવતા લાયક એ બધું કરા-વ્યા પછી, દુર્યોધન રાજાએ ધૃતરાષ્ટ્રને કહ્યું કે દશાર્હ કુળમાં ઉત્પન્ન થયે-લા કેશવ ભગવાન્ તે બધી સભા તથા વિવિધ પ્રકારનાં રત્નોને જોયા વ-ગર પોતે કૌરવોના ઘર પ્રત્યે પધાર્યા.

तास्सभाःकेशवःसर्वा रत्नानिविविधानिच ।
असमीक्ष्यैवदाशार्ह उपायात्कुरुसद्मतत् ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि मार्गेसभानिमणे गुर्जरभाषायां पंचाशीतितमोऽध्यायः ॥८५॥

धृतराष्ट्रउवाच ॥ उपप्लव्यादिहक्षत्त रुपायातोजनार्दनः ।
वृकस्थलेनिवसति सचप्रातरिहैष्यति ॥१॥

ધૃતરાષ્ટ્ર કહે છે—હે વિદુર, ઉપ્લવ્ય નામના ગામથી જનાર્દન ભગવાન્ આ તરફ આવે છે, હાલ વૃકસ્થળમાં છે, તે પ્રાતઃકાળે અહિં આવશે. સર્વ આહુકના અધિપતિ સર્વ યાદવોમાં અગ્રેસર, મ્હોટા મનવાળા, મહાપરાક્રમિ, મોટા બળવાન્, યાદવના સમૃદ્ધ દેશના રક્ષણ તથા પોષણ કરનાર, ત્રણ લોકના પિતા જે બ્રહ્મા, તેના પણ પિતા એવા એ જનાર્દન માધવ ભગવાન્ છે. આદિત્ય વસુ તથા રૂદ્ર દેવતા જેમ બૃહસ્પતિની બુદ્ધિને અનુસરે, તેમ રૂડા મનવાળા વૃષ્ણિ અંધક ઈત્યાદિ જે યાદવો તે શ્રીકૃષ્ણની બુદ્ધિને અનુસરે છે. હે ધર્મજ્ઞ, તે મહાત્મા દાશાર્હ ભગવાનની પૂજા તારી સમક્ષ હું જે રીતે કરીશ, તે રીત કહું તે સાંભળ. એક વર્ણવાળા અત્યંત સારા અંગથી શોભિતા કાબુલી ચાર ઘોડાયુક્ત સુવર્ણના સોળ રથ, નિરંતર મદ ઝરતા, હળ સરખા દાંતવાળા, પ્રહાર કરનાર એક એક સાથે આઠ આઠ ચાકર સહિત આઠ હસ્તિયો, સુવર્ણ સરખી કાંતિવાળા, સુંદર નાની ઉમરની સો સો દાસ, દાસી હું તેમને આપીશ. તેમજ સુખરૂપ છે સ્પર્શ જેનો પહાડી જમીનમાં રેહેનારાઓએ આપેલા ઉનના અઢાર હજાર તો સાલ દુશાલા આપીશ. વળી ચીનદેશમાં થયેલાં હજારો મૃગચર્મો જેટલાં એમને જોઈતાં હશે તેટલાં આપીશ. રૂડા તેજવાળો જે આ મણિ દિવસ રાત્રિ શોભે છે, તે પણ આપીશ; કારણ કેશવભગવાન્ તેને લાયક છે. એક દિવસમાં જે વાહનની ચઉદયોજન ચાલ છે, તેપણ ખચરીયુક્ત તેમને આપીશ, અને એનાં પોતાનાં જેટલાં વાહન, અને જેટલા પુરૂષ ભેગા છે, તેથી આઠઘણું ભોજ્ય પદાર્થ હું એમને આપીશ, અને દુર્યોધન વિના મારા પુત્ર તથા પૌત્રો સુંદર રથમાં બેશી શણગારીને દાશાર્હ ભગવાનના સામા જશે, અને મંગળરૂપ શણગારેલી હજારો વારાંગનાઓ પગથી ચાલી તે મ્હોટા ભાગ્યશાળી કેશવભગવાનની સામે જશે. ને શેહેરમાંથી પણ કેટલીક કન્યાઓ મંગળ દ્રવ્ય સહિત જનાર્દન ભગવાનને ખુલ્લી રીતે જોવા જશે. જેમ સૂર્યને બધી પ્રજા જૂવે તેમ સ્ત્રી, પૂરૂષ તથા બાળ સહિત આખું શેહેર તે મહાત્મા મધુસૂદન ભગવાનને જોશે. સર્વ દિશાઓમાં મ્હોટા ધ્વજ તથા પતાકાઓ રાખી દ્યો. રસ્તાઓ વળાવીને ત્યાં ખૂબ પાણીનો છંટકાવ કરો. વળી દુઃશાસનનું ઘર દુર્યોધનના ઘરથી સારૂં છે માટે તે આજ જલદીથી સ્વચ્છ તથા

શોભિતું કરો. કારણ એ ઘર રૂડા આકારવાળા મેહેલોથી દીપતું તથા સર્વ ઋતુના ગુણે કરી યુક્ત, અમૂલ્ય મંગળરૂપ તથા રમણીય છે. ને આ મારા તથા દુર્યોધનના ઘરમાં જે રત્ન છે તેમાંથી જે ભગવાનને યોગ્ય હોય, તે તેમને આપવામાં સંશય રાખો નહીં.

सर्वमस्मिन्गृहेरत्नं ममदुर्योधनस्यच ।
यद्यदर्हातिवार्ष्णेय स्तत्तद्देयंमसंशयं ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि धृतराष्ट्रवाक्ये गुर्जरभाषायां षडूशीतितमोऽध्यायः ॥८६॥

---

विदुरउवाच ॥ राजन्बहुमतश्चासि त्रैलोक्यस्यापिसत्तमः ।
संभावितश्चलोकस्य संमतश्चासिभारत ॥१॥

વિદુર કહે છે—હે રાજન્, હે ભારત, તમે બહુ સંમત છો, ત્રૈલોકયમાં સત્તમ છો, લોકના માનિતા પણ છો, છેલ્લી અવસ્થામાં રહેલા તમો જે કહોછો તે શાસ્ત્ર આધારથી તથા રૂડા તર્કથી કહો છો; આપ વૃદ્ધનું મન ઘણું સ્થિર છે. હે રાજન્, ચંદ્ર વિષે જેમ રેખા,સૂર્ય વિષે જેમ કાંતિ, સમુદ્ર વિષે જેમ મ્હોટી લેહેર સ્વભાવિક રહિ છે, તેમ તમારે વિષે ધર્મ રહ્યો છે; એવો પ્રજાએ નિશ્ચય કરેલો છે. હે પાર્થિવ, તમારા ગુણના સમુદાયથી હમેશ સર્વ લોક પ્રસન્ન રહે છે. માટે હે રાજન્, ગુણોના રક્ષણ સારૂ હમેશ બાંધવો સહિત યત્ન કરો. સરલતાને પ્રાપ્ત થાઓ, પણ બાળ બુદ્ધિથી પુત્ર, પૌત્ર, સુહૃદ્ તથા પ્રિયને નાશ માં પમાડો. હે રાજન્, અતિથિ શ્રીકૃષ્ણને જે ઘણું આપવાનું તમે ઇચ્છો છો તે અને બીજું તથા સમગ્ર પૃથ્વી પણ દાશાર્હ ભગવાનને આપવાને યોગ્ય છે. તથાપિ તમે કંઇ ધર્મને ઉદ્દેશી તથા તેની પ્રીતિ વાસ્તે શ્રીકૃષ્ણને આપવાને નથી ઇચ્છતા એ હું સોગન ખાઇને ખરૂં કહું છું. હે ચતુર, તમે કેવળ ઇંદ્રજાલ વિદ્યાની પેઠે છેતરવાનું કરો છો. હે રાજન્, તમારૂં મત છાનું છે તોયપણ બાહ્ય કર્મથી હું જાણું છું. હે રાજન્, પાંચ પાંડવો પાંચ નાનાં ગામડાં ઇચ્છે છે તેતો તેમને આપવા ચાહાતા નથી, ત્યારે શમ કેમ કરશો! તમે તો ધનથી મહાબાહુ શ્રીકૃષ્ણને તમારી તરફખેંચી લેવાને તથા એ ઉપાયે કરી શલ્યની પેઠે પાંડવથી જૂદા પાડવાને ઇચ્છો છો; પણ ધને કરીને, ઉદ્યમે કરીને વા પાંડવની નિંદાએ કરીને અર્જુન થકી શ્રીકૃષ્ણને

જૂદા કરવા તમે સમર્થ થઈ શકો એમ નથી; એ હું તમને યથાર્થ કહું છું. કૃષ્ણનું મહાત્મ્ય, એનું દૃઢ ભક્તિપણું તથા એને પ્રાણ સરખો અર્જુન અત્યાજ્ય છે એ હું જાણું છું. પાણીના ભરેલા કુંભમાંથી પગ ધોવરાવવા તથા કુશળ પ્રશ્ન પૂછવો એ શિવાય જનાર્દન ભગવાન બીજું કંઇપણ અંગીકાર નહીં કરે. માન આપવા લાયક મહાત્મા ભગવાનને જે શમરૂપ આતિથ્ય પ્રિય છે તે તમે કરો, હે રાજન્, સર્વના કલ્યાણની ઇચ્છાથી કેશવભગવાન કૌરવો પ્રત્યે આવે છે. માટે જે વાસ્તે તે આવે છે, તે એમને આપો. હે રાજેંદ્ર, તમોને, દુર્યોધનને, તથા પાંડવોને શમ થાય એમ દાશાર્હ ભગવાન ઇચ્છે છે; વાસ્તે એમનાં વચન પ્રમાણે તમે કરો. હે રાજન્, તમે પિતા છો, ને તે પુત્રો છે, તમો વૃદ્ધ છો ને તે બાળક છે માટે તે પાંડવો વિષે તમે પિતાની પેઠે વરતો, તેતો તમારે વિષે પુત્રની પેઠે વર્તે છે.

पितासिराजन्पुत्रास्ते वृद्धस्त्वंशिशवःपरे ।
वर्तस्वपितृवत्तेषु वर्ततेतेहिपुत्रवत् ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि विदुरवाक्ये गुर्जरभाषायां सप्ताशीतितमोऽध्यायः ॥८७॥

**वैशंपायनउवाच** ॥ यदाहविदुरःकृष्णे सर्वंतत्सत्यमच्युते ।
अनुरक्तोह्यसंहार्यः पार्थान्प्रतिजनार्दनः ॥१॥

દુર્યોધન કેહેછે—અચ્યુત એવા શ્રીકૃષ્ણ વિષે જે વિદુર કહે છે તે બધું સત્ય છે. પાંડવો પ્રત્યે જનાર્દન ભગવાન અનુરક્ત છે તેથી આપણે આપણી તરફ ખેંચી શકિયે એમ નથી. માટે હે રાજેંદ્ર, સત્કાર પૂર્વક નાના પ્રકારનું જે જે ધન જનાર્દનને આપણે આપવું ધારેલું છે તે ક્યારેય આપવું નહીં. હે રાજન્, કેશવ ભગવાન એમ સત્કાર કરવા લાયક છે ખરા પરંતુ આદેશકાળ સત્કાર કરવા જેવો નથી; કારણ આ વખતે સત્કાર કરીશું તો અધોક્ષજ ભગવાન એમ માનશે કે આ બધું તેઓ ભયથી કરે છે. હે વિશાંપતે, જે કરવાથી ક્ષત્રિયનું અપમાન થતું હોય, તે કામ પંડિત પુરૂષે ન કરવું; એમ મેં મતિમાં નિશ્ચય કરચો છે. તે વિશાળ નેત્રવાળા શ્રીકૃષ્ણ માત્ર આ લોક વિષે અત્યંત પૂજ્ય છે એટલુંજ નહીં પરંતુ તે ત્રણ લોકને પણ પૂજ્ય છે, એ હું સારી રીતે જાણુંછું,

તથાપિ હે પ્રભો, તેમને હવે આપવું નહીં એજ ઉચિત છે, કારણ આ-
રંભેલો કજિયો માત્ર આતિથ્ય કરવાથી કંઇ શાંત થવાનો નહીં. વૈશં-
પાયન કહેછે—હે જનમેજય, દુર્યોધનનાં વચન સાંભળી કૌરવોના પિતામહ
ભીષ્મ, ધૃતરાષ્ટ્ર રાજા પ્રત્યે એમ કેહેવા લાગ્યા કે, જનાર્દન ભગવાનનો
તમે સત્કાર કરો કે અસત્કાર કરો પણ કોઇ રીતે તે ક્રોધ કરનાર નથી;
ને એમને તિરસ્કાર કરવા કોઇ સમર્થ નથી. તેમ તે કેશવભગવાન તિર-
સ્કાર કરવા લાયક પણ નથી. હે મહાબાહો, "આ કામ કર્તવ્ય છે.' એમ
જો તેમને ઇચ્છા થઇ તો તે કોટી ઉપાયે પણ કોઇ અન્યથા કરી શ-
કનાર નથી. માટે તે મહાબાહુ જેમ કહે તેમ નિઃશંક થઇને તેમની મા-
રફત પાંડવો સાથે સલાહ કરો. ધર્માત્મા જનાર્દન ભગવાન પોતે ધર્મ ત-
થા અર્થરૂપ વચન બોલશે. માટે તમારે પણ બાંધવ સહિત તેમની સાથે
પ્રિય વચન બોલવાં. એવાં ભીષ્મનાં વચન સાંભળી દુર્યોધન કેહેવા લાગ્યો
કે, હે રાજન્, હે પિતામહ, જ્યાંસૂધી જીવું ત્યાંસૂધી તે પાંડવની સાથે હળી
મળીને જીવતાં સુધી હું એકલો લક્ષ્મીને ભોગવું એવો તો વારો આવ-
વાનો છેજ નહીં, માટે આ એક મોટી ધારણા તમોને કહું તે સાંભળો.
પાંડવોના આશ્રયરૂપ જનાર્દન ભગવાનને હું અહી આવતાંવેત બાંધિ મૂકું.
તેમને બાંધવાથી આખી પૃથ્વી સહિત યાદવ તથા પાંડવો પણ મારા ચા-
કર થઈ રહેશે. તે ભગવાન કાલે સવારમાં અહી આવશે, મારા ધાર્યા પ્ર-
માણે થવાને જે ઉપાય હોય તે મને બતાવો. આ વાત તેમના જાણવામાં
આવવી ન જોઇએ; કેમકે નહીં તો પછી તે પણ પાછો તેમ ન થવાનો
ઉપાય શોધે. વૈશંપાયન કેહેછે—હે જનમેજય, શ્રીકૃષ્ણને બાંધવા સંબંધિ
ભયંકર તેનાં વચન સાંભળી અમાત્ય સહિત ધૃતરાષ્ટ્ર રાજા મનમાં વ્યથા
પામી દુર્યોધન પ્રત્યે એવાં વચન કેહેવા લાગ્યા કે, હે પ્રજાપાળ, એ રીતે
બોલ માં! કારણ એ સનાતન ધર્મ નથી, ઋષિકેશ ભગવાન દૂત છે અને
વળી આપણા પ્રિય તથા સંબંધિ છે, તેમ કંઈ આપણો એમણે અપરાધ
કરયો નથી, તેથી તે બાંધવા યોગ્ય કેમ થાય. તે વખતે ભીષ્મ પણ ધૃત-
રાષ્ટ્ર પ્રત્યે કેહેવા લાગ્યા કે, હે ધૃતરાષ્ટ્ર, અત્યંત મંદ બુદ્ધિવાળા તમારા
પુત્રની ઉલટી બુદ્ધિ થઇ ગઈ છે, જે સ્નેહિજનો તેની યાચના કરે છે તો-
યપણ તે અર્થને મૂકી અનર્થને આચરે છે. હે ધૃતરાષ્ટ્ર, તમે પણ સંબં-
ધિયોનાં વચનનો અનાદર કરી આડે રસ્તે ચાલનાર, પાપ કરનાર આ
પાપીને અનુસરો છો, પણ પવિત્રકર્મવાળા શ્રીકૃષ્ણને આ દુર્બુદ્ધિવાળો તમારો

પુત્ર પ્રાપ્ત થતાંવેતજ અમાત્ય સહિત ક્ષણ માત્રમાં નાશ પામશે. પાપ-રૂપ ક્રૂર, અને ધર્મ ત્યાગ કરનાર દુર્બુદ્ધિવાળા આ દુર્યોધનની અનર્થ વાણી કોઈરીતે હું સાંભળી શકતો નથી. એમ કહી ભરતકુળમાં શ્રેષ્ઠ વૃદ્ધ, સત્ય પરાક્રમવાળા ભીષ્મ અત્યંત ક્રોધાયમાન થઈ ત્યાંથી ઉઠી નિકળ્યા.

इत्युक्त्वाभरतश्रेष्टो वृद्धःपरममन्युमान् ।
उत्थायतस्मात्प्रातिष्ठ द्भीष्मःसत्यपराक्रमः ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि दुर्योधनवाक्ये गुर्जरभाषायां अष्टाशीतितमोऽध्यायः ॥८८॥

---

**वैशंपायनउवाच** ॥ प्रातरुत्थायकृष्णस्तु कृतवान्सर्वमान्हिकं ।
ब्राह्मणैरभ्यनुज्ञातः प्रययौनगरंप्रति ॥ १ ॥

વૈશંપાયન કહેછે—હે જનમેજય, શ્રીકૃષ્ણ તો સવારમાં ઉઠી સર્વ નિત્ય કર્મ કરી બ્રાહ્મણોની આજ્ઞા લઈ વૃકસ્થળથી પધારવા લાગ્યા. ત્યારે ત્યાંનાં નિવાસિ સર્વ મનુષ્યો, કૌરવોના શેહેર પ્રત્યે જતા એવા મહાબળ-વાન તથા મહાબાહુ ભગવાનને કેટલેક સૂધી પાછળ વળાવા જઇ, તેમની આજ્ઞા માગી પાછાં વળ્યાં, અને ધૃતરાષ્ટ્રના પુત્રો શેહેર પ્રત્યે પધારતા ભગવાનને જાણી, એક દુર્યોધન શિવાય ધૃતરાષ્ટ્રના બીજા પુત્રો તથા ભીષ્મ, દ્રોણ અને કૃપાદિક પણ આડંબરથી સામા જવા લાગ્યા. તેમજ હે રાજન્, બીજા શેહેરના પણ ઘણાક માણસો ઋષીકેશ ભગવાનને જોવાની ઇચ્છા-થી નાનાપ્રકારનાં વાહનોમાં બેશીને તથા કેટલાક પગે ચાલીને સામા ગયા. ત્યાં રસ્તામાં તે શ્રીકૃષ્ણ, ઉત્તમ કર્મવાળા ભીષ્મ, દ્રોણ તથા ધૃતરાષ્ટ્રના પુત્રો સાથે મળી તેઓ સહિત શેહેર પ્રત્યે પધાર્યા. શ્રીકૃષ્ણનું સન્માન કરવા સારૂં બધું શેહેર શણગારેલું છે, અને નાના પ્રકારનાં રત્નથી રાજ-માર્ગ પણ શણગારેલો છે. હે ભરતર્ષભ, તે વખતે વાસુદેવ ભગવાનનાં દર્શન કરવાની ઇચ્છાથી સ્ત્રી, વૃદ્ધ, બાળક કોઇપણ ઘેર રહ્યું નહોતું. રાજમા-ર્ગમાં મનુષ્યો બાજુ ઉપર ઉભાં રહી ભગવાનની સ્તુતિ કરતાં હતાં. હે મહારાજ, ઋષીકેશ ભગવાને શેહેરમાં પ્રવેશ કર્યો, એ પ્રસંગે શ્રેષ્ઠ સ્ત્રિ-યોથી રોકાએલાં મોટાં મોટાં ઘર ભારને લીધે જાણે અત્યંત મ્હોટાં ઘરો છે તોયપણ પૃથ્વીતલ વિષે નમી જતાં હોય નહીં . એવાં દેખાતાં હતાં. અને વાસુદેવ ભગવાનના ઘોડા શીઘ્ર ગતિવાળા છે તોયપણ મનુષ્યોથી

વિંટાયલા રાજમાર્ગમાં તે ગતિ રહિત થઇ ચાલે છે. શત્રુને ખેંચનાર, કમળ સરખાં નેત્રવાળા કેશવ ભગવાન ઘણાં સ્થાનોથી શોભાયમાન એવા ઉજળા રાજમેહેલ પ્રત્યે ત્રણ કોટ ઓળંગીને અંદર ધૃતરાષ્ટ્ર રાજા પાસે આવ્યા. તેમને જોઇ પ્રજ્ઞાચક્ષુ, મ્હોટા યશવાળા એવા ધૃતરાષ્ટ્ર રાજા, દ્રોણ તથા ભીષ્મ સહિત ઉભા થયા. તેમજ કૃપાચાર્ય, સોમદત્ત, મહારાજ બાહ્લિક, તથા બીજા પણ બધા આસન ઉપરથી ઉભા થઇ જનાર્દન ભગવાનનો સત્કાર કરતા હતા, ત્યારે ભગવાન યશસ્વિ ધૃતરાષ્ટ્રને મળી વાણીથી ભીષ્મની પૂજા કરી, અને વળી તેમની સભામાં મધુસૂદન ભગવાન બીજા સર્વ રાજાઓને પણ અવસ્થા પ્રમાણે યથાયોગ્ય ધર્મયુક્ત વાણીથી સત્કાર કરીને મળ્યા. તે રીતે પુત્ર સહિત દ્રોણ, યશસ્વિ બાહ્લિક, કૃપ તથા સોમદત્તને પણ તે જનાર્દન ભગવાન મળ્યા. પછી ધૃતરાષ્ટ્રની આજ્ઞાથી મનોહર સ્વચ્છ મ્હોટા સુવર્ણના આસન ઉપર અચ્યુત ભગવાન વિરાજમાન થયા. એ પ્રસંગે ધૃતરાષ્ટ્રના પુરોહિતોએ ગાય, મધુપર્ક તથા ઉદક, ઘટતી રીતે અચ્યુત્ત ભગવાન પ્રત્યે નિવેદન કર્યાં. આતિથ્ય કરેલા અને કૌરવોએ વિંટાયલા એવા ગોવિંદ ભગવાન પોતાનું અધિક સંબંધિપણું દેખાડી સર્વ કૌરવોને હસવા લાગ્યા. ધૃતરાષ્ટ્રથી પૂજાએલા મ્હોટા યશવાળા, શત્રુને દમનાર એવા ભગવાન ધૃતરાષ્ટ્ર રાજાની આજ્ઞા લઈ ત્યાંથી બહાર નિકળ્યા. એ રીતે કુરૂની સભામાં કૌરવો સાથે મળીને પછી માધવ ભગવાન્ વિદુરના રળિઆમણા ઘર પ્રત્યે પધાર્યા. ત્યાં વિદુરજી સર્વ મંગળ દ્રવ્યે ભગવાનની પૂજા કરીને મળ્યા, અને તેમનો સર્વ કામ પૂર્ણ થાય તે રીતે સત્કાર કરયો. વળી કહ્યું કે, હે પુંડરીકાક્ષ, તમારા દર્શનથી આ ટાણે મને જે હર્ષ ઉત્પન્ન થયો તેનું હું શું વર્ણન કરૂં! તમો પ્રાણિયોના અંતરાત્મા છો. એ રીતનું આતિથ્ય કર્યા પછી મધુસૂદન એવા ગોવિંદ ભગવાનને સર્વ ધર્મ જાણનાર વિદુરે પાંડવોનું કુશળ પૂછ્યું. ત્યારે ક્રોધ રહિત બુદ્ધિમાન્, ધર્માર્થ વિષે તત્પર એવા સત્પુરૂષ વિદુરને સર્વના સાક્ષીરૂપ દાશાર્હ ભગવાને પાંડવોનું સર્વ ચેષ્ટિત વિસ્તાર સહિત કહિ દેખાડ્યું.

तस्यसर्वंसविस्तारं पांडवानांविचेष्टितं ।

क्षत्तराचष्टदाशार्हः सर्वंप्रत्यक्षदर्शिवान् ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि धृतराष्ट्रगृहप्रवेश पूर्वकंश्रीकृष्णस्यविदुरगृहप्रवेशो गुर्जरभाषायां एकोननवतितमोऽध्यायः ८

वैशंपायनउवाच ॥ अथोपगम्यविदुर मपराह्णेजनार्दनः ।
पितृष्वसारंसपृथा मभ्यगच्छदरिंदमः ॥१॥

વૈશંપાયન કેહેછે–હે જેનમેજય, વિદુરને મળી પછી અપરાન્હ વખતે શત્રુને દમન કરનાર તે જનાર્દન ભગવાન પોતાના પિતાની બેહેન કુંતિ પાસે ગયા. ત્યારે તે કુંતિ પ્રસન્ન સૂર્ય સરખી કાંતિવાળા શ્રીકૃષ્ણને આવતા જોઇ તેમનો કંઠ ઝાલી પુત્રોને સંભારતી આક્રોશ કરવા લાગી અને તે બળવાન્ પુત્રોના મધ્યમાં તેમની સંઘાથે રેહેનાર ગોવિંદ ભગવાનને ઘણે દહાડે જોઇ તેણીએ આંખમાંથી આંસુ પાડયાં. અતિથિપણું કરેલા, અને યોદ્ધાઓના પતિ એવા બિરાજેલા શ્રીકૃષ્ણને, તેણે અશ્રુથી ગદ્ગદકંઠ થઇ, સુકાઇ ગયેલા મુખથી કેહેવા માંડયું કે, જેઓ બાલપણાથી વડિલોની સેવામાં તત્પર, એક બીજાના શુભેચ્છુ, સમાન ચિત્તવાળા, માનવા લાયક, ક્રોધ હર્ષને જીતવાવાળા, બ્રહ્મણ્ય, સત્યવાદિ અને મનુષ્યમાં રહેવા યોગ્ય એવા પાંડવોને કૌરવોએ છળથી રાજ્ય ભ્રષ્ટ કર્યા; એટલે તેઓ રાજ તથા ભોગનો ત્યાગ કરી મને રોતી મૂકી, મૂળ સહિત મારા હૃદયને ખેંચી મનુષ્ય વગરના વનમાં ગયા. હે કેશવ, વનમાં જવા લાયક નહીં, પિતા વગરના, હમેશ મેં લાડ લડાવેલા બાળક એવા મહાત્મા પાંડવો માબાપને ન જોતાં સિંહ, વ્યાઘ્ર તથા હસ્તિવાળા મહાવનમાં કેમ નિવાસ કરી શક્યા હશે! હે કેશવ, જેઓ બાળપણાથી આરંભિને શંખ, નગારાં, મૃદંગ તથા વાંસળી, ઇત્યાદિ વાજિત્રનો, હાથી ઘોડાનો તથા રથની નેમિનો શબ્દ સાંભળી જાગૃત થતા હતા; તેમજ શંખ, ઢોલ, વેણુ તથા વીણાના નાદમાં અનુરાગી દેવને શબ્દે કરી પૂજેલા, વસ્ત્ર, રત્ન તથા અલંકારથી બ્રાહ્મણોને પૂજેલા, અને જેઓને મહાત્મા બ્રાહ્મણોએ પોતાની મંગળવાણિયુક્ત સ્તુતિથી વખાણેલા; હે જનાર્દન, હે મધુસૂદન, જે મેહેલના અગ્રભાગમાં રાંકવ જાતના મૃગના કોમળ ચર્મ વિષે સૂતા, એવા તેમને મહા વનમાં શીકારી જનાવરોના શબ્દ સાંભળી નિદ્રા કેમ આવતી હશે! વળી જે સ્ત્રિયોનાં મધુર ગીતથી તથા બંદિજન માગધ સૂત ઇત્યાદિકની સ્તુતિથી જાગનારા, તે મહા વનમાં શીકારી પશુઓના શબ્દે કરી કેમ જાગતા હશે! લજ્જાવાન, સત્ય છે ધૈર્ય જેનું, ઇંદ્રિયોને નિયમમાં રાખનાર, પ્રાણિમાત્ર ઉપર દયા કરનાર, કામ તથા દ્વેષને વશ કરી સત્પુરૂષના માર્ગને અનુસરનાર, અંબરીષ, માંધાતા, યયાતિ, નહુષ, ભરત, દિલિપ, ઉશીનરનો પુત્ર શિબિ, ઇત્યાદિ પ્રાચીન રાજર્ષિયોના, દુઃખે કરી ખેંચાય એવા ધર્મરૂપ ધૂંસરાને

ધારણ કરનાર, શીલવૃત્ત સંપન્ન, ધર્મજ્ઞ, સત્ય પ્રતિજ્ઞાવાળા, સર્વ ગુણ સંયુક્ત, ત્રણલોકના પણ જે રાજા થવા લાયક, જેનો કોઇ શત્રુ ઉત્પન્ન થયો નથી, ધર્માત્મા, શુદ્ધ સુવર્ણ સરખી કાંતિવાળા, સર્વ કૌરવ વિષે ધર્મશાસ્ત્રવડે શ્રેષ્ઠ, જેનું દર્શન પ્રિય છે, મ્હોટા ભુજવાળા એવા યુધિષ્ઠિર કેવી રીતે વર્તે છે? જે દશ હજાર હાથિ જેટલો સમર્થ, વાયુ સરખા વેગવાળો, મહાબળવાન, ક્રોધયુક્ત, ભાઇનું પ્રિય કરનાર, તથા પ્રિય, હે મધુસૂદન, જ્ઞાતિ સહિત કીચકને મારનાર, શૂરવીર અને ક્રોધ વશ એવા હિડિંબાસુર તથા બકાસુરને હણનાર, પરાક્રમ વિષે ઇંદ્ર સરખો, બળ વિષે વાયુ સરખો, ક્રોધ કરવામાં મહાદેવજી સમાન, પ્રહાર કરનારાઓમાં શ્રેષ્ઠ, શત્રુને તપાવનાર, ઘણા તેજવાળો, અતિ પરાક્રમી, શ્રેષ્ઠ, જીત્યો છે આત્મા જેણે, દર્શનમાત્રથી ભય કરનાર એવો ભીમસેન ભાઇની આજ્ઞામાં રહી હાલ કેવી રીતે વર્તે છે? હે કેશવ, જેના એક હાથમાં ભાલો છે એવો બળવાન પાંડુનો વચલો પૂત્ર અર્જુન, હજાર હાથવાળા થઈ ગયેલા અર્જુન સાથે પોતે બે હાથવાળો છતે સ્પર્ધા કરે છે, જે એકીવારે વેગથી પાંચસો બાણ ફેંકે છે. અને બાણ તથા અસ્ત્રવિદ્યા વિષે સહસ્ત્રાર્જુન સરખો, તેજે કરી સૂર્ય સરખો, ઇંદ્રિયો દમન કરવામાં મહર્ષિ સરખો, ક્ષમાએ કરી પૃથ્વી સમાન, પરાક્રમ વિષે ઇંદ્ર સરખો, મહાપ્રદિપ્ત વિખ્યાત એવું, કૌરવોનું અધિરાજ્ય જેણે પરાક્રમે કરી સર્વ રાજાઓના મધ્યમાં હરણ કરી લીધું હતું એવો અને જેના બાહુબળનું સર્વ પાંડવો સેવન કરે છે. હે મધુસૂદન, જેમ દેવતાઓનો આશ્રય ઇંદ્ર, તેમ પાંડવોનો જે આશ્રય, સર્વ રથિયોમાં શ્રેષ્ઠ, સત્ય પરાક્રમવાળો, સંગ્રામમાં જેની સન્મુખ જઈ કોઇપણ જીવે નહીં એવો અર્જુન છે. વળી હે અચ્યુત, જે સર્વ પ્રાણિયોને જીતનાર જીષ્ણુ અને જેને કોઇ જીતિ શકે નહીં એવો તમારો ભાઇ તથા મિત્ર અર્જુન હાલ કેવી રીતેથી વર્તે છે? સર્વ પ્રાણિ વિષે દયાવાન, લજ્જાવાન, મહાસ્ત્ર જાણનાર, કોમળ, સુકુમાર અંગવાળો, ધર્મિષ્ટ, મને પ્રિય, મ્હોટા ધનુષવાળો, શૂરવીર, સંગ્રામ વિષે શોભિતો, ભાઈયોની સેવા કરનાર, ધર્માર્થમાં કુશળ, યૂવાવસ્થાવાળો, મ્હોટા ભાઈયોની વૃદ્ધિ કરનાર, મારી સેવા કરનાર, અને જે મહાત્માના વૃત્તને ભાઇયોપણ વખાણેછે, એવો માદ્રીપુત્ર સહદેવ કેવી રીતે વર્તે છે? તે મને કહો. સુકુમાર અંગવાળો, યૂવા, શૂરવીર, દર્શન કરવા લાયક, સર્વ ભાઇયોને પ્રાણ સરખો પ્રિય, વિચિત્ર પ્રકારનું યુદ્ધ કરનાર, મ્હોટા ધનુષવાળો, સુખથી વૃદ્ધિ

પામેલો તથા દુઃખને યોગ્ય નહીં એવો મહારથિ બળવાન્ મારો પુત્ર નકુળ કુશળ છે? અને એને હું ફરી પાછો દેખીશ? હે શૂરવીર, એક નિમિષ માત્ર પણ નકુળ વગર જે મને ધૈર્ય રહે નહીં તે હું તેના વગર હાલ જીવું છું. તે જૂવો! હે જનાર્દન, હે અચ્યુત, મને સર્વ પુત્રથી પણ અત્યંત પ્રિય, કુલિન, રૂપસંપન્ન, સર્વ ગુણે કરી સંયુક્ત, પોતાના પુત્રને દૂર રાખીને પતિ સમીપે રહેનારી, સત્ય ભાષણ કરનારી, પાંડવોને અનુસરનારી, સારા સંબંધિવાળી તથા સર્વ કામ છે પરિપૂર્ણ જેને એવી સમર્થ કલ્યાણરૂપ દ્રૌપદી કેવી રીતે વર્તે છે? હે કૃષ્ણ, શૂરવીર, અગ્નિ સરખા પ્રકાશમાન, શત્રુઓને પ્રહાર કરનાર તથા મહા ધનુષ ધારણ કરનાર પોતાના પાંચ પતિ સાથે રહેલી અને તેઓના દુઃખમાં ભાગ લેનારી દ્રૌપદી છે; જે પોતીકા પુત્રના વિયોગરૂપ વ્યાધિગ્રસ્ત તથા સત્યવાદિને મેં ચૌદ વર્ષ થયાં દીઠી નથી! અરે મનુષ્ય પુણ્ય કર્મે કરી સુખ નથી પામતાં શું? કારણ દ્રૌપદી પુણ્યશીલ છતાં અવિનાશી સુખ પામતી નથી! હે અચ્યુત, મને દ્રૌપદી કરતાં યુધિષ્ઠિર, ભીમસેન, અર્જુન, નકુળ તથા સહદેવ પ્રિય નથી; કેમકે કૌરવની સભામાં આવેલીને મેં જોઇ, એ ઉપરાંત મને મ્હોટું દુઃખ પૂર્વે થયું નથી! મ્હોટું દુઃખ કે સ્ત્રી ધર્મવાળી શ્વશુરરૂપ ધૃતરાષ્ટ્રાદિની સમિપે પ્રાપ્ત થયેલી, ક્રોધ તથા લોભમાં વર્તનાર અનાર્ય દુઃશાસને સભામાં ખેંચી લાવેલી અને એક વસ્ત્ર ધારણ કરેલી દ્રૌપદીને સર્વ કૌરવોએ જોઇ! તે સમય ત્યાં મહારાજ ધૃતરાષ્ટ, બાહ્લિક, કૃપાચાર્ય, સોમદત્ત તથા અન્ય કૌરવો બેઠા છતાં કંઇ બોલી શક્યા નહીં; પણ હું સૌ કરતાં કેવળ વિદુરનેજ ધન્ય માનું છું! મનુષ્ય શ્રેષ્ઠ આચરણે કરીનેજ આર્ય થાય છે, પણ ધન તથા વિદ્યાએ કરીને થતા નથી! હે શ્રીકૃષ્ણ, તે મહા બુદ્ધિમાન્, ગંભીર તથા મહાત્મા વિદુરજીમાં શ્રેષ્ઠ શીલ છે એજ તેનું ભૂષણ છે, જે આખા જગત્માં સર્વોપરી છે. વૈશંપાયન કહે છે—હે જનમેજય, પોતાના પુત્રના વિયોગથી થતા શોકે કરી પીડાયુક્ત તથા શ્રીકૃષ્ણના આવવાથી હર્ષ પામેલી કુંતી, પોતાને થયેલાં અનેક પ્રકારનાં સર્વ દુઃખ કહીને કહેવા લાગી કે, હે શત્રુને દમનકરનાર શ્રીકૃષ્ણ, મારા પુત્રાદિને પૂર્વે થઈ ગયેલા કુરૂકુળમાંના રાજાઓએ જે આચરણ કર્યું તે સુખ આપનાર છે કે પાસાએ કરી દ્યૂત રમવું તથા મૃગ હિંસા કરવી એ સુખ આપનાર છે?! ધૃતરાષ્ટ્રના પુત્રોએ સભામાં કુરૂકુળમાંના મહત્પુરૂષોની સાનિધ્ય દ્રૌપદીને અત્યંત ક્લિષ્ટ કરી એજે અયોગ્ય કર્યું, તે, મારા પુત્રોને વનમાં કાઢ્યા તથા તેઓનું જવું એ મને

બાળે છે; કેમકે થયેલાં અનેક પ્રકારનાં દુઃખ મને સાંભરે છે! હે માધવ, બાળકોને અજ્ઞાતવાસ કરવો તથા કૌરવોએ મારા પુત્રોને હરણ કરેલું રાજ્ય પાછું ન આપવું એ પુત્રો સહિત મને શું મ્હોટો ક્લેશ નહીં?! હે શ્રીકૃષ્ણ, દુર્યોધને અમને ચૌદ વર્ષ થયાં દુઃખમાં રૂંધ્યાં છે, પણ જેમ પુણ્યનું ફળ જે સુખ તે ભોગવવાથી તેનો નાશ થાય છે, તેમ પાપકર્મનું ફળ દુઃખ છે, તો તે ભોગવવાથી શું તેનો નાશ થતો નથી! અર્થાત્ દુઃખનો નાશ થઇ અમને સુખ મળશે, માટે હમણાંના દુઃખથી અમે ભય પામતાં નથી! હે શ્રીકૃષ્ણ, મને મારા પુત્રોમાં તથા ધૃતરાષ્ટ્ર રાજાના પુત્રોમાં વિશેષ નથી એ મારા સત્યપણાએ કરી સમૃદ્ધિયુક્ત તથા થનાર યુદ્ધથી મુક્ત થયેલા પાંડવો સહિત તમને જોઇશ; કારણ સર્વ વૃત્તાંત તેવુંજ છે, માટે શત્રુઓ જીતવા સમર્થ નથી. હું મારા આત્માની તથા દુર્યોધનની નિંદા કરતી નથી, કેવળ મારા પિતાનીજ નિંદા કરૂંછું; કેમકે જેમ શ્રેષ્ઠ પુરૂષ શ્રદ્ધાએ કરી દ્રવ્ય આપે, તેમ તેણે પોતાના સખા કુંતિ ભોજરાજાને પુત્રીરૂપ મને આપી. એ પ્રમાણે મારા પિતાએ મારો ત્યાગ કરયો, તેમજ મારા શ્વશુરરૂપ ભીષ્માદિએ પણ ત્યાગ કરયો છે; માટે હું અત્યંત દુઃખયુક્ત છું, તો હવે મને જીવવાનું શું ફળ રહ્યું ! અરે, જ્યારે અર્જુનનો જન્મ થયો ને હજી જનના શૌચ હતું તેવામાં સ્પષ્ટ શબ્દવાળી આકાશ વાણિ થઈ કે, આ તારો પુત્ર સર્વ પૃથ્વીને જીતશે, ને તેનો યશ સ્વર્ગમાં પોહોંચશે તથા યુદ્ધમાં કૌરવોને જીતી રાજ્ય પામી પોતાના ભાઈ યુધિષ્ઠિરને ત્રણ અશ્વમેધ યજ્ઞ કરાવશે એમ કહ્યું છે; પણ હું તેની નિંદા કરતી નથી, કેવળ કૃષ્ણરૂપ ધર્મને નમસ્કાર કરૂંછું; કેમકે સર્વ પ્રજાનું ધારણ કરનાર તેજ છે! હે ગોવિંદ, જો ધર્મ સત્ય હશે તથા જેવી રીતે આકાશવાણિએ કહ્યું છે, તેવી રીતે થનાર હશે, તો તમે સર્વ સંપાદન કરશો! હે માધવ, જેવો મને વિધવાપણું, દ્રવ્યનો નાશ તથા વૈરથી ઉત્પન્ન થતો શોક બાળતો નથી, તે કરતાં પણ અધિક પુત્રના વિયોગવાળા સંસારથી થતો શોક બાળે છે; કેમકે સર્વ શસ્ત્ર ધારણ કરનારમાં શ્રેષ્ઠ ગાંડિવ ધનુષ્ય ધારણ કરનાર અર્જુનને હું દેખતી નથી, તેથી મારા હૃદયને શાંતિ થતી નથી ! હે ગોવિંદ, હું આજ ચૌદ વર્ષ થયાં યુધિષ્ઠિર, ભીમસેન, અર્જુન, નકુળ તથા સહદેવને દેખતી નથી! અરે! મનુષ્યો નાશ પામેલાઓનું શ્રાદ્ધ કરે છે, અર્થાત્ મારે મન મારા પુત્રો તથા તેઓને મન હું નાશ પામ્યા સરખાંજ છીએ! હે લક્ષ્મીપતિ ભગવાન, ધર્માત્મા યુધિષ્ઠિર રાજાને આવી રીતે કેહેજો કે, તું રાજ્યની માગણી કરવા સારૂ વિષ્ટિ કરાવે છે એથી તારા ક્ષત્રિય ધર્મનો

નાશ થાય છે! માટે હે પુત્ર, તું એમ કર માં, કેમકે તેમ કરવાથી પણ કૌરવો રાજયનો વિભાગ આપે તેવા નથી. અરે! જે સ્ત્રી પારકા આશ્રયે કરી વર્તે છે, તેને ધિક્કાર છે, કારણ કૃપણતાથી પોતાની વૃત્તિ કરવી એ મ્હોટી અપ્રતિજ્ઞા છે! હે વાસુદેવ, અર્જુનને તથા નિત્ય યુદ્ધ કરવામાં તત્પર એવા ભીમસેનને પણ કેહેવું કે જે માટે ક્ષત્રિય ઉત્પન્નથાય છે, તે કરવાનો હમણાં તમને સમય આવ્યો છે, તેને જો જગત્‌માં પ્રસિદ્ધ તમો મિથ્યા કરી નૃશંસપણાને આચરણ કરશો તો તમારો નિરંતર ત્યાગ કરી મ્હોઢું જોઇશ નહીં; કારણ સમય વેળા પોતાનું જીવિત ત્યાગ કરવું એ પણ યોગ્ય છે! હે અચ્યુત, ક્ષત્રિય ધર્મવાન માદ્રીના પુત્ર નકુળ તથા સહદેવને પણ મારા કેહેવા પ્રમાણે કેહેજો કે, જીવવા કરતાં પણ પરાક્રમે કરી પ્રાપ્ત થતાંજ સુખને ઇચ્છો, કેમકે પૂર્વે ક્ષત્રિય ધર્મે કરી જીવતા એવા પુરૂષોને પરાક્રમે કરીજ સર્વ અર્થ પ્રાપ્ત થયેલ છે! હે પુરૂષોત્તમ, મનુષ્યનું મનજ સંતોષ કરનાર છે; માટે તમે જઇને સર્વ શસ્ત્ર ધારણ કરનારમાં શ્રેષ્ઠ અર્જુનને વળી કેહેજો કે, તું દ્રૌપદીની પદવીનું આચરણ કર. હે યાદવ, તમે કાળની પેઠે ક્રોધ પામેલા ભીમસેન તથા અર્જુનને જાણો છો; જે દેવતાઓને પણ પરગતિની પ્રાપ્તિ કરે એવા છે, માટેજ દ્રૌપદીનું કૌરવની સભામાં જવું થયું તે તથા દુઃશાસન અને કર્ણ જે નહીં કેવાં ઘટે એવાં વાકય બોલ્યા તેજ તેઓની મ્હોટી અવજ્ઞા છે! અરે, દુર્યોધને કુરૂ મુખ્યોને જોતાં મનસ્વિ ભીમસેનની સામે ધસારો કરયો, તેનું જે ફળ, તેને તે જોશે; કારણ વૃકોદર જે દિવસથી વૈર થયું છે, તે દિવસથી શાંતિ પામતો નથી! અરે, ભીમસેનમાંથી વૈરભાવ ઘણો કાળ થયો હોય તોપણ જાય નહીં, જ્યારે શત્રુને નાશ કરે ત્યારેજ જાય એમ છે! મને રાજયનું હરણ, પુત્રોનું ધૂતમાં હારી જવું તથા તેઓને વનમાં જવું થયું એ કંઇ દુઃખનું કારણ નથી; કેવળ એક વસ્ત્રભર સભામાં ગયેલી દ્રૌપદિયે દુષ્ટોનાં અનેક અયોગ્ય વાકય સાંભળ્યાં એજ દુઃખનું કારણ છે! અરે, સ્ત્રી ધર્મવાળી તથા ક્ષત્રિય ધર્મમાં પ્રીતિમાન સર્વ સ્ત્રિયોમાં શ્રેષ્ઠ દ્રૌપદી, જ્યારે કૌરવની સભામાં ગઈ, ત્યારે ધણીવાળી છતાં નીધણીયાતી થઇ! હે મધુસૂદન, પુત્ર સહિત એવી જે હું તેના તમે, બળરામ તથા પ્રદ્યુમ્ન નાથ છતે, અને શત્રુ જેના પરાક્રમને સહન નકરી શકે એવા ભીમસેનતથાયુદ્ધમાંથી બીહીને પાછા નહીં ભાગનાર અર્જુન જીવતે આવાં દુઃખ ભોગવું છું?! વૈશંપાયન કહે છે–હે જનમેજય, એ પ્રમાણે કુંતિએ કહ્યું ત્યારે અર્જુનના સખા વસુદેવના પુત્ર

શ્રીકૃષ્ણ, પોતાના પુત્રના શોકયુક્ત એવી તેને આશ્વાસના કરતાં કેહેવા લાગ્યા કે, હે ફોઈ, જગતમાં તમ સરખી સ્ત્રી કોણ છે? કેમકે શૂર યાદવનાં પુત્રિ તથા અજમીઢના કુળમાં વઉરૂપે પ્રાપ્ત થયેલાં તમે છો. મહા કુળવાન, જેમ જળ એક હ્રદમાંથી બીજા હ્રદમાં જાય, તેમ એક કુળમાંથી બીજા કુળમાં પ્રાપ્ત થયેલ, ઇશ્વિરી, કલ્યાણરૂપ, સ્વામિથી માન પામેલાં, શૂરવીર પુત્રને જન્મ આપનાર, શૂરવીર પતિનાં સ્ત્રી તથા સર્વ શ્રેષ્ઠ ગુણે કરી પ્રસિદ્ધ એવાં તમે સુખ અથવા દુઃખને સમાન માની સહન કરવા યોગ્ય છો. હે કુંતિ, પાંડવો નિદ્રા, તંદ્રા, ક્રોધ, હર્ષ, ક્ષુધા, તૃષા, ટાઢી તથા આપતને જીતીને, શૂરવીર પુરૂષના સુખમાંજ કુશળ છે. ત્યાગ કરી છે સુખેચ્છા જેણે એવા તથા વીર પુરૂષનાં સુખજ જેને પ્રિય છે એવા મ્હોટા હર્ષવાળા મહાબળવાન પાંડવો અલ્પસુખથી સંતોષ પામે તેમ નથી. ધીર પુરૂષો રાજ્ય અથવા વનવાસ તથા ઉત્તમ ક્લેશ અથવા ઉત્તમ ભોગને સેવે છે. ને સંસારનાં સુખજ જેને પ્રિય છે એવા પુરૂષ અલ્પ ઐશ્વર્યતાને સેવે છે; માટે વીર એવાં તમારા પુત્ર પાંડવો રાજ્ય, વનવાસ, ક્લેશ અથવા ઉત્તમ ભોગની ઇચ્છા રાખી હર્ષયુક્ત છે; કારણ દુઃખ છે એ એને સુખ આપનાર છે અને અલ્પ ઐશ્વર્યતા છે એ એને દુઃખ આપનાર છે. 'એમ બુદ્ધિમાનોએ કહ્યું છે, હે કુંતાજી, દ્રૌપદી સહિત પાંડવોએ તમને દંડવત્ પ્રણામ તથા પોતાનું નિરરોગ કુશળપણું કેહેવરાવ્યું છે. તમે થોડા દિવસમાં રોગ વગરના, સર્વ અર્થ સિદ્ધ થયો હશે જેનો એવા, સર્વ લોકના ઇશ્વર, શત્રુ જેના નાશ પામ્યા હશે એવા તથા રાજ્યસમૃદ્ધિવાળા તમારા પુત્ર પાંડવોને જોશો. વૈશંપાયન કહેછે—હેજનમેજય, એ પ્રમાણે આશ્વાસના કરેલી તથા પુત્રની વ્યાધિથી ગ્રસ્ત કુંતિ, પોતાને અબુદ્ધિથી થયેલા શોકને શમાવી શ્રીકૃષ્ણને કેહેવા લાગી કે,—હે મધુસૂદન, મારા પુત્ર જે જે ઇચ્છે ને તમે માનો તેતે તમે ક્લેશ રહિત થઈ ધર્મનો લોપ ન થાય તેમ કરો; કારણ પોતાના મિત્રોને વિષે બુદ્ધિ તથા પરાક્રમની વ્યવસ્થા કરાવનાર જે તમારો મહિમા તે હું જાણું છું. વળી કુળમાંનો જે ધર્મ, સત્ય, મહાનતપ, રક્ષા કરનાર, તથા મહદ્બ્રહ્મ તમે છો, માટે જેવી રીતે કહો છો, તેવીજ રીતે સત્ય થશે. વૈશંપાયન કહેછે—હે રાજા, મહાબાહુ ગોવિંદ શ્રીકૃષ્ણ, કુંતીને પ્રદક્ષિણા કરી તથા તેની રજા લઇને, દુર્યોધનના ગૃહ પ્રત્યે જવા લાગ્યા.

**वैशंपायनउवाच ॥ तामामंत्र्यचगोविंदः कृत्वाचाभिप्रदक्षिणं ।**
**प्रातिष्ठतमहाबाहुर्दुर्योधनगृहान्प्रति ॥**

इति श्रीमहाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि कृष्णकुंतिसंवादे गुर्जरभाषायां नवतितमोऽध्यायः ॥९०॥

---

वैशंपायनउवाच ॥ दुर्योधनगृहंशौरि रभ्यगच्छदरिंदमः ।
लक्ष्म्यपरमयायुक्तं पुरंदरगृहोपमं ॥१॥

વૈશંપાયન કહે છે-હે જનમેજય રાજા, શત્રુને દમન કરનાર શ્રીકૃષ્ણ, ઉત્તમ સમૃદ્ધિવાળા ઇંદ્રના ગૃહ સરખા તથા વિચિત્ર આસનવાળા દુર્યોધનના ગૃહ પ્રત્યે ગયા. ને ત્રણ દરવાજાને ઉલ્લંઘન કરીને દરવાણિયે નહીં નિવારણ કરેલા શ્રીકૃષ્ણ, સજળ મેઘ સરખા વર્ણવાળા, પર્વત સરખા ઉંચા તથા શોભાએ કરી દેદિપ્યમાન પ્રાસાદ ઉપર ચઢ્યા; ને તેણે ત્યાં હજારો રાજાઓ તથા કુરૂકુળના પુરૂષોથી વિંટાયલા આસન ઉપર બેઠેલા મહાબાહુ ધૃતરાષ્ટ્ર રાજાના પુત્ર દુર્યોધનને જોયો. અને તેની પાસે બેઠેલા દુઃશાસન, કર્ણ તથા શકુનિને પણ જોયા. હે રાજા, આવતા શ્રીકૃષ્ણને જોઇને અમાત્યો સહિત દુર્યોધન તેનું સન્માન કરતાં આસન ઉપરથી ઉભો થયો. પછી શ્રીકૃષ્ણ પ્રધાન સહિત દુર્યોધનને મળીને, બીજા રાજાઓને પણ યથાયોગ્ય મળ્યા. ને ત્યાં સુંદર આસ્તરણથી બીછાવેલા સુવર્ણના પર્યંક ઉપર બેઠા. ત્યારે દુર્યોધને શ્રીકૃષ્ણને ગાય, મધુપર્ક તથા જળથી પૂજન કરીને ગૃહ તથા રાજ્ય નિવેદન કરયાં. તે સમય પરિપૂર્ણ સૂર્ય સરખા પ્રકાશમાન તથા પર્યંક ઉપર વિરાજમાન શ્રીકૃષ્ણની કૌરવો સહિત સર્વ રાજાઓ ઉપાસના કરવા લાગ્યા. પછી દુર્યોધન રાજાએ શ્રીકૃષ્ણને ભોજન કરવાનું આમંત્રણ કરયું; જેને તેમણે માન્ય કરયું નહીં. ત્યારે દુર્યોધને કર્ણને બોલાવી કૌરવોની સભામાં શ્રીકૃષ્ણને શઠતાથી ભરેલાં અને સાંભળવામાં સુંદર લાગે એવાં વાક્યથી કહ્યું કે, હે જનાર્દન, અમે તમારે માટે તૈયાર કરેલાં અન્ન, પાન કરવાના પદાર્થ, વસ્ત્ર તથા શય્યાઓને તમે કેમ ગ્રહણ કરતા નથી! કેમકે અમારા તથા પાંડવોના સહાય કરનાર, હિત ઇચ્છનાર તથા ધૃતરાષ્ટ્ર રાજાના અતિ પ્રિય સંબંધિ અને ધર્મ તથા અર્થને તત્વથી જાણો છો; તોપણ અમે નિવેદન કરેલા પદાર્થોને ગ્રહણ કરતા નથી તેનું કારણ હું સાંભળવા ઇચ્છું છું. વૈશંપાયન કહે છે-હે જનમેજય, એ પ્રમાણે દુર્યોધને કહ્યું, ત્યારે મ્હોટા મનવાળા શ્રીકૃષ્ણ પોતાનો હાથ લાંબો કરી મેઘ સરખા શબ્દથી નિર્ભય સ્પષ્ટાક્ષર

યુક્ત વાક્ય બોલ્યા કે, હે ભારત, જે દૂત જે કામ સારૂ આવ્યો હોય ને તે કામ કરી કૃતાર્થ થયો હોય, તેજ પૂજાદિ સત્કાર ગ્રહણ કરે છે. માટે હું જ્યારે કૃતાર્થ થઈશ, ત્યારે પ્રધાનો સહિત એવા તમે મારી પૂજા સત્કાર કરશો. એમપ્રમાણે શ્રીકૃષ્ણનું બોલવું સાંભળી વળી દુર્યોધન બોલ્યો કે, તમારે અમોને અપમાન આપવું એ તમને યોગ્ય નથી. હે મધુસૂદન, તમે કૃતાર્થ થયા હો અથવા તેવા ન થયા હો, તોપણ અમે તમારૂં પૂજન કરવાનો મ્હોટો યત્ન કરીયે છીયે; પણ હાલ અમારો ઉપાય નથી. હે પુરૂષોત્તમ, અમે પ્રસન્નતાથી કરેલી પૂજાને તમે માન્ય કરતા નથી તેનું કારણ અમે કંઈ સમજતા નથી, કેમકે અમારે તથા તમારે કંઈ પણ વૈર અથવા વિગ્રહ નથી; માટે તેનો વિચાર કરો પણ આવી રીતે બોલવું એ તમને યોગ્ય નથી. વૈશંપાયન કહે છે—હે જનમેજય, એ પ્રમાણે દુર્યોધને કહ્યું ત્યારે જનાર્દન શ્રીકૃષ્ણ હસીને, પ્રધાન સહિત તેની સામું જોઇ બોલ્યા કે, હે દુર્યોધન રાજા, હું કદિપણ કામ, ક્રોધ, દ્વેષ, કપટ, લોભ તથા અર્થના કારણથી ધર્મનો ત્યાગ કરૂં એમ નથી. હે રાજન્, પ્રીતિનાં તથા આપત્તિનાં અન્ન મને પ્રસન્ન કરે તેમ નથી; કેમકે હું આપત્તિપણાને પામેલો નથી. હે રાજા, તમે તમારા પ્રિયપણામાં વર્તનારા તથા પોતાના ગુણે કરી જગત્‌માં પ્રસિદ્ધિને પામેલા પોતાના ભાઇ પાંડવોનો જન્મથીજ ફોકટ દ્વેષ કરો છો, તે તમને યોગ્ય નથી; કેમકે તેઓ ધર્મમાંજ રહ્યા છે, તેને કંઇ પણ કેહેવાને કોણ યોગ્ય છે ?! અરે! જે પુરૂષ પાંડવોનો દ્વેષ કરે છે, તે મારોજ દ્વેષ કરે છે અને જે તેની અનુકૂળતામાં વર્તે છે, તે મારી પણ અનુકૂળતામાં વર્તે છે; માટે ધર્મચારી તેઓ સાથે મારૂં એકપણું છે, એમ તમારે સમજવું ! હે રાજા, કામ તથા ક્રોધમાંજ વર્તનાર જે પુરૂષ ગુણવાન પુરૂષનો દ્વેષ કરવા ઇચ્છે છે અથવા કરે છે, તે પુરૂષમાં અધમ કેહેવાય છે ! હે દુર્યોધન રાજા, જે અજીતાત્મા તથા અજીત ક્રોધિ પુરૂષ, શ્રેષ્ઠ ગુણવાન પોતાના સાંબંધિયોને મોહ તથા લોભને વશ થઈ અવળી દૃષ્ટિથી જૂવે છે, તે સમૃદ્ધિ યુક્ત ઘણો કાળ નભતો નથી ! ને જે પુરૂષ પોતાને પ્રિય ન હોય પણ તે જો ગુણવાન હોય તો તેને પ્રિય કરી પોતાને વશ કરે છે; જેથી મ્હોટા યશને પામે છે ! માટે દુષ્ટોએ તૈયાર કરેલું આ અન્ન મારે ભોજન કરવું નહીં, કેવળ એક વિદુરજીના અન્નનુંજ ભોજન કરવું એવીજ મારી ઇચ્છા છે ! હે જનમેજય, એ પ્રમાણે ક્રોધયુક્ત થયેલા દુર્યોધનને કહીને શ્રીકૃષ્ણ, તેના શ્વેત વર્ણવાળા તે ભવનથી ઉ-

હી નીકળી રેહેવા સારૂ વિદુરજીના ગૃહ પ્રત્યે ગયા. ત્યારકેડે દ્રોણાચાર્ય, કૃપાચાર્ય, ભીષ્મ, બાહ્લિક, તથા કેટલાક કૈરવો વિદુરજીના ગૃહમાં વિરાજમાન શ્રીકૃષ્ણની પાસે ગયા; ને તેને કેહેવા લાગ્યા કે, હે યદુકુળમાં ઉત્પન્ન થયેલા શ્રીકૃષ્ણ, અમે તમને નિવાસ કરવા સારૂ રત્ન જડિત ગૃહ આપીએ. ત્યારે મ્હોટા તેજસ્વિ શ્રીકૃષ્ણે, તેઓને કહ્યું કે, તમે સૌએ આ વાક્ય કેહેવારૂપે મારો સત્કાર કર્યો; માટે હવે પોતપોતાના ગૃહ પ્રત્યે જાઓ. હે રાજા, એવાં શ્રીકૃષ્ણનાં વચન સાંભળીને સર્વ કૈરવો ગયા. ત્યારપછી વિદુરજીએ પ્રયત્નથી તેનું યથેચ્છ પૂજન કરીને, તેને શ્રેષ્ઠ ગુણવાન પવિત્ર અનેક પ્રકારનાં અન્ન લાવી નિવેદન કર્યાં. ત્યારે શ્રીકૃષ્ણે તે અન્ને કરી પ્રથમ બ્રાહ્મણોને તૃપ્ત કર્યા તથા વેદ જાણનારાઓને અનેક દ્રવ્ય આપ્યાં. ત્યારપછી જેમ ઇંદ્ર દેવતાઓ સહિત ભોજન કરે, તેમ શ્રીકૃષ્ણે પોતાની સાથેના સહિત ગુણવાન તથા પવિત્ર એવાં વિદુરજીનાં અન્નનું ભોજન કર્યું.

ततोनुयायिभिःसार्धं मरुद्भिरिववासवः ।
विदुरान्नानिबुभुजे शुचीनिगुणवंतिच ।

इति श्रीमहाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि श्रीकृष्णदुर्योधनसंवादे गुर्जरभाषायां मेकनवतितमोऽध्यायः ॥९१॥

---

**वैशंपायनउवाच** ॥ तंभुक्तवंतमाश्वस्तं निशायांविदुरोब्रवीत् ।
नेदंसम्यग्व्यवसितं केशवागमनंतव ॥१॥

વૈશંપાયન કહેછે—હે જનમેજય, પછી રાત્રિને વિષે ભોજન કરી નિવૃતિને પામેલા શ્રીકૃષ્ણને વિદુરજીએ કહ્યું કે, હે કેશવ, આ તમારૂં આવવું કંઈ વિચાર પૂર્વક નથી; કેમકે પોતાની મતલબ તથા ધર્મથી ઉલટો ચાલનાર મંદ, ક્રોધિ, કોઇનું પણ માન નહીં રાખનાર, પોતે માન ઇચ્છનાર, વૃદ્ધોની આજ્ઞાને ઉલ્લંઘન કરનાર, ધર્મશાસ્ત્રથી ઉલટો ચાલનાર, મૂઢ, દુષ્ટાત્માવાન, અત્યંત વૈર જેમાં ભરાઈ ગયું છે એવો તથા કલ્યાણને નહીં પ્રાપ્ત કરવા લાયક મંદ ધૃતરાષ્ટ્ર રાજાનો પુત્ર દુર્યોધન છે. વળી કામી, હું બુદ્ધિમાન છું એમ માનનાર, મિત્રનો દ્રોહ કરનાર, વિશ્વાસ રહિત, કોઇનું પણ નહીં માનનાર, કોઇએ કરેલા ઉપકારને નહીં જાણનાર, ધર્મ રહિત, ખોટું બોલવું જેને પ્રિય છે એવો, મૂઢ, દુષ્ટબુદ્ધિમાન, અજિતેંદ્રિય,

કરવાના કાર્યને વિષે પોતાની ઇચ્છા પ્રમાણે વર્તનાર, સર્વને વિષે ભરૂસા વગરનો તથા બીજા પણ અનેક દોષયુક્ત દુર્યોધન છે; માટે તમે એને એના કલ્યાણનાં વાક્ય કેહેશો તોપણ તે દ્વેષને લીધે માન્ય કરશે નહીં. હે શ્રીકૃષ્ણ, દુર્યોધનને ભીષ્મ, દ્રોણ, કૃપ, કર્ણ, અશ્વત્થામા તથા જયદ્રથ યુદ્ધમાં સર્વને જીતીને મને સ્થિર રાજ્ય પ્રાપ્ત કરશે એવી આશા છે; માટે સલાહ કરવામાં મન કરતોજ નથી, હે જનાર્દન, કર્ણ સહિત ધૃતરાષ્ટ્ર રાજાના પુત્રોને ભીષ્મ, તથા દ્રોણાચાર્ય જેમાં મુખ્ય છે એવા પોતાના પક્ષમાં આવેલા રાજાઓની સામુ જોવાને કોઇ સમર્થ નથી એવો નિશ્ચય છે. હે અચ્યુત, અબુદ્ધિમાન્ દુર્યોધન મ્હોટું સૈન્ય એકઠું કરીને, રાજારૂપ પોતાના દેહને કૃતાર્થ માને છે. વળી દુર્બુદ્ધિવાળા દુર્યોધનને એકલો કર્ણ સર્વ શત્રુને જીતશે એવો નિશ્ચય છે, માટે તે કદિપણ શમતાને પામશે નહીં. હે કેશવ, ધૃતરાષ્ટ્રના સર્વ પુત્ર તથા પાંડવોને ભ્રાતૃ ભાવ રહે એમ ઇચ્છનાર, તથા તેમને શમતા કરવામાં પ્રયત્નવાન એવા તમારોતો વિચાર સારો છે, પણ આપણે પાંડવોને યથાયોગ્ય કંઇપણ ન આપવું એવા નિશ્ચયવાળા કૌરવો છે; તો તેમને તમે કંઈપણ સલાહનાં વાક્ય કેહેશો તે ફોકટ જશે. હે મધુસૂદન, જ્યાં સારાં કહેલાં તથા કટુ કહેલાં વાક્ય સમાન હોય, ત્યાં બુદ્ધિમાન્ પુરૂષે કંઇપણ બોલવું નહીં; કારણ તે બ્હેરાની પાસે ગાયન સરખું થાયછે. હે માધવ, કંઇપણ નહીં જાણનાર, મૂઢ તથા મર્યાદા વગરના કૌરવો પાસે તમને કંઈપણ બોલવું, જેમ બ્રાહ્મણને ચાંડાળ સાથે બોલવું યોગ્ય નથી તેમ યોગ્ય નથી; કેમકે બળમાં ધુમરાયેલો મૂઢ દુર્યોધન તમારા કેહેવા પ્રમાણે કરશે નહીં. જેથી તમારાં વાક્ય ફોકટ જશે. હે શ્રીકૃષ્ણ, પાપચિત્તવાળા સર્વ એકઠા થયા છે, તો તમારે તેની પાસે જવું એ મને રૂચતું નથી. વળી દુર્બુદ્ધિવાળા, અશિષ્ટ તથા દુષ્ટચિત્તવાળા તે ઘણાઓની મધ્યે કદિ તમારે ઉલટાં વાક્ય બોલવાં એ પણ મને રૂચતું નથી. કેમકે વૃદ્ધ પુરૂષની સેવા વગરનો, ઘણી સમૃદ્ધિના ગર્વથી મોહિત, અવસ્થાએ કરી પણ મોહિત તથા ક્રોધયુક્ત હોવાથી દુર્યોધન તેના કલ્યાણરૂપ તમારાં વાક્ય ગ્રહણ કરશેજ નહીં. હે માધવ, તમે કદિ બળ દેખાડતાં યુધિષ્ઠિરના બળનાં વાક્ય કેહેશો, તોપણ દુર્યોધન માન્ય કરશે નહીં, કારણ તેને તમારામાં કેવળ પાંડવના પક્ષમાંજ છે એવી મ્હોટી શંકા છે. હે જનાર્દન, આ અમારા રાજ્યને દેવતા સહિત ઈંદ્ર પણ લેવા સમર્થ નથી એવા નિશ્ચયવાળા તથા કામ અને ક્રોધથી ભરેલા સર્વ કૌરવો એકઠા મ-

જ્યા છે, માટે તમારાં વાક્ય સમર્થ હશે તોયપણ અસમર્થ થશે. હસ્તિ, રથ, અશ્વ તથા પ્યાદાની સેનામાં રેહેવાથી ભય વગરનો મૂઢ દુર્યોધન, મેં સમગ્ર પૃથ્વી જીતી છે એમ માને છે, ને શત્રુ વગરનું મારૂં રાજ્ય છે એમ કહે છે; પણ પ્રાપ્ત થયેલ રાજ્યરૂપ અર્થ તમ સરખાના વૈરથી ગૂંથાએલો છે, તોપણ નહીં ગૂંથાએલો માને છે. હે શ્રીકૃષ્ણ, આ સમગ્ર પૃથ્વીકાળે કરી એકને મળે છે, વળી તેણે કરીનેજ બીજાને પણ મળે છે, તોપણ પોતાની નીચેના તેનું પાલન કરનારાઓ સહિત કેટલાક રાજાઓ મળીને દુર્યોધન માટે પાંડવો સાથે યુદ્ધ કરવા આવેલા છે. પૂર્વે તમારી સાથે વૈર કરેલા તથા તમે જેમના પરાક્રમને નિર્બળ કરેલા કર્ણ સહિત તેઓએ તમારે લીધેજ ઉદ્વેગતાયુક્ત થઇ કૌરવોનો આશ્રય કર્યો છે. હે દાશાર્હવીર, દુર્યોધન સહિત તેઓ મરવું કબૂલ પણ પાંડવો સાથે યુદ્ધ કરવું એમ ઉત્સાહવાળા છે. માટે તેમની મધ્યમાં તમારે જવું એ મારો મત નથી. હે શત્રુને દમન કરનાર શ્રીકૃષ્ણ, દુષ્ટ ચિત્તવાળા તે ઘણા શત્રુઓ મળેલા છે તેની મધ્યે તમે કેમ જશો? તમે દેવતાઓને પણ અસહ્યછો, કારણ તમારા પ્રભાવ, બુદ્ધિ તથા પરાક્રમને હું જાણુંછું; તોપણ મને પાંડવોમાં જેવી પ્રીતિ છે, તેવીજ પ્રીતિ તમારામાં છે, માટે પ્રેમ તથા સ્નેહથી કહુંછું. હે પુષ્કરાક્ષ, તમારા દર્શનથી ઉત્પન્ન થયેલી મને જે પ્રીતિ છે, તે મારે તમને શું કહેવી; કારણ તમે દેહધારી સર્વના અંતરાત્મા છો.

यामेप्रीतिःपुष्कराक्ष त्वद्दर्शनसमुद्भवा ।

साकिमाख्यायतेतुभ्य मंतरात्मासिदेहिनां ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि श्रीकृष्णविदुरसंवादे गुर्जरभाषायां द्विनवतितमोऽध्यायः ॥९२॥

---

भगवानुवाच ॥ यथाब्रूयान्महाप्राज्ञो यथाब्रूयाद्विचक्षणः ।

यथावाच्यस्त्वद्विधेन भवतामाद्विधःसुहृत् ॥१॥

ભગવાન કહે છે—હે વિદુરજી, તમે જેવી રીતે મ્હોટા બુદ્ધિમાન્ તથા વિચક્ષણ પુરૂષ કહે તેવી રીતે અને જેવી રીતે તમ સરખાએ કહેવું ઘટે તેવી રીતે માતાપિતાની પેઠે, મારા સરખા સંબંધિને ધર્મ તથા અર્થયુક્ત યથાયોગ્ય સત્ય વાક્ય કહ્યાં. હે વિદુરજી, હું તમને મારા આવવાનું

કારણ કહું તે તમે સાવધ થઈને સાંભળો—હે મહાબુદ્ધિમાન, દુર્યોધનનું દુષ્ટાત્માપણું તથા સર્વ રાજાઓની વૈરતા જાણીનેજ હું આજ કૌરવો પાસે આવ્યોછું; કારણ જે પુરૂષ અશ્વ, રથ, હસ્તિ તથા પદાતિ સહિત વિસ્તારવાળી પૃથ્વીને મૃત્યુના પાશથી મુક્ત કરે, તેને ઉત્તમ ધર્મની પ્રાપ્તિ થાય છે. પુરૂષ પોતાની શકિત પ્રમાણે ધર્મના કામનો ઉદ્યોગ કરે, ને કદિ તે સિદ્ધ ન થાય તોપણ તેને તે ધર્મની પ્રાપ્તિ થાય છે, એમાં મને સંશય નથી. મનુષ્ય મનમાં પાપ કર્મ કરવાનું ચિંતવન કરે, પણ તેમ કરે નહીં તો તેને કંઇપણ તેનું ફળ મળતું નથી એમ ધર્મના જાણનાર પુરૂષ જાણે છે. માટે હે વિદુરજી, હું કપટ રહિત થઈને, યુદ્ધમાં નાશ પામનાર કુરૂકુળના તથા સૃંજયના કુળના પુરૂષોને સલાહ થશે તેવી રીતે યત્ન કરીશ. કૌરવોને કર્ણ તથા દુર્યોધને ઉપજાવેલી મ્હોટી આપત્તિ પ્રાપ્ત થઇ છે; કેમકે સર્વ તેમને અનુસરી રહેલા છે. હે શ્રેષ્ઠ, જે મિત્ર પુરૂષ પોતાના મિત્રને દુઃખથી કલેશ પામતી વેળાએ આવીને પોતાની શકિત પ્રમાણે ઉપાય કરી છોડાવે નહીં, તેને બુદ્ધિમાન પુરૂષ નૃશંસ કહે છે. જે પુરૂષ પોતાના મિત્રને તેના શત્રુએ કેશ ગ્રહણ કર્યો હોય તેથી તથા નહીં કરવાનાં કાર્ય કરતો હોય તેથી પોતાના બળ પ્રમાણે ઉપાય કરી નિવર્ત્ત કરે, તે જગતમાં કોઈનો પણ ઠપકાપાત્ર થતો નથી. માટે હે વિદુર, હું દુર્યોધનને સમર્થ, શુભ, હિતરૂપ તથા ધર્મ અને અર્થયુકત વાકય કહીશ, જેને તે માન્ય કરવા લાયક છે. જેવી રીતે કૌરવ, પાંડવ તથા પૃથ્વી વિષેના રાજાઓનું હિત થશે, તેવી રીતે કપટ રહિત થઇ યત્ન કરીશ. કદિ હું દુર્યોધનના હિત માટે પ્રયત્ન કરીશ, ને તે મારામાં અવળો ભાવ લાવી શંકા રાખશે; તોપણ મારા હૃદયમાં તો પ્રીતિ થશે તથા મિત્રના ઋણમાંથી તો મુક્ત થઈશ. કેમકે સંબંધિયોમાં માંહોમાંહી ફૂટ પડી હોય, તે વેળા જે મિત્ર પોતાના મિત્રોનો સર્વ ઉપાયથી ઉપકાર નહીં કરી મધ્યસ્થ થઇ બેશી રહે તેને બુદ્ધિમાન પુરૂષ મિત્ર કહેતા નથી. વળી જગતમાં જે અધર્મિષ્ટ તથા કોઇપણ જેના સ્નેહિ નથી, એવા પુરૂષોથી શ્રીકૃષ્ણ પોતે સમર્થ છતે કૌરવ તથા પાંડવો યુદ્ધ કરવા તૈયાર થયા તેને તેણે વાર્યા નહી એમ તો નહીં કહેવાય. હે વિદુરજી, હું કૌરવ તથા પાંડવોનો અર્થ સાધવા સારૂ અહી આવ્યોછું, માટે તેનો ઉપાય કરીશ, તેથી રાજાઓમાં દુષ્ટ કેણીને નહીં પામું ! ને કદિ બાળક સરખી બુદ્ધિવાળો દુર્યોધન, ધર્મ તથા અર્થ યુકત અને કપટ વગરનાં મારાં વાક્ય સાંભળીને તે

પ્રમાણે નહીં કરે, તો પછી પ્રારબ્ધને વશ થશે. હું પાંડવોનો રાજ્યરૂપ અર્થ નાશ નહીં પામે, ને કૌરવોનું પણ યથાર્થ સારૂં થશે એ પ્રમાણે કરીશ, જેથી મને પુણ્ય થશે, ને ધૃતરાષ્ટ્રના પુત્રો મૃત્યુના પાશથી મુકત થશે. કૌરવો ધર્મ, અર્થયુકત શ્રેષ્ઠ વાણિ હું બોલીશ તેને સાંભળશે ને સલાહ કરાવવા આવેલા મારૂં પૂજન પણ કરશે. હે વિદુરજી, સર્વ રાજાઓ એકઠા મળેલા છે, પણ ક્રોધ પામેલા મારી સામે, જેમ સિંહની સામા મૃગો ઉભા રેહેવા સમર્થ નથી, તેમ તે ઉભા રહેવા સમર્થ નથી. વૈશંપાયન કેહે છે—હે રાજા, એ પ્રમાણે વૃષ્ણીકુળમાં શ્રેષ્ઠ યદુકુળને સુખ આપનાર શ્રીકૃષ્ણે કહીને, સુખરૂપ સ્પર્શવાળી શય્યા ઉપર શયન કરયું.

इत्येवमुक्त्वावचनं वृष्णीनामृषभस्तदा ।
शयनेसुखसंस्पर्शे शिश्येयदुसुखावहः ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि श्रीकृष्णवाक्ये गुर्जरभाषायां त्रिनवतितमोऽध्यायः ॥ ९३ ॥

---

**वैशंपायनउवाच ॥** तथाकथयतोरेव तयोर्बुद्धिमतोस्तदा ।
शिवानक्षत्रसंपन्ना साव्यतीयायशर्वरी ॥१॥

વૈશંપાયન કહેછે—હે જનમેજય રાજા, એ પ્રમાણે વાતો કરતા એવા મહાબુદ્ધિમાન્ શ્રીકૃષ્ણ તથા વિદુરજીને સુંદર નક્ષત્રોના ઉદયવાળી તે દિવસની રાત્રિ નિવૃત્ત થઇ. ધર્મ, અર્થ તથા કામે યુક્ત અને વિચિત્ર અર્થ, પદ તથા અક્ષરવાળી અનેક પ્રકારની વિદુરજીની વાણિ શ્રવણ કરતા એવા, મહાત્મા અગણિત તેજસ્વિ તથા જાણે નિષ્કાર્યે હોય શું એવા શ્રીકૃષ્ણને પોતાને અનુકૂળરૂપ વાતોએ કરી તે રાત્રિ નિવૃત્ત થઇ. પછી પાછલા પ્રહરની રાત્રિ વેળાએ, શ્રેષ્ઠ સ્વરવાળા સૂત તથા માગધ શંખ તથા દુંદુભિ આદિ વાજીત્ર વગાડી શ્રીકૃષ્ણને જાગૃત કરવા લાગ્યા. ત્યારે સર્વ યાદવમાં શ્રેષ્ઠ દાશાર્હ કુળમાં ઉત્પન્ન થયેલા શ્રીકૃષ્ણે ઉઠી, સર્વ પ્રાતઃકાળનું પોતાનું આવશ્યક કરી, સંધ્યા વંદન, જપ તથા અગ્નિમાં આહુતિ આપીને, ઉદય પામતા સૂર્યનું ઉપસ્થાન કર્યું. હવે દુર્યોધન તથા શકુનિ, સંધ્યા કર્મમાં વિરાજમાન કોઇથી પણ અજીત દાશાર્હ શ્રીકૃષ્ણની પાસે આવીને બોલ્યા કે હે શ્રીકૃષ્ણ, ધૃતરાષ્ટ્ર રાજા, ભીષ્મપિતામહાદિ કુરૂકુળના પુરૂષો, મ્હોટા રાજાઓ તથા માંડલિક સર્વ રાજાઓ સભામાં આવ્યા છે; ને જેમ

સ્વર્ગમાં દેવતાઓ ઇંદ્રને ઇચ્છે છે તેમ તમને ઇચ્છે છે, હે ભારત, એ પ્રમાણે દુર્યોધન તથા શકુનિએ આવી કહ્યું, ત્યારે ગોવિંદ શ્રીકૃષ્ણે શ્રેષ્ઠ રૂચિકારક સામના વાક્યે કરી તેઓને માન આપ્યું. ત્યાર પછી નિર્મળ સૂર્યનો ઉદય થયો ત્યારે શ્રીકૃષ્ણે બ્રાહ્મણોને સુવર્ણ, ગાય, વસ્ત્ર, અશ્વ તથા બહુ રત્ન આપ્યાં. એ પ્રમાણે બ્રાહ્મણોને આપીને શ્રીકૃષ્ણ ઉભા હતા, તે વખત દારૂક સારથિએ આવી તેને નમસ્કાર કર્યા. પછી શ્રીકૃષ્ણની આજ્ઞાથી દારૂક શ્વેત વર્ણવાળા, બહુ ઘૂઘરીયોના સમુદાયવાળા તથા ઉત્તમ અશ્વ જોડેલા રથને લઈ પાછો આવી ઉભો. ત્યારે મ્હોટા મનવાળા કુરૂકુળના પુરૂષોથી વિંટાયલા, વૃષ્ણિ કુળના પુરૂષોએ રક્ષા કરેલા તથા સર્વ યાદવને આનંદ આપનાર શૌરિ શ્રીકૃષ્ણ, આવેલા રથને જોઇ અગ્નિ તથા બ્રાહ્મણોને પ-દક્ષિણા કરી ગળામાં બાંધેલો કૌસ્તુભ મણિ છોડી મૂકીને રથમાં બેસવા તૈયાર થયા. તે વેળા સર્વ ધર્મને જાણનાર વિદુરજીએ સર્વ પ્રાણધારી તથા બુદ્ધિમાન્ પુરૂષોમાં શ્રેષ્ઠ શ્રીકૃષ્ણને હાથ ગ્રહણ કરી રથમાં વિરાજમાન કરયા. પછી તે રથમાં બેશી રવાને થયા. તે સમય દુર્યોધન તથા શકુ-નિ પણ એક બીજા રથમાં બેસી તેની વાંસે જવા લાગ્યા. ને સાત્યકી તથા કૃતવર્મા પણ એક રથમાં બેસી, અને બીજા યાદવો પણ રથમાં બેસી ત-થા અન્ય પુરૂષો રથ, અશ્વ તથા હસ્તિ ઉપર બેસીને શ્રીકૃષ્ણની વાંસે જવા લાગ્યા. તે સમય વાજીંત્ર વગાડનાર પુરૂષોએ, મૃદંગ, તુરી, ભેરી તથા શંખાદિ વગાડયાં. હે રાજા, સુવર્ણના સાજ પેહેરેલા અશ્વ જેમાં જોડ્યા હતા એવા તથા ચાલવાથી મ્હોટા શબ્દવાળા તે સર્વ રથ અત્યંત શોભતા હતા. શોભાએ કરી દેદિપ્યમાન તથા બુદ્ધિમાન્ શ્રીકૃષ્ણ, રજ વ-ગરના, જળના છંટકાવ થયેલા તથા રાજઋષિયોએ સેવેલા રાજમાર્ગ પ્રત્યે આવ્યા. ત્યારે સર્વ લોકમાં શ્રેષ્ઠ, યુવાન તથા સિંહ સરખા પરાક્રમી પુરૂ-ષો શ્રીકૃષ્ણના રથને વિંટી ચાલવા લાગ્યા. તે સમય વિચિત્ર વસ્ત્ર પેહેરે-લા તથા તલવાર તથા પ્રાસાદિ આયુધ ધારણ કરેલા હજારો યોદ્ધાઓ શ્રીકૃષ્ણની આગળ ચાલતા હતા, ને પાંચસો હસ્તિ તથા એક હજાર રથ વાંસે ચાલતા હતા. તે સમય હે શત્રુને દમન કરનાર જનમેજય રાજા, રથ માર્ગ પ્રત્યે આવેલા શ્રીકૃષ્ણને જોવા સારૂ આવેલાં સ્ત્રી, પુરૂષ, વૃદ્ધ તથા બાળકોથી કુરૂકુળનું તે શહેર સંકિર્ણ થયું. અનેક અટારી તથા ભીં-તો ઉપર ચઢી કુળવાન સ્ત્રિયો જોતી હતી, તેથી જાણે તે ટુટી પડશે એમ દેખાતી હતી. તે વેળા કુરૂકુળના પુરૂષોએ સત્કાર કરેલા શ્રીકૃષ્ણ, પ્રજાની

સુંદર વાતો સાંભળતાં તેઓની સામે જોઈ તેમનો યથાયોગ્ય સત્કાર કરતાં ધિમે ધિમે જતા હતા. પછી શ્રીકૃષ્ણનાં વાજીત્ર વગાડનાર ચાકરો, શંખ, વેણું તથા બીજાં પણ વાજીત્રો વગાડવાના શબ્દે કરી સર્વ દિશાઓને ગજાવતા ધૃતરાષ્ટ્રની સભાની સાન્નિધ્ય આવ્યા. તે સમય રાજાઓની મળેલી તે સભા વાજીત્રના શબ્દ સાંભળી, શ્રીકૃષ્ણનાં દર્શન કરવાની આકાંક્ષાથી ઉત્પન્ન થયેલા હર્ષે કરી કંપાયમાન થયા. પછી જ્યારે શ્રીકૃષ્ણ સભાની પાસે આવ્યા, ત્યારે તેના રથનો મેઘ સરખો અવાજ સાંભળીને સર્વ રાજાઓ હર્ષયુક્ત થયા. તેટલામાં સર્વ યાદવમાં શ્રેષ્ઠ શ્રીકૃષ્ણ જ્યારે સભાના દ્વાર પાસે આવ્યા, ત્યારે કૈલાસ પર્વતના શિખર સરખા રથમાંથી ઉતરી, વિદુરજી તથા સાત્યકી યાદવના હાથ ઝાલી, પોતાનાં સૂર્ય સરખાં તેજે કરી કૌરવોને આચ્છાદન કરતાં, નવ મેઘ સરખી વર્ણવાળી, તથા તેજે કરી પ્રકાશમાન કૌરવની સભામાં આવતા હતા. તે સમય તેની આગળ કર્ણ તથા દુર્યોધન અને પાછળ યાદવો તથા કૃતવર્મા હતા. તે વખત ભીષ્મ તથા દ્રોણાચાર્યાદિ ધૃતરાષ્ટ્ર રાજાને મુખ્ય કરી શ્રીકૃષ્ણનો સત્કાર કરતાં પોતાના આસન ઉપરથી ઉઠવા લાગ્યા. ને જ્યારે શ્રીકૃષ્ણ છેક પાસે આવ્યા, ત્યારે દ્રોણાચાર્ય તથા ભીષ્મપિતામહે સહિત ધૃતરાષ્ટ્ર રાજા પોતાના આસન ઉપરથી ઉભા થયા; તે જોઇને સર્વ હજારો રાજાઓ પણ પોતાના આસન ઉપરથી ઉઠી ઉભા થયા. પછી શ્રીકૃષ્ણને વિરાજવા સારૂ ધૃતરાષ્ટ્ર રાજાની આજ્ઞાથી ચાકરોએ ચારે કોરથી શોભાયમાન સુવર્ણનું સિંહાસન બિછાવી તૈયાર કર્યું. ત્યારે શ્રીકૃષ્ણે, ધૃતરાષ્ટ્ર, ભીષ્મ તથા દ્રોણાચાર્યને વાક્યથી મળીને સર્વ રાજાઓને પણ યથાયોગ્ય તેવિજ રીતે મળ્યા. પછી સભામાં આવેલા શ્રીકૃષ્ણનો, સર્વ રાજાઓએ તથા કૌરવોએ પૂજાદિ સત્કાર કર્યો. તે સમય રાજાઓના મધ્યમાં ઉભેલા શ્રીકૃષ્ણે, અંતરિક્ષમાં ઉભેલા નારદાદિ ઋષિયોને જોઇને આસ્તેથી ભીષ્મને કહ્યું કે હે ભીષ્મ, આ સર્વ રાજાઓથી મળેલી સભાને જોવા સારૂ ઋષિયો આવ્યા છે, માટે તેમને મ્હોટા સત્કાર પૂર્વક આસનો ઉપર બેસવાનું નિમંત્રણ કરો, કેમકે તેઓએ બેઠા પેહેલાં આપણ કોઇથી બેસાશે નહીં; માટે તેમને બેસાડો ને તેમની પૂજા કરો. એ પ્રમાણે શ્રીકૃષ્ણનાં વચન સાંભળી ભીષ્મે જોયું તો સભાના દ્વાર પ્રત્યે ઉભેલા ઋષિયોને જોયા; ને ઉતાવળથી આસનો આપવાની ચાકરોને આજ્ઞા કરી. ત્યારે તેમણે ઋષિયોને મણિ જડિત સુવર્ણનાં મ્હોટાં આસન આપ્યાં. ત્યારે અર્ધ્યપૂજન થયેલા તે સૌ બેઠા, ત્યા-

રપછી શ્રીકૃષ્ણ તથા સર્વ રાજાઓ પણ યથા યોગ્ય આસન ઉપર બેઠા. તે વેળા દુઃશાસને સાત્યકી યાદવને બેસવા સારૂ ઉત્તમ આસન આપ્યું, ને વિવિંશતિએ કૃતવર્માને બેસવા સારૂ સુવર્ણનો બાજોઠ આપ્યો. શ્રીકૃષ્ણની અતિ છેટે નહીં એવા એક આસન ઉપર દુર્યોધન તથા કર્ણ બેઠા. તેમજ ગાંધાર દેશના યોદ્ધાઓએ રક્ષણ કરેલો તે દેશનો રાજા શકુનિ પોતાના પુત્ર સહિત એક આસન ઉપર બેઠો. વિદુરજી સફેદ આસ્તરણવાળા તથા મૃગચર્મ જેની ઉપર બીછાવેલું હતું એવા મણિના બાજોઠ ઉપર શ્રીકૃષ્ણના આસનને હાથે કરી સ્પર્શ કરતાં બેઠા. પછી સર્વ રાજાઓએ ઘણે દિવસે શ્રીકૃષ્ણને જોયા, તેથી જેમ અમૃતનું પાન કરતાં તૃપ્તિ ન થાય, તેમ તેઓ તેમને જોતાં તૃપ્તિ પામતા ન હતા. અતસીપુષ્પ સરખા વર્ણવાળા તથા પીત પિતાંબર ધારણ કરેલા શ્રીકૃષ્ણ, રાજાઓની સભામાં જેમ સુવર્ણના દાગીનામાં જડેલો મણિ શોભે, તેમ સોભતા હતા. પછી સર્વનાં મન શ્રીકૃષ્ણમાંજ લાગ્યાં હતાં તેથી સર્વ તુષ્ણીભૂત થયું હતું; પણ ત્યાં કોઈ પુરૂષ ક્યારેય કાંઈએ બોલતો ન હોતો.

ततस्तुर्ष्णीसर्वमासीद्गोविंदगतमानसं ।
नतत्रकश्चित्किंचिद्वा व्याजहारपुमान्क्वचित् ॥

**इति श्रीमहाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि श्रीकृष्णसभाप्रवेशे गुर्जरभाषायां चतुर्नवतितमोऽध्यायः ॥ ९४ ॥**

---

**वैशंपायनउवाच** ॥ तेष्वासीनेषुसर्वेषु तूष्णीभूतेषुराजसु ।
वाक्यमभ्याददेकृष्णः सुदंष्ट्रोदुंदुभिस्वनः ॥ १ ॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય, સર્વ રાજાઓ તુષ્ણીભૂત થઈ બેઠા હતા તે વેળા સુંદર દાઢવાળા તથા દુંદુભિ સરખા શબ્દવાળા શ્રીકૃષ્ણ વાક્ય બોલવા તૈયાર થઈને, ગર્મિના દિવસને અંતે જેમ મેઘ ગર્જના કરે, તેમ મ્હોટા શબ્દથી સર્વ સભાને સંભળાવતાં ધૃતરાષ્ટ્રની સામુ જોઇ તેને કેહેવા લાગ્યા કે, હે ભારત, હું મહાશૂરવીર કૌરવ તથા પાંડવોની વિનાશ વગર શમતા થાય, એ માગવા સારૂ તમારી પાસે આવ્યો છું. મારે તમને બીજું કલ્યાણકારક વચન કેહેવાનું નથી; કેમકે જે જાણવાનું છે તેતો તમે સૌ જાણો છો. હે પાર્થિવ, શાસ્ત્ર તથા આચરણ યુક્ત અને શ્રેષ્ઠ ગુણે કરી પ્રસિદ્ધિ પામેલું આ તમારૂં કુળ સર્વ

રાજાઓના કુળ કરતાં ઉત્તમ છે, કેમકે તેમાં કૃપા, અનુકંપા, કારૂણ્યતા અનૃશંસપણુ, આર્જવ, ક્ષમા તથા સત્ય એ ગુણ રહ્યા છે. પણ કેવળ ઘણું કરી તમારે લીધેજ પરસ્પર નિરંતર વૈર ચાલે છે, એ અયોગ્ય છે. હે કુરૂકુળમાં શ્રેષ્ઠ, ઘૃત તથા જતુ ગૃહાદિ અવળે રસ્તે ચાલનાર કૌરવોને તેથી અટકાવનાર તમેજ છો. કેમકે અશિષ્ટ, મર્યાદા વગરના, તથા લોભે કરી હણાયલા ચિત્તવાળા દુર્યોધનાદિ તમારા પુત્રો ધર્મ તથા અર્થને છોડી દેઇને પોતાના મુખ્ય બંધુ પાંડવોને વિષે નૃશંસપણે વર્તે છે; તે તમારા જાણુવામાંજ છે, જેથી કુરૂકુળમાં મ્હોટી આપત્તિ પ્રાપ્ત થઈ છે. માટે જો તમે તેમને નહીં સમજાવો, તો તેઓ સર્વ પૃથ્વીને પણ ઘાત કરશે. હે ભરતકુળમાં શ્રેષ્ઠ, હે ભારત, તમને કૌરવો સમજાવવા શક્ય છે, પણ જો તમો એમને સમજાવવા નહીં ઇચ્છો તો પરસ્પર ભાઇયોને સલાહ થવી ઘણી કઠીણ છે એમ મારો મત છે. હે પૃથ્વીપતિ, કૌરવ તથા પાંડવોને સલાહ થવી એ તમારે તથા મારે આધિન છે; માટે તમે તમારા પુત્રોને સમજાવો ને હું તમારા શત્રુરૂપ પાંડવોને સમજાવીશ. હે રાજેંદ્ર, પોતાને અનુસરિ રહેલા રાજાઓ સહિત તમારા પુત્રોએ તમારી આજ્ઞા માનવી એ તેને ઉચિત છે; કેમકે ઘણું કરી તેથીજ તેમનું હિત છે. વળી તેથી તમારૂં, પાંડવોનું તથા પાંડુ પુત્રોને શિક્ષા કરીને પણ શમતા કરાવવી એમ પ્રયત્નવાન એમાં મારૂં પણ હિત છે. હે પૃથ્વીપતિ, તમે પોતે પોતાની મેળે વૈર કરવું એ નિષ્ફળ છે એમ જાણીને પરસ્પર સલાહ થાય તેમ કરો, જેથી પાંડવો તમારા સહાયભૂત થશે; ને તેથી રક્ષિત થઇને ધર્મ તથા અર્થના ઉદ્યાગમાં વર્તો, કેમકે વૈરતામાં રહેલા તેમને જીતવા એ શક્ય વાર્તા નથી. હે રાજા, મહાત્મા પાંડવોએ રક્ષા કરેલા તમને દેવતાઓ સહિત ઇંદ્ર પણ જીતવા સમર્થ નથી; ત્યારે બીજા રાજાઓ ક્યાંથીજ સમર્થ હોય ? કેમકે તમારા પક્ષમાં ભીષ્મ, દ્રોણ, કૃપ, કર્ણ, વિવિંશતી, અશ્વત્થામા, વિકર્ણ, સોમદત્ત, બાહ્લિક, સૈંધવ, કલિંગ, કાંબોજ, સુદક્ષિણ, યુધિષ્ઠિર, ભીમસેન, અર્જુન, નકુળ, સહદેવ, મહા તેજસ્વિ સાત્યકી તથા મહારથિ યુયુત્સુ છે; જેમની સામે અવળી મતિવાળો કોણ પુરૂષ યુદ્ધ કરી શકે એમ છે. હે શત્રુને નાશ કરનાર ધૃતરાષ્ટ્ર રાજા, કૌરવ તથા પાંડવોએ રક્ષિત તમે ફરીથી લોકના ઇશ્વરપણાને તથા શત્રુઓથી અજીતપણાને પામશો; ને તમારા પક્ષમાંના સમોવડીયા રાજાઓપણ પાંડુ પુત્રોની સંધિ કરશે. વળી પુત્ર, પૌત્ર, વડિલ, ભાઇયો તથા સંબંધિઓએ રક્ષિત તમે સુખે કરી

જીતી પણ શકશો. હે પૃથ્વીપતિ, પૂર્વની પેઠે એ સૌને સત્કાર પૂર્વક, મુખ્ય કરીને તમે નિષ્કંટક પૃથ્વીને ભોગવશો. વળી તમારા પુત્ર તથા પાંડવો સહિત તમે, બીજા સર્વ શત્રુને પણ જીતશો; જે તમારો એજ મુખ્ય અર્થ છે. હે રાજા, જો તમે પ્રધાનો સહિત, પુત્રરૂપ પાંડવો તથા કૌરવો સહિત સહાયરૂપે રેહેશો, તો તેમણે જીતી મેળવેલી સમગ્ર પૃથ્વીને ભોગવશો. હે મહારાજ, યુદ્ધમાંતો નાશજ થાય છે, માટે બેઉ પક્ષનું તેમજ થવાથી પછી કયા ધર્મને જોશો! હે રાજા, યુદ્ધમાં પાંડવો તમારા પુત્રને નાશ કરશે અથવા તેઓ તેમને નાશ કરશે તેથી તમે શું સુખ પામશો? તે કહો! હે ભારત, કૌરવ તથા પાંડવ સર્વ મહા શૂરવીર, અસ્ત્રવિદ્યા શિખેલા તથા યુદ્ધ કરવાની ઇચ્છાવાળા છે, તેમની તમે એ મોટા ભયથી રક્ષા કરો; જેથી યુદ્ધમાં બેઉ પક્ષના રથિ પુરૂષોએ રથિયોને, કૌરવને તથા પાંડવને નાશ કરેલા આપણે જોઇયે નહીં! ને જો તેમ નહીં કરશો, તો બેઉ પક્ષમાં મળેલા પૃથ્વીમાંના રાજાઓ ક્રોધને વશ થયા છે, માટે અવશ્ય પ્રજાનો નાશ કરશે; વાસ્તે હે રાજા, જેમ આ સર્વ પ્રજા નાશ ન પામે, તેમ સર્વ લોકની રક્ષા કરો; જો એક તમેજ સત્વ ગુણયુક્ત થાઓ, તોજ સર્વનું કલ્યાણ થાય. માટે સ્વચ્છ અંતઃકર્ણવાળા, વદાન્ય, લજ્જાવાન, આર્ય, પુણ્ય જાતિવાન, તથા પરસ્પર શચિવરૂપ સર્વની યુદ્ધજન્ય મ્હોટા ભયથી તમે રક્ષા કરો; ને મળેલા આ સર્વ રાજાઓ કલ્યાણરૂપે કરી પરસ્પર મળી, ખાનપાન કરી, શ્રેષ્ઠ વસ્ત્ર તથા પુષ્પમાળાઓ ધારણ કરી, તમારાથી સત્કાર પામી અને વૈર તથા ક્રોધનો ત્યાગ કરીને યથેચ્છ પોતપોતાના ગૃહ પ્રત્યે જાઓ. હે રાજા, હવે તમારા આયુષના ક્ષયનો સમય આવ્યો છે, માટે પાંડવો બાલ્યાવસ્થામાં હતા ત્યારે તેમનામાં તમને જેવી પ્રીતિ હતી, તેવી પ્રીતિ થાઓ ને તેઓની સાથે તમે સંધિ કરો. હે ભરતકુળમાં શ્રેષ્ઠ, જ્યારે પિતા વગરના બાળક પાંડવો હતા, ત્યારે તમેજ તેમને ઉછેરી મ્હોટા કર્યા છે, માટે તેઓનું તથા પુત્રોનું યથાન્યાય પાલન કરો. ઘણું કરી દુઃખવેળા પાંડવોની તમારેજ રક્ષા કરવી જોઇયે, માટે તેમ કરો પણ તમારા ધર્મ તથા અર્થનો નાશ થાઓ માં. હે રાજા, પાંડવોએ તમને દંડવત્ પૂર્વક પ્રસન્ન કરતાં કેહેવરાવ્યું છે કે, તમારી આજ્ઞાથી ચાકર સહિત અમે આ દુઃખ વેઠ્યું. ધૃતરાષ્ટ્ર રાજા આપણા પિતા છે, માટે તેણે કહેલા આપણા સમયનું તે પાલન કરશે એમ નિશ્ચયવાળા થઇને, બાર વર્ષ વનમાં તથા એક વર્ષ સર્વ મનુષ્યોથી છાના રહ્યા, પણ તમારા કહેલા સમયનો

ત્યાગ કરયો નથી, જેને બ્રાહ્મણો જાણે છે. હે ભરતકુળમાં શ્રેષ્ઠ, તમે નિયમિત કરી આપેલા સમયને અમે માન્ય કરયો છે, ને તમારે નિશ્ચય કરેલો સમય માન્ય કરવો એ યોગ્ય છે; કેમકે અમે નિરંતર બહુ ક્લેશિત છીયે, માટે અમારા રાજ્યનો વિભાગ પામીયે. તમે ધર્મ તથા અર્થને જાણો છો, વાસ્તે અમારી રક્ષા કરવા યોગ્ય છો; કેમકે તમરૂપ અમારા વડિલ છતાં અમે બહુ દુઃખ વેઠીયે છીયે. તમે અમારામાં માતા તથા પિતાની વૃત્તિને પામો. અમે જેમ શિષ્ય ગુરૂને વિષે જેવી વૃત્તિથી વર્તે, તેમ તેવી વૃત્તિથી તમારે વિષે વર્તિએ છીયે; માટે તમને પણ અમારામાં ગુરૂરૂપ વૃત્તિથી વર્ત્તવું યોગ્ય છે. કદિ અમે અવળે માર્ગે ચાલતા હોઇયે, તોપણ પિતારૂપ તમારે સિધે રસ્તે ચલાવવા જાઇયે; માટે તમે અમને સારો માર્ગ બતાવો, ને પોતે પણ સારા માર્ગરૂપ ધર્મમાં રહો. અમે તમારા પુત્ર પાંડવો તમારી સભાને ધર્મજ્ઞ કહીયે છીયે, કેમકે સર્વ સભાસદો ધર્મજ્ઞ છે, તો વૈરતા થવી એ યોગ્ય નથી; કારણ સભામાં અધર્મે કરી ધર્મનો નાશ થાય, તથા અસત્યે કરી સત્યનો નાશ થાય, તેને જે જોનાર હોય છે, તેનો નાશ થાય છે ને તે સભાસદો પણ નાશ પામ્યા સરખાજ છે. જે સભામાં અધર્મે કરી, ધર્મ વિંધાય છે, તે સભામાં બેસનારાઓ સભાપતિના દુઃખરૂપ શલ્યને નિવૃત્ત નહીં કરતાં, જેમ કીનારા ઉપરનાં વૃક્ષો નદિના પ્રવાહથી વિંધાય, તેમ વિંધાય છે. હે રાજા, એ પ્રમાણે ધર્મનો વિચાર કરી પોતાનું અર્ધ રાજ્ય પ્રાપ્ત થાય એવી ઇચ્છાથી શાંત થઇ બેઠેલા પાંડવોએ સત્ય ધર્મરૂપ તથા ન્યાયનાં વચન કેહેરાવ્યાં છે. માટે હે જનેશ્વર, હું કહું છું કે, તમે તેમનું અર્ધ રાજ્ય તેઓને આપો; કારણ એ ઉપરાંત બીજું કંઇપણ કેહેવું એ મને શક્ય નથી. જો હું તમને અસત્ય કહેતો હોઉ, તો આ સભામાં બેઠેલા જે પુરૂષો છે, તે મને ભલે કહો. હે પુરૂષમાં શ્રેષ્ઠ, જો હું ધર્મ તથા અર્થનો વિચાર કરીને બોલુંછું એમ તમે માનતા હો, તો મૃત્યુના પાશથી આ સર્વ ક્ષત્રિયોને મૂકાવો. હે ભરતકુળમાં શ્રેષ્ઠ, તમે શાંતિ પામો. ક્રોધને વશ ન થાઓ, ને પાંડવોને એના પિતાના રાજ્યનો યથાયોગ્ય ભાગ આપીને સિદ્ધાર્થ થઇ પુત્ર સહિત અનેક ભોગને ભોગવો. તમે યુધિષ્ઠિરને સત્પુરૂષના ધર્મમાં વૃત્તિ છે તે તથા પુત્ર સહિત તમારામાં વૃત્તિ છે તે જાણોછો, જેને લાક્ષાગૃહમાં બાળવાનો ઉપાય કરયો, અને વનમાં કાઢ્યા, તોપણ ફરીથી તમારોજ આશ્રય કરવા ઇચ્છેછે! તમેજ પુત્ર સહિત તેને ઇંદ્રપ્રસ્થમાં નિવાસ કરાવ્યો હતો, ત્યારે તેણે ત્યાં રહીને તમ

આદિ સર્વ રાજાઓને વશ કર્યા; તોપણ તેણે તમારી આજ્ઞા કોઈ દિવસ ઉલ્લંઘન કરી નથી! એ પ્રમાણે વર્તનાર યુધિષ્ઠિરના રાજ્ય, ધન તથા ધાન્યને હરણ કરવાની ઇચ્છાવાળા શકુનિએ, તેની પાસે મ્હોટું કપટ કર્યું જેથી તેણે રાજ્યાદિ હરાઈ જવારૂપ અવસ્થાને તથા સભામાં પ્રાપ્ત થયેલી દ્રૌપદીને જોઇ! તોપણ તે પોતાના ધર્મથી ચલાયમાન થયા નહીં! હે ભારત, હું તેમના તથા તમારા ધર્મ, અર્થ, તથા સુખના હેતુથી શ્રેય ઇચ્છું છું માટે કહું છું કે, તમે વૃથા પ્રજાનો નાશ કરો માં, ને અનર્થને અર્થરૂપ તથા પોતાના દેહના પણ અનર્થને અર્થરૂપ માનનાર અને લોભમાંજ ગર્કાવ થયેલા પોતાના પુત્ર કૌરવોને વારો! પાંડવો તમારી સેવા કરવામાં પણ તત્પર છે તથા યુદ્ધ કરવામાં પણ તત્પર છે; વાસ્તે તમને જે સારૂં લાગે તે કરો. વૈશંપાયન કહે છે–હે જનમેજય, એ પ્રમાણે શ્રીકૃષ્ણનાં વાક્ય સાંભળી સર્વ રાજાઓએ પોતાના હૃદયમાં માન્ય કરયાં, પણ ત્યાં કોઇએ આગળથી બોલવાને વાણી ઉચારી નહીં.

**वैशंपायनउवाच ॥ तद्वाक्यंपार्थिवाःसर्वे हृदयैःसमपूनयन् ।**
**नतत्रकश्चिद्वक्तुंहि वाचंप्राक्रामदग्रतः ॥**

इति श्रीमहाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि श्रीकृष्णवाक्ये गुर्जरभाषायां पंचनवतितमोऽध्यायः ॥९५॥

---

**वैशंपायनउवाच ॥ तस्मिन्नभिहितेवाक्ये केशवेनमहात्मना ।**
**स्तिमिताहृष्टरोमाण आसन्सर्वेसभासदाः ॥ १ ॥**

વૈશંપાયન કહે છે–હે જનમેજય, મહાત્મા કેશવ ભગવાને તે પ્રમાણે વાક્ય કહ્યાં, ત્યારે હર્ષિત થયાં હતાં રૂંવાટાં જેમનાં એવા સર્વ સભાસદો સ્તંભિત થયા; ને આ વાક્યનો કોઈ પુરૂષ ઉત્તર આપવા ઇચ્છતા નથી એમ પોતાના મનમાં ચિંતવન કરવા લાગ્યા. એપ્રમાણે જ્યારે સર્વ રાજાઓ, મૌન ધરી બેઠા હતા ત્યારે કૌરવની સભામાં જમદગ્નિના પુત્ર પરશુરામ બોલ્યા કે હે ધૃતરાષ્ટ્ર રાજા, હું, ઉપમાવાળી સત્યવાણી કહું તે શંકા વગરના થઈને તમે સાંભળો; ને તે સાંભળ્યા કેડે યથાર્થ છે એમ તમારા માનવામાં આવે, તો તમારૂં શ્રેય થાય તેમ કરો. પૂર્વે દંભોદ્ભવ નામનો સાર્વભૌમ રાજા થયો હતો; જે સર્વ પૃથ્વીને ભોગવતો હતો એમ મેં સાંભળ્યું છે. રાજા નિત્ય રાત્રિ નિવૃત્ત થયા પછી પ્રાતઃકાળમાં ઉઠીને બ્રાહ્મણ તથા

ક્ષત્રિયોને પૂછતો કે, શસ્ત્ર ધારણ કરનાર બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, તથા શૂદ્રમાં કોઇપણ યુદ્ધમાં મારાથી અધિક અથવા સમાન છે? ક્રોધે કરી ગર્વવાન તે દંભોદ્દભવ રાજા મનમાં બીજું કંઇપણ ચિંતવન નહીં કરતાં એ પ્રમાણે સર્વને પૂછતો પૃથ્વીને વિષે ફરતો હતો. એવી રીતે પોતાનું વખાણ પોતાને મોઢેથી કરતા એવા તે રાજાને કૃપણતા વગરના વૈદ્ય તથા સર્વત્ર નિર્ભય એવા બ્રાહ્મણોએ, એમ ગર્વયુક્ત થઈ પૂછ માં એમ નિષેધ કરયો; તોપણ તે તો એમજ બ્રાહ્મણોને પૂછયા કરતો હતો. ત્યારે કોઈ દિવસે અતિ ગર્વિષ્ટ તથા સમૃદ્ધિએ કરી મદોન્મત્ત દંભોદ્દભવ રાજાને તપસ્વિ, તત્વદર્શિ તથા ક્રોધે કરી પ્રકાશમાન બ્રાહ્મણોએ કહ્યું કે હે રાજા, યુદ્ધમાં અનેક પુરૂષોને જીતે એવા બે પુરૂષ છે, જેની બરાબર કદિપણ તું થઇ શકે તેમ નથી! એ પ્રમાણે કહ્યું ત્યારે તે રાજાએ, ફરીથી તે બ્રાહ્મણોને પૂછયું કે હે બ્રાહ્મણો, તે મહા શૂરવીર પુરૂષો કયાં છે, તેમનો જન્મ કયાં થયો છે, શું કર્મવાળા છે તથા કોણ છે? બ્રાહ્મણોએ કહ્યું કે, હે પાર્થિવ, મનુષ્ય લોકમાં આવેલા તપસ્વિ નર તથા નારાયણ છે એમ અમે સાંભળ્યું છે, માટે તું તેમની સાથે યુદ્ધ કર. તેઓની વાર્તા સંભળાય છે કે, ગંધમાદન પર્વત ઉપર જેની બરાબરી બીજાથી થઈ શકે નહીં એવું મ્હોટું તપ કરે છે. હે ભારત, એવાં તે બ્રાહ્મણોનાં વાકય સાંભળીને તેઓને નહીં ગણકારતાં પોતાની સાથે ષડંગિની સેનાને લઈ દંભોદ્દભવ રાજા, વનનો આશ્રય કરેલા તપસ્વિ નર તથા નારાયણને શોધતો વિષમ અને ભયંકર એવા ગંદમાદન પર્વત પ્રત્યે ગયો. ત્યારે તેણે ક્ષુધા, તૃષા, આતપ તથા વાયુનું સહન કરવાથી શરીરમાં સુકાઇ ગયેલા અને બળવાન શ્વાસ વાયુ જેમને ચાલતો હતો એવા નર તથા નારાયણને જોઇ પાસે આવી તેમના હસ્ત ગ્રહણ કરીને કુશળતા પૂછી. ત્યારે નર નારાયણે તે રાજાને આસન, જળ તથા ફળમૂળ આપવારૂપ સત્કાર કરીને પૂછયું કે, હે રાજા, તમારે શું કાર્ય છે? જે કાર્ય હોયતે કરો. ત્યારે દંભોદ્દભવે કહ્યું કે, મેં મારા બાહુબળે કરી સર્વ પૃથ્વી મેળવી છે ને સર્વ શત્રુઓને પણ નાશ કરયા છે, માટે હું તમારી સાથે યુદ્ધ કરવા સારૂ અહીં આવ્યો છું; વાસ્તે તમે મને ઘણાકાળનું ઇચ્છિત એ આતિથ્ય આપો. નર તથા નારાયણે કહ્યું કે, હે રાજસત્તમ, ક્રોધ તથા લોભ જેને વિષે નિવૃત્ત થયા છે એવો આ આશ્રમ છે, માટે અહીં યુદ્ધ નથી; કારણ શસ્ત્ર તથા અસરળતા છેજ નહીં. માટે હે રાજા, તું બીજે ઠેકાણે જઈ યુદ્ધની ઇચ્છા કર,

કેમકે પૃથ્વીને વિષે ક્ષત્રિયો ઘણા છે. પરશુરામ કહે છે-હે ભારત, એ પ્રમાણે કહ્યું તોપણ દંભોદ્ભવ રાજા વારંવાર યુદ્ધ કરો એમજ કેહેવા લાગ્યો. તોપણ તેઓએ તેનો એ અપરાધ ક્ષમા કરયો, તથા તેને સાંત્વના કરી. તથાપિ દંભોદ્ભવરાજા, યુદ્ધ કરવાની ઇચ્છાથી તપસ્વિ એવા નર તથા નારાયણને બોલાવવા લાગ્યો. ત્યારે હે ભારત, નરે પોતાના મુષ્ટિમાં (ઇષીકા) કાંસ નામના તૃણ લઇને કહ્યું કે, હે યુદ્ધની ઇચ્છાવાળા ક્ષત્રિય, તું આવ, યુદ્ધ કર, સર્વ શસ્ત્ર ધારણ કર, અને તારી સેનાની રચના કર, તારામાં રહેલી યુદ્ધ કરવાની શ્રદ્ધા છે તે હું નાશ કરીશ ! દંભોદ્ભવ બોલ્યો કે, હે તાપસ, તમે આજ અસ્ત્ર મારી ઉપર મૂકવું યોગ્ય છે એમ માનોછો, તો હુંપણ એણે કરીનેજ યુદ્ધ કરીશ; કેમકે તેજ માટે આવ્યો છું. પરશુરામ કહે છે-હે ધૃતરાષ્ટ્ર, એ પ્રમાણે કહીને તે તપસ્વિને હણવાની ઇચ્છાવાળો સેના સહિત દંભોદ્ભવ રાજા, તેની ઉપર ચારે કોરથી બાણ મૂકવા લાગ્યો. ત્યારે શત્રુના દેહને છેદ કરનાર નરે, અનેક બાણ મૂકતા એવા દંભોદ્ભવ રાજાને નહીં ગણકારીને ઇષીકાયે કરી છેદ્યો. વળી નહીં જીતાય એવા નર, મહા ભયંકર એવી ઇષીકા ઘણી મૂકવા લાગ્યા, જેથી દંભોદ્ભવ રાજાની સેનામાંના પુરૂષો અસ્ત્ર સંધાન કરવાને પણ સમર્થ થયા નહીં એ મ્હોટું અદ્ભૂત સરખું થયું. ને નિમિત્ત વેધી એવા તે મુનિયે તેની સેનામાંના પુરૂષોનાં નાક તથા કાન છેદ કરતાં આકાશને છવરાવી મૂક્યું, એ પ્રમાણે નરે મૂકેલી ઈષીકાયે કરી છવાઈ ગયેલા આકાશને જોઇને દંભોદ્ભવ રાજા, તેના પગમાં પડયો, ને મારૂં કલ્યાણ થાઓ એમ કેહેવા લાગ્યો. ત્યારે શરણે રેહેવાની ઇચ્છાવાળા પુરૂષોને શરણસ્થાન એવા નરે કહ્યું કે, હે રાજા, તું બ્રહ્મણ્ય તથા ધર્માત્મા થા, હવેથી આવું કામ કરીશ નહીં. હે રાજા, ક્ષત્રિય ધર્મનું સ્મરણ કરનાર કોઈ પણ ક્ષત્રિય તારા સરખો થશે નહીં. માટે તારે ક્રોધયુક્ત થઈ તારાથી અલ્પ પરાક્રમી અથવા અધિક પરાક્રમી કોઇ પણ હોય તેનો આક્ષેપ કરવો નહીં એજ તને યોગ્ય છે. બુદ્ધિમાન્, લોભ તથા અહંકાર વગરનો, સ્થિર મનવાળો, દાંત, ક્ષમાવાન્, સરલ તથા સૌમ્ય એવો થઇને તું પ્રજાનું પાલન કર; પણ પરનું બળાબળ જાણ્યાવિના કોઇનો આક્ષેપ કરીશ નહીં, હવે હું તને આજ્ઞા આપુંછું કે તું જા, તારૂં કલ્યાણ થાઓ, પણ કદિ ફરીથી આવું કરીશ માં; ને અમારા બેઉના કેહેવાથી સર્વ બ્રાહ્મણોને કુશળતા પૂછ. હે ભારત, એપ્રમાણે નરનાં વકય સાંભળીને દંભોદ્ભવ રાજા, મહાત્મા નર તથા નારાયણના પાદ વંદન કરીને પોતાના પૂર પ્રત્યે ગયો; ને અત્યંત ધર્મનું આચરણ કરવા લાગ્યો.

હે રાજા, પૂર્વે નરે જે ચરિત્ર કરયું, તે મ્હોટું અદ્દભૂત સરખું હતું, તો તેના કરતાં પણ ગુણે કરી નારાયણ અધિક છે; માટે અર્જુને જ્યાં સૂધી ગાંડીવ ધનુષમાં બાણ સાંધ્યું નથી, તે પેહેલાં તમે પોતાના માનનો ત્યાગ કરી તેની પાસે જાઓ કેમકે જેના પ્રસ્વાપન, મોહન, ઉન્માદન, ત્રાસન, ઐંદ્ર, પૈશાચ, રાક્ષસિય તથા યામ્ય નામના આઠ પ્રકારના અસ્ત્રે કરી યુદ્ધમાં વિંધાયલા પુરૂષો મરણ પામે છે. તે વેળા કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, માન, મત્સર્ય અને અહંકારે કરી ઉન્મત્ત તે પુરૂષો સંજ્ઞા તથા ચિત્ત વગરના થઈને, પૃથ્વી ઉપર ચેષ્ટા કરે છે, શયન કરે છે, ઉડે છે, વમન કરે છે, મૂત્ર ત્યાગ કરે છે, રડે છે તથા હસે પણ છે. જેના બંધુ સર્વે કર્મના જાણુનાર, તથા સર્વ લોકના નિર્માણ કરનાર નારાયણ છે એવો અર્જુન યુદ્ધમાં સર્વને દુ:સહ છે, તેને જીતવાની ઈચ્છાવાળો ત્રણલોકમાં કોણ છે? હે રાજા, અર્જુનમાં અસંખ્ય ગુણ છે, ને તેના કરતાં જનાર્દનમાં વિશેષ છે. વળી તમે પોતે પણ કુંતીપુત્ર અર્જુન કેહેવો છે તે જાણો છો. હે રાજા, જે નર તથા નારાયણ કેહેવાય છે, તેઓજ મહા શૂરવીર પુરૂષોમાં ઉત્તમ અર્જુન તથા કેશવ ભગવાન છે એમ તમે જાણો. તમે હું કહું છું એમજ છે એમ જો જાણો છો, તો તમારે મારામાં કાંઇપણ શંકા કરવી યોગ્ય નથી; ને શ્રેષ્ઠ મતિનો આશ્રય કરી પાંડવો સાથે સલાહ કરો. હે રાજા, જો તમે મારૂં કલ્યાણ થાઓ ને કૌરવ પાંડવમાં ભેદ માં થાવ એમ ઇચ્છતા હો, તો તેઓની સાથે સલાહ કરો; પણ યુદ્ધ કરવામાં મન કરો નહીં. હે કુરૂકુળમાં શ્રેષ્ઠ, પૃથ્વીને વિષે તમારૂં કુળ બહુ માન્ય છે, તો તેમજ રહો, તમારૂં કલ્યાણ થાઓ, ને તમે પોતાના સ્વાર્થનુંજ ચિંતવન કરો.

भवतांचकुरुश्रेष्ट कुलंबहुमतंभुवि ।
तत्तथैवास्तुभद्रंते स्वार्थमेवोपाचिंतय ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि दंभोद्भवोपाख्याने गुर्जरभाषायां षण्णवतितमोऽध्यायः ॥९६॥

---

**वैशंपायनउवाच ॥** जामदग्न्यवचःश्रुत्वा कण्वोपिभगवानृषिः ।
दुर्योधनमिदंवाक्य मब्रवीत्कुरुसंसदि ॥१॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય, એ પ્રમાણે પરશુરામે વાક્ય કહ્યાં

તે સાંભળીને મહા સમર્થ કણ્વ ઋષિએ, કૌરવની સભામાં દુર્યોધનને કહ્યું કે હે દુર્યોધન, જેવા સર્વ લોકના પિતામહ બ્રહ્મા અક્ષય તથા અવ્યય છે, તેવાજ મહાસમર્થ નર તથા નારાયણ છે. ને સર્વ દેવતાઓમાં પણ એકજ વિષ્ણુ સનાતન, અજય્ય, અવ્યય, શાશ્વત, પ્રભુ તથા ઇશ્વર છે. સૂર્ય, ચંદ્ર, પૃથ્વી, જળ, વાયુ, અગ્નિ, આકાશ, ગ્રહ તથા તારા ગણુ જગત્‌ના ક્ષયને અંતે ત્રણ લોકનો ત્યાગ કરીને ક્ષય પામે છે; ને પાછા વળી વારંવાર ઉત્પન્ન પણ થાય છે. મનુષ્ય, મૃગ, પક્ષી, તિર્યગ્યોની તથા બીજા પણ જીવ લોકમાં રેહેનારાં પ્રાણિમાત્ર મુહૂર્ત મરણવાન છે. તેમાં ઘણું કરી રાજાઓનો પોતાના આયુષ્યનો ક્ષય આવે છે ત્યારે રાજ્ય સમૃદ્ધિને ભોગવી લઇને, તરૂણ અવસ્થામાંજ સુકૃત તથા દુષ્કૃતને ભોગવવા તૈયાર થાય છે. માટે તું ધર્મપુત્ર યુધિષ્ઠિરની સાથે સલાહ કરવા યોગ્ય છે; ને પાંડવો તથા કૌરવો મળીને આ પૃથ્વીના રાજ્યને ભોગવો. હે દુર્યોધન, હું બળવાન છું એમ ન માનવું, કેમકે જગત્‌માં બળવાનથી પણ બળવાન દેખાઇ આવે છે. હું બળવાન છું એમ માનનારાઓમાંજ બળ હોતું નથી, તેથી પણ બળવાન કોઇપણ હોય છે; માટે દેવના સરખા પરાક્રમી પાંડવો મહાબળવાન છે. આ પ્રકર્ણને વિષે પૂર્વનો પોતાની કન્યા આપવા સારૂ વરની શોધ કરતા એવા માતલિનો ઇતિહાસ કહું તે સાંભળ—ત્રણ લોકના રાજા ઇંદ્રનો માન્ય માતલિ નામે સારથી છે, તેના કુળમાં રૂપે કરી જગત્‌માં પ્રસિદ્ધ ગુણકેશી નામે કન્યા થઈ; જે દેવતા સરખી રૂપવાનની બરાબર શોભા તથા શરીરે કરી બીજી કોઇ સ્ત્રી ન હતી, એટલે સર્વ સ્ત્રિયો કરતાં શ્રેષ્ઠ હતી. તે કન્યાનો વિવાહકાળ આવ્યો એમ જાણીને તે કામ કરવા તત્પર એવો માતલિ પોતાની સ્ત્રી સાથે તે સંબંધિ વિચાર કરતાં કેહેવા લાગ્યો કે, જે થોડા શિયળવાળા, મ્હોટાઈ પામેલા, યશસ્વી, સાદા તથા પરાક્રમી પુરૂષના કુળમાં કન્યા ઉત્પન્ન થાય છે તેને ધિક્કાર છે; કેમકે તેનું દાન આપતી વેળાએ તેનાં માતા તથા પિતાના કુળનો ઉચ્ચાર થાય છે, ને વળી તે કન્યા સત્પુરૂષ એવા માતા, પિતા તથા શ્વશુર એ ત્રણેના કુળને સંશયયુક્ત કરે છે. મેં આ કન્યા કોને આપવી એવા વિચારથી દેવ તથા મનુષ્ય લોકમાં જઇ વર શોધ્યો, પણ કોઈ મને પ્રસન્ન આવતો નથી. કણ્વ કહે છે—હે દુર્યોધન, તેને દેવતા, દૈત્ય, ગંધર્વ, મનુષ્ય, તથા ઘણા ઋષિયોમાંથી કોઇ વર ધ્યાનમાં ન આવ્યો, ત્યારે તેણે રાત્રિને વિષે પોતાની સુધર્મા નામની સ્ત્રીની સાથે વિચાર કરતાં, નાગ લોકમાં જવાનું

મન કર્યું. મને ગુણકેશીના રૂપ સરખો રૂપવાન વર દેવતા તથા મનુષ્યમાં કોઇ દેખાતો નથી, માટે તેવો નાગ લોકમાં અવશ્ય હશે, વાસ્તે હું ત્યાં જાઊં. એ પ્રમાણે કહી સુધર્માની રજા લઇ, ઇષ્ટને પ્રદક્ષિણા કરી તથા પોતાની કન્યાના મસ્તકને વિષે સુંઘીને માતલિએ પૃથ્વીના તળમાં પ્રવેશ કરયો.

इत्यामंत्र्यसुधर्मांस कृत्वाचाभिप्रदक्षिणं ।
कन्याशिरस्युपाघ्राय प्रविवेशमहितलं ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि मातलिवरान्वेषणे गुर्जरभाषायां सप्तनवतितमोऽध्यायः ॥९७॥

---

कण्वउवाच ॥ मातलिस्तुव्रचन्मार्गे नारदेनमहर्षिणा ।
वरूणंगच्छताद्रष्टुं समागच्छद्यदृच्छया ॥१॥

કણ્વ કહે છે—હે દુર્યોધન, તે સમય રસ્તામાં જતો એવો માતલિ, વરૂણ દેવતાને જોવા સારૂ જતા એવા મહર્ષિ નારદજીને યદૃચ્છાથી ભેટયો. ત્યારે નારદજીએ તેને પૂછયું કે, હે માતલિ તું ક્યાં જવા તૈયાર થયો છે ? શું પોતાના કામને લીધે અથવા ઇંદ્રની આજ્ઞાથી જાય છે ? રસ્તામાં ચાલ્યા જતા હતા એવા નારદજીએ એ પ્રમાણે પૂછયું, ત્યારે માતલિએ પોતાનું સર્વ કાર્ય યથાર્થ તેને કહી સંભળાવ્યું. ત્યારે નારદજીએ માતલિને કહ્યું કે, આપણે બેઉ સાથે જઇયે; કેમકે હું પણ વરૂણ દેવતાને જોવા સારૂ સ્વર્ગથી નિકળ્યો છું, માટે હું તને પૃથ્વીનું તળ દેખાડતાં સર્વના ગુણ કહીશ. ને ત્યાં આપણે કોઇપણ વરને પ્રસન્ન કરશું, હે દુર્યોધન, એ પ્રમાણે કહીને નારદજી તથા માતલિએ પાતાળમાં પ્રવેશ કરયો; ને ત્યાં લોકપાળ જળના પતિ વરૂણને જોયા. ત્યારે તેનાથી નારદજી દેવઋષિ સરખી તથા માતલિ ઇંદ્રના સરખી પૂજાને પામ્યા. પછી તેથી પ્રસન્ન થયેલા તથા કાર્યવાન નારદજી અને માતલિએ વરૂણ દેવતાને પોતાનું કાર્ય નિવેદન કરયું. પછી તેણે આજ્ઞા આપેલા તે બેઉજણ નાગ લોકમાં જઈ ફરવા લાગ્યા. તે સમય પાતાળમાં રેહેનારા સર્વ ભૂત પ્રાણિને નારદજી ઓળખતા હતા, તેથી તેણે માતલિ પાસે સર્વ વ્યાખ્યાન કરવા માંડયું કે, હે માતલિ, તેં પુત્ર તથા પૌત્રથી વિંટાયલા વરૂણને જોયા, તેનું આ અતિ ઉત્તમ સ્થાન છે તેને જો. જળના પતિ વરૂણનો આ પુત્ર મહાપ્રાજ્ઞ છે, જે શ્રેષ્ઠ શીયળ આચરવાથી તથા શૌચતાથી સૌ કરતાં અધિક છે; એનો કમ-

ળપત્ર સરખાં નેત્રવાન, રૂપવાન, દર્શનિય તથા સોમની પુત્રી પતિરૂપે જેને વરી છે એવો પુષ્કર નામનો પુત્ર છે. સોમની બીજી પુત્રી જ્યોત્સ્નાકાળી નામની જેને પતિરૂપે વરી છે એવો અદિતીનો પુત્ર આ સૂર્ય છે. હે માતલિ, વરૂણનું આ સુવર્ણમય ભવન છે તેને જો, જેને પ્રાપ્ત થયેલા વરૂણના અસુરો શ્રેષ્ઠ રતિને પામ્યા છે. હે માતલિ, હરાયાં છે રાજ્ય જેનાં એવા દૈત્યોના દેદિપ્યમાન, નાશ નહીં પામનાર, પ્રથમ શત્રુ ઉપર મૂક્યા હોય તોપણ એકવાર તેને છેદન કરી ફરીથી પણ પોતાની મેળે તેને છેદ કરવા જાય એવા, અનુભવ જાણીને જે મૂકાય એવા તથા દેવતાઓથી અજીત એવા આ સર્વ આયુધ દેખાય છે. હે માતલિ, અહિં પૂર્વે દેવતાઓએ આક્ષેપ કરેલા રાક્ષસ તથા દૈત્યો રહે છે. વરૂણદેવતાના હૃદયને વિષે મ્હોટી શિખાવાળો અગ્નિ છે, જે ધૂમાડા વગરના રૂંધવાને લીધે અહીં રેહેનારાઓને વિષ્ણુના ચક્રથી ભય થતો નથી. આ લોકના સંહાર માટે સ્વીકાર કરેલું "ગાંડીમય" ખડ્ગ નામના પશુના શરીરના અસ્થિ વિકારે કરી બનેલું ધનુષ છે, માટે તેનું ગાંડીવ નામ પડ્યું છે; જેની દૈત્યો નિરંતર રક્ષા કરે છે ને અભેદ્યને ભેદ કરવાના સમયને વિષે અતિબળને ધારણ કરે છે. વળી બ્રહ્મવાદી એવા બ્રહ્માયે આદિથીજ ઉત્પન્ન કરેલું મહા ભયંકર તે રાક્ષસ, દેવતાઓ તથા રાજાઓમાં નહીં શિક્ષા થાય એવાઓને પણ શિક્ષા કરે છે, જે ચક્ર કરતાં પણ પ્રકાશમાનને વરૂણના પુત્ર ધારણ કરે છે, આ વરૂણનું છત્ર ગૃહમાં રહેલું છત્ર છે, જેની ઉપર રહેલું શીતળ જળ મેઘની પેઠે વર્ષે છે. આ છત્રથી જૂદું પડેલું ચંદ્ર સરખું જળ, અંધકારને લીધે કોઈ જનને દેખવામાં આવતું નથી. હે માતલિ, અહીં અદ્ભુત રૂપ જોવા લાયક બહુ પદાર્થ છે, પણ તેથી તારા કાર્યનો અવરોધ થાય છે, માટે આપણે જઇયે વિલંબ કરવો નહીં.

बहून्यद्भुतरूपाणि द्रष्टव्यानीहमातले ।
तवकार्यावरोधस्तु तस्माद्गच्छावमाचिरं ॥

इति श्रीमहाभारते उद्योगपर्वाणि भगवद्यानपर्वाणि मातलिवरान्वेषणे गुर्जरभाषायां अष्टनवतितमोऽध्यायः ॥९८॥

---

**नारदउवाच** ॥ एतत्तुनागलोकस्य नाभिस्थानेस्थितंपुरं ।
पातालमितिविख्यातं दैत्यदानवसेवितं ॥१॥

નારદજી કહે છે—હે માતલિ, આ નાગ લોકના નાભિસ્થાનને વિષે રહેલું અને દૈત્ય તથા દાનવોએ સેવન કરેલું પાતાળ નામનું પુર છે, જેને જળના પ્રવાહના યોગથી પ્રાપ્ત થનાર પૃથ્વીમાંના જંગમ પ્રાણિ તેમાં પ્રવેશ કરતીવેળાએ ભયે કરી પીડિત થઇ મ્હોટા શબ્દ કરે છે. અહી જળનું ભોજન કરનાર અસુર નામનો અગ્નિ છે, જે દેવતાઓએ મ્હોટા યત્નથી મર્યાદામાં રાખેલા પોતાના આત્માને જાણે છે. અહી નાશ પામેલા શત્રુવાન દેવતાઓએ અમૃતને પાન કરી રાખેલું છે; એથી ચંદ્રની હાનિ તથા વૃદ્ધિ થાય છે. અહી અદિતીના પુત્ર હયગ્રીવ પર્વણિ પર્વણિને સમયે સુંદર વર્ણવાળી વેદરૂપ વાણિએ કરી, વેદ પાઠીના સ્વરરૂપ વાણિને ઉત્તેજન આપતા ઉઠે છે. અહી ચંદ્રાદિ જળને સ્ત્રવે છે, માટે આ ઉત્તમ પુરનું નામ પતાળ પડ્યું છે. આ પુરમાંથી ઐરાવણ જળને લઇને મેઘમાં મૂકે છે, જેને ઇંદ્ર વર્ષાવે છે. અહી જળમાં ફરનાર અનેક રૂપવાન જળજંતુ ચંદ્ર સરખા પ્રકાશમાન જળનું પાન કરતાં તેમાંજ રહે છે. પાતાળ તળના માશ્રયી પ્રાણિ સૂર્યનાં કિર્ણે કરી ભેદાવાથી દિવસના મૃત્યુ પામે છે, ને રાત્રિ વિષે ચંદ્રમા ઉદય થતાં પોતાનાં કીર્ણરૂપ ભુજાએ કરી અમૃતને સ્પર્શ કીને તેમને સ્પર્શ કરે છે તેથી પાછા જીવતા થાય છે. અહી ધર્મમાં કુશળ, તેથીજ બંધાયલા, કાળે કરી પીડિત તથા ઇંદ્રે જેની સમૃદ્ધિ હરી લીધી છે એવા દૈત્યો વસે છે. અહી સર્વ ભૂતપ્રાણિના મહાઇશ્વર ભૂત પતિ મહાદેવજીએ સર્વને સમૃદ્ધિ પ્રાપ્ત થાય તે માટે પૂર્વે ઉત્તમ તપશ્ચર્યા કરી છે. અહી મનુષ્ય લોકમાં વેદ ભણવાથી શરીરમાં કર્ષિત થયેલા તથા જ્યાં ત્યાં શયન કરવું, કોઈ ખવરાવે તો ખાવું અને વસ્ત્ર પેહેરાવેતો પેહેરવાં એ ગોવ્રતવાન બ્રાહ્મણો, પોતાના પ્રાણનો ત્યાગ કરી સ્વર્ગને પણ જીતીને વસે છે, અહી સુપ્રતિક નામના હસ્તિના વંશમાં ઉત્પન્ન થયેલા ઐરાવણ, વામન, કુમુદ તથા અંજન વસે છે. હે માતલિ, કોઇપણ ગુણવાન, વર તને રૂચતો હોય તો કહે; કેમકે આપણે મ્હોટા યત્નથી તેની માગણી કરીયે. જે દિવસથી પ્રજા ઉત્પન્ન થઈ છે, તે દિવસથી શોભાએ કરી દેદિપ્યમાન આ એક અંડ જળમાં રહ્યું છે; જે કોઈ દિવસે ભેદ પામતું નથી તથા ચલાયમાન પણ થતું નથી. મેં તેની કોઇએ કહેલી જાતિ તથા ઉત્પત્તિ કોઇ દિવસે સાંભળી નથી; કેમકે કોઇપણ તેનાં માતા, પિતા અને જાતિ જાણતુંજ નથી. હે માતલિ, પ્રલયના સમયે અહીથી ઉઠેલો અગ્નિ, સ્થાવર, જંગમરૂપ ત્રણ લોકને બાળશે, કણ્વ કહે છે, હે

દુર્યોધન, નારદજીનું એ બોલવું સાંભળીને માતલિએ કહ્યું કે, મને નહી કોઇ વર રૂચતો નથી; માટે બીજે ઠેકાણે ચાલો વિલંબ કરો નહીં.

मातलिस्त्वब्रवीच्छुत्वा नारदस्याथभाषितं ।
नमेत्ररोचतेकश्चि दन्यतोव्रजमाचिरं ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि मातलिवरान्वेषणे गुर्जरभाषायां नुनशततमोऽध्यायः ॥ ९९ ॥

---

नारदउवाच ॥ हिरण्यपुरमित्येतत् ख्यातंपुरवरंमहत् ।
दैत्यानांदानवानांच मायाशतविचारिणां ॥१॥

નારદજી કહે છે– હે માતલિ, સેંકડો માયાએ કરી વિચરનાર દૈત્ય તથા દાનવનું આ સર્વ પૂરૂમાં શ્રેષ્ઠ મ્હોટું હિરણ્યપુર છે, જેને મયદાનવે થોડા પ્રયત્નથી મને કરીજ ઉત્પન્ન કર્યું છે, ને જે પાતાળ તળને વિષે રહ્યું છે. આ પૂરમાં હજારો માયા કરનાર, મ્હોટા પરાક્રમવાળા, શૂરવીર તથા પૂર્વે જેને વરદાન મળ્યાં છે એવા દાનવો રહે છે; જેમને ઇંદ્ર, યમ, વરૂણ તથા કુબેરાદિ બીજા પણ કોઈ પોતાને વશ કરવા સમર્થ નથી. વળી મ્હોટી* દાઢવાળા, ભયંકર વેગવાન, વાયુના વેગ સરખા પરાક્રી તથા માયારૂપ પરાક્રમેયુક્ત કાળખંજ, વિષ્ણુના પાદથી ઉત્પન્ન થયેલા નૈૠત્ય, યાતુધાન તથા બ્રહ્માના પાદથી ઉત્પન્ન થયેલા કેટલાએક અસુરો રહે છે. વળી અહી યુદ્ધમાં દુર્મદ નિવાત કવચો પણ રહે છે, જેને ઇંદ્રપણ બાધ કરવા સમર્થ થયો નહીં; ને પુત્ર સહિત તે તથા પુલ સહિત તું સૌ ભાગ્યા હતા તે તારા જાણવામાંજ છે. હે માતલિ, અસુરોને પ્રાપ્ત થયેલાં વિધિયુક્ત કર્મવાળાં સુવર્ણ તથા રૂપાનાં ઘરો છે તેને તું જો; જે વૈદૂર્યમણિ જડિત હોવાથી વિચિત્ર, પ્રવાળ જડવાથી રૂચિકારક, સ્ફાટિકમણિ જડવાથી શુભ્ર તથા વજ્રસારમણિ જડવાથી ઉજ્વળ છે, તોપણ પદ્મરાગમણિ, પાષાણ અને કાષ્ટના ગૃહો જેવાં શોભે છે. વળી મણિના સમૂહે કરી વિચિત્ર, ઉંચા તથા ગહન એવાં તે, સૂર્ય અને દીપ્યમાન અગ્નિ સરખાં શોભે છે, જે ગુણવાનની શોભા તથા કીંમત કહી શકાય તેમ નથી. પોતાની ઇચ્છા પ્રમાણે વિચરનાર અસુરોનાં આ ક્રીડા કરવાનાં સ્થાન, અમૂલ્ય રત્નમય વાસણ, આસન, મેઘ સરખા વર્ણવાળા પર્વતો, જળનાં ઝ-

રણ તથા યથેચ્છ પુષ્પ અને ફળવાન વૃક્ષો છે તેને તું જો. હે માતલિ, અહી તને કોઈ વર ધ્યાનમાં આવે છે? નહીં તો તારી ઇચ્છા હોયતો પૃથ્વીની બીજી દિશા પ્રત્યે જઈયે. એવાં નારદજીનાં વાક્ય સાંભળી-ને માતલિ બોલ્યો કે હે દેવર્ષિ, ચારે દેવતાઓનું અપ્રિય કરવું નહીં, કેમકે તે તથા દૈત્યો પરસ્પર ભાઇયો છે, પણ નિત્ય વૈરતાવાન છે, માટે શત્રુના પક્ષમાં સંબંધ કરવો એ હું કેમ પસંદ કરીશ? વાસ્તે હે શ્રેષ્ઠ, આપણે બીજે ક્યાંઇ વર જોવા સારૂ જઇયે, હું દાનવોને જોવા યો-ગ્ય નથી; કેમકે તેઓ હિંસાત્માવાનનું ઇચ્છિત તથા તમારા અહિંસાવાન આત્માને જાણું છું.

अन्यत्रसाधुगच्छाव द्रष्टुंनार्हामिदानवान् ।
जानामितवचात्मानं हिंसात्मकमनंतथा ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि मातालिवरान्वेषणे गुर्जरभाषायां शततमोऽध्यायः ॥१००॥

---

नारदउवाच ॥ अयंलोकःसुपर्णानां पक्षिणांपन्नगाशिनां ।
विक्रमेगमनेभारे नैषामस्तिपरिश्रमः ॥१॥

નારદજી કહે છે—હે માતલિ, સર્પનું ભોજન કરનાર ગરૂડપક્ષિનો આ લોક છે જેમને પરાક્રમ, ગમન તથા ભાર ઉચકવામાં શ્રમ થતો નથી. હે સારથી, વિનતા પુત્રના સુમુખ, સુનામા, સુનેત્ર, સુવર્ચસ્, સુરૂચ તથા સુબળ નામના છ પુત્રોએ આ કુળને વૃદ્ધિ પમાડયું છે. પ્રકૃષ્ટ ગતિએ કરી વિનતાના કુળને વિસ્તાર કરનાર તે છ જણાએ વૃદ્ધિ પમાડેલાં ગરૂડનાં કુળ સેંકડો તથા હજારો થયાં છે; જેથી કશ્યપનો વંશ વિસ્તાર પામ્યો છે. ક-શ્યપના વંશમાં તે સર્વ સમૃદ્ધિવાળા, વિષ્ણુ સરખા લક્ષણવાન, સમૃદ્ધિની ઈચ્છાવાન, મહા બળને ધારણ કરનાર, ક્ષત્રિય સરખા કર્મવાન, દયા રહિત, સર્પનું ભોજન કરનાર તથા જે પોતાની જ્ઞાતિનો ક્ષય કરવાથી બ્રાહ્મણપણા-ને પામતા નથી એવા તેઓમાંના મુખ્યનાં નામ કહું તે સાંભળ—સુવર્ણ-ચૂડ, નાગાશી, દારૂણ, ચંડતુંડક, અનિલ, અનલ, વિશાલાક્ષ, કુંડલી, પંકજીત, વજ્રવિષ્કંભ, વૈનતેય, વામન, વાતવેગ દિશાચક્ષુ, નિમેષ, અનિ-મિષ, ત્રિરાવ, સપ્તરાવ, વાલ્મીકિ, દ્વીપક, દૈત્યદ્વીપ, સરિદ્દ્વીપ, સારસ, પદ્મકેત-ન, સુમુખ, ચિત્રકેતુ, ચિત્રબર્હ, અનઘ, મેષકૃત, કુમુદ, દક્ષ, સર્પાત, સોમ-

ભોજન, ગુરૂભાર, કપોત, સૂર્યનેત્ર, ચિરાંતક, વિષ્ણુધર્મા, કુમાર, પરિબર્હ, હરિ, સુસ્વર, પધુપર્ક, હેમવર્ણ, માલય, માત્તરિશ્વા, નિશાકર તથા દિવાકર એ સૌ મુખ્ય છે તે તને બતાવ્યા; જેમના હૃદયમાં દૈવત, પરાયણતા તથા ગતિરૂપ વિષ્ણુજ છે. હે માતલિ, જો તને અહીં કંઇપણ રૂચિ ન થતી હોય, તો જ્યાં તું ઇચ્છિત વરને પામીશ એવા દેશ પ્રત્યે આવ, મારી સાથે હું લઈ જઇશ.

यद्यत्रनरुचिःकाचि देहिगच्छावमातले ।
तंनयिष्यामिदेशंत्वां वरंयत्रोपलप्स्यसे ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि मातलिवरान्वेषणं गुर्जरभाषायां मेकाधिकशततमोऽध्यायः ॥१०१॥

---

**नारदउवाच** ॥ इदंरसातलंनाम सप्तमंपृथिवीतलं ।
यत्रास्तेसुरभिर्माता गवाममृतसंभवा ॥१॥

નારદજી કહે છે—હે માતલિ, આ રસાતળ નામે પૃથ્વીનું સાતમું તળ છે, જ્યાં ગાયોની માતા અમૃતથી ઉત્પન્ન થયેલી સુરભી રહે છે. જે નિરંતર પૃથ્વીમાંના છ રસના સારરૂપ ઉત્તમ એવા એક રસરૂપ દુધને સ્રવે છે. એ સુરભી પૂર્વે અમૃતનું પાન કરી તૃપ્ત થયેલા બ્રહ્મા પોતાના મુખમાંથી તેનો સાર કાઢતા હતા, તેવામાં તેથી ઉત્પન્ન થઈ છે, જેની દુધની ધારા પૃથ્વી વિષે પડી તેથી ક્ષીર સમુદ્રરૂપ એક પવિત્ર હ્રદ થયો છે. તે હ્રદ જેમ સપુષ્પ વૃક્ષ શોભે, તેમ ચારે કોર ફીનારા વિષે ફીણથી વિંટાયલો હોવાથી શોભે છે. જેને ઋષિયો પ્રીતિથી જૂવે છે, તેથી તેઓનાં નામ ફેનપા પડ્યું છે. તે ફેનપા નામના ઋષિ આહાર પણ તેનોજ કરીને ઉગ્ર તપશ્ચર્યા કરે છે; જેથી દેવતાઓ પણ ભય પામે છે. એ સુરભીની બીજી ચાર ગાયો સર્વ દિશામાં તેમનું પાલન તથા ધારણ કરતાં રહી છે, તે આવી રીતે કે, સુરભીની પુત્રી સુરૂપા નામની ગાય પૂર્વ દિશાને ધારણ કરે છે, હંસિકા નામની ગાય દક્ષિણ દિશાને ધારણ કરે છે, મ્હોટા અનુભવવાળી તથા વિશ્વરૂપ સુભદ્રા નામની ગાય પશ્ચિમ દિશાને ધારણ કરે છે, અને સર્વકામદુધા નામની ગાય ધર્મરૂપ તથા બિલ છે નામ જેનું એવી ઉત્તર દિશાને ધારણ કરે છે. એ સર્વ ગાયોનાં દુધ મિશ્રિત હોવાથી ક્ષીર સમુદ્ર

થયો છે; જેનું દૈત્યો સહિત દેવતાઓએ જયારે મંદરાચળ પર્વતને મંથન કરી મંથન કર્યું, ત્યારે તેમાંથી વારૂણી મદીરા, લક્ષ્મી, અમૃત, ઉચ્ચૈશ્રવા નામનો અશ્વ તથા કૌસ્તુભમણિ ઉત્પન્ન થયાં છે. એ સુરભી અન્નનું ભોજન કરનાર વાસ્તે અન્નરૂપ, પિતરના ભોજનના પદાર્થરૂપ તથા અમૃતરૂપ દૂધને સ્રવે છે. હે માતલિ, રસાતળમાં રેહેનારાઓએ પૂર્વે ગાથા ગાઈ છે તે પુરાણમાંથી સંભળાય છે; જેને અદ્યાપિ બુદ્ધિમાન્ પુરૂષો ગાય છે, તે આવી રીતે કે, જેવો રસાતળમાં નિવાસ સુખરૂપ છે, તેવો નાગલોકમાં, સ્વર્ગમાં, વિમાનમાં તથા ત્રણ લોકમાં પણ નથી.

ननागलोकेनस्वर्गे नविमानेत्रिविष्टपे ।
परिवासःसुखस्तादृक् रसातलतलेयथा ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि मातलिवरान्वेषणे गुर्जरभाषायां द्व्यधिकशततमोऽध्यायः ॥१०२॥

---

**नारदउवाच** ॥ इयंभोगवतीनाम पुरीवासुकिपालिता ।
याद्दशीदेवराजस्य पुरीवर्यामरावती ॥१॥

નારદજી કહે છે–હે માતલિ, જેવી દેવતાના રાજા ઇંદ્રની સર્વ કરતાં ઉત્તમ અમરાવતી નામની પૂરી છે, તેવી વાસુકિયે પાલન કરેલી આ ભોગવતી નામની પૂરી છે. આ શેષ નામનો નાગ છે, જે સર્વ લોકમાં મુખ્ય તપશ્ચર્યાએ કરીને પ્રભાવ સહિત એવી સર્વ પૃથ્વીને સદૈવ ધારણ કરે છે. વળી એ શેષજી સફેદ પર્વત સરખા આકારવાન, દિવ્ય આભરણથી ભૂષિત, સહસ્ર ફણાવાન, અગ્નિની જ્વાળા સરખી જીહ્વાવાન, તથા મહા બળવાન છે. હે માતલિ, અહીં નાના પ્રકારના આકારવાન, વિવિધ પ્રકારના આભૂષણવાળા તથા વ્યથા વગરના સુરસાના પુત્ર નાગ રહે છે. તેમાં કેટલાક મણિ, સ્વસ્તિક, ચક્ર તથા કમંડલુના ચિન્હવાળા છે, તે સૌ મહા બળવાન તથા ભયંકર સ્વભાવવાળા છે. વળી તે કેટલાક નાગ હજાર, પાંચસો, એકસો, ત્રણ, દશ તથા સાત ફણાવાળા છે; જે મ્હોટા ભોગવાન, સર્પના દેહ સરખી આકૃતિવાન તથા પર્વત જેવા મ્હોટા દેહવાન છે. હે સારથી, એક કુળમાં ઉત્પન્ન થયેલા એ નાગનાં હજારો કુળ છે, પણ તેમાંના શ્રેષ્ઠ નાગનાં નામ કહું તે સાંભળ–વાસુકિ, તક્ષક, કર્કોટક, ધનંજય કાલીય, નહુષ, કંબળ, અશ્વતર, બાહ્યકુંડ, મણિ, નાગ, પૂરણ, ખગ,

વામન, એલપત્ર, કુકુર, કુકુણ, આર્યક, નંદક, કલશ, પોતક, કૈલાસક, પિંજરક, ઐરાવંત, સુમનો મુખ, દધિમુખ, શંખ, નંદ, ઉપનંદક, આપ્ર, કોટરક, શિખિ, નિષ્ઠૂરીક, તિત્તિરી, હસ્તિભદ્ર, કુમુદ, માલ્યપિંડક, બેપદ્મ, પુંડરીક, પુષ્પ, મુદ્દગરપર્ણક, કરવીર, પીઠરક, સંવૃત્ત, વૃત્ત, પિંડાર, બિલ્વપત્ર, મૂષિકાદ, શિરીષક, દિલીપ, શંખશિર્ષ, જ્યોતિષક, પરાજીત, કૌરવ્ય, ધૃતરાષ્ટ્ર, કુહુર, કૃશક, વિરજા ધારણ, સુબાહુ, મુખર, જય, બધિર, અંધ, વિશુંડી, વિરસ તથા સુરસ ઇત્યાદિ બીજાપણ અનેક, કશ્યપના વંશમાંના નાગ છે તેમને તું જો. તેમાંથી કોઇ વર તને પ્રસન્ન આવે છે. કણ્વ કહે છે–હે દુર્યોધન, માતલિયે સર્વ નાગમાંથી એક નાગને જોઇ પ્રસન્ન થઈ નાદરજીને કહ્યું કે હે નાદરજી, કૌરવ્ય તથા આર્યકની પાસે ઉભેલો તેજસ્વી અને જોવા લાયક સ્વરૂપવાન આ નાગ લોકોના કુળને આનંદનો આપનાર છે? એના માતા તથા પિતા કોણ છે? એ કયા નાગનો પુત્ર છે? ને કોના વંશનો એ ધ્વજારૂપે રહ્યો છે? હે નારદજી, ઉત્તમ આચરણ, ધૈર્યરૂપ તથા અવસ્થાએ કરી યુક્ત એવો જે ગુણકેશીને લાયક વર છે એમ મારૂં મન માને છે. હે દુર્યોધન, નારદજી માતલિનું મુખ જોઇ પ્રસન્ન મનવાન છે એમ માનીને, તેને તે નાગનું મહાત્મ્ય, જન્મ તથા કર્મ કહેવા લાગ્યા–હે માતલિ, ઐરાવત નાગના કુળમાં ઉત્પન્ન થયેલો આર્યકનો પૌત્ર, વામનનો દૌહિત્ર તથા થોડા દિવસ થયાં ગરૂડે નાશ કરેલા ચિકુરનો પુત્ર સુમુખ નામનો એ નાગ છે. એવા નાદરજીનાં વાકય સાંભળીને પ્રસન્ન મનવાળા માતલિયે કહ્યું કે, હે પિતારૂપ નાદરજી, સર્પમાં ઉત્તમ એવો એ સુમુખ નાગ મારો જમાઇ થાય એ મને રૂચે છે. માટે હે મુનિ, એ નાગને પ્રિય એવી મારી પુત્રી આપવામાં હું પ્રીતિમાન છું; વાસ્તે એ કામમાં તમે યત્ન કરો.

क्रियतामत्रयत्नोवै प्रीतिमानस्म्यनेनवै ।
अस्मैनागायवैदातुं प्रियांदुहितरंमुने ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि मातलिवरान्वेषणे गुर्जरभाषायां त्र्यधिकशततमोऽध्यायः ॥१०३॥

---

नारदउवाच ॥ सूतोयंमातलिर्नाम शक्रस्यदयितःसुहृत् ।
शुचिःशीलगुणोपेत स्तेजस्वीवीर्यवान्बली ॥१॥

નારદજી કહે છે—હે આર્યકનાગ, ઇંદ્રનો પ્રિય સ્નેહી, પવિત્ર, શીયળ-રૂપ ગુણેયુક્ત, તેજસ્વી, વીર્યવાન તથા બળવાન, આ માતલિ નામે સારથી છે. ઇંદ્રનો સખા, મંત્રિ તથા સારથી આ માતલિ સર્વ યુદ્ધમાં તેના પરાક્રમ કરતાં થોડાજ અંતરવાળો છે. આ માતલિ સુર તથા અસુરોના યુદ્ધને વિષે ઇંદ્રના રથના હજાર અશ્વને મને કરીજ નિયમમાં રાખે છે. જ્યારે શત્રુ સામે ઇંદ્ર યુદ્ધ કરે છે, ત્યારે પ્રથમ આ માતલિયે અશ્વે કરી જીતેલા શત્રુને તે પોતાની ભુજાએ કરી જીતે છે; ને રથના વેગરૂપી પ્રહાર કર્યા કેડે પ્રહાર પણ કરે છે. એની શ્રેષ્ઠ, રૂપે કરી જેના સરખી પૃથ્વીમાં બીજી કોઇપણ સ્ત્રી નથી એવી અને સત્યતા તથા શીયલાદિ ગુણેયુક્ત ગુણકેશી નામની કન્યા છે; તેને માટે વર સારૂ ત્રણલોકમાં ફરતા એવા આ માતલિને, તમારો પૌત્ર સુમુખ પુત્રીને લાયક પતિ છે એમ રૂચે છે. વાસ્તે હે ભુજગોત્તમ, જો તમને એ સંબંધ થવો રૂચતો હોય, તો તમે કન્યા સ્વીકાર કરવામાં બુદ્ધિ કરો, વિલંબ કરો નહીં. જેમ વિષ્ણુના કુળમાં લક્ષ્મી તથા અગ્નિના કુળમાં સ્વાહા છે, તેમ તમારા કુળમાં શ્રેષ્ઠ દેહવાળી ગુણકેશી વહુરૂપે ઉત્તમ થાઓ. કેમકે જેમ ઇંદ્રને લાયક શચી છે, તેમ તમારા પૌત્ર સુમુખને લાયક ગુણકેશી કન્યા છે; માટે તમે પૌત્ર સારૂ તે કન્યાને ગ્રહણ કરો. હે આર્યક, તમારો પૌત્ર સુમુખ પિતા વગરનો છે તોપણ અમે તમારા તથા ઐરાવતના નામને લીધે તેનું માગું કરીયે છીયે. તમારા પૌત્રમાં શીયળ, પવિત્રતા તથા દમાદિ ગુણ છે, માટેજ આ માતલિ પોતે પોતાની કન્યા આપવા તૈયાર થયો છે; વાસ્તે માતલિ તમારૂં અને તમે તેનું સન્માન કરવા યોગ્ય છો. કણ્વ કહે છે-હે દુર્યોધન, એપ્રમાણે નારદજીએ સુમુખની માગણી કરી ને પોતાનો પુત્રતો નાશ પામ્યો છે તેથી દીન થયેલો તથા કિંચિત્ હર્ષિત થયેલો આર્યક, હું ગુણકેશીને વહુરૂપે કેમ ગ્રહણ કરૂં? એમ કેહેતાં કેહેવા લાગ્યો કે હે મહર્ષિ, તમારાં વાક્ય મને બહુ માન્ય થતાં નથી. ઇંદ્રનો સખા આ માતલિ સંબંધિ થાય એમ કોને ઇચ્છા ન હોય? પણ કારણને લીધે દુર્બળ હોવાથી હું વિચારમાં પડી ગયોછું. હે મ્હોટા તેજસ્વી નારદજી, મારા પૌત્ર સુમુખનો પિતા ચિકુર મરણ પામ્યો છે, તેથી અમે દુઃખે કરી પીડિત છીયે. ગરૂડે ચિકુરને ભક્ષ કરયો ને જતી વેળા કહ્યું કે, હું આવતા બીજા માસમાં સુમુખને પણ ભક્ષ કરીશ. હે મુનિ, તે પ્રમાણે અવશ્ય થશે, કેમકે હું ગરૂડનો નિશ્ચય જાણુંછું; વાસ્તે તેના કેહેવાથીજ આ કામ કરવામાં મારો હર્ષ ભાગી પ-

ડચો છે. કણ્વ કહે છે-હે દુર્યોધન, એવાં આર્યકનાં વાક્ય સાંભળીને માતલિયે કહ્યું કે, જો એ પ્રમાણે છે, તો મને એક બુદ્ધિ ઉપજી છે કે, મેં આ તમારા પૌત્રને જમાઇરૂપે માન્યો છે, માટે એ ઇંદ્રને મળવા સારૂ મારી તથા નારદજીની સાથે આવે. હું થોડા કાર્યે કરી એનું આયુષ્ય જાણીશ, ને ગરૂડના વિનાશ માટે પણ યત્ન કરીશ; વાસ્તે કાર્ય પાર પડે તે સારૂ આ તમારો પૌત્ર સુમુખ મારી સાથે દેવતાના ઇશ ઇંદ્રિ પાસે આવે; ને તમારૂં કલ્યાણ થાઓ. હે દુર્યોધન, એપ્રમાણે કહીને માતલિ તથા નારદજી આર્યક સહિત સુમુખને સાથે લઇ ઇંદ્રની પાસે આવ્યા, ને તેઓએ બેઠેલા મહા કાંતિમાન તેને જોયો. તે સમય ત્યાં ચતુરભુજ વિષ્ણુ પણ બેઠા હતા, તેને નારદજીએ માતલિની સર્વ વર્તણુક કહી સંભળાવી, વૈશંપાયન કહે છે-હે જનમેજય, પછી વિષ્ણુંએ ઇંદ્રિને કહ્યું કે, હે ભુવનેશ્વર ઇંદ્ર, આ સુમુખને અમૃત આપને દેવતા સરખો કર; ને માતલિ, નારદજી તથા નાગ પુત્ર આ તારાથી યથેચ્છ કાર્યને પામો. એવાં વિષ્ણુનાં વાક્ય સાંભળી ગરૂડમાંના પરાક્રમનું ચિંતવન કરીને ઇંદ્રિ કહ્યું કે હે વિષ્ણુ, તમેજ એને અમૃત આપો. વિષ્ણુ બોલ્યા કે, હે ઇંદ્ર, તું સર્વ લોકનો ઇશ્વર છે ને જેને તેં અમૃત આપ્યું હોય, તેને ભક્ષ કરવા કોણ સમર્થ છે. એ પ્રમાણે વિષ્ણુનું બોલવું સાંભળીને ઇંદ્રે સુમુખ નાગને આયુષ્ય આપ્યું, પણ અમૃત આપ્યું નહીં. હે રાજા, સુમુખ ઇંદ્રથી વરદાન પામ્યો. તેથી શ્રેષ્ઠ મુખ્યવાન થયો, ને ગુણકેશીને પરણી તેના સહિત પોતાના ગૃહ પ્રત્યે જવા લાગ્યો, ઇચ્છિત કાર્ય કર્યું હતું જેમણે એવા હર્ષિત નારદજી તથા આર્યક નાગ મહા કાંતિમાં દેવતાના રાજા ઇંદ્રની રજા લઇને ગયા,

नारदस्त्वार्यकश्चैव कृतकार्यौमुदायुतौ ॥
अभिजग्मतुरभ्यर्च्य देवराजंमहाद्युतिं ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि मातलिवरान्वेषणे गुर्जरभाषायां चतुरधिकशततमोऽध्यायः ॥१०४॥

---

कण्वउवाच ॥ गरुडस्तत्रशुश्राव यथावृत्तंमहाबलः ।
आयुःप्रदानंशक्रेण कृतंनागस्यभारत ॥१॥

કણ્વ કહે છે-હે ભારત દુર્યોધન, મહા બળવાન ગરૂડ, ઇંદ્રે સુમુખ

નાગને આયુષ્ય આપ્યું તે તથા તેનો વિવાહ થયો એ સર્વ વૃત્તાંત સાંભળી મહા ક્રોધયુક્ત થઇને, પોતાના પાંખથી ઉપજાવેલા વાયુએ કરી સ્વર્ગને રૂંધતો ઇંદ્રની પાસે ગયો; ને તેને ઉપદ્રવ કરતાં કહેવા લાગ્યો કે હે મહા સમર્થ ઇંદ્ર, તેં મારી અવજ્ઞાથી વૃત્તિ નાશ કરી કે શું?! યથેચ્છ કર એમ મને વરદાન આપીને હવે તેથી તું ચળાયમાન થયો? સર્વ ભૂત પ્રાણિના ઇશ્વર વિધાતા સર્વના નિર્માણ કરનાર છે, તેણે સર્પનું ભક્ષ કરવું એ અમારી વૃત્તિ કરી છે, તેને તું કેમ નિવારણ કરે છે? મેં આ સુમુખ નાગને ભક્ષ કરવાનો નિશ્ચય કરયો હતો. ને તેનો સમયપણ નિયમિત કરી રાખ્યો હતો ! મારે સર્પોએ કરીજ મારા કુટુંબનું પોષણ કરવું યોગ્ય છે; પણ આ નાગ તારા વરદાનથી અમર થયો; તો હવે હું બીજા નાગની હિંસા કરવા ઇચ્છતો નથી! હે દેવરાજ, તું પોતાની ઇચ્છા પ્રમાણે વરતનારની પેઠે વર્તે છે; માટે હું, મારૂં કુટુંબ તથા મારા ગૃહમાં જે ચાકરો છે તે સૌ પ્રાણનો ત્યાગ કરશું, તેથી પ્રસન્ન થા! હે બળ તથા વૃત્ર નામના અસુરને નાશ કરનાર ઇંદ્ર, હું તારે ફરીથી પણ એમજ કરવા લાયક છું! અરે! ત્રણ લોકનો ઇશ્વર હું તારારૂપ મૃત્યુપણાને પામ્યો! તું છતાં વિષ્ણુ મારા સ્વામિ એ કંઇ હવે કારણ રહ્યું નહીં; કેમકે ત્રણલોકનું રાજ્યતો તારે આધિન છે! હે ઇંદ્ર, મારી માતા દક્ષની પુત્રી છે, ને મારો પિતા કશ્યપ છે, માટે હું પણ સર્વ લોકના રાજ્યરૂપ ભારને વહન કરવા ઇચ્છુંછું; કેમકે મારામાં સર્વ ભૂત પ્રાણિથી સહન ન થાય એવું ઘણું બળ છે! ને મેં પણ દૈત્ય સાથે યુદ્ધ કર્યું ત્યારે મ્હોટું પરાક્રમ કર્યું છે; ને તેમાં શ્રુતશ્રી, શ્રુતસેન, વિવસ્વાન, રોચના મુખ, પ્રશ્રુત તથા કાળકાક્ષ નામના દિતીના પુત્ર દૈત્યોને નાશ કરયા છે! અરે! વિષ્ણુના રથની ધ્વજારૂપ સ્થાનમાં રહિને હું મ્હોટા યત્નથી ફરૂં છું, ને તારા નાના ભાઈ તેને વહન પણ કરૂં છું; તેથી શું તું મારી અવજ્ઞા કરેછે?! અરે! મારા વિના ભાર વહન કરનાર તથા અતિ બળવાન કોણ છે! હું સૌ કરતાં સર્વ રીતે શ્રેષ્ઠ છું, તોપણ બાંધવ સહિત આ વિષ્ણુને વહન કરૂંછું ! હે ઇંદ્ર, તેં મને નહીં ગણકારીને મારા ભોજનથી ભ્રષ્ટ કરયો છે; માટે તારે તથા વિષ્ણુને લીધેજ મારૂં ગૌરવપણ નાશ પામ્યું ! અરે ! અદિતીથી જે ઉત્પન્ન થયા, તે સૌ બળ તથા પરાક્રમી છે. પણ તુંતો તે સૌ કરતાં પણ અતિ બળવાન છે, તોપણ હું શ્રમ વગરનો થઇને, તને એક પાંખના અગ્રભાગ ઉપર બેસાડી વહન કરીશ ! તું વિચાર કર કે મારા સરખો

અહી બીજો કોણ બળવાન છે ! કણ્વ કહે છે—હે દુર્યોધન, એ પ્રમાણે ગરૂડે ઇંદ્રિને કહેલાં અતિ દારૂણ વચન સાંભળીને ચક્ર ધારણ કરનાર વિષ્ણુ, નહીં ક્ષોભ પામનાર તેને ક્ષોભ પમાડતાં કેહેવા લાગ્યા કે, હે ગરૂડ, તું અતિ દુર્બળ પોતાના દેહને અત્યંત બળવાન માને છે. હે અંડજ, અમારી સમક્ષ પોતાના આત્માનું વખાણ કરવું એ બહુ થયું ! અરે ! ત્રણલોક પણ મારા દેહને વહન કરવા અશક્ત છે, હું મારા આત્માએ કરી આત્મારૂપ એવું આ ત્રણ લોક તથા તને પણ ધારણ કરૂંછું ! તું આ મારી એક ભુજાને વહન કર, ને જો તેમ કરી શકીશ, તો તારૂં બોલવું સફળ થશે ! હે દુર્યોધન, એ પ્રમાણે કહીને વિષ્ણુએ પોતાનો જમણો હાથ ગરૂડની કાંધ ઉપર મૂક્યો, તેથી ભારે કરી પીડિત, વિહ્વલ તથા ચેતન વગરનો થયેલો તે પડી ગયો; ને તેણે પર્વત સહિત સર્વ પૃથ્વી સરખો ભાર આ એક ભુજામાં છે એમ માન્યું. પણ હે દુર્યોધન, મહા બળવાનમાં શ્રેષ્ઠ વિષ્ણુએ બળે કરી ગરૂડને પીડિત કરયો નહીં, ને તેનું જીવિત પણ નાશ કર્યું નહીં. પછી ભારથી પીડા પામેલા, મ્હોટું ખુલ્લું થઈ ગયું હતું જેનું એવા, શરીર શીથળ થયું હતું જેનું એવા, ચેતન વગરના તથા વિહ્વળતાને પામેલા ગરૂડે પોતાની પાંખો મૂકી આપીને વિષ્ણુને પગે લાગી થોડાંક વચન કહ્યાં કે, હે મહા સમર્થ વિષ્ણુ, સર્વ લોકમય તમારા શરીરમાંનો એક ભુજ તમે પોતાની મેળે મારા ખભા ઉપર મૂક્યો તેથી હું પૃથ્વી ઉપર દબાઉ છું. માટે વિહ્વલ, અલ્પ ચેતનવાન, તમારા બળરૂપ અગ્નિથી બળેલો તથા તમારા રથની ધ્વજામાં રેહેનાર જે હું તેનો અપરાધ તમે ક્ષમા કરવા યોગ્ય છો. હે દેવ, હે સમર્થ મેં તમારૂં અતિ ઉત્તમ બળ નથી જાણ્યું શું? અર્થાત્ જાણ્યું, ને હવે બીજાઓના સરખું મારા દેહમાં બળ નથી એમ પણ હું માનું છું. એવાં ગરૂડનાં વચન સાંભળીને વિષ્ણુએ, તેની ઉપર કૃપા કરતાં ફરીથી એમ નહીં કરજે એમ કહીને તેને મૂકી આપ્યો. હે રાજેંદ્ર, હે દુર્યોધન, તે દિવસે વિષ્ણુએ પોતાના ચરણના અંગુઠાએ કરી સુમુખને ગરૂડના ઉરસ્થળ વિષે ફેંક્યો, તે રોજથી તે તેના સહિતજ વર્તે છે. હે રાજા દુર્યોધન, એ પ્રમાણે મહા બળવાન તથા મ્હોટા યશવાન વિનતાનો પુત્ર ગરૂડ વિષ્ણુ બળે કરી પીડા પામ્યો, તેથી તેનો ગર્વ નાશ પામ્યો. તેમજ હે ગાંધારીના પુત્ર દુર્યોધન, તું પણ જ્યાં સુધી યુદ્ધમાં મહા શૂરવીર પાંડુ રાજાના પુત્ર પાંડવોને પામ્યો નથી, ત્યાંસૂધી જીવે છે. અરે ! પ્રહાર કરનારાઓમાં શ્રેષ્ઠ મહાબળવાન વાયુ

પુત્ર ભીમસેન તથા ઈંદ્ર પુત્ર ધનંજય અર્જુન, યુદ્ધમાં કોને નાશ ન કરે એવા છે?! વિષ્ણુ, વાયુ, ઈંદ્ર, ધર્મ તથા બે અશ્વિનિ કુમારરૂપ શ્રીકૃષ્ણ, ભીમસેન, અર્જુન, યુધિષ્ઠિર, અને નકુળ સહદેવ છે, માટે દેવતાઓ સરખા તેમની સામે પણ જોવાને તું કયા કારણથી સમર્થ છે? વાસ્તે હે નૃપાત્મજ, હવે તારે પાંડવો સાથે વિરોધ કરવો બહુ થયું, ને તું શમતાને પામ; કારણ તીર્થરૂપ વાસુદેવ ભગવાનનાં વાક્યને માન્ય કરી પોતાના કુળની રક્ષા કરવા યોગ્ય છો જે દિવસે વિષ્ણુએ ગરૂડને ગર્વ વગરનો કરયો, તે દિવસે તેનું સર્વ મહાત્મ્ય આ નારદજીએ પ્રત્યક્ષ જોયું છે; માટે તેજ ચક્ર તથા ગદા ધરનાર આ શ્રીકૃષ્ણ છે. વૈશંપાયન કહે છે—હે જનમેજય રાજા, એ પ્રમાણે કણ્વ ઋષિયે વાક્ય કહ્યાં તે સાંભળીને દુર્યોધન, ભ્રકુટી ચઢાવી મ્હોટા નિશ્વાસ મૂકતાં કર્ણ સામું જોઈ મ્હોટા શબ્દથી હસવા લાગ્યો. ને દુષ્ટમતિવાળા દુર્યોધને કણ્વનાં વાક્યને પણ નહીં ગણકારીને હસ્તિની સુંઢ સરખો પોતાનો ઉરૂ ઠોકી તેને કહ્યું કે હે મહર્ષિ, જેવી રીતે ઇશ્વરે મને ઉપજાવેલો છે, તેવી રીતે હું વર્તિશ; ને જે ભાવિ તથા જેવી મારી ગતિ થવાની હશે, તે થશે પણ આ તમારો પ્રલાપ શું કરનાર છે!

यथैवेश्वरसृष्टोस्मि यद्भावियाच्चमेगतिः ।
तथामहर्षेवर्तामि किंप्रलापःकारिष्यति ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि मातलिवरान्वेषणे गुर्जरभाषायां पंचाधिकशततमोऽध्यायः ॥१०५॥

---

**जनमेजयउवाच ॥** अनर्थेजातनिर्बंधं परार्थेलोभमोहितं ॥
अनार्येकणवभिरतं मरणेकृतनिश्चयं ॥१॥

જનમેજય પૂછે છે—હે વૈશંપાયન, અનર્થને વિષે ઉત્પન્ન થયો છે નિર્બંધ જેને એવા, પરદ્રવ્યના લોભથી મોહિત, અસત્પુરૂષમાં પ્રીતિમાન, મરવાને વિષેજ નિશ્ચય કરેલા, પોતાના જ્ઞાતિ જનને દુઃખ ઉપજાવનાર, બંધૂઓને શોક વધારનાર, સુહજ્જનને ક્લેશ આપનાર, શત્રુને હર્ષ વધારનાર તથા અવળા માર્ગમાં વર્તનાર દુર્યોધનને, સ્નેહ ભાવથી તેના સંબંધિયોએ અથવા પરમ સ્નેહવાન મહા સમર્થ પિતામહરૂપ વ્યાસજીએ કેમ ન વારયો? વૈશંપાયન કહે છે—હે જનમેજય રાજા, ભગવાને તથા ભીષ્મે દુર્યોધનને કેહેવા યોગ્ય વાક્ય કહ્યાં, ને નારદજીએ પણ બહુ વાક્ય કહ્યાં

છે, તે કહું તે તું સાંભળ. નારદજી કહે છે–હે દુર્યોધન, શ્રવણ કરનાર તથા હિત એવો સ્નેહિ પુરૂષ દુર્લભ છે, ને જે મહા સંકટ વેળાએ તે આવી ઉભો રહે છે,તે વેળા ભાઇ પણ ઉભો રહેતો નથી. માટે હે કુરૂનંદન, તારે સ્નેહિયોનાં વાક્ય માનવા યોગ્ય છે, એમ હું માનુંછું; પણ મમત કરવો નહીં; કેમકે તે નાશકારક થાય છે. આ પ્રસંગે ગાલવનો પરાજય થયો છે એરૂપ એક પૂર્વનો ઇતિહાસ કહું તે તું સાંભળ–હે ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધન, પૂર્વે તપ કરતા એવા વિશ્વામિત્ર કેવા દૃઢ તપવાન છે તે જાણવા સારૂ સાક્ષાત્ ધર્મ સપ્ત ઋષિમાંના વસિષ્ટથી જૂદુંપણુ તેનુંજ સ્વરૂપ ધારણ કરી ક્ષુધાયુક્ત તથા ભોજન કરવાની ઇચ્છાવાન થઇને, તેના આશ્રમ પ્રત્યે આવ્યા. ત્યારે તેને જોઇને અતિભ્રાંત થયેલા વિશ્વામિત્રે ભોજન કરાવવા સારૂ મ્હોટા રત્નથી ઉત્તમ અન્નનો ચરૂ અગ્નિ ઉપર ચઢાવ્યો; પણ તે અન્ન સિદ્ધ થાય ત્યાં સૂધી થોભ્યા નહીં ને તેણે બીજા તપસ્વિયોએ આપેલાં અન્નનું ભોજન કર્યું. તેટલામાં વિશ્વામિત્ર તૈયાર થયેલા અતિ ઉષ્ણ અન્નને લઈ તેની પાસે આવ્યા. તે જોઈને, ભોજન કર્યું ને હવે પાછો આવું ત્યાંસૂધી ઉભા રહો એમ કહી તે ચાલી નિકળ્યા. હવે મહા કાંતિમાન, સ્થિર વ્રતવાન તથા વાયુનું ભોજન કરનાર વિશ્વામિત્ર તેની વાટ જોતાં વૃક્ષના પેઠે સ્થિર થઈ પોતાના આશ્રમની પાસે ઉભા રહ્યા. ત્યારે ગાલવ મુનિ ગૌરવવાન તથા લોક પૂજ્ય વિશ્વામિત્રનું પ્રિય કરવા સારૂ તેની શુશ્રૂષા કરવા લાગ્યા. પછી જ્યારે અન્ન લઈ ઉભેલા વિશ્વામિત્રને સો વર્ષ પૂર્ણ થયાં, ત્યારે વળી પાછા ધર્મ ભોજન કરવાની ઇચ્છાથી વસિષ્ઠનો વેશ ધારણ કરી તેની પાસે આવ્યા. તે સમય તેણે વાયુ ભક્ષણ કરતા ઉભેલા મહા બુદ્ધિમાન્ વિશ્વામિત્રવા મસ્તક ઉપર રહેલા ભાતના પાત્રને જોયું. પછી તરત તૈયાર થયેલા સરખા ઉષ્ણ તે ભાતને ગ્રહણ કરી તેનું ભોજન કરીને ધર્મે વિશ્વામિત્રને કહ્યું કે હે બ્રહ્મઋષિ, હું પ્રસન્ન થયો, ને હવેથી તમે ક્ષત્રિયપણાથી મૂકાઈ બ્રાહ્મણપણાને પામશો. હે દુર્યોધન, ધર્મ એ પ્રમાણે વિશ્વામિત્રને કહીને ગયા. પછી વિશ્વામિત્ર પણ ધર્મના કેહેવાથી ક્ષત્રિયપણાથી મૂકાઇને બ્રાહ્મપણાને પામ્યા, ને અતિપ્રસન્ન પણ થયા. હવે શિષ્યરૂપે તપશ્ચર્યા કરનાર ગાલવ મુનિયે કરેલી સેવા તથા તેની પરમ ભક્તિએ કરી પ્રસન્ન થયેલા વિશ્વામિત્ર ઋષિયે તેને કહ્યું કે હે ગાલવ, હું તને આજ્ઞા આપું છું, તું તારી ઇચ્છા પ્રમાણે જા. એ પ્રમાણે વિશ્વામિત્રે કહ્યું, ત્યારે મધુર એવી તેની વાણિએ કરી પ્રસન્ન થયેલા ગાલવ મુનિયે કહ્યું કે—

હે મહાનઋષિ, આજ મારૂં બ્રહ્મચર્ય વ્રત પૂર્ણ થયું, માટે તે નિમિત્ત ગુરૂ એવા તમને હું શું દક્ષિણા આપું? કારણ તેણે કરીજ કર્મ સિદ્ધ થાય છે, ને તે આપનાર પણ મોક્ષરૂપ ફળને પામે છે, માટે હું શું લઇ આવું? તે મહા સમર્થ એવા તમે મને કહો. એ પ્રમાણે ગાલવના વાક્ય સાંભળીને દક્ષિણા આપવાથી કર્મ સિદ્ધ થાય છે એમ જાણનાર તથા તેણે કરેલી શુશ્રૂષાયે કરી પ્રસન્ન થયેલા વિશ્વામિત્રે તું જા, જા એમ વારંવાર તેને કહ્યું. તોપણ ગાલવ હું તમને શું આપું એમ વારંવાર બોલવા લાગ્યો; ને તેને એ બાબતપણ ઘણો મમત થયો. ત્યારે કંઇએક ક્રોધ પ્રાપ્ત થયેલા વિશ્વામિત્રે તેને કહ્યું કે, હે ગાલવ, તું એક બાજુંથી શ્યામ કર્ણવાળા તથા ચંદ્ર સરખા તેજવાળા આઠસો અશ્વ મને આપ, ને જા વિલંબ કર નહીં.

एकतःश्यामकर्णानां हयानांचंद्रवर्चसां ।
अष्टौशतानिमेदेहि गच्छगालवमाचिरं ॥

इति श्रीमहाभारते उद्योगपर्वाणि भगवद्यानपर्वाणि गालवचरिते गुर्जरभाषायां षड्धिकशततमोऽध्यायः ॥१०६॥

---

**नारदउवाच** ॥ एवमुक्तस्तदातेन विश्वामित्रेणधीमता ।
नास्तेनशेतेनाहारं कुरुतेगालवस्तदा ॥१॥

નારદજી કહે છે-હે દુર્યોધન, જ્યારે મહા બુદ્ધિમાન વિશ્વામિત્રે એ પ્રમાણે કહ્યું, ત્યારે ગાલવ મુનિ સ્થિર થઈ બેસતા પણ ન હતા, શયન પણ કરતા ન હતા તથા આહારપણ કરતા ન હતા. ને ચિંતા તથા શોકમાં આવી પડેલા અને દીનતારૂપ અગ્નિએ કરી બળતા એવા ગાલવ મુનિનો દેહ ત્વચા તથા અસ્થિરૂપ પાંડુવર્ણ થઇ ગયો; ને દુઃખથી પરમ દુઃખી થયેલા તે આ પ્રમાણે વિલાપ કરવા લાગ્યા કે અરે! મને ધનવાન મિત્ર, દ્રવ્ય ભંડાર અથવા ચંદ્ર સરખા સફેદ વર્ણવાળા આઠસો અશ્વ ક્યાંથી મળે! અરે! જીવતા એવા મને ભોજનમાં તથા સુખમાં શ્રદ્ધા ક્યાંથી! તે હવે નાશ પામી, માટે મારે જીવવાએ કરીશું! અરે! હું સમુદ્ર અથવા પૃથ્વીનેપર-પાર જઇને મારો દેહ ત્યાગ કરીશ; કેમકે હવે મને જીવવાથી શું ફળ છે? કારણ અધન, અકૃતાર્થ, સત્કર્મનાં અનેક ફળ ત્યાગ કરેલા તથા ઋણ વેઠતા એવા પુરૂષને ઉદ્યમ વગર સુખ ક્યાંથી હોય! અરે! જે મનુષ્ય

સ્નેહી જનનું દ્રવ્ય ખાઇ હું તમને ઇચ્છિત આપીશ એમ કહી વિશ્વાસ ઉપજાવી તેમ કરી પ્રતિ ઉપકાર કરી શકે નહીં, તેને જીવવા કરતાં મરવું એ ઘણું સારૂ છે! અરે! જે મનુષ્ય કોઇને પણ હું તમારૂં અમુક કામ છે તે કરીશ, એમ કહીને તે નથી કરતો તેનાં કરાવેલાં વાવ તથા ધર્મશાળાદિ સત્કર્મજન્ય ફળ પણ નાશ પામે છે! અરે ! ખોટું ભાષણ કરનાર મનુષ્યને રૂપ, સંતતિ તથા આધિપત્ય હોતાં નથી, ત્યારે શ્રેષ્ઠ ગતિતો ક્યાંથીજ હોય! વળી કૃતઘ્ન પુરૂષને યશસ્થાન તથા સુખ પણ ક્યાંથીજ હોય; ને તેનામાં કોઇને વિશ્વાસપણ રહેજ નહીં તથા તેને શાંતિ પણ ક્યાંએ મળે નહીં! અધન એવા પાપીપુરૂષ ઘણોકાળ જીવે નહીં, ત્યારે પોતાના કુટુંબનું પોષણ ક્યાંથીજ કરે; ને કરેલા કાર્યનો નાશ કરતાં અવશ્ય પોતે નાશ પામે છે! અરે! પાપી, કૃતઘ્ન, કૃપણ, ખોટું બોલનાર તથા ગુરૂનાં અનેક કાર્ય કરયાં છે જેણે એવો હું, બોલેલાં વાક્ય પ્રમાણે કરી શકતો નથી; વાસ્તે અધમ એવા ઉપાયે કરી મારા પ્રાણનો ત્યાગ કરીશ! કારણ મેં પૂર્વે કોઇ દિવસે દેવતાઓની પાસે પણ યાચના કરી નથી, ને તે સૌ યજ્ઞના વિસ્તારમાં મને માને પણ છે. માટે હું દેવતાઓમાં શ્રેષ્ઠ, દેવ, ત્રણ ભુવનના ઇશ્વર, સર્વના ગતિરૂપ તથા ગતિમાન પ્રાણિયોથી શ્રેષ્ઠ એવા શ્રીકૃષ્ણની પાસે જાઉં; કારણ તેનાથીજ અસુર તથા સુરના ભોગ મનુષ્યને મળ્યા છે ! વાસ્તે હું નમ્રતાવાન થઇને યોગિરૂપ અવિનાશી શ્રીકૃષ્ણને મળવાની ઇચ્છા રાખુંછું ! હે દુર્યોધન, એ પ્રમાણે વિલાપ કરતાં ગાલવે કહ્યું, ત્યારે વિનતાના પુત્ર ગરૂડે તેની પાસે આવી પોતાનું સ્વરૂપ દેખાડ્યું; ને તેને પ્રસન્ન કરવાની ઇચ્છાથી હર્ષ પામીને કહ્યું કે હે ગાલવ, સ્નેહિમાં માનીતા તમે મારા સ્નેહિ છો, માટે મને જો વૈભવ હોય, તો મારે તમને ઇચ્છિત પદાર્થ પ્રાપ્ત કરવા જોઇએ. વાસ્તે હે પ્રિય, મારી પાસે ઇંદ્રના નાના ભાઇ વિષ્ણુરૂપ વૈભવ છે; જેણે મને કહ્યું છે કે, "હે ગરૂડ, પૂર્વે ગાલવ મુનિયે મારૂં કાર્ય કરેલ છે, માટે તારે તેનું કાર્ય કરવું." હે ગાલવ, એપ્રમાણે વિષ્ણુએ મને જેનું કાર્ય કરવાનું કહ્યું છે એવા તમે આવો આપણે જઇશું, હું તમને સુખ થશે તેમ લઇ જઇશ; પૃથ્વીના પાર દેશ પ્રત્યે મારી સાથે આવો, વિલંબ કરો નહીં.

समभवानेतुगच्छाव नयिष्येत्वांयथासुखं ।

देशंपारंपृथिव्यावा गच्छगालवमाचिरं ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि गालवचरिते गुर्जरभाषायां सप्ताधिकशततमोऽध्यायः ॥१०७॥

---

सुपर्णउवाच ॥ अनुशिष्टोस्मिदेवेन गालवज्ञानयोनिना ।
ब्रूहिकामंतुकांयामि द्रष्टुंप्रथमतोदिशं ॥१॥

સુપર્ણ કહે છે—હે ગાલવ, જ્ઞાનયોગિ એવા દેવ વિષ્ણુએ મને આજ્ઞા આપી છે; માટે તમે મને સુખેથી કહો કે હું પૂર્વ, દક્ષિણ, પશ્ચિમ તથા ઉત્તર એ ચાર દિશાઓ છે, તેમાંથી પ્રથમ કયી દિશાને જોવાસારૂ જાઉં? હે બ્રાહ્મણમાં શ્રેષ્ઠ, સર્વ લોકને પ્રકાશ કરનાર સૂર્ય પ્રથમ જે દિશામાં ઉદય થાય છે તથા સાધ્ય નામના દેવતાઓનું જેવું હોય છે, તે દિશા પૂર્વ કેહેવાય છે. વળી જે દિશાને વિષે "પૂર્વ" પ્રથમ સૂર્યની કૃપાથી મનુષ્યને પ્રાતઃસંધ્યા કરવા વિષે મતિ ઉત્પન્ન થાય છે; જેણે કરી આખું જગત્ વ્યાપ્ત થાય છે. વળી જે દિશાને વિષે યજ્ઞનું આજ્ય ભાગ નામનું કર્મ પ્રવર્તે છે. વળી જે દિશાને વિષે કરેલો હુતદ્રવ્યનો હોમ, ફળરૂપે સર્વ દિશામાં પ્રસરે છે. હે દ્વિજ શ્રેષ્ઠ, એ પૂર્વ દિશા દિવસનું તથા સર્વ શુભ માર્ગનું દ્વાર છે એમ તમે જાણો. આ પૂર્વ દિશાને વિષે પૂર્વે પ્રથમ દક્ષની કન્યાઓ અદિતિ, દિતિ, દનું તથા કાષ્ટાદિ લોકરૂપ પ્રજાને પ્રસૂત થઇ છે; જે કશ્યપના પ્રભાવથી આ સર્વ દિશામાં વૃદ્ધિ પામી છે, માટેજ સર્વ દેવતાઓને સમૃદ્ધિનું મૂળ આજ દિશા છે, ને આને વિષે તેઓએ ઇંદ્રને રાજ્ય ગાદીનો અભિષેક કરયો છે તથા આનેજ પ્રસન્ન કરીને તપશ્ચર્યાપણ કરી છે; વાસ્તે પૂર્વ દિશા એવું નામ કેહેવાય છે. વળી સુખને ઇચ્છતા એવા પુરૂષ દેવતા સંબંધિ સર્વ કાર્ય આ દિશાને વિષે કરે છે; માટે પણ સર્વ દિશાઓમાં આ દિશાને પૂર્વ દિશા કહે છે. વળી આ દિશાને વિષે સર્વ લોકને ઉત્પન્ન કરનાર બ્રહ્માએ પ્રથમ વેદોનો ઉચ્ચાર કરયો છે તથા "સવિતા" સૂર્યે વેદવાણી કહી છે, જે બ્રાહ્મણોમાં સાવિત્રી થઇ છે. વળી હે દ્વિજ શ્રેષ્ઠ, આ દિશાને વિષે સૂર્યે યાજ્ઞવલ્કયને યજુર્વેદ આપ્યો છે તથા વરદાન પ્રાપ્ત થયેલો ચંદ્ર દેવતાઓ સહિત યજ્ઞમાં અમૃતનું પાન કરે છે. વળી આ દિશાને વિષે હુતદ્રવ્યને વહન કરનાર અગ્નિ અમૃત, ઘૃત તથા દૂધરૂપ જળનું ભોજન કરે છે, અને વરૂણ દેવતા અહીથી પાતાળના તળનો આશ્રય કરીને સમૃદ્ધિને પામ્યા છે. વળી આ દિશામાં મિત્રાવરૂણના યજ્ઞ સમયે નિમિ રાજાના

શાપથી પૂર્વે વશિષ્ઠના સ્થૂળ દેહનો નાશ, પાછો ક્રમથી જન્મ અને તેની પ્રતિષ્ઠા થઇ છે. વળી આ દિશાને વિષે ઓંકારરૂપ વેદની શાખા પ્રશાખાદિ ભેદ તથા કર્મ માર્ગ હજારો થયેલા છે, અને ધુમ્રપાન કરનારા મુનિયો યજ્ઞજન્ય ધૂમાડાનુંજ પાન કરે છે. વળી પૂર્વે આ દિશામાંના વનને વિષે ઇંદ્રે યજ્ઞમાં દેવતાઓને ભાગ આપવાસારૂ વરાહાદિ ઘણા મૃગોને પ્રોક્ષણ કરી કલ્પના કરી રાખ્યા છે. વળી આ દિશામાં ઉદય પામીને સૂર્ય ક્રોધે કરી આ લોકમાં રેહેનારા કૃતઘ્ની મનુષ્ય તથા અસુરાદિને "નાશ કરે છે" તેનાં આયુષ્યને નાશ કરે છે. હે મુનિ, ત્રણ લોકનું તથા સ્વર્ગનું અને સુખનું પણ આજ દ્વાર છે, ને આજ પૂર્વ દિશાનો ભાગ છે; માટે જો તમે ઇચ્છતા હો, તો આપણે એમાં પ્રવેશ કરીયે. હે ગાલવ, હું જે વિષ્ણુનાં વચનમાં રહ્યોછું, તેનું મારે પ્રિય અવશ્ય કરવું જોઇયે; માટે કેમ આપણે જઇશું ? તે તમે કહો. વળી બીજી દિશા કહું તે પણ તમે સાંભળો.

प्रियंकार्यंहिमेतस्य यस्यास्मिवचनेस्थितः ।
ब्रूहिगालवयास्यामि शृणुचाप्यपरांदिशं ॥

इति श्रीमहाभारते उद्योगपर्वाणि भगवद्यानपर्वाणि गालवचरिते गुर्जरभाषायां मष्टाधिकशततमोऽध्यायः ॥ १०८ ॥

---

**सुपर्णउवाच ॥** इयंविवस्वतापूर्वं श्रौतेनविधिनाकिल ।
गुरवेदक्षिणादत्ता दक्षिणेत्युच्यतेचदिक् ॥१॥

સુપર્ણ કેહે છે—હે ગાલવ, પૂર્વે આ દિશામાં સૂર્યે વિધિયુક્ત શ્રૌતયજ્ઞ કરીને ગુરૂ એવા કશ્યપને દક્ષિણા આપી છે, તેથી આ દિશાનું નામ દક્ષિણ કહેવાય છે, આ દિશામાં ત્રણ લોકના પિતૃ પક્ષ પ્રતિષ્ઠિત છે તથા ઉષ્ણપા નામના દેવતાઓનો નિવાસ છે એમ સંભળાય છે. વળી આમાં વિશ્વેસદ નામના દેવતાઓ પિતૃઓ સહિત રહે છે, જેઓ લોકને વિષે પિતૃ યજનમાં તેઓ સાથે સમાન ભાગને યોગ્ય થયા છે, હે દ્વિજ આ દિશાને ધર્મનું "બીજું" પિતૃ યજનનું દ્વાર કહે છે, ને આ દિશાને વિષે ત્રુટિ તથા લવથી કાળનો નિશ્ચય પણ ગણાય છે. વળી આ દિશામાં દેવર્ષિ, પિતૃલોકર્ષિ તથા રાજર્ષિ વ્યથા વગરના થઇને નિવાસ કરે છે. વળી આ દિશાને વિષે મૃત્યુ પામેલા પ્રાણિયોને તેના કર્મ પ્રમાણે ગતિ પ્રાપ્ત થાય છે; ને તેનાં ધર્મ, સત્ય તથા કર્મ ચિત્રગુપ્તાદિથી પ્રકાશ કરાય છે.

હે દ્વિજ શ્રેષ્ઠ, જે દિશાને વિષે મૃત્યુ સમયે મૂર્છાથી વિંટાયલોપુરૂષ મરણ પછી સુખે કરી જતો નથી એવી આ દક્ષિણ દિશામાં દૈવે સરજેલા અ-સંખ્ય નૈઋતો છે; જે મૃત્યુ પામેલા જીવોને યમ પુરીના રસ્તાને વિષે જોવામાં આવે છે. વળી આ દિશાને વિષે રહેલા મંદર પર્વતના કુંજ તથા ઋ-ષિયોના આશ્રમમાં ગંધર્વો તેમનાં ચિત્ત તથા બુદ્ધિને હરણ કરે એવી ગા-થાઓ ગાય છે. પૂર્વે રૈવત નામનો રાજા બ્રહ્મલોકને વિષે સામવેદના મંત્ર-રૂપ ગાયનને સાંભળવાથી ઘણો કાળ ગયો એ નહીં જાણીને પાછો પૃથ્વી ઉપર આવ્યો, ને પોતાનાં સ્ત્રી, અમાત્ય તથા રાજ્યાદિ નાશ પામ્યાં તેને જાણીને આ દિશામાંના વનમાં ચાલી નિકળ્યો છે, હે બ્રહ્મન, આ દિશા-માં સાવર્ણિ નામના મનુયે તથા યવક્રીતના પુત્રે સૂર્યના રથ માર્ગે, તેને વ-હન કરનાર તથા દેવતાઓનો નિયમ કહ્યો છે; જેને તે પણ બદલાવી શકતા નથી. વળી આ દિશામાં પૂર્વે પુલસ્ત્યના પુત્ર રાક્ષસના રાજા મહા-ત્મા રાવણે તપ કરીને, દેવતાઓ પાસે અમરતા માગી છે. વળી આ દિ-શામાં પૂર્વે વૃત્રાસુર બળાત્કારે ઇંદ્રની સાથે વૈરતાને પામ્યો છે, તથા મરણ પામીને ગયેલા પ્રાણિ પુનર્જન્મને પામે છે. હે ગાલવ, આ દિશા-માં પાપ કર્મ કરનાર પુરૂષો કરેલાં કર્મનાં ફળને ભોગવે છે; ને નરકમાં જનારાં પ્રાણિથી વિંટાયલી વૈતરણી નામની નદી છે. વળી આ દિશાને વિષે મરણ પામીને ગયેલા પ્રાણિમાત્ર નરકને તથા સ્વર્ગ સુખને પામે છે. કર્ક સંક્રાંતિ આવે છે ત્યારે સૂર્ય આ દિશાના માર્ગને પામીને સુંદર રસમય જળને પૃથ્વી ઉપર મૂકે છે તથા સાયંકાળે ઉત્તર દિશામાં જઇને હીમનો પણ ત્યાગ કરે છે. હે ગાલવ, પૂર્વે ક્ષુધાયુક્ત હું ચિંતન કરતો હતો, તેવામાં યુદ્ધ કરતા એવા મ્હોટા હસ્તિ તથા કાચબાને પામ્યો. વળી આ દિશાને વિષે સૂર્યથી ચક્રધનું નામે ઋષિ ઉત્પન્ન થયા છે; જેને સર્વે કપિલ મુનિ છે એમ જાણે છે, જેનાથી પૂર્વે સગર રાજાના પુત્ર પીડાયુક્ત થયા હતા. આ દિશાને વિષે વેદના પારને પામેલા સિદ્ધ એવા શિવ નામના બ્રાહ્મણો, સમગ્ર વેદ ભણીને મોક્ષ પામ્યા છે. વળી આ દિશામાં ભોગ-વતી નામની નદી છે; જેની વાસુકિ, તક્ષક તથા ઐરાવતાદિ નાગ રક્ષા કરે છે. વળી આ દિશાને વિષે મનુષ્યને મરણ સમયે સૂર્ય તથા અગ્નિથી પણ ન ટળે એવું તમ આવે છે. હે ગાલવ, સેવ્ય એવા જે તમે તેનો આ માર્ગ છે, માટે જવું હોય તો કહો; ને હવે બીજી પશ્ચિમ દિશા કહું તે તમે સાંભળો.

अभेद्यंभास्करेणापि स्वयंवाकृष्णवर्त्मना ।
एषतस्यापितेमार्गः परिचार्यस्यगालव ॥
ब्रूहिमेयद्दिगंतव्यं प्रतीचींशृणुचापरां ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि गालवचरिते गुर्जरभाषायां नवाधिकशततमोऽध्यायः ॥१०९॥

---

**सुपर्णउवाच** ॥ इयंदिग्दयिताराज्ञो वरुणस्यतुगोपतेः ।
सदासलिलराजस्य प्रतिष्टाचादिरेवच ॥१॥

સુપર્ણ કહે છે–હે ગાલવ, આ પશ્ચિમ દિશા રાજા એવા વરૂણ તથા સૂર્યને પ્રિય છે; ને જળના રાજાની અહી આદિથી સદૈવ પતિષ્ઠા છે. આ પશ્ચિમ દિશાને વિષે દિવસ પૂર્ણ થયા કેડે સૂર્ય પોતાના કિરણોનો ત્યાગ કરે છે, તેથી આનું પશ્ચિમ દિશા એવું નામ કેહેવાય છે, પૂર્વે કશ્યપે જળ-જંતુ તથા જળની રક્ષાને માટે અહિ વરૂણને રાજ્યનો અભિષેક કરયો છે. આ પશ્ચિમ દિશાને વિષે કૃષ્ણ પક્ષમાં ચંદ્ર જળરૂપ છ રસનું પાન કરીને તરૂણપણાને પામે છે. પૂર્વે આ દિશાને વિષે વરૂણે વિમુખ કરેલા સન્નદ્ધ એવા દૈત્યોએ પવનથી પીડા પામીને શયન કરયું હતું. આ દિશામાં રહેલો અસ્ત નામનો પર્વત પડતા એવા સૂર્યને ગ્રહણ કરે છે, જેનાથી જગતમાં સાયં સંધ્યા પ્રસરે છે; ને તેના પછી જીવ લોકનાં અર્ધ આયુષ્યને હરણ કરવા સારૂ રાત્રિ થાય છે, જે વિષે પ્રાણિમાત્રને નિદ્રા ઉત્પન્ન થાય છે. આ દિશાને વિષે સગર્ભા એવી દેવી દિતિયે શયન કરયું હતું, તે જાણીને ઈંદ્રે તેને ગર્ભ વગરની કરી; જે ગર્ભ ઓગણપચાસ વાયુ થયા. આ દિશામાંથી હિમાચળ પર્વતનું મૂળ મંદર પર્વત પ્રત્યે જાય છે, જેનો અંત મનુષ્યને હજારો વર્ષે પણ આવે તેમ નથી. આ દિશામાંના સુવર્ણ-શૈલ તથા વૃક્ષવાન સમુદ્ર સરખા તળાવના કીનારાને પામીને સુરભી ગાય શ્રેષ્ઠ દૂધને સ્રવે છે. આ દિશાને વિષે સમુદ્રની મધ્યે સૂર્ય તથા ચંદ્રને નાશ કરવાની ઈચ્છાવાળા તથા સૂર્ય સરખા રાહુનું કબંધ દેખાય છે. વળી આ દિશાને વિષે નિત્ય તરૂણ અવસ્થાવાન, અદૃશ્ય તથા અપ્રમેય એવા સુવર્ણશિરા નામના મુનિ ગાયન કરે છે; જેનો મ્હોટો શબ્દ સંભળાય છે. આ દિશામાં હરીમેધસ નામના મુનિની ધ્વજવતી નામની કન્યા, સૂર્યની આજ્ઞાથી 'ઉભા રહો ઉભા રહો' એમ બોલતી આકાશને વિષે રહે છે. આ

દિશામાંના વાયુ, અગ્નિ, જળ તથા આકાશ જગતમાં દિવસના અને રાત્રિના દુઃખરૂપ સ્પર્શને મૂકે છે. હે ગાલવ, આ દિશાને આરંભિને સુર્યની આડી ગતિ વર્તે છે, પણ મનુષ્યોને અધોગતિ જોયામાં આવે છે; "જેનાં મંડળમાં સર્વ નક્ષત્રાદિ પ્રવેશ કરે છે" તેના તેજથી સર્વનાં તેજ ઢંકાઇ જાય છે. હે ગાલવ, જેમ એક એક નક્ષત્ર અઠયાવિશ અઠયાવિશમે દિવસે ચંદ્ર સહવર્તમાન રહીને પાછું તેનાથી જૂદું પડે છે, તેમ કાળ પરત્વે સૂર્ય સહિત રહીને પાછું તેનાથી જૂદું પડે છે, એમજ સર્વ નક્ષત્ર સર્વ ગ્રહો સાથે રહીને, કાળે કરી તેમનાથી જૂદાં પડે છે. આ પશ્ચિમ દિશાને વિષે સર્વ નદીના પ્રવાહજન્ય સમુદ્રનો ઉદય રહ્યો છે. જે વરૂણના સ્થાનરૂપમાં ત્રણ લોકનું જળ રહ્યું છે. વળી આ દિશામાં અનાદિ, અવિનાશી તથા સર્વ નાગના રાજા વિષ્ણુરૂપ અનંતનું સ્થાન છે. વળી આ દિશાને વિષે અગ્નિના સખા વાયુ, મહર્ષિ કશ્યપ તથા મારીચનાં રેહેવાનાં સ્થાન છે. હે ગાલવ, મેં તમને પશ્ચિમ દિશાનો માર્ગ સંક્ષેપથી કહ્યો; હે દ્વિજસત્તમ, આપણે જઇશું? તમારો શું વિચાર છે? તે કહો.

एषतेपश्चिमोमार्गो दिग्द्वारेणप्रकीर्तितः ।
ब्रूहिगालवगच्छावो बुद्धिःकाद्विजसत्तम ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि गालवचरिते गुर्जरभाषायां दशाधिकशततमोऽध्यायः ॥११०॥

---

**सुपर्णउवाच** ॥ यस्मादुत्तार्यतेपापा द्यस्मान्निःश्रेयसोश्नुते ।
अस्मादुत्तारणबला दुत्तरेत्युच्यतेद्विज ॥१॥

સુપર્ણ કહે છે-હે બ્રાહ્મણ ગાવલ, જેથી સર્વ મનુષ્યે પાપથી ઉતરાય છે, ને તે પુણ્યને ભોગવે છે, ને ઉત્તરાયણના બળથીજ આ દિશા ઉત્તર કેહેવાય છે. ઉત્તર દિશા નિધીનું સ્થાન છે, ને પૂર્વ તથા પશ્ચિમ દિશાનો વચલો માર્ગ એ સ્વર્ગ માર્ગ છે એમ કેહેવાય છે. હે બ્રાહ્મણમાં શ્રેષ્ઠ ગાલવ, શ્રેષ્ઠ એવી આ ઉત્તર દિશાને વિષે અસૌમ્ય, અજીત ચિત્તવાન તથા અધર્મવાન જન રહેતુંજ નથી. આ દિશાને વિષેના બદરિકાશ્રમમાં શ્રીકૃષ્ણરૂપ નારાયણ તથા અર્જુનરૂપ નરમાં ઉત્તમ નર વિરાજે છે; ને તેજ દિશામાં અવિનાશી બ્રહ્માપણ વિરાજે છે. આ દિશામાં રહેલા હિમાદ્રિ પર્વતના પૃષ્ટને વિષે યુગાતાગ્નિ સરખા કાંતિમાન મહેશ્વર પાર્વતિ સહિત વિરાજે છે; જે

નર તથા નારાયણ વિના બીજા કોઇને દેખવામાં આવતા નથી. કેવળ આ દિશામાં માયા સહિત વિરાજમાન પુરૂષરૂપ મહેશ્વરને હજાર નેત્રવાન, હજારો મસ્તકવાન, હજાર ચરણવાન તથા અવિનાશી એવા વિષ્ણુ જૂવે છે. આ દિશાને વિષે ચંદ્રને બ્રાહ્મણોના રાજારૂપે અભિષેક થયો છે. આ દિશાને વિષે આકાશથી પડતાં એવાં ગંગાજીને સદાશિવે પોતાની જટામાં ધારણ કરીને મનુષ્ય લોકને અર્પણ કર્યાં છે. પૂર્વે આ દિશામાં રહીને પાર્વતિયે મહાદેવજીની પ્રાપ્તિમાટે મ્હોટું તપ કર્યું છે. અહિં કામ, રોષ, પર્વત તથા પાર્વતિ ઉત્પન્ન થયાં છે, વળી આ દિશામાંના કૈલાસ પર્વતને વિષે કુબેરને રાક્ષસ, યક્ષ તથા ગંધર્વોના આધિપત્યપણાનો અભિષેક થયો છે. વળી આ દિશામાં ચૈત્રરથ નામનું વન, વૈખાનસ બ્રાહ્મણનું આશ્રમ, મંદાકિની નદી તથા મંદર પર્વત છે અને સૌગંધિક નામનું વન પણ છે; જેની નૈઋતો રક્ષા કરે છે. આ દિશાને વિષે પતાકાની પેઠે ઉચ્છિત સ્કંધવાન જંબાળ નામનો દેવતા રહે છે તથા પ્રશસ્ત એવાં કલ્પ વૃક્ષ છે. વળી આ દિશાને વિષે આત્મ સંયમન કરનાર તથા પોતાની ઇચ્છા પ્રમાણે ગતિ કરનાર સિદ્ધોનાં યથેચ્છ ભોગવાળાં અનેક વિમાનો રહે છે તથા ફરે પણ છે. વળી આ દિશામાં સપ્તઋષિ તથા દેવી એવાં અરૂંધતી રહે છે, સ્વાતીપણ રહે છે, જેનો અહિં ઉદય થયો છે એમ કહેવાય છે. આ દિશાને વિષે જો યજ્ઞ થતો હોય, તો તેને જોઈને બ્રહ્મા ત્યાં અવશ્યજ આવી બેસનાર, એમાં સંદેહ નહીં. આ દિશામાં સર્વ નક્ષત્રાદિ તેજસ્વી, સૂર્ય તથા ચંદ્ર નિત્ય પરિવર્તન કરે છે. વળી અહી રહીને ગંગાજી સ્વર્ગદ્વારની રક્ષા કરે છે, આ દિશાને વિષે સત્યવાદી મહાત્મા ધામા નામના મુનિયો રહે છે; જેમની મૂર્ત્તિ, આકૃતિ તથા તપશ્ચર્યા કોઇને જાણવામાં આવતી નથી. હે ગાલવ, જેમ યજ્ઞમાં ભોજન કરવા બેઠેલા પુરૂષોને અન્ન પીરસવાનાં પાત્ર તથા ઇચ્છિત ભોજન કરવાનાં પદાર્થનું આવવું અને જવું નહીં જાણવામાં આવતાં પાછાં સ્થાનકને વિષે જઇ પ્રવેશ કરે છે, તેમ આ દિશામાંના હિમાદ્રિ પર્વતથી જૂદાં રેહેનાર મનુષ્ય, જો તે પ્રત્યે જાય, તો લય પામે છે; માટે ત્યાં એક નર તથા નારાયણ વિના બીજા કોઈ મનુષ્ય જતાંજ નથી. વળી આ દિશામાં કૈલાસ નામનો પર્વત છે, જે કુબેરનું સ્થાન કેહેવાય છે. વળી આ દિશાને વિષે વિદ્યુત્પ્રભા નામની દશ અપ્સરા ઉત્પન્ન થઈ છે. વળી આ દિશામાં પૂર્વે વામનજી ભગવાને બળી રાજા પાસેથી ત્રણ પગલાં પૃથ્વીનું દાન લઇને, તેને ચરણે કરી

આપતાં વિષ્ણું પદ નામનું સ્થાન કરયું છે. વળી આ દિશામાં મરૂત્ત રાજાએ ઉશીર બીજ નામના સ્થાનકને વિષે યજ્ઞરૂપ પોતાનું ઇષ્ટ કરયું છે; જ્યાં જાંબુનદ નામનું સર છે. હે બ્રાહ્મણમાં શ્રેષ્ઠ, આ દિશાને વિષે મહાત્મા જીમૂત નામના ઋષિની પાસે સુવર્ણની ખાણવાળો, નિર્મળ તથા પવિત્ર હિમાદ્રિ પર્વત, પોતામાં રહેલું સર્વ દ્રવ્ય બ્રાહ્મણોનુંજ છે એમ નિશ્ચય કરીને રહ્યો છે, તેથી પ્રકાશપણાને પામ્યો છે, જેની તે ઋષિએ તારામાં જે દ્રવ્ય છે તે મારૂં કહેવાય એમ માગ્યું, ને તેણે તે માન્ય કરયું તેથી તેમાંનું તે દ્રવ્ય જૈમુત નામે કહેવાય છે. વળી હે દ્વિજ, આ દિશામાં સર્વ દિક્પાળ સાયંકાળ તથા પ્રાતઃકાળને સમયે કોઇનું કાંઇપણ કાર્ય છે? એમ મ્હોટો શબ્દ કરે છે. એ પ્રમાણે બીજા પણ અનેક ગુણે કરીને ઉત્તમ તથા શુભકાર્યમાં પણ શ્રેષ્ઠ એવી આ ઉત્તર દિશા છે હે મુનિ, મેં તમને વિસ્તાર પૂર્વક ક્રમથી સર્વ ચારે દિશા વર્ણન કરી કહી, માટે હવે તમે કયી દિશા પ્રત્યે જવા ઇચ્છોછો? હે બ્રાહ્મણમાં શ્રેષ્ઠ ગાલવ, હું તમને સર્વ દિશાઓ તથા સમગ્ર પૃથ્વી દેખાડવામાં ઉદ્યોગવાન છું, માટે તમે મારા ઉપર બેસો.

चतुस्रः क्रमयोगेन कामाशांगतुमिच्छसि ।
उद्यतोहंद्विजश्रेष्ठ तवदर्शयितुंदिशः ॥
पृथिवींचाखिलांब्रह्मं स्तस्मादारोहमांद्विज ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि गालवचरिते गुर्जरभाषायां एकादशाधिकशततमोऽध्यायः ॥१११॥

---

गालवउवाच ॥ गरुत्मन्भुजगेंद्रारे सुपर्णविनतात्मज ।
नयमांतार्क्ष्यपूर्वेण यत्रधर्मस्यचक्षुषी ॥१॥

ગાલવ કહે છે—હે સર્પના શત્રુ, હે સુપર્ણ, હે વિનતા પુત્ર, હે તાર્ક્ષ્ય ગરૂડ, જ્યાં ધર્મનાં અગ્નિ તથા ચંદ્ર એ બે નેત્ર છે એવી પૂર્વ દિશા પ્રત્યે તું મને લઈ જા; કેમકે તેં પ્રથમ વર્ણન કરીને કહી એવી તે દિશામાં દેવતાઓનું સાન્નિધ્યપણું છે અને સત્ય તથા ધર્મપણ વસે છે; માટે હે અરૂણના નાનાભાઈ, હું દેવતાઓ સાથે એકરૂપ થવાની તથા તેમને જોવાની ઇચ્છા રાખુંછું. નારદજી કહે છે—હે દુર્યોધન, એ પ્રમાણે ગાલવે કહ્યા પછી ગરૂડે તમે મારી ઉપર બેસો એમ કહ્યું. ત્યારે તે મુનિ તેની ઉપર બેઠા

ને તેના વેગથી સભય થઈને તેને કેહેવા લાગ્યા કે, હે સર્પનું ભોજન કરનાર ગરૂડ, ગતિ કરતા એવા તારૂં રૂપ પૂર્વાહણુ કાળ વેળા હજાર કિરણવાન સૂર્ય સરખું દેખાય છે! વળી હે પક્ષિ, તારા પાંખના વાયુથી કંપાયમાન થયેલાં વૃક્ષો પાછલીકોર ગતિ કરતાં હોય એવી તારી ગતિ મને દેખાય છે. હે આકાશમાં ગતિ કરનાર ગરૂડ, તું પાંખના વાયુથી સમુદ્ર, વન, પર્વત તથા બગીચા સહિત સર્વ પૃથ્વીને આકર્ષણ કરતો હોય એવો દેખાય છે. વળી તું તારી પાંખથી ઉત્પન્ન થયેલા મ્હોટા વાયુએ કરી મત્સ તથા સર્પાદિ પ્રાણિ સહિત જળને આકાશમાં સ્થાપન કરતો હોય એવો નિરંતર ગતિના યોગથી દેખાય છે! વળી તારી ગતિથી તેં પરાભવ કરેલાં મત્સ્ય, જળચર પ્રાણિ, હસ્તિ, અશ્વ અને મનુષ્યનાં રૂપ તથા મુખ સરખાંજ દેખાય છે! હે ગરૂડ, સમુદ્રના વેગથી મારા કાન બ્હેરા થઇ ગયા છે, તેથી હું દેખતો નથી તથા સાંભળતો પણ નથી; પણ એ પ્રમાણે મારા આત્માને થવાનું કારણ કંઇ જણાતું નથી! હે પક્ષિ, તું આવી રીતે ગતિ કરશે તો મારો વિનાશ થશે, માટે બ્રહ્મહત્યાનો વિચાર રાખીને ધિમે ધિમે ગતિ કર; કારણ આ તારી ગતિના વેગથી મને સૂર્ય, દિશા તથા આકાશ કંઇ દેખવામાં આવતાં નથી! વળી હું કેવળ અંધકારને જોઉંછું, તેથી તારા શરીર વગર મણિ સરખાં બે નેત્રને દેખું છું! અરે હે ગરૂડ, હું તારા શરીરને તથા મારાં શરીરને તો દેખતો નથી ને પગલે પગલે શરીરથી ઉઠતા અગ્નિને જોઉંછું! માટે હે વિનતાના પુત્ર, તું તારી ગતિ ત્વરાથી ધિમી કર, જેથી મારાં નેત્ર શાંતિને પામે! અરે, મને જવાનું કંઇ પ્રયોજન નથી, માટે તું નિવૃત્તિ પામ; કારણ હું તારો વેગ સહન કરી શકતો નથી!હે અંડજ, મેં ગુરૂને આઠસો અશ્વ આપવાનું કહ્યું છે, તે આપી શકાય એવો માર્ગ હું દેખતો નથી, માટે આ શરીરનો ત્યાગ કરવો એજ માર્ગ નિશ્ચય કરયો છે; કેમકે મારી પાસે દ્રવ્ય નથી, તેમ દ્રવ્યવાન મારો કોઇ સ્નેહી પણ નથી, જેણે કરી ગુરૂ પાસે કહ્યા પ્રમાણે આપી શકું! નારદજી કહે છે—હે ભારત, એ પ્રમાણે ઘણાં દીનતાનાં વાક્ય બોલતા એવા ગાલવનાં વચન સાંભળીને ગતિ કરતા એવા ગરૂડે હસીને કહ્યું કે, હે બ્રાહ્મણોં શ્રેષ્ઠ ગાલવ, તમે પોતાના શરીરનો ત્યાગ કરવા ઇચ્છો છો, તેથી મહા બુદ્ધિમાન્ નથી; કારણ તેમ કરવાથી ઇચ્છિત કાર્ય સંપાદન થતું નથી ને મરણ થાય છે! તમે મને પ્રથમ પૂર્વ દિશામાં જવાનું કહ્યું નથી શું? આ દિશામાં તમારી ઇચ્છા પૂરી પડે

એવો ઉપાય છે કે, આ ઋષભ નામનો પર્વત આપણને સમિપ પ્રાપ્ત થાય છે. હે ગાલવ, સમુદ્રની પાસે તે આ ઋષભ પર્વત આવ્યો, તેને વિષે આપણે વિશ્રાંતિ કરી તથા ભોજન કરીને નિવૃત્તિ પામશું.

तदेषऋषभोनाम पर्वतःसागरांतिके ।
अत्रविश्रम्यभुक्त्वाच निवर्तिष्यावगालव ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि गालवचरिते गुर्जरभाषायां द्वादशाधिकशततमोऽध्यायः ॥११२॥

---

नारदउवाच ॥ ऋषभस्यततःशृंगं निपत्यद्विजपक्षिणौ ।
शांडिलींब्राह्मणींतत्र ददृशातेतपोन्वितां ॥१॥

નારદજી કહે છે—હે દુર્યોધન, ત્યારપછી ગરૂડ તથા ગાલવ એ બેઉ ઋષભ પર્વતના શિખર ઉપર આવ્યા; ને ત્યાં તેઓએ તપશ્ચર્યાવાન શાંડિલી નામની બ્રાહ્મણીને જોઈને, ગરૂડે તેને નમસ્કાર કર્યા તથા ગાલવે તેની પૂજા કરી. ત્યારે શાંડિલીયે 'તમે ભલે આવ્યા' એમ કહ્યું હતું જેને એવા તે બેઉ સાદડી ઉપર બેઠા. ત્યાર કેડે તે બ્રાહ્મણીએ મંત્રે કરી શુદ્ધ કરેલું સિદ્ધ અન્ન તેમને આપ્યું, જેનું ભોજન કરવાથી તૃપ્ત થયેલા તેઓ પૃથ્વી ઉપર સૂતા. ત્યારપછી બે ઘટીકા કેડે ત્યાંથી જવાની ઇચ્છાથી ગરૂડ જાગૃત થયો, ને જોયું તો પાંખ વગરના થયેલા પોતાના શરીરને દેખ્યું. હે દુર્યોધન, ત્યારપછી મુખ તથા પગવાન માંસની પિંડ સરખા ગરૂડને જોઇને દુર્મન થયેલા ગાલવે પૂછયું કે હે ગરૂડ, આ ઋષભ પર્વત પ્રત્યે આવવાથી તને આ શું ફળ મળ્યું ? આપણને અહી કેટલોકાળ રેહેવું પડશે ? અરે ! તેં ધર્મને દૂષણ આપે એવો મનમાં શું વિચાર કરચો ? કંઈ થોડા અધર્મનો વિચાર કરચો હોય એવું નહીં હશે ! હે ભારત, એ પ્રમાણે ગાલવનાં વાક્ય સાંભળીને ગરૂડે તેને કહ્યું કે હે બ્રાહ્મણ, મેં આ સિદ્ધ એવી શાંડિલીને જ્યાં દેવ એવા મહાદેવ, વિષ્ણુ, ધર્મ તથા યજ્ઞ છે, ત્યાં વસશે એવી ઇચ્છાથી લઈજવાની મરજી કરી. પણ આ અહી કેમ વસે છે એમ વિચાર કરતો એવો હું મારા પ્રિયને માટે તેની પ્રાર્થના કરીશ! હે ભારત, એપ્રમાણે ગાલવને કહીને ગરૂડ શાંડિલી બ્રાહ્મણીને કેહેવા લાગ્યો કે હે શાંડિલિ, મેં તમે અહી વસો છો, માટે જ્યાં

વિષ્ણુઆદિ રહે છે, ત્યાં તમને લઈ જઈશ એવી ઇચ્છારૂપ તમારૂં અપ્રિય કરયું; તે સારૂં હોય અથવા નહીં સારૂં હોય તોપણ મહાત્મ્યપણાથી એ મારો અપરાધ ક્ષમા કરો. એવાં ગરૂડનાં વાક્ય સાંભળીને તેની ઉપર તથા ગાલવ ઉપર પ્રસન્ન થયેલી શાંડિલીયે તેને કહ્યું કે હે ગરૂડ, તું પક્ષી છે માટે તારે ભય પામવું નહીં, ને મનમાંનો સંભ્રમ ત્યાગ કર. હે પુત્રરૂપ, તેં મારી નિંદા કરી, પણ હું તેને સહન કરી શકું એમ નથી; જે જે પાપી પ્રાણિ મારી નિંદા કરે, તેને સર્વ લોકથી ભ્રષ્ટ કરૂં એવી છું. હે વિનતાના પુત્ર, ખરાબ લક્ષણ વગરની તથા નિંદા નહીં પામવા લાયક એવી હું આચારનેજ ગ્રહણ કરીને, તને અનુભવ થયો એવી સિદ્ધિને પામી છું; કારણ તેનાથીજ સર્વને ધર્મ, ધન તથા સમૃદ્ધિની પ્રાપ્તિ થાય છે અને અલક્ષણ નાશ પામે છે; માટે હે પક્ષીના રાજા, તું તારી ઇચ્છા પ્રમાણે જા. તારે નિંદવા લાયક હું નથી, બીજી કોઈ સ્ત્રિયો હશે! તું પાછો જેવો બળ તથા પરાક્રમવાન દેહયુક્ત હતો, તેવો થઈશ. હે કૌરવ, એ પ્રમાણે શાંડિલી બ્રાહ્મણીએ કહ્યું કે તેજ વખત ગરૂડ બળવાન પાંખ યુક્ત થયો. પછી તે બ્રાહ્મણીની આજ્ઞાથી ગરૂડ જેવી રીતે આવ્યો હતો તેવીજ રીતે જવા લાગ્યો; પણ તે પર્વત વિષેથી ગાલવને ગુરૂના માગવા પ્રમાણે અશ્વ મળ્યા નહીં પછી રસ્તા વિષે ઉભેલા ગુરૂ વિશ્વામિત્રે જતા એવા શિષ્ય ગાલવને જોઇને ગરૂડની સાનિધ્ય કહ્યું કે હે દ્વિજ, તેં તારી મેળે મારી ઇચ્છા પ્રમાણે આપવાની પ્રતિજ્ઞા લીધી છે, તે આપવાનો સમય પ્રાપ્ત થયો છે; પણ તારા ધ્યાનમાં આવે તેમ કર. તું જે સમય સુધી મને મારા માગવા પ્રમાણે અશ્વ આપીશ, તે સમય પર્યંત હું વાટ જોયા કરીશ; માટે તને જે ઉપાયથી તેવા સર્વ અશ્વ પ્રાપ્ત થાય, તે ઉપાયનો વિચાર કર. એવાં વિશ્વામિત્રનાં વાક્ય સાંભળીને મહા દુઃખયુક્ત હોવાથી દીન થયેલા ગાલવ મુનિને જોઇને ગરૂડે કહ્યું કે હે મુનિ, આ વિશ્વામિત્રે જે વાક્ય કહ્યાં તે સત્ય છે. માટે હે બ્રાહ્મણમાં શ્રેષ્ઠ ગાલવ, તમે આવો આપણે વિચાર કરશું; કારણ ગુરૂના માગવા પ્રમાણે આપવા વિના તમારે સ્થિર થઈ બેસવું શક્ય નથી.

तदागच्छद्विजश्रेष्ट मंत्रयिष्यावगालव ।
नादात्वागुरवेशक्यं कृत्स्नमर्थंत्वयासितुं ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि गालवचरिते गुर्जरभाषायां त्रयोदशाधिकशततमोऽध्यायः ॥११३॥

नारदउवाच ॥ अथाहगालवंदीनं सुपर्णःपततांवरः ।
निर्मितंवह्निनाभूमौ वायुनाशोधितंतथा ॥१॥
यस्माद्धिरण्मयंसर्वं हिरण्यंतेनचोच्यते ।

નારદજી કહે છે–હે દુર્યોધન, ત્યારપછી પક્ષીમાં શ્રેષ્ઠ એવો ગરૂડ, દીન એવા ગાલવને કેહેવા લાગ્યો કે, પૃથ્વીને વિષે અગ્નિએ નિર્માણ કરેલું તથા વાયુએ શોધેલું "હિરણ્ય" સુવર્ણ, તે મય આ જગત્ છે, માટે તેનું નામ હિરણ્ય કેહેવાય છે; જે દ્રવ્ય સર્વને પોષણ કરે છે, જીવાડે છે અને ત્રણલોકમાં શાશ્વત રહે પણ છે. વળી અગ્નિ પોતાના રેતસરૂપ સુવર્ણમય ધન, પૂર્વાભાદ્રપદ અથવા ઉત્તરાભાદ્રપદ નક્ષત્ર અને શુક્રવારનો યોગ આવે છે, ત્યારે કુબેરની વૃદ્ધિ માટે તેને આપે છે "માટે કોઈ મનુષ્ય કહેલા યોગમાં અગ્નિનું આરાધન કરે, તો તેનેપણ તે પ્રાપ્ત કરે છે;" તેની અજૈકપાદ, અહિર્બુધ્ન તથા કુબેર રક્ષા કરે છે; માટે તે પ્રાપ્ત થવું અશકય છે, તેથી ન મળે એવુંજ છે; વાસ્તે હે બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ ગાલવ, તમને ધન વગર ગુરૂના માગવા પ્રમાણે અશ્વ મળવાના નથી. પણ તમે કોઇ રાજર્ષિના વંશમાં ઉત્પન્ન થયેલો રાજા હોય, તેની પાસે જઇ યાચના કરો; જે પોતાના શેહેરની પ્રજાને પીડા આપ્યા વગર આપણી ઇચ્છા પૂર્ણ કરે. હે ગાલવ, ચંદ્રવંશમાં ઉત્પન્ન થયેલો સત્ય પરાક્રમી તથા રાજર્ષિ નહુષનો પુત્ર યયાતિ નામે રાજા મારો સખા છે, તેની પાસે આપણે જઇએ; કારણ પૃથ્વીને વિષે કુબેર સરખા ધનવાન તથા ઐશ્વર્યવાનની પાસે જઇ તમે યાચના કરશો ને હું ભલામણ કરીશ, તો તે અવશ્ય ધન આપશે. હે વિદ્વન્, એ પ્રમાણે તમે તે રાજા પાસેથી યાચના કરીને ઘણું દ્રવ્ય હરણ કરો. હે દુર્યોધન, એ પ્રમાણે ગરૂડ તથા ગાલવ મુનિ વાતો કરતા કરતા અને દ્રવ્ય મેળવવાનો વિચાર કરતા કરતા તે યયાતિ રાજાના ગામમાં આવ્યા, ને તેની પાસે આવી પ્રાપ્ત થયા. ત્યારે તે રાજાએ તેઓનો અર્ઘ્ય પાદ્યથી પૂજન કરીને, મ્હોટો સત્કાર કરયો. ને તેમને આવવાનું પ્રયોજન પણ પૂછ્યું. તેથી ગરૂડે તેને કહ્યું કે હે નહુષના પુત્ર યયાતિ, તપશ્ચર્યારૂપ ભંડારવાળા આ ગાલવ નામે મહામુનિ મારા સખા છે; જે હજારો વર્ષ પર્યંત વિશ્વામિત્ર ઋષિના શિષ્ય થયા છે. તે આ ગાલવને ઉપકારનો ઇચ્છાથી વિશ્વામિત્રે કંઇ કહ્યું; ત્યારે તેણે તેને કહ્યું કે, હું તમને ગુરૂ દક્ષિણા આપવા ઇચ્છું છું, માટે શું આપું? તે કહો, એમ વારંવાર કહ્યું

તેથી કંઇએક ક્રોધયુક્ત થયેલા ગુરૂએ કહ્યું કે, એક બાજુંથી શ્યામ કાન વાળા, સફેદ ચંદ્ર સરખા વર્ણવાન તથા શુદ્ધ જન્મવાન આઠસો અશ્વ તારી ઇચ્છા હોયતો આપ. હે યયાતિ, એ પ્રમાણે ગુરૂ એવા વિશ્વામિત્રે કહ્યું ત્યારે આ બ્રાહ્મણમાં શ્રેષ્ઠ ગાલવ મુનિ શોકે કરી મહા તાપયુક્ત થયા; કારણ તે પ્રમાણે આપવાને અસમર્થ છે. હે મનુષ્યમાં સિંહરૂપ, આ ગાલવ મુનિ તમારી શરણે આવેલા છે, તે તમારી પાસેથી ભિક્ષા લઇ ગુરૂને માગેલા અશ્વ આપીને મ્હોટું તપ કરશે; જે પોતાના તપના ફ-ળમાંથી અર્ધ વિભાગ તમને આપી પૂર્ણ કરશે. હે નરેશ્વર પૃથ્વીપતિ ય-યાતિ, અશ્વનું દાન આપનાર પુરૂષ, અશ્વના શરીર ઉપર જેટલાં રૂવાટાં હોય છે, તેટલા વર્ષ પર્યંત શ્રેષ્ઠ લોકને પામે છે. વળી આ ગાલવ મુનિ દાન લેવાને પાત્ર છે તથા તમે દાન આપવાને પાત્ર છો, માટે, આના માગવા પ્રમાણે આપો, ને શંખમાં ભરેલા દૂધ સરખું થાવ.

पात्रंप्रतिग्रहस्यायं दातुंपात्रंतथाभवान् ॥
शंखेक्षीरमिवासक्तं भवत्वेतत्तथोपमं ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि गालवचरिते गुर्जरभाषायां चतुर्दशाधिकशततमोऽध्यायः ॥११४॥

---

नारदउवाच ॥ एवमुक्तःसुपर्णेन तथ्यंवचनमुत्तमं ।
विमृश्यावहितोराजा निश्चित्यचपुनःपुनः ॥१॥

નારદજી કહે છે—હે દુર્યોધન, એ પ્રમાણે ગરૂડે સત્ય અને ઉત્તમ એવાં વાક્ય કહ્યાં, ત્યારે યયાતિ રાજા સ્થિર ચિત્તયુક્ત થઇ વારંવાર વિચાર કરવા લાગ્યો, ને હજારો યજ્ઞ કરનાર, દાન આપનારાઓમાં શ્રેષ્ઠ, મહા સમર્થ તથા કાશીઆદિ દેશનો પતિ યયાતિ, પોતાના પ્રિય મિત્ર ગરૂડને તથા બ્રાહ્મણમાં શ્રેષ્ઠ ગાલવ મુનિને જોઇ, તપશ્ચર્યાનો અર્ધ વિભાગ મળશે એવું માની, માગેલી ભિક્ષા યોગ્ય છે એમ જાણી તથા સૂર્ય વંશમાં ઉ-ત્પન્ન થયેલા સર્વ રાજાઓને મૂકી દઇ મારી પાસે આવ્યા એમ ધારીને કેહેવા લાગ્યો કે, હે નિષ્પાપ ગરૂડ, આજ મારૂં જન્મ સફળ થયું, તમે મારા કુળને તાર્યું તથા મારા દેશને પવિત્ર કર્યો. હે મિત્ર, હું તમને કંઇક કેહેવા ઇચ્છું છું તે એકે તમે મને જેવો પૂર્વે દ્રવ્યવાન માન્યો છે,

તેવો હાલ નથી; કારણ મારૂં સર્વ દ્રવ્ય નાશ પામી ગયું છે. તેથી તમે જે માટે મારી પાસે આવ્યાછો, તે આશા તમને સફળ કરી શકું એમ નથી; તેમ આ બ્રાહ્મણ ગાલવની આશા તોડવા પણ ઇચ્છતો નથી, માટે જેણે કરીને આ મુનિ પોતાનું કાર્ય સંપાદન કરી શકે એવું એને કંઈક આપીશ; કારણ યાચક પુરૂષ આવી નિરાશ થઈ જાય, તો તે જેની પાસે ગયો હોય તેના કુળને બાળી ભસ્મ કરે, અને માગનારની આશા ભંગ કરવી એ સમાન પાપ કોઈ છેજ નહીં. વળી જગત્‌માં મનાયલો પુરૂષ આવી યાચના કરે, ને તે પ્રમાણે મળે નહીં, તો તેને મરણ સરખુ થાય છે અને નાપાડનારના પુત્ર તથા પૌત્રોનો તે હેતુથી નાશ થાય છે. વાસ્તે "ચાર કુળ" પિતાના, પોતાના શ્વસુરના તથા પતિના કુળને સ્થાપન કરનારી, દેવ કન્યા સરખી, સર્વ ધર્મ પાળનારી અને દેવતા, મનુષ્ય તથા અસુરને રૂપને લીધે ઈચ્છિત એવી મારી કન્યા છે, તે હું તમને આપું તે લ્યો; જેને લીધે રાજાઓ પોતાનું રાજ્ય પણ તમને આપશે, ત્યારે એક બાજુંથી શ્યામ કાનવાળા સફેદ આઠસો અશ્વ આપે એમાં આશ્ચર્ય શું! વાસ્તે તમે મારી માધવી નામની કન્યાને લ્યો, ને હું દોહિત્રવાન થાઊં એવું મને વરદાન આપો. હે દુર્યોધન, એ પ્રમાણે યયાતિએ કહ્યું, ત્યારે ગાલવ મુનિ અમે પાછા તમને મળશું એમ કહી કન્યાને લઇને, ગરૂડ સહિત ત્યાંથી ચાલતા થયા. પછી ગરૂડ, હે ગાલવ, તમને અશ્વ મળવાનો આ દ્વાર પ્રાપ્ત થયો એમ કહી તેની રજા લઇને, પોતાના ગૃહ પ્રત્યે ગયો. ત્યાર પછી ગાલવ મુનિ, કોઇ રાજાને આ આપી તેની પાસેથી પલ્લારૂપી દ્રવ્ય લઇશ એમ વિચાર કરતાં તે કન્યા સહિત રાજાઓ પાસે જવા લાગ્યા. તે વેળા પોતાના મનમાં નિશ્ચય કર્યો કે, હું રાજાઓમાં શ્રેષ્ઠ અયોધ્યાને વિષે મહા શૂરવીર, ચતુરંગિણી સેનાવાળા, ભંડાર, ધાન્ય તથા બળવાન, પૂરની પ્રજા તથા બ્રાહ્મણ જેને પ્રિય છે, એવા પ્રજાની કામનાવાન તથા સ્વધર્મનિષ્ટ હર્યશ્વ નામના રાજા પાસે જાઊં. એમ વિચારીને ગાલવ મુનિ તે રાજા પાસે ગયા, ને આવી રીતે બોલ્યા કે હે રાજેંદ્ર હર્યશ્વ, તમે પોતાના પ્રસવે કરી કુળને વધારનારી આ મારી કન્યાને, મૂલ્ય આપી સ્ત્રીરૂપે ગ્રહણ કરો. તે શું મૂલ્ય આપવું તે હું તમને કહું તે સાંભળીને તેને ગ્રહણ કરો.

इयंशुल्केनभार्यार्थं हर्यश्वप्रतिगृह्यतां ।
शुल्कंतेकीर्तयिष्यामि तच्छ्रुत्वासंप्रधार्यतां ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि गालवचरिते गुर्जरभाषायां पंचदशाधिकशततमोऽध्यायः ॥११५॥

---

नारदउवाच ॥ हर्यश्वस्त्वब्रवीद्राजा विचिंत्यबहुधाततः ।
दीर्घमुष्णंचनिःश्वस्य प्रजाहेतोर्नृपोत्तमः ॥१॥

નારદજી કહે છે—હે દુર્યોધન, પછી હર્યશ્વ રાજાએ, પોતાના મનમાં ઘણો વિચાર કરી તથા પોતાને પ્રજા નહીં તેથી મ્હોટા નિશ્વાસ મૂકીને ગાલવ મુનિને કહ્યું કે હે મુનિ, બે હાથના પોંચા, બે પગના પોંચા તથા બે સ્તન છે ઉન્નત જેના એવી ત્વચા, કેશ, દાંત, હાથની આંગળી, પગની આંગળી, તથા તેનાં પર્વ સૂક્ષ્મ છે જેનાં એવી, સ્વર, બુદ્ધિ તથા નાભિ ગંભીર છે જેનાં એવી, હાથનાં તળાં, નેત્રના પ્રાંત ભાગ, તાળવું જીભ તથા હેઠલો હોઠ લાલ છે જેનો એવી, દેવતા તથા અસુરને જોવા લાયક, ગાયન વિદ્યામાં કુશળ, બહુ શ્રેષ્ઠ લક્ષણવાન, ઘણીવાર પ્રસવ કરનારી અને ચક્રવર્તિ પુત્ર ઉત્પન્ન કરવામાં સમર્થ એવી આ તમારી કન્યા છે; પણ તમે મારો વૈભવ જોઇને તેનું યોગ્ય મૂલ્ય માગો. ગાલવે કહ્યું કે હે રાજા, સારા શરીરવાળા, દેશમાં ઉત્પન્ન થયેલા, ચંદ્ર સરખા શુભ્ર વર્ણવાન તથા એક બાજુંથી શ્યામ કર્ણવાન આઠસો અશ્વ તમે મને આપો, ત્યાર પછી અગ્નિને ઉત્પન્ન કરનાર અરણીની પેઠે સુંદર પુત્ર ઉત્પન્ન કરનારી તથા મ્હોટાં નેત્રવાળી આ મારી કન્યા તમારી સ્ત્રી થશે. નારદજી કહે છે—હે દુર્યોધન, એ પ્રમાણે ગાલવનાં વાક્ય સાંભળીને, કામ વિષયથી મોહિત તથા દિન થયેલો રાજર્ષિ હર્યશ્વ કેહેવા લાગ્યો કે હે બ્રાહ્મણ, તમે જેવા અશ્વ માગ્યા, તેવા તો બસો મારી પાસે છે, બીજા તો અસંખ્ય છે. માટે હું આ તમારી પુત્રીને વિષે એક સંતાન ઉત્પન્ન કરીશ, એ તમારી પાસેથી માગી લઊંછું, વાસ્તે તમે મને એ વરદાન આપો. એ પ્રમાણે હર્યશ્વ કહ્યું તે સાંભળીને તે માધવી કન્યાએ ગાલવને કહ્યું કે, મને પૂર્વે કોઇ બ્રહ્મવાદી બ્રાહ્મણે વરદાન આપ્યું છે કે, "તું જ્યારે જ્યારે પ્રસૂત થઇશ, ત્યારે ત્યારે પાછી કન્યારૂપ થઇશ એમ કહ્યું છે;" માટે તમે આ રાજા પ્રત્યે મને આપી, તેની પાસેથી બસો અશ્વ ગ્રહણ કરો. એ પ્રમાણે તમે ચાર રાજાઓ પ્રત્યે મને આપશો. તો તમારા આઠસો અશ્વ પૂર્ણ થશે; ને મને ચાર પુત્રની પણ પ્રાપ્તિ થશે. હે બ્રાહ્મણ શ્રેષ્ઠ, તમે પોતા-

ના ગુરૂ માટે એ પ્રમાણે અશ્વો મેળવો એવી મારી બુદ્ધિ છે; પછી જે-મ તમારા વિચારમાં આવે તેમ કરો. એ પ્રમાણે કન્યાએ કહ્યું, ત્યારે ગાલવ મુનિ હર્યશ્વ રાજાને કેહેવા લાગ્યા કે હે હર્યશ્વ, પણનો ચોથો ભાગ એટલે બસો અશ્વ આપવા કબૂલ કરી આ કન્યા તમે ગ્રહણ કરો; ને આને વિષે એક પુત્ર ઉત્પન્ન કરો, હે ભારત, એવાં ગાલવનાં વાક્ય સાંભળી તેની પ્રશંસા કરીને, હર્યશ્વે તે કન્યાને સ્ત્રીરૂપે ગ્રહણ કરી. પછી જ્યારે તે માધવીને પ્રસવ થવાનો સમય આવ્યો, ત્યારે પ્રસૂત થઇ, ને તે રાજાને ઇચ્છિત પુત્ર પ્રાપ્ત થયો; જે પુત્ર ધનવાનપુરૂષમાં શ્રેષ્ઠ, ધને કરીજ જગતમાં પ્રખ્યાત તથા પાત્રને ધન આપનાર વસુમના નામે રાજા થયો. ત્યાર પછી વખતસર બુદ્ધિમાન્ ગાલવ, પ્રસન્ન ચિત્તવાન હર્યશ્વ પાસે આવી બોલ્યાકે હે નર શ્રેષ્ઠ, સૂર્ય સરખી કાંતિવાળો આ બાળક તમને પુત્ર થયો; હવે મારે બીજા રાજા પાસે ભિક્ષા માગવા જવાનો સમય આવ્યો. એવાં ગાલવનાં વાક્ય સાંભળીને સત્ય વચનથી બંધાયલો પરાક્રમિ હર્યશ્વ રાજા બીજા અશ્વ પોતાથી ન આપી શકાય એમ હોવાથી તે માધવી કન્યા તેને પાછી આપી. ત્યારે તે કન્યા પ્રદીપ્ત રાજ્યશ્રીને ત્યાગ કરી યોગ બળથી કુમારી થઇને તે મુનિની પાસે જવા તૈયાર થઇ. તે સમય ગાલવ, મારા અશ્વ તમારી પાસે હાલ રેહો એમ હર્યશ્વ રાજાને કહીને, તે કન્યા સહિત દિવોદાસ નામના રાજા પાસે જવા સારૂ ચાલતા થયા.

त्वय्येवतावत्तिष्टंतु हयाइत्युक्तवान्द्विजः ।
प्रययौकन्ययासार्धं दिवोदासंप्रजेश्वरं ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि गालवचरिते गुर्जरभाषायां षोडशाधिकशततमोऽध्यायः ॥११६॥

---

**गालवउवाच** ॥ महावीर्योमहीपालः काशीनामीश्वरःप्रभुः ।
दिवोदासइतिख्यातो भैमसेनिर्नराधिपः ॥१॥

ગાલવ કહે છે—હે કલ્યાણિ, મહા પરાક્રમી કાશી દેશનો રાજા, મહા સમર્થ તથા ભયંકર સેનાવાન દિવોદાસ નામે રાજા છે, તેની પાસે આપણે જઇએ, તું ધિમે ધિમે મારી સાથે આવ, કશો શોક કર નહીં; કારણ તે રાજા જીતેંદ્રિય, સત્યવાદી તથા ધાર્મિષ્ટ છે. નારદજી કહેછે-હે દુર્યોધન, એ

પ્રમાણે તે કન્યાને કહીને ગાલવ મુનિ દિવોદાસ પાસે ગયા; ત્યારે તે રાજાએ ઘટતી રીતે સત્કાર કરયો હતો જેનો એવા ગાલવે, તને પુત્રની પ્રાપ્તિ થાય તે સારૂ હું આ કન્યા લાવ્યો છું એમ તેને કહ્યું. ત્યારે દિવોદાસ રાજાએ કહ્યું કે હે દ્વિજ, તમારે મને વધારે કેહેવાનું કંઈ પ્રયોજન નથી, તમારી જે ઇચ્છા છે, તે મેં પૂર્વેથી સાંભળી છે; ને તેમ કરવાનો વિચાર પણ કરી રાખેલો છે. તમે બીજા રાજાઓને મૂકી મારી પાસે આવ્યા તે મને બહુ માન્ય છે; ને અવશ્ય તેમ થશે પણ ખરૂં. મારી પાસે પણ બસોજ અશ્વનો વૈભવ છે. માટે હું પણ આ કન્યાને વિષે એક પુત્રરૂપ રાજાને ઉત્પન્ન કરીશ. હે ભારત, ગાલવે બહુ સારૂ એમ કહીને તે રાજાને કન્યા આપી; ત્યારે તે રાજાએ વિધિપૂર્વક તે કન્યાને ગ્રહણ કરી. પછી તે રાજા તેને વિષે, જેમ સૂર્ય પ્રભાવતીને વિષે, અગ્નિ સ્વાહાને વિષે, ઇંદ્ર શચિને વિષે, ચંદ્ર રોહિણિને વિષે, યમ ધૂમોર્ણયાને વિષે, વરૂણ ગૌરી નામની પોતાની સ્ત્રીને વિષે, કુબેર ઋદ્ધિને વિષે, નારાયણ લક્ષ્મીને વિષે, સમુદ્ર જાહ્નવીને વિષે, રૂદ્ર રૂદ્રાણિને વિષે, પિતામહ વેદિને વિષે, વાસિષ્ટ અદ્રસ્યંતિને વિષે, વસિષ્ટ અક્ષમાળાને વિષે, ચ્યવન સુકન્યાને વિષે, પુલસ્ત્ય સંધ્યાને વિષે, અગસ્ત્ય વૈદર્ભિને વિષે, સત્યવાન સાવિત્રીને વિષે, ભૃગુ પુલોમાને વિષે, કશ્યપ અદિતીને વિષે, ઋચિક રેણુકાને વિષે, કૌશિક હૈમવતિને વિષે, બૃહસ્પતિ તારાને વિષે, શુક્ર શતપર્વાને વિષે, ભૂમિપતિ ભૂમિને વિષે, પૂરૂરવા ઉર્વશીને વિષે, ઋચિક સત્યવતીને વિષે, મનુ સરસ્વતિને વિષે, દુષ્યંત શકુંતળાને વિષે, ધર્મ ધૃતિને વિષે, નળ દમયંતિને વિષે, નારદ સત્યવતીને વિષે, જરત્કારૂ જરત્કારૂને વિષે પુલસ્ત્ય પ્રતીચ્યાને વિષે, ઉર્ણાયુ મેનકાને વિષે, તુંબરૂ રંભાને વિષે, વાસુકિ શતશીર્ષાને વિષે, ધનંજય કુમારીને વિષે, રામ સિતાને વિષે તથા શ્રીકૃષ્ણ રૂક્મિણીને વિષે રમણ કરે, તેમ રમણ કરવા લાગ્યો. એ પ્રમાણે માધવી નામની પોતાની સ્ત્રીને વિષે રમણ કરતા એવા તે રાજાને તેનાથી પ્રતર્દન નામે પુત્ર થયો. ત્યારે પાછા મહા સમર્થ ગાલવ, તે દિવોદાસ રાજા પાસે આવીને, સમય પ્રમાણે વાક્ય કેહેવા લાગ્યા કે હે પૃથ્વીપતિ, તમે મારી કન્યા પાછિ આપો; ને હું અશ્વ માટે બીજા રાજા પાસે જઈ આવું ત્યાં સુધી મારા અશ્વ તમારી પાસે રહો. ત્યારે સત્યને વિષે સ્થિતિવાન ધર્માત્મા દિવોદાસ રાજાએ, વદાડને લીધે ગાલવ મુનિને તે કન્યા પાછી આપી.

---

दिवोदासोथधर्मात्मा समयेगालवस्यतां ।
कन्यांनिर्यातयामास स्थितःसत्येमहीपतिः ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि गालवचरिते गुर्जरभाषायां सप्तदशाधिकशततमोऽध्यायः ॥११७॥

---

नारदउवाच ॥ तथैवतांश्रियंत्यक्त्वा कन्याभूत्वायशस्विनी ।
माधवीगालवंविप्र मन्वयात्सत्यसंगरा ॥१॥

નારદજી કેહે છે—હે દુર્યોધન, સત્ય પ્રતિજ્ઞાવાળી તથા શ્રેષ્ઠ યશવાળી તે માધવી પૂર્વની પેઠે તે રાજ્યશ્રીનો પણ ત્યાગ કરી પાછી કન્યારૂપ થઇને, ગાલવની પાસે આવી. ત્યારે પોતાના કાર્યમાંજ ગયું છે મન જેનું એવા ગાલવ, વિચાર કરતા કરતા ભોજનગરમાં ઉશીનર નામના રાજા પાસે ગયા, ને સત્ય પરાક્રમી તે રાજાને કેહેવા લાગ્યા કે આ કન્યા તમને સૂર્ય તથા ચંદ્ર સરખા રાજારૂપ બે પુત્ર ઉત્પન્ન કરી આપીને તમારા આ લોક તથા પરલોકને સુધારશે. હે સર્વ ધર્મને જાણનાર, તમે મને એક બાજુથી કાળા કનવાળા તથા ચંદ્ર સરખા સફેદ ચારસો ઘોડારૂપી મૂલ્ય આપો; આ મારો સમારંભ ગુરૂ વાસ્તે છે, મારે તેનું કાંઈ પ્રયોજન નથી. હે મહારાજ, જો તમને તે આપવું શક્ય હોય, તો તુરત તેમ કરો. હે રાજર્ષિ, તમે પુત્ર વગરના છો, વાસ્તે આ કન્યા લઇને બે પુત્ર ઉત્પન્ન કરો; અને તે રૂપ નાવથી પિતૃ તથા પોતાના આત્માને તારો. કારણ હે રાજા, પુત્રરૂપ ફળને ભોગવનાર પુરૂષ સ્વર્ગથી ભ્રષ્ટ થતો નથી, ને જેમ પુત્ર વગરના પુરૂષ ઘોર નરકમાં જાય છે, તેમ જતો નથી. હે દુર્યોધન, એવાં અનેક તરેનાં ગાલવનાં વચન સાંભળીને નરાધિપ ઉશીનર, તેને આવી રીતે પ્રતિઉત્તર આપવા લાગ્યો કે હે બ્રહ્મન્ ગાલવ, જેવી રીતે તમે કહો છો, તે પ્રમાણે મેં સાંભળ્યું ને મારૂં મન પુત્રની ઉત્પત્તિને ઇચ્છે છે, તો પણ વિધાતા બળવાન છે. હે બ્રાહ્મણમાં શ્રેષ્ઠ, તમે મારી પાસે જેવા અશ્વની માગણી કરી એવા તો અશ્વ બસો છે, બીજાતો હજારો છે. માટે હે ગાલવ, હું પણ આ તમારી કન્યાને વિષે એક પુત્ર ઉત્પન્ન કરીશ, ને છેલ્લી અવસ્થામાં ઉત્તમ પુરૂષ સહિત શ્રેષ્ઠ માર્ગને સેવીશ. હે દ્વિજસત્તમ, હું તમને જેટલું મૂલ્ય આપીશ, તેટલુંજ તમારા ધારવા પ્રમાણે કરીશ; ને આ જે હું કામ કરૂંછું, તે શેહેર તથા દેશના કલ્યાણ વાસ્તે

કરૂંછું, વિષય સુખની ઇચ્છાથી કરવા ઇચ્છતો નથી. કેમકે જે રાજા ઉ-પકાર કરવા લાયક એવું દ્રવ્ય કામનાથી કોઇને આપે છે, તેને ધર્મ તથા યશની પ્રાપ્તિ થતી નથી. માટે હું, મને એક પુત્રની પ્રાપ્તિ થાય તે સારૂ દેવતાના ગર્ભ સરખી આ તમારી કન્યાને ગ્રહણ કરીશ, તમે આપો. હે દુર્યોધન, એપ્રમાણે અનેક તરેહથી બોલેલા ઉશીનર રાજાને પોતાની કન્યા આપીને, ગાલવ મુનિ વનમાં ચાલી નિકળ્યા. પછી તે ઉશીનર રાજા, જેમ પુણ્યવાન પુરૂષ લક્ષ્મીને પામે, તેમ તે કન્યાને પામીને પર્વતોની ગુફામાં, જળનાં ઝરણમાં, બગિચામાં, વિચિત્ર વનમાં, અટારીમાં, મેહેલના શી-ખરમાં, સુંદર બારીવાળા વિમાનોમાં તથા ગ્રહના મધ્યભાગમાં તેની સાથે રમણ કરવા લાગ્યો. પછી તે રાજાને તે માધવીને પ્રસૂત થવાનો સમય આવ્યો ત્યારે ઉદય થતા સૂર્ય સરખી કાંતિવાળો, જગતમાં પ્રખ્યાત તથા રાજાઓમાં શ્રેષ્ઠ શિબિ નામે પુત્ર પ્રાપ્ત થયો. પછી હે રાજા, ગાલવ મુનિ તે રાજા પાસે આવી, તેની પાસેથી પોતાની પુત્રી લઇને ચાલતા થયા, તે-ટલામાં તેણે વિનતાના પુત્ર ગુરૂડને જોયો.

उपस्थायसतंविप्रो गालवःप्रतिगृह्यच ।
कन्यांप्रयातस्तांराजन् दृष्टवान्विनतात्मजं ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि गालवचरिते गुर्जरभाषायां अष्टादशाधिकशततमोऽध्यायः ॥११८॥

---

नारदउवाच ॥ गालवंवैनतेयोथ प्रहसन्निदमब्रवीत् ।
दिष्ट्याकृतार्थंपश्यामि भवंतामिहवैद्विज ॥१॥

નારદજી કહે છે-હે દુર્યોધન, ત્યારે વિનતાનો પુત્ર ગરૂડ હસીને ગા-લવને કેહેવા લાગ્યો કે હે દ્વિજ, હું કાર્ય સિદ્ધ કર્યું હોય એવા તમને જો-ઉંછું એ બહુ સારૂં થયું, એવા ગરૂડનાં વચન સાંભળીને ગાલવે કહ્યું કે, ગુરૂનું કાર્ય ત્રણ ભાગતો સિદ્ધ થયું પણ હજું ચોથો ભાગ અવશેષ રહ્યું છે, બોલનારાઓમાં શ્રેષ્ઠ ગરૂડે ગાલવને કહ્યું કે, હવે તમારે પ્રયત્ન ક-રવો નહીં, કારણ બાકીનું તમારૂં કાર્ય સંપાદન થશે નહીં. કેમકે પૂર્વે કાન્યકુબ્જ શેહેરમાં ગાધિ રાજાની સત્યવતિ નામની કન્યા હતી, તેની ઋચિક ઋ-ષિયે સ્ત્રી વાસ્તે માગણી કરી. ત્યારે તે ગાધિ રાજાએ તેને કહ્યું કે, હે ઋષિ, તમે એક બાજુંથી સ્યામ કર્ણવાળા તથા ચંદ્ર સરખી કાંતિવાળા

શ્વેત એક હજાર અશ્વ મને આપો, તો હું મારી કન્યા તમને આપું. એવાં ગાધિ રાજાનાં વચન સાંભળી 'બહુ સારૂ' એમ કહીને ઋચિક ઋષિ, વરૂણ લોક પ્રત્યે ગયા. ત્યારે અશ્વ તીર્થમાંથી પોતાને ઇચ્છિત અશ્વ પામીને તે ઋષિ, પાછા ગાધિ રાજા પાસે આવ્યા; ને તેને તે અશ્વ આપ્યા. પછી તે ગાધિ રાજાએ પુંડરિક નામના યજ્ઞ કરીને પોતાની પાસેના તે અશ્વ બ્રાહ્મણોને દક્ષિણામાં આપ્યા. પછી તે બ્રાહ્મણો પાસેથી હર્યશ્વ, દિવોદાસ તથા ઉશીનર એ ત્રણ રાજાઓએ તેમને દ્રવ્ય આપીને, એકએક જણે બસો બસો અશ્વ લીધા અને બાકીના ચારસો અશ્વ લઇને બ્રાહ્મણો જતા હતા, તેટલામાં રસ્તાને વિષે વિતસ્તા નામની નદી આવી તેમાં તે ડૂબી ગયા. માટે હે ગાલવ, હવે બાકીના અશ્વ તમને મળનાર નથી; કેમકે અપ્રાપ્ય વસ્તુ કદિ મળતી નથી. વાસ્તે તમે બાકીના બસો અશ્વ ઓછા રહ્યા, તે પેટે વિશ્વામિત્રને આ કન્યા પુત્ર પ્રાપ્ત કરવા સારૂ આપો ને તમારી પાસે છસો અશ્વ થયા છે તેપણ આપો; જેથી હે ધર્માત્મ બ્રાહ્મણમાં શ્રેષ્ઠ ગાલવ, કૃતકૃત્ય થશો ને મોહ રહિત પણ થશો. એવાં વાક્ય સાંભળી બહુ સારૂં એમ કહીને ગાલવ મુનિ, તે કન્યા તથા છસો અશ્વ લઇ ગરૂડ સહિત વિશ્વામિત્રની પાસે ગયા; ને તેને કેહેવા લાગ્યા કે હે ગુરૂ, તમારા ઇચ્છિત આ છસો અશ્વ લ્યો, ને બાકી બસો ઓછા રહ્યા તે પેટે આ કન્યા ગ્રહણ કરો; કેમકે આ કન્યાને વિષે ત્રણ રાજર્ષિયોએ ત્રણ પુત્ર ઉત્પન્ન કર્યા છે, ને ચોથો એવો એક પુત્ર તમે પણ ઉત્પન્ન કરો; જેથી તમારા માગવા પ્રમાણે આઠસો અશ્વ પૂરા થાય. પછી હું પણ તમારા ઋણથી મુક્ત થઇ સુખે કરી તપશ્ચર્યા કરૂં. હે ભારત, એવાં ગાલવનાં વચન સાંભળી પક્ષી એવા ગરૂડ સહિત તે મુનિને તથા શ્રેષ્ઠ કટિપશ્ચાત્ ભાગવાળી તે માધવી કન્યાને જોઇને વિશ્વામિત્રે કહ્યું કે, હે ગાલવ, તેં આ કન્યા પ્રથમજ મને કેમ ન આપી? હુંજ એને વિષે મારા કુળને વધારે એવા ચાર પુત્ર ઉત્પન્ન કરત; પણ હવે એક પુત્ર ઉત્પન્ન કરવા સારૂ એને ગ્રહણ કરૂંછું, ને અશ્વ છે તે મારા આશ્રમ પાસે રાખ, જે વનમાં ચારે કોર ચર્યા કરશે. હે દુર્યોધન, એવાં વાક્ય કહીને મ્હોટી કાંતિમાન વિશ્વામિત્રે ગાલવ પાસેથી તે માધવી કન્યાને સ્રીરૂપે ગ્રહણ કરી; ને તેની સાથે રમણ કરવા લાગ્યા. તેથી માધવીને અષ્ટક નામનો પુત્ર થયો, કે તેજ વખતે વિશ્વામિત્રે તે બાળકને ધર્મનો ઉપદેશ કર્યો તથા કેટલુંક દ્રવ્ય અને તે છસો અશ્વ આપ્યા. ત્યારે તે અષ્ટક

છોકરો પિતાએ આપેલું દ્રવ્ય તથા અશ્વ લઇને, ચંદ્રના શેહેર સરખી શોભાવાળા શેહેરમાં ગયો; ને વિશ્વામિત્ર તે માધવી કન્યા શિષ્ય ગાલવને આપી વનમાં ચાલી નિકળ્યા. ત્યારપછી ગરૂડ સહિત ગાલવ પણ એ પ્રમાણે ગુરૂદક્ષિણા આપીને, માધવી કન્યાને સ્થિરમનથી કેહેવા લાગ્યા કે, હે માધવી, તારાથી પ્રથમ દાન અપનારમાં શ્રેષ્ઠ એવો પુત્ર થયો, બીજો શૂરવીર થયો, ત્રીજો સત્ય ધર્મમાં તત્પર એવો પુત્ર થયો અને ચોથો યજ્ઞ કરનાર પુત્ર થયો. હવે હે શ્રેષ્ઠ મધ્ય ભાગવાળી, તું મારી સાથે આવ, ને તેં પુત્રોએ કરી તારા પિતાને, ચાર રાજાને તથા મને તાર્યા. હે રાજા, એ પ્રમાણે તે કન્યાને કહી સર્પનું ભક્ષણ કરનાર ગરૂડની રજા લઇ, તે કન્યા તેના પિતા યયાતિને પાછી આપીને, ગાલવ મુનિ વનમાં ચાલી નિકળ્યા.

गालवस्त्वम्यनुज्ञाय सुपर्णपन्नगाशनं ।
पितुर्निर्यात्यतांकन्यां प्रययौवनमेवहि ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि गालवचरिते गुर्जरभाषायां एकोनविंशत्यधिकशततमोऽध्यायः ॥११९॥

---

नारदउवाच ॥ सतुराजापुनस्तस्याः कर्तुकामःस्वयंवरं ।
उपगम्याश्रमपदं गंगायमुनसंगमे ॥१॥

નારદજી કહે છે—હે દુર્યોધન, ત્યારપછી તે માધવી કન્યાનો સ્વયંવર કરવાની ઇચ્છાવાળો તે યયાતિ રાજા, જ્યાં ગંગા તથા યમુનાનો સમાગમ થયો છે, ત્યાં આશ્રમની પાસે ગયો. ત્યારે પૂરૂ તથા યદુ એ બે જણ હાથમાં ગ્રહણ કરી હતી પુષ્પની માળા જેણે એવી પોતાની બેહેન તે માધવીને રથમાં બેસાડીને, આશ્રમની પાસે વરની શોધ કરવા સારૂ ચોમેર ફરવા લાગ્યા. ત્યારે ત્યાં નાગ, યક્ષ, મનુષ્ય, ગંધર્વ, મૃગ, પક્ષી, પર્વત, વૃક્ષ તથા વન વાસીનો મ્હોટો મેળાવડો થયો; જેથી અનેક દેશના પુરૂષ, રાજા તથા બ્રહ્મા સરખા ઋષિયોએ કરી તે વન ભરાઇ ગયું. પછી જ્યારે તે સ્વયંવરમાં આવેલા વરો તે કન્યાને દેખાડવામાં આવ્યા, ત્યારે તે સર્વનો ત્યાગ કરીને શ્રેષ્ઠ વનવાસરૂપ વરને વરી; ને રથમાંથી ઉતરી પોતાના સંબંધિયોને નમસ્કાર કરી પવિત્ર વનમાં જઇને તપશ્ચર્યા કરવા લાગી. ત્યારે ઉપવાસ, યમ, નિયમ તથા દીક્ષાદિ સાધનનું સેવન કરવાથી પોતાના દેહને શુષ્ક કરીને, તે કન્યા મૃગની ચર્યા કરવા લાગી; ને વૈદુર્યમણિ સ-

રખા અંકુરવાળા, કોમળ, નિળા, તીખાં તથા મધુર અને મનોહર એવાં તૃણને ચરવા લાગી તથા પવિત્ર નદિયોના સુંદર, નિર્મળ, શીતળ, મીઠા જળનું પાન કરવા લાગી. હે દુર્યોધન, તે કન્યા હરણાં સહિત, સિંહ, વ્યાઘ્ર તથા દાવાનળરૂપ બ્રાહ્મણ જેમાં હોય એવાં અને મનુષ્ય વગરના ઘાટા વનમાં મૃગલીની પેઠે ફરવા લાગી; ને બ્રહ્મચર્ય સહિત મ્હોટા ધર્મનું સેવન કરવા લાગી. હવે યયાતિરાજા થઇ ગયેલા પોતાના પૂર્વજોના આચરણને અનુસરીને, હજારો વર્ષને અંતે મૃત્યુ પામ્યા. તે પૂરૂ તથા યદુ એ બેઉજણ તેના વંશમાં મહા શ્રેષ્ઠ થયા ને મ્હોટાઇને પણ પામ્યા, જેથી આ લોક તથા સ્વર્ગમાં યયાતિનો યશ વિસ્તાર પામ્યો. હે પૃથ્વીપતિ દુર્યોધન, સ્વર્ગમાં જઇ રહેલા મહર્ષિ સરખા મહા સમર્થ યયાતિ રાજા, ત્યાંના મુખ્ય સુખરૂપ ફળને ભોગવવા લાગ્યા. પછી સ્વર્ગમાં ગયે તેને ઘણાં હજારો વર્ષ થયાં, ત્યારે મૂઢ જ્ઞાનવાન તથા વિસ્મય યુક્ત થઇ હતી બુદ્ધિ જેની એવા તેણે, જ્યારે મ્હોટા યશ તથા સમૃદ્ધિવાળા રાજાઓ બેઠા હતા, ત્યારે સર્વ મનુષ્ય, દેવતા તથા ઋષિયોની અવજ્ઞા કરવા માંડી. તેની ખબર બળ નામના દૈત્યને મારનાર ઇંદ્રને પડી, ને તે સર્વ બેઠેલા રાજર્ષિયો પણ તેને ધિક્કાર ધિક્કાર કેહેવા લાગ્યા. ને તે સૌ વિચાર કરવા લાગ્યા કે, આ કોણ છે, કોનો પુત્ર છે, કેમ સ્વર્ગમાં આવ્યો છે, કયા કર્મે કરી સિદ્ધ થયો છે, આણે કયું તપ કર્યું છે તથા અહી સ્વર્ગમાં કેમ કયા પુણ્યના યોગે કરી આવેલો જણાય છે! એ પ્રમાણે યયાતિ સંબંધિ વિચાર કરતા એવા સ્વર્ગ વાસિયોએ, પરસ્પર, વિમાનની રક્ષા કરનારને, દરવાજાની રક્ષા કરનારને તથા આસનની સંભાળ રાખનારાઓને તેના આવવા સંબંધિ પૂછયું; પણ તેઓએ અમે કંઇ જાણતા નથી કે એ રાજા કેમ અહી આવેલો છે એમ કહ્યું. હે રાજા, નાશ પામ્યું હતું જ્ઞાન જેનું એવા તે સર્વ, તે યયાતિને ઓળખી શકયા નહીં; ને એક મુહૂર્તમાં તે રાજા તેજ રહિત થયો.

सर्वेतेह्याव्रतज्ञाना नाभ्यजानंततंनृपं ।
समुहूर्तादथनृपो हतौजाश्चाभवत्तदा ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि गालवचरिते ययातिमोहे गुर्जरभाषायां विंशत्यधिकशततमोऽध्यायः ॥१२०॥

---

नारदउवाच ॥ अथप्रच्चलितःस्थाना दासनाच्चपरिच्युतः ।
कंपितेनेवमनसा धार्षितःशोकवन्हिना ॥१॥

નારદજી કહે છે-હે દુર્યોધન, ત્યારપછી સ્વર્ગરૂપ સ્થાન તથા આસન ઉપરથી ચલાયમાન થયેલા શોકરૂપ અગ્નિથી લેવાઈ ગયેલા, કંપિત થયેલા મનવાળા, સુકાઇ ગઇ હતી માળા જેની એવા, દીનતાથી ભ્રષ્ઠ થયેલા, મુકુટ તથા બાજુબંધ પડી ગયાં હતાં જેનાં એવા, વસ્ત્ર તથા અલંકાર વીખરાઇ ગયાં હતાં જેનાં એવા, અને શિથળ થઈ ગયાં હતાં સર્વ અંગ જેનાં એવા યયાતિરાજા, કોઇને દેખવામાં આવ્યા નહીં; ને પોતે તેમને ક્ષણુ ક્ષણુમાં દેખતા હતા તથા નહીં પણ દેખતા હતા. પછી જ્યારે શૂન-કાર થઇ ગયેલા યયાતિરાજા, પૃથ્વી ઉપર પડવા તૈયાર થયા, ત્યારે વિચાર કરવા લાગ્યા કે.-મેં ધર્મને નાશ કરે એવો કંઇ દુષ્ટ વિચાર કર્યો શું! જેણે કરી હું સ્વર્ગ સ્થાનથી ચલાયમાન થયો! હે દુર્યોધન, સ્વર્ગમાં રહેલા તે સર્વ રાજાઓ તથા અપ્સરાઓ સ્વર્ગ ભ્રષ્ટ થયેલા તથા અવલંબન ર-હિત યયાતિને જોતા હતા. પછી હે રાજા, તે વખતે ઇંદ્રની આજ્ઞાથી ક્ષીણુ પુણ્યવાનને સ્વર્ગમાંથી પૃથ્વીને વિષે પાડનાર કોઈ પુરૂષ યયાતિ પાસે આવીને કેહેવા લાગ્યો કે હે રાજ પુત્ર, તું અતિ મદે કરીને મદોન્મત્ત છે, જેથી સર્વનું અપમાન કરે છે. માટે અભિમાને કરીનેજ તું સ્વર્ગ ભ્રષ્ટ થયો છે, તેને વિષે રેહેવા યોગ્ય નથી; કારણુ તેજથી રહિત થયો છે, વાસ્તે જા પૃથ્વી ઉપર પડ. એવાં તે પુરૂષનાં વચન સાંભળીને, યયાતિ રાજા હું સત્પુરૂષો હોય ત્યાં પડું એમ ત્રણુવાર કહીને, મારી સારી ગતિ થાયતો ઠીક એમ પડતાં પડતાં વિચાર કરવા લાગ્યા. તે સમય નૈમિષારણ્યમાં વસુમના, પ્રતર્દન, શિબિ તથા અષ્ટક એ ચાર રાજાઓ વાજપેય નામના યજ્ઞે કરી પરમેશ્વરનું આરાધન કરતા હતા, તેના યજ્ઞનો ધૂમાડો સ્વર્ગ દ્વાર સૂધી પોહોંચ્યો હતો; જે પૃથ્વી તથા સ્વર્ગના અંતરમાં નદીરૂપ દે-ખાતો હતો અથવા ત્યાંથી ત્યાં જતી ગંગાજ હોય એમ શોભતો હતો. હે રાજા, તે ધૂમાડાને સૂંઘતા સૂંઘતા યયાતિ રાજા, લોકપાળ સરખા, મ્હો-ટી સમૃદ્ધિવાળા, અવભૃથ સ્નાન કરયું હતું જેમણે એવા, રાજાઓમાં સિંહરૂપ, રૂપને વિષે મહા અગ્નિ સરખા, આહુતિ આપી હતી જેણે એવા તથા પોતાના દૌહિત્રરૂપ તે ચાર રાજાઓની વચમાં પુણ્ય નાશ હોવાથી પડ્યા. ત્યારે શોભાએ કરી પ્રકાશમાન તે યયાતિને જોઇને, તે ચાર રાજાઓ કેહેવા લાગ્યા કે, તમે કોણુ છો અને ક્યા દેશ તથા શેહેરનું પાલન કરનાર

છો ? શું યક્ષ, દેવ, ગંધર્વ તથા રાક્ષસ છો ? પણ તે માંહેલા તમે કોઈ નથી, મનુષ્ય છો, વાસ્તે તમને શું અર્થની ઇચ્છા છે ? યયાતિએ કહ્યું કે હું રાજર્ષિ યયાતિછું, ક્ષીણ પુણ્ય હોવાને લીધે સ્વર્ગથી ભ્રષ્ટ થવા લાગ્યો ત્યારે મેં સત્પુરૂષોની મધ્યે પડું એમ વિચાર કરયો; તેથી તમારી વચમાં આવી પડયો છું. ચાર રાજાઓએ કહ્યું કે હે પુરૂષમાં શ્રેષ્ઠ, તમારૂં ઇચ્છિત સફળ થાવ; ને અમારા સર્વનું યજ્ઞ ફળ તથા ધર્મ તમો ગ્રહણ કરો. યયાતિ બોલ્યા કે, હું પ્રતિગ્રહ લેવારૂપી દ્રવ્યવાન બ્રાહ્મણ નથી, ક્ષત્રિય છું, તેથી પારકા પુણ્યને નાશ કરવામાં કુશળ એવી મારી બુદ્ધિ નથી. નારદજી કહે છે-હે દુર્યોધન, એ પ્રમાણે યયાતિ તથા તે ચાર રાજાઓ વાતો કરતા હતા, તેવામાં મૃગો સાથે ફરતી એવી તે માધવી કન્યા ત્યાં આવી. તેને જોઇને તે સર્વ રાજાઓ પ્રણામ કરી કેહેવા લાગ્યા કે હે તપોધન, તમારે અહી આવવાનું શું પ્રયોજન છે? અમે તમારી શું આજ્ઞા પાલન કરીએ? અમે તમારા સર્વ પુત્ર છીએ, તેથી તમારી આજ્ઞા પાલન કરવા યોગ્ય છીયે. એપ્રમાણે તેમનું બોલવું સાંભળીને તે માધવી કન્યાએ અત્યંત હર્ષયુક્ત થઈ પોતાના પિતા યયાતિ પાસે જઇને, તેને પ્રણામ કરયો. પછી તે કન્યાએ પોતાના તે ચાર પુત્રના મસ્તક વિષે સ્પર્શ કરીને યયાતિને કહ્યું કે હે રાજેંદ્ર, આ ચાર મારા પુત્ર તમારા દૌહિત્ર છે, બીજા કોઈ નથી; એ તમને તારશે એવું મેં પૂર્વથીજ જાણ્યું છે. હું માધવી નામની મૃગચર્યાવાળી તમારી કન્યા છું, માટે મેં સંપાદન કરેલા ધર્મમાંથી અર્ધ વિભાગ તમે ગ્રહણ કરો; કેમકે સર્વ મનુષ્ય સંતાનના પુણ્ય ફળને ઇચ્છે છે,ને તમારી પેઠે દૌહિત્રને પણ ઇચ્છે છે, એ પ્રમાણે માધવિએ યયાતિને કહ્યું, ત્યારે તે ચાર રાજાઓએ આ આપણી માતા છે એમ જાણી તેને તથા માતામહને નમસ્કાર કરીને, તેને તારવા સારૂ સ્નિગ્ધ એવા તથા બીજા સર્વના કરતાં ઉત્તમ એવા ઉંચા સ્વરે કરી પૃથ્વીને ગજાવતાં કેહેવા લાગ્યા. તે સમય ગાલવ મુનિ વનમાંથી ત્યાં આવ્યા ને યયાતિને કેહેવા લાગ્યા કે હે રાજા, હું મારા તપનો આઠમો હિસ્સો તમને આપુ છું, તેણે કરી તમે સ્વર્ગને પામો.

अथतस्मादुपगतो गालवोप्याहपार्थिवं ।
तपसोमेऽष्टभागेन स्वर्गमारोहतांभवान् ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि गालवचरिते ययातिस्वर्गभ्रंशे गुर्जरभाषायां एकविंशाधिकशततमोऽध्यायः ॥१२१॥

नारदउवाच ॥ प्रत्यभिज्ञातमात्रोथ सद्भिस्तैर्नरपुंगवैः ।
समारुरोहनृपति रस्पृशन्वसुधातलं ॥१॥

નારદજી કહે છે—હે દુર્યોધન, ત્યારપછી સત્પુરૂષ એવા તે ચાર રાજાઓએ ઓળખેલા પુરૂષમાં શ્રેષ્ઠ નૃપતિ યયાતિ, પૃથ્વીને નહીં સ્પર્શ કરતાં તેનાથી ઉંચે આકાશ માર્ગ પ્રત્યે ચઢયા; ને ગયેલા તાપવાળા દિવ્ય સ્થાનવાન થયા. તે સમય દિવ્ય પુષ્પ તથા વસ્ત્ર ધારણ કરયાં હતાં જેણે એવા, દિવ્ય અલંકારોએ કરી શોભાયમાન, અને દિવ્ય સુગંધીરૂપ ગુણે યુક્ત તે રાજા, પગે કરી પૃથ્વીને સ્પર્શ નહીં કરતા હતા. પછી જગત્માં પ્રસિદ્ધ તથા દાન આપનારાઓમાં શ્રેષ્ઠ એવો વસુમના નામનો રાજા, પ્રથમ ઉંચે સ્વરે કરી વાણિ બોલતો યયાતિને કેહેવા લાગ્યો કે, હું જેણે કરીને સર્વ વર્ણમાં અનિંદિતપણાને પામ્યોછું, તે તમને અર્પણ કરૂંછું; ને તેણે કરીને તમે સ્વર્ગને પામો, દાનશીળ, ક્ષમાશીલ તથા શ્રેષ્ઠ ધર્મનું જે મારૂં ફળ છે, તે તમને પ્રાપ્ત થાઓ. ત્યારપછી ક્ષત્રિયમાં શ્રેષ્ઠ એવા પ્રતર્દને વાકય કહ્યું કે, જેણે કરી મને ધર્મમાં પ્રિતિ છે, હું નિત્ય યુદ્ધને પરાયણ રહુંછું અને ક્ષત્રિય વંશમાંના યશને તથા શૂરવીર એવા શબ્દના ફળને પામ્યોછું, તેણે કરી તમે મુક્ત થાઓ. પછી ઉશિનરનો પુત્ર બુદ્ધિમાન્ શિબિ મધુર એવી વાણિથી બોલ્યો કે, મેં બાલક સ્ત્રી, હાસ્ય કરવા યોગ્ય શાળાદિ સંબંધિ, યુદ્ધ, કોઇને મારીને પાડવાના સમય, આપત્તિ તથા દુઃખને વિષે ખોટું ભાષણ કરયું નથી, એ મારા પુણ્યના યોગથી તમે સ્વર્ગ પ્રત્યે જાઓ. વળી જો હું પોતાના પ્રાણ, રાજ્ય, કામના તથા સુખનો ત્યાગ કરૂં પણ સત્યતાનો ત્યાગ કરૂં નહીં એવો હોઉં, તો તે મારા પુણ્યને યોગે તમે સ્વર્ગ પ્રત્યે જાઓ. વળી જો મારા સત્યપણાએ કરી મારો ધર્મ સ્થિર હોય અને તેણે કરી અગ્નિ તથા ઇંદ્ર પ્રસન્ન થયા હોય, તો તે મારા સત્યરૂપ ધર્મે કરી તમે સ્વર્ગને પામો. ત્યાંર કેડે કુશિક વંશમાં ઉત્પન્ન થયેલ માધવીના પુત્ર રાજર્ષિ સર્વ ધર્મ જાણનાર અષ્ટકે, યજ્ઞ કરયા હતા જેણે એવા નહુષના પુત્ર યયાતિને જોઇને કહ્યું કે, હે સમર્થ, મેં સેંકડો પુંડરિક, ગોસવ તથા વાજપેય નામના યજ્ઞ કરયા છે, તેના ફળને તમે પામો. વળી યજ્ઞમાં નહીં ઉપયોગ આવતાં એવાં ધન, રત્ન તથા બીજાં પણ સાહિત્ય મેરાં નહીં એ જે મારૂં સત્યતાપણું છે, તે સત્યતાએ કરી તમે સ્વર્ગ પ્રત્યે જાઓ. હે દુર્યોધન, જેમ જેમ

તે રાજાઓ પોતાનાં પુણ્ય તેને આપવા સારૂ બોલતા ગયા, તેમ તેમ યયાતિ રાજા પૃથ્વીનો ત્યાગ કરીને સ્વર્ગ પ્રત્યે જવા લાગ્યા. એ પ્રમાણે ચાર રાજાઓના વંશમાં ઉત્પન્ન થયેલા, પોતાના વંશને વધારનાર તથા યયાતિના દૌહિત્ર એવા તે ચાર રાજાઓએ પોતાના સ્વધર્મ તથા દાન આપવાના અને યજ્ઞ કરવાના ફળે કરીને સ્વર્ગથી ભ્રષ્ટ થયેલા તે રાજાને તારચા અને સ્વર્ગમાં પોંહોચાડચા. તે સમય તેઓએ તેને કહ્યું કે હે પાર્થિવ રાજા, રાજધર્મરૂપ ગુણે યુક્ત તથા સ્વધર્મના ગુણેયુક્ત એવા અમે તમારા દૌહિત્ર છીયે; તમે સ્વર્ગ પ્રત્યે જાઓ.

राजधर्मगुणोपेता सर्वेधर्मगुणान्विताः ।
द्रौहित्रास्तेवयंराजन् दिवमारोहपार्थिव ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि गालवचरिते ययातिस्वर्गारोहणे गुर्जरभाषायां द्वाविंशत्यधिकशततमोऽध्यायः ॥१२२॥

---

नारदउवाच ॥ सद्भिरारोपितःस्वर्ग पार्थिवैर्भुरिदक्षिणैः ।
अभ्यनुज्ञायदौहित्रान् ययातिर्दिवमास्थितः ॥१॥

નારદજી કહે છે—હે દુર્યોધન, ઘણી દક્ષિણા આપી હતી જેણે એવા સત્પુરૂષ ચાર રાજાઓએ સ્વર્ગની પ્રાપ્તિ કરી હતી જેને એવા, તેમની રજા લઇને સ્વર્ગ પ્રત્યે જવા સારૂ આકાશમાં ઉભેલા, સુગંધી અનેક પ્રકારનાં પુષ્પોનો વર્ષાદ થતો હતો જેની ઉપર એવા, પુણ્યવાન થયેલા, પવિત્ર સુગંધવાન વાયુ વાતો હતો જેને એવા તથા પોતાનાં કર્મયુક્ત યયાતિ રાજા, દૌહિત્રના પુણ્ય ફળે કરી જીતેલું અચળ સ્થાનને પામીને મ્હોટી શોભાવાન હોવાથી અત્યંત પ્રકાશમાન થયા. ને ગંધર્વ તથા અપ્સરાના ગણો જેની પાસે ગાયન કરતા હતા તથા નૃત્ય કરતા હતા એવા, સ્વર્ગને વિષે દુંદુભિના શબ્દે કરી સત્કાર થયો હતો જેનો એવા, દેવતા, રાજર્ષિ તથા ચારણના સમૂહ સ્તુતિ કરતા હતા જેની એવા અને દેવતાઓએ ઉત્તમ અર્ઘે કરી પૂજન તથા વંદન કરયું હતું જેને એવા યયાતિ રાજા સ્વર્ગને પામ્યા. પછી અત્યંત નિવૃત્તિને પામેલા તથા શાંત થયેલા તે રાજાને સુંદર વાક્યથી તૃપ્ત કરતાં પિતામહ બ્રહ્માએ કહ્યું કે હે યયાતિ રાજા, તું પ્રથમ લૌકીક વ્યવહારના કર્મે કરી તપ, યજ્ઞ, જ્ઞાન તથા દાનરૂપી ચાર પગવાન ધર્મનું સેવન કરવાથી અક્ષય એવા આ સ્વર્ગ લોકને તથા તેમાં

યશને પામ્યો હતો; પણ તેં ધર્મ સંબંધિ મારા સમાન કોઈપણ રાજા નથી એમ અહીના રાજાઓને કહ્યું તેથી અજ્ઞાને કરી વિંટાઈ ગયાં હતાં ચિત્ત જેનાં એવા સ્વર્ગવાસી રાજાઓએ તને નહીં ઓળખવાને લીધે પૃથ્વી ઉપર નાખ્યો. પણ તારા દૌહિત્રોએ તને પ્રિતિથી તારયો; જેથી તું અહીં પાછો આવ્યો. ને તું પોતાના કર્મે કરી મેળવેલું, અમળ, શાશ્વત, પવિત્ર, ઉત્તમ, ધ્રુવ તથા અવિનાશી આ સ્વર્ગરૂપ સ્થાનને પામ્યો. યયાતિએ પૂછયું કે હે મહા સમર્થ પિતામહ, મને એક કંઈ સંશય છે, તે હું તમને પૂછવા લાયક નથી; પણ તમે તે તોડવા લાયક છો. હે ભગવન, મેં બહુ હજારો વર્ષ પર્યંત પ્રજાનું પાલન કરીને વધારેલું અને અનેક યજ્ઞ કરી તથા દાન આપીને મેળવેલું મારૂં મ્હોટું પુણ્ય ફળ હતું તે અલ્પકાળે કરી કેમ નાશ પામ્યું ? જેથી હું પૃથ્વી ઉપર પડયો. હે સમર્થ, મારા પુણ્યના યોગથી મને શાશ્વત લોક મળવા જોઈયે તે તમે જાણો છો, તે છતાં તે સર્વ કેમ નાશ પામ્યું? બ્રહ્માએ કહ્યું કે હે રાજેંદ્ર, તેં બહુ વર્ષ પર્યંત પ્રજાનું પાલન કરીને વધારેલું અને અનેક યજ્ઞ કરી તથા દાન આપીને મેળવેલું પુણ્ય ફળ, અભિમાને કરીજ નાશ કરયું; ને તેથીંજ સ્વર્ગમાં રેહેનારાઓએ તને ધિક્કાર કરયો. હે રાજર્ષિ, આ સ્વર્ગ લોક માન, બળ, હિંસા, વિશ્વાસઘાત, તથા છળતાએ કરી કોઇને સદૈવ રહેલો નથી, માટે હવેથી તારે ઉત્તમ, મધ્યમ તથા અધમ એવા કોઇનું પણ અપમાન કરવું નહીં; કારણ ગર્વે કરી બળેલા પુરૂષને કોઇ દિવસે પણ શમતા પ્રાપ્ત થતી નથી. હે રાજા, તારૂં સ્વર્ગમાંથી પડવું થયું તથા પાછું અહી આવવું થયું એનું જે મનુષ્ય કથન કરશે, તે વિષમ સ્થાનને પામીને પણ પાછા તરશે એમાં સંશય નથી. નારદજી કહે છે—હે દુર્યોધન, એ પ્રમાણે પૂર્વે યયાતિ રાજા અભિમાને કરી દોષને પામ્યા છે તથા હઠના ફળને ગાલવ મુનિપણ પામ્યા છે. વાસ્તે હે દુર્યોધન, તું હિત ઇચ્છનાર સંબંધિનાં હિત વાક્ય સાંભળવાને યોગ્ય છે, માટે તારે કોઇ વાતમાં હઠ કરવો નહીં; કેમકે તેનાથી વિનાશ થાય છે. વાસ્તે હે ગાંધારીના પુત્ર, તું માન તથા ક્રોધનો ત્યાગ કરીને, પાંડવો સાથે સ્નેહ કર. કેમકે હે પાર્થિવ, મનુષ્ય જે કંઈ દાન આપે છે, કર્મ કરે છે, તપ કરે છે તથા હોમ કરે છે, તેનું ફળ સ્થિર રહે છે ને તેને તેજ ભોગવે છે. બીજું કોઇ ભોગવતું નથી; માટે તેં કરેલાં કર્મ તુંજ ભોગવીશ, બીજો કોઇ ભોગવનાર નથી. આ અતિ ઉત્તમ, બહુશ્રુત અને રોષ તથા રાગ વગરનાઓને હિતરૂપ અને લોકને વિષે ઘણાઓએ ધારણ કરેલું મ્હોટું આખ્યાન છે, તેને જોઇને કોઈ પુરૂષ ત્રિવર્ગમાં દૃષ્ટિ રાખી રેહેશે, તો તે પૃથ્વીના રાજ્યને ભોગવશે.

इदंमहाख्यानमनुत्तमंहितं बहुश्रुतानांगतरोषरागिणां ।
समीक्ष्यलोकेबहुधाप्रचारितं त्रिवर्गदृष्टिःपृथिवींमुपाश्नुते ॥
इति श्रीमहाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि गालवचरिते
गुर्जरभाषायां त्रयोविंशत्यधिकशततमोऽध्यायः ॥१२३॥

---

धृतराष्ट्रउवाच ॥ भगवन्नेवमेवैत द्यथावदसिनारद ।
इच्छामिचाहपप्येवं नत्वीशोभगवन्नहं ॥१॥

ધૃતરાષ્ટ્ર કહે છે-હે મહા સમર્થ નારદજી, તમે કહો છો તેમજ છે; હું પણ એમજ ઇચ્છુછું, પણ મારૂં કંઈ ચાલતું નથી, વૈશંપાયન કહે છે-હે જનમેજય, એ પ્રમાણે નારદજીને કહીને ધૃતરાષ્ટ્ર રાજા શ્રીકૃષ્ણને કેહેવા લાગ્યા કે હે કેશવ, તમે આ લોક તથા પરલોકને સુધારે એવાં ધર્મ તથા ન્યાયનાં વાકય મને કહો છો, પણ હું પોતે પોતાને સ્વાધિન નથી; ને આ દુર્યોધન જે કરે છે, તે મને પ્રિય પણ નથી. માટે હે શ્રીકૃષ્ણ, હે મહાબાહુ, હે પુરષોત્તમ, હે ઋષિકેશ, શાસ્ત્રને અતિક્રમણ કરનાર, મંદ બુદ્ધિમાન, ગાંધારી, બુદ્ધિમાન્ વિદુર તથા હિત ઈચ્છનાર બીજા ભિષ્માદિ સંબંધિયોનું હિત કેહેવું નહીં માનનાર, પાપબુદ્ધિમાન, ક્રૂર, પાપિષ્ટ ચિતવાન, ચેતના રહિત તથા દુષ્ટાત્માવાન દુર્યોધનને નીતિમાર્ગમાં લેઈ આવવાનો તમે યત્ન કરો ને સમજાવો; જેથી સંબંધિ એવા અમારૂં મ્હોટું કામ કર્યું એમ અમે માનશું. એવાં ધૃતરાષ્ટ્રનાં વચન સાંભળીને વૃષ્ણિકુળમાં ઉત્પન્ન થયેલા અને સર્વ ધર્મ તથા અર્થના તત્વને જાણનાર શ્રીકૃષ્ણે, વારંવાર દુર્યોધન સામુ જોઈને મધુરવાણિથી કહ્યું કે હે કુરૂકુળમાં શ્રેષ્ઠ મ્હોટી બુદ્ધિવાળા ભારત દુર્યોધન, હું તને પરીવાર સહિત તારૂં હિત થાય એવાં વાકય કહું, તે તું સાંભળીને તે પ્રમાણે કરવા યોગ્ય છે; કેમકે મ્હોટા કુળવાન, શાસ્ત્ર તથા વૃત્ત સંપન્ન અને સર્વ ગુણયુક્ત છે. હે દુર્યોધન, તું જે કામ કરવા ઇચ્છે છે, તે કામતો દુષ્ટ કુળમાં ઉત્પન્ન થયેલા, દુષ્ટબુદ્ધિમાન, ક્રૂર તથા નિર્લજ્જ હોય તે કરે. હે ભરત કુળમાં શ્રેષ્ઠ, આ લોકને વિષે સત્પુરૂષની પ્રવૃત્તિ ધર્મ તથા અર્થયુક્ત દેખાય છે. ને અસત્પુરૂષની પ્રવૃત્તિ તેનાથી અવળી દેખાય છે. તે અવળી પ્રવૃત્તિ સદૈવ તારા વિષે જોવામાં આવે છે, ને અધર્મરૂપ, ભયંકર, નિમિત્ત વગર તથા તે પ્રમાણે થવા અશક્ય એવો હઠ પણ તારે વિષે રહ્યો છે; જે પ્રાણને હરે એવો અનિષ્ટ

છે. માટે હે શત્રુને તપાવનાર, જો તુ એ અનર્થરૂપ હઠનો ત્યાગ કરીશ, તો ભાઇ, ચાકર, મિત્ર તથા પોતાના દેહનું કલ્યાણુ કરીશ; ને અપયશ પ્રાપ્ત કરનાર અધર્મરૂપ કર્મથી મુક્ત થઇશ. માટે હે પુરૂષમાં સિંહરૂપ ભરતકુળમાં શ્રેષ્ઠ દુર્યોધન, તું બુદ્ધિમાન્, શૂરવીર, મ્હોટા ઉત્સાહવાન, બહુશ્રુત તથા પોતાને સ્વાધિન એવા પાંડવો સાથે સલાહ કર; કેમકે બુદ્ધિમાન્ ધૃતરાષ્ટ્ર, પિતામહ ભિષ્મ, દ્રોણ, મહામતિ વિદુર, કૃપાચાર્ય, સોમદત્ત, બુધિમાન્ બાહ્લિક, અશ્વત્થામા, વિવિંશતી, જ્ઞાતિ તથા મિત્રોને એમજ કરવું પ્રિય છે. વળી હે દુર્યોધન, શમતા કરવામાં સર્વ જગત્‌નું કલ્યાણ થાય છે; માટે હે ભરતકુળમાં ઉત્તમ લજ્જાવાન, કુળવાન, શાસ્ત્ર જાણનાર તથા ક્રૂરતા રહિત તું પોતાનાં માતા પિતાની આજ્ઞાનું પાલન કર. કેમકે હે ભારત, શ્રેષ્ઠ પુરૂષ પિતાની આજ્ઞા પાળવી એજ કલ્યાણકારક છે એમ માને છે, કારણ મ્હોટી આપત્તિ પ્રાપ્ત થયા કેડે, તેની આજ્ઞાને સાંભળે છે; માટે હે કુરૂશ્રેષ્ઠ દુર્યોધન, અમાત્ય સહિત તારા પિતા ધૃતરાષ્ટ્રને પાંડવો સાથે સ્નેહ કરવો રૂચે છે. વાસ્તે તને પણ તેમ થાઓ. જે મનુષ્ય પોતાના સ્નેહિની શિક્ષાને સાંભળીને તેમ કરે નહીં, તેને કરેલાં પાપકર્મનાં ફળનો ઉદય, જેમ ઘણાકાળનું સડિ ગયેલું ફળ ખાધેલું મનુષ્યને દુઃખ આપે, તેમ દુઃખ આપે છે. વળી જે મનુષ્ય પોતાના સ્નેહિયોનાં કલ્યાણરૂપ વચનને મોહથી માન્ય ન કરે, તે દિર્ધસૂત્રિ પુરૂષાર્થથી રહિત થઇને પશ્ચાત્તાપ પામે છે. અને જે માણુસ પોતાના માનને છોડી દઈ તથા સ્નેહિયોનાં કલ્યાણરૂપ વચન સાંભળીને તે પ્રમાણે કરે છે, તે આ લોકમાં સુખ પામે છે. જે મનુષ્ય આડાઈથી સ્નેહીનાં ધર્મ તથા અર્થરૂપ વચનને માન્ય કરે નહીં, ને પોતાનું જેથી અશ્રેય થાય એવાં હીન પુરૂષોનાં વચન સાંભળે, ને શત્રુને વશ થાય છે. વળી જે પુરૂષ સત્પુરૂષના મતને મૂકી દઇને અસત્પુરૂષના મતને અનુસરે છે, તેના સંબંધિ થોડા વખતમાં તેના દુઃખે કરી શોકયુક્ત થાય છે. વળી જે મનુષ્ય પોતાના મુખ્ય પ્રધાનોને ત્યાગ કરીને જાતિહીન મનુષ્યોનો આશ્રય કરે છે, તે મ્હોટી આપત્તિને પામી તેના અંતને પામતો નથી. વળી હે ભારત, ખરાબ મનુષ્યનો સંગ કરનાર, ખોટાં આચરણુવાળો તથા સ્નેહિ એવા સત્પુરૂષના વચનને નહીં માનનાર જે પુરૂષ પોતાનાનો દ્વેષ કરી બીજાઓ સાથે સ્નેહ કરે છે, તેનો પૃથ્વી ત્યાગ કરે છે. હે ભરતકુળમાં શ્રેષ્ઠ, તું શૂરવીર પાંડવો સાથે વિરોધ કરીને અસમર્થ, મૂઢ તથા ખરાબ બીજા મનુષ્યોથી પોતાના રક્ષણને ઈચ્છે છે!

અરે ! ઈંદ્ર સમાન મહારથિ પોતાના સંબંધિયોનો ત્યાગ કરીને તારા વગર બીજો કોણ મનુષ્ય અસંબંધિ એવા બીજાથી પોતાના રક્ષણને ઇચ્છે ! તેં જન્મને આરંભિનેજ કુંતિના પુત્ર પાંડવોનો નિરંતર તિરસ્કાર કર્યો છે, તોપણ ધર્માત્મા તે તારી ઉપર કોઇ દિવસ ક્રોધયુક્ત થતા નથી! હે મ્હોટી ભુજાવાળા, તેં જન્મથીજ તેમને છેતર્યા છે, તોપણ તેઓ તારે વિષે સારોજ વિચાર રાખે છે ! માટે તારે પણ પોતાના મુખ્ય બંધુ પાંડવો વિષે તેની પેઠેજ વર્તવું યોગ્ય છે, પણ ક્રોધને વશ થવું એ યોગ્ય નથી ! હે ભરતકુળમાં શ્રેષ્ઠ દુર્યોધન, બુદ્ધિમાન્ પુરૂષ જેનાથી ધર્મ, અર્થ તથા કામ એ ત્રિવર્ગની પ્રાપ્તિ થાય એવું કામ કરે છે, ને કદિ એ ત્રણ પ્રાપ્ત થવાનો અસંભવ આવે છે, તોપણ ધર્મ તથા અર્થને તો અતિજ સંભાળી રહે છે ! પણ એ ત્રિવર્ગ જૂદા જૂદા છે, તેમાંથી ધિર પુરૂષ ધર્મને સેવે છે, મધ્યમ પુરૂષ કલેષનો હેતુ એવા અર્થને સેવે છે તથા અજ્ઞાની પુરૂષ કામનેજ સેવે છે. માટે જે પ્રાકૃત મનુષ્ય ઇંદ્રિયે કરી વિષયના લોભથી ધર્મનો ત્યાગ કરીને, દુષ્ટ ઉપાયથી કામ તથા અર્થ મેળવવાની ઇચ્છા રાખે છે, તે વિનાશ પામે છે ! વાસ્તે કામ તથા અર્થની ઇચ્છાવાળા પુરૂષે પ્રથમથીજ ધર્મનું સેવન કરવું; કેમકે તે વગરનાને તે બેઉ કોઈ દિવસે પણ પ્રાપ્ત થતા નથી ! માટે હે પૃથ્વી પતિ, ત્રિવર્ગને પ્રાપ્ત થવાનું કારણ કેવળ ધર્મજ છે એમ સત્પુરૂષોનું કહેવું છે; કેમકે તેનું સેવન કરનાર પુરૂષ, જેમ શુષ્ક તૃણમાં અગ્નિ વૃદ્ધિ પામે, તેમ દિવસે દિવસે તુરત મ્હોટાઈ પામે છે ! હે ભરતકુળમાં ઉત્તમ દુર્યોધન, તું તો ધર્મ વગરના હીન ઉપાયે કરી સર્વ રાજાઓમાં પ્રસિદ્ધ એવાં તથા દેદિપ્યમાન આંખ રાજ્યને ઇચ્છે છે ! હે રાજા ! જે મનુષ્ય પોતાની સાથે સારી રીતે વર્તનાર હોય, તેની જોડે અવળાઇથી વર્તે છે, તે કુવાડાએ કરી વૃક્ષની પેઠે પોતાના દેહનેજ કાપે છે ! હે દુર્યોધન, મનુષ્યે જેનો પરાભવ કરવાની ઇચ્છા ન હોય તેની મતિને લોભાદિથી દુષિત કરવી નહીં; કેમકે નહીં દુષિત મતિવાન કલ્યાણ માર્ગને વિષેજ રહે છે! શુદ્ધ મતિવાન પુરૂષ ત્રણ લોકમાં પ્રાકૃત મનુષ્યનો પણ દ્વેષ કરતા નથી; ત્યારે પાંડવોનો તો કેમ દ્વેષ કરે ! હે દુર્યોધન, ક્રોધને વશ થએલા પુરૂષને કંઇપણ ધર્મ તથા અધર્મ જાણવામાં આવતું નથી; જેણે કરી પ્રણામરૂપ શ્રેષ્ઠ માર્ગથી ભ્રષ્ટ થાય છે ! માટે તું જગતમાં સર્વની રીતિને તો જો, કે સર્વ સારાઓનો સંગ કરે છે પણ અધર્મિનો સંગ કરતા નથી ! માટે તારે તે જોઇને

દુષ્ટનો સંગ મૂકી દઈ પાંડવોની સાથે સંગ કરવો; કેમકે એજ તને શ્રેયકારક છે. હે રાજસત્તમ, જો તું પાંડવો સાથે સ્નેહ રાખી વર્તિશ, તો તેમણે મેળવેલી પૃથ્વીને ભોગવતાં સર્વ ઇચ્છિત કામનાને પામીશ! તું પાંડવોને મૂકી દઇને બીજાઓથી પોતાની રક્ષા ઇચ્છે છે તથા દુઃશાસન, કર્ણ અને શકુનિના આશ્રયે કરી સમૃદ્ધિને પણ ઇચ્છે છે; પણ એ ધર્મ, અર્થ તથા જ્ઞાન સંબંધિ કાર્યમાં અને પાંડવો સામે પરાક્રમ કરવામાં પૂર્ણતા કરી શકશો નહીં; કેમકે યુદ્ધમાં ક્રોધ પામેલા ભીમસેનનું મુખ જોવાને પણ તારા સહિત આ સર્વ રાજાઓ સમર્થ થશે નહીં! વળી આ સમીપે ઉભેલું સમગ્ર રાજાઓનું સૈન્ય, આ ભીષ્મ, આ દ્રોણ, આ કર્ણ, આ કૃપ, આ ભુરિશ્રવા, આ સોમદત્તનો પુત્ર ભગદત્ત, આ અશ્વત્થામા તથા આ જયદ્રથ એ સર્વ અર્જુનની સાથે યુદ્ધ કરવા અસમર્થ છે; કેમકે તે યુદ્ધમાં દેવતા, અસુર, મનુષ્ય અને ગંધર્વોથી પણ ન જીતાય એવા છે! માટે તું યુદ્ધ કરવાની ઇચ્છા કર માં! અરે! હે દુર્યોધન, તારો પક્ષ કરનાર સર્વ રાજાના સૈન્યમાં અર્જુનની સામે યુદ્ધ કરવા જઇને પાછો જીવતો પોતાના ગૃહ પ્રત્યે જાય એવો કોઇ પુરૂષ છે? તેતો તું જો! હે ભરતકુળમાં ઉત્તમ, પ્રાણિયોનો ક્ષય કરવાથી તને શું ફળ મળનાર છે! અર્જુનને જીતે એવો કોઈ તારી સેનામાં છે તે તું જો; કેમકે તે જીતાયેથી સર્વ જીતાયા સરખું છે! અરે! જેણે ખાંડવ વનને વિષે દેવતા, ગંધર્વ, અસુર, યક્ષ તથા સર્પને જીત્યા છે એવા અર્જુનની સાથે યુદ્ધ કરનાર આ લોકમાં કોણ મનુષ્ય છે! વળી એકલા તેણે વિરાટ નગરને વિષે ઘણાઓ સાથે યુદ્ધ કરીને સર્વને જીત્યા એ મ્હોટું આશ્ચર્ય સંભળાય છે, એજ તેના અજયપણાનું ચિન્હ છે! વળી જેણે મહાદેવજી સામે યુદ્ધ કરીને તેને સંતુષ્ઠ કર્યા છે એવા, અજય, શૂરવીર, અચ્યુત, જય મેળવનાર તથા મનોહર અર્જુનને સંગ્રામમાં તું જીતવાની ઇચ્છા રાખે છે! અરે! યુદ્ધમાં મારા સહિત સામે આવતા એવા અર્જુનને સાક્ષાત્ ઇંદ્રપણ યુદ્ધ કરવા બોલાવવા સમર્થ નથી! જે પુરૂષ પોતાની ભુજાએ કરી સર્વ પૃથ્વીને ઉપાડે, ક્રોધે કરીને સર્વ પ્રજાને બાળી ભસ્મ કરે તથા સ્વર્ગમાંથી દેવતાઓને પાડે, તે પુરૂષ યુદ્ધમાં અર્જુનને જીતે! અરે! તારા પક્ષમાં સર્વ તારા ભાઇઓ, પુત્ર, જ્ઞાતિ તથા સંબંધિ પ્રાપ્ત થયા છે તેમને તું જોઇને, જેમ તે સર્વ નાશ ન પામે તેમ કર! હે નરાધિપ, કૌરવ જીવતા રહો, આ કુળ પરાભવ માં પામો અને તું કીર્ત્તિહીન થઈ કુળને

હણનારો કેહેવા માં ! અરે ! મહારથિ પાંડવો તનેજ યૌવરાજ્યનો અભિષેક કરશે તથા તારા પિતા ધૃતરાષ્ટ્રને મહા રાજ્યનો અભિષેક કરશે ! માટે હે દુર્યોધન, તું પોતાની મેળે આવતિ એવી સિદ્ધ લક્ષ્મીનો અનાદર કર માં; ને પાંડવોને અર્ધ રાજ્ય આપીને મ્હોટી એવી સમૃદ્ધિને પામ ! હે ભારત ! તું પાંડવો સાથે સારી રીતે સ્નેહ કરવાથી, સંબંધિયોનાં વચન માનવાથી તથા મિત્ર સાથે પ્રસન્ન થવાથી ઘણાકાળ સૂધી સુખને પામીશ.

पांडवैःसंशमंकृत्वा कृत्वाचसुहृदांवचः ।
संप्रीयमाणोमित्रैश्च चिरंभद्राण्यवाप्स्यसि ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि भगवद्वाक्ये गुर्जरभाषायां चतुर्विंशाधिकशततमोऽध्यायः ॥१२४॥

---

**वैशंपायनउवाच** ॥ ततःशांतनवोभीष्मो दुर्योधनममर्षणं ।
केशवस्यवचःश्रुत्वा प्रोवाचभरतर्षभ ॥१॥

વૈશંપાયન કહે છે-હે ભરતકુળમાં શ્રેષ્ઠ જનમેજય, ત્યારપછી શ્રીકૃષ્ણનાં વચન સાંભળીને શંતનુના પુત્ર ભીષ્મે, અતિ ક્રોધિ દુર્યોધનને કહ્યું કે હે દુર્યોધન, સંબંધિયોની શાંતિને ઇચ્છતા એવા આ શ્રીકૃષ્ણે તને જે વાક્ય કહ્યાં, તેને તું માન્ય કર; પણ ક્રોધને વશ થા માં ! ને જો તું તેવાં વાક્ય માન્ય નહીં કરશે, તો ક્યારે પણ સુખ તથા કલ્યાણને પામીશ નહીં ! હે રાજન્, તને મહાબાહુ શ્રીકૃષ્ણે ધર્મ તથા અર્થયુક્ત વાક્ય કહ્યાં છે, માટે તારે માન્ય કરવા યોગ્ય છે; પણ વંશ તથા પ્રજાનો વિનાશ કરવો યોગ્ય નથી ! અરે તું પોતાના દુષ્ટાત્માપણાથી ધૃતરાષ્ટ્રને જીવતાંજ સર્વ રાજાઓમાં પ્રજ્વલિત એવી આ ભરતખંડની લક્ષ્મીને નાશ કરીશ ! તેમ અભિમાને કરી તું અમાત્ય, પુત્ર, ભાઇઓ તથા સગા સંબંધિ સહિત પોતાના દેહને જીવિતથી ભ્રષ્ટ કરીશ! હે ભરત શ્રેષ્ઠ, શ્રીકૃષ્ણ, પિતા ધૃતરાષ્ટ્ર તથા બુદ્ધિમાન્ વિદુરના સત અને અર્થ યુક્ત વચનને અતિક્રમણ કરવાથી આડે રસ્તે ચાલનાર તું દુષ્ટ મતિવાન તથા દુષ્ટ પુરૂષ સરખો થઇને, કુળને હણનાર થા માં ને માતા પિતાને શોકરૂપી સમુદ્રમાં બૂડાડ માં. હે જનમેજય, ત્યારપછી, દ્રોણાચાર્યે વારંવાર નિઃશ્વાસ મૂકતા એવા તથા ક્રોધને વશ થયેલ દુર્યોધનને કહ્યું કે હે નરાધિપ, તને આ શ્રીકૃષ્ણે તથા ભીષ્મે ધર્મ તથા અર્થયુક્ત વાક્ય કહ્યાં છે, તેને તું માન્ય કર; કેમકે તે

એઉ ડાહ્યા, ધારણાયુક્ત બુદ્ધિવાન, જીતેંદ્રિય, બહુશ્રુત તથા તારા અર્થને ઇચ્છિનાર છે; વાસ્તે હે મહા બુદ્ધિમાન, હે શત્રુને તપાવનાર, શ્રીકૃષ્ણે તથા ભીષ્મે તને જે પ્રમાણે વાક્ય કહ્યાં, તે પ્રમાણે તું કર, પણ મોહને લીધે બુદ્ધિમાન માધવ ભગવાનનું અપમાન કર માં. જે આ તને ઉસકેરે છે, તે કોઇપણ તારો જય કરી આપે એવો નથી; પણ યુદ્ધને વિષે અમારા સરખાના ગળા ઉપર વૈર પ્રાપ્ત કરશે! અરે તું પુત્ર, ભાઇઓ તથા સર્વ પ્રજાનો નાશ કરાવ માં; કારણ જેના પક્ષમાં શ્રીકૃષ્ણ તથા અર્જુન છે, તે સર્વ અજય છે એમ તું અવશ્ય જાણ! હે ભારત, તું શ્રીકૃષ્ણ તથા ભીષ્મનો મત સારો છે, તેને જો માન્ય નહીં કર તો પશ્ચાત્તાપને પામીશ! હે દુર્યોધન, તને જમદગ્નિના પુત્ર પરશુરામે અર્જુનનું પરાક્રમ કહ્યું છે, તેથી પણ તે અધિક છે તથા દેવકીના પુત્ર શ્રીકૃષ્ણ પણ દેવતાઓથી સહન ન થાય એવા છે! હે ભરતકુળમાં શ્રેષ્ઠ, મેં તને સુખ પ્રાપ્ત કરે એવાં આ પ્રિય વચન કહ્યા તેણે કરીને શું! કારણ તું મૂઢ છે જેથી માનતો નથી! તોપણ મેં સર્વ કેહેવાનું હતું તે તને કહ્યું, માટે તારી ઇચ્છામાં આવે તેમ કર; હવે હુ ફરીથી કેહેવાનો ઉત્સાહ રાખતો નથી! વૈશંપાયન કહે છે-હે જનમેજય, એ પ્રમાણે દ્રોણાચાર્યે વાક્ય કહ્યાં, ત્યારપછી વિદુરજી પણ મહા ક્રોધિ ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધનને કેહેવા લાગ્યા કે હે દુર્યોધન, હું તારો શોચ કરતો નથી, આ તારાં વૃદ્ધ માતા પિતા ધૃતરાષ્ટ્ર તથા ગાંધારીનો શોચ કરું છું; કેમકે તારા સરખા દુષ્ટ હૃદયવાળા નાથે કરી અનાથ થયેલા, નાશ પામ્યા હશે મિત્ર તથા અમાત્ય જેના એવાં થઇને પંખ જેની કપાઇ ગઈ હોય એવા પક્ષીઓની પેઠે સર્વત્ર ફરશે! અરે! કુળને હણનાર તું સરખા કુત્સિત પાપી પુરૂષને ઉત્પન્ન કરીને, તે બેઉ આ પૃથ્વીને વિષે શોકયુક્ત ભિક્ષુક થઈ ફરશે! હે જનમેજય, એ પ્રમાણે વિદુરના કેહેવા પછી ધૃતરાષ્ટ્ર રાજાએ ભાઇઓ તથા રાજાઓથી વિંટાઈ બેઠેલા દુર્યોધનને કહ્યું કે હે દુર્યોધન, તું મહાત્મા શ્રીકૃષ્ણે જેવી રીતે તને કહ્યું તેવી રીતે સમજ, ને કોઇનો વિનાશ ન થાય એવા તેનાં વાક્યને સ્વિકાર કર! આપણે શ્રેષ્ઠ કર્મવાન આ શ્રીકૃષ્ણની સહાયતાથી, સર્વ રાજાઓ વિષે ઈષ્ટ એવા સર્વ અભિપ્રાયને પામશું! માટે હે દુર્યોધન, તું શ્રીકૃષ્ણ સાથે એકતારૂપ થઇને યુધિષ્ઠિર રાજા પાસે જા, ને સર્વ ભરત વંશીનું કલ્યાણ થાય એવું રૂડું કામ કર! ને શ્રીકૃષ્ણના કહેલા ઉપાયે કરીને તું શાંતિ પામ; કેમકે તેના કેહેવા પ્રમાણે કરવાનો

આ સમય આવ્યો છે, તેનો ત્યાગ કર માં ! જો તું તારે માટે બોલતા એવા તથા શાંતિની યાચના કરતા એવા શ્રીકૃષ્ણને, એના કહેવા પ્રમાણે કરવાની ના કહીશ, તો તારો કદાપિ જય થવાનો નથી !

शमंचेद्याचमानंत्वं प्रत्याख्यास्यसिकेशवं ।
त्वदर्थमभिजल्पंतं नतवास्त्यपराभवः ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि भीष्मादिवाक्ये गुर्जरभाषायां पंचविंशाधिकशततमोऽध्यायः ॥१२५॥

---

**वैशंपायनउवाच ॥** धृतराष्ट्रवचःश्रुत्वा भीष्मद्रोणौसमव्यथौ ।
दुर्योधनमिदंवाक्य मुचतुःशासनातिगं ॥१॥

વૈશંપાયન કહે છે–હે જનમેજય, એપ્રમાણે ધૃતરાષ્ટ્ર રાજાનાં વચન સાંભળીને, તેની સમાન વ્યથાવાળા ભીષ્મ તથા દ્રોણ, શિક્ષાથી ઉલટા ચાલનાર દુર્યોધનને આવી રીતે વાક્ય કેહેવા લાગ્યા કે હે દુર્યોધન, જ્યાં સુધી શ્રીકૃષ્ણ તથા અર્જુન યુદ્ધ કરવા તૈયાર થયા નથી, ગાંડિવ ધનુષ્ય અર્જુને ચઢાવ્યું નથી, ધૌમ્ય ઋષિયે સંગ્રામરૂપ અગ્નિને વિષે શત્રુરૂપ તારા સૈન્યને હોમ્યુ નથી અને લજ્જાવાન તથા મ્હોટા ધનુષ્યવાન યુધિષ્ઠિરે ક્રોધયુક્ત થઇને તારી સેનાને જોઇ નથી, ત્યાસૂધીમાં આ વૈર શાંત થાઓ! વળી જ્યાંસૂધી મ્હોટા ધનુષવાળો પાર્થ ભીમસેન યુદ્ધ સારૂ તૈયાર થઇ પોતાની સેનામાં ઉભેલો તમને દેખવામાં આવ્યો નથી, તે પેહેલાં આ વૈર શાંત થાઓ! વળી જ્યાંસુધી તારી સેનાને પરાભવ કરતો ગદા લઇને ભીમસેન રણમાર્ગે પ્રત્યે ફરતો નથી, તે પેહેલાં તું પાંડવો સાથે સ્નેહ કર! વળી જ્યાંસૂધી ભીમસેન સંગ્રામમાં હસ્તિ ઉપર બેસી યુદ્ધ કરનાર તથા બીજા યોદ્ધાઓનાં મસ્તકોને શૂરવીર પુરૂષોને હણનારી પોતાની ગદાયે કરીને કાળે કરી પાકી રહેલાં વનસ્પતિનાં ફળની પેઠે પાડતો નથી તે પેહેલાં આ વૈર શાંત થાઓ ! વળી નકુળ, સહદેવ, પૃષત્ ગોત્રમાં ઉત્પન્ન થયેલા ધૃષ્ટદ્યુમ્ન, વૈરાટ, શિખંડી તથા શિશુપાલના પુત્રે કવચ ધારણ કરીને શસ્ત્ર ફેંકતાં, જેમ સમુદ્રમાં ઝુડ પ્રવેશ કરે, તેમ તારી સેનામાં પ્રવેશ કરયો નથી, તેની અગાઊ આ વૈર શાંત થાઓ ! વળી જ્યાં સુધી તારા પક્ષના રાજાઓનાં કોમળ શરીર ઉપર ગૃધ્ર પક્ષિનાં પાંખ જેમાં

બાંધેલાં હોય છે એવાં પાંડવ પક્ષનાં ઉગ્ર બાણ પ્રાપ્ત થયાં નથી, તે પેહેલાં આ વૈર શાંત થાઓ! વળી અસ્ત્રવિદ્યા શિખેલા, લાઘવતાથી બાણ મૂકનાર તથા શત્રુને છેટે ફેંકી નાખનાર મ્હોટા ધનુષ્યવાળા શૂરવીરોએ મ્હોટાં લોહનાં બાણ ચંદન તથા અગરના લેપવાળા અને હાર તથા પદકથી શોભાયમાન યોદ્ધાઓનાં વક્ષસ્થળને વિષે લક્ષ કરીને નથી પાડ્યા, તેની અગાઉ આ વૈર શાંતિને પામો! અરે! રાજાઓમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિર, મસ્તકે કરી પ્રણામ કરતા એવા તને પોતાના બે હસ્તે કરી હૃદયમાં ગ્રહણ કરો! ને હે ભરતકુળમાં શ્રેષ્ઠ, શ્રેષ્ઠ એવા ધ્વજ, અંકુશ તથા પતાકાના ચિન્હવાળા તારા હાથને તે પોતાના ખભા ઉપર ધારણ કરો! વળી તે રાજા રત્નજડિત વિંટી જેમાં શોભે છે એવા તથા રત્ન સરખાં રાતાં છે આંગળાંનાં તળાં જેનાં એવા હાથે કરીને પાસે બેઠેલા તારા વાંસાને થાપડો! હે દુર્યોધન, સાગ વૃક્ષ સરખા ઉંચા ખભાવાળો મહાબાહુ ભીમસેન તને મળીને શાંતિ વાસ્તે સામનાં વાક્યે કરી તારી સાથે ભાષણ કરો! વળી હે પાર્થિવ, અર્જુન, નકુળ તથા સહદેવે પ્રણામ કરેલો તું, તેમના મસ્તકને સુંઘીને તેમની સાથે પ્રેમે કરી ભાષણ કર! અરે! પોતાના ભાઇરૂપ શૂરવીર પાંડવો સાથે સ્નેહરૂપે મળેલા તને જોઇને, આ સમસ્ત રાજાઓ આનંદાશ્રુને મૂકો! સર્વે રાજાઓની રજધાનીને વિષે ખબર આપો કે અમારે પરસ્પર પ્રીતિ થઈ! ને તું પાંડવો સહિત ભ્રાતૃભાવથી પૃથ્વીને ભોગવ, અને સંતાપ રહિત થા!

घुष्यतांराजधानीषु सर्वसंपन्महीक्षितां ।
पृथिवैभ्रातृभावेन भुज्यतांविज्वरोभव ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि भीष्मद्रोणवाक्ये गुर्जरभाषायां षड्विंशाधिकशततमोऽध्यायः ॥१२६॥

---

वैशंपायनउवाच ॥ श्रुत्वादुर्योधनोवाक्य मप्रियंकुरुसंसदि ।
प्रत्युवाचमहाबाहुं वासुदेवंयशस्विनं ॥१॥

વૈશંપાયન કહે છે–હે જનમેજય, એ પ્રમાણે કૌરવની સભામાં પોતાને અપ્રિય એવાં વાક્ય સાંભળીને દુર્યોધન, મ્હોટી ભુજાવાળા તથા મ્હોટા યશવાળા શ્રીકૃષ્ણને કેહેવા લાગ્યો કે હે કેશવ, તમે જે વાક્ય બોલો છો, તે વિચારીને તમારે બોલવું જોઇયે; કેમકે ઘણું કરી અનેજ કઠોર વાક્ય કહી નિંદો છો! અરે હે મધુસૂદન, તમે અમારૂં બળ તથા અબળ જાણ્યા

વિના, પાંડવોના પક્ષને લીધે મારીજ નિંદા કરો છો! અરે! કેવળ તમેજ મારી નિંદા કરતા નથી, આ વિદુર, ધૃતરાષ્ટ્ર, આચાર્ય દ્રોણ તથા પિતામહ ભીષ્મ પણ મારી નિંદા કરે છે; બીજા કોઈ રાજાની તો નિંદા કરતા નથી! હું મારો શું અન્યાય છે તે વિષે ઘણી ઝીણી નજરે વિચાર કરૂં છું, તો તે કંઇ જાણતો નથી! માટે કેવળ સર્વ રાજાઓ સહિત તમે સૌએ મારોજ દ્વેષ કરો છો! અરે હે મધુસૂદન, પાંડવો પોતાની પ્રીતિથી ધૂત રમ્યા, ને તેને વિષે શકુનિએ તેના રાજ્યને તથા દ્રવ્યને જીતી લીધું; તેની ખબર મને તેમના કેહેવાથીજ પડી; એ પ્રમાણે અજેય પાંડવો પાસાએ કરી જીતાયા, ને વનમાં ગયા એમાં મારો શું અપરાધ છે?! અરે હે શ્રીકૃષ્ણ, પોતે અસમર્થ છતાં હર્ષયુક્ત થયેલા પાંડવો સૌની પેઠે શત્રુ એવા અમારી સાથે, શું અમારા વાંકને લીધે વિરોધ કરે છે! અરે! સંજયસહિતપાંડવો ધૃતરાષ્ટ્રના પુત્ર અમોને કયા કારણથી તથા અપરાધ નિમિત્ત મારવાને ઇચ્છે છે? એવું અમે તેમનું શું અપ્રિય કર્યું છે! અરે! અમે ઉગ્ર કર્મે કરી તથા વચને કરી પોતાના સ્થાનથી ભ્રષ્ટ થઇને ભયથી ઈંદ્રને પણ નમિયે નહીં એવા છીયે! હે શત્રુને નાશ કરનાર શ્રીકૃષ્ણ, હું યુદ્ધમાં અમને જીતવાનો ઉત્સાહ રાખે એવા કોઇપણ ક્ષત્રિય ધર્મનું આચરણ કરનાર પુરૂષને દેખતો નથી; કેમકે કર્ણ સહિત ભીષ્મ, કૃપાચાર્ય તથા દ્રોણાચાર્યને દેવતાઓ પણ જીતવા અસમર્થ છે, તારે પાંડવોતો શાનાજ જીતી શકે! હે માધવ! કદિ ક્ષત્રિય ધર્મવાન અમો યુદ્ધમાં અસ્ત્રે કરી મરણ પામશું તો અમને સ્વર્ગની પ્રાપ્તિ થશે! અને હે જનાર્દન, કદિ યુદ્ધમાં બાણરૂપ શય્યાને વિષે અમે શયન કરશું, તો એ અમારો ક્ષત્રિયોનો મુખ્ય ધર્મ છે! હે માધવ! કદિ અમે અમારા શત્રુ પાંડવોને નહીં નમીએ, તેથી સંગ્રામમાં મરણ પામી વીર શય્યાને વિષે શયન કરશું, તો પણ અમને કશો સંતાપ થશે નહીં! કેમકે શ્રેષ્ઠ ક્ષત્રિય કુળમાં ઉત્પન્ન થયેલો અને તેના ધર્મમાં વર્તનાર કોણ પુરૂષ, પોતાની વૃત્તિ જોઇને ભયથી શત્રુને કદિપણ નમે! કુળવાન ક્ષત્રિયે ઉદ્યમ કર્યા કરવો, પણ શત્રુને નમવું નહીં; કેમકે તે પૌરૂષ છે એ પ્રમાણનાં માંતગ ઋષિનાં વાક્ય છે, તેને પોતાનું હિત ઇચ્છનાર પુરૂષ માન્ય કરે છે! વાસ્તે મારા સરખો પુરૂષ ધર્મ જાણીને બ્રાહ્મણને પ્રણામ કરે; ને જ્યાંસુધી જીવે, ત્યાં સુધી બીજા ઉપાયનું ચિંતન કરતો તેમજ વર્તે, પણ શત્રુને નમે નહીં; કેમકે ક્ષત્રિયનો એજ ધર્મ છે, જે સદૈવ મને પણ માન્ય છે! હે કેશવ! પૂર્વે મારા પિતા

ધૃતરાષ્ટ્રે અર્ધ રાજ્યનો વિભાગ પાંડવોને પાછો આપ્યો હતો, પણ હવે તે મારા જીવતાં કદિ મળનાર નથી ! કારણ હે માધવ, જ્યાં સૂધી ધૃતરાષ્ટ્ર રાજા જીવે છે, ત્યાં સૂધી અમે તથા પાંડવો શસ્ત્રાદિનો ત્યાગ કરીને ભોજન કરી આનંદમાં રહીયે ! અરે હે જનાર્દન, જ્યારે હું પરાધિન બાળક હતો, ત્યારે ધૃતરાષ્ટ્ર રાજાએ અજ્ઞાનથી અથવા ભયથી નહીં આપવા લાયક એવું રાજ્ય પાંડવોને આપ્યું હતું, પણ હવે મહાબાહુ એવા મારા જીવતાં તે મળનાર નથી; કારણ અમે સોયની અણી ખૂંચે એટલો પણ પૃથ્વીનો વિભાગ તેમને આપનાર નથી !

यावद्धितीक्ष्णयासूच्या विध्येदग्रेणकेशव ॥
तावदप्यपरित्याज्यं भूमेर्नःपांडवान्प्रति ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि दुर्योधनवाक्ये गुर्जरभाषायां सप्तविंशाधिकशततमोऽध्यायः ॥१२७॥

---

**वैशंपायनउवाच** ॥ ततःप्रशम्यदाशार्हः क्रोधपर्याकुलेक्षणः ।
दुर्योधनमिदंवाक्य मब्रवीत्कुरुसंसदि ॥१॥

વૈશંપાયન કહેછે–હે જનમેજય, એ પ્રમાણે દુર્યોધનનાં વચન સાંભળી ક્રોધથી આકુળ થયાં હતાં નેત્ર જેનાં એવા શ્રીકૃષ્ણ, ઉપરથી શાંત સરખા થઈ, કૌરવની સભામાં દુર્યોધનને આવી રીતે વાક્ય કેહેવા લાગ્યા કે હે દુર્યોધન, તું તારી ઈચ્છા પ્રમાણે શૂરવીરની શય્યાને પામીશ ! તું તારા અમાત્ય સહિત સ્થિર થા, મ્હોટો વિનાશ થશે ! હે મૂઢ, તું માનછકે, મેં પાંડવોનું કંઈ નરતું કર્યું નથી; પણ તે હું કહું તે આ સર્વ રાજાઓ પણ સાંભળો–હે ભારત, મહાત્મા પાંડવોની લક્ષ્મિએ કરી તાપ પામેલા તેં તથા શકુનિએ દ્યૂત રમવા સંબંધિ દુષ્ટ વિચાર કરયો ! એમ ન હોય તો સત્પુરૂષોમાં માન્ય, કપટ રહિત થઇ રહેનાર તથા ધર્મિષ્ટ પાંડવો, કપટરૂપ તેને વિષે કેમ પ્રીતિયુક્ત થાય! હે મહા બુદ્ધિમાન્, સત્પુરૂષની મતિને નાશ કરનાર એવું એ દ્યૂત છે, જેને વિષે અસત્પુરૂષો એક બીજાને છેતરે છે તેથી તેને દુઃખ પ્રાપ્ત થાય છે ! એ પ્રમાણનું ભયંકર દુઃખરૂપ દ્યૂત, તેં વિચાર કરયા વિના સદા ધર્મવાન પાંડવોને પાપિષ્ટ શકુનિ આદિ સાથે કરાવ્યું ! વળી તારા વગર બીજો કોણ પુરૂષ પોતાના ભાઈની સ્ત્રીને અઘટિત વાક્ય કહે ! અરે ! તેં કુલીન, શીલસંપન્ન તથા પાં-

કર્ણોને પોતાના પ્રાણ કરતાં પણ અતિ પ્રિય એવી તે શ્રી દ્રૌપદીને, સભામાં બોલાવીને જે વાક્ય કહ્યાં છે, તેનો તું વિચાર તો કર! અરે! જે વેળા શત્રુને તપાવનાર કુંતિના પુત્ર પાંડવો વનમાં જવા તૈયાર થયા, તે વેળા સભામાં દુઃશાસને જે વાક્ય કહ્યાં તે સર્વ કૌરવો જાણેછે! અરે! શ્રેષ્ઠ વૃત્તવાળા, લોભ વગરના તથા સદૈવ ધર્મનું આચરણ કરનાર એવા પોતાના ભાઈરૂપ પાંડવોને વિષે, સારો પુરૂષ કોણ એ પ્રમાણે બોલવાનું આચરણ કરે! અરે! દુર્બુદ્ધિવાળા દુષ્ટ પુરૂષના સરખું ભાષણ તેં, કર્ણે તથા દુઃશાસને બહુજ કર્યું છે! હે દુર્યોધન, તેં વાર્ણાવત શેહેરમાં માતા સહિત બાળક પાંડવોને બાળી નાખવાનો ઘણો યત્ન કર્યો, પણ તારો તે નિષ્ફળ ગયો! ત્યારે માતા સહિત તેઓ એકચક્રાપૂરીમાં બ્રાહ્મણના ગૃહને વિષે ઘણા દિવસ સુધી ગુપ્ત રહ્યા હતા! વળી તેં વિષ તથા સર્પના બંધનરૂપ અનેક ઉપાય પાંડવોના વિનાશ માટે કર્યા; પણ તે સર્વ ફોકટ ગયા! એ પ્રમાણે તું સદૈવ મહાત્મા પાંડવો વિષે પાપવૃત્તિવાળો છે! ને તું કેમ કહે છે જે મેં કંઇ તેમનો અપરાધ કરયો નથી?! અરે! તું માગી લેનાર પાંડવોને તેના પિતાનું વિભાગરૂપ રાજ્ય આપવાને ઇચ્છતો નથી તેથી ઐશ્વર્યથી ભ્રષ્ટ થઇને વિનાશ પામીશ; અને તેમને યુદ્ધમાં સર્વને નાશ કરવારૂપ પાપની પ્રાપ્તિ કરાવીશ! અરે! અવળી વૃત્તિવાળો દુષ્ટ તું ક્રૂરની પેઠે પાંડવો સંબંધિ નહીં કરવાનાં અનેક કામ કરીને, હજીપણ માતાદિ તારૂં સારૂં થાય એમ કહે છે, તેમની સાથે પણ વાદ કરે છે! હે રાજા, તને તારાં માતા પિતા, ભીષ્મ, દ્રોણ તથા વિદુરે શાંતિ પામ એમ કહ્યું, તોપણ તું શાંતિ પામતો નથી! અરે! તેમ થવાથી તને તથા યુધિષ્ઠિરને મ્હોટો લાભ છે; પણ તારી બુદ્ધિ હીન હોવાથી કંઈ રૂચતું નથી! હે પાર્થિવ, સ્નેહીનાં વચનનું ઉલ્લંઘન કરીને તું કલ્યાણને પામીશ નહીં, ને જે કરેછે, તેથી તને અધર્મ તથા અપકીર્તિ પ્રાપ્ત થશે! વૈશંપાયન કહેછે— હે જનમેજય, એ પ્રમાણે શ્રીકૃષ્ણે કહ્યું ત્યારે કૌરવની સભામાં ક્રોધિ દુર્યોધનને દુઃશાસને કહ્યું કે હે રાજા, જો તમે તમારી ઇચ્છાથી પાંડવો સાથે સલાહ નહીં કરો તો, કૌરવો તમને બાંધીને કુંતિ પુત્ર યુધિષ્ઠિરને સ્વાધિન કરશે! હે મનુષ્યમાં શ્રેષ્ઠ, ભીષ્મ, દ્રોણ તથા પિતા ધૃતરાષ્ટ્ર તમને, મને તથા કર્ણને પાંડવોને સ્વાધિન કરશે! હે જનમેજય; એ પ્રમાણે પોતાના ભાઈ દુઃશાસનાં વચન સાંભળીને દુષ્ટ મનુષ્યની પેઠે મર્યાદા વગરનો, માની, માનવા યોગ્યનું અપમાન કરનાર, દુષ્ટ બુદ્ધિવાન્ તથા

લાજ વગરનો દુર્યોધન, ક્રોધથી મ્હોટા સર્પની પેઠે શ્વાસોશ્વાસ મૂકતો, વિ-
દુર, ધૃતરાષ્ટ્ર, મહારાજ બાલ્હિક, કૃપાચાર્ય, સોમદત્ત, ભીષ્મ, દ્રોણ અને
જનાર્દન શ્રીકૃષ્ણનું અનાદર કરીને સભામાંથી ઉઠી જવા લાગ્યો, તેને જો-
ઇને સર્વ તેના ભાઇઓ તથા અમાત્ય સહિત રાજાઓ ચારે કોરથી તેને
વાંસે જવા લાગ્યા. તે સમય સભામાંથી ઉભો થઈ ભાઇયો સહિત જવા
લાગેલા દુર્યોધનને જોઇને શંતનુના પુત્ર ભીષ્મે કહ્યું કે, અરે! જે પુરૂષ
ધર્મ તથા અર્થનો ત્યાગ કરીને કેવળ ક્રોધનેજ વશ થાય છે, તેને થોડા
દિવસમાં દુઃખ પ્રાપ્ત થાય છે; જેને જોઇને દુષ્ટ હૃદયવાળા મનુષ્યો હસે છે!
હે જનાર્દન, દુષ્ટાત્મા, રાજ્ય વાસ્તે નિંદિત ઉપાય કરનાર, ક્રોધ તથા લો-
ભને વશ થયેલા અને વૃથા અભિમાની આ ધૃતરાષ્ટ્રનો પુત્ર દુર્યોધન છે, તેની
વાંસે પોતપોતાના મંત્રિ સહિત સર્વ રાજાઓ ઉઠી નિકળ્યા; તેથી સર્વ ક્ષ-
ત્રિયોપણ કાળે કરી "પાકી રહ્યા છે" તેમને મૃત્યુ સમિપ આવેલ છે એમ
હું માનુ છું! હે ભારત, એપ્રમાણે ભીષ્મનાં વાક્ય સાંભળીને કમળ સરખાં
નેત્રવાળા પરાક્રમી શ્રીકૃષ્ણે, ભીષ્મ તથા દ્રોણ જેમાં મુખ્ય હતા એવા સર્વ
સભાસદને કહ્યું કે, અરે! સર્વ કુરૂકુળમાંના વૃદ્ધોનો આ મ્હોટો અ-
ન્યાય થયો; કેમકે મંદ બુદ્ધિવાળા દુર્યોધનને બળાત્કારથી કોઈપણ વારતા
નથી! પણ હે શત્રુને દમન કરનાર, આ સમય જે કરવાથી સર્વનું શ્રેય
થાય એવાં હિતનાં વાક્ય હું કહું, તે તમને રૂચીમાં આવેતો સાંભળો–પૂર્વે
વૃદ્ધ એવા ભોજરાજ ઉગ્રસેનનો દુષ્ટ આચારવાળો તથા નિંદિત બુદ્ધિવાળો
કંસ નામે પુત્ર થયો હતો; જેણે જીવતાં પોતાના પિતાનું ઐશ્વર્ય હરણ
કરી લીધુ હતું. તેથી તેના સર્વ સંબંધિયોએ ત્યાગ કરેલાને મેં જ્ઞા-
તિના હિત માટે નાશ કરીને, ઉગ્રસેન રાજાને મ્હોટા સત્કારથી રાજ્ય-
ગાદી ઉપર બેસાડ્યા; જેથી ભોજકુળ વૃદ્ધિ પામ્યું છે. એ પ્રમાણે કુળના
કુશળને માટે સર્વ યાદવ એક કંસનો ત્યાગ કરી એકઠા મળી પરમ સુખ
ભોગવે છે. વળી પૂર્વે દેવતા તથા અસુરનું યુદ્ધ થવા લાગ્યું, ને તે પરસ્પર
વિનાશ પામવા લાગ્યા, તે જોઇને સર્વનું પાલન કરનાર બ્રહ્માએ ક્રોધ પા-
મેલા દેવતા તથા અસુર પરસ્પર નાશ કરશે એમ વિચારી ધર્મને કહ્યું
કે હે ધર્મ, તું સર્વ દૈત્ય તથા દાનવને બાંધીને વરૂણને સોંપ. એ પ્રમાણે
બ્રહ્માના કેહેવાથી ધર્મે સર્વ દૈત્યોને બાંધી વરૂણને સ્વાધિન કર્યા. ત્યારે જ-
ળપતિ વરૂણે ધર્મના પાશથી બંધાયેલા તે દૈત્યને પોતાના પાશથી બાંધી
સમુદ્રમાં રાખી સાવધપણાથી તેની રક્ષા કરી; જેથી યુદ્ધ બંધ થયું ને

સર્વ પ્રાણિને પરમ સુખ પ્રાપ્ત થયું. માટે તમે સૌ આ દુર્યોધન, કર્ણ, સુબલ પુત્ર શકુનિ તથા દુઃશાસનને બાંધીને, પાંડવોને સ્વાધિન કરો! કેમકે જો આખા કુળનો બચાવ થતો હોય, તો એક પુરૂષનો ત્યાગ કરવો, ગામડાનો બચાવ થતો હોય તો કુળનો ત્યાગ કરવો, આખા દેશનો બચાવ થતો હોયતો એક ગામડાનો ત્યાગ કરવો, તથા પોતાના આત્માનો બચાવ થતો હોય તો સર્વ પૃથ્વીનો ત્યાગ કરવો એમ ધર્મ છે! માટે હે ક્ષત્રિયમાં શ્રેષ્ઠ રાજા ધૃતરાષ્ટ્ર, દુર્યોધનને બાંધી પાંડવો સાથે શાંતિ કરો; જેથી તમારે નિમિત્ત આ ક્ષત્રિયો વિનાશ પામે નહીં!

तस्मात्दुर्योधनंबध्वा ततःसंशाम्यंपांडवैः ।
त्वत्कृतेनविनश्येयुः क्षत्रियाःक्षत्रियर्षभ ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि कृष्णवाक्ये गुर्जरभाषायां अष्टाविंशत्यधिकशततमोऽध्यायः ॥१२८॥

---

**वैशंपायनउवाच** ॥ कृष्णस्यतुवचःश्रुत्वा धृतराष्ट्रोजनेश्वरः ।
विदुरंसर्वधर्मज्ञं त्वरमाणोभ्यभाषत ॥१॥

વૈશંપાયન કહે છે-હે જનમેજય, એ પ્રમાણેનાં શ્રીકૃષ્ણનાં વચન સાંભળીને ધૃતરાષ્ટ્ર રાજા, ઉતાવળથી વિદુરજીને કેહેવા લાગ્યા કે હે વિદુરજી, તમે જાઓ ને મહા બુદ્ધિવાળી લાંબી નજરવાળી ગાંધારીને અહીં બોલાવી લાવો; કેમકે હું તેની સાથે મળીને દૂર્મતિ દુર્યોધનને સમજાવીશ. જો ગાંધારી દુષ્ટબુદ્ધિવાળા, લોભથી અવળે માર્ગે ચાલનાર તથા દુષ્ટ સહાયતાવાળા દુર્યોધનને શાંતિ માટે વાકય બોલતી સારો રસ્તો બતાવશે, તો તેનાથી થતું આપણને ભયંકર દુઃખ શાંત થશે, ને આ આપણા સંબંધિ શ્રીકૃષ્ણનાં વાકય પણ આપણે માન્ય કર્યાં એમ થશે! એવાં ધૃતરાષ્ટ્ર રાજાનાં વચન સાંભળીને વિદુરજી, ગાંધારીને સભામાં બોલાવી લાવ્યા. ત્યારે ધૃતરાષ્ટ્રે કહ્યું કે હે ગાંધારિ, આ દુષ્ટ બુદ્ધિવાળો તારો પુત્ર દુર્યોધન કોઈની શીખામણ માનતો નથી, તેથી ઐશ્વર્યના લોભે કરી તેના તથા પોતાના જીવવાથી રહિત થશે! અરે! ખરાબ મનુષ્યની પેઠે મર્યાદા રહિત, દુષ્ટ, સ્વભાવવાળો તથા મૂઢ દુર્યોધન સ્નેહિયોનાં વચનને નહીં માન્ય કરીને, પાપી પુરૂષો સહિત સભામાંથી ચાલી નિકળ્યો છે! વૈશંપાયન કહે-છે—હે જનમેજય, એ પ્રમાણે પોતાના સ્વામિનાં વચન સાંભળીને ગાંધારી

મ્હોટા કલ્યાણની ઇચ્છાથી આવી રીતે બોલી કે હે સ્વામિ, રાજ્યની કામનાવાળા આતુર પુત્ર દુર્યોધનને અહીં ત્વરાથી બોલાવી મંગાવો. અરે! નિંદિત, ધર્મ તથા અર્થનો લોપ કરનાર અને નમ્રતા રહિત એવો પુરૂષ સર્વથા શ્રેષ્ઠ રાજ્ય પામવા યોગ્ય નથી! હે ધૃતરાષ્ટ્ર! તમારીજ નિંદા થવા યોગ્ય છે! કેમકે તમે દુષ્ટ પુત્રના પાપાચરણને જાણો છો, તોપણ એનીજ બુદ્ધિને અનુસરો છો; તેથી હવે કામ તથા ક્રોધે કરી છેતરાઇને લોભને વશ થયેલા દુર્યોધનને તમે બળાત્કારથી પણ શાંત કરવાને સમર્થ નથી! અરે! પાંડવોને અર્ધ દેશનું રાજ્ય આપવામાં મૂઢ થયેલા, બાળક બુદ્ધિવાળા, દુષ્ટાત્મા, દુષ્ટ સહાયતાવાળા તથા લોભીનાં કર્મ ફળ આ ધૃતરાષ્ટ્રને ભોગવવાં પડે છે; કેમકે પરસ્પર સંબંધિયોમાં થતા ભેદને આ રાજા કેમ ન ગણકારે. એમ સર્વ સભામાંના પુરૂષોને કહીને ગાંધારિએ વળી ધૃતરાષ્ટ્ર રાજાને કહ્યું કે હે રાજા, જો સ્વજનની સાથે ભેદ થશે તો સર્વ શત્રુ તમારૂં હાસ્ય કરશે. વાસ્તે હે મહારાજ, જે આપત્તિ સામ તથા ભેદે કરી નિવૃત્ત થાય એમ છે, તો પોતાના કુટુંબીની સાથે લઢાઈ કરવાની ઇચ્છા કોણ કરે. વૈશંપાયન કહેછે—હે જનમેજય, એ પ્રમાણે ગાંધારીએ, ધૃતરાષ્ટ્રને કહ્યું, ત્યારપછી તે બેઉની આજ્ઞાથી વિદુરજી, ક્રોધિ દુર્યોધનને ફરીથી સભામાં બોલાવી લાવ્યા. ત્યારે ક્રોધથી લાંબા સરખાં નેત્રવાળો તથા સર્પની પેઠે મ્હોટા નિઃશ્વાસ મૂકતો એવો દુર્યોધન, પોતાની માતાનાં વચન સાંભળવાની ઇચ્છાએ કરી ફરીથી સભામાં આવ્યો, તેને જોઇને તેની નિંદા કરતાં શાંતિને માગનારી ગાંધારિએ કહ્યું કે હે પુત્ર દુર્યોધન, હું તારા પરિવાર સહિત તારૂં કલ્યાણ કરનાર તથા પરિણામે સુખ આપનાર એવાં વાક્ય કહું તે તું સાંભળ—હે દુર્યોધન, તને જેવી રીતે સ્નેહિ તારા પિતા, ભીષ્મ, દ્રોણ, કૃપ તથા વિદુરજીએ કહ્યું હોય, તેવી રીતે તું કર; જેથી શાંતિ પામેલા તેં તેમનો તથા મારો મ્હોટો સત્કાર કરયો હોય એમ થાય. હે ભરતકુળમાં શ્રેષ્ઠ મ્હોટી બુદ્ધિવાળા દુર્યોધન, જો કોઇપણ પોતાની ઇચ્છાથી રાજ્ય પામવાને, તેની રક્ષા કરવાને તથા તેને ભોગવવાને સમર્થ થતું નથી, વળી ઈંદ્રિયો જેને વશ ન હોય એવો પુરૂષ, ઘણાકાળ પર્યંત રાજ્યને ભોગવી શકે નહીં. જે જીતેંદ્રિય તથા સ્થિર બુદ્ધિવાળો પુરૂષ હોય, તેજ ઘણા કાળ સુધી રાજ્યને ભોગવે છે. હે દુર્યોધન, કામ તથા ક્રોધ એ બે પુરૂષના શત્રુ છે, જે તેને પુરૂષાર્થથી ભ્રષ્ટ કરે છે; માટે રાજાઓ પ્રથમ તે શત્રુને જીતીને પૃથ્વીને જીતે છે. દુષ્ટાત્મા પુરૂષોએ લો-

કના ઇશ્વરનું પ્રભુત્વ તથા ઇચ્છિત સ્થાનરૂપ રાજ્યનું રક્ષણ કરવામાં સમર્થ થવાતું નથી ! માટે રાજ્યની ઇચ્છાવાળા પુરૂષે પ્રથમ ઇંદ્રિયો જીતવી, કેમકે તેનાથી ધર્મ તથા અર્થ સંપાદન કરવામાં બુદ્ધિ જેમ કાષ્ટથી અગ્નિ વૃદ્ધિ પામે, તેમ વૃદ્ધિ પામે છે. નહીં વશ કરેલી ઇંદ્રિયો, જેમ નહીં વશ કરેલા અશ્વો ચતુર સારથીને રસ્તાને વિષે ભ્રષ્ટ કરે છે, તેમ પુરૂષને ધર્મ તથા અર્થથી ભ્રષ્ટ કરે છે, વળી જે રાજા પોતાના મનને જીત્યા વગર અમાત્યોને જીતવા ઇચ્છે છે અથવા અમાત્યોને જીત્યા વગર શત્રુને જીતવા ઇચ્છે, તે પરાધિન એવો રાજા વિનાશ પામેછે. માટે જે રાજા શત્રુ એવું પોતાનું મન છે એમ જાણીને પ્રથમ તેને જીતે, પછી પોતાના અમાત્યને અને ત્યારપછી શત્રુને જીતે, તેનો જય સફળ થાય છે. હે દુર્યોધન, વશ ઇંદ્રિયવાન, જીત્યા હોયછે અમાત્ય જેણે એવા, પાપીને દંડ આપનાર તથા વિચાર કરીને હરેક કામ કરનાર એવા ધિર રાજાને લક્ષ્મી પોતાની મેળે નિરંતર સેવે છે. હે રાજા, મનુષ્યના શરીરમાં રહેલા કામ તથા ક્રોધ, જેમ નાના છીદ્રવાળી જાળમાં નહીં આવેલા બે મત્સ્ય તેને ભેદ કરે છે, તેમ તેની બુદ્ધિને પણ ભેદ કરે છે. વળી કામ તથા ક્રોધવાન પુરૂષ સ્વર્ગમાં જાય છે, તેને જોઇને દેવતાઓ દ્વાર બંધ કરી રાખે છે ને આવવા દેતા નથી; માટે જે રાજા કામ, તથા ક્રોધ, લોભ, દંભ તથા ગર્વને સારી રીતે જીતી જાણે, તે પૃથ્વીનું રાજ્ય કરી શકે. વળી જે રાજા ધર્મ, અર્થ તથા શત્રુના પરાભવને ઇચ્છે, તેણે સદૈવ ઇંદ્રિયોને નિયમમાં રાખવાને સાવધ રેહેવું. હે રાજા, જે પુરૂષ કામ તથા ક્રોધને વશ થઇ કપટથી ઇચ્છિત એવા અર્થાદિને પામે, તેની આપત્તિવેળા કોઇપણ પર અથવા પોતાના સહાયતા કરતા નથી. માટે હે પુત્ર, તું એક મનવાળા, મહાબુદ્ધિમાન, શૂરવીર તથા શત્રુને નાશ કરનાર એવા પાંડવો સાથે એકતા કર, જેથી સુખી થઇને આ પૃથ્વીને ભોગવીશ. હે તાત, તને ભીષ્મે તથા દ્રોણે જે કહ્યું છે, તે સત્ય છે; કેમકે શ્રીકૃષ્ણ તથા અર્જુન કોઇથી જીતાય નહીં એવા છે. વાસ્તે તું શ્રેષ્ઠ કર્મ કરનાર તથા મહાબાહુ શ્રીકૃષ્ણની શરણે જા, કારણ પ્રસન્ન થયેલા તે તને તથા પાંડવોને સુખની પ્રાપ્તિ કરશે. જે પુરૂષ અર્થ ઇચ્છનાર, પ્રાજ્ઞ, તથા ભણેલા પોતાના સંબંધિયોની આજ્ઞાનું પાલન ન કરે, તે શત્રુને આનંદ પમાડે છે. વાસ્તે હે પુત્ર, યુદ્ધ કરવાથી કલ્યાણ, ધર્મ તથા અર્થ અને વિજય પ્રાપ્ત થતો નથી, ત્યારે સુખ તે ક્યાંથી મળે; વાસ્તે તું તે કરવાની ઇચ્છા રાખ માં. હે શત્રુને દમન કરનાર, હે મહા પ્રાજ્ઞ,

પૂર્વે આ ભીષ્મે, તારા પિતા ધૃતરાષ્ટ્રે તથા બાહ્લિકે ભેદ થવાથી ભય પામીને, પાંડવોને પૃથ્વીનો વિભાગ આપ્યો હતો, તેનું ફળ હાલ તું ભોગવે છે કે, તેમણે શત્રુ નાશ કરી મેળવેલી તેની સમગ્ર પૃથ્વીને તું ભોગવે છે, માટે હે શત્રુને દમન કરનાર, તું જો અમાત્ય સહિત રાજ્ય ભોગવવાને ઇચ્છતો હો, તો ઘટતો અર્ધ પૃથ્વીનો વિભાગ પાંડવોને આપ. હે ભારત, અમાત્ય સહિત તારે જીવવાને પૃથ્વીનો અર્ધ વિભાગ પૂર્ણ છે; ને તેમ કરવાથી તેં સંબંધિયોનાં વાક્ય પાળ્યાં એમ થશે; જેથી તું યશને પણ પામીશ. હે તાત, શોભાયમાન, આત્મજ્ઞાની, બુદ્ધિમાન્ તથા જીતેંદ્રિય એવા પાંડવો સાથે વિગ્રહ કરવાથી, તું મ્હોટા સુખથી ભ્રષ્ટ થઇશ. માટે હે ભરતકુળમાં શ્રેષ્ઠ, પાંડવોને એનો પોતાના રાજ્યનો વિભાગ આપી તથા સંબંધિયોનો ક્રોધ નિવૃત્ત કરીને તું યથાયોગ્ય રાજ્યનું પાલન કર. હે મહાબુદ્ધિમાન્, તેં તેર વર્ષ પર્યંત પાંડવોનો અપકાર કરયો એ બહુ થયું, ને હવે કામ તથા ક્રોધ જેને વૃદ્ધિ પામ્યા છે એવા તેમને શાંત કર, કેમકે તું, કર્ણ તથા દુઃશાસન પાંડવના રાજ્યને દબાવી રાખવા ઇચ્છોછો પણ તેમ કરવા સમર્થ નથી; કારણ ભીષ્મ, દ્રોણ, કૃપ, કર્ણ, ભીમસેન, અર્જુન તથા ધૃષ્ટદ્યુમ્ન ક્રોધ પામે, તો આ અવશ્ય સર્વ પ્રજા નાશ પામે. વાસ્તે તું ક્રોધને વશ થઇને કૌરવોનો નાશ કર માં. ને તારે નિમિત્તે સમગ્ર પૃથ્વી પણ નાશ પામો માં! હે મૂઢ, તું, ભીષ્મ, દ્રોણ તથા કૃપાદિ પોતાના સામર્થ્ય પ્રમાણે યુદ્ધ કરશે એમ માને છે. પણ તેમ હાલ બનશે નહીં; કેમકે જ્ઞાની એવા તેમને કૌરવ તથા પાંડવો વિષે રાજ્ય સ્થાન તથા પ્રીતિ સમાન છે, તેથી ધર્મ પણ અધિક છે. કદિ તમારૂં અન્ન ખાધાથી તેઓ યુદ્ધમાં પોતાના જીવિતનો ત્યાગ કરશે, તોપણ યુધિષ્ઠિરની સામુ જોવાને પણ કોઈ સમર્થ થઇ શકશે નહીં! હે તાત, હે ભરતર્ષભ, આ લોકમાં મનુષ્યને લોભે કરી દ્રવ્યની ઉત્પત્તિ દેખવામાં આવતી નથી, માટે હવે તારે લોભ કરવો એ બહુ છે; ને તું શાંતિ પામ.

नलोभादर्थसंपत्तिर्नराणामिहदृश्यते ।
तदलंतातलोभेन प्रशाम्यभरतर्षभ ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि गांधारीवाक्ये गुर्जरभाषायां ऊनात्रिंशाधिकशततमोऽध्यायः ॥१२९॥

**वैशंपायनउवाच ॥ तत्तुवाक्यमनादृत्य सोर्थवन्मातृभाषितं ।**
**पुनःप्रतस्थेसंरंभात्सकाशमकृतात्मनां ॥१॥**

વૈશંપાયન કહે છે-હે જનમેજય, ત્યારપછી પોતાની માતા ગાંધારિનાં અર્થ સહિત વાક્યનો અનાદર કરી ક્રોધયુક્ત થઇને દુર્યોધન પાછો દુષ્ટ મંત્રિ આગળ જવા લાગ્યો; ને સભામાંથી નિકળી કર્ણ, પાસાએ કરી રમવામાં ચતુર એવા શકુનિ તથા દુઃશાસનની પાસે ગયો. ત્યારે તે સર્વ ચારેજણ મળીને આવી રીતે મનસુબો કરવા લાગ્યા કે, અરે ! ધૃતરાષ્ટ્ર રાજા તથા શંતનુના પુત્ર ભીષ્મ સહિત ઉતાવળથી કામ કરનાર જનાર્દન શ્રીકૃષ્ણ પ્રથમજ આપણને પકડી બાંધવાની ઈચ્છા કરે છે ! માટે આપણેજ પુરૂષમાં સિંહરૂપ ઋષિકેશ શ્રીકૃષ્ણને બળાત્કારથી, જેમ ઇંદ્રે બળી રાજાને બાંધ્યો હતો, તેમ બાંધી મૂકીએ; જે સાંભળીને હણાઈ ગયેલા ચિત્તવાળા પાંડવો થઇને, ભાગી ગયેલી દાઢવાળા સર્પની પેઠે ઉત્સાહ વગરના થશે ! અરે ! તે સર્વ પાંડવાદિના સુખની રક્ષા કરનાર આ મહાબાહુ શ્રીકૃષ્ણજ છે; માટે ભરતને વરદાન આપનાર તથા સર્વ યાદવમાં શ્રેષ્ઠને બાંધી મૂકવાથી સોમકોએ સહિત સૌ ઉદ્યમ વગરના થશે! વાસ્તે આપણે અહીંજ ઉતાવળથી કામ કરનાર શ્રીકૃષ્ણને, ધૃતરાષ્ટ્રના પોકારતાં બાંધી મૂકીને, શત્રુ એવા પાંડવોની સાથે યુદ્ધ કરીયે ! હે જનમેજય, દુષ્ટ ચિત્તવાળા તે પાપિયોના પાપરૂપ અભિપ્રાયને, પારકા અભિપ્રાયને જાણનાર વિદ્વાન્ સાત્યકીએ તત્કાળ જાણ્યો; ને હાર્દિકે સહિત બહાર નીકળી કૃતવર્માને કહ્યું કે, હે કૃતવર્મા, જેટલામાં હું કૈરવોનો દુષ્ટ અભિપ્રાય શ્રીકૃષ્ણને કહી આવું, તેટલામાં તમે આ સેના તૈયાર કરો; ને કવચ ધારણ કરી રચના કરેલી સેના સહિત સભાના દ્વાર પ્રત્યે આવી ઉભા રહો. હે રાજા, એપ્રમાણે કૃતવર્માને કહીને શૂરવીર સાત્યકિ યાદવે, જેમ પર્વતની ગુફામાં સિંહ પ્રવેશ કરે, તેમ સભામાં પ્રવેશ કરી મહાત્મા શ્રીકૃષ્ણને દુષ્ટોનો તે અભિપ્રાય કહી, પોતે આશ્ચર્ય પામ્યા સરખા થઇ, ધૃતરાષ્ટ્ર તથા વિદુરજીને કહ્યું કે, અરે! મંદ એવા દુર્યોધનાદિ ધર્મ, અર્થ તથા કામથી રહિત અને સત્પુરૂષોએ નિંદિત એવું કામ કરવા ઇચ્છે છે; પણ તે કદિ સિદ્ધ થવાનું નથી ! અરે! ક્રોધ તથા લોભને વશ થયેલા, પાપબુદ્ધિવાળા, મૂઢ અને અલ્પબુદ્ધિમાન્ દુર્યોધનાદિ મુહૂર્તમાંજ નરતું કામ કરવા ઇચ્છે છે ! તે એકે જેમ બાળક તથા જડ પુરૂષ પ્રજ્વલિત અગ્નિને વસ્ત્રે કરી બાંધવા ઇચ્છે, તેમ કમળ સરખાં નેત્રવાળા આ શ્રીકૃષ્ણને બાંધવા ઇચ્છે છે!

એ પ્રમાણે સાત્યકીનાં વચન સાંભળીને દીર્ઘ દૃષ્ટિવાળા વિદુરજીએ કૌરવની સભામાં મહાબાહુ ધૃતરાષ્ટ્રને કહ્યું કે, હે શત્રુને તપાવનાર ધૃતરાષ્ટ્ર રાજા, તમારા સર્વ પુત્રોનો વિપરીત કાળ આવ્યો છે, કેમકે ન બની શકે તથા અપકીર્ત્તિને આપે એવું કામ કરવા તૈયાર થયા છો! અરે! કૌરવો અસહ્ય, પુરૂષમાં સિંહરૂપ, ઇંદ્રના નાના ભાઈ તથા કમળ સરખાં નેત્રવાળા આ શ્રીકૃષ્ણને બળાત્કારથી બાંધી મૂકવા ઇચ્છે છે! પણ તેઓ એને પામીને, જેમ પતંગિયા જીવડા અગ્નિને પામી નાશ પામે, તેમ નાશ પામશે! અરે! આ શ્રીકૃષ્ણ, જેમ સિંહ હસ્તિને નાશ કરી યમ લોક પ્રત્યે મૂકે, તેમ યુદ્ધ કરનાર તે સર્વેને ઈચ્છામાત્રમાંજ યમ લોક પ્રત્યે મોકલે એવા છે; તોપણ નિંદિત એવું પાપ કર્મ ક્યારેય કરે નહીં, ને ધર્મથી ભ્રષ્ટ પણ થાય નહીં! એવી રીતે વિદુરજીએ કહ્યું, ત્યારપછી કેશવ ભગવાન શ્રીકૃષ્ણે ધૃતરાષ્ટ્રને જોઇને સર્વ સંબંધિયો સાંભળતાં કહ્યું કે, હે રાજન, ક્રોધ પામેલા એ દુર્યોધનાદિ પરાક્રમથી મને બાંધવા તૈયાર થશે, તો મને બાંધશે અથવા હું એમને બાંધીશ એમ તમે જાણો! અરે હું મને બાંધવા સારૂ તૈયાર થયેલા એ દુર્યોધનાદિને દંડ આપવા સમર્થ છું; તોપણ પાપરૂપ નિંદિત કર્મ કરવા ઇચ્છતો નથી! પણ એટલું તો કહું છું કે, પાંડવોના દ્રવ્યને વિષે લોભાયેલા તમારા પુત્રો પોતાના સર્વ સ્વાર્થથી ભ્રષ્ટ થશે એમાં સંશય નથી! અરે! એ દુષ્ટો એ પ્રમાણે કરવા ઇચ્છે છે, તેથી યુધિષ્ઠિરનું કાર્ય સિદ્ધજ થયું એમ તમે જાણો! કેમકે હું આજજ એ દુર્યોધનને તથા તેને અનુસરનારાઓને દંડ આપીને, પાંડવોને રાજ્ય આપું એમાં ખરાબ કર્યા સરખું શું થાય? પણ હે ભારત, હું તમારી સાનિધ્ય ક્રોધ તથા પાપ બુદ્ધિથી થાય એવું નિંદિત કામ કરવા ઇચ્છતો નથી! હે રાજા, તમારો પુત્ર દુર્યોધન જે પ્રમાણે કરવા ઇચ્છતો હોય, તે પ્રમાણે થાઓ; ને હું તમારા સર્વ પુત્રોને તે કરવાની આજ્ઞા આપું છું! એવાં શ્રીકૃષ્ણનાં વાક્ય સાંભળીને ધૃતરાષ્ટ્ર રાજાએ વિદુરજીને કહ્યું કે હે વિદુરજી તમે, પાપી તથા રાજ્યના લોભી દુર્યોધનને મિત્ર, અમાત્ય, ભાઇયો તથા ચાકર સહિત અહીં બોલાવો; કેમકે હજીપણ હું એને સારે માર્ગે વર્તવાનો ઉપાય કરી જોઉં. એપ્રમાણે ધૃતરાષ્ટ્રનાં વચન સાંભળીને વિદુરજી ભાઇયો તથા રાજાઓ સહિત દુર્યોધનને સભામાં આવવાની ઈચ્છા નહીં હતી, તોપણ બોલાવી લાવ્યા. ત્યારે ધૃતરાષ્ટ્રે, કર્ણ, દુઃશાસન તથા બીજા રાજાઓથી વિંટાયલા દુર્યોધનને કહ્યું કે હે ક્રૂર, હે પાપિ, હે તુચ્છ કર્મ કરનારની સહાયતાવાળા, તું પાપી

એવા પુરૂષોની સહાયતાથી પાપ કર્મ કરવાને ઇચ્છે છે! અરે! મૂઢ તથા કુળને ડાગ લગાડનાર, તેં જે પ્રમાણે અશક્ય, અપકીર્તિ આપનાર અને સત્પૂરૂષોએ નિંદિત કર્મ કરવાનો નિશ્ચય કરયો છે, તે પ્રમાણે બીજો કોણ કરે! અરે! પાપી સહાયતા કરનારાઓની સાથે મળીને, તું અસહ્ય એવાં આ કમળ સરખાં નેત્રવાળા શ્રીકૃષ્ણને બાંધી મેલવા ઇચ્છે છે! હે મંદ, ઇંદ્રાદિ દેવતાઓથી પણ બલાત્કારથી જેને બાંધી શકાય નહીં એવા આ શ્રીકૃષ્ણને, જેમ બાળક ચંદ્રને બાંધવા ઇચ્છે, તેમ તું બાંધવા ઇચ્છે છે! અરે! દેવતા, મનુષ્ય, ગંધર્વ, અસુર તથા સર્પ પણ સંગ્રામમાં જેને સહન કરી શકે નહીં એવા આ શ્રીકૃષ્ણને તું ઓળખતો નથી! હે દુષ્ટ! જેમ વાયુ હાથે કરી ગ્રહણ થાય નહીં તથા ચંદ્રને સ્પર્શ થાય નહીં અને મસ્તક ઉપર પૃથ્વી ધારણ થાય નહીં, તેમ આ શ્રીકૃષ્ણ દુઃખે કરી પણ ગ્રહણ થાય નહીં એવા છે! એ પ્રમાણે ધૃતરાષ્ટ્રે કહ્યું, ત્યારપછી વિદુરજીએ ક્રોધિ દુર્યોધનની પાસે જઇ કહ્યું કે હે દુર્યોધન, આ વખત તું મારાં વાક્ય સાંભળ–પૂર્વે સૌભ શેહેરના દરવાજામાં દ્વિવિદ નામે વાનર હતો, તેણે જે આ શ્રીકૃષ્ણને પથ્થરના વર્ષાદથી આચ્છાદન કરી પરાક્રમયુક્ત સર્વ યત્નથી ગ્રહણ કરવાની ઇચ્છા કરી, પણ તે ગ્રહણ કરી શક્યો નહીં, તેને તું બલાત્કારથી ગ્રહણ કરવાની ઇચ્છા કરે છે! વળી પ્રાગ્જ્યોતિષ શેહેરમાં ગયેલા આ શ્રીકૃષ્ણને દાનવો સહિત નરકાસુર ગ્રહણ કરવા આવ્યો, પણ તેને ગ્રહણ કરી શક્યો નહીં; ને આ તે શ્રીકૃષ્ણે મ્હોટા આયુષવાળા તેને નાશ કરીને, તેની હજારો કન્યા લઇ વિધિયુક્ત પાણી ગ્રહણ કર્યું છે, તેને તું ગ્રહણ કરવા ઇચ્છે છે! વળી નિર્મોચન શેહેરમાં છ હજાર મ્હોટા અસુર જે આ શ્રીકૃષ્ણને ગ્રહણ કરવા સારૂ આવ્યા, જેમને તેણે પાશે કરી બાંધ્યા પણ તેઓ ગ્રહણ કરવા સમર્થ થયા નહીં; તેને તું ગ્રહણ કરવા ઇચ્છેછે! વળી આ શ્રીકૃષ્ણે બાલ્યાદિ અવસ્થામાં પુતનાને નાશ કરી છે તથા ગાયોની રક્ષા માટે ગોવર્ધન પર્વતને ધારણ કરયો છે; અને વૃષભાસુર, ધેનુકાસુર, મહાબળવાન ચાણૂરમલ્લ, કેશિ આદિ દૈત્યો, કંસ જરાસંધ, દંતવક્ત્ર, પરાક્રમી શિશુપાળ, બાણાસુર તથા બીજાંપણ રાજાઓને પ્રજાના હિત માટે નાશ કર્યા છે! વળી મહા પરાક્રમી આ શ્રીકૃષ્ણે વરૂણ રાજાને તથા અગ્નિને જીત્યા છે! વળી આ શ્રીકૃષ્ણે પારીજાત નામના વૃક્ષને હરણ કરતી વેળાએ શચીના પતિ ઇંદ્રને પણ જીતેલ છે! વળી એક સમુદ્રમાં પોઢેલા આ શ્રીકૃષ્ણે મધુ તથા કૈટભ નામના દૈત્યોનો નાશ કરયો છે! વળી

આણે બીજો જન્મ લઇને હયગ્રિવ નામના દૈત્યોનો નાશ કર્યો છે! અરે! વસુદેવના પુત્ર આ શ્રીકૃષ્ણ કર્તા, અકર્તા તથા સર્વ પૌરૂષનું કારણ છે, માટે જે જે કરવા ઇચ્છે, તે તે યત્ન વગર કરી શકે એવા છે એમાં સંશય નથી! અરે! ભયંકર પરાક્રમવાળા, અવિનાશી, ક્રોધેલા સર્પ સરખા, તેજોમય, શુદ્ધ ચરિત્રવાળા, મહાબાહુ તથા શુદ્ધ કર્મ કરનાર આ ગોવિંદ ભગવાનને તું જાણતો નથી, ને તિરસ્કાર કરે છે; તેથી જેમ અગ્નિને પામી પતંગ નામનો જંતુ નાશ પામે. તેમ અમાત્ય સહિત તેની પાસે આવી નાશ પામીશ.

प्रधर्षयन्महाबाहुं कृष्णमक्लिष्टकारिणं ।
पतंगोग्निमिवासाद्य सामात्योनभविष्यसि ॥

इति श्रीमहाभारते उद्योगपर्वाणि भगवद्यानपर्वणि विदुरवाक्ये गुर्जरभाषायां त्रिंशदधिकशततमोऽध्यायः ॥१३०॥

---

**वैशंपायनउवाच** ॥ विदुरेणैवमुक्तस्तु केशवःशत्रुपूगहा ।
दुर्योधनंधार्तराष्ट्रं मभ्यभाषतवीर्यवान् ॥१॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય, એ પ્રમાણે વિદુરજીએ કહ્યું, ત્યારે શત્રુના સમૂહને નાશ કરનાર મહા પરાક્રમી કેશવ ભગવાને ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધનને કહ્યું કે હે અત્યંત દુર્બુધિવાળા દુર્યોધન, તું મને એકલો છે એમ માનીને મોહથી બાંધવાની ઇચ્છા કરે છે; પણ અહિંજ સર્વ પાંડવ અંધક તથા વૃષ્ણિ કુળના સર્વ યાદવ, બાર સૂર્ય, અગિયાર રૂદ્ર તથા મહર્ષિ સહિત આઠ વસુ છે! હે જનમેજય, એ પ્રમાણે દુર્યોધનને કહીને શત્રુના શૂરવીરને મારનાર શ્રીકૃષ્ણ, પ્રથમ મ્હોઢેથી ખડખડ હસ્યા. ત્યાર પછી હસતા એવા વસુદેવના પુત્ર શ્રીકૃષ્ણે, વિજળીની કાંતિ સરખા કાંતિમાન અંગુઠા જેવડા દેવતાઓને ઉત્પન્ન કર્યા; જેઓ ત્યાં અગ્નિની જ્વાળા મૂકવા લાગ્યા, અને શ્રીકૃષ્ણના લલાટમાં બ્રહ્મા, વક્ષસ્થળમાં રૂદ્ર, ભુજામાં લોકપાળ, મુખમાં અગ્નિ તથા સર્વ અંગમાં આદિત્ય, સાધ્ય, વસુ, અશ્વિનીકુમાર, ઇંદ્ર સહિત મરૂત્ત, વિશ્વેદેવા યક્ષ, ગંધર્વ અને રાક્ષસ દેખાવા લાગ્યા. તે વખતે શ્રીકૃષ્ણની બે ભુજામાંથી સંકર્ષણ તથા અર્જુન ઉત્પન્ન થઇને, તેની જમણી બાજુ ધનુષ્ય ધારણ કરેલા અર્જુન તથા હળ ધારણ કરેલા બળરામ ડાબી બાજુ ઉભા. વળી શ્રીકૃષ્ણના વાંસામાંથી

ભીમસેન, યુધિષ્ઠિર અને માદ્રિના પુત્ર નકુળ તથા સહદેવ ઉત્પન્ન થઇને તેની પાંસે ઉભા. વળી અંધક તથા વૃષ્ણિકુળ જેમાં મુખ્ય છે, એવા યાદવ પ્રદ્યુમ્ન મુખ્ય એવા શ્રીકૃષ્ણના સર્વ પુત્ર આયુધ ઉગામીને તેના અગ્રભાગને વિષે ઉભા. વળી શ્રીકૃષ્ણના શંખ, ચક્ર, ગદા, શક્તિ, શાર્ઙ્ગ ધનુષ્ય,હળ તથા નંદક નામની તલવાર આદિ સજ્જ હથિયાર તેના અનેક બાહુને વિષે દેખાઇ શોભવા લાગ્યાં. વળી શ્રીકૃષ્ણનાં બે નેત્ર, નાસિકા તથા કાનમાંથી અને રૂવાટાંના છિદ્રમાંથી સૂર્યનાં કિરણની પેઠે ધૂમાડા સહિત ભયંકર અગ્નિની જ્વાળા નિકળવા લાગી. એ પ્રમાણે મહાત્મા કેશવ ભગવાનનું ભયંકર સ્વરૂપ જોઇને, દ્રોણ, ભીષ્મ, મહામતિ વિદુર, મહા ભાગ્ય સંજય તથા તપોધન એવા ઋષિયો વગર ત્રાસ પામ્યાં હતાં ચિત્ત જેનાં એવા સર્વ રાજાઓએ તો, પોતાનાં નેત્ર મીચ્યાં. એ પ્રમાણે સભાને વિષે માધવ ભગવાનનું મ્હોટું, આશ્ચર્યકારક રૂપ જોઇને, દેવતાઓએ દુંદભિ વગાડયાં તથા આકાશમાંથી પુષ્પનો વર્ષાદ કરયો. તે સમય ધૃતરાષ્ટ્રે શ્રીકૃષ્ણને કહ્યું કે હે કમળ સરખાં નેત્રવાળા, હે યાદવ કુળમાં શ્રેષ્ઠ, શ્રીકૃષ્ણ, તમે સર્વ જગતના હિતરૂપ છો, માટે મારી ઉપર પ્રસન્ન થઇને હું આ તમારૂ સ્વરૂપ જોઉં એટલા સુધી મને નેત્ર આપો; ને તમવગર બીજાને જોવા ઇચ્છતો નથી, તેથી પછી પૂર્વ સરખાં કરજો. એવાં ધૃતરાષ્ટ્રનાં વચન સાંભળીને શ્રીકૃષ્ણે કહ્યું કે હે કુરૂનંદન, બીજાને જોવામાં ન આવે એવાં તમારાં નેત્ર મને જોવા સારૂ સુખે દેખતાં થાઓ. હે મહારાજ જનમેજય, એ પ્રમાણે શ્રીકૃષ્ણના કેહેવા પછી ધૃતરાષ્ટ્ર રાજા તેની કૃપાએ કરી તેનાં વિશ્વરૂપ જોવાની ઇચ્છાથી આશ્ચર્ય થાય તે રીતે બે નેત્રને પામ્યા. પછી નેત્ર પામીને બેઠેલા ધૃતરાષ્ટ્ર રાજાને જોઇને અસંત વિસ્મય પામેલા ઋષિયો સહિત સર્વ રાજાઓ, શ્રીકૃષ્ણની સ્તુતિ કરવા લાગ્યા. તે સમય સર્વ પૃથ્વી કંપવા લાગી તથા સમુદ્ર ક્ષોભ પામવા લાગ્યો; તે જોઈને સર્વ રાજાઓ પરમ આશ્ચર્યને પામ્યા. ત્યારકેડે પુરૂષમાં સિંહરૂપ શ્રીકૃષ્ણ, તે પોતાના વિશ્વરૂપનો સંહાર કરી તથા દિવ્ય, વિચિત્ર પ્રકારની અને આશ્ચર્યરૂપ દેવતા આદિના સ્વરૂપરૂપ સમૃદ્ધિને પણ સંહાર કરી, સાત્યકિ તથા હારદિક્યના હાથ ઝાલી ઋષિયોની આજ્ઞા લઇને, સભામાંથી બહાર જવા લાગ્યા. તે સમય નારદાદિ ઋષિયો પણ સર્વ કોલાહળ નિવૃત્ત થયો ત્યારપછી અંતર્ધાન થઈને ચાલી નિકળ્યા. હે રાજા, એ સર્વ આશ્ચર્ય સરખું થયું, ત્યારપછી સભામાંથી ચાલી નિકળતાં એવા શ્રીકૃષ્ણને જોઈને, રાજાઓ સ-

હિત કૌરવો, જેમ ઇંદ્રની વાંસે દેવતાઓ જાય, તેમ તેમની વાંસે જવા લાગ્યા. પણ હે રાજા, અગણિત પરાક્રમી શ્રીકૃષ્ણ, તે સર્વે રાજમંડળને નહીં ગણકારીને ક્રોધથી ધૂમાડા સહિત અગ્નિ સરખા થઈ સભાના દ્વારમાંથી બહાર નિકળ્યા. તે સમય ઘૂઘરીયો જેને બાંધી હતી એવા, મેઘના સરખો જેના ચાલવાથી અવાજ થતો હતો એવા, હલકા, સુવર્ણથી મઢેલા, ઉપસ્કર સહિત રક્ષણને માટે વ્યાઘ્રચર્મ જેને ફરતું મઢેલ હતું એવા અને શૈબ્ય તથા સુગ્રિવાદિ અશ્વ જેને વિષે જોડચા હતા એવા, મ્હોટા શ્વેત રથ સહિત દારૂક સારથી શ્રીકૃષ્ણની પાસે આવી ઉભો, તેને જોઇને તે રથમાં વિરાજમાન થયા; તેમજ મહારથિ કૃતવર્મા તથા યાદવોમાં સંમત શૂરવીર હાર્દિકયપણ રથમાં બેઠા. એ પ્રમાણે રથમાં બેસી જવા તૈયાર થયેલા શત્રુને દમન કરનાર શ્રીકૃષ્ણને જોઇને ધૃતરાષ્ટ્ર રાજા તેની પાસે આવી આવી રીતે કહેવા લાગ્યા કે હે જનાર્દન, હે શત્રુને નાશ કરનાર, મારા પુત્રોમાં જે બળ છે, તે તમારા જાણુવામાં છે અજાણ્યું કંઇજ નથી. વળી કૌરવ તથા પાંડવની શાંતિને ઇચ્છીને મેં જે યત્ન કરચો, તેપણ તમને જાણવામાં છે, તેમ આ મારી અવસ્થા કે મારૂં કંઈ ચાલતુ નથી તેપણ તમારા જાણવામાંજ છે; માટે તમારે મારે વિષે કોઈ રીતે શંકા કરવી યોગ્ય નથી. કેમકે હે કેશવ, પાંડવોને વિષે મારો અભિપ્રાય ખરાબ નથી, તે તથા તેને વાસ્તે દુર્યોધનને મેં જે વાક્ય કહ્યાં તેપણ સર્વે તમારા જાણવામાં છે. વળી હે માધવ, કૌરવો તથા સર્વ રાજાઓની શાંતિ માટે હું સર્વ ઉપાયે કરી યત્ન કરૂંછુ તેપણ તમારા જાણવામાં છે. વૈશંપાયન કહેછે—હે જનમેજય, ત્યારપછી મહાબાહુ જનાર્દન શ્રીકૃષ્ણે ધૃતરાષ્ટ્ર, દ્રોણ, પિતામહ ભીષ્મ, વિદુર, બાલ્હિક તથા કૃપાચાર્યને કહ્યું કે, કૌરવોની સભામાં ખરાબ મનુષ્યની પેઠે મંદ બુદ્ધિવાળો દુર્યોધન ક્રોધથી ઉઠયો, તે સર્વે વૃત્તાંત તમે જાણો છો. હે ભીષ્માદિ, આ ધૃતરાષ્ટ્ર રાજા, હું અસમર્થછું મારૂં કંઈ ચાલતું નથી એમ કહે છે, માટે હવે હું યુધિષ્ઠિર પાસે જવાની તમારી પાસેથી રજા લઉ છું. એ પ્રમાણે સર્વેની રજા લઇ રથમાં બેસી જવા લાગ્યા, એવા શ્રીકૃષ્ણની પાછળ મોટા ધનુષ્યવાળા તથા મહાશૂરવીર ભીષ્મ, દ્રોણ, કૃપ, વિદુર, ધૃતરાષ્ટ્ર, બાલ્હિક, અશ્વત્થામા અને મહારથી યુયુત્સુ ગયા. ત્યારકેડે ઘૂઘરીઓએ કરી શોભિતા મ્હોટા શ્વેત રથમાં બેસીને શ્રીકૃષ્ણ, સર્વે કૌરવોને જોતાં પોતાના પિતાની બ્હેન કુંતિને મળવા સારૂ ગયા.

ततोरथेनशुभ्रेण महताकिंकिणीकिना ।
कुरूणांपश्यतांद्रष्टुं स्वसारंसपितुर्ययौ ॥
इति श्रीमहाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि विश्वरुपदर्शने गुर्जरभाषायां एकत्रिंशदधिकशततमोऽध्यायः ॥१३१॥

---

**वैशंपायनउवाच** ॥ प्रविश्याथगृहंतस्या श्चरणावभिवाद्यच ।
आचख्यौतत्समासेन यद्वृत्तंकुरुसंसदि ॥१॥

વૈશંપાયન કહે છે–હે જનમેજય, હવે શ્રીકૃષ્ણ કુંતિના ઘર પ્રત્યે જઇ તેના ચરણમાં પગે લાગીને કૌરવોની સભામાં બનેલું સર્વ વૃત્તાંત સંક્ષેપથી કેહેવા લાગ્યા કે, મેં તથા ઋષિયોએ દુર્યોધનને માનવા લાયક તથા કારણ યુક્ત અનેક વાક્ય કહ્યાં, પણ કંઇ માનવામાં આવ્યાં નહીં. તેથી તેને જે વશ છે, તે સર્વ કાળે કરી "પાકી રહ્યાં છે" તેમનું મરણ પાસે આવ્યું છે; ને હું તમારી રજા લઇને, પાંડવો પાસે ઉતાવળથી જઇશ; પણ હે મહાબુદ્ધિમતિ, મારે તમારા કેહેવાથી પાંડવોને તથા તેમના પુત્રોને શું સમાચાર કેહેવા તે તમે મને કહો; કારણ તમારાં વચન સાંભળવાની ઇચ્છા છે. કુંતિએ કહ્યું કે હે કેશવ, તમે ધર્માત્મા યુધિષ્ઠિરને મારા કેહેવા પ્રમાણે કેહેજો કે, હે પુત્ર, તું પૃથ્વીનું પાલન કરવારૂપ તારો ધર્મ નાશ પામે એવી રીતે ઉલટું કામ કદિ કરીશ માં. હે રાજા, વેદ ભણેલા તથા તેના અર્થને નહીં જાણનાર મૂર્ખ પુરૂષની પેઠે અત્યંત વેદાક્ષરની આવૃત્તિએ કરીને હણાયેલી તારી બુદ્ધિ કેવળ ધર્મનેજ જૂવે છે, પણ તને બ્રહ્માએ જે ધર્મ પાળવા સારૂ ઉત્પન્ન કર્યો છે, તે સ્વધર્મને તો તું જોતો નથી, માટે તે જો. કારણ ઇશ્વરે પોતાના બે બાહુથી ક્રૂર કર્મ વાસ્તે પ્રજાનું પાલન કરવા સારૂ ક્ષત્રિયોને ઉત્પન્ન કર્યા છે, માટે તેણે બાહુબળે કરી જીવવું એજ યોગ્ય છે. આ સંબંધિ મેં પૂર્વે વૃદ્ધોના મુખથી સાંભળેલો ઇતિહાસ હું કહું તે તું સાંભળ–પૂર્વે પ્રસન્ન થયેલા કુબેરે રાજઋષિ મુચુકુંદને આ પૃથ્વી આપવા માંડી, ત્યારે તેણે નહીં અંગીકાર કરતાં તેને કહ્યું કે હે કુબેર, હું પોતાની ભુજાના બળે કરી મેળવેલી પૃથ્વી ભોગવવાની ઇચ્છાવાળો છું. એવાં મુચુકુંદનાં વચન સાંભળીને અત્યંત વિસ્મય પામેલા કુબેરે તે પૃથ્વી પોતાને સ્વાધિન રાખી. પછી

ક્ષત્રિય ધર્મને પાળનાર મુચુકુંદે, પોતાની ભુજાના બળેકરી પૃથ્વી મેળવી, ને તેનું પાલન કર્યું. માટે હે ભારત યુધિષ્ઠિર, રાજાએ સારી રીતે રક્ષા કરેલી પ્રજા જે ધર્મનું આચરણ કરે છે, તેનો ચોથો ભાગ રાજાને મળે છે. વાસ્તે જે રાજા પ્રજાના પાલનરૂપ સ્વધર્મનું આચરણ કરે છે, તે દેવતા સરખો થાય છે, ને તેમ નથી કરતો તો નરકમાં પડે છે. રાજા પ્રજાને વિષે દંડ નીતિ વાપરીને, તેને ધર્મમાં પ્રવર્તાવે છે ને અધર્મથી નિવૃત્ત કરે છે. વાસ્તે જ્યારે રાજા દંડ નીતિએ પ્રજાને સારી રીતે વર્તાવેછે, ત્યારે સત્યયુગ નામનો કાળ વર્તે છે. કાળનું કારણ રાજા કે રાજાનું કારણ કાળ એ તને સંશય માં થાઓ; કેમકે સર્વ કાળનું કારણ રાજાજ છે. માટે જગતમાં સત્ય યુગની પ્રવૃત્તિ કરવાથી રાજા ઘણોકાળ સુધી સ્વર્ગને ભોગવે છે, ત્રેતાયુગની પ્રવૃત્તિ કરવાથી થોડો કાળ સ્વર્ગને ભોગવેછે, દ્વાપર યુગની પ્રવૃત્તિ કરવાથી તેનાથી થોડો કાળ સ્વર્ગને ભોગવે છે તથા કલિયુગની પ્રવૃત્તિ કરવાથી પાપ ફળ ભોગવીને ઘણાકાળ સુધી નરકમાં વસેછે. રાજાના દોષ પ્રજાને પ્રાપ્ત થાયછે, તે પ્રજાના દોષ રાજાને પ્રાપ્ત થાય છે. માટે તું તારા પિતા તથા પિતામહાદિના ઉચિત એવા ધર્મોને જોઇ, અને શાંતિ માટે જીવવું એમ ઇચ્છેછે, એ રાજર્ષિયોનો ધર્મ નથી. અરે! વિકલવતા યુક્ત તથા શાંતપણાને વિષે રહેલો તું, આજ દિવસ સુધી પ્રજાનું પાલન કરવાથી થતાં શ્રેષ્ઠ ફળને કંઈ પણ પામ્યો નથી! તું હાલ જે બુદ્ધિથી વર્ત્તે છે, તેવો થજે એમ પૂર્વે મેં, તારા પિતા પાંડુએ તથા પિતામહે તને આશિર્વાદ આપ્યો નથી! અરે! મેંતો, યશ, દાન, તપ, શૌર્ય, બુદ્ધિ, સંતાન, મહાત્મ્ય, બળ તથા ઇંદ્રિયના ઉત્સાહવાળો તું થા એમ આશા રાખી આશિર્વાદ આપ્યો છે! અરે! મનુષ્યે શ્રેષ્ઠ રીતિથી આરાધન કરેલા દેવતાઓ તથા મનુષ્યો, તેને આલોકમાં મ્હોટું આયુષ, ધન તથા પુત્રની પ્રાપ્તિ કરે છે, અને પરલોકના સાધનરૂપ સ્વાહા તથા સ્વધર્માદિ સત્કર્મ ફળની પ્રાપ્તિ કરે છે! વળી દેવતાઓ તથા માતા પિતા પુત્રને વિષે દાન, વેદાધ્યયન, યજ્ઞ તથા પ્રજાનું પાલન કરનાર થાઓ એમ આશા રાખે છે! અરે! ક્ષુધાવાન પ્રજા પોતાનું પાલન કરનાર શૂરવીર રાજાની પાસે આવીને સંતોષ પામી રહેછે, એ કરતાં તેને અધિક ધર્મ શું છે!? અરે! રાજ્ય જેને પ્રાપ્ત થયું હોય એવા પુરૂષે, કોઇને દાન આપી, કોઇને બળે કરી તથા કોઇને શ્રેષ્ઠ વાણિએ કરી પોતાને સ્વાધિન કરવા. વળી જેમ બ્રાહ્મણે ભિક્ષા માગવી, વૈશ્યે ધન સંપાદન કરવું તથા

શૂદ્રે ત્રણ વર્ણની સેવા કરવી, તેમ ક્ષત્રિયે સંપાદન કરેલા રાજ્યનું પાલન કરવું એ તેનો ધર્મ છે! માટે તારે ભિક્ષા માગવી નિષિદ્ધ છે. તેમ ખેતી કરવી પણ યોગ્ય નથી; કેમકે તું કોઈનો વિનાશ થતો હોય તેનો રક્ષા કરનાર તથા પોતાના બાહુબળે કરી જીવનાર ક્ષત્રિય છે! માટે હે મહા-બાહો, તું બૂડી ગયેલા તારા પિતાના રાજ્યને સામ, ભેદ, દાન, દંડ તથા રાજ્યનીતિએ કરી ફરીથી ઉદ્ધાર કર! અરે હે શત્રુને નાશ કરનાર, તારા સરખા પુત્ર ઉત્પન્ન કરીને દીન બાંધવવાળી હું, શત્રુએ આપેલા અન્નની ઇચ્છા કરૂં છું એ ઉપરાંત મને બીજું દુઃખ શું! માટે તું રાજ ધર્મે કરી યુદ્ધ કર, પણ તારા વડિલોને ડૂબાડ માં, અને ક્ષીણ પુણ્યવાન થઈને નાના ભાઇયો સહિત પાપરૂપ ગતિને પામ માં!

युद्यस्वराजधर्मेण मानिमज्जीःपितामहान् ।
मागमःक्षीणपुण्यस्त्वं सानुजःपापकांगतिं ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि कुंतिवाक्ये गुर्जरभाषायां द्वात्रिंशदधिकशततमोऽध्यायः ॥१३२॥

---

**कुंत्युवाच** ॥ अत्राप्युदाहरंतीम मितिहासंपुरातनं ।
विदुलायाश्चसंवादं पुत्रस्यचपरंतप ॥१॥

કુંતિ કહે છે—હે પરંતપ, આ પ્રસંગને વિષે પૂર્વનો વિદુલા તથા પુત્રનો સંવાદરૂપ ઇતિહાસ હું તને કહું તે સાંભળ. મ્હોટા યશવાળી, મ્હોટા ક્રોધવાળી, કુલિન, કરડા સ્વભાવવાળી, ક્ષત્રિય ધર્મમાં તત્પર, ઇંદ્રિયને નિ-યમમાં રાખનારી, લાંબો વિચાર કરનારી, વિખ્યાત, રાજાઓની સભાઓમાં અનેક તરેહનાં વાક્ય સાંભળ્યાં હતાં જેણે એવી, બહુશ્રુત તથા રાજ્યાભિષેક થયો હતો જેને એવી વિદુલા નામની સ્ત્રી, સિંધુ દેશના રાજાએ જીતવાથી સૂતેલા દીન ચિત્તવાળા પોતાના ઔરસ પુત્ર, સંજયને નિંદા કરતી કેહેવા લાગી કે, હે મારાથી ઉત્પન્ન થયેલા પુત્ર, હે શત્રુને હર્ષ વધારનાર, તું મારાથી તથા તારા પિતાથી ઉત્પન્ન થયો હોય એમ જણાતું નથી, કોણ જાણે ક્યાંથી આવ્યો છે; કેમકે જો અમારો પુત્ર હો, તો ક્રોધ રહિત, શૂરવીર પુરૂષની ગણનાથી જૂદો તથા ભુજાદિના પરાક્રમરૂપ સાધન વગરનો કેમ હો! માટે જો ખરેખર અમારો પુત્ર હો, તો તારા કલ્યાણ સારૂ તારા પૂર્વજોની પેઠે શત્રુને જીતી રાજ્યરૂપ ધોસરીને વહન કર! અરે! તું પોતાના

આત્માનો તિરસ્કાર કર માં તથા તેને અલ્પથી સંતોષ માનમાં અને ઉદાર મનયુક્ત થઇને ભયનો ત્યાગ કર ! હે કુત્સિત પુરૂષ, હે પરાજય પામેલા, માન રહિત તથા બંધુને શોક આપનાર તું સર્વ શત્રુને આનંદ આપતાં ઉદ્યોગ રહિત થામાં, ને બેઠો થા ! અરે ! જેમ નાની નદીઓ થોડાં જળે ભરાઈ જાય તથા ઉદકની અંજળી પણ થોડાથી ભરાઇ જાય, તેમ અસંત સંતોષ પામી, કુત્સિત પુરૂષ અલ્પે કરી સંતોષ પામે છે; માટે જો તું તેવો હોય ને પોતાના જીવવામાં "સંશય પામતો હો" હું જીવીશ કે નહીં જીવું, તો સર્પના મુખમાં હાથ ઘાલી જલદી મૃત્યુ પામ; ને જો તે સંશય નહોય, તો પરાક્રમ કર ! અરે ! જેમ નિર્ભય એવો શ્યેન નામનો પક્ષી પોતાના પાંખનો વિસ્તાર કરી કંઇ નહીં બોલતાં શત્રુરૂપ પક્ષીને પકડવા સારૂ તેનું છિદ્ર જૂવે, તેમ તું પોતાનો પક્ષ વધારી ગુપ્ત રહીને શત્રુને જીતવા સારૂ તેનું છિદ્ર જોયા કર ! હે કુત્સિત પુરૂષ, શત્રુથી જીતાયલો તું વજ્રથી હણાયલા પુરૂષની પેઠે શબ થઇ કેમ સૂતો છે ? માટે તું સુઇ રહે માં, ને ઉભો થા ! અરે ! કૃપણ એવો તું અસ્ત પામ માં અને પોતાના પરાક્રમે કરી જગતમાં વિખ્યાત થા ! ને સામ, ભેદ તથા દાન એ ત્રણ ઉપર મન કરમાં અને શત્રુને દંડ આપી વશ કર ! અરે ! તું ટીંડોરાંના ઉંબાડીયાંની પેઠે બે ઘડીતો શત્રુને પરાક્રમ દેખાડી પ્રજ્વળિત થા, પણ જીવવાની ઇચ્છાથી જ્વાળા રહિત ફોતરાના અગ્નિની પેઠે ધુંધવ્યા કરમાં, કેમકે બે ઘડીવાર પણ પ્રજ્વલિત થઈ પોતાનું તેજ દેખાડવું એ સારૂ પણ ઘણીવાર સુધી ધૂંધવ્યા કરવું એ સારૂં નથી ! અરે ! કોઈપણ રાજાને ત્યાં કર્કશ તથા દયાળુ પુત્ર ઉત્પન્ન થજો માં ! અરે ! જે શૂરવીર પુરૂષ ઉતમ એવા સંગ્રામમાં જઇ શત્રુ સામે મનુષ્યને ઉચિત એવું પરાક્રમરૂપ કર્મ કરે, તે ધર્મના રણથી મુક્ત થાય અને પોતાની નિંદાપણ કોઈ દિવસે કરે નહીં ! અરે ! પંડિત પુરૂષ પોતાને ઇચ્છિત પ્રાપ્ત થાય અથવા ન થાય તોપણ કદિ શોચ કરે નહીં; પણ ધનાદિની તૃષ્ણા મૂકી દઇને બળે કરી સાધ્ય એવાં કાર્ય કર્યાજ કરે છે ! માટે તું પરાક્રમ કર અથવા મરણને પામ, પણ પોતાના ક્ષત્રિય ધર્મને છોડી દઈ શું જીવેછે ! અરે ! હે કિલબ, તું તારા ઇષ્ટ કર્મ તથા પૂર્ત કર્મનાં ફળ, તારી કીર્ત્તિ અને ભાગનું મૂલ એવું તારૂં રાજ્ય નાશ પામ્યાં; હવે શું કરવા જીવેછે ! અરે ! પરાક્રમિએ બૂડતાં તથા પડતાં પણ નિરમૂળ એવા શત્રુની જાંઘ પકડી તેની સાથે બૂડવું અથવા પડવું; પણ તેનો પરાભવ કરવામાં નિરૂદ્યમ રહેવું નહીં!

અરે ! મનુષ્યે યુદ્ધમાં જાતવાન અશ્વોનાં કર્મનું સ્મરણ કરી ખેદ રહિત થઇ યુદ્ધ કરવારૂપ ભાર વહન કરવો એમ શાસ્ત્રમાં કહેલું છે; માટે તું અભિમાન રાખી પરાક્રમને પામ તથા તારા નિમિત્ત પોતાની મેળે બૂડી ગયેલા કુળનો ઉદ્ધાર કર ! અરે ! જે મનુષ્યનાં અદ્દભુત પરાક્રમનું વખાણ મનુષ્યો નથી કરતાં, તેનો અવતાર ફોકટ જાય છે; ને તે મનુષ્યોની ગણનામાં માત્ર આવે છે, પણ તેને પુરૂષ તથા સ્ત્રી સરખો પણ જાણવો નહીં ! અરે ! જે મનુષ્યોનો યશ, દાન, તપ, સત્ય, વિદ્યા તથા અર્થ લાભે કરી વૃદ્ધિ પામ્યો નથી, તેણે માતાથી તેની વિષ્ટારૂપે જન્મ લીધો એમ જાણવું ! અરે ! જે પુરૂષ શાસ્ત્ર, તપ, લક્ષ્મી તથા પરાક્રમે કરી મનુષ્યોને પરાભવ કરે, તેજ પુરૂષ કેહેવાય છે ! માટે તું વિચાર વગરનાં કામ તથા ક્રૂર, અપયશ પ્રાપ્ત કરનારી, દુઃખરૂપ તથા કુત્સિત પુરૂષને ઉચિત એવી ભિક્ષાચર્યારૂપ વૃત્તિને પામવા યોગ્ય નથી; કેમકે એવી વૃત્તિ પાળનારને જોઇને તેના શત્રુ આનંદ પામે છે ! અરે ! જગત્માં તિરસ્કાર થયેલા, આસન તથા વસ્ત્ર નાશ પામ્યાં હોય છે જેનાં એવાં, થોડા લાભમાં મને મ્હોટો લાભ થયો એમ માનનાર, દીન, અલ્પ જીવનવાન તથા અલ્પ બુદ્ધિમાન્ બંધુને પામીને, તેના બાંધવો સુખ પામતા નથી ! અરે ! મેં સત્પુરૂષને વિષે અમંગળ કરનાર, કુળના વંશને નાશ કરનાર, ક્રોધ, ઉત્સાહ તથા પરાક્રમ રહિત અને શત્રુને આનંદ આપનાર એવા પુત્રના નામથી તને કલહરૂપજ ઉત્પન્ન કરયો; કેમકે તારે લીધે પોતાના દેશથી ભ્રષ્ટ થયેલાં, સર્વ કામરસે કરી હીન, સ્થાન ભ્રષ્ટ થયેલાં તથા નિષ્કિંચન એવાં અમે વૃત્તિ વગરનાં હોવાથી નાશ પામશું ! માટે કહુંછું કે તારા સરખા પુત્રને કોઇપણ સ્ત્રી જણશો નહીં ! અરે ! તું ધૂમાડા સરખો થામાં, અત્યંત પ્રજ્વલિત થા અને આક્રમણ કરીને શત્રુ પક્ષને નાશ કરતાં એક મુહૂર્ત્ત અથવા ક્ષણવાર પણ તેના મસ્તકને વિષે જ્વલાયમાન થા; કેમકે જે અક્ષમાવાન તથા ક્રોધિ હોય તેજ પુરૂષ કેહેવાય છે ! અરે ! જે મનુષ્ય ક્ષમાવાન તથા ક્રોધ રહિત હોય; તેને સ્ત્રીરૂપ તથા પુરૂષરૂપ જાણવો નહીં ! અરે ! સંતોષ, દયા, શત્રુ સામે ન ઉભા રેહેવું તથા ભય એ ચારે લક્ષ્મીને નાશ કરે છે, માટે એ ચાર યુક્ત નિરૂદ્યમી પુરૂષ મ્હોટા સ્થાનને પામતો નથી; વાસ્તે તું આત્માને પરાભવ કરનાર એ ચાર દોષ છે તેથી મુક્ત થા ! અરે ! તું લોઢાના સરખું હૃદય રાખીને ગયેલાં ધનાદિને પાછાં મેળવવાનો ઉદ્યોગ કર ! અરે ! જે મનુષ્ય શત્રુના પરાક્રમને સહન કરે, તેનેજ પુ-

રૂપ જાણવો; ને જે સ્ત્રીની પેઠે પરાક્રમ રહિત થઇ જીવે છે, તેનું પુરૂષ એવું નામ વ્યર્થ છે એમ જાણવું! અરે! શૂરવીર, બળવાન તથા સિંહ સરખો પરાક્રમી પુરૂષ મૃત્યુ પામે, તોપણ તેની પુત્રાદિ પ્રજા દેશમાં રહીને સંતોષ પામે છે! વળી જે પુરૂષ પોતાના પુત્રનો તથા સુખનો પણ ત્યાગ કરીને લક્ષ્મીનીજ શોધ કરે છે, તેના અમાત્યો થોડા કાળમાં હર્ષ પામે છે! પુત્રે કહ્યું કે હે માતા, તને મારા વગર સર્વ પૃથ્વી, આભરણ, ભોગ તથા જીવવું, એણે કરીપણ શું પ્રયોજન છે? માતાએ કહ્યું કે હે દુર્બુદ્ધિવાન, આજ કંઇ નહીં આવતી કાલે શત્રુ સામે જઇશું એમ માનનાર આળસુનો દેશ શત્રુને પ્રાપ્ત થાય છે! માટે ઉદ્યોગી પુરૂષના લોકને અમારા સંબંધિયો પામો! અરે! ચાકરે કરી હીન, પારકાં અન્ને કરી જીવનાર તથા બળે રહિત કૃપણ જનોની વૃત્તિને તું પામમાં! અને જેમ મેઘની પાછળ પ્રાણિ તથા ઇંદ્રની પાછળ દેવતાઓ જીવે છે, તેમ તારી પાછળ બ્રાહ્મણ તથા સંબંધિયો જીવો! અરે! જેમ સર્વ પ્રાણિ પાકેલા ફળવાન વૃક્ષને પામી પોતાની વૃત્તિ ચલાવી જીવે છે, તેમ જે પુરૂષને પામી સર્વ પ્રાણિ પોતાના જીવનને પામેછે, તેનું જીવવું સફળ છે! વળી જેમ ઇંદ્રના પરાક્રમથી સર્વ દેવતાઓ સુખ પામે છે, તેમ જે પુરૂષના પરાક્રમથી બંધુઓ સુખ પામે છે, તેનુંજ જીવવું સફળ છે! અરે! જે મનુષ્ય પોતાના બાહુબળના આશ્રયે કરી જીવે છે, તે આ લોકમા કિર્તિ અને પરલોકમાં શ્રેષ્ઠ ગતિને પામે છે!

स्वबाहुबलमाश्रित्य योऽभ्युज्जीवतिमानवः ।
सलोकेलभतेकीर्तिं परत्रचशुभांगतिं ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि विदुलापुत्रानुशासने गुर्जरभाषायां त्रयस्त्रिंशाधिकशततमोऽध्यायः ॥१३३॥

---

विदुलोवाच ॥ अथैतस्यामवस्थायां पौरुषंहातुमिच्छसि ।
निहीनसेवितंमार्गं गमिष्यस्याचिरादिव ॥१॥

વિદુલા કહેછે—હે પુત્ર, તું આ અવસ્થામાં પોતાના પરાક્રમને ત્યાગ કરવા ઇચ્છે છે, માટે હીન પુરૂષે સેવેલા માર્ગને થોડા વખતમાં પામીશ! જે ક્ષત્રિય પોતાના જીવિતને લીધે પોતાની શક્તિ પ્રમાણે પરાક્રમ

કરીને પોતાનું તેજ શત્રુને દેખાડતો નથી, તેને બુદ્ધિમાન પુરૂષો ચોર કહે છે! અરે! જેમ મૃત્યુ સમીપ આવેલાને શ્રેષ્ઠ ઔષધ રૂચે નહીં, તેમ અર્થવાન, યોગ્ય તથા ગુણવાન મારાં વાક્ય તને રૂચતાં નથી! અરે! સિંધુ દેશના રાજાના મનુષ્યો તેની ઉપર રાજી નથી, તેમ તેને દુઃખ પ્રાપ્ત થાયતો સારૂ એમ ઇચ્છા રાખેછે અને દુર્બળતાને લીધે મૂઢ થઈ ગયેલછે! અરે! આપણા પક્ષના સર્વ મનુષ્યો જો તારૂં પૌરૂષ નહીં દેખે, તો ઉદ્યમ કરી સહાય સંપત્તિ મેળવીને શત્રુના પક્ષનો આશ્રય કરશે! માટે તું તે સર્વની સાથે એકતા કરીને, પર્વતના કીલ્લા સરખું ઘર કર; ને વખત આવ્યે શત્રુને દુઃખ પ્રાપ્ત થાય એવી ઇચ્છા કર; કેમકે કોઇપણ અજરામર નથી! અરે! તારૂ સંજય એવું નામ છે, પણ તેવો ગુણ તારામાં હું દેખતી નથી; માટે તું નામ પ્રમાણે ગુણવાન થા, પણ તેથી ઉલટો થા માં! હે પુત્ર, પૂર્વે જ્યારે તું બાલક હતો, ત્યારે શ્રેષ્ઠ વિદ્વાન એવા કોઇ બ્રાહ્મણે તને જોઇને મને, આ બાલક પ્રથમ મ્હોટા કષ્ટને પામી પાછો વૃદ્ધિને પામશે એમ કહ્યું છે; માટે તેને સંભારીને હું તારા જયની ઇચ્છા રાખું છું, વાસ્તેજ તને વારંવાર કહું છું! અરે! જેનાં કાર્ય સિદ્ધ થવાથી સંબંધિયો રાજી થતા હોય, ને પોતે ન્યાયે કરી વર્ત્તતો હોય, તેનો અર્થ અવશ્ય સિદ્ધ થાય છે! હે સંજય, યુદ્ધથી મને અથવા શત્રુને સમૃદ્ધિ અથવા અસમૃદ્ધિ પ્રાપ્ત થશે એમ જાણીને તું, તે કરવાનું મન કર, પણ તે બંધ માં કર; કેમકે તેમ કરવાથી રાજ્ય રહિત હોવાને લીધે દરિદ્રતા પ્રાપ્ત થાય, જેથી આવતી પ્રાતઃકાળનું ભોજન ઘરને વિષે પ્રથમ દિવસે જોવામાં આવે નહીં. હે પુત્ર, એ દરિદ્રતા જેવી બીજી કોઇપણ પાપિષ્ટ અવસ્થા નથી, ને પતિ તથા પુત્રના વિનાશ કરતાં પણ એ દુઃખ અધિક છે; કેમકે મરણ સમાન છે એમ પૂર્વે સંબરાસુરે કહેલું છે! અરે! હું મ્હોટા કુળમાં ઉત્પન્ન થયેલી, જેમ એક હ્રદમાંથી બીજા હ્રદમાં જળ આવે, તેમ મ્હોટા કુળમાં આવીછું! વળી ઇશ્વરી, સર્વ કલ્યાણરૂપ, પતિએ અત્યંત માન આપેલી, મહા અમૂલ્ય પુષ્પ તથા અલંકાર ધારણ કરનારી અને ઉજ્વળ વસ્ત્ર ધારણ કરનારી હું, પૂર્વે જ્યારે સંબંધિયોના સમાજમાં જતી, ત્યારે મને જોઇને તે સર્વ આનંદ પામતા હતા! હે સંજય, તે અત્યંત દુર્બળ થયેલી મને તથા તારી સ્ત્રીને જ્યારે તું દેખીશ, ત્યારે તને પોતાનું જીવવું પણ પ્રિય લાગશે નહીં. અરે! દાસનું કામ કરનાર ચાકર, આચાર્ય, બ્રાહ્મણ તથા પુરોહિતની વૃત્તિ જ્યારે આપણાથી ચાલશે નહીં, ત્યારે તેઓ સર્વ આપણો ત્યાગ કરશે; તે જોઇને તારે

જીવવું એ નિષ્ફળ છે! અરે! વખાણવા લાયક તથા યશ વધારનારા તારા પૂર્વનાં કૃત્યને જો હું નહીં જોઉં, તો મારા હૃદયને વિષે શાંતિ શાની વળવાની છે! અરે એવી દુર્બળ અવસ્થા વેળા હું, કોઇ બ્રાહ્મણ માગવા આવે તેને, જ્યારે આપવાનું કંઈ નથી એમ કહું, ત્યારે તો મારૂં હૃદય ભેદાઇજ જાય તો, કેમકે પૂર્વે મેં તથા મારા સ્વામિએ એમ કહેલુંજ નથી. અરે! આપણને બીજાઓના આશ્રયથી જીવવું પ્રાપ્ત થશે, તો હું દેહનો ત્યાગ કરીશ! અરે! કાંઠા વગરના અમે છીયે તેનો તું કાંઠારૂપ થા! દુઃખરૂપ સમુદ્રમાં ડૂબતાં એવાં અમોને તું નાવરૂપ થા! અરે! સ્થાન વગરનાં અમે છીયે તેનો તું સ્થાનરૂપ થા! અરે! મૃત્યુ પામેલા સરખાં અમોને તું જીવાડનાર થા! અરે! જો તું એક જીવવાની આશા છોડી દઇશ, તો સર્વ શત્રુને જીતવા સમર્થ થઇશ! ને જો ક્લિબ વૃત્તિને પામવું એ સારૂં છે એમ હણાયલા ચિત્તવાળો તું માનતો હોય, તો વૈરાગ્યમાં ચિત્ત રાખી આ પાપિષ્ટ વૃત્તિ છોડી દે! અરે! શૂરવીર પુરૂષ એક શત્રુને મારીને પણ જગતમાં વિખ્યાતિ પામે છે; કેમકે ઇંદ્ર એક વૃત્રાસુરને મારવાથી, જગતમાં મહેંદ્ર કેવાયો છે, મ્હોટા સોમવલ્લિનાં પાત્રને પામ્યો છે તથા સર્વ લોકનો ઈશ્વર પણ થયો છે! અરે! જ્યારે જે શૂરવીર પુરૂષ સંગ્રામમાં પોતાનું નામ સંભળાવી કવચ પેહેરેલા શત્રુને બોલાવી, સેનાપતિ કહેવાતા એવા શ્રેષ્ઠ યોદ્ધાને મારી મ્હોટા યશને પામે, ત્યારેજ તેના શત્રુ વ્યથા પામી તેને નમે! અરે! યુદ્ધમાં જેને મરવાનો ભય નથી એવા ચતુર શૂરવીર પુરૂષને, પરવશ એવા કુત્સિત પુરૂષો અનેક પ્રકારની સમૃદ્ધિ આપી તૃપ્ત કરે છે! સત્પુરૂષ હોય છે તે, જીતેલા શત્રુના રાજ્યનો એકદમ નાશ કરતા નથી તથા તેના જીવિતનો પણ ભંગ કરતા નથી; ને તેને થોડો વૈભવ આપી તેના રાજ્યની સ્થિતિ કરી આપે છે! અરે! રાજ્ય સ્વર્ગદ્વાર તથા અમૃત સરખું છે, માટે આપણને આશ્રયરૂપ તે શત્રુને વશ થાય છે, વાસ્તે તું તેની સેનામાં અગ્નિની પેઠે જઇ પડ! હે રાજા, તું યુદ્ધમાં શત્રુને નાશ કર અને પોતાના ક્ષત્રિય ધર્મનું પાલન કર! કેમકે અત્યંત કૃપણ, શત્રુને નિર્ભય કરનાર, શોચ કરતા એવા આપણા પક્ષના પુરૂષ તથા સિંહનાદ કરતા એવા શત્રુના પુરૂષોથી વિંટાયલા અને દીનથી પણ દીન થયેલા તને જોવા હું ઈચ્છતી નથી! અરે! તું પૂર્વની પેઠે પોતાની સ્ત્રિયો સહિત હર્ષ પામ, ને તેમને દ્રવ્યાદિ આપી તેમનાથી માન પામ, પણ ખેદયુક્ત થઈ શત્રુની કન્યાઓને વશ થા માં! અરે!

યુવાવસ્થા, ૨૫, વિદ્યા તથા ચાકરથી સંપન્ન, યશસ્વી અને લોકમાં વિખ્યાત તારા સરખો, યુદ્ધરૂપ ધુર વહન કરવામાં જ્યારે નહીં દમાયેલા બળદની પેઠે વિકાર પામે, ત્યારે તો હું તે મરણરૂપજ માનું! અરે! હે પુત્ર, શત્રુનું પ્રિય બોલનાર, તથા તેની પાછળ ચાલનાર એવા તને જ્યારે હું જોઉં, ત્યારે મારા હૃદયને શાંતિ કેમ થાય! અરે! આપણા કુળમાં બીજાની પાછળ ચાલનાર કોઇપણ થયો નથી, માટે તું પણ પારકા ચાકર સરખો થઇ તેની પાછળ ચાલવા યોગ્ય નથી! અરે! હું આપણા વંશિ પ્રાચિન પુરૂષોએ, બીજાના વંશના પ્રાચીન પુરૂષોએ તથા વૃદ્ધ પુરૂષોએ, પ્રજાપતિએ નિર્માણ કરેલું ક્ષત્રિયોનું હૃદય હલકા કામમાં ન પ્રવર્તે એમ કહેલું છે તે જાણુંછું! અરે! સત્કુળમાં જન્મેલો તથા ક્ષાત્રય ધર્મને જાણનાર ક્ષત્રિય, ભયથી અથવા પોતાની વૃત્તિ સારૂ કદિપણ કોઇને નમે નહીં! અરે! પુરૂષે ઉદ્યમ કરવો, પણ કોઇને નમવું નહીં; કેમકે તેજ પૌરૂષ છે! અરે! પોતાનો સમૂલ નાશ થાય એમ હોય, તોપણ ક્ષત્રિયે કોઇને નમવું નહીં! હે સંજય, ક્ષત્રિયે હસ્તિની પેઠે મદોન્મસ્ત થઈ પોતાના ઉદ્યમમાં ફરવું, ને ધર્મવાસ્તે બ્રાહ્મણોને નિરંતર નમવું! અરે! સહાયવાન અથવા અસહાયવાન ક્ષત્રિયે જ્યાં સૂધી જીવવું ત્યાં સૂધી બ્રાહ્મણ વગર સર્વ વર્ણને નિયમમાં રાખવા તથા દુષ્ટ કર્મ કરનારને નાશ કરવા!

नियच्छन्नितरान्वर्णा न्विनिघ्नन्सर्वदुष्कृतः ।
ससहायोऽसहायोवा यावज्जीवंतथाभवेत् ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि विदुलापुत्रानुशासने गुर्जरभाषायां चतुस्त्रिंशदधिकशततमोऽध्यायः ॥१३४॥

---

पुत्रउवाच ॥ कृष्णायसस्येवचते संहत्यहृदयेकृतं ।
ममभातस्त्वकरुणे वीरप्रज्ञेह्यमर्षणे ॥१॥

પુત્ર કહેછે-હે નિર્દય, હે શૂરવીર બુદ્ધિવાળી, હે ક્રોધિનિ, હે મારી માતા, વિધાતાએ લોહના પિંડથીજ જાણે તારૂં હૃદય કર્યું હોય એમ દેખાય છે! અરે! ક્ષત્રિય ધર્મ મ્હોટો આશ્ચર્યકારક છે; કેમકે તું અપર માતાની પેઠે મને યુદ્ધમાં જવાનું કહે છે! અરે! હું તારો એકજ પુત્રછું, તેને તું યુદ્ધમાં જવાનું વચન કહે છે; પણ તારો પ્રિય પુત્ર જ્યારે નાશ

પામીશ, ત્યારે મારા વગરની તને સર્વ પૃથ્વી, આભરણ, નાના પ્રકારના ભોગ તથા જીવવાથી પણ શું ! માતા બોલી કે હે પુત્ર, વિદ્વાનની ગૃહસ્થાશ્રમરૂપ સર્વ અવસ્થા ધર્મ તથા અર્થ વાસ્તે છે; માટે હું તે એને જોઇને તને યુદ્ધમાં જવાની પ્રેરણા કરૂં છું ! અરે ! હમણાં તારે પરાક્રમ કરવાનો સમય આવ્યો છે, માટે જો તું આસમય પરાક્રમ નહીં કરે અને પોતાને વિષે અથવા શત્રુને વિષે દયા કરીશ, તો સૌથી તિરસ્કારને પામીશ ! અરે ! અપયશે જેને સ્પર્શ કરયો છે એવા તને જો હું કંઈ કહું નહીં, તો ગર્દભી એઉ લોકમાં અનુપયોગિ પુત્ર વિષે જેમ વૃથા દયા કરે છે, તેમ તારે વિષે વૃથા દયા કરનારી થાઉં ! અરે ! આ સર્વ પ્રજા જે અવિદ્યાનો આશ્રય કરી રહી છે, તે ઘણી મ્હોટી છે; કેમકે તેથી દેહને વિષે આત્મ બુદ્ધિવાળો તું, જો તેના નાશે કરી આત્માનો નાશ માનતો હોય તોપણ મને અપ્રિયજ થઇશ ! માટે તારે ધર્મ તથા અર્થરૂપ ગુણ અને સત્પુરૂષોએ આચરણ કરેલ દેવ તથા મનુષ્ય સંબંધિ પરાક્રમ યુક્ત થવું; પણ કયારેય ખરાબ ગુણયુક્ત થવું નહીં ! અરે ! જે પુરૂષ નમ્રતા તથા ઉદ્યમ રહિત, દુષ્ટ શિક્ષાવાળા અને દુર્બુદ્ધિવાળા પોતાના પુત્ર તથા પૌત્ર સાથે રહી હર્ષ પામેછે, તેને પ્રજાનું ફળ નિષ્ફળ છે ! અરે ! જે અધમ પુરૂષ સારા કર્મનો ત્યાગ કરી નિંદિત કર્મ કરે છે, તે આ લોક તથા પરલોકમાં સુખ પામતો નથી ! હે સંજય, આ લોકને વિષે વિધાતાએ ક્ષત્રિયોને યુદ્ધ કરી જય મેળવવા સારૂ ઉત્પન્ન કર્યા છે; માટે તેણે યુદ્ધમાં જય મેળવવો અથવા નાશ પામી ઇંદ્રિ લોકમાં જવું ! ક્ષત્રિયને શત્રુ વશ કરવાથી જે સુખ મળે છે, તે ઇંદ્રના લોકમાં પણ મળતું નથી ! વાસ્તે ક્રોધે કરી બળતા તથા વારંવાર અપકાર પામેલા શૂરવીર પુરૂષે, શત્રુને જીતવા સારૂ તેની સામે લઢાઈ કરવી, ને તેને જીતવો અથવા પોતાના દેહનો ત્યાગ કરવો; કારણ તેમ કર્યા વગર ક્રોધની શાંતિ થાય નહીં ! અરે ! બુદ્ધિમાન્ રાજાઓ થોડી સમૃદ્ધિને અનિષ્ટ માને છે, કેમકે જેને જગતમાં થોડી સમૃદ્ધિ પ્રિય છે, તેનો તે અનર્થ કરનાર થાય છે ! હે પુત્ર, પ્રિય એવાં સ્ત્રી તથા પુત્રાદિના અભાવથી પુરૂષ કલ્યાણ પામતો નથી, ને જેમ ગંગાજી સમુદ્રમાં અભાવને પામે છે, તેમ "અભાવને પામે છે" નાશ પામે છે ! પુત્રે કહ્યું કે હે માતા, તારે પુત્ર એવા મને આડિમતિ ન આપવી, ને મૂંગા તથા જડની પેઠે મારામાં દયા રાખવી ! માતા બોલી કે હે સંજય, તું તારા દેહના કલ્યાણ માટે આ જે વચન કહે છે, તેથી મને મ્હોટો આનંદ થાય

છે; ને જે મારે તને કેહેવાનું યોગ્ય છે તે કેહેવા વિષેજ પ્રેરણા કરે છે, માટેજ આગ્રહ કરી કહુંછું! અરે! તું જ્યારે સર્વ સિંધ દેશના રાજાના યોદ્ધાઓને મારી કષ્ટથી સંપાદન થાય એવા જયને મેળવીશ; ત્યારે તને જોઇને હું તારો સત્કાર કરીશ! પુત્રે કહ્યું કે હે માતા, ભંડાર તથા સહાયતા વગરના ખરાબ અવસ્થાવાળા મને જયની સિદ્ધિ નહીં મળે એવા વિચારથીજ હું, જેમ દુષ્ટ કર્મવાન પુરૂષને સ્વર્ગમાં જવાની ઇચ્છા નિવૃત્ત થાય, તેમ રાજ્યની ઇચ્છાથી નિવૃત્ત થયોછું! હે પરિપકવ બુદ્ધિવાળી માતા, તું જેનાથી મારો જય થાય એવા ઉપાયને જાણતી હો, તો તે હું તને પૂછુંછું, માટે સારી રીતે મને કહે; તારા કેહેવા પ્રમાણે સર્વ કરીશ. માતાએ કહ્યું કે હે પુત્ર, પોતાની પૂર્વની અસમૃદ્ધિને લીધે પોતાના આત્માનું અપમાન કરવું નહીં, કેમકે અર્થ ન હોય ત્યાં થાયછે ને હોયછે ત્યાંથી નાશ પામે છે; માટે પંડિત પુરૂષોએ આદરથી ધર્માદિ અર્થ મેળવવાનો ઉદ્યોગજ કરવો. હે તાત, સર્વ કર્મનાં ફળની નિરંતર અનિત્યતા છે એટલે કોઇ વખત મળે છે અને કોઇ વખતે મળતું નથી. માટે કર્મનું ફળ અનિત્ય છે એમ જાણી તેના ઉદ્યોગનો આરંભ કરનાર પુરૂષ કોઇ વેળા ઐશ્વર્યતાને પામે છે ને કોઈ વેળા નથી પણ પામતા; પણ જે પુરૂષ કર્મના ફળને અનિત્ય માની ઉદ્યોગ કરતા નથી, તેને કોઇ દિવસે પણ ઐશ્વર્ય મળતું નથી. હે પુત્ર, ઉદ્યોગ ન કરનારને કર્મ કરવું ન પડે એજ એક ફળ થાય છે, ને ઉદ્યોગ કરવાની ઇચ્છા રાખનારને તે કરવાથી તેનું ફળ મળે તથા ન મળે એ બે ફળ થાય છે. હે નૃપ પુત્ર, જે પુરૂષ પ્રથમથીજ સર્વ અર્થની અનિત્યતા જાણી ઉદ્યોગ કરે છે, તે પ્રતિકૂળ એવી પોતાની પિડાને તથા શત્રુની સમૃદ્ધિને નાશ કરે છે. માટે જેથી સમૃદ્ધિની પ્રાપ્તિ થાય એવાં કામ કરવા વિષે અવશ્ય ફળ થશે એમ માની ખેદ રહિત થઇ મંગળરૂપ પદાર્થ તથા દેવતાઓ સહિત બ્રાહ્મણોને અગ્રેસર કરીને પુરૂષે ઉદ્યોગ કરવો, તેમાં સાવધાન રેહેવું તથા તૈયાર રહેવું. હે પુત્ર, એ પ્રમાણે ઉદ્યોગમાં વર્તનાર બુદ્ધિમાન્ રાજા થોડા વખતમાં મહત્તાને પામે તથા જેમ પૂર્વ દિશા પ્રત્યે સૂર્ય જાય, તેમ લક્ષ્મી તેની પાસે જાય છે. હે પુત્ર, મેં તને તારા ઉત્સાહને વધારે એવાં કેટલાંક સાધન કહ્યાં તથા લોક વૃત્તાંત પણ કહ્યું; માટે હવે તું પરાક્રમ કર. તું યુદ્ધ ન કરવું એવા તારા મનના અભિપ્રાયને છોડી દઇ, ક્રોધેલા, લોભી, દ્રવ્ય વગરના, ગર્વિષ્ટ, શત્રુએ અપમાન કરેલા તથા તેની સાથે સ્પર્ધા રાખનારા શત્રુના પક્ષનાને તારા

પક્ષમાં ગ્રહણ કર; જેથી જેમ મ્હોટો વાયુ મેઘને તોડે તેમ મ્હોટા શત્રુના ગણને તોડીશ. વળી તું તે ચાકરોને પગાર અગાઉથી આપતો જજે, ને પ્રાતઃકાળમાં ઉઠી નિત્ય પ્રિય વચન બોલતો જજે; જેથી તેઓ તારૂં પ્રિય કરશે તથા તને સર્વમાં મુખ્ય કરશે. હે પુત્ર, મૃત્યુનો ભય મૂકી ચઢાઈ કરતા શત્રુને જોઇને શત્રુ, જેમ મનુષ્યો ઘરમાં આવેલા સર્પથી ભય પામે, તેમ ભય પામે છે, કદિ તે શત્રુ પરાક્રમી છે એમ જાણવામાં આવે ને વશ થતો ન હોય તો બુદ્ધિમાને તેની પાસે ઉત્તમ દૂત મોકલી સમજાવીને તેની સાથે સલાહ કરવી; જેથી કોઇ દિવસે પણ વશ થાય. તેનું કારણ હું કહું તે તું સાંભળ—એ પ્રમાણે સલાહ રેહેવાથી શત્રુના ઉપદ્રવ વગરના સ્વસ્થાન ઉપર બેઠેલા રાજાને, દ્રવ્યની વૃદ્ધિ થાય છે, ને ત્યારપછી તેના સર્વ મિત્ર ભજે છે તથા તેનો આશ્રય કરે છે. જ્યારે તેનું દ્રવ્ય નાશ પામે છે, ત્યારે તેજ મિત્ર તેનો ત્યાગ કરે છે, વિશ્વાસ કરતા નથી અને તેની નિંદાપણ કરે છે. જે રાજા શત્રુની સહાયતા મેળવી તેનો વિશ્વાસ કરી રાજ્ય પામવાની ઇચ્છા રાખે, તેને તો તે "મળેજ" કદિપણ મળે નહીં.

शत्रुंकृत्वायःसहायं विश्वासमुपगच्छति ।
अतःसंभाव्यमेवैत द्यद्राज्यंप्राप्नुयादिति ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि विदुलापुत्रानुशासने गुर्जरभाषायां पंचत्रिंशदधिकशततमोऽध्यायः ॥१३५॥

---

मातोवाच ॥ नैवराज्ञादरःकार्यो जातुकस्यांचिदापदि ।
अथचेदपिदीर्णस्या न्नैववर्तेतदीर्णवत् ॥१॥

માતા કહે છે—હે પુત્ર, રાજાએ કોઇપણ આપત્તિ વેળાએ બ્હીવું નહીં, કદિ બ્હીએ તોપણ બ્હીનેલાની પેઠે વર્તવું નહીં; કેમકે તેમ થયેલાને જોઇને સર્વ દેશ તથા સૈન્યાદિ બ્હીહે છે અને પ્રધાનોની બુદ્ધિપણ ઉલટી થાય છે. વળી રાજાએ પોતાની પ્રબતળા વખતે અપમાન કરેલા ચાકરોમાંથી કેટલાક તેનો ત્યાગ કરી તેના શત્રુની શરણે જઈ રહે છે, કેટલાક તેને છોડી દે છે અને કેટલાક મારવાને પણ તૈયાર થાય છે. અશક્ત થયેલા રાજાના અત્યંત સ્નેહી, અશક્તિમાન તથા તેના કલ્યાણની કામનાવાળા શ્રેષ્ઠ પુરૂષો જેમ બાંધેલાં વાછરડાં વાળી ગાય ગૃહનો આશ્રય કરે, તેમ તેનો આશ્રય

કરે છે પણ તેને મૂકી દેતા નથી, અને દુઃખેલા બાંધવની પેઠે શોચ કરતા એવા તેને જોઇને પોતે પણ શોચ કરે છે. હે પુત્ર, તેં પૂર્વે જેનો સત્કાર કરયો છે એવા તારાપણ એ પ્રમાણેના સ્નેહિયો છે; જે તારી સહાયતા કરશે. હે પુત્ર, દુઃખ પામેલા રાજાના દેશને અમારેજ છે અને તેની અમારેજ રક્ષા કરવી જોઇયે તથા રાજાને પણ દુઃખથી છોડાવવો જોઇએ એમ અભિમાન જે રાખતા હોય, તે સંબંધિયોને તું કદિપણ નાશ કરીશ નહીં; ને બ્હીનેલા તને જોઇને તેઓપણ તારો ત્યાગ કરો નહીં. હે પુત્ર, તારો પ્રભાવ, પૌરૂષ તથા બુદ્ધિબળને જાણવાની ઇચ્છાવાળી એવી અને તને ધૈર્ય આપનારી એવી મેં, તારા તેજની વૃદ્ધિ થાય તે સારૂ આ સર્વ વાક્ય કહ્યાં. વાસ્તે હે સંજય, જો મેં તને તારૂં શ્રેય થાય એવી રીતે કહ્યું હોય અને તે સત્ય છે એમ તારા સમજવામાં આવ્યું હોય તો તું વિકલવતાદિનો ત્યાગ કરી ધિરજ રાખી યુદ્ધ કરવા સારૂ ઉઠ. આપણી પાસે મ્હોટો દ્રવ્યનો ભંડાર છે, તે તારા તથા મારા જાણવામાં છે, બીજું કોઈ જાણતું નથી; તે હું તને લાવી પ્રાપ્ત કરૂં. વળી હે શત્રુને નાશ કરનાર સંજય, સુખ તથા દુઃખને સહન કરનાર, સંગ્રામમાંથી પાછા નહીં હઠનાર, શત્રુના રાજ્યને હરણ કરવાની ઈચ્છાવાળા તથા પોતાના રાજ્યના કલ્યાણની ઇચ્છા રાખનારા રાજાને જેવા સહાયતા કરનાર શચિવ જોઇયે, તેવાજ અનેક તારા સ્નેહિયો છે. હે યુધિષ્ઠિર, એ પ્રમાણેનાં સ્પષ્ટ અક્ષરવાળાં પોતાની માતાનાં વચન સાંભળવાથી અલ્પ ચિત્તવાળા સંજયને મનમાં શત્રુ ઉપર ક્રોધ પ્રાપ્ત થયો; અને તે આવી રીતે કેહેવા લાગ્યો કે હે માતા, મળનાર સમૃદ્ધિ દેખાડનારી તું મને શિખામણ આપે છે, માટે મારે જતું આ આપણનું રાજ્ય અવશ્ય છોડાવવું અથવા યુદ્ધમાં મરવું એમ મેં નિશ્ચય કરયો છે. હે માતા, તારાં ઉત્તરોત્તર વચન સાંભળવાની ઇચ્છાથી હું, તને કોઈ કોઇ વખત ઉલટાં વચન બોલી ચૂપ થઈ જતો હતો. હે હિત ઇચ્છનારી મારી માતા, જેમ દુઃખે કરી પ્રાપ્ત થાય એવાં અમૃતથી મનુષ્યને તૃપ્તિ થાય નહીં, તેમ સંબંધિરૂપ તારાં વચનથી નહીં તૃપ્ત થતો એથી આ હું, શત્રુને દંડ આપવા સારૂ તથા પોતાનો જય કરવા સારૂ ઉદ્યમ કરૂં છું. કુંતિ કહે છે—હે યુધિષ્ઠિર, ચાબુકથી હણાએલા રૂડા અશ્વની પેઠે વાક્યરૂપી બાણથી હણાયલા તેણે, જે રીતે માતાએ આજ્ઞા કરી હતી, તે રીતે બધું કરયું, આ જય નામનો ઇતિહાસ શત્રુથી પિડાયલા તથા ખેદ પામતા રાજાને મંત્રિએ સંભળાવવો, અને જયને ઇચ્છનાર રાજાએ

શ્રદ્ધાથી સાંભળવો; કારણ જે સાંભળવાથી તે તત્કાળ પૃથ્વીને જીતે અને શત્રુને મર્દન કરે. હર્ષને આપનાર, ભયંકર, તેજને વધારનાર તથા શૂરવીર પુત્રને આપનાર આ આખ્યાનને ગર્ભવતી બ્રાહ્મણની સ્ત્રી જો શ્રવણ કરે, તો વિદ્યા, તપ તથા દાન કરવામાં શૂર, તપસ્વિ, બ્રહ્મતેજ યુક્ત તથા ઉત્તમ બોધ કરવામાં સંમત એવા પુત્રને ઉત્પન્ન કરે; અને ક્ષત્રિયની સ્ત્રી શ્રવણ કરેતો તેજસ્વિ, બળયુક્ત, મહારથિ, ધૈર્યવાન, ચોતરફ જય કરનાર, દુષ્ટને નિયમમાં રાખનાર, ધર્માચરણ કરનારનું રક્ષણ કરનાર, સત્ય પરાક્રમવાળા તથા મ્હોટા ભાગ્યવાળા શૂરવીર પુત્રને ઉત્પન્ન કરે.

नियंतारमसाधुनां गोप्तारंधर्मचारिणां ।
ईदृशंक्षत्रियासूते वीरंसत्यपराक्रमं ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि विदुलापुत्रानुशासनसमाप्तौ गुर्जरभाषायां षट्त्रिंशदधिकशततमोऽध्यायः ॥१३६॥

---

कुंत्युवाच ॥ अर्जुनंकेशवब्रूया स्त्वयिजातेस्मसूतके ।
उपोपाविष्टानारीभि राश्रमेपरिवारिता ॥ १ ॥

કુંતિ કહેછે—હે કેશવ, તમે મારા કેહેવાથી અર્જુનને આવી રીતે કેહેજો કે, જ્યારે તું ઉત્પન્ન થયો, ને આશ્રમને વિષે સ્ત્રિયોથી વિંટાઇ જનનાશૌચયુક્ત હું બેઠી હતી, ત્યારે દિવ્યરૂપ તથા મનને આનંદ આપે એવી આકાશવાણિયે મને કહ્યું છે કે “હે કુંતિ, આ તમારો પુત્ર ઇંદ્ર સરખો થશે, ને ભીમસેન સહિત થઇને યુદ્ધમાં સર્વ કૌરવોને જીતશે તથા સર્વ લોકને આકુળ વ્યાકુળ કરશે. વળી આ તમારો પુત્ર સર્વ પૃથ્વીને જીતશે, અને એનો યશ સ્વર્ગ પર્યંત વ્યાપિ જશે. વળી શ્રીકૃષ્ણની સહાયતાવાળો આ તમારો પુત્ર, યુદ્ધમાં સર્વ કૌરવોને નાશ કરીને, નાશ પામેલા પોતાના પિતાના રાજ્યના વિભાગને ગ્રહણ કરશે. વળી મ્હોટી કાંતિવાળો એ પોતાના ભાઇયો સહિત થઈ ત્રણ અશ્વમેધ યજ્ઞ કરશે” એ પ્રમાણે હે અર્જુન, જ્યારે તારો જન્મ થયો તે વેળા આકાશવાણિયે મને કહ્યું છે. હે અચ્યુત શ્રીકૃષ્ણ, જેવો અર્જુન સત્યવાદિ તથા જેની સામે શત્રુ ઉભા રહી શકે નહીં એવો મહાબળવાન છે, તેવોજ તમે જાણોછો. હે દાશાર્હ, જેવી રીતે આકાશવાણિયે કહ્યું છે, તેવીજ રીતે થાઓ. હે શ્રીકૃષ્ણ, જો ધર્મ

હશે, તો આકાશવાણિના કેહેવા પ્રમાણે સર્વ સત્યજ થશે; ને તમે પણ સર્વ તેવી રીતે સંપાદન કરશો. હું જે આકાશવાણિયે કહ્યું છે, તેની નિંદા કરતી નથી, ને ધર્મને નમસ્કાર કરૂંછું, કેમકે તેજ સર્વ પ્રજાને ધારણ કરે છે. હે શ્રીકૃષ્ણ, મેં તમને અર્જુનને જે કેહેવાનું કહ્યું છે, તે કેહેજો; ને ભીમસેનને પણ મારા કેહેવાથી આવી રીતે તમારે કેહેવું કે, જે માટે ક્ષત્રિય પુત્રને ઉત્પન્ન કરેછે, તે કરવાનો સમય હમણાં તને આવ્યોછે; ને શ્રેષ્ઠ પુરૂષ વૈર પામી કદિ ખેદ પામતાજ નથી. હે શત્રુને આકર્ષણ કરનાર શ્રીકૃષ્ણ, શત્રુનો અંત આણ્યા વગર ભીમસેનની બુદ્ધિ કદિ શાંત થતી નથી તે તમારા જાણવામાં છે. હે શ્રીકૃષ્ણ, ઘણું કરી સર્વ ધર્મને જાણનાર, કલ્યાણી તથા મ્હોટા યશવાળી મહાત્મા પાંડુ રાજાની વઉ કૃષ્ણા દ્રૌપદીને હું કેહેવરાવુંછું કે હે મ્હોટા ભાગ્યવાળી, હે શ્રેષ્ઠ કુળમાં ઉત્પન્ન થયેલી, હે મ્હોટા યશવાળી, તું મારા પુત્રોને વિષે યથાર્થ રીતિ પ્રમાણે વર્તે છે એ તને યોગ્ય છે. હે જનાર્દન, તમારે ક્ષત્રિય ધર્મમાં કુશળ એવા બે માદ્રીના પુત્ર નકુળ તથા સહદેવને પણ મારા કેહેવા પ્રમાણે કેહેવું કે, તમારે જીવિત કરતાં પણ પરાક્રમથી મેળવેલા ભોગને ઇચ્છવા. હે પુરૂષોત્તમ, પરાક્રમ કરવાથી સર્વ અર્થ જેને મળ્યા હોય તથા જે ક્ષત્રિય ધર્મે કરી જીવતો હોય એવા મનુષ્યનું મન સદૈવ પ્રસન્ન રહે છે. અરે! સર્વે ધર્મવર્તિ એવા તમારા સર્વના જોતાં દ્રૌપદીને કૌરવોએ જે અઘટિત વાક્ય કહ્યાં, તેને સહન કરવા કોણ યોગ્ય છે! અરે! મને રાજ્યનું હરણ થવાથી, દ્યૂતમાં પુત્રનો પરાજય થવાથી તથા તેમને વનમાં જવું થયું તેથી કંઇ દુઃખ થયું નથી; પણ કૌરવની સભામાં મ્હોટાઇવાળી તથા શ્રેષ્ઠ સ્વરૂપવાળી દ્રૌપદિયે રૂદન કરતાં તેમનાં અપ્રિય લાગે એવાં વાક્ય સાંભળ્યાં એજ મ્હોટું દુઃખનું કારણ છે! અરે! ગુણે કરી શ્રેષ્ઠ, સદૈવ ક્ષત્રિય ધર્મમાં પ્રીતિમાન તથા સ્ત્રી ધર્મવાન નાથવાળી દ્રૌપદી, જ્યારે કૌરવોએ ક્લેશયુક્ત કરી, ત્યારે અનાથ થઈ! માટે હે મહાબાહો શ્રીકૃષ્ણ, તમે સર્વ શસ્ત્ર ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ તથા પુરૂષમાં સિંહરૂપ અર્જુનને કેહેજો કે, તું દ્રૌપદીનાં તે દુઃખ સંભારીને, તેની સહાયતાને આચરણ કર! અરે! ક્રોધેલા યમ તથા કાળ સરખા ભીમ અને અર્જુન દેવતાઓને પણ મરણ પમાડે એવા પરાક્રમિ છે, એ સારી રીતે તમો જાણો છો. વાસ્તે દ્રૌપદીને સભામાં લઇ આવી દુઃશાસને, ભીમને સર્વ કૌરવોની સમક્ષ જે જે તિરસ્કાર પુરઃસર કટુ વચન કહ્યાં છે, તે પાછાં તમે તેમને યાદ કરાવજો. હે જનાર્દન,

હવે નિર્વિઘ્ન માર્ગે પ્રત્યે આપ પધારો અને ત્યાં જઇ દ્રૌપદી તથા પુત્ર સહિત પાંડવોને મારાં વચનથી કુશળ પૂછજો; અને મારૂં કુશળ તેમને કેહેજો તથા મારા પુત્ર પાંડવોની રક્ષા કરજો, વૈશંપાયન કહે છે–હે જનમેજય, એવાં કુંતિનાં વચન સાંભળી, તેને પ્રણામ તથા પ્રદક્ષિણા કરી, તેના ઘરથી બહાર નિકળી, પોતાને મૂકવા આવેલાં કુરૂકુળમાં શ્રેષ્ઠ ભીષ્માદિને ત્યાંથી પાછાવાળી, કર્ણને રથમાં બેસાડીને, શ્રીકૃષ્ણ સાત્યકિ સહિત ચાલ્યા. ત્યારપછી કૌરવો એકઠા મળી પરસ્પર કેશવ ભગવાન વિષે જે પરમ આશ્ચર્ય જોયું હતું, તે પ્રસંગની વાતો કરી કેહેવા લાગ્યા કે, અરે ! દુર્યોધનના મૂર્ખપણાથી અત્યંત મૂઢ સર્વ પ્રજા કાળપાશને વશ થઇ, ને આ દેશપણ છેજ નહીં એમ જાણવું ! હે ભારત, પુરૂષમાં ઉત્તમ તથા સર્વ યાદવને આનંદ આપનાર શ્રીકૃષ્ણે, શેહેરમાંથી બહાર નિકળી, કર્ણ સાથે ઘણા વખત સુધિ વિચાર કરી તેને ત્યાંથી પાછોવાળીને, મ્હોટા વેગથી જલદી ઘોડાઓને ચલાવ એમ દારૂકને આજ્ઞા કરી. ત્યારે દારૂક નામના સારથિએ જોરથી હાકેલા, મન તથા વાયુ સરખા મ્હોટા વેગવાળા અને શાર્ઙ્ગ નામના ધનુષને ધારણ કરનાર શ્રીકૃષ્ણને વહન કરનાર તે ઘોડા આકાશને પાનજ કરતાં હોય એમ જવા લાગ્યા. તેથી શ્યેન પક્ષિની પેઠે જલદી ગતિ કરનાર તે અશ્વ, થોડા વખતમાં મ્હોટા માર્ગને અતિક્રમણ કરીને, વિરાટના શેહેર પ્રત્યે ગયા.

तेऽव्यतीत्यमहाध्वानं क्षिप्रंश्येनाइवाशुगाः ।
उच्चैर्जग्मुरुपप्लव्यं शार्ङ्गधन्वानमावहन् ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि कुंतीवाक्ये गुर्जरभाषायां सप्तत्रिंशदधिकशततमोऽध्यायः ॥१३७॥

---

**वैशंपायनउवाच** ॥ कुंत्यास्तुवचनंश्रुत्वा भीष्मद्रोणौमहारथौ ।
दुर्योधनमिदंवाक्य मूचतुःशासनातिगं ॥१॥

વૈશંપાયન કહે છે–હે જનમેજય, શ્રીકૃષ્ણને કહેલાં એપ્રમાણે કુંતિનાં વચન સાંભળીને મહારથિ ભીષ્મે તથા દ્રોણે, શીક્ષાથી ઉલટા ચાલનાર દુર્યોધનને કહ્યું કે હે પુરૂષમાં સિંહરૂપ, હે કૌરવ, કુંતિએ શ્રીકૃષ્ણને જે અર્થયુક્ત, અતિ ઉગ્ર તથા ધર્મયુક્ત ઉત્તમ વાક્ય કહ્યાં, તે તેં સાંભળ્યાં ?

કુંતિના પુત્ર પાંડવો શ્રીકૃષ્ણની સહાયતાથી કુંતિના કેહેવા પ્રમાણેજ કરશે; કારણ રાજ્ય વગર તેમને શાંતિ કદિ થવાની નથી! તેં ધર્મરૂપ પાશથી બંધાયેલા પાંડવોને ઘણા કલેશિત કરયા અને સભાને વિષે દ્રૌપદીને પણ અતિ કલેશયુકત કરી; એ સર્વ તારો અપરાધ તેમણે આજ દિવસ સુધી સહન કરયો! પણ હવે અસ્ત્રવિદ્યા શિખેલા અર્જુન, તમને નાશ કરવાનો નિશ્ચય કરેલા ભીમસેન, ગાંડીવ ધનુષ, બાણ રાખવાના બે ભાથા, રથ, ધ્વજ, બળ, વીર્યવાન નકુળ, સહદેવ તથા સહાયતા કરનાર શ્રીકૃષ્ણને જોઇને, યુધિષ્ઠિરરાજા ક્ષમા કરશે નહીં! હે મહાબાહો, પૂર્વે બુદ્ધિમાન્ અર્જુને તારા જોતાં આપણ સર્વને વિરાટ રાજાના શેહેરમાં યુદ્ધને વિષે જીત્યા છે! વળી જેના રથમાં હનૂમાનના ચિન્હવાળી ધ્વજા છે એવા અર્જુને, યુદ્ધને વિષે ભયંકર કર્મ કરનાર નિવાત કવચાદિ દૈત્યોને રૌદ્રાસ્ત્રે કરી બાળી ભસ્મ કરેલ છે! વળી હે ભરતશ્રેષ્ઠ,તેણે કર્ણાદિ આ સર્વ યોદ્ધાઓને તથા કવચ પેહેરી રથમાં બેઠેલા તને ઘોષયાત્રામાં યક્ષથી મૂકાવ્યા હતા, તે તેમના જયની નીશાની છે એમ તું જાણ! માટે તું ભાઇરૂપ પાંડવો સાથે સલાહ કર, અને મૃત્યુની દાઢમાં આવેલી આ પૃથ્વીની રક્ષા કર! ધર્મશીલ, દયાવાન, શ્રેષ્ઠ વાણિ બોલનાર, વિદ્વાન્, તથા પુરૂષમાં સિંહરૂપ યુધિષ્ઠિર તારા જ્યેષ્ઠ બંધુ છે, માટે તું અમાત્યો સહિત, શાંત ભ્રકુટિ રાખી, ધનુષ ત્યાગ કરી તારા મનનું પાપ અહિંજ છોડી દઇ, કુળના કલ્યાણને વાસ્તે તેની પાસે જઇ, પૂર્વની પેઠે તેને મળી પ્રણામ કર; અને તે પોતાની ગોળ તથા લાંબી કરેલી બે ભુજાએ કરી તને સ્નેહથી હૃદયમાં ગ્રહણ કરી મળો! ત્યારપછી પ્રહાર કરનારાઓમાં શ્રેષ્ઠ ભીમસેન તને હૃદયમાં ગ્રહણ કરી મળો! કમળ સરખાં નેત્રવાળા તથા શંખ સરખી ગ્રીવાવાળા કુંતિના પુત્ર અર્જુન તને પગે લાગો! મનુષ્યમાં સિંહરૂપ તથા રૂપે કરી પૃથ્વીને વિષે જેના સરખો બીજો કોઇ નથી એવા નકુળ અને સહદેવ પ્રથમથી ગુરૂની પેઠે તારી પૂજા કરો; અને તે વેળા દાશાર્હ આદિ રાજાઓ તે જોઇને, હર્ષથી અશ્રુ મૂકો! હે પાર્થ, તું પોતાનું માન મૂકી દઈ તથા તે ભાઇયોની સાથે સ્નેહ કરી તેમણે સહિત સમગ્ર પૃથ્વીને ભોગવ. અને તમારા બેઉના પક્ષમાં આવેલા સર્વ રાજાઓ હર્ષથી પરસ્પર મળીને પોતપોતાના દેશ પ્રત્યે જાઓ! હે રાજેંદ્ર, આ સર્વ સંબંધિ તને વારેછે, માટે તે તું સાંભળી માન્ય કર, અને હવે યુદ્ધનો વિચાર બહુ થયો; કારણ તેમાં ક્ષત્રિયોનો નાશ અવશ્ય થશે એમ દેખવામાં આવે છે! અરે! હ-

મણાં તેજસ્વી પદાર્થ ઉલટા વર્તે છે, મૃગ તથા પક્ષિયો ભયંકર સરખા દેખાય છે અને બીજા પણ ક્ષત્રિયોનો વિનાશ સૂચવે એવા અનેક ઉત્પાત દેખવામાં આવે છે ! તેમાં પણ ઘણું કરીને આપણા પક્ષને વિષેજ અપશુકન થાય છે તે એક તારી સેનામાં ઉલ્કાપાત થાય છે, તારા સર્વે વાહન રડતાં હોય એવાં અપ્રસન્ન દેખાય છે, સેનામાં ગૃધ્ર પક્ષી આવી બેસે છે, આ શેહેર તથા રાજ્યસ્થાન પૂર્વે સરખાં દીપતાં નથી અને બળતી દિશાઓમાં શિયાળ નામના જનાવર અમંગળ શબ્દ કરે છે ! માટે હે મહાબાહો, તું તારા માતા પિતાનાં તથા હિત ઈચ્છનાર એવા અમારાં વાક્ય પ્રમાણે શાંતિ રાખ; જેથી તારાં સર્વે કાર્ય સિદ્ધ થાય ! હે શત્રુને દમન કરનાર, જો તું સ્નેહીયોનાં વાક્યને પ્રમાણ નહીં કરીશ, તો અર્જુનના બાણથી અત્યંત પિડાયલી પોતાની સેનાને જોઇ તાપ પામીશ ! અરે ! આ સમય અમારાં વચન તને વજ્રપાત સરખાં ભાસશે, પણ તું જ્યારે યુદ્ધમાં બળવાન ભીમસેનના ભયંકર શબ્દને તથા ગાંડીવ ધનુષના શબ્દને સાંભળીશ, ત્યારે તેને સંભારીશ.

श्रुत्वास्मर्तासिमेवाक्यं गांडीवस्यचनिःस्वनं ।
यद्येतदपसव्यंते वचोममभविष्यति ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि भीष्मद्रोणवाक्ये गुर्जरभाषायां अष्टत्रिंशदधिकशततमोऽध्यायः ॥१३८॥

---

**वैशंपायनउवाच** ॥ एवमुक्तस्तुविमना स्तिर्यग्दृष्टिरधोमुखः ।
संहत्यचभ्रुवोर्मध्यं नकिंचिद्व्याजहारह ॥१॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય, એ રીતે ભીષ્મ તથા દ્રોણે કહ્યું તે સાંભળવાથી ખેદયુક્ત થયું હતું મન જેનું એવો દુર્યોધન આડી નજરે તેઓને જોઇ, નીચુ મુખ રાખી તથા ભ્રકુટીનો મધ્ય ભાગ એકઠો કરી બેસી રહ્યો, પણ કંઈ બોલ્યો નહીં. ત્યારે ખેદયુક્ત મનવાળા તેને જોઈ મનુષ્યમાં શ્રેષ્ઠ ભીષ્મ તથા દ્રોણ પરસ્પર એક બીજા સામુ જોઈ ફરીથી આવી રીતે વાક્ય કેહેવા લાગ્યા; તેમાં પ્રથમ ભીષ્મે કહ્યું કે, આપણી સેવા કરવા ઇચ્છનાર, ઈર્ષ્યા રહિત, બ્રાહ્મણ વિષે પ્રીતિમાન તથા સત્યવાદિ યુધિષ્ઠિરની સાથે આપણે યુદ્ધ કરશું, તો એથી બીજું અધિક

દુઃખ શું ! વળી દ્રોણે કહ્યું કે, હે રાજન્, મને મારો પુત્ર અશ્વત્થામા તથા અર્જુન સરખું માન આપે છે, પણ નમ્રતા તો પુત્ર કરતાં તે અધિક રાખે છે, માટે પુત્રથી અત્યંત પ્રિય છે; તેની સામે ક્ષાત્રધર્મનો આશ્રય કરી મારે યુદ્ધ કરવું પડશે, વાસ્તે ક્ષત્રિયની જીવિકાને ધિક્કાર છે ! અરે ! આ લોકમાં ધનુષ ધારણ કરનાર અર્જુન સરખો બીજો કોઇ નથી; જે મારા પ્રસાદથી સર્વ ધનુષ ધારણ કરનારમાં શ્રેષ્ઠ ગણાય છે ! હે દુર્યોધન, મિત્રનો દ્રોહ કરનાર, દુષ્ટ હૃદયવાળા, નાસ્તિક, વક્ર તથા શઠતાયુક્ત તારા સરખો પુરૂષ, યજ્ઞમાં આવેલા મૂર્ખની પેઠે સત્પુરૂષ વિષે કદિ સત્કાર પામે નહીં ! અરે ! પાપ બુદ્ધિવાળા પુરૂષને પાપ કર્મથી સત્પુરૂષ વારે, તોપણ તે પાપ કર્મ કરવાજ ઇચ્છે, અને રૂડી બુદ્ધિવાળા પુરૂષને કોઇ પાપિષ્ટ માણસ ખરાબ કામ કરવા વિષે પ્રેરણા કરે, તોપણ તે શુભ કામ કરવાજ ઈચ્છે ! જો કે તેં પાંડવોને વૃથા ક્લેશ પમાડ્યા, તોપણ તે તારૂં પ્રિય કરવું ઈચ્છેછે, અને તું દ્વેષાદિ દુર્ગુણ સંપન્ન છે તેથી વૈરભાવને છોડતો નથી ! તને કુરૂકુળમાં વૃદ્ધ ભીષ્મે, વિદુરે, વાસુદેવ ભગવાને તથા મેં પણ બહુ કહ્યું, તોપણ તું તેમ કરવું શ્રેષ્ઠરૂપ માનતો નથી ! મારૂં બળ મોટું છે એમ માનીને તું એકદમ, જેમ કોઈ પુરૂષ વર્ષાકાળમાં મ્હોટા મગરમત્સ્યાદિ જળચરથી ભયંકર ગંગાના વેગને તરી જવા ઇચ્છે, તેમ પાંડવના બળરૂપ ગંગાને તરવા ઇચ્છે છે ! પારકું ઊતારી નાખેલું વસ્ત્ર તથા ઉતારી નાખેલી ફુલની માળાને પ્રાપ્ત થઇ તેને પેરી આ મારૂંજ છે એ રીતે જેમ કોઇ મનુષ્ય માને, તેમ તું યુધિષ્ઠિરની રાજ્ય લક્ષ્મીને લોભથી પોતાની માને છે ! પણ રાજ્ય વગરના, દ્રૌપદી તથા આયુદ્ધ સહિત ભાઈયોથી વિંટાયલા અને વનમાં રહેલા યુધિષ્ઠિરને પણ રાજ્ય ઊપર બેઠેલો કોણ પુરૂષ જીતવા સમર્થ થાય એમ છે ! જેની આજ્ઞામાં સર્વ રાજાઓ ચાકર થઈ વર્તે છે એવા કુબેરને સંગ્રામમાં પ્રાપ્ત થઇ ધર્મરાજ યુધિષ્ઠિર તેના ઘરમાં જઇ ત્યાંથી રત્નાદિને પામી, હવે તારા સમૃદ્ધ દેશને દબાણ કરી રાજ્ય લેવાની ઇચ્છા રાખે છે ! અરે ! અમે દાન, હોમ તથા વેદાધ્યયન પણ કર્યાં છે અને ધને કરી બ્રાહ્મણોને તૃપ્ત પણ કર્યા છે, તેમ અમારૂં આયુષ પણ પૂરૂં થઇ રેહેવા આવ્યું છે, માટે કરવાનું સર્વ અમે કરી ચૂકા છીયે એમ અમને બેઊને તું જાણ ! અમોને મરણનો કંઇ ખેદ નથી, પણ તું પાંડવો સાથે વિગ્રહ કરવાથી રાજ્ય, સુખ, મિત્ર તથા ધન રહિત થઇ મ્હોટા દુઃખને પામીશ ! ભયંકર તપ તથા વ્રત આચરનારી તથા સત્ય ભાષણ કરનારી દ્રૌપદી, જેના વિજયને ઇચ્છેછે તે પાંડવને તું કેમ જીતીશ ? તેમ

જેના મંત્રી શ્રીકૃષ્ણ અને ભાઈ સર્વ ધનુષ ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ અર્જુન છે, તે પાંડવ યુધિષ્ઠિરને તું કદિ જીતનાર નથી! જેની સહાયતા કરનાર ધૈર્યવાન તથા જીતેંદ્રિય બ્રાહ્મણો છે, તે ઉગ્ર તપવાળા શૂરવીર પાંડવને તું કદિ જીતનાર નથી! અરે! સ્નેહિ તથા સંબંધિ દુઃખરૂપિ સમુદ્રમાં બૂડતો હોય તે વખતે સમૃદ્ધિને ઇચ્છનાર સ્નેહિએ તેને જે કેહેવું ઘટે તે હું તને ફરીથી કહું છું તે તું સાંભળ-હે દુર્યોધન, શૂરવીર તે પાંડવો સાથે તું યુદ્ધ કરવાની ઇચ્છા રાખે છે તે હવે ઘણું થયું; માટે કૌરવની વૃદ્ધિ વાસ્તે શાંતિ પામ, પણ પુત્ર, અમાત્ય તથા સૈન્ય સહિત પરાભવ માં પામ!

अलंयुद्धेनतैर्वीरैः शाम्यत्वंकुरुवृद्धये ।

मागमःससुतामात्यः सबलश्चपराभवं ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि भीष्मद्रोणवाक्ये गुर्जरभाषायां एकोनचत्वारिंशदधिकशततमोऽध्यायः ॥१३९॥

---

धृतराष्ट्रउवाच ॥ राजपुत्रैःपरिवृत स्तथाभृत्यैश्वसंजय ।

उपारोप्यरथेकर्णं निर्यातोमधुसूदनः ॥१॥

ધૃતરાષ્ટ્ર કહેછે-હે સંજય, રાજપુત્ર તથા ચાકરોથી વિંટાયલા મધુસૂદન શ્રીકૃષ્ણ, પોતાના રથમાં કર્ણને બેસારી શેહેરમાંથી બહાર નિકળ્યા. પછી કોઇથી નથી જાણવામાં આવતું રૂપ જેનું એવા પારકા શૂરવીરને હણનાર શ્રીકૃષ્ણે, રાધા પુત્ર કર્ણને મેઘ સરખી ગંભીર વાણીથી સમયને લગતાં સાંત્વના સહિત મૃદુ અથવા તીક્ષ્ણ જે વચન કહ્યાં હોય તે તું મને કહે. એવાં ધૃતરાષ્ટ્રનાં વચન સાંભળીને સંજયે કહ્યુ કે હે ભારત, શ્રીકૃષ્ણે કર્ણને તીક્ષ્ણ, મૃદુ, પ્રિય, ધર્મયુક્ત, સત્ય, હિતરૂપ તથા હૃદયમાં ગ્રહણ કરવા લાયક જે વાક્ય કહ્યાં છે, તે હું તમને ક્રમે કરી કહું તે સાંભળો—વાસુદેવ કર્ણને કહેછે-હે રાધાના પુત્ર કર્ણ, વેદનો પાર પામેલા બ્રાહ્મણોની તેં ઉપાસના કરી છે, તેમ તત્વ જ્ઞાન વાસ્તે ઇર્ષ્યા રહિત થઇને નિયમથી તેમને પ્રસન્ન પણ કર્યા છે. હે કર્ણ, તું સનાતન વેદવાદને જાણે છે, તથા સૂક્ષ્મ ધર્મશાસ્ત્રને વિષે નિષ્ઠાવાન પણ છે. તેમાં કાનીનના પુત્ર બે પ્રકારના કહેલા છે તે આવી રીતે કે, એકતો વિવાહ પછી કન્યા વિષે ઉત્પન્ન થાય તે અને બીજો વિવાહથી પૂર્વે કન્યા વિષે ઉત્પન્ન થાય તે. જે કાનીનની માતાને પરણે, તે તેનો પિતા કેહેવાય એમ શાસ્ત્ર પુરુષો

કહે છે. માટે હે કર્ણ, તું તે રીતે કન્યા વિષે ઉત્પન્ન થયો છે, તેથી કાનીન છે, વાસ્તે ધર્મે કરી પાંડુ રાજાનો પુત્ર પાંડવોનો મ્હોટો ભાઈ છે; માટે રાજા થા. હે પુરૂષમાં શ્રેષ્ઠ, તને પિતાના પક્ષમાં પાંડવો અને માતાના પક્ષમાં યાદવો છે, જે એ બેઉ પક્ષ તારે ઘણા બળવાન છે એમ તું જાણ. હે તાત, તું હમણાંજ મારી સાથે યુધિષ્ઠિરની પાસે આવ અને તને કુંતિથી ઉત્પન્ન થયેલ યુધિષ્ઠિરનો મ્હોટો ભાઇ જાણીને પાંચ પાંડવો દ્રૌપદીના પાંચ પુત્ર, કોઇ દિવસે પરાજય નહીં પામેલો અભિમન્યુ, પાંડવના પક્ષમાં આવેલા સર્વ રાજાઓ તથા રાજપુત્રો અને અંધકાદિ વૃષ્ણિકુળના યાદવો તારા પાદવંદન કરો. વળી રાજાઓ તથા રાજ કન્યાઓ તને અભિષેક કરવા સારૂ સુવર્ણના, રૂપાના તથા મૃત્તિકાના કળશ, સર્વ ઔષધ, સર્વ બીજ, સર્વ રત્ન અને લતાઓને લાવો; ને દ્રૌપદીપણ અનુક્રમ પ્રમાણે છટ્ટે દિવસે સદૈવ તારી પાસે આવો. તને રાજ્યાભિષેક કરવા સારૂ નિયમિત આત્માવાન બ્રાહ્મણમાં શ્રેષ્ઠ ધૌમ્ય અગ્નિમાં આહુતિ આપો, અને ચારે વેદના બ્રાહ્મણો આજજ અભિષેક કરો. હે કર્ણ, બ્રહ્મ કર્મને વિષે નિષ્ઠાવાન પાંડવોના પુરોહિત, પુરૂષમાં શ્રેષ્ઠ પાંચ ભાઈ પાંડવો, દ્રૌપદીના પાંચ પુત્ર અને પાંચાળ દેશ તથા ચેદિ દેશના રાજાઓ સહિત હું તને રાજ્યાભિષેક કરીશ; તેથી યુધિષ્ઠિર રાજા તારી પાસે યૌવરાજપણાને પામી રહો. હે કર્ણ, રથમાં બેઠેલા તારી સાનિધ્ય વાંસે બેસી હાથમાં સફેદ પંખો લઇને યુધિષ્ઠિર તને પવન કરો. મહા બળવાન ભીમસેન અભિષેક થયેલા તારી ઉપર શ્વેત છત્ર ધારણ કરો, અને ધુધરીઓવાળા, વ્યાઘ્ર ચર્મથી મઢેલા તથા શ્વેત અશ્વ જોડેલા તારા રથને અર્જુન ચલાવો. અભિમન્યુ તારી પાસે રહો તથા નકુળ, સહદેવ દ્રૌપદીના પાંચ પુત્ર, પાંચાલાદિ દેશના રાજાઓ, મહારથી શિખંડી, મારા સહિત અંધક, વૃષ્ણિ તથા દાશાર્હ કુળના સર્વ યાદવો અને દશાર્ણ દેશના રાજાઓ તારી પાછળ ગતિ કરો. હે મહાબાહુ, જપ તથા હોમાદિ અનેકપ્રકારનાં મંગળ કાર્ય કરનાર તું, ભાઇરૂપ પાંડવો સહિત થઈ રાજ્યને ભોગવ. વળી કુંતળે સહિત દ્રાવિડ, અંધ્ર, તાલચર, ચુચુપ તથા વેણુક- આદિ રાજાઓ તારી આગળ ચાલનાર થાઓ; સૂત તથા માગધાદિ અનેક તરેહની તારી સ્તુતિ કરો; અને પાંડવો તારો વિજય ગાઓ. હે કુંતિપુત્ર, નક્ષત્રથી વિંટાયલા ચંદ્રની પેઠે પાંડવોથી વિંટાયલો તું પૃથ્વીના રાજ્યને પાળ તથા કુંતિને આનંદની પ્રાપ્તિ કર. આજથી તારા મિત્રો હર્ષ પામો. તથા શત્રુઓ વ્યથા પામો; અને તને પાંડવો સાથે શ્રેષ્ઠ ભ્રાતૃભાવ થાઓ.

मित्राणितेप्रहृष्यंतु व्यथंतुरिपवस्तथा ।
सौभ्रात्रंचैवतेह्यास्तु भ्रातृभिःसहपांडवैः ॥
इति श्रीमहाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि श्रीकृष्णवाक्ये गुर्जरभाषायां चत्वारिंशदधिकशततमोऽध्यायः ॥१४०॥

---

**कर्णउवाच** ॥ असंशयंसौहृदान्मे प्रणयाच्चात्थकेशव ।
सख्येनचैववार्ष्णेय श्रेयस्कामतयैवच ॥१॥

કર્ણ કહે છે—હે વૃષ્ણિનંદન કેશવ, તમે મને સુહૃદપણાથી, સ્નેહથી, સખાપણાથી તથા મારા શ્રેયને લીધે કહો છો, ને હું ધર્મથી પાંડુ રાજાનો પુત્રછું એ સર્વ જાણું છું. હે જનાર્દન, કુંતિયે કન્યાપણામાં સૂર્યથી મારા-૩૫ ગર્ભને ધારણ કરયો, ને ઉત્પન્ન થયા કેડે તેના કેહેવાથી તેણે મારો ત્યાગ કરયો હતો; માટે હું ધર્મથી પાંડુ રાજાનો પુત્ર છું. કુંતિયે મારો જન્મ થયા કેડે મારૂં અશ્રેય થાય તેવી રીતે ત્યાગ કરયો, પણ અધિરથ નામના સૂતે મને જોઈ પોતાના ગૃહ પ્રત્યે લઈ જઇ પોતાની સ્ત્રી રાધાને સ્નેહથી અર્પણ કરયો. તે વેળા તેને મારામાં અત્યંત સ્નેહને લીધે તેના સ્તનમાં દૂધ પ્રાપ્ત થયું. હે યાદવ, તે રાધાએ મારાં મળ મૂત્ર ધોયાં છે, માટે ધર્મશાસ્ત્ર શ્રવણ કરવામાં સદૈવ તત્પર તથા ધર્મ જાણનાર મારા સરખો પુરૂષ, તેના ગુણને કેમ વિસરે! હે કૃષ્ણ, અધિરથિ નામનો સૂત મને પુત્ર માને છે, ને હું પણ તેના સ્નેહથી તેને સદૈવ પિતા જાણું છું; કેમકે તેણે પુત્ર સરખી પ્રીતિથી શાસ્ત્રવિધિયે કરી મારા જાત કર્માદિ સંસ્કાર કરયા. વળી તેણે બ્રાહ્મણો સહિત થઈ મારૂં વસુષેણ એવું નામ પાડયું તથા યુવાસ્થા પ્રાપ્ત થઇ ત્યારે મને સ્ત્રિયોપણ પરણાવી છે. હે જનાર્દન, તે મારી સ્ત્રિયોને વિષે મને પુત્ર થયા તથા પૌત્રપણ થયા છે; માટે તે સ્ત્રિયોને વિષે મારૂં હૃદય કામથી બંધાઇ રહેલું છે. વાસ્તે સમગ્ર પૃથ્વીને લીધે તથા સુવર્ણના સમૂહની પ્રાપ્તિને લીધે અથવા હર્ષ તથા ભયથી પણ તે સ્નેહ નિવૃત્ત કરવા હું ઇચ્છતો નથી. હે કૃષ્ણ, દુર્યોધનના આશ્રયથી મેં ધૃતરાષ્ટ્રના કુળને વિષે રહી તેર વર્ષ પર્યંત ચક્રવર્તિ રાજ્ય ભોગવ્યું છે, પોતાના જ્ઞાતિ સહિત થઇ અનેક યજ્ઞે કરી ઇશ્વરનું યજન કર્યું છે અને અનેક કુળ ધર્મ તથા વિવાહ કર્મપણ કર્યાં છે. હે વૃષ્ણિકુળમાં ઉત્પન્ન થયેલા શ્રીકૃષ્ણ, દુર્યોધને મિત્ર એવા મને પામીને, પાંડવો સાથે

વિગ્રહ તથા યુદ્ધનો ઉત્સાહ કર્યો છે; ને યુદ્ધને વિષે દ્વંદ્વ યુદ્ધમાં અર્જુન-સામે તારે યુદ્ધ કરવું એમ તેણે મને કહેલું છે, માટે હું મારા મૃત્યુના ભયથી અથવા લોભથી, કુંતિના સંબંધથી તથા પરાજયના ભયથી પણ બુદ્ધિમાન્ દુર્યોધનનું અપ્રિય કરવા ઇચ્છતો નથી. હે હૃષિકેશ, જો હું અર્જુન સામે રથ-માં બેસી યુદ્ધ કરવા ન જાઉં, તો મારી તથા તેની અપકિર્ત્તિ થાય; કેમકે અમે બેઉએ એક બીજાને મારવાની પ્રતિજ્ઞા લીધી છે. હે મધુસૂદન, તમે પાંડવોને તેના હિત માટે યુદ્ધ કરવાનું કહો; કેમકે તેઓ તમારે વશ છે તેથી તમારા કહેવા પ્રમાણે કરશે એમાં સંશય નથી. હે યાદવ નંદન, હું કું-તિનો પુત્ર છું એમ જે આપણે વાતો કરી, તે તમારે યુધિષ્ઠિર પાસે કે હેવું નહીં, કારણ જો તેને તે વાતની ખબર પડશે, તો ધર્માત્મા તથા નિ-યમિત ઇંદ્રિયવાન તે, મ્હોટા ભાઇ મારે લીધે રાજ્ય ગ્રહણ કરશે નહીં. હે શત્રુને દમન કરનાર મધુસૂદન, જો મને એ મ્હોટું રાજ્ય મળશે, તોપણ હું તે દુર્યોધનને આપી દઇશ; પણ તે અધર્મિ હોવાથી તેમ થવું યોગ્ય નથી, કારણ તેમ કરવાથી પ્રજાનો વિનાશ થાય, માટે જેને નિયમમાં રા-ખનાર તમે છો તથા યોદ્ધો અર્જુન છે એવા ધર્મરાજ યુધિષ્ટિર, નિરંતર રાજ્ય કરનાર થાઓ. હે શ્રીકૃષ્ણ, જેના પક્ષમાં મહાબળવાન ભીમસેન, ન-કુળ, સહદેવ, દ્રૌપદીના પાંચ પુત્ર, ધૃષ્ટદ્યુમ્ન, મહારથિ સાત્યકિ, ઉત્તમ બ-ળવાન યુધામન્યુ, સત્ય ધર્મવાન સોમકવંશિ રાજા, ચૈદ્ય, ચેકિતાન શિખંડિ, ઇંદ્રગોપ નામના જંતુ સરખા લાલવર્ણવાળા પાંચ ભાઇ કેકય, ઇંદ્રધનુષ સરખા વર્ણવાળો તથા મ્હોટા મનવાળો કુંતિભોજરાજા, ભીમસેનનો મામો મહારથિ શ્યેનજીત, વિરાટનો પુત્ર શંખ અને પાંડવોની સર્વ કામના પૂર્ણ કરનાર તમે છો એવા યુધિષ્ઠિરનાજ સર્વ દેશ તથા પૃથ્વી છે. હે શ્રીકૃષ્ણ, તમે આ ક્ષત્રિયોનો મ્હોટો સમૂદાય એકઠો કર્યો છે, તેથી સર્વ રાજાઓ-માં વિખ્યાત એવું રાજ્ય યુધિષ્ઠિરને મળ્યુંજ છે. હે વૃષ્ણિકુળમાં ઉત્પન્ન થયેલા, દુર્યોધનનો શસ્ત્રયજ્ઞ થશે; જેમાં ઉપદ્રષ્ટા તથા અર્ધ્વયુતમે, હોતા કવચ પેહેરેલો તથા હનુમાનના ચિન્હવાળી ધ્વજાવાળોઅર્જુન, સ્રુક ગાંડીવ ધનુષ, પુરૂષોનું વીર્ય ધૃત, મંત્ર અર્જુને મૂકેલાં ઐંદ્ર, પાશુપત તથા બ્ર-હ્માદિ અસ્ત્ર, પરાક્રમને વિષે અર્જુન સમાન અથવા તેનાથી અધિક સુભ-દ્રાનો પુત્ર અભિમન્યુ તથા યુદ્ધમાં હસ્તિના સૈન્યને નાશ કરનાર, મહા બ-ળવાન અને પુરૂષમાં સિંહ સરખો ભીમસેન "ઉદગાતા" મ્હોટા નાદ કર-વારૂપ સ્તુતિ કરનાર, ધર્માત્મા યુધિષ્ઠિર રાજા જપ તથા હોમ કર્મયુક્ત

થઇ નિરંતર બ્રહ્માનું કર્મ કરનાર, શંખ, મુરજ તથા ભેરીના શબ્દ અને સિંહનાદ એ યજ્ઞના ભોક્તાકાળનું આવાહન કરનાર, મ્હોટા યશસ્વિ માદ્રિના પુત્ર નકુળ તથા સહદેવ "શામિત્ર કર્મ કરનાર" ક્ષત્રિયરૂપ પશુને મારનાર, વિચિત્ર ધ્વજા તથા રથ પંક્તિ "યૂપ" સ્તંભ, કર્ણિ, નાલીક, નારાચ તથા વત્સદંત નામના બાણ ચમસાધ્વર્યુ, તોમર સોમવલ્લીનાં પાત્ર, ધનુષ પવિત્ર, તલવાર કપાળ, યોદ્ધાઓનાં મસ્તક પુરોડાશ, રૂધિર હુતદ્રવ્ય, શક્તિ તથા ગદાઓ કાષ્ટ અને પારિધિ, દ્રોણ તથા કૃપના શિષ્યો સદસ્ય, ગાંડીવ ધનુષ ધારણ કરનાર અર્જુન, દ્રોણ, અશ્વત્થામા તથા મહારથિયોએ મૂકેલાં બાણ સોમચમસાદિ, સાત્યકિ અધ્વર્યુના બદલામાં તેનું કામ કરનાર, દુર્યોધન દિક્ષા લેનાર, સેના દુર્યોધનની સ્ત્રી, ઘટોત્કચ રાત્રિને વિષે "શામિત્ર કર્મ કરનાર" ક્ષત્રિયરૂપ પશુને મારનાર અને શ્રોત યજ્ઞને વિષે અગ્નિથી ઉત્પન્ન થયેલો પ્રતાપિ ધૃષ્ટદ્યુમ્ન દક્ષિણા થશે. હે શ્રીકૃષ્ણ, મેં દુર્યોધનનાં પ્રિય માટે પાંડવોને અપ્રિય લાગે એવાં કટુ વચન કહ્યાં, એ નહીં કરવાનું કામ કર્યું; જેથી હવે મને મ્હોટો તાપ થાય છે, હે માધવ, તમે જ્યારે અર્જુને મારેલા મને જોશો ત્યારે ફરીથી એ યુદ્ધ યજ્ઞના ચયનનો આરંભ થશે. વળી જ્યારે ભીમસેન મ્હોટા નાદ કરતા એવા દુઃશાસનના રૂધિરનું પાન કરશે, ત્યારે શોમાભિષવ થશે. વળી હે જનાર્દન, જ્યારે પંચાળ દેશના રાજા દ્રુપદના પુત્ર શિખંડી તથા ધૃષ્ટદ્યુમ્ન, ભીષ્મ તથા દ્રોણને મારશે, ત્યારે તે યજ્ઞનો છેડો સમિપ આવશે. હે માધવ, જ્યારે મહા બળવાન ભીમસેન દુર્યોધનને મારશે, ત્યારે તેનો યજ્ઞ પૂરો થશે. હે કેશવ, રાજા, પતિ તથા પુત્ર નાશ પામ્યા હશે જેના એવી ધૃતરાષ્ટ્રના પુત્ર તથા પૌત્રની સ્ત્રિયો ગાંધારી સહિત કૂતરા, ગૃધ્ર તથા કુરર નામના જનાવરોએ સેવેલા યુદ્ધરૂપ યજ્ઞ સ્થાનમાં બેશી મ્હોટા શબ્દ કરતી રૂદન કરશે, ને અશ્રુથી તેમના દેહ ભીના થશે એ રૂપ યજ્ઞને અંતે અવભૃથ સ્થાન થશે. હે ક્ષત્રિયમાં શ્રેષ્ટ, મધુસૂદન, વિદ્યા તથા અવસ્થાએ કરી વૃદ્ધ એવા ક્ષત્રિયો, તમને પામવા સારૂ યુદ્ધ વગર વૃથા મૃત્યુ નહીં પામે. માટે હે કેશવ, ત્રણ લોકમાં અત્યંત પવિત્ર કુરૂક્ષેત્રમાં એકઠું થયેલું ક્ષત્રિય મંડળ શસ્ત્રે કરી મૃત્યુ પામશે. વાસ્તે હે વૃષ્ણિ કુળમાં ઉત્પન્ન થયેલા, હે કમળ સરખાં નેત્રવાળા, જેવી રીતે સર્વે ક્ષત્રિય મંડળ ઇચ્છિત સ્વર્ગ લોકને પામે, તેવી રીતે તમે કરો; જેથી જ્યાંસુધી પૃથ્વી ઉપર પર્વત તથા નદિયો રહેશે, ત્યાં સુધી તમારી કીર્તિનો શબ્દ પૃથ્વીને વિષે રેહેશે. અને ક્ષત્રિયોના યશ

એજ ધનરૂપ મહા ભારત સંગ્રામનું બ્રાહ્મણો સભાઓને વિષે કથન કરશે. માટે હે પરંતપ, હે કેશવ, તમે નિરંતર વિચાર કરીને કુંતિના પુત્રને મારી સાથે યુદ્ધ કરવા સારૂ પ્રાપ્ત કરો.

समुपानयकौंतेयं युद्धायममकेशव ।
मंत्रसंवरणंकुर्व न्नित्यमेवपरंतप ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि कर्णोपनिवादे गुर्जरभाषायां एकचत्वारिंशदधिकशततमोऽध्यायः ॥१४१॥

---

**संजयउवाच** ॥ कर्णस्यवचनंश्रुत्वा केशवःपरवीरहा ।
उवाचप्रहसन्वाक्यं स्मितपूर्वमिदंयथा ॥

સંજય કહે છે–હે ધૃતરાષ્ટ્ર રાજા, એ પ્રમાણે કર્ણનાં વચન સાંભળીને શત્રુના શૂરવીરને નાશ કરનાર ભગવાને હસતાં આવી રીતે વાક્ય કહ્યાં કે હે કર્ણ, હું તને રાજ્ય પ્રાપ્ત થાય તેવો ઉપાય કહું છું, પણ તારા ધ્યાનમાં આવતો નથી, ને તું મારી આપેલી પૃથ્વીને પણ પાલન કરવા ઇચ્છતો નથી; માટે અવશ્ય પાંડવોનો જય થશે એમાં સંશય નથી. કેમકે વિશ્વકર્માએ ઇંદ્રિ ધનુષ સરખો દેખાવ આપે એવી માયા જેમાં રહિ છે એવો, જય આપે એવાં દિવ્ય તથા ભયંકર ભૂત જેને વિષે રહ્યાં છે એવો ચોતરફ તથા ઊંચે એક યોજનમાં વિસ્તારવાળો પર્વત તથા વૃક્ષમાં નહીં મળી જનાર, હનૂમાનનાં ચિન્હવાળો અને અગ્નિ સરખો દેદીપ્યમાન અર્જુનનો જય ધ્વજ ઘણો શોભે છે. હે કર્ણ, જ્યારે તું ઇંદ્ર અગ્નિ તથા વાયુના અસ્ત્રને ફેંકતા એવા તથા મારારૂપ સારથીવાળા અર્જુનને જોઇશ અને ગાંડીવ ધનુષના વજ્ર સરખા શબ્દને સાંભળીશ, ત્યારે સર્વ પુરૂષાર્થથી રહિત થઇશ. વળી તું જ્યારે જપ તથા હોમ કરનાર, પોતાની સેનાની રક્ષા કરનાર, સૂર્ય સરખા અસહ્ય તથા શત્રુની સેનાને તપાવનાર કુંતિના પુત્ર યુધિષ્ઠિરને સંગ્રામમાં જોઇશ, ત્યારે સર્વ પુરૂષાર્થથી રહિત થઇશ. વળી તું જ્યારે સામે આવનાર, હસ્તિને મારનાર, સંગ્રામમાં દુઃશાસનના રૂધિરનું પાન કરી મદ ઝરતા હસ્તિની પેઠે નાચતા એવા તથા મહાબળવાન ભીમસેનને જોઇશ, ત્યારે સર્વ પુરૂષાર્થથી રહિત થઇશ. વળી તું જ્યારે સંગ્રામમાં યુદ્ધ કરવા સારૂ આવતા એવા તથા અર્જુને વારેલા ભીષ્મ, દ્રોણ, કૃપ, દુર્યોધન અને જયદ્રથને જોઇશ, ત્યારે સર્વે પુરૂષાર્થથી રહિત થઇશ.

વળી તું જ્યારે શત્રુના શૂરવીર પુરૂષના રથને તોડનાર, શસ્ત્રના પ્રહારવાળા ઘાટા સંગ્રામમાં હસ્તિની પેઠે કૌરવના સૈન્યને ક્ષોભ પમાડનાર અને મહાબળવાન માદ્રિના પુત્ર નકુળ તથા સહદેવને જોઈશ, ત્યારે સર્વ પુરૂષાર્થથી રહિત થઈશ. હે કર્ણ, તું અહિંથી જઇને દ્રોણ, ભીષ્મ તથા કૃપાચાર્યને મારા કહેવાથી કહેજે કે, જેમાં તૃણ તથા કાષ્ટ મળી શકે એવો, સર્વ ઔષધિ તથા વૃક્ષ ફળ પુષ્પવાળા છે જેમાં એવો, મક્ષિકાઓ જેમાં થોડી છે એવો, કાદવ વગરનો, મીઠા જળવાળો, અતિ ટાઢ તથા ઉષ્ણતા વગરનો અને સુખરૂપ માસ છે; જેની અમાવાસ્યા આડા બાકી સાત દિવસ છે, માટે તે દિવસે યુદ્ધની સર્વ તૈયારી કરો; કેમકે તેનું દૈવત ઇંદ્ર છે એમ બુદ્ધિમાન્ પુરૂષ કહે છે. હે કર્ણ, તું યુદ્ધ માટે આવેલા રાજાઓને પણ મારા કહેવાથી કહેજે કે, જે તમારા મનમાં છે, તે પ્રમાણે હું સર્વ સંપાદન કરીશ. હે કર્ણ, દુર્યોધનને વશ હોવાથી તેની પછવાડે ચાલનાર રાજાઓ તથા રાજપુત્રો, શસ્ત્રે કરી નાશ પામી ઉત્તમ ગતિને પામશે.

राजानोराजपुत्राश्च दुर्योधनवशानुगाः ।
प्राप्यशस्त्रेणानिधनं प्राप्स्यंतिगतिमुत्तमां ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि कर्णोपनिवादेभगवद्वाक्ये गुर्जरभाषायां द्विचत्वारिंशदधिकशततमोऽध्यायः ॥१४२॥

---

**संजयउवाच** ॥ केशवस्यतुतद्वाक्यं कर्णःश्रुत्वाहितःशुभं ।
अब्रवीदभिसंपूज्य कृष्णंतंमधुसूदनं ॥१॥

સંજય કહે છે-હે ધૃતરાષ્ટ્ર, એ પ્રમાણે મધુસૂદન કેશવ એવા શ્રીકૃષ્ણનાં વચન સાંભળીને તેણે લોભ પમાડેલો કર્ણ, તેની પૂજા કરી તેને કહેવા લાગ્યો કે હે માહાબાહો, તમે હું કેવો છું તે વિષે સૈ જાણતા છતાં શું મને મોહ પમાડવા ઇચ્છો છો? આ સમગ્ર પૃથ્વીને નાશ થવાનો સમય નજીક આવ્યો છે, જેનું નિમિત્ત શકુનિ, હું, દુઃશાસન તથા ધૃતરાષ્ટ્રનો પુત્ર દુર્યોધનરાજા એ ચારજણા છીયે. હે કૃષ્ણ, કૌરવ તથા પાંડવોનું રૂધિરનો ગારો જેમાં થશે એવું આ મ્હોટું ભયંકર યુદ્ધ નજીક આવ્યું એમાં સંશય નથી; જેને વિષે દુર્યોધનને વશ થયેલા રાજા તથા રાજપુત્રો શસ્ત્રરૂપી અગ્નિથી બળી યમ પૂરી પ્રત્યે જશે. હે મધુસૂદન, મને મહા ભયંકર સ્વપ્ન જોવામાં આવે છે, ભયંકર અપશકુનો થાય છે અને

દુર્યોધનનો પરાજય તથા યુધિષ્ઠિરના જયને જાણે સૂચવતા હોય એવા રૂ-વાટાં ઉભાં કરનાર અને મહા દારૂણ ઉત્પાત પણ દેખાય છે; તે આ કે, મ્હોટી કાંતિવાળો તીક્ષ્ણ ગ્રહ શનૈશ્ચર રોહિણી નક્ષત્રને પીડે છે તેથી મધ્ય દેશમાં મ્હોટો ક્ષય તથા રાજાનો નાશ થવો જોઇયે. હે મધુસૂદન, મં-ગળ નામનો ક્રૂર ગ્રહ જ્યેષ્ટા નક્ષત્રનો થયા વગર વક્રીને, પાછો અનુરાધા નક્ષત્રનો થાય છે, તેથી રાજાના સર્વ મિત્રોનો નાશ થવો જોઇયે. હે વા-ર્ષ્ણેય, કૌરવોને અવશ્ય મ્હોટું ભય નજીક આવ્યું, કારણ મહા પાત નામનો ગ્રહ ચિત્રા નક્ષત્રને પીડે છે. તેમ. અમાવાસ્યાને દિવસે નિષ્કલંક ક્ષીણ ચંદ્ર સૂર્યની સાથે મળે છે, ને તે દિવસે વક્રી રાહુ સૂર્યને પામે છે, તેથી તે કર્તરીયોગ થાય છે, જે સૂર્ય તથા ચંદ્ર વંશના રાજાઓનો ક્ષય કરનાર છે; અને મ્હોટી ગર્જનાવાળો તથા તોફાની વાયુ વાય છે, ને આ-કાશમાંથી ઉબાડીઆં પડે છે. હે માધવ, હસ્તિ તથા ઘોડાઓની આંખ-માંથી અશ્રુ પડે છે, ને તે સર્વ વાહનો ઘાસ પાણીને જોઇને પણ આનંદ પામતાં નથી. હે મહાબાહો શ્રીકૃષ્ણ, એ મ્હોટાં ખરાબ નિમિત્ત થવાથી પ્રાણિનો નાશ કરનાર મહા દારૂણ ભય નજીક આવ્યું એમ વિદ્વાન્ પુરૂષ કહે છે. તેમ હે કેશવ, અશ્વ, હસ્તિ તથા મનુષ્યોની વિષ્ટા થોડું ખાધે ઘણી જોવામાં આવે છે. હે મધુસૂદન, દુર્યોધનના સર્વ સૈન્યને એ પરાભવ થવાનું ચિન્હ છે, એમ બુદ્ધિમાન્ પુરૂષો કહે છે. હે કૃષ્ણ, પાંડવોનાં વાહન આનંદમાં રહે છે તથા મૃગ એમને જમણી બાજુ ઉતર્યા છે એમ સં-ભળાય છે, એ તેમના જયન લક્ષણાં છે. હે કેશવ, મૃગાદિ સર્વ ઉત્તમ પશુ દુર્યોધનને ડાબા ઉતરે છે, ને આકાશમાં નિરાધાર શબ્દ થાય છે, એપણ તેના પરાભવનું લક્ષણ છે. હે શ્રીકૃષ્ણ, મયૂર, હંસ, સારસ તથા ચાતક ઇત્યાદિ પવિત્ર પક્ષિયો તથા જે જીવ જીવ એ રીતેજ શબ્દ કરે છે એવા ચકોરાદિ પક્ષિયોનો સમુદાય પાંડવોની પાછળ જાય છે. ગૃધ્ર, કંક, બક, શ્યેન, રાક્ષસ તથા વરૂ એટલા માંસ ખાનાર ક્રૂર પ્રાણિ અને મક્ષિકાનો સ-મુદાય કૌરવોની પાછળ દોડે છે. વળી દુર્યોધનના સૈન્યમાં નોબતનો શબ્દ બરોબર થતો નથી, અને પાંડવોના સૈન્યમાં વગાડ્યા વગર નગારાં શબ્દ કરે છે. વળી દુર્યોધનના સૈન્યમાં જળાશય ઉત્તમ બલિબર્દની પેઠે શબ્દ કરે છે, એ પણ તેના પરાભવનું લક્ષણ છે. વળી હે માધવ, તેની સેનામાં માંસ તથા રૂધિરનો વર્ષાદ થયો, એ પણ તેના પરાભવનું લક્ષણ છે. વળી આકાશમાં કોટ, ખાઈ, દરવાજા, તોરણ તથા સૂર્ય સહિત ગંધર્વ નગર તેમને

દેખવામાં આવ્યાં અને સૂર્યને ફરતી કાળી પરિધી પણ દેખવામાં આવી. વળી પ્રાતઃસંધ્યા તથા સાયંસંધ્યા વખતે મ્હોટા ભયને સૂચવનાર શિયાળ ભયંકર શબ્દ કરે છે, એ પણ દુર્યોધનના પરાભવનું ચિન્હછે. હે મધુસૂદન, એક પક્ષ અક્ષી તથા ચરણુવાળા પક્ષીયો ભયાનક મળ મૂત્રાદિનો ત્યાગ કરે છે. અને કાળી ડોકવાળા તથા લાલ પગવાળા ભયંકર પક્ષીયો થયેલી સંધ્યા સામાં ઉડે છે, એ પણ તેના પરાભવનું લક્ષણ છે. વળી હે મધુસૂદન, તે પ્રથમ બ્રાહ્મણોનો, પછિ પોતાના ગુરૂજનનો તથા પોતાને વિષે ભક્તિમાન ચાકરોનો દ્વેષ કરે છે, એ પણ તેના પરાભવનું લક્ષણ છે. હે મધુસૂદન, સદૈવ પૂર્વ દિશાનો લાલ વર્ણ, દક્ષિણ દિશાનો શસ્ત્ર સરખો વર્ણ, પશ્ચિમ દિશાનો કાચાં માટીનાં પાત્ર સરખો વર્ણ તથા ઉત્તર દિશાનો શંખ સરખો વર્ણ કહેલો છે. પણ દુર્યોધનને તો સર્વ દિશાઓ બળતી હોય એમ જોવામાં આવે છે, એ પણ થનાર મ્હોટા ભયને સૂચવે છે. હે અચ્યુત, મેં સ્વપ્નમાં ભાઇયો સહિત યુધિષ્ઠિરને હજારો થંભવાળા મેહેલમાં ચઢતા જોયા અને તેમના સહિત તમારાં પાઘડી, વસ્ત્ર તથા આસન શ્વેત વર્ણનાં જોયાં, વળી હે જનાર્દન, હે શ્રીકૃષ્ણ, મેં સ્વપ્નામાં તમારૂં શરીર રૂધિરયુક્ત તથા આંતરડાંથી વિંટાયલું જોયું. હે શ્રીકૃષ્ણ મેં સ્વપ્નમાં ઘણા પરાક્રમવાળા યુધિષ્ઠિર રાજાને પણ અસ્થિના ઢગલા ઉપર બેશી સુવર્ણની થાળીમાં ઘી તથા દૂધપાકનું ભોજન કરતા પૃથ્વીને ગળતા જોયા; માટે જરૂર તમે આપેલી આ પૃથ્વીને તે રાજા ભોગવશે. પુરૂષમાં સિંહરૂપ ભયંકર કર્મવાળો ભીમસેન હાથમાં ગદા લઇ ઊંચા પર્વત ઉપર ચઢી આ પૃથ્વીને જાણે ગળતો હોય નહીં એવો મેં સ્વપ્નમાં જોયો; માટે તે અવશ્ય મહા સંગ્રામમાં અમને સર્વને નાશ પમાડશે એ હું સારી રીતે જાણું છું, કારણ જયાં ધર્મ ત્યાં જય. હે ઋષીકેશ, મેં સ્વપ્નમાં ગાંડીવ ધનુષ તથા રાજ્ય લક્ષ્મી સહિત અર્જુનને તમારી સાથે શ્વેત હસ્તિ ઉપર બેઠેલો જોયો; માટે તમે સર્વ દુર્યોધનાદિ સર્વ રાજાઓને મારશો એમાં સંશય નથી. હે લક્ષ્મીપતિ, મેં સ્વપ્નમાં નકુળ, સહદેવ તથા મહારથિ સાત્યકીને શ્વેત બાજુબંધ, કંઠાભરણ, માલતીના ફુલની માળા તથા વસ્ત્રથી શોભિતા, શ્વેત છત્ર જેમની ઉપર રહ્યાં હતાં એવા તથા મ્યાનામાં બેઠેલા જોયા; અને દુર્યોધનના સૈન્યમાં કેવળ અશ્વત્થામા, કૃપાચાર્ય તથા કૃતવર્મા યાદવને શ્વેત પાઘડી પેહેરેલા જોયા; અને બીજા સર્વ રાજાઓને લાલ પાઘડી પેહેરેલા જોયા. હે મહાબાહો, મેં સ્વપ્નમાં મારા તથા દુર્યોધન સહિત મહારથિ ભીષ્મ

અને દ્રોણને ઊંટ જોડેલા રથમાં બેશી દક્ષિણ દિશામાં જતા જોયા; માટે થોડા વખતમાં મારા સહિત રાજાદિક સમગ્ર ક્ષત્રમંડળ ગાંડીવ ધનુષરૂપ અગ્નિમાં પ્રવેશ કરી યમપૂરી પ્રત્યે જશે એમ હું નિશ્ચય જાણું છું. એવાં કર્ણનાં વચન સાંભળી શ્રીકૃષ્ણે કહ્યું કે હે કર્ણ, તારૂં હૃદય યથાર્થ મારા વચનને સ્વીકાર કરતું નથી, માટે જરૂર આ પૃથ્વીનો નાશ સમીપ આવ્યો. હે તાત, એમ ન હોયતો અન્યાયને આ ન્યાય છે એમ તારા માનવામાં કેમ આવે ! એવાં શ્રીકૃષ્ણનાં વચન સાંભળી વળી કર્ણે કહ્યું કે હે કૃષ્ણ, હે મહાબાહો, શૂરવીર ક્ષત્રિયના નાશરૂપ આ ઉદ્યાગ થતા મહા સંગ્રામથી જો હું બચી જીવતો રહીશ તો તમને જોઇશ, અથવા તમ સહિત સર્વે અમારો ભાઇઓનો સમાગમ સ્વર્ગમાં થશે; હમણાં તો હવે કૌરવો પાસે જઇશ, સંજય કહે છે, હે ધૃતરાષ્ટ્ર, એ રીતે માધવ ભગવાનને કહિ અત્યંત તેને મળી તેની રજા લઈ તેના રથમાંથી નીચે ઉતરી, સુવર્ણથી શોભિતા પોતાના રથમાં બેશીને, દીન મનવાળો રાધાપુત્ર કર્ણ અમ સહિત તેની પાસેથી પાછો વળ્યો; અને સાત્યકિ સહિત કેશવ ભગવાન પણ પોતાના સારથીને 'ગાડી ચલાવ ચલાવ' એમ વાણિનો ઉચ્ચાર કરતા તુરત ત્યાંથી રવાને થયા.

ततःशीघ्रतरंप्रायात्केशवःसहसात्यकिः ।
पुनरुच्चारयन्वाणीं याहियाहीतिसारथिं॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि कर्णोपनिवादेकृष्णकर्णसंवादे गुर्जरभाषायां त्रिचत्वारिंशदधिकशततमोऽध्यायः ॥१४३॥

---

**वैशंपायनउवाच** ॥ असिद्धानुनयेकृष्णे कुरुभ्यःपांडवान्गते ।
अभिगम्यपृथांक्षत्ता शनैःशोचन्निवाब्रवीत् ॥१॥

વૈશંપાયન કહે છે–હે જનમેજય, નિષ્ફળ થયો હતો વિનય જેનો એવા શ્રીકૃષ્ણ, કૌરવ પાસેથી પાંડવો પાસે જવા રવાને થયા, ત્યારે વિદુર કુંતિ પાસે જઇ શોચ કરતા હોય શું એમ ધિરેની તેને કેહેવા લાગ્યા કે હે કુંતિ, કૌરવ તથા પાંડવને પરસ્પર કલેશ ન થાય તે વિષે મને જે પ્રીતિ છે, તે તમારા જાણવામાં છે, મેં દુર્યોધનને કેહેવામાં કંઇ બાકી રાખ્યું નથી, તોપણ તે કંઇ મારાં વચન માનતો નથી. ધર્મરાજ યુધિષ્ઠિર ચેદિ, પાંચાળ, કેકય, ભીમ, અર્જુન, શ્રીકૃષ્ણ, યુયુધાન, નકુળ તથા સહ-

દેવાદિ યુક્ત છે, વિરાટ નગરમાં રહ્યા છે અને પોતે બળવાન છે, તોપણ જ્ઞાતિના બચાવ વાસ્તે દુર્બળની પેઠે ધર્મનીજ ઇચ્છા રાખે છે. ને ધૃતરાષ્ટ્ર રાજા વયે વૃદ્ધ છે, તોયપણ પુત્રના મદે કરી ઉન્મત્ત થયા છે; જેથી શાંતિ પામતા નથી, ને અધર્મ માર્ગે વર્તે છે. હે કુંતિ, કેવળ જયદ્રથ, કર્ણ, દુઃશાસન તથા શકુનિની દુર્બુદ્ધિને લીધે કૌરવ તથા પાંડવને પરસ્પર ભેદ થયો છે, પણ જેમને અધર્મથી કરેલું આ વૈર ધર્મરૂપ ભાસે છે એવા કૌરવ છે, માટે અધર્મનું ફળ જે નાશ તેને તે વેહેલા પામશે. બળાત્કારથી કૌરવો યુદ્ધને ધર્મ માને છે તે જોઈ કોણ સંતાપ ન પામે ? કૌરવો શ્રીકૃષ્ણના સમજાવ્યા સમજ્યા નહીં, ને તેતો પાછા ગયા; માટે હવે પાંડવો યુદ્ધનો ઉદ્યમ કરશે. હે રાજપુત્રિ, આ કૌરવોનો અન્યાય શૂરવીરનો નાશ કરશે, એ વીષે હું ચિંતન કરૂં છું, તેથી મને રાત્રિયે તથા દિવસે નિદ્રા પણ આવતી નથી ! હે જનમેજય, પોતાના હિતને ઇચ્છનાર વિદુરનું તે વાક્ય સાંભળી કુંતિ મનમાં દુઃખ પામીને નિશ્વાસ મૂકી મનસાથે વિચાર કરવા લાગી કે, ધનને ધિક્કાર છે, કારણ જે વાસ્તે મોટો જ્ઞાતિ વધ થશે ! હે વિદુર, પાંડવ, આવેલા ચોદ દેશ તથા પાંચાળ દેશના રાજા અને યાદવ એ સર્વે મળી કૌરવો સાથે યુદ્ધ કરશે, એથી વધારે બીજું દુઃખ શું ! યુદ્ધ કરવામાં દોષ છે ને તે ન કરવાથી પરાભવ થાય છે, તોપણ તે કર્યા વગર દરિદ્રતાને લીધે મરણ પામવું એ સારૂં પણ જ્ઞાતિ ક્ષય કરનાર જય સારો નહીં એમ હું વિચારૂં છું, તેથી મારા હૃદયમાં દુઃખ થાય છે! હે વિદુર, શંતનુના પુત્ર પિતામહ ભીષ્મ, યોદ્ધાઓના પતિ દ્રોણાચાર્ય તથા કર્ણ એ ત્રણ જણ દુર્યોધનના પક્ષમાં રહી મને ભય વધારે છે ! પણ કદાપિ દ્રોણાચાર્ય પોતાના શિષ્ય પાંડવો ઉપર પ્રીતિને લીધે યુદ્ધ નહીં કરે, તેમ પિતામહ ભીષ્મ પણ, પાંડવ વિષે દયા કેમ નહીં કરે, કરશેજ ! પણ વૃથા દૃષ્ટિવાળા દુર્બુદ્ધિમાન દુર્યોધનને અનુસરનાર, મ્હોટો અનર્થ કરવામાં આગ્રહી, વિશેષ બળવાન તથા પાપરૂપ કર્ણ, સદૈવ પાંડવોનો દ્વેષ કરે છે; માટે તેમને યુદ્ધમાં દુઃખ આપશે એમ જાણી મારૂં હૃદય બળે છે ! હે વિદુર, આ સમય હું કર્ણ પાસે જઇ યથાર્થ વાત કહી પાંડવ સાથે તેના મનને પ્રસન્ન કરવાનો હું ઉત્સાહ રાખું છું. જ્યારે હું મારા પિતા કુંતિભોજ રાજાના ઘરમાં રહી હતી, ત્યારે મને પ્રસન્ન થયેલા દુર્વાસા દેવતાઓને આવાહન કરવાના મંત્રરૂપ વરદાન આપી ત્યાંથી ગયા. ત્યારપછી તે રાજાના અંતઃપુરમાં રહી મનમાં ખેદ

પામતી, અનેક તરેહના વિચાર કરતી, મંત્રોનું બળ તથા બ્રાહ્મણની વાણીનું બળ કેવું હશે એમ બાળભાવથી તથા સ્રીપણાથી વારંવાર વિ· ચાર કરતી, વિશ્વાસુ ધાત્રીયે રક્ષા કરેલી, સખી જનથી વિંટાયલી, પોતાના દોષને ત્યાગ કરવાની ઇચ્છાવાળી અને પિતાનાં વ્રત ઉદ્યાપનાદિ નિયમની રક્ષા કરતી એવી હું વિચારવા લાગી કે, મારૂં સારૂં કરયું કેમ કેહેવાય અને હું અપરાધવતી કેમ ન કહેવાઉ એમ ચિંતન કરીને મેં બાળભાવથી મંત્રનિ પરીક્ષા જોવા સારૂ સૂર્યનું આવાહન કરયું. તેથી સતી કન્યારૂપ હું તેની પાસે સૂર્ય દેવ તત્કાળ આવ્યા ને મારા ઉદરમાં ગર્ભનું સ્થાપન કરયું; જેની મેં પુત્રની પેઠે રક્ષા કરી હતી. માટે તે કર્ણ આ વખતે ભાઇયોનું હિત થાય એવાં મારાં વચન સાંભળી મારા કહેવા પ્રમાણે કેમ નહીં કરે ?! હે ભારત, એ પ્રમાણે વિદુરજીને કહી તથા પોતાના મનમાં નિશ્ચય કરીને કુંતિ ગંગા પ્રત્યે ગઈ. તે વેળા કુંતિયે ગંગાના તીર ઉપર બેઠેલા, સત્યમાં તત્પર તથા દયાળુ પુત્ર કર્ણનો વેદાધ્યયનનો શબ્દ સાંભળ્યો. પછી તપસ્વીની કુંતિ પૂર્વાભિમુખ ઉંચા હાથ કરી બેઠેલા કર્ણની પાછળ, તેનો જપ ક્યારે પૂરો થશે એમ વાટ જોતી પ્રયોજન વાસ્તે ઉભી રહી; પણ સૂર્યના તાપથી દુઃખ પામવા લાગી તથા તેનું શરીર કમળની માળાની પેઠે સુકાવા લાગ્યું. પણ વૃષ્ણિકુળમાં ઉત્પન્ન થયેલી પાંડુ રાજાની સ્ત્રી કુંતિ, કર્ણના ઉત્તરીય વસ્ત્રની છાયામાં ઉભી રહી. નિયમથી વ્રત કરનાર તે કર્ણે અપરાન્હ કાળ પર્યંત જપ કરી રહ્યા પછી પોતાની પાછળ જોયું; તો ત્યાં ઉભેલી કુંતિને દીઠી. પછી ધર્મ ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ, મહા તેજસ્વી તથા માની સૂર્યનો પુત્ર ધર્મરૂપ કર્ણ કુંતિને હાથ જોડી નમસ્કાર કરી વિસ્મય રહિત થઈ યથાવિધિ સત્કાર કરીને, કેહેવા લાગ્યો.

यथान्यायंमहातेजा मानींधर्मभृतांवरः ।
उत्स्मयन्प्रणतःप्राह कुंतींवैकर्तनोन्नृपः ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि कुंतिकर्णसमागमे गुर्जरभाषायां चतुश्चत्वारिंशदधिकशततमोऽध्यायः ॥१४४॥

---

**कर्णउवाच** ॥ राधेयोहमाधिरथिः कर्णस्त्वामभिवादये ।
प्राप्ताकिमर्थंभवती ब्रूहीकिंकरवाणिते ॥१॥

કર્ણ કહે છે--હે કુંતિ, અધિરથ સૂત તથા રાધાનો પુત્ર કર્ણ હું તમને અભિવંદન કરૂં છું, તમે શું કરવા આવ્યાં છો? હું તમારૂં શું કામ કરૂં? તે કહો, એવાં કર્ણનાં વચન સાંભળી કુંતિયે કહ્યું કે હે કર્ણ, તું કુંતિનો પુત્ર છે, રાધાનો નથી, ને અધિરથ સૂત તારો પિતા નથી. તું સૂત કુળમાં ઉત્પન્ન થયો નથી, તે વિષે હું વાક્ય કહું તે સાંભળ–હે પુત્ર કર્ણ, હું મારા પિતા કુંતિ રાજાના ઘરમાં રહી હતી, ત્યારે તું કન્યાપણામાં મારા ઉદરથી ઉત્પન્ન થયો છે, માટે પાંડવોનો મ્હોટો ભાઇ છે. હે કર્ણ, પ્રકાશ સ્વરૂપવાન સૂર્યે, શસ્ત્ર ધારણ કરનારમાં શ્રેષ્ઠ આ તું રૂપ ગર્ભ મારા ઉદરને વિષે સ્થાપન કરયો અને સમય આવ્યે મેં કુંડળ તથા કવચ પેહેરેલા, દેવ ગર્ભ સરખા અને અજય એવા તને, પિતાના ઘરને વિષે ઉત્પન્ન કરયો છે. માટે તું પોતાના ભાઇયોને ઓળખ્યા વગર, મોહથી ધૃતરાષ્ટ્રના પુત્રોને વિશેષ કરી સેવે છે તે તને યોગ્ય નથી. હે પુત્ર, પુત્રનેજ જોનારી માતા તથા પૂર્વજ પુત્રનાં કૃત્ય અને સ્નેહને જોઈ પ્રસન્ન થાય, એજ મનુષ્યોનો ખરો ધર્મ શાસ્ત્રમાં નિશ્ચય કરેલો છે, માટે તું મારી આજ્ઞાથી પૂર્વે અર્જુને સંપાદન કરેલી અને હાલ દુષ્ટોએ હરણ કરેલી એવી યુધિષ્ઠિરની લક્ષ્મીને ધૃતરાષ્ટ્રના પુત્રો પાસેથી બળે કરી ગ્રહણ કરી ભોગવ. હમણાંજ તારો તથા અર્જુનનો સમાગમ જોઇને ભાઈયોનો પરસ્પર સ્નેહ થયો એમ જાણી દુષ્ટ કૌરવો નમ્ર થાઓ! હે કર્ણ, તું તથા અર્જુન એકઠા મળી રામ અને કૃષ્ણની પેઠે વૃદ્ધિ પામો. તમે જ્યારે બેઉ ભાઇયો એકમન થશો એટલે આ લોકમાં શું વસ્તું તમારે અસાધ્ય રેહેશે! હે કર્ણ, જેમ મહા યજ્ઞમાં દેવતાઓથી વિંટાયલા બ્રહ્મા શોભે, તેમ ભાઇયોથી વિંટાયલો તું શોભીશ! સર્વ શ્રેષ્ઠ ભાઇયોમાં મ્હોટો, સર્વ ગુણે કરી સંપન્ન અને પરાક્રમી તું પાર્થ છે, માટે સૂત પુત્ર એવો શબ્દ તારે વિષે માં રહો.

उपपन्नोगुणैःसर्वै र्ज्येष्ठश्रेष्ठेषुबंधुषु ।

सूतपुत्रेतिमाशब्दः पार्थस्त्वमसिवीर्यवान् ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि कुंतिकर्णसमागमे गुर्जरभाषायां पंचचत्वारिंशदधिकशततमोऽध्यायः ॥१४५॥

**वैशंपायनउवाच ॥** ततःसूर्यान्निश्चरितां कर्णशुश्राववभारतीं । दुरत्ययांप्रणयिनीं पितृवद्भास्करेरितां ॥१॥

વૈશંપાયન કહે છે-હે જનમેજય, એ પ્રમાણે કુંતિયે કહ્યું તે વેળા પિતાની પેઠે સ્નેહથી સૂર્યે પ્રેરણા કરેલી અગાધવાણિ કર્ણે સાંભળી કે હે મનુષ્યમાં સિંહરૂપ કર્ણ, કુંતિ સત્ય વાક્ય કહે છે માટે એનાં વચન તું પાળ, કારણ એના કેહેવા પ્રમાણે કરવાથી તારૂં શ્રેય થશે. વૈશંપાયન કહે છે-હે જનમેજય, એ રીતે માતાએ તથા પિતારૂપ ભાનુએ કહ્યું તોપણ સત્ય ધૈર્યવાન કર્ણ, સત્યથી ચલાયમાન નહીં થઈ કુંતિને કેહેવા લાગ્યો કે હે ક્ષત્રિય કુળમાં ઉત્પન્ન થયેલી, તમારા કેહેવા પ્રમાણે કરવું એ ધર્મદ્વાર છે, તથાપિ તમારાં વાક્ય ઉપર હું શ્રદ્ધા રાખતો નથી. હે મા, તમે મારો ત્યાગ કરયો એ મારૂં બૂરૂં કર્યું; જેથી હું જાતિ ભ્રષ્ટ થયો તથા ઉત્તમ કીર્ત્તિહીન થયો. હું તમારાથી ક્ષત્રિય ઉત્પન્ન થયો, પણ તે વેળા તમે એવો વિચાર કરયો કે, આ મારો કાનીન પુત્ર પ્રસિદ્ધમાં થાઓ; જેથી મને ક્ષત્રિય સંસ્કાર પણ પ્રાપ્ત થયો નહીં. માટે તમારા જેવો મારો બીજો શત્રુ કોણ? જે વખતે મને ક્ષત્રિયની ક્રિયા કરવાનો વખત હતો, તે વખતે તો તમે મારે વિષે દયા કરી યાદ કરયો નહીં, અને આ ટાણે મતલબ વાસ્તે આવી રીતે કહો છો! વળી તમે પૂર્વે કયારેય પણ માની પેઠે મારૂં હિત કર્યું નહીં, ને આ વખતે કેવળ પોતાના હિત વાસ્તે મને સારી રીતે સમજાવો છો! શ્રીકૃષ્ણ સહિત અર્જુનથી સર્વજન ભય પામે એમ છે, માટે જો હું આ વખતે પાંડવોના પક્ષમાં આવું, તો મને ભય પામી તેમના પક્ષમાં ગયો એમ સર્વ માને! વળી આટલા દિવસ હું પાંડવોનો ભાઇછું એમ કોઇના જાણવામાં આવ્યું નહીં, ને આ યુદ્ધ વખતે એમનો ભાઇછું એ વાત પ્રકાશ કરી તેમના પક્ષમાં જાઉં, તેથી મને આ ક્ષત્રિય છે એમ કોઇ કહે નહીં! માટે મને ધૃતરાષ્ટ્રના પુત્રોએ સર્વ કામના પોતાની સાથે ભોગવાવી અને સુખ થાય તે રીતે મારો સત્કાર પણ કરયો, એ સર્વ એમનો મારા ઉપર ઉપકાર થયો છે તેને આ ટાણે હું કૃતઘ્ન થઈ નિષ્ફળ કરવા ઇચ્છતો નથી! હે કુંતિ, જે કૌરવો શત્રુ પાંડવો સાથે વૈર બાંધી નિરંતર મને સેવે છે, જેમ વસુદેવતાઓ ઇંદ્રને નમસ્કાર કરે, તેમ નિરંતર નમસ્કાર કરે છે અને મારા બળનો આશ્રય કરી શત્રુને જીતવા અમે સમર્થ છીયે એમ માને છે, તેમનો મનોરથ હું કેમ ભંગ કરૂં? વળી જે કૌરવો દુઃખે કરી ન તરાય એવા પાંડવના સૈન્યરૂપી સમુદ્રને મારા-

૩૫ નાવે કરી તરવાની ઇચ્છા રાખે છે, તેનો હું ત્યાગ કેમ કરૂં? કૌરવની પાછળ વરતનારાઓને તેમને બદલો વાળી આપવાનો આ વખત આવ્યો છે, માટે મારે પ્રાણની પણ રક્ષા ન કરતાં ખાધેલા તેમના અન્નાદિકનું ઋણ માથેથી ઉતારવું જોઇયે! સારી રીતે પોષણ કરેલા રૂડા પુરૂષો, જ્યારે પોતાને પોષણ કરનારનું કામ કરવાનો વખત નજીક આવે, ત્યારે સાવધાન થઈ તેની સહાયતામાં ઉભા રહે છે; અને જે પાપિષ્ટ બુદ્ધિવાળા પુરૂષ હોય છે, તે પ્રત્યુપકાર કરવાને વખતે તેનું ઉલટું બુરૂં કરી ઉભા રહે છે. પણ સ્વામિનું બુરૂં કરનારા તથા વૃથા અન્ન ખાઇ જનાર તે કૃતઘ્ન પાપબુદ્ધિવાળાના આ લોક તથા પરલોક બેઉ બગડે છે! માટે હે માતા, હું બળ તથા શક્તિનો આશ્રય કરીને, ધૃતરાષ્ટ્રના પુત્ર વાસ્તે તમારા પુત્ર સાથે યુદ્ધ કરીશ; એ તમારી પાસે અસત્ય બોલતો નથી! હું ક્રૂરપણા રહિત સત્પુરૂષનું વૃત્ત પાળું છું, માટે અર્થ આપનાર આ તમારાં વચન છે તથાપિ તેમ કરવા ઇચ્છતો નથી, ને તમારૂં અહિં મારી પાસે આવવું નિષ્ફળ ન થાય વાસ્તે કહું છું કે, તમે જાણો, હું સંગ્રામમાં અર્જુન વિના યુધિષ્ઠિર, ભીમસેન, નકુળ તથા સહદેવ એ ચારને મારવાસમર્થ હઇશ તોપણ મારીશ નહીં અને યુદ્ધ અર્જુન સાથેજ કરીશ. તેમાં જો હું અર્જુનને મારીશ અથવા તે મને મારશે, તો મારો યશ થશે. હે યશસ્વીની, જાણો ક્યારેયપણ તમારા પાંચ પુત્રમાંથી ન્યુન થશે નહીં, કારણ કદિ અર્જુન નાશ પામશે તો મારા સહિત પાંચ પુત્ર રહેશે અને હું નાશ પામીશ તોપણ અર્જુન સહિત પાંચ રેહેશે! એવાં કર્ણનાં વચન સાંભળી દુઃખથી કંપાયમાન થયું હતું શરીર જેનું એવી કુંતિ, પોતાના પુત્ર કર્ણને મળી ધિરેથી કેહેવા લાગી કે, હે કર્ણ, જે રીતે તું કહે છે તેમજ થશે એમાં સંદેહ નથી; પણ તેમ થવાથી કૌરવનો ક્ષય થશે, પછી તો દૈવ સર્વથી બળવાન છે! હે શત્રુને આકર્ષણ કરનાર પુત્ર કર્ણ, ચાર ભાઇયોને તેં અભય આપ્યું, માટે તું તે પ્રતિજ્ઞા ખરી રાખી સંગ્રામથી તેમનો બચાવ કરી તેમનું અનામય તથા કલ્યાણ થાય તેમ કરજે. વૈશંપાયન કહે છે—હે જનમેજય, એવાં કુંતિનાં વચન સાંભળી ઠીક તમારા કેહેવા પ્રમાણે હું કરીશ એમ કહી કર્ણ તથા કુંતિ બેઉ જૂદેજૂદે સ્થાનકે ગયાં.

अनामयंस्वास्तिचेति पृथाथोकर्णमब्रवीत् ।
तांकर्णोथतथेत्युक्त्वा ततस्तौजग्मतुःपृथक् ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि कुंतिकर्णसमागमे गुर्जरभाषायां षट्चत्वारिंशदधिकशततमोऽध्यायः ॥१४६॥

---

**वैशंपायनउवाच** ॥ आगम्यहास्तिनपुरा दुपप्लव्यमरिंदमः ।
पांडवानांयथावृत्तं केशवःसर्वमुक्तवान् ॥१॥

વૈશંપાયન કહે છે-હે જનમેજય, શત્રુને દમન કરનાર કેશવ ભગવાને પણ હસ્તિનાપુરથી વિરાટ નગર પ્રત્યે આવી, ત્યાં બનેલું સર્વ વૃત્તાંત યથાર્થ પાંડવોને કહી સંભળાવ્યું. એ રીતે બધું કહી, વારંવાર એ વાતનો પાંડવો સાથે વિચાર કરી શ્રીકૃષ્ણ ભગવાન વિસામો ખાવા વાસ્તે પોતાના ઘર પ્રત્યે ગયા. પછી શ્રીકૃષ્ણમાંજ આશક્ત ચિત્તવાળા પાંચે ભાઇ પાંડવો, સૂર્ય અસ્ત થયા કેડે વિરાટ પ્રમુખ સર્વ રાજાઓને મૂકી સંધ્યા વંદન કરી શ્રીકૃષ્ણને બોલાવી તેની સાથે વિચાર કરવા લાગ્યા; તેમાં યુધિષ્ઠિરે કહ્યું કે હે પુંડરીકાક્ષ, તમે હસ્તિનાપુરમાં જઇ કૌરવોની સભામાં દુર્યોધનને શું કહ્યું? તે અમને કેહેવા લાયક છો. એવાં યુધિષ્ઠિરનાં વચન સાંભળી વાસુદેવ ભગવાને કહ્યું કે, મેં હસ્તિનાપુરમાં જઇ સભામાં ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધનને સત્ય તથા હિતરૂપ વચન કહ્યાં, પણ દુર્મતિવાળા તેણે માન્ય કર્યાં નહીં. એવાં શ્રીકૃષ્ણનાં વચન સાંભળી વળી યુધિષ્ઠિરે પૂછ્યું કે હે ઋષિકેશ, જેવખત તમારાં કહેલાં વાક્ય માન્ય કર્યાં નહીં, તે વખત આડે માર્ગે ચાલનાર તે ક્રોધિ દુર્યોધનને કુરૂકુળમાં વૃદ્ધ ભીષ્મ, ભરદ્વાજના પુત્ર દ્રોણ, તેનાં માતા પિતા ગાંધારી ધૃતરાષ્ટ્ર, ધર્મ જાણનારાઓમાં શ્રેષ્ઠ તથા પુત્રના શોકથી સંતપ્ત થયેલા અમારા નાના કાકા વિદુર અને સભામાં આવેલા રાજાઓએ શું શું વચન કહ્યાં? જે કામ તથા લોભથી પરાભવ પામેલા, પંડિત, માની તથા મંદબુદ્ધિવાળાને માનવામાં આવ્યાં નહીં, તે સાંભળવા હું ઇચ્છુંછું; માટે તમે મને યથાર્થ કહી સંભળાવો. હે તાત, જેમ ઘણો વખત ન જાય, તેમ જલદી કરો; કારણ અમારી ગતિના નાથ તથા અમારા ગુરૂ તમેજ છો. એવાં યુધિષ્ઠિરનાંવચન સાંભળી શ્રીકૃષ્ણે કહ્યું કે હે રાજન્, કૌરવોની સભામાં ભીષ્માદિયે દુર્યોધનને જે વાક્ય કહ્યાં, તે હું તમને કહું તે તમે સાંભળો-જ્યારે મારાં વચન સાંભળીને ધૃતરાષ્ટ્રનો પુત્ર દુર્યોધન હાસ્ય કરવા લાગ્યો, ત્યારે અત્યંત ક્રોધ પામેલા ભીષ્મપિતામહે સભામાં તેને આવી રીતે વચન કહ્યાં કે, હે રા-

જામાં સિંહરૂપ દુર્યોધન, તું કુળના બચાવ વાસ્તે હું જે કહું, તે સાંભળ અને તે પ્રમાણે ચાલી કુળનું કલ્યાણ કર. હું એક આખ્યાયિકા કહું તે તું સાંભળ—હે તાત, લોકમાં વિખ્યાત શંતનું નામના મારાપિતાને શ્રેષ્ઠ એવો હું એકજ પુત્ર હતો, તેથી તેના મનમાં એવો વિચાર આવ્યો કે, એક પુત્રવાળા પુરૂષને બુદ્ધિમાન્ પુરૂષ પુત્ર વગરનોજ કહે છે, માટે મને જેથી મારૂં કુળ ક્યારેય પણ નાશ ન પામે અને યશ વૃદ્ધિ પામે એવો બીજો પુત્ર કેમ ઉત્પન્ન થાય! એવો મારા પિતાના મનનો અભિપ્રાય જાણીને મેં કુળની વૃદ્ધિ સારૂ મારે રાજા ન થવું તથા સદૈવ બ્રહ્મચર્યવાન રેહેવું એમ દુષ્કર પ્રતિજ્ઞા કરી; અને હું મારી માતા સત્યવતિને લઈ આવ્યો એ સર્વ બનાવ તથા કરેલી પ્રતિજ્ઞા પાળન કરતો પ્રસન્નતામાં રહું છું એ સર્વ તારા જાણવામાં છે. હે દુર્યોધન રાજા, તેં સત્યવતિ વિષે કુરૂકુળને વધારનાર, મ્હોટી ભુજાવાળો, શોભાયમાન તથા ધર્માત્મા મારો કનિષ્ટ ભ્રાત વિચિત્રવીર્ય ઉત્પન્ન થયો. પછી હે રાજેંદ્ર, જ્યારે મારા પિતા શંતનું સ્વર્ગવાસી થયા, ત્યારે તે, વિચિત્રવીર્ય ભાઇને રાજ્ય ઉપર બેસાડી, તેની પાસે દાસ થઈ નીચી પદવી ઉપર હું રહ્યો; અને રાજાના સમૂદાયને જીતી ગુણે કરી તેના સરખી સ્ત્રિયોને હરણ કરી લાવ્યો એ સર્વ વાર્તા તેં બહુવાર સાંભળેલી છે. પછી જ્યારે મેં સંગ્રામમાં પરશુરામની સાથે દ્વંદ્વ યુદ્ધ કર્યું, ત્યારે આ શહેરના મનુષ્યો તેના ભયથી જે વિચિત્રવીર્યને દૂર મેલીઆવ્યા, તે પોતાની સ્ત્રિયો વિષે અતિ આસક્ત હતો, તેથી તેને ક્ષયરોગ લાગુ પડ્યો અને મરણ પ્રાપ્ત થયું. એ રીતે જ્યારે રાજા વગરનો દેશ થયો અને વર્ષાદ ન વરસવા લાગ્યો, ત્યારે ક્ષુધાના ભયથી પીડાયલી પ્રજા મારી પાસે આવીને આવી રીતે કેહેવા લાગી કે હે શંતનુના કુળને વધારનાર, તમારૂં કલ્યાણ થાઓ, આ અમે સર્વ પ્રજા ક્ષીણ થઇ ગઇ; માટે અમારા કલ્યાણ વાસ્તે તમે રાજા થાઓ, અને અનાવૃષ્ટ્યાદિ સાત પ્રકારની જે ઇતિ છે તેને નાશ કરો. હે ગંગાના પુત્ર, અત્યંત દારૂણ વ્યાધિથી તમારી આ અમે સર્વ પ્રજા પીડા પામીયે છીયે, અને નાશ પામતાં બાકી થોડીજ અવશેષ રહિ છીયે; વાસ્તે તમે અમારી રક્ષા કરવા યોગ્ય છો. હે શૂરવીર, તમે અમારી વ્યાધિને સમાવો અને ધર્મથી અમારૂં પાલન કરો, પણ તમારા જીવતાં પ્રજા નાશ માં પામો. હે ભારત, એવી રીતે પ્રજા મ્હોટા શબ્દ કરવા લાગી, તોપણ પોતાની કરેલી પ્રતિજ્ઞાનું પાલન કરતા તથા પોતાના રૂડા વૃત્તનું સ્મરણ કરતા એવા મારૂં

મન જરાપણ ક્ષોભ પામ્યું નહીં. ત્યારપછી હે મહારાજ દુર્યોધન, શેહેરનાં મનુષ્ય, મારી માતા સત્યવતિ, ચાકર, પુરોહિત, આચાર્ય તથા બીજાપણ બહુશ્રુત બ્રાહ્મણ એ સર્વે એકઠા મળી અત્યંત તાપયુક્ત થઈને, મને વારંવાર કેહેવા લાગ્યા કે હે મ્હોટી મતિવાળા ભીષ્મ, પ્રતિકૂળે રક્ષા કરેલું આ રાજ્ય તમને પ્રાપ્ત થયા વગર નાશ પામશે, વાસ્તે અમારા કલ્યાણ સારૂ તમે રાજા થાઓ. હે દુર્યોધન, એવી રીતે સૌએ કહ્યું, તોપણ મેં તેઓની પાસે હાથ જોડી અત્યંત દુઃખયુક્ત થઇને પિતા વાસ્તે જે પ્રતિજ્ઞા કરેલી હતી, તે નિવેદન કરતાં કહ્યું કે, મેં પિતાના કુળની વૃદ્ધિ સારૂ મારે રાજા થવું નહીં તથા સદૈવ ઊર્ધ્વરેતા રેહેવું એવી પ્રતિજ્ઞા લીધી છે. પછી એકાંતને વિષે મેં માતા સત્યવતિને કહ્યું કે હે માતા, તમારે વાસ્તે મેં આ પ્રતિજ્ઞા કરેલી છે, માટે તમે રાજ્ય કરવા વિષે મને પ્રેરણા કરો માં, હું શંતનુનો પુત્ર છું તથાપિ કુરૂ વંશને વૃદ્ધિ કરનાર નથી; કારણ ઘણું કરી તમારે વાસ્તેજ કરેલી પ્રતિજ્ઞા મિથ્થા કરીશ નહીં ને તમારો ચાકર થઇ રહીશ. હે મહારાજ દુર્યોધન, એ રીતે માતા તથા મનુષ્યોને સમજાવીને મેં માતા સહિત થઇ મહામુનિ વ્યાસ ઋષિને પ્રસન્ન કરી ભાઇ વિચિત્રવીર્યની સ્ત્રિયોને વિષે સંતાન ઉત્પન્ન કરવા સારૂ તેની યાચના કરી; જેથી પ્રસન્ન થયેલા તે મુનિયે તે સ્ત્રિયોને વિષે ત્રણ પુત્ર ઉત્પન્ન કર્‍યા. તેમાં તારા પિતા ધૃતરાષ્ટ્ર અંધ હોવાથી ઈંદ્રિય હીનપણાને લીધે રાજ્ય કરવા યોગ્ય થયા નહીં, અને લોકમાં વિખ્યાત મહાત્મા પાંડુ રાજા થયા હતા; માટે તેના પુત્ર પાંડવ તેનો ભાગ ગ્રહણ કરનાર રાજા કેહેવાય. વાસ્તે હે તાત, તું કલહ કર માં ને તેના રાજ્યનો અર્ધ વિભાગ તેમને આપ. મારા છતાં આ પૃથ્વી વિષે કોણ પુરૂષ રાજ્ય કરી શકે એમ છે, તોપણ હું કૈરવ તથા પાંડવની શાંતિને ઇચ્છુંછું, વાસ્તે કહુંછું; માટે તું મારાં વચનને અપમાન માં કર, મને તું તથા તેઓ સમાન છો. હે પાર્થિવ, હે પુત્ર, તારા પિતા ધૃતરાષ્ટ્ર, માતા ગાંધારી તથા વિદુરનું પણ મારાજ પ્રમાણે મત છે, માટે તું અમારા સર્વના મત પ્રમાણે કર; કેમકે મનુષ્યે પોતાના વૃદ્ધોનાં વચન અવશ્ય માન્ય કરવાં જોઈએ. માટે તું મારાં વચનમાં કંઇ પણ શંકા રાખ માં, ને જો તે રાખીશ, તો મારા દેહને, તારા આત્માને, પૃથ્વીને તથા સર્વને નાશ કરીશ!

श्रोतव्यंखलुवृद्धानां नाभिशंकीर्वचोमम ।
नाशयिष्यसिमासर्वं मात्मानंपृथिवींतथा ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि भगवद्वाक्ये गुर्जरभाषायां सप्तचत्वारिंशदधिकशततमोऽध्यायः ॥१४७॥

---

वासुदेवउवाच ॥ भीष्मेणोक्तेततोद्रोणो दुर्योधनमभाषत ।
मध्येनृपाणांभद्रंते वचनंवचनक्षमः ॥१॥

વાસુદેવ કહે છે—હે મહારાજ યુધિષ્ઠિર, એ રીતે ભીષ્મે કહ્યા પછી વચન બોલવામાં ચતુર દ્રોણાચાર્યે, રાજાઓની મધ્યે દુર્યોધનને આવી રીતે કહ્યું કે હે તાત, જે રીતે પ્રતીપના પુત્ર શંતનું કુળના હિતમાં તત્પર હતા અને જે રીતે દેવવ્રત ભીષ્મ તત્પર છે, તે રીતે સત્ય પ્રતિજ્ઞાવાળા, જીતેંદ્રિય, શ્રેષ્ઠ વ્રતવાન તથા અત્યંત સાવધાન કૌરવોના રાજા પાંડુ પોતાના કુળના હિતમાં તત્પર હતા. હે દુર્યોધન, કૌરવના વંશને વધારનાર તે રાજા પોતાના મ્હોટા ભાઇ બુદ્ધિમાન્ ધૃતરાષ્ટ્રને રાજ્ય સિંહાસન ઉપર બેસારી તેને તથા નાનાભાઇ વિદુરને રાજ્ય સોંપીને, કુંતિ તથા માદ્રિ નામની પોતાની બે સ્ત્રી સહિત પોતે વનમાં ગયા. ત્યારથી પુરૂષમાં સિંહરૂપ વિદુરવાળાનો પંખો કરતાં તાબેદારની પેઠે નીચે રહી તે મ્હોટા ભાઈ ધૃતરાષ્ટ્રને સેવે છે, અને સર્વ પ્રજા પણ જે રીતે પાંડુ રાજાને વશ થઇ રહી હતી, તેજ રીતે ધૃતરાષ્ટ્રને પણ વશ થઈ રહી હતી. હે ભારત, જ્યારે એ રીતે પારકા શેહેરને જીતનાર પાંડુ રાજા, ધૃતરાષ્ટ્ર તથા વિદુરને રાજ્ય સોંપી સમગ્ર પૃથ્વી પ્રત્યે પોતે ફરતા હતા, ત્યારે ભંડારનું સંરક્ષણ યુક્તિથી, મનુષ્યોને વશ કરવા, દાન આપવું, ચાકરો ઉપર નજર રાખવી તથા સર્વનું પોષણ કરવું ઇત્યાદિ કામ સત્ય પ્રતિજ્ઞાવાળા વિદુર કરતા હતા; અને મહા તેજસ્વિ તથા રાજાઓના સંધિવિગ્રહને જાણનાર ભીષ્મ દેવા લેવાના કામ ઉપર નજર રાખતા હતા. હે જનાધિપ, એ રીતે પાંડુ રાજાનું રાજ્ય તારા પિતાને પ્રાપ્ત થયું છે, માટે તેના કુળમાં ઉત્પન્ન થયેલો તું કુળમાં ભેદ કરવાનો નિશ્ચય કર માં, અને ભાઈયો સાથે એક થઇ રાજ્ય ભોગ ભોગવ. હે રાજસત્તમ, આ હું તને જે કહુંછું, તે કંઈ યુદ્ધના ભયથી તથા ધનના લોભથી કેહેતો નથી. હું ભીષ્મે આપેલું કંઇપણ ગ્રહણ કરવા ઇચ્છુંછું, પણ તારૂં આપેલું તેમ કરવા ઇચ્છતો નથી. તેમ તારી પાસેથી પોતાની જીવિકાના ઉપાયની પણ આકાંક્ષા રાખતો નથી. હે જનાધિપ, જ્યાં ભીષ્મ, ત્યાંજ દ્રોણ, માટે જે પ્રમાણે ભીષ્મ કહે છે

તે પ્રમાણે તું કર. હે શત્રુને આકર્ષણ કરનાર, પાંડુ રાજાના પુત્રોને અર્થે રાજ્ય અપાવીને પણ મારે તેમનું તથા તારૂં આચાર્યપણું કરવું તે બેઉનું સમાન છે; વાસ્તે હું યથાર્થ કહીશ, અને અર્જુન તથા તેના જેવો મારો પુત્ર અશ્વત્થામા એ બેઉ મને સરખા છે હે રાજા, મારે તારી પાસે વૃથા ઘણું બોલવું તેણે કરીશું ! પણ પરિણામ કહું છું કે, જ્યાં ધર્મ ત્યાંજ જય. વાસુદેવ કહે છે—હે મહારાજ યુધિષ્ઠિર, એ પ્રમાણે મહાતેજસ્વી દ્રોણાચાર્યે કહ્યું, ત્યાર પછી સત્ય પ્રતિજ્ઞાવાળા તથા ધર્મજ્ઞ વિદુર પાછળ ફરી ભીષ્મની સામુ જોઇ તેને કહેવા લાગ્યા કે હે દેવવ્રત ભીષ્મ, હું વચન કહું તે સાંભળો-પૂર્વે તમે નાશ પામેલા કૌરવના દેશનો ઉદ્ધાર કરયો છે, ને હમણાં હું તેના હિત માટે વારંવાર વાક્ય કહ્યા કરૂં છું, તો પણ સાંભળતા નથી. તમે જેની બુદ્ધિને અનુસરોછો, તે દુર્યોધન આપણા કુળમાં કુળનો ફોકટ બગાડનાર કોણ માત્ર છે. દુષ્ટ, કૃતઘ્ન તથા લોભીષ્ટ ચિત્તવાળો તે ધર્મ તથા અર્થ બતાવનાર પોતાના પિતાની આજ્ઞાને પણ માન આપતો નથી; જેના કૃત્યથી આ સર્વ કૌરવ નાશ પામશે, માટે તમે જે રીતે નાશ ન પામે, તે રીતે કરો. હે મહામતિમાન, તમે મને તથા ધૃતરાષ્ટ્રને તો, જેમ ચિત્રકાર ચિત્ર લખી ભીતાદિસ્થાન ઉપર ચોડી મૂકે, તેમ પૂર્વેથી રાખ્યા છે, અને જેમ બ્રહ્મા પ્રજાને ઉત્પન્ન કરી પાછો તેનો સંહાર કરે, તેમ કુળને વધારી તેનો નાશ કરવા ઇચ્છોછો, પણ તેમ ન કરો ! હે ભીષ્મ તમારો કંઇજ વાંક નથી, સર્વનો વિનાશ પાસે આવ્યો છે; જેથી તમારી પણ બુદ્ધિ નષ્ટ થઈ ગઇ છે ! હે રાજામાં સિંહરૂપ, જોઇયે તો તમે મને તથા ધૃતરાષ્ટ્રને સંઘાથે લઇ વનમાં ચાલી નિકળો, અથવા છેતરનાર તથા પાપબુદ્ધિવાળા આ દુર્યોધનને બાંધી મૂકીને, પાંડવોએ રક્ષણ કરેલા આ રાજ્યને ઉપરીપણામાં રહી શિક્ષા કરો. હે ભીષ્મ, તમે પ્રસન્ન થાઓ ને મારા કહ્યા પ્રમાણે કરો; કારણ અનાથ પાંડવ, કૌરવ તથા રાજાઓનો મ્હોટો વિનાશ પાસે આવ્યો દેખાય છે, શ્રીકૃષ્ણ કહે છે-હે મહારાજ યુધિષ્ઠિર, એ પ્રમાણે સદૈવ બોલનાર વિદુર વચન કહી વારંવાર નિશ્વાસ મૂકી દીન થઈ બોલવાથી બંધ થયા, ત્યાર પછી કુળના નાશથી ભય પામેલી સુબળ રાજાની પુત્રી ગાંધારી, ક્રૂર તથા પાપ બુદ્ધિવાળા પોતાના પુત્ર દુર્યોધનને ક્રોધથી રાજાઓની સમક્ષ ધર્માર્થ યુક્ત વચન કહેવા લાગી કે હે પુત્ર, આ રાજ સભામાં આવેલા રાજાઓ, બ્રહ્મર્ષિઓ, તારા અમાત્ય તથા ચાકર સહિત તું પાપરૂપ તારો અપરાધ હું ક-

હું તે સાંભળ—હે ક્રૂર કર્મ કરનાર પાપબુદ્ધિવાળા દુર્યોધન, કૌરવોનું રાજ્ય ક્રમથી ઉત્તરોત્તર એક બીજાના પુત્રોએ ભોગવવા યોગ્ય છે, ને એજ આપણા કુળનો ધર્મ છે; જેને અન્યાયથી તું નાશ પમાડે છે! હે દુર્યોધન, રાજ્ય ઉપર બુદ્ધિમાન્ ધૃતરાષ્ટ્ર વિરાજે છે, અને તેના નાનાભાઇ દીર્ઘદૃષ્ટિવાળા વિદુર વિદ્યમાન છે, તેમને અતિક્રમણ કરીને તું મોહથી રાજાપણાને કેમ ઇચ્છે છે! જો કે ધૃતરાષ્ટ્ર રાજા તથા વિદુર એ બેઉજણ મ્હોટા પ્રભાવવાળા છે, તોપણ વિદ્યમાન ભીષ્મને આધિન થઇ રહે છે! આ મનુષ્યમાં શ્રેષ્ઠ તથા મહાત્મા ગંગા પુત્ર ભીષ્મ ધર્મજ્ઞ છે, તેથી રાજ્યની કામના રાખતા નથી, અને કોઈથી સહન ન થાય એવું તે પાંડુ રાજાનું છે; માટે હાલ તેના પુત્ર પાંડવોજ તેના અધિપતિ થવા જોઇયે બીજાથી થવાય નહીં! માટે પિતામહનું સર્વ રાજ્ય પુત્ર પછિ પૌત્રને પ્રાપ્ત થવું જોઇયે, માટે પાંડવોનુંજ છે! હે દુર્યોધન, કુરૂકુળમાં મુખ્ય, સત્ય પ્રતિજ્ઞાવાળા, બુદ્ધિમાન્ તથા મહાત્મા ભીષ્મ જે વચન કહે છે, તેને ઉલ્લંઘન કર્યા વગર ધર્મથી ચાલનાર આપણે રાજ્ય કરવું એ યોગ્ય છે! મ્હોટા વ્રતવાળા ભીષ્મની આજ્ઞાથી આ રાજા વિદુર પણ, તેના કેહેવા પ્રમાણેજ કહે છે; કારણ સ્નેહિઓએ પોતાના હેતુને કર્તવ્યને વિષે ધર્મપુરઃસર કેહેવું જોઈએ. માટે ન્યાયથી પ્રાપ્ત થયેલા આ કૌરવના રાજ્યની રક્ષા, ધૃતરાષ્ટ્ર રાજા તથા શંતનુના પુત્ર ભીષ્મના કેહેવાથી ધર્મ પુત્ર યુધિષ્ઠિર કરો!

न्यायागतंराज्यमिदंकुरूणां युधिष्ठिरःशास्तुवैधर्मपुत्रः ।
प्रचोदितोधृतराष्ट्रेणराजा पुरस्कृतःशांतनवेनचैव ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि श्रीकृष्णवाक्ये गुर्जरभाषायां अष्टचत्वारिंशदधिकशततमोऽध्यायः ॥१४८॥

---

वासुदेवउवाच ॥ एवंमुक्तेतुगांधार्यां धृतराष्ट्रोजनेश्वरः ।
दुर्योधनमुवाचेदं राजमध्येजनाधिप ॥१॥

વાસુદેવ કહે છે—હે જનાધિપ યુધિષ્ઠિર, એ પ્રમાણે ગાંધારીએ કહ્યા પછી રાજાઓના મધ્યમાં ધૃતરાષ્ટ્ર રાજા, દુર્યોધનને આવી રીતે વચન કેહેવા લાગ્યા કે, હે પુત્ર દુર્યોધન, તારૂં કલ્યાણ થાઓ, અને હું જે તને કહું, તે તું સાંભળી પિતા એવા મને વડિલ લેખતો હોયતો મારા કહેવા પ્રમાણે કર. હે દુર્યોધન, હું તને એક આખ્યાયિકા કહું તે તું સાંભળ—

પૂર્વે કૌરવના યશને વધારનાર પ્રજાપતિ ચંદ્રથી છઠ્ઠો પુરૂપ નહુષનો પુત્ર યયાતિ રાજા થયો. તે યયાતિને દેવયાની તથા શર્મિષ્ઠા નામની બે સ્ત્રીથી શ્રેષ્ઠ પાંચ પુત્ર થયા; જેઓમાં મ્હોટા મહા તેજસ્વિ તથા સમર્થ યદુ અને નાના આપણા વંશને વધારનાર પુરૂ હતા, તેમાં ઘણા તેજવાળા શુક્રાચાર્યનો દૌહિત્ર, યાદવના કુળને વધારનાર, પરાક્રમ વિષે ઘણો સંમત, ગર્વથી ભરેલો તથા અત્યંત મંદબુદ્ધિવાળો યદુ ક્ષત્રિયોને અપમાન કરવા લાગ્યો; અને બળના ગર્વથી મોહિત હોવાને લીધે પિતાની આજ્ઞામાં પણ રહ્યો નહીં, ને પિતા તથા ભાઇયોનું અપમાન કરવા લાગ્યો. પછી સમુદ્ર પર્યંત સર્વ પૃથ્વીને વિષે મહાબળવાન યદુ, સર્વ રાજાઓને વશ કરી હસ્તિનાપુરમાં રહેતો હતો. તેના ઉપર મહા ક્રોધ પામેલા નહુષના પુત્ર યયાતિ રાજાએ તેને શાપ આપી રાજ્યથી ભ્રષ્ટ કરયો; અને તેને અનુસરી રહેલા, બળવાન તથા ગર્વિષ્ટ પોતાના નાના પુત્રોને પણ શાપ આપી પોતાને વશ એવા પુરૂ નામના કનિષ્ટ પુત્રને રાજ્યનો અભિષેક કરયો. હે દુર્યોધન, એ પ્રમાણે જો મ્હોટો પુત્ર ગર્વિષ્ટ હોય, તો તેને રાજ્ય મળતું નથી, ને નાનો પુત્ર વૃદ્ધોની સેવા કરતો હોયતો, તેને રાજ્ય મળે છે. વળી સર્વ ધર્મ જાણનાર, ધર્મે કરી પૃથ્વીનું પાલન કરનાર તથા ત્રણ લોકોમાં પ્રસિદ્ધ એવા મારા પિતાના પિતામહ પ્રતિપને દેવતા સરખા મ્હોટા યશવાળા ત્રણ પુત્ર થયા; જેમાં દેવાપિ સર્વથી મ્હોટો, બાહ્લિક વચલો તથા શંતનુ નાનો હતો. હવે પરસ્પર સ્નેહવાન, સાથે રેહેનાર તથા મહાત્મા તે ત્રણ પ્રતિપના પુત્રમાં મ્હોટો તેજસ્વિ, ક્ષત્રિયમાં શ્રેષ્ઠ, ધર્મિષ્ટ, સત્યવાદિ, પોતાના પિતાની સેવા કરનાર, શેહેર તથા દેશની પ્રજાને પ્રિય, સાધુ પુરૂષોએ માન્ય, બાળક તથા વૃદ્ધોના હૃદયમાં ઇચ્છિત, વદાન્ય, સર્વ ભૂત પ્રાણિના હિતમાં કુશળ, પોતાના પિતા તથા બ્રાહ્મણોની આજ્ઞામાં રેહેનાર અને બાહ્લિક તથા મહાત્મા શાંતનુંનો પ્રિય જ્યેષ્ઠ ભાઈ દેવાપિ કુષ્ટવાન હતો. પછી જ્યારે રાજાઓમાં શ્રેષ્ઠ મહાસમર્થ પ્રતિપ અવસ્થાએ કરી વૃદ્ધ થયા, ત્યારે તેણે પોતાના પુત્ર દેવાપિને રાજ્યાભિષેક કરવા સારૂ શાસ્ત્ર પ્રમાણે સર્વ સાહિત્ય તૈયાર કરાવ્યાં તથા તેના કલ્યાણ માટે સ્વસ્તિવાચનાદિકાર્ય પણ કરાવ્યાં. તે વેળા પૂર તથા દેશની પ્રજા સહિત વૃદ્ધ તથા બ્રાહ્મણોએ પ્રતિપની પાસે આવી દેવાપિના અભિષેકનું નિવારણ કર્યું. ત્યારે તે સાંભળીને પ્રતિપરાજાને મ્હોટો ખેદ હોવાથી નેત્રમાં અશ્રુ પ્રાપ્ત થયાં, ને તે પોતાના પુત્ર દેવાપિનોજ શોચ કરવા લાગ્યા. હે દુર્યોધન, એપ્રમાણે

દેવાપિ વદાન્ય, ધર્મજ્ઞ, સત્યવાદી તથા સર્વ પ્રજાને પ્રિય હતો, પણ કુષ્ટને લીધે રાજ્યાભિષેક થવાથી રહિત થયો. હે દુર્યોધન, હીન અંગવાળા રાજાને દેવતાઓ માન્ય કરતા નથી, માટે બ્રાહ્મણોએ રાજાઓમાં શ્રેષ્ઠ પ્રતિપને, દેવાપિને રાજ્યાભિષેક કરવાથી અટકાવ્યા. ત્યારે મહા ખેદયુક્ત થયેલા, પોતાના પુત્રનોજ શોચ કરતા એવા તથા બ્રાહ્મણોએ નિવારણ કરેલા પોતાના પિતાને જોઇને, દેવાપિ વનમાં ચાલી નિકળ્યો. પછી પ્રતિપનો બાહ્લિક નામનો વચલો પુત્ર, પોતાના પ્રતાપિ પિતા, ભાઇયો તથા પિતાના રાજ્યનો ત્યાગ કરીને, મામાના સમૃદ્ધિ ાન રાજ્યનો આશ્રય કરી રહ્યો. પછી જ્યારે પોતાના પિતા પ્રતિપ મૃત્યુ પામ્યા, ત્યારે શાંતનુ બાહ્લિકની રજા લઇને રાજ્ય કરવા લાગ્યો. હે ભારત, જેમ દેવાપિ કુષ્ટ-વાન હતો, તેથી તેને રાજ્ય મળ્યું નહીં, તેમ મહા બુદ્ધિમાન્ પાંડુએ જ્યેષ્ઠ ભાઈ હીન અંગવાન મને જાણીને, રાજ્યથી ભ્રષ્ટ કર્યો; ને પોતે નાનો હ-તો પણ રાજ્યને પામ્યો. હે શત્રુને દમન કરનાર, તેનો નાશ થયા પછી તેનું રાજ્ય પાંડવોનેજ મળવું જોઇયે; મારૂં રાજ્ય નથી, ને તું તેની ઈ-ચ્છા કેમ કરે છે? તું રાજાનો પુત્ર નથી તથા રાજ્યનો સ્વામિ પણ નથી, ને શું પારકા રાજ્યરૂપ દ્રવ્યને હરણ કરવા ઈચ્છે છે?! મહાત્મા તથા મ્હોટા મહિમાવાળા યુધિષ્ઠિર રાજપુત્ર છે, માટે સર્વ રાજ્ય તેનુંજ હોવું જોઇયે; કેમકે તે આ ભરત કુળનું પોષણ કરનાર તથા શિક્ષા કરનાર છે! વળી સત્યવાદી ગાફલતા રહિત, શાસ્ત્ર પ્રમાણે ચાલનાર, બંધુ જનને ત-થા પ્રજાને પ્રિય, સ્નેહિ ઉપર દયાવાન, જીતેંદ્રિય અને સાધુજનનું પોષણ કરનાર યુધિષ્ઠિરને વિષે ક્ષમા, તિતિક્ષા, આર્જવ, સત્યવ્રતપણું, શાસ્ત્રનું જ્ઞા-ન, સાવધાનપણું, સર્વ ભૂત ઉપર દયા તથા શીક્ષા આદિ સમસ્ત રાજ્ય ગુ-ણ રહ્યા છે! માટે હે દુર્વિનીત, રાજાનો પુત્ર નહીં એવો, ખરાબ આ-ચરણ વાળો, લોભી તથા સદૈવ બાંધવો વિષે પાપ બુધિવાળો તું ક્રમેકરી પ્રાપ્ત થયેલાં પાંડવોના રાજ્યને હરણ કરવા સમર્થ થઇશ નહીં! વાસ્તે હે નરેંદ્ર, તું મોહનો ત્યાગ કરીને વાહન તથા સાહિત્ય સહિત અર્ધરાજ્ય પાં-ડવોને આપ; ને બાકીનું રાજ્ય ભાઇયો સહિત તને જીવવા માટે રેહેશે.

प्रयच्छराज्यार्धमपेतमोहः सवाहनंत्वंसपरिच्छदंच ।
ततोवशेषंतवजीवितस्य सहानुजस्यैवभवेन्नरेंद्र ॥

**इति श्रीमहाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि धृतराष्ट्रवाक्यकथने गुर्जरभाषायां एकोनपंचाशदधिकशततमोऽध्यायः ॥१४९॥**

**वासुदेवउवाच ॥ एवमुक्तेतुर्भीष्मेण द्रोणेनविदुरेणच ।**
**गांधार्याधृतराष्ट्रेण नचैमंदोन्वबुध्यत ॥१॥**

વાસુદેવ કહે છે—હે યુધિષ્ઠિર, એ પ્રમાણે ભીષ્મ, દ્રોણ, વિદુર, ગાંધારી તથા ધૃતરાષ્ટ્રે કહ્યું; તો પણ મૂર્ખ એવો દુર્યોધન સમજ્યો નહીં, ને ક્રોધથી લાલ નેત્રવાન થઇ સર્વને તરછોડીને ત્યાંથી ઉઠી જવા લાગ્યો, ત્યારે તેની વાંસે જીવિત વગરના સર્વ રાજાઓ જવા લાગ્યા. તે સમય દુર્યોધને કનિષ્ટ ચિત્તવાળા તે રાજાઓને, આજ પુષ્ય નક્ષત્ર છે માટે તમે કુરૂક્ષેત્ર પ્રત્યે જાઓ એમ વારંવાર આજ્ઞા કરી. ત્યારે તે સાંભળી કાળે પ્રેરણા કરેલા સૈનિક સહિત, તે રાજાઓ ભીષ્મને સેનાપતિ કરી પ્રસન્ન થઈ કુરૂક્ષેત્ર પ્રત્યે ગયા. તે સમય તૈયાર થયેલી કૌરવની અગિયાર અક્ષૌહિણી સેનાના મોખરામાં તાલવૃક્ષના ચિન્હવાળી ધ્વજાવાળા ભીષ્મ શોભતા હતા. માટે હે રાજા, આ વખતે તમારે જે કરવું યોગ્ય હોય, તે તમો કરો. હે રાજન્, ભીષ્મ, દ્રોણ, વિદુર, ગાંધારી તથા ધૃતરાષ્ટ્ર મારી સમક્ષ કૌરવની સભામાં જે જે વચન બોલ્યા, તે તે મેં તમોને સર્વ કહી સંભળાવ્યાં. હે રાજન્, પરસ્પર ભાઇયોમાં સ્નેહ રહે તો ઠીક એમ જાણીને મેં પ્રજાની વૃદ્ધિ વાસ્તે દુર્યોધનને સામથી સમજાવ્યો. પછી કર્ણ સાથે વાત કરીને મેં ભેદ પણ દર્શાવ્યો; તે વિષે દેવ તથા મનુષ્યોનાં કરેલાં કર્મ પણ કહી બતાવ્યાં. તોપણ જ્યારે દુર્યોધને સામપૂર્વક મારા વચનનો અનાદર કર્યો, ત્યારે મેં સર્વ રાજાઓને ત્યાં બોલાવી ભેદ પમાડ્યા. પછી હે ભારત, હે સમર્થ, તે સર્વ રાજાઓનો તિરસ્કાર કરી દુર્યોધનને તૃણ તુલ્ય કરીને મેં, શકુનિ તથા કર્ણ જે રીતે ભય પામે તે રીતે આશ્ચર્યરૂપ, ભયંકર તથા દારૂણ એવાં અમાનુષ કર્મ દેખાડ્યાં; ને દ્યૂત નિમિત્તથી ધતરાષ્ટ્રના પુત્રની નિંદા પણ કરી. પછી મેં કુરૂવંશમાં ભેદ ન થાય તે સારૂ ફરીથી સામપુરઃસર ભાષણ કરી, પાંચ ગામ માત્રનો સ્વીકાર કરી, સમગ્ર રાજ્યના અર્પણરૂપ દાન પણ કહિ દેખાડયું, જે શૂરવીર પાંડવો પોતાનું માન મૂકી દઈ ધૃતરાષ્ટ્ર, ભીષ્મ તથા વિદુરની નિચે રહીને સર્વ રાજ્ય તને આપવા તૈયાર છે. માટે તને જે રીતે ગંગા પુત્ર ભીષ્મ તથા વિદુર તારા હિતની વાત કહે છે, તે રીતે સર્વ રાજ્ય તારૂં થાઓ, અને તું માત્ર પાંચ ગામડાં પાંડવોને આપ; તારા પિતા ધૃતરાષ્ટ્રે જરૂર તેમનું પોષણ કરવું યોગ્ય છે. હે રાજા, મેં એ રીતે ત્રીજો ઉપાય સમસ્ત રાજ્યના દાનરૂપ કહી દેખાડયો, તોપણ દુષ્ટબુદ્ધિવાળા દુર્યોધને પાંચ ગામ પણ આપ-

વાં કબૂલ કર્યું નહીં, માટે તે પાપિષ્ટને વિષે તો ચોથો ઉપાય દંડજ હું દેખું છું. જે રાજાઓ દુર્યોધનની આજ્ઞાથી કુરૂક્ષેત્રમાં ગયા છે, તે કેવળ પોતાના નાશ વાસ્તેજ ગયા છે એમ હું માનું છું. હે રાજન્, કૌરવની સભામાં જે બનેલું સર્વ વૃત્તાંત, તે મેં તમોને સર્વ કહી સંભળાવ્યું. હે પાંડવ યુધિષ્ઠિર, કૌરવો યુદ્ધ વિના રાજ્ય તમોને આપશે નહીં, કારણ તેમનું મરણ નજીક આવેલું છે તથા સર્વના નાશનો હેતુ પણ કેવળ દુર્યોધનજ છે.

नतेराज्यंप्रयच्छंति विनायुद्धेनपांडव ।
विनाशहेतवःसर्वे प्रत्युपस्थितमृत्यवः ॥

**इति श्रीमहाभारते उद्योगपर्वणि भगवद्यानपर्वणि कृष्णवाक्ये गुर्जरभाषायां पंचाशदधिकशततमोऽध्यायः ॥१५०॥**

**॥ समाप्तंचभगवद्यानपर्व ॥**

---

## ॥ अथसैन्यानिर्याणपर्व ॥

**वैशंपायनउवाच ॥** जनार्दनवचःश्रुत्वा धर्मराजोयुधिष्ठिरः ।
भ्रातृनुवाचधर्मात्मा समक्षंकेशवस्यह ॥

વૈશંપાયન કેહે છે—હે જનમેજય, એ પ્રમાણે જનાર્દન શ્રીકૃષ્ણનાં વચન સાંભળી તે ધર્માત્મા ધર્મરાજ યુધિષ્ઠિર, ભગવાનની સમક્ષ પોતાના સર્વ ભાઇયોને કેહેવા લાગ્યા કે, હે મનુષ્યમાં અત્યંત શ્રેષ્ઠ ભાઇયો, કૌરવની સભામાં બનેલું વૃત્તાંત તમે સાંભળ્યું, તેમ શ્રીકૃષ્ણનાં પણ સર્વ વાક્ય તમારા સમજવામાં આવ્યાં. હવે મારા જય વાસ્તે સાત અક્ષૌહિણી સેના એકઠી થઈ છે તેમનો તમે વિભાગ કરો; ને તે અક્ષૌહિણીને સાચવનાર સાત યોદ્ધાઓ હું તમોને કહું તે સાંભળો–વેદને જાણનાર, શૂરવીર, યુદ્ધમાં શરીરનો ત્યાગ કરનાર, શ્રેષ્ઠ વ્રતવાન, લજ્જાવાન્, નીતિમાન્, યુદ્ધમાં ચતુર, ધનુષ ધારણ કરવામાં કુશળ તથા સર્વ અસ્ત્રથી યુદ્ધ કરનાર દ્રુપદ, વિરાટ, ધૃષ્ટદ્યુમ્ન, શિખંડી, સાત્યકિ, ચેકિતાન તથા પરાક્રમી ભીમસેન એ સાત જણા છે. તેમાં પણ હે પુરૂષમાં સિંહરૂપ, જે અતિ બળવાન, સેનાના વિભાગ કરી જાણનાર, બાણરૂપિ જ્વાળાવાન, ભીષ્મરૂપિ અગ્નિને રણસંગ્રામમાં સહન કરી શકે એવો અને સેનાપતિ કરવા યોગ્ય

હોય, તે તમો કહો. એવાં ધર્મરાજનાં વચન સાંભળીને પ્રથમ સહદેવ પાંડવે કહ્યું કે હે રાજન્, જે આપણા સંબંધ, આપણા દુઃખમાં પાંતિ લેનાર, પરાક્રમી, યુદ્ધમાં દુર્મદ, અસ્ત્ર શીખેલા, બળવાન તથા જે ધર્મજ્ઞના આશ્રયથી આપણે પોતાના રાજ્ય વિભાગને ગ્રહણ કરવા તૈયાર થયા છીયે એવા મત્સ્ય દેશના અધિપતિ વિરાટ રાજા, ભીષ્મ તથા બીજા મહારથિયોને સંગ્રામમાં સહન કરી શકશે એમ મને ભાસે છે. વૈશંપાયન કહે છે—હે જનમેજય, એ પ્રમાણે સહદેવે કહ્યા પછી નકુળ પાંડવે આવી રીતે વચન કહ્યાં કે, અવસ્થા, શાસ્ત્ર, ધૈર્ય, કુળ તથા સ્વજનના સમૂહે કરી સંપન્ન, લજ્જાવાન, બળયુક્ત, લક્ષ્મીવાન, સર્વ શાસ્ત્રમાં ચતુર, ભરદ્વાજ પાસેથી અસ્ત્રવિદ્યા શિખેલ, અસહ્ય પરાક્રમી, સત્ય પ્રતિજ્ઞાવાળા દ્રોણ તથા મહા બળવાન ભીષ્મની નિરંતર સ્પર્દ્ધા રાખનાર, હજારો શાખાવાળા વૃક્ષની પેઠે પુત્ર તથા પૌત્રથી વિંટાયલા, જેણે દ્રોણને નાશ કરવા સારૂ સ્ત્રી સહિત ભયંકર તપ કર્યું હતું એવા, સંગ્રામમાં શોભાયમાન, આપણને પિતાની પેઠે સાંત્વના કરનાર, દિવ્યાસ્ત્ર જાણનાર તથા દ્રોણના સખા એવા આપણા શ્વશુર દ્રુપદ રાજા સર્વ સેનાના પતિ થવા યોગ્ય છે એમ મારા વિચારમાં આવે છે; કારણ સામે આવેલા દ્રોણ તથા ભીષ્મને એ સહન કરી શકશે એમ હું માનું છું. વૈશંપાયન કહે છે—હે જનમેજય, એ રીતે માદ્રીના પુત્ર સહદેવ તથા નકુળે પોતાનું મત્ત કહિ દેખાડ્યું તે પછી કુરૂકુળને આનંદ આપનાર, ઈંદ્રના પુત્ર તથા તેના સરખા અર્જુને કહ્યું કે, જે આ તપના પ્રભાવથી તથા ઋષિને સંતુષ્ટ કરવાથી જ્વાળા સરખા વર્ણવાળા, મ્હોટા ભુજવાળા, ધનુષ્માન, કવચ તથા ખડ્ગ ધારણ કરનાર, દિવ્ય અશ્વ જોડેલા રથમાં બેશી સિંહ સરખી ગર્જના કરનાર, સિંહ સરખા ખભા, ભુજ તથા વક્ષસ્થળવાળા, મહા તેજસ્વી, મદઝરતા હસ્તિની પેઠે સર્વ શસ્ત્રથી અભેદ્ય, શરીરથી શોભિતો, દિવ્યરૂપ અગ્નિના કુંડમાંથી ઉત્પન્ન થયેલા, શ્રેષ્ઠ ભ્રૂકુટી, દાઢ, હાઠી, મુખ, ભુજ, તથા જાનુવાળા, દ્રોણના નાશ વાસ્તે ઊત્પન્ન થયેલા, સત્યવાદી, જીતેંદ્રિય અને જલદી બાણ ફેંકનાર ધૃષ્ટદ્યુમ્નને હું સર્વ સેનાના અધિપતિપણા વિષે યોગ્ય માનું છું. કારણ તે વિના બીજો કોઇપણ વજ્ર સરખા સ્પર્શવાળા, પ્રદીપ્ત મુખવાળા, સર્પની પેઠે વિષ યુક્ત, વેગ વિષે યમદૂત સરખા તથા પ્રાપ્ત થવા વખતે અગ્નિ સરખા ભીષ્મના બાણને સહન કરી શકે એવા નથી. એ રીતે અર્જુન બોલી રહ્યા પછી ભીમસેન બોલ્યા કે હે રાજેંદ્ર, દ્રુપદનો

પુત્ર શિખંડી ભીષ્મના વધ વાસ્તે ઉત્પન્ન થયો છે અને સંગ્રામના મધ્યમાં અસ્ત્ર ફેંકવા વખતે જેનું રૂપ મહાત્મા રામના સરખું પુરૂષો દેખશે એમ આવેલા સિદ્ધ તથા ઋષિયો કહે છે; માટે કવચ પેહેરી રથમાં બેઠેલાને સંગ્રામમાં શસ્ત્રથી ભેદ કરનાર કોઇને પણ દેખતો નથી. વળી મ્હોટા વ્રતવાળા ભીષ્મને દ્વૈરથ યુદ્ધમાં શૂરવીર શિખંડી વિના બીજો કોઇ પણ મારે એવાને હું જોતો નથી. વાસ્તે તેજ મારી સેનાનો પતિ થાય એમ મારી મતિ છે. એવાં ચારે ભાઈયોનાં વચન સાંભળી યુધિષ્ઠિર કેહેવા લાગ્યા કે હે તાત, ધર્માત્મા કેશવ ભગવાન્ સર્વે જગતના સારા સાર, બળાબળ તથા સર્વના મતને જાણે છે. આપણા વિજય, પરાજય, પ્રાણ, રાજ્ય, ઉદય, અનુદય, સુખ તથા દુઃખ ઇત્યાદિ સર્વ જેમને આધિન છે એવા, સર્વ કાર્ય કરનાર, નિયમમાં રાખનાર અને સર્વ સિદ્ધિ જેને આનિધ છે એવા દાશાર્હ કુળમાં ઉત્પન્ન થયેલા શ્રીકૃષ્ણ, જેને સેનાપતિ કરવાની આજ્ઞા આપે, તેજ આપણી સેનાના પતિ થાઓ. હે ભીમસેન, બોલનારાઓમાં શ્રેષ્ઠ શ્રીકૃષ્ણ કહે તે પ્રમાણે સેનાપતિ કરીને તેને વશ વરતનારા આપણે, હાલ રાત્રિ છે તે વ્યતીત થયા પછી સવારના ગંધોદકથી શસ્ત્રોનું પૂજન કરી રક્ષા બંધન તથા સ્વસ્તિવાચન કરી રણાંગણ પ્રત્યે જઇશું. વૈશંપાયન કહે છે—હે જનમેજય, એવાં બુદ્ધિમાન્ ધર્મરાજનાં વચન સાંભળીને કમળ સરખાં નેત્રવાળા શ્રીકૃષ્ણ, અર્જુનની સામે જોઈ આવી રીતે કેહેવા લાગ્યા કે હે મહારાજ, હે મહાબાહો, તમે જે સિંહ સરખા યોદ્ધા કહ્યા, તે સર્વ તમારી સેનાના પતિ થવા યોગ્ય છે; માટે તમારા વચનને હું માન્ય કરૂંછું. તે સર્વે યોદ્ધાઓ તમારા શત્રુને બાધ કરવામાં સમર્થ છે; કારણ મહા સંગ્રામમાં ઇંદ્રને પણ ભય ઉત્પન્ન કરે એવા છે ત્યારે પાપિષ્ટ બુદ્ધિવાળા લોભિ ધૃતરાષ્ટ્રના પુત્રને ભય ઉત્પન્ન કરે એમાં શું કેહેવું! હે ભારત, મેં તમારા પ્રિય વાસ્તે શાંતિ થાયતો ઠીક એમ જાણી કૌરવની સભામાં ઘણો યત્ન કર્યો, પણ તેમ થયું નહીં; માટે હવે આપણે ધર્મના ઋણથી મુક્ત થયા છીયે ને સમજાવાની ઇચ્છાવાળા કોઈ પુરૂષને પણ આપણ વિષે કંઇ કેહેવાપણું રહ્યું નથી. હે રાજા, નજીક જેનું મરણ આવેલું છે એવો તથા બાળક બુદ્ધિવાળો ધૃતરાષ્ટ્રનો પુત્ર દુર્યોધન, પોતાને અસ્ત્રવિદ્યામાં કુશળ તથા બલિષ્ટ માનેછે, માટે તમે સારી રીતે પોતાની સેનાની યોજના કરો; કારણ માર્યા વગર સાધ્ય થવાનો નથી. સર્વ ધૃતરાષ્ટ્રના પુત્ર અર્જુન, કોપેલા ભીમસેન, યમની જેને ઉપમા

અપાય એવા નકુળ તથા સહદેવ, સાત્યકિ, ક્રોધ પામેલા ધૃષ્ટદ્યુમ્ન, અભિમન્યુ, દ્રૌપદીના પુત્ર, વિરાટ, દ્રુપદ તથા અક્ષૌહિણીના પતિ એવા બીજા ભયંકર પરાક્રમવાળા રાજાઓને જોઈને સંગ્રામમાં સામા ઉભા રેહેવાને પણ સમર્થ થશે નહીં. હે શત્રુને દમન કરનાર યુધિષ્ઠિર, આપણું સૈન્ય કોઇથી પણ પરાભવ પામે તથા સહન થાય એવું નથી, કારણ અત્યંત બલિષ્ટ છે; માટે સંગ્રામમાં ધૃતરાષ્ટ્રના પુત્રના સૈન્યને હણશે એમાં સંશય નથી. હે પાંડવ, આપણે સેનાપતિ કરવા લાયક ધૃષ્ટદ્યુમ્ન છે એમ હું માનું છું. વૈશંપાયન કહેછે—હે જનમેજય, એ પ્રમાણે શ્રીકૃષ્ણે વચન કહ્યાં તે વખતે શ્રેષ્ઠ પુરૂષોએ અત્યંત પ્રસન્ન થઈ યુદ્ધ વાસ્તે 'તૈયાર થાઓ તૈયાર થાઓ' એ રીતે મ્હોટા શબ્દ કર્યા. તે વેળા સૈન્યમાંના જલદી દોડતા અશ્વ, હસ્તિ તથા રથનેમિના અને મ્હોટા શંખ તથા દુંદુભિના શબ્દ ચોતરફથી થવા લાગ્યા. તે સમય રથ, હસ્તિ તથા પાયદળથી ભયંકર, મ્હોટા લેહેરથી ક્ષોભ પામેલા સમુદ્રની પેઠે ઉગ્ર, દોડતા, પરસ્પર બોલાવતા તથા કવચ બાંધતા જવા તૈયાર થયેલા યોદ્ધાઓવાળી અને કોઈથી સહન થાય નહીં એવી પાંડવની સેના પૂર આવેલી ગંગા સરખી દેખવામાં આવતી હતી. તે સમય ભીમસેન, કવચ પેહેરેલા માદ્રી પુત્ર નકુળ તથા સહદેવ, સુભદ્રાનો પુત્ર અભિમન્યુ, દ્રૌપદીના પાંચ પુત્ર, પૃષત્ ગોત્રમાં ઉત્પન્ન થયેલો ધૃષ્ટદ્યુમ્ન, પ્રભદ્રક અને પંચાલ દેશના બીજા યોદ્ધાઓ એ સર્વ સેનાના અગ્રભાગને વિષે શોભતા હતા. તે વખતે યુદ્ધ કરવા જતા તથા પ્રસન્ન થયેલા યોદ્ધાઓનો, જેવો પર્વણિ વિષે સમુદ્રનો મ્હોટો શબ્દ થાય, તેવો સ્વર્ગને પોંહોચે એવો મ્હોટો શબ્દ થયો. પારકા સૈન્યને વિદારણ કરનાર, કવચ પેહેરેલા તથા અત્યંત પસન્ન મનવાળા કુંતિ પુત્ર યુધિષ્ઠિર રાજા, યોદ્ધાઓના મધ્યમાં શોભતા હતા. જે વેળા ગાડાં, વ્યાપારી, તંબુ, રથાદિ વાહન, દ્રવ્યના ભંડાર, અનેક તોપ, શસ્ત્ર વૈદ્ય, થોડાં ઘણાં દુર્બળ બાકીનાં સૈન્ય, તથા ચાકરોને સાથે લઈ યુધિષ્ઠિર રાજા જવા લાગ્યા, તે વેળા સત્ય બોલનાર સ્ત્રિયોથી વિંટાયલી દ્રૌપદી, થોડે સુધી તેમની વાંસે જઇ, પાછી પોતાના દાસ તથા દાસી જન સહિત ઉપપ્લવ્ય નામના પોતાના સ્થાન પ્રત્યે આવી રહી; અને માગણ પુરૂષોએ સ્તુતિ કરેલા પાંડવો પોતાની સ્ત્રીનું તથા ધનનું રક્ષણ થવા સારૂ તેના સ્થાનને ફરતો વૃક્ષની ઝાડીનો કીલ્લો કરી તથા શૂરવીર પુરૂષોની ચોકી રાખી પૃથ્વી તથા ગાયોનાં દાન આપીને મણિ જડિત રથમાં બેસી બ્રાહ્મણો સહિત સેનાને

સાથે લઈ રવાને થયા. તે વેળા તેમની સાથે કવચ ધારણ કરેલા, શસ્ત્ર બાંધેલા, હર્ષ પામેલા તથા અલંકાર ધારણ કરેલા, કેકય, ધૃષ્ટકેતુ, કાશિ રાજાનો પુત્ર અભિભુ, શ્રેણિમાન, વસુદાન અને કોઇ દિવસે પરાજય નહીં પામેલો શિખંડી એ સર્વ રાજાઓ યુધિષ્ઠિરને વિંટિને સૈન્યની મોવડમાં જવા લાગ્યા. વિરાટ રાજા, સોમક વંશમાં ઉત્પન્ન થયેલા દ્રુપદના પુત્ર ધૃષ્ટ-દ્યુમ્ન, સુધર્મા, કુંતિભોજ તથા ધૃષ્ટદ્યુમ્નના પુત્ર સૈન્યના પાછલા અર્ધ ભાગમાં ચાલવા લાગ્યા. ને ચાળીસ હજાર રથ, બે લાખ ઘોડેસ્વાર, ચા-ર લાખ પદાતી તથા સાઠ હજાર હસ્તિયુક્ત અનાધૃષ્ટિ ચેકિતાન, ધૃષ્ટકેતુ તથા સાત્યકિ શ્રીકૃષ્ણને તથા અર્જુનને વિંટિ ચાલવા લાગ્યા. પછી દૃઢ સૈન્યવાળા તથા પ્રહાર કરનાર પાંડવો કુરૂક્ષેત્રમાં આવીને, મ્હોટા શબ્દ કરવા લાગ્યા; જેનો શબ્દ આંકેલા સાંઢ સરખો દેખાવા લાગ્યો. તે વેળા શત્રુને દમન કરનાર સર્વ રાજાઓ કુરૂક્ષેત્રમાં જઇને, શંખ નાદ કરવા લા-ગ્યા. શ્રીકૃષ્ણ તથા અર્જુન પણ પોતાના પાંચજન્ય તથા દેવદત્ત નામના શંખ વગાડવા લાગ્યા; જેના વજ્રપાત સરખા મ્હોટા શબ્દ સાંભળીને સ-ર્વ રાજાઓનાં રૂવાટાં ઉભાં થયાં. પછી શંખ તથા દુંદુભિના શબ્દથી વૃદ્ધિ પામેલો વેગવાન રાજાઓનો સિંહનાદ પૃથ્વી, આકાશ તથા સમુદ્રને ગ-જાવવા લાગ્યો.

शंखदुंदुभिसंहृष्टः सिंहनादस्तरास्विनां ।
पृथिवींचांतरिक्षंच सागरांश्चान्वनादयत् ॥

इति श्रीमहाभारते उद्योगपर्वाणि सैन्यनिर्याणपर्वणि कुरुक्षेत्रप्रवेशे गुर्जरभाषायां एकपंचाशदधिकशततमोऽध्यायः ॥१५१॥

---

वैशंपायनउवाच ॥ततोदेशेसमेस्निग्धे प्रभूतयवसेंधने ।
निवेशयामासतदा सेनांराजायुधिष्ठिरः ॥१॥

વૈશંપાયન કહે છે-હે જનમેજય, ત્યારપછી યુધિષ્ઠિર રાજાએ પોતાની સેનાને જ્યાં ઘણાં ઘાસ તથા કાષ્ટ હતાં એવાં રસાળ અને સપાટ મેદા-નવાળા સ્થાનને વિષે નિવાસ કરાવવાનો વિચાર કરયો; અને શ્મશાન, દે-વતાઓના સ્થાન, મહર્ષિયોના આશ્રમ તથા તીર્થનાં સ્થાનને છોડી દઇ, રસાળ, ઉખર વગરના, પવિત્ર તથા પુણ્યરૂપ સ્થાનને વિષે નિવાસ કરાવ્યો. ત્યારપછી જેનાં વાહનોએ થાક ખાધો હતો એવા, હજારો રાજાઓએ વિં-

ટાએલા તથા સુખી એવા અર્જુન સહિત શ્રીકૃષ્ણ, ત્યાંથી ઉઠીને જવા લાગ્યા; અને દુર્યોધનના સૈન્યની સેંકડો ટુકડીને નસાડીને, ચારે કોર ફરવા લાગ્યા, તે સમય દ્રુપદ રાજાનો પુત્ર ધૃષ્ટદ્યુમ્ન તથા રથિ પુરૂષમાં શ્રેષ્ઠ શૂરવીર અને પરાક્રમિ સાત્યકિ તંબુ ખડા કરવા સારૂ પૃથ્વીને માપવા લાગ્યા. હે ભારત, તે કુરૂક્ષેત્રને વિષે જ્યાં સુંદર તટવાળી, પવિત્ર, શુદ્ધ જળવાળી અને કાદવ તથા કાંકરા વગરની હિરણ્વતી નામની નદી હતી, ત્યાં કેશવભગવાને ખાઇ ખોદાવી અને તેની રક્ષા સારૂ કેટલાંએક સૈન્યને આજ્ઞા આપી રાખ્યું. હે રાજા, શ્રીકૃષ્ણે જેવા મહાત્મા પાંડવોને નિવાસ કરવા સારૂ તંબુ કરાવ્યા, તેવાજ તેના પક્ષમાં આવેલા રાજાઓને નિવાસ કરવા સારૂ તંબુ કરાવ્યા; જે ઘણા કાષ્ટવાળા, શત્રુથી જેમાં જઇ શકાય નહીં એવા, ભક્ષ્ય તથા ભોજ્યાદિ ખાવાનાં અન્ન અને પાન કરવાના હજારો પદાર્થવાળા તથા અમૂલ્ય એવા પૃથ્વીને વિષે જાણે અનેક વિમાનોજ રહ્યાં હોય એમ શોભતા હતા. ત્યાં યુધિષ્ઠિરે અગાઉથી પગાર આપ્યો હતો જેને એવા ચતુર સેંકડો શિલ્પિ તથા શાસ્ત્રમાં ચતુર અને સર્વ પોતાનાં સાહિત્ય યુક્ત વૈદ્યને શ્રીકૃષ્ણે રાખ્યા હતા. હે રાજા, યુધિષ્ઠિરે તે એક એક તંબુ પ્રત્યે પ્રત્યંચા, ધનુષ, કવચ, શસ્ત્ર, મધુ, ઘૃત તથા રાળના ભુકાના પર્વત જેવડા મ્હોટા ઢગલા કરાવ્યા હતા અને ઘણું પાણી, તૃણ, ફોત્રાં, કોલસા તોપ, નારાચ બાણ, ભાલાં, ફરશી, ધનુષ, કવચ, તરવાર તથા ભાથાઓના સમૂહ રખાવ્યા હતા. વળી યુધિષ્ઠિરે તે સર્વે તંબુઓની બહાર લોહના કાંટાવાળી લોહની ઝુલ જેને પેહેરાવી હતી એવા, પર્વત સરખા મ્હોટા દેહવાળા તથા લાખો યોદ્ધાઓની સામે ઉભા રેહેનાર અનેક હસ્તિયો રાખેલા જોવામાં આવતા હતા, હે ભારત, એ પ્રમાણે કુરૂક્ષેત્રને વિષે આવેલા પાંડવોને જાણીને, બ્રહ્મચર્ય વ્રત પાળેલ, યજ્ઞમાં સોમવલ્લિનું પાન કરનાર તથા ઘણી દક્ષિણા આપેલા તેના મિત્ર દેશ દેશના રાજાઓ, પોતપોતાના સૈન્ય તથા વાહન સહિત, તેમના જયને માટે ત્યાં આવ્યા-

चरितब्रह्मचर्यास्ते सोमापाभूरिदक्षिणाः ।
जयायपांडुपुत्राणां समाजग्मुर्महीक्षितः ॥

इति श्रीमहाभारते उद्योगपर्वाणि सैन्यानिर्याणपर्वाणि शिबिरादिनिर्माणे गुर्जरभाषायां द्विपंचाशदधिकशततमोऽध्यायः ॥१५२॥

जनमेजयउवाच ॥ युधिष्ठिरंसहानीक मुपायांतंयुयुत्सया ।
सन्निविष्टंकुरुक्षेत्रे वासुदेवेनपालितं ॥१॥

જનમેજય પૂછે છે-હે વૈશંપાયન, કુરૂક્ષેત્રને વિષે યુદ્ધ કરવા સારૂ સૈન્ય સહિત આવી રહેલા, શ્રીકૃષ્ણે રક્ષા કરેલા, પુત્ર સહિત વિરાટ તથા દ્રુપદે યુક્ત, કેકય, યાદવ તથા સેંકડો રાજાઓથી વિંટાયલા અને દેવતાઓએ રક્ષા કરેલા ઇંદ્રની પેઠે મહારથિઓએ રક્ષા કરેલા યુધિષ્ઠિરને સાંભળીને, દુર્યોધને શું કાર્ય કર્યું? તે હું વિસ્તારથી સાંભળવા ઇચ્છું છું. કારણ તે મ્હોટા સંભ્રમને વિષે યુદ્ધમાં ઇંદ્ર સહિત દેવતાઓને પણ વ્યથા પમાડે એવા પાંડવ, વાસુદેવ, વિરાટ, દ્રુપદ, ધૃષ્ટદ્યુમ્ન, મહારથિ શિખંડી તથા દેવતાઓ પણ જેની સામે ઉભા રહી શકે નહીં એવો યુધામન્યુ એ સર્વ હતા. માટે હે તપોધન, કૌરવ તથા પાંડવોએ જે ત્યાં આવી કર્યું હોય, તે હું વિસ્તારથી સાંભળવા ઇચ્છું છું, વાસ્તે કહો. વૈશંપાયન કહે છે-હે જનમેજય, હવે શ્રીકૃષ્ણ પાછા પાંડવો પાસે ગયા કેડે દુર્યોધને કર્ણ, દુઃશાસન તથા શકુનિને કહ્યું કે, શ્રીકૃષ્ણ પોતાનું કાર્ય કર્યા વગર પાંડવો પાસે ગયા છે, માટે ક્રોધયુક્ત થઇને તેમને અવશ્ય અતિ ક્રોધાવિષ્ઠ કરશે એમાં સંશય નથી. પાંડવો સાથે મારો વિગ્રહ થાય એ શ્રીકૃષ્ણને ઘણો ઇષ્ટ છે, અને ભીમસેન તથા અર્જુન તેનાજ મતને અનુસરનાર છે, ને મેં ભાઇયો સહિત જેનો તિરસ્કાર કરયો છે એવા યુધિષ્ઠિર રાજા ભીમસેનને વશ છે તથા મારી સાથે વૈર રાખનાર અને શ્રીકૃષ્ણને વશ એવા વિરાટ તથા દ્રુપદ તેના સૈન્યના નાયક છે, માટે શૂરવીરનાં રૂવાટાંને ઉભાં કરે એવો મહા ભયંકર વિગ્રહ થશે, વાસ્તે તમે આળસ રહિત થઇને સંગ્રામમાં જોઈતું સર્વ સાહિત્ય ઉતાવળથી તૈયાર કરાવો. અને હે રાજાઓ, કુરૂક્ષેત્રને વિષે વિશાળ, શત્રુથી દુઃખે કરીને પણ લઇ શકાય નહીં એવા, જેની જળ તથા ધાન્યના કોઠાર સમિપ હોય એવા, જેમાં વસ્તુઓ લઈ આવવાના માર્ગને શત્રુ રૂંધિ શકે નહીં એવા, દૃઢ બંધનવાળા, ઊંચા, અનેક આયુધથી ભરેલા અને ધ્વજ તથા પતાકાથી શોભિતા લાખો તંબુ તૈયાર કરાવો તથા તેઓમાં જવા આવવાના માર્ગ પણ સરખા કરાવો અને આજ ગામની બહાર આવતી કાલે યુદ્ધ માટે જવાના પ્રયાણનો સાદ ફેરવો. એ પ્રમાણે દુર્યોધનનાં વચન સાંભળી 'બહુ સારૂ" એમ કહીને, તેઓએ સાદ ફેરવી બીજે દિવસે તેના કેહેવા પ્રમાણે સર્વ કર્યું. ત્યારપછી આવેલા સર્વ રાજાઓ દુર્યોધનની તે આજ્ઞા સાંભળી ક્રોધયુક્ત થઇને, સુવર્ણના બાજુબંધ તથા

અગર ચંદને કરી શોભાયમાન અને પરિઘ સરખા પોતાના હસ્તે કરી એક બીજાના હસ્તને આસતેથી સ્પર્શ કરી અમૂલ્ય આસન ઉપરથી ઉઠયા; ને પાઘડી, પેહેરવાનાં વસ્ત્ર, ઉતરીય વસ્ત્ર તથા અલંકાર ધારણ કરવા લાગ્યા, અને કેટલાએક રથમાં બેસનારા રાજાઓ રથને, ઘોડા ઉપર બેસનારા ઘોડાઓને તથા હસ્તિ ઉપર બેસનારા હસ્તિયોને તૈયાર કરાવા-લાગ્યા. વળી તેઓ સુવર્ણના વિચિત્ર કવચ તથા અનેક પ્રકારનાં શસ્ત્ર ચારે કોરથી ધારણ કરવા લાગ્યા. તે વેળા પદાતિ પુરૂષો પણ અનેક પ્રકારનાં સુવર્ણથી વિચિત્ર શસ્ત્ર પોતાના શરીર ઉપર ધારણ કરવા લાગ્યા. તે સમય હે ભારત, દુર્યોધનનું શેહેર ઉત્સવ સમયની પેઠે પ્રસન્ન મનુષ્યોવાળું તથા તેઓથી સંકીર્ણ થયું હતું. વળી તે વેળા મનુષ્યના સમૂહરૂપ જળની ઘૂમરીવાળો, રથ, હસ્તિ તથા અશ્વરૂપ મત્સ્યવાન, શંખ તથા નગારાંરૂપી શબ્દવાળો, ભંડારના સંચયરૂપ રત્નવાળો, વિચિત્ર આભરણ તથા કવચરૂપી લેહેરવાળો, શસ્ત્રરૂપી નિર્મળ ફીણ વાળો, અટારિની પંકિતરૂપ પર્વતથી વિંટાયલો, ચૌટા તથા બજારરૂપી મ્હોટા ધુનાવાળો અને યોદ્ધારૂપી ચંદ્રોદયે કરી વૃદ્ધિ પામેલો દુર્યોધનનો સૈન્યરૂપ સમુદ્ર, જેમ ચંદ્રોદય વેળાએ સમુદ્ર દેખાય, તેમ દેખવામાં આવતો હતો.

योधचंद्रोदयोद्भूतःकुरुराजमहार्णवः ।
व्यदृश्यततदाराजं श्चंद्रोदयइवोदधिः ॥

इति श्रीमहाभारते उद्योगपर्वाणि सैन्यानिर्याणपर्वाणि दुर्योधन सैन्य सज्जकरणे गुर्जरभाषायां त्रिपंचाशदधिकशततमोऽध्यायः ॥१५३॥

---

वैशंपायनउवाच ॥ वासुदेवस्यतद्वाक्य मनुस्मृत्ययुधिष्ठिरः ।
पुनःपप्रच्छवार्ष्णोयं कथंमंदोब्रवीदिदं ॥१॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય, હવે યુધિષ્ઠિર રાજાએ પ્રથમ કહેલાં શ્રીકૃષ્ણનાં તે વચન સંભારીને વળી તેને પૂછયું કે, મંદ એવો દુર્યોધન એમ કેમ બોલ્યો? હે અચ્યુત, આ વેળા અમારે શું કરવા યોગ્ય છે? અને અમે કેવી રીતે વર્તવાથી પોતાના સ્વધર્મથી ભ્રષ્ટ ન થઇયે? હે વાસુદેવ, તમે દુર્યોધન, કર્ણ, સુબળ રાજાના પુત્ર શકુનિ તથા ભાઇયો સહિત મારા મતને જાણનારા છો. વળી હે મોટી બુદ્ધિવાળા શ્રીકૃષ્ણ, તમે વિદુર, ભીષ્મ "તે" તથા દ્રોણ અને કુંતિયે કહેલાં સર્વ વાકય સાંભળ્યાં છે, પણ

હે મહાબાહો, તે સર્વનું અતિક્રમણ કરી વારંવાર વિચાર કરીને અમારે જે કરવાને યોગ્ય હોય, તે કંઈપણ શંકા રાખ્યા વગર ઉતાવળથી કહો. હે ભારત, એ પ્રમાણે ધર્મ તથા અર્થયુક્ત યુધિષ્ઠિરનાં વચન સાંભળીને મેઘ તથા દુંદુભિના સરખા કંઠના અવાજવાળા શ્રીકૃષ્ણે કહ્યું કે હે રાજા, મેં દુર્યોધનને ધર્મ તથા અર્થયુકત હિતનાં વાકય કહ્યાં, પણ કપટયુકત બુદ્ધિવાળા તેણે માન્ય કર્યાં નહીં. તેમ દુષ્ટબુધિવાળા તેણે ભીષ્મ તથા વિદુરનાં વાકયને પણ માન્ય કર્યાં નહીં; ને ઉલટો તેમનો અનાદર કરયો. હે રાજા, કર્ણના આશ્રયવાળો દુષ્ટાંતઃકરણવાન દુર્યોધન ધર્મ તથા યશને તો ઇચ્છતોજ નથી અને સર્વને જીત્યાજ છે એમ માને છે હે રાજા, દુષ્ટ અંતઃકરણવાળા તથા પાપરૂપ નિશ્ચયવાળા દુર્યોધને, પોતાના પુરૂષોને મને બાંધવાની આજ્ઞા આપી, પણ તેની તે કામના પાર પડી નહીં; ને તે વેળા વિદુર વિના ભીષ્મે તથા દ્રોણે પણ તેને કંઇ કહ્યું નહીં, કેમકે તે સર્વ તેનેજ અનુસરી રહ્યા છે. વળી તે વેળા મૂઢ એવા શકુનિ, કર્ણે તથા દુઃશાસને મહાક્રોધ તથા મૂઢ દુર્યોધનને તમારા વિષે અયુક્ત અનેક વાકય કહ્યાં. માટે દુર્યેધને જે જે વાકય કહ્યાં છે, તે સર્વ હું કહું તેણે કરી શું ! પણ સંક્ષેપથી કહું છું કે, તે દુષ્ટ અંતઃકરણવાળો તમારે વિષે ન્યાય પ્રમાણે વર્તતો નથી, અને તમારા સૈન્યમાંના સર્વ રાજાઓને વિષે જે પાપ તથા અકલ્યાણ નથી. તે સર્વ તે એક દુર્યોધનમાંજ રહ્યાં છે; માટે અમે સર્વ રાજ્ય મળ્યા વગર દુર્યોધન સાથે શાંતિ કરવા ઇચ્છતાં નથી; વાસ્તે આપણે તેમની સાથે ઉતાવળથી યુદ્ધ કરવું. વૈશંપાયન કહે છે-હે ભારત, એ પ્રમાણે શ્રીકૃષ્ણે વાકય કહ્યાં, તે સર્વ રાજાઓ સાંભળી કંઇ નહીં બોલતાં યુધિષ્ઠિરના મોઢા સામુ જોવા લાગ્યા. ત્યાર પછી તે સર્વ રાજાઓના મનનો અભિપ્રાય જાણી ને પોતાના ભાઇયો સહિત યુધિષ્ઠિર રાજાએ, સર્વને યુદ્ધના ઉદ્યોગની આજ્ઞા આપી. તે વેળા સર્વ સૈન્યના પુરૂષો હર્ષ પામ્યા અને મ્હોટા કોલાહલ શબ્દ કરવા લાગ્યા. ત્યારપછી યુધિષ્ઠિર રાજા, નહીં નાશ પામવા યોગ્ય એવા પુરૂષોનો વિનાશ થશે એમ જાણીને, ભીમસેન તથા અર્જુનને કેહેવા લાગ્યા કે, મેં કુળનો વિનાશ ન થાય તે સારૂ વનવાસાદિ દુઃખ વેઠયાં, તોપણ બળાત્કારથી આપણને કુળના વિનાશકારક યુદ્ધ કરવું પ્રાપ્ત થયું. યુદ્ધ ન થાય તે સારૂ આપણે ઘણો પ્રયત્ન કરયો પણ તે નિષ્ફળ થયો; ને જેનો પ્રયત્ન કરયો ન હતો એવો વિગ્રહ પ્રાપ્ત થયો. અરે ! નહીં મારવા લાયકની સાથે આપણે યુદ્ધ ક-

રવું એ કેમ થશે ? વળી ગુરૂ તથા વૃદ્ધોને નાશ કરવાથી આપણને જય પણ કેવો થશે ? એ પ્રમાણે યુધિષ્ઠિરનાં વચન સાંભળીને અર્જુન શ્રીકૃષ્ણે કહેલાં વચન કેહેવા લાગ્યો કે હે રાજા, દેવકી પુત્ર શ્રીકૃષ્ણે કુંતિ તથા વિદુરનાં કહેલાં વચન તમને કહ્યાં, તેનો તમે વિચાર કરચો ? તે બે જણ કદિ પણ અધર્મ યુક્ત વાક્ય કહે નહીં, માટે તમારે યુદ્ધ કરવાથી નિવૃત્તિ પામવું એ યોગ્ય નથી એમ મારી મતિ છે. એ પ્રમાણે અર્જુનનાં વચન સાંભળી શ્રીકૃષ્ણે હસીને કહ્યું કે હે પાર્થ, તારૂં બોલવું યથાર્થ છે. એ રીતે શ્રીકૃષ્ણના કેહવા પછી યુદ્ધ કરવું એજ નિશ્ચય જેણે કરચો હતો એવા સૈનક સહિત પાંડવોએ, તે દિવસની રાત્રિ સુખે કરી નિવાસ કરચો.

ततस्तेधृतसंकल्पा युद्धायसहसैनिकाः ।
पांडवेयामहाराज तांरात्रिंसुखमावसन् ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि सैन्यनिर्याणपर्वाणि युधिष्टिरार्जुन संवादे गुर्जरभाषायां चतुःपंचाशदधिकशततमोऽध्यायः ॥१९४॥

---

**वैशंपायनउवाच** ॥ व्युष्टायांवैरजन्यांहि राजादुर्योधनस्ततः ।
व्यभजत्तान्यनीकानि दशचैकंचभारत ॥१॥

વૈશંપાયન કહેછે–હે જનમેજય, તે દિવસની રાત્રિ નિવૃત્તિ પામી ત્યાર કેડે દુર્યોધન રાજાએ પોતાની અગિયાર અક્ષૌહિણી સેનાનો વિભાગ કરચો; ને યોદ્ધાઓને આજ્ઞા આપી કે, સર્વ સૈન્યમાં હસ્તિ, રથ, અશ્વ તથા પદાતિમાંના જે ઉત્તમ, મધ્યમ, તથા સમાન હોય, તેમને આગળ, મધ્યમાં તથા પાછળ રાખો. એ પ્રમાણે દુર્યોધને આજ્ઞા આપ્યા કેડે તૈયાર થયેલાં, રથ નાશ થયા પછી તેને સમો કરવા સારૂ તેની નીચે બંધાતાં ઘણાં કાષ્ટ, રથની વાંસે બંધાય એવા મ્હોટા ભાથા, રથની રક્ષા માટે તેની છત્રી ઉપર મઢવા સારૂ વ્યાઘ્રચર્મ, ગુરંજ, અશ્વ તથા હસ્તિયે વહન કરવા લાયક ભાથા, કડિયાળી, પાયદળે ઉપાડવા લાયક ભાથા, મ્હોટી લાકડી, ધ્વજા તથા પતાકા, ધનુષથી ફેંકાય એવાં સ્થૂલબાણ, સમીપ આવેલા શત્રુના ગળામાં નાખવા સારૂ વિચિત્ર પ્રકારની દોરી સહિત પાસલા, રથાદિમાં બીછાવવાનાં આસ્તરણાદિ સાહિત્ય, શત્રુને કેશમાં ભરાવી ખેંચવાની ચીકટ પદાર્થથી લેપન કરેલા અગ્ર ભાગવાળી લોહ તથા કાષ્ટની ગેડી અથવા અંકુશ, શત્રુ ઉપર નાખવા સારૂ તપાવેલાં તેલ, ગોળ તથા રેતી, સર્પ સહિત ઘડા, રાળનો

ભુકો, ઘંટા જેના અગ્ર ભાગને વિષે બાંધેલી હતી એવા અનેક પ્રકારનાં શસ્ત્ર, તલવાર,પટા, છરી, પાસે આવેલા શત્રુ ઉપર નાખવા સારૂ તપાવેલાં ગોળનાં પાણી, યંત્રથી ફેંકવાના ગોળ પથ્થર, શબ્દ કરે એવી ગોફણ, ઉના કરેલા મીણના રસ, મુદ્દગર, લોહના કાંટાવાળા લોહના અનેક દંડ,હળ તથા વિષયુક્ત ગુરજ, તપાવેલા ગોળને ફેંકવા સારૂ સુપડાં, તેને ભરવાની પેટી, દાતરડાં, કુવાડા, ઓરડી સરખા લોહના કાંટાવાળા હોવાથી શત્રુના શરીરનાં આંતરડાંને ખેંચી બહાર કાઢે એવી ગુરજ, લોહના ખીલાવાળા કવર, ગુપ્તી, કરવતોઆદિ સુથારનાં શસ્ત્ર, વ્યાઘ્ર તથા ચીતાવાઘના ચર્મથી મઢેલા રથ, ગેંડી, બગડેલું લોહી ખેંચી કાઢવાની શીંગડી, ભાલાં, વિવિધ પ્રકારનાં આયુધ, કુવાડા, કોદાળી અને લાગેલાં શસ્ત્રના ઘા ઉપર રાખકરી દાબવા સારૂ તેલમાં બોળેલાં રેશમી લુગડાં તથા જૂના ઘૃતવાળાં, સુવર્ણની જાળીઓથી ઢંકાયલાં, અનેક પ્રકારના મણિથી શોભિતાં તથા પ્રજ્વલિત અ-ગ્નિ સરખાં શ્રેષ્ઠ અંગવાળાં વિચિત્ર સૈન્ય શોભતાં હતાં. વળી તેમાં કવચ ધારણ કરનાર, શૂરવીર, શસ્ત્ર વિદ્યા શિખેલા, કુલીન તથા અશ્વની પરીક્ષા કરનાર સારથિવાળા, મંગલરૂપ પૈત્ર તથા ઔષધિ બાંધેલા, જેને જોઇને શત્રુને સ્પર્દ્ધા ઉપજે એવા કલંગી, તથા મોતિઆદિના ગુચ્છ જેના અશ્વા-દિના મસ્તકને વિષે બાંધ્યા હતા એવા, ધ્વજા, પતાકા, ક્ષુદ્ર ઘંટિકાદિ આભરણ તથા શિખરવાળા, ઢાલ, તરવાર તથા પટા બાંધેલા, ઉત્તમ અશ્વ જોડેલા, સાંગ તથા મ્હોટી લાકડીવાળા, અનેક ધનુષવાળા, સારથિ, રથિ પુરૂષમાં શ્રેષ્ઠ એવા બે ચક્ર રક્ષક તથા અશ્વની પરીક્ષાને જાણનાર એક રથિએ ચાર જણે શેહેરની પેઠે રક્ષા કરેલા, શત્રુથી પરાભવ ન થાય એવા અને સુવર્ણની માળાવાળા હજારો રથ શોભતા હતા. વળી તેમાં બે અંકુશ ધારણ કરનાર, બે ઉત્તમ ધનુષ ધારણ કરનાર, બે શ્રેષ્ઠ તલવાર ધારણ કરનાર અને એક શક્તિ તથા ત્રિશૂલ ધારણ કરનાર એ સાત સાત પુરૂષ જેની ઉપર બેઠા હતા એવા અને કલગીઆદિ ચિન્હ બાંધ્યાં હતાં જેને એવા અનેક હસ્તિ રત્નવાન પર્વતની પેઠે શોભતા હતા. વળી તેમાં કવચ બાંધેલા, વાવટા જેના હાથમાં હતા એવા, શસ્ત્ર બાંધેલા તથા અ-લંકાર ધારણ કરેલા સ્વારોએ યુક્ત, હણહણાટી કરીને આગલા બે પગથી ઉભા નહીં થનાર, શ્રેષ્ઠ ગતિ શિખેલા, સુવર્ણાદિ આભરણથી શોભિતા અને સ્વારને વશ એવા લાખો ઘોડાઓ હતા. વળી તેમાં જૂદા જૂદા વ-ર્ણના પોશાગ પેહેરેલા, અનેક તરેહના વેશ ધારણ કરેલા, અનેક તરેહનાં

શસ્ત્ર તથા કવચ ધારણ કરેલા અને સુવર્ણની માળા પેહેરેલા અનેક પદાતિ પણ શોભતા હતા. હે રાજા, એ પ્રમાણે કવચ, આયુદ્ધ તથા ભંડારવાળું દુર્યોધનનું સમગ્ર સૈન્ય હસ્તિ, રથ, અશ્વ અને પદાતિથી શોભતું હતું. હે ભારત, દુર્યોધનના સૈન્યમાંના સરદારોના એક એક રથની દશ હસ્તિ, એકસો અશ્વ તથા એક હજાર પાયદળ ચોતરફથી રક્ષા કરતા હતા. વળી અતિ મ્હોટા સરદારોના એક એક રથની પચાસ હસ્તિ, પાંચ સહસ્ત્ર અશ્વ તથા ભેદાયલા સૈન્યને અનુસંધાન કરે એવા પાંત્રિસ હજાર પાયદળ ચોમેરથી રક્ષા કરતા હતા. હવે હે રાજન, સેનાદિની ગણના કહું તેનું સાંભળ—પાંચસો હસ્તિ, પાંચસો રથ, પંદરસો અશ્વ તથા પચ્ચીસો પદાતિ એટલા સૈન્યનું નામ સેના કેહેવાય છે, દશ સેનાનું નામ પ્રતના કેહેવાય છે અને દશ પ્રતનાનું નામ એક વાહિની કેહેવાય છે. હે રાજન, એ પ્રમાણે કૌરવની અગિયાર અક્ષૌહિણી તથા પાંડવની સાત અક્ષૌહિણી સેના કુરૂક્ષેત્રને વિષે પ્રાપ્ત થઇ. હે રાજા, પંચાવન પુરૂષો મળી એક પત્તિ કહેવાય છે, ને તેનું નામ સેનામુખ તથા ગુલ્મ પણ કહેવાય છે. ત્રણ ગુલ્મનો એક ગણ કેહેવાય છે. એવા હજારો ગણ યુદ્ધ તથા પ્રહાર કરનારા દુર્યોધનની સેનામાં હતા. તેઓમાં બુદ્ધિમાન્ તથા શૂરવીર પુરૂષોને જોઇને દુર્યોધન, પોતાની જૂદી જૂદી અક્ષૌહિણીના સેનાપતિ કરવા લાગ્યો; ને વિધિપૂર્વક રાજાઓનો સત્કાર કરી તેમને કેહેવા લાગ્યો કે હે રાજાઓ, આ મારી અગિયાર અક્ષૌહિણી સેનાના કૃપાચાર્ય, દ્રોણ, શલ્ય, જયદ્રથ, સુદક્ષિણ, કૃતવર્મા, અશ્વત્થામા, કર્ણ, ભૂરિશ્રવા, શકુનિ તથા મહા બળવાન બાહ્લિક એ નાયક છે. હે ભારત, એ પ્રમાણે સર્વ રાજાઓને કહીને દુર્યોધન, પોતાની અગિયાર અક્ષૌહિણીના નાયકનો દિવસ દિવસ તથા સમય સમય પ્રત્યે વારંવાર સૈનિક પુરૂષોને જોતાં સત્કાર કરતો હતો. તેમજ તે અગિયાર સેનાધિપતિ તથા રાજાઓની પાછળ ચાલનાર સૈનિક પુરૂષો, દુર્યોધન રાજાનું પ્રિય કરવા ઇચ્છતા હતા.

तथाविनियताःसर्वे येचतेषांपदानुगाः ।
बभूवुःसैनिकाराज्ञां प्रियंराज्ञश्चिकीर्षवः ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि सैन्यानिर्याणपर्वणि दुर्योधन सैन्य विभागे गुर्जरभाषायां पंचपंचाशदधिकशततमोऽध्यायः ॥१५५॥

**वैशंपायनउवाच** ॥ ततःशांतनवंभीष्मं प्रांजलिर्धृतराष्ट्रजः ।
सहसर्वैर्महीपालै रिदंवचनमब्रवीत् ॥१॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય, ત્યારપછી સર્વ રાજાઓ સહિત ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધને, શંતનુંના પુત્ર ભીષ્મને હાથ જોડી આવી રીતે વાક્ય કહ્યાં કે હે પિતામહ, નાયક વગરની અત્યંત મ્હોટી સેના હોય તોપણ, જેમ મંકોડાનો મ્હોટો સમુદાય ભેદ પામે, તેમ ભેદ પામે. વળી સેનાના ઘણા નાયક હોયતો તેની બુદ્ધિ તથા પરાક્રમ સરખાં હોતાં નથી, તેથી તેઓ પરસ્પર સ્પર્દ્ધા કરે; માટે સર્વનો એક નાયક થવો જોઇયે. તે પ્રસંગે એક પૂર્વનો ઇતિહાસ કહું તે તમે સાંભળો—હે મહા બુદ્ધિમાન્, એવું સંભળાય છે કે, મહા પરાક્રમિ હૈહય નામના ક્ષત્રિયોની સામે યુદ્ધ કરવા સારૂં હાથમાં દર્ભરૂપ ધ્વજાવાળા બ્રાહ્મણો આવ્યા; તે વેળા તેમના પક્ષમાં વૈસ્ય તથા શૂદ્ર પણ આવ્યા. પછી એક પક્ષમાં ત્રણે વર્ણ હતા, ને બીજા પક્ષમાં એકજ ક્ષત્રિય વર્ણ હતા; પણ તે યુદ્ધમાં ત્રણે વર્ણ ભાગી ગયા ને ક્ષત્રિયોએ જય મેળવ્યો. ત્યારે બ્રાહ્મણોએ ક્ષત્રિયોને પૂછ્યું કે, તમે થોડા હતા ને અમે ઘણા હતા, તોપણ તમારો જય થયો ને અમારો પરાજય થયો તેનું કારણ શું ? ત્યારે હે પિતામહ, ધર્મના જાણનાર તે ક્ષત્રિયોએ યથાર્થ કહ્યું કે, સંગ્રામમાં અમે મહાબુદ્ધિમાન્ એકના વાક્યને સાંભળી જય મેળવ્યો, ને તમે સૌ પોતપોતાની બુદ્ધિને વશ હતા, માટે પરાજયને પામ્યા. હે ભીષ્મ, એવાં ક્ષત્રિયોનાં વચન સાંભળીને સર્વ બ્રાહ્મણોએ, ન્યાયમાં કુશળ મહા શૂરવીર શુક્રાચાર્યને સેનાપતિ કરીને, વળી ક્ષત્રિય સામે યુદ્ધ કર્યું; ને તેમને જીત્યા. હે પિતામહ, એ પ્રમાણે જે પુરૂષ કુશળ, શૂરવીર, હિત ઇચ્છનાર તથા દોષ રહિત એવા પુરૂષને સેનાપતિ કરે છે, તે યુદ્ધમાં શત્રુને જીતે છે. વાસ્તે શુક્ર સરખા, સદૈવ મારૂં હિત ઇચ્છનાર, કોઇથી સંહાર ન થનાર તથા ધર્મમાં રહેલા તમે જેમ કિરણવાનના અધિપતિ સૂર્ય, લતાદિના અધિપતિ ચંદ્ર, યક્ષના અધિપતિ કુબેર, દેવતાઓના અધિપતિ ઇંદ્ર તથા કાર્તિકસ્વામિ, પર્વતોના અધિપતિ મેરૂ, પક્ષિના અધિપતિ ગરૂડ અને વસુના અધિપતિ હવ્યવાટ છે, તેમ મારી સેનાના અધિપતિ થાઓ. ને ઇંદ્રે રક્ષા કરેલા દેવતાઓની પેઠે તમે રક્ષા કરેલા અમે, યુદ્ધમાં દેવતાઓથી પણ નહીં પરાભવ પામનાર થઇશું એમાં સંશય નથી. વાસ્તે તમે, જેમ દેવતાઓની અગાડીમાં ઇંદ્ર

ચાલે, તેમ અમારી અગાડીમાં ચાલો, ને અમે, જેમ શ્રેષ્ઠ ઋષભની પાછળ બીજા ઋષભો ચાલે, તેમ તમારી પાછળ ચાલશું. હે જનમેજય, એ પ્રમાણે દુર્યોધનનાં વચન સાંભળીને ભીષ્મે તેને કહ્યું કે હે મહાબાહો, હે ભારત દુર્યોધન, તું જેવી રીતે કહે છે, તેમજ છે; પણ મને જેવા તમેછો, તેવાજ પાંડવો છે; માટે મારે તેમનું શ્રેય થાય તેવી રીતે વાક્ય કહેવાં જોઇયે; પણ આતો મારે તેની સાથે યુદ્ધ કરવું જોઇયે એવો સમય તેં કહ્યો. પણ એક અર્જુન વગર મારી સામે યુદ્ધ કરે એવા કોઇને હું દેખતો નથી; કારણ તે મહા બુદ્ધિમાન્ અનેક દિવ્યાસ્ત્રને જાણનાર છે, માટે કોઈ વેળા પણ યુદ્ધમાં મારી સન્મુખ નહીં ઉભા રહીને યુદ્ધ કરશે નહીં. હે દુર્યોધન, હું એક ક્ષણમાં અસુર તથા દેવતાઓ સહિત સર્વ જગતને મનુષ્ય વગરનું કરૂં એવો છું; પણ મારાથી પાંડુ રાજાના પુત્રોનો નાશ થાય એમ નથી. માટે પ્રયોગે કરી તેના દશ હજાર યોદ્ધાઓને સદૈવ નાશ કરીશ. હે કુરૂ નંદન, જો પાંડવો પ્રથમથીજ મને નાશ નહીં કરી નાખે, તો હું તેનો મારા કેહેવા પ્રમાણે ક્ષય કરીશ. હે રાજા, હું તારી ઇચ્છા પ્રમાણે સેનાનો અધિપતિ બીજી વેળાએ થઇશ; તેનું કારણ કહું તે તું સાંભળવા યોગ્ય છે. હે પૃથ્વીપતિ, જોઇયે તો કર્ણ પ્રથમ યુદ્ધ કરે અથવા હું પ્રથમ યુદ્ધ કરૂં; કેમકે તે મારી સાથે સદૈવ સ્પર્દ્ધા રાખે છે. હે જનમેજય, એવાં ભીષ્મનાં વચન સાંભળીને કર્ણે દુર્યોધનને કહ્યું કે હે રાજા દુર્યોધન, જયાં સૂધી ગંગાના પુત્ર ભીષ્મ જીવે છે, ત્યાં સૂધી હું યુદ્ધ કરીશ નહીં; ને જ્યારે તે નાશ પામશે, ત્યાર પછી ગાંડીવ ધનુષ ધરનાર અર્જુનની સામે યુદ્ધ કરીશ. વૈશંપાયન કેહે છે-હે જનમેજય, એ પ્રમાણે કર્ણનાં વચન સાંભળ્યા પછી ધૃતરાષ્ટ્ર રાજાના પુત્ર દુર્યોધને, ઘણી દક્ષિણા આપનાર ભિષ્મને વિધિ પૂર્વક સેનાપતિ કરયા. ત્યારે અભિષેક કરેલા તે અતિ શોભવા લાગ્યા. ત્યાર પછી દુર્યોધનની આજ્ઞાથી વાજીત્ર વગાડનાર પુરૂષો અનેક શંખ તથા ભેરી આદિ વાજીત્ર વગાડવા લાગ્યા; ને અનેક સિંહનાદ થવા લાગ્યા. તે વેળા ઘોડાઓ મ્હોટો શબ્દ કરવા લાગ્યા, વાદળાં વગર રૂધિરનો વર્ષાદ થવા લાગ્યો, આકાશમાં કડાકા થવા લાગ્યા, પૃથ્વી કંપવા લાગી, હસ્તિયો શબ્દ કરવા લાગ્યા, આકાશમાં ભયંકર શબ્દ થવા લાગ્યા, આકાશમાંથી ઉંબાડીયાં પડવા માંડયાં તથા અનેક ભયને સૂચવનાર શિયાળ નામનાં જનાવર અત્યંત શબ્દ કરવા લાગ્યાં હે રાજા, જ્યારે દુર્યોધને ભીષ્મને સેનાધિપતિપણાનો અભિષેક કરયો ત્યારે સર્વ યોદ્ધાઓના

મનને ખેદ ઉપજાવે એવાં તે અનેક અત્યંત ઉગ્ર અપશકુનો થવા લાગ્યાં. ત્યાર કેડે દુર્યોધન રાજા એ પ્રમાણે શત્રુના બળને નાશ કરનાર ભીષ્મને સેનાધિપતિ કરી, બ્રાહ્મણોને અનેક ગાય તથા સુવર્ણનાં દાન આપી તથા તેની પાસે સ્વસ્તિવાચન કરાવીને પોતાના ભાઈયો તથા સેનાના પુરૂષ સહિત, ભીષ્મને મુખ્ય કરી રવાને થયો; ને સર્વને સાથે લઈ કુરૂ ક્ષેત્ર પ્રત્યે ગયો. પછી ત્યાં કર્ણ સહિત દુર્યોધને કુરૂ ક્ષેત્રને વિષે ચારે કોર ફરીને, જ્યાં સપાટ જમીન હતી, ત્યાં તંબુ ખડો કરવા સારૂ જગ્યા માપી, ને તંબુ ખડો કરયો; જે ઉખર વગરની મીઠી તથા ઘણા ઘાસ અને લાકડાવાળી જમીન વિષે હસ્તિનાપુર સરખો શોભતો હતો.

मधुरानूषरेदेशे प्रभूतयवसेंधने ।

यथैवहास्तिनपुरं तद्वच्छिबिरमाबभौ ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि सैन्यनिर्याणपर्वणि भीष्मसेनापत्ये गुर्जरभाषायां षट्पंचाशदधिकशततमोऽध्यायः ॥१५६॥

---

**जनमेजयउवाच** ॥ आपगेयंमहात्मानं भीष्मंशस्त्रभृतांवरं ।

पितामहंभारतानां ध्वजंसर्वमहीक्षितां ॥१॥

જનમેજય પૂછે છે—હે વૈશંપાયન, ગંગાના પુત્ર, મહાત્મા, શસ્ત્ર ધારણ કરનારમાં શ્રેષ્ઠ, ભારતોના પિતામહ, સર્વ રાજાઓમાં અગ્રણિ, બૃહસ્પતિ સરખા બુદ્ધિમાન, પૃથ્વી સરખા ક્ષમાવાન, સમુદ્ર સરખા ગંભીર, હિમાદ્રિ પર્વત સરખા સ્થિર, પ્રજાપતિ સરખા ઉદાર, સૂર્ય સરખા તેજસ્વિ તથા ઇંદ્ર સરખા બાણના વર્ષાદે કરી શત્રુનો દ્વેષ કરનાર ભીષ્મે મહા ભયંકર, રૂવાટાંને હર્ષ ઉત્પન્ન કરે એવા તથા વિસ્તારવાન રણ યજ્ઞને વિષે ઘણા દિવસની દીક્ષા લીધી, તે સાંભળીને મહાબાહુ તથા સર્વ શસ્ત્ર ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિરે શું કર્યું ? ને તેને ભીમસેન, અર્જુન તથા શ્રીકૃષ્ણે શું ઉતર આપ્યો ? તે મને કહો. વૈશંપાયન કહે છે હે જનમેજય, આપત્તિના ધર્મમાં કુશળ એવા મહા બુદ્ધિમાન યુધિષ્ઠિર રાજા, પોતાના સર્વ ભાઇયોને તથા અવિનાશિ શ્રીકૃષ્ણને બોલાવી સાંત્વના પૂર્વક વાક્ય બોલ્યા કે, યુદ્ધભૂમી પ્રત્યે જવા સારૂ સર્વ સેનાને ચાલતી કરો, ને તમે સૌ કવચ પેહેરી, સાવધ થઈ ત્યાં ઉભા રહો; કારણ પ્રથમ તમારૂં ભીષ્મની સાથે યુદ્ધ થશે, માટે આપણી સાતે સેનાના નાયકોને ખોળી

કાઢો. શ્રીકૃષ્ણે કહ્યું કે હે ભરતકુળમાં શ્રેષ્ટ, આ સમયને વિષે જેવાં વાક્ય કેહેવાં જોઇયે, તેવાંજ તમે અર્થ યુક્ત કહોછો; જે મને ઘણાં રૂચે છે, માટે હવે જે કરવાનું હોય, તે કરો, વીલંબ કરો નહીં; ને આ સમયને વિષે તમારી સાત સેનાના સાત નાયક પણ કરો. વૈશંપાયન કહે છે—હે જનમેજય, ત્યાર પછી યુધિષ્ઠિર રાજાએ મ્હોટા ભાગ્યવાળા, શૂરવીર તથા યુદ્ધ કરવાની ઇચ્છાવાળા દ્રુપદ, વિરાટ, સાત્યકિ પૃષત્ કુળમાં ઉત્પન્ન થયેલા ધૃષ્ટદ્યુમ્ન, ધૃષ્ટકેતુ, શિખંડી તથા મગધ દેશના રાજા સહદેવને બોલાવી સેનાધિપતિપણાનો વિધિપૂર્વક અભિષેક કરયો; ને સર્વ સેનાધિપતિપણાનો એક ધૃષ્ટદ્યુમ્નને અભિષેક કરયો; કેમકે તે દ્રોણને મારવા સારૂ પ્રજ્વલિત અગ્નિ કુંડમાંથી ઉત્પન્ન થયો છે. વળી યુધિષ્ઠિરે અર્જુનને તે મહાત્મા સર્વ સેનાપતિના અધિપતિ કરયા; ને તેના અધિપતિ તથા સારથિ મહા બુદ્ધિમાન્ જનાર્દન બળદેવજીના નાના ભાઇ શ્રીકૃષ્ણને કરયા. હવે મ્હોટો ક્ષય જેમાં થાય એવું યુદ્ધ નજીક આવ્યું એમ જાણીને અક્રૂર, ગદ, સાંબ, ઉદ્ધવ,પ્રદ્યુમ્ન, આહુક પુત્ર તથા ચારૂદેષ્ણાદિ વ્યાઘ્ર સરખા બલોત્કટ વૃષ્ણિ મુખ્યે ઓગણપચાસ વાયુએ રક્ષા કરેલા ઇંદ્રની પેઠે રક્ષા કરેલા, મહાબાહુ, નીલું પીતાંબર ધારણ કરેલા, કૈલાસના શિખર સરખા ગૌરવર્ણવાન, ખેલતા સિંહ સરખી ગતિમાન, શ્રીમાન અને મદે કરી લાલ નેત્રવાળા હળાયુધ બળદેવજીએ આવી યુધિષ્ઠિરના ભવનમાં પ્રવેશ કરયો. ત્યારે તેને જોઇને યુધિષ્ઠિર રાજા, મ્હોટી કાંતિવાળા શ્રીકૃષ્ણ, ભયંકર કર્મવાન ભીમસેન, ગાંડીવ ધનુષ ધારણ કરનાર અર્જુન તથા ત્યાં આવેલા રાજાઓએ ઉભા થઈ તેનો મ્હોટો સત્કાર કરયો. પછી યુધિષ્ઠિર રાજા, પોતાના હાથે કરી બળદેવજીના હાથને સ્પર્શ કરી મળ્યા, ને શ્રીકૃષ્ણાદિ સૌએ તેને નમસ્કાર કરયા. ત્યારે શત્રુને દમન કરનાર શ્રી બળદેવજી વિરાટ તથા દ્રુપદ રાજાને નમસ્કાર કરીને, યુધિષ્ઠિર રાજા સહિત આસન ઉપર બેઠા. પછી જ્યારે સર્વ રાજાઓ પણ ચોમેર બેઠા, ત્યાર કેડે શ્રીકૃષ્ણ સામું જોઇને બળદેવજીએ યુધિષ્ઠિરને કહ્યું કે, મહા ભયંકર તથા દારૂણ એવો સર્વનો વિનાશ થશે એ હું અવશ્ય દૈવ માનું છું; જેનું ઉલ્લંઘન થઇ શકતું નથી. પણ તે યુદ્ધરૂપ સમુદ્રને તરી પાર પામેલા તથા અક્ષત થયેલા દેહને વિષે રોગ વગરના સુહૃજ્જન સહિત તમને હું જોઇશ એમ મારી મતિ છે. હે રાજા, કાળે કરી પાકી રહેલું પૃથ્વીનું પાલન કરનાર ક્ષત્રિય કુળ એકઠું થયું છે, માટે મ્હોટો વિનાશ થશે; જેથી માંસ તથા રૂધિરનો કાદવ થશે. મેં એકાંતમાં

વારંવાર શ્રીકૃષ્ણને કહ્યું કે હે મધુસૂદન, સર્વ સંબંધિને વિષે સમાન વૃત્તિથી વર્તો; કારણ આપણા જેવા પાંડવ સંબંધિ છે, તેવોજ દુર્યોધન પણ સંબંધિ છે, માટે તેની પણ તેની પેઠે વારંવાર સહાયતા કરો. હે રાજા, એમ કહ્યું તો પણ તેણે તમારે લીધે મારા કેહેવા પ્રમાણે કરયું નહીં, અને કેવળ પ્રેમાદિ ભાવથી અર્જુનનેજ જોઇ બેસી રહ્યા. માટે આ યુદ્ધમાં પાંડવોનોજ જય થશે એમ મારી મતિ છે; કેમકે શ્રીકૃષ્ણની એવીજ ઇચ્છા છે. હું શ્રીકૃષ્ણ વગર બીજા કોઇ લોકને પણ જોવા ઇચ્છતો નથી, વાસ્તે તેની ઇચ્છા પ્રમાણે વર્તું છું. હે રાજા, ગદા યુદ્ધમાં કુશળ એવા ભીમસેન તથા દુર્યોધન મારા શિષ્ય થાય છે, તેથી મને એ બેઉમાં સ્નેહ સમાન છે, માટે હું સરસ્વત્યાદિ તીર્થનું સેવન કરવા સારૂ જાઉં છું; કારણ કુરૂ કુળમાં ઉત્પન્ન થયેલાઓનો વિનાશ થાય તે જોવા સમર્થ નથી. હે જનમેજય, એપ્રમાણે કહી, પાંડવોની રજા લઇ તથા મૂકવા આવેલા શ્રીકૃષ્ણને પાછા વાળીને, મ્હોટી ભુજાવાળા બળદેવજી તીર્થયાત્રા પ્રત્યે ચાલી નિકળ્યા.

एवमुक्त्वामहाबाहु रनुज्ञातश्चपांडवैः ।
तीर्थयात्रांययौरामो निवर्त्यमधुसूदनं ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि सैन्यानिर्याणपर्वणि बलरामतीर्थयात्रागमने गुर्जरभाषायां सप्तपंचाशदधिकशततमोऽध्यायः ॥१५७॥

---

**वैशंपायनउवाच** ॥ एतस्मिन्नेवकालेतु भीष्मकस्यमहात्मनः ।
हिरण्यरोम्णोनृपतेः साक्षादिंद्रसखस्यवै ॥१॥

વૈશંપાયન કહે છે-હે જનમેજય, એ સમય મહાત્મા, જેના "શરીર ઉપર સુવર્ણ સરખાં રૂવાટાં હતાં એવા" વૃદ્ધ, સાક્ષાત્ ઇંદ્ર સરખા, ભોજ એવું જેનું ઉપનામ હતું એવા, મ્હોટા યશસ્વિ અને દક્ષિણ દેશના અધિપતિ ભીષ્મક રાજાનો સત્ય સંકલ્પવાન તથા સર્વ દિશામાં રૂક્મિ નામે પ્રસિદ્ધ પુત્ર હતો; જે ગંધમાદન પર્વતને વિષે રેહેનાર કુબેરનો શિષ્ય, સમગ્ર ધનુર્વેદ જેણે જાણ્યો હતો એવો, મહાબાહુ અને ગાંડીવ તથા શાર્ઙ્ગ ધનુષ સરખું તેજસ્વિ અને દિવ્ય લક્ષણવાળું માહેંદ્ર ધનુષને પામેલો હતો. હે રાજા, સ્વર્ગમાં ગતિ કરનાર દેવતાઓમાં ત્રણ ધનુષ દિવ્ય કેહેવાય છે તે એકે, વરૂણનું ગાંડીવ, ઇંદ્રનું વિજય તથા વિષ્ણુનું દિવ્ય અને શત્રુની સેનાને ભય ઉત્પન્ન કરનાર તેજોમય શાર્ઙ્ગ ધનુષ, જે શાર્ઙ્ગ ને શ્રીકૃષ્ણ ધારણ ક-

રતા હતા. હે જનમેજય, તે ત્રણ ધનુષમાં ગાંડીવ ધનુષ ખાંડવ વનને વિષે અગ્નિ પાસેથી અર્જુનને પ્રાપ્ત થયું હતું, વિજય નામનું ધનુષ કુબેર પાસેથી રૂકમયાને મળ્યું હતું તથા મણિ જડિત કુંડળ, સોળ હજાર સ્ત્રી અને અનેક રત્ન સહિત શાર્ઙ્ગ નામનું ધનુષ મુર દૈત્યના પાશને કાપી તથા તે દૈત્યને નાશ કરી નરકાસુરને જીતવાથી શ્રીકૃષ્ણને મળ્યું હતું. હે રાજા, વિજય નામના ધનુષને પામેલો મહા પરાક્રમિ રૂકમયો મ્હોટી એક અક્ષોહિણી સેનાને સાથે લઇને, પાંડવો પાસે આવ્યો; જે બુદ્ધિમાન્ શ્રીકૃષ્ણે કરેલાં રૂકમણીના હરણને નહીં સહન કરવાથી, હું શ્રીકૃષ્ણને માર્યા વગર કુંડિનપુરમાં પ્રવેશ નહીં કરૂં એમ પ્રતિજ્ઞા લઇ, પોતાની સાથે મ્હોટી, શત્રુને દૂર ફેંકનાર, વિચિત્ર આયુદ્ધ તથા કવચ ધારણ કરેલી અને ગંગાના પ્રવાહની પેઠે વૃદ્ધિ પામેલી ચતુરંગિણી સેનાને લઇને, યુદ્ધ કરવા સારૂ યોગિના ઇશ્વર શ્રીકૃષ્ણ પાસે ગયો, પણ તેણે જીતવાથી જ્યાં પોતાનો પરાજય થયો, ત્યાંજ એક ભોજકટ નામનું શેહેર વસાવી પોતાની ચતુરંગિણી સેના સહિત રહ્યો હતો. તે કવચ, ધનુષ, હાથમાં મોજા તથા તલવાર ધારણ કરેલા અને પાંડવ પક્ષમાંના યોદ્ધાઓના ઓળખીતા રૂકમયાએ સૂર્ય સરખા પ્રકાશમાન પોતાના ધ્વજ સહિત શ્રીકૃષ્ણને પ્રિય કરવાની ઇચ્છાથી યુધિષ્ઠિરના સૈન્યમાં પ્રવેશ કર્યો; જેની યુધિષ્ઠિર રાજાએ સામે જઇ પૂજા કરી. પછી સર્વે પાંડવોએ યથા યોગ્ય પૂજાદિ સત્કાર કરેલા તથા સેના સહિત વિશ્રાંતિને પામેલા રૂકમયાએ, પાંડવોએ કરેલા સત્કારને માન્ય કરીને, સર્વે શૂરવીર પુરૂષોની વચમાં અર્જુનને કહ્યું કે હે પાંડવ, જો તું યુદ્ધ વિષે શત્રુઓથી ભય પામતો હોય, તો હું તારી સહાયતા કરનાર ઉભો છું, માટે તારા શત્રુથી સહન ન થાય એ પ્રમાણે સહાયતા કરીશ, હે પાંડવ, આ પૃથ્વીમાં પરાક્રમ વિષે મારા સરખો. કોઇપણ પુરૂષ નથી, માટે તું કૌરવ પક્ષમાંનો જેટલો ભાગ મને આપીશ, તેટલો નાશ કરીશ અથવા દ્રોણ તથા કૃપાચાર્ય વા ભીષ્મ અને કર્ણ અથવા સર્વે રાજાઓ મારા ભાગમાં આપીશ, તોપણ તે સર્વેને નાશ કરી તને પૃથ્વી અપાવીશ. હે જનમેજય, એ પ્રમાણે રૂકમયે યુધિષ્ઠિર રાજા તથા શ્રીકૃષ્ણની સમક્ષ સર્વે રાજાઓને સાંભળતાં અર્જુનને કહ્યું. ત્યારે શ્રીકૃષ્ણ તથા યુધિષ્ઠિર સામુ જોઈ હાસ્ય કરીને, બુદ્ધિમાન્ અર્જુને સ્નેહ યુક્ત વાક્ય કહ્યાં કે, કુરૂકુળમાં ઉત્પન્ન થયેલો, તેમાં પણ પાંડુ રાજાનો પુત્ર, દ્રોણાચાર્યનો શિષ્ય, શ્રીકૃષ્ણની સહાયતાવાળો તથા ગાંડીવ ધનુષ ધરનાર હું, ભય

પામ્યો છું એમ કેમ કહું ?! હે રૂકિમ, મેં ઘોષયાત્રાને વિષે મહાબળવાન, ગંધર્વોની સાથે, ખાંડવ વનને વિષે દેવતા તથા દાનવના સમૂહની સાથે, નિવાત કવચ તથા કાળકેય નામના દૈત્યોની સાથે અને વિરાટ નગરને વિષે ઘણા કૌરવોની સાથે યુદ્ધ કર્યું, ત્યારે મારી સહાયતા કરનાર કોણ હતો ? હે નર શાર્દૂળ, રૂદ્ર, ઈંદ્ર, કુબેર, યમ, વરૂણ, અગ્નિ, કૃપ, દ્રોણ તથા માધવનું સેવન કરનાર, યુદ્ધ માટે દૃઢ, દિવ્ય તથા તેજોમય ગાંડીવ ધનુષ ધરનાર અને અક્ષય બાણ તથા દિવ્યાસ્ત્રયુક્ત મારા સરખો પુરૂષ, કદિ યુદ્ધને વિષે સાક્ષાત્ ઈંદ્ર પ્રાપ્ત થાય, તોપણ યશને નાશ કરે એવું હું બ્હીનો છું એમ વાક્ય કેમ કહે ?! હે મહાબાહો, હું કાંઈ પણ બ્હીનો નથી, ને મને તારી સહાયતાની પણ કંઈ જરૂર નથી; માટે તારે બીજે ક્યાંય જવું હોય તો ત્યાં જા અથવા અહીં રહે તારી ઇચ્છા પ્રમાણે કર. હે ભરતકુળમાં શ્રેષ્ઠ જનમેજય, એ પ્રમાણે અર્જુનનાં વચન સાંભળી પોતાનાં સમુદ્ર સરખાં સૈન્યને પોતાની સાગે લઇને રૂકમયે દુર્યોધન પાસે જઈ તેને અર્જુનની પેઠેજ વાક્ય કહ્યાં. ત્યારે શૂરવીરપણાના અભિમાનવાળા દુર્યોધને પણ સહાયતા કરવાની ના કહી; તેથી ત્યાંથી ચાલી નિકળ્યો. હે પૃથ્વીપતિ, એ પ્રમાણે બળદેવજી તીર્થયાત્રા કરવા ગયા તથા રૂકમયો પણ ત્યાંથી ચાલી નિકળ્યો, ત્યાર પછી પાંડવો વળી મનસુબો કરવા સારૂ સર્વ મળી બેઠા. તે વેળા હે ભારત, યુધિષ્ઠિરની સંકીર્ણ સેના, જેમ નક્ષત્ર તથા ચંદ્રથી વિચિત્ર આકાશ શોભે, તેમ શોભતી હતી

समितिर्धर्मराजस्य सापार्थैत्रसमाकुला ।
शुशुभेतारकैश्चित्रा द्यौश्चंद्रेणेवभारत ॥

इति श्रीमहाभारते उद्योगपर्वाणि सैन्यनिर्याणपर्वाणि रुक्मिप्रत्यख्याने गुर्जरभाषायां अष्टपंचाशदाधिकशततमोऽध्यायः ॥१५८॥

---

जनमेजयउवाच ॥ तथाव्यूढेष्वनीकेषु कुरुक्षेत्रेद्विजर्षभ ।
किमकुर्वंश्चकुरवः कालेनाभिप्रचोदिताः ॥१॥

જનમેજય પૂછે છે—હે બ્રાહ્મણમાં શ્રેષ્ઠ વૈશંપાયન, હવે કુરૂક્ષેત્રને વિષે સર્વ સેનાની વ્યૂહરચના થઇ, ત્યારે કાળે પ્રેરણા કરેલા કૌરવોએ શું કર્યું? વૈશંપાયન કહે છે—હે ભરતકુળમાં શ્રેષ્ઠ, એ પ્રમાણે કવચ પેહેરેલી સેનાની રચના થઇ, ત્યારે ધૃતરાષ્ટ્ર રાજાએ સંજયને કહ્યું કે હે સંજય, તું અહીં

આવ, ને કૌરવ તથા પાંડવની સેનાએ નિવાસ કરયો, ત્યાર પછી તેમાં જે વૃત્તાંત થયું હોય, તે સર્વ મને કહે. હું અદૃષ્ટને બળવાન તથા પુરૂષ પ્રયત્નને ફોકટ માનું છું; કેમકે મેં વિનાશ જેમાં થાય એવા યુદ્ધના દોષને જાણતાં પણ, કપટ બુદ્ધિવાળા તથા દુષ્ટ દ્યૂત રમનાર પોતાના પુત્ર દુર્યોધનને નિયમમાં રાખવા સમર્થ થતો નથી અને પોતાનું હિત થાય એમ કરી પણ શકતો નથી. હે સૂત, મારી બુદ્ધિ દોષને જાણવા સમર્થ છે, તથાપિ જ્યારે હું દુર્યોધન પાસે જાઉં છું, ત્યારે તે મારી બુદ્ધિ અવળી થઇ જાય છે. હે સંજય, એ પ્રમાણે મારી બુદ્ધિનું અવળાપણું થાય છે, માટે જે ભાવી હશે, તે થશે; કેમકે સંગ્રામમાં પોતાના શરીરનો ત્યાગ કરવો એજ મુખ્ય ક્ષત્રિય ધર્મ છે. સંજય કહે છે-હે મહારાજ ધૃતરાષ્ટ, તમારા ધારવા પ્રમાણે થશે, પણ યુદ્ધની તૈયારી થયા પછી આ પ્રશ્ન પૂછો છો એ તમને યોગ્ય છે; ને તમે આ થતા કાર્ય સંબંધિ દોષ દુર્યોધનને આપવા લાયક નથી. હે પાર્થિવ, જે મનુષ્ય પોતાને નહી લાયક એવાં કાર્ય કરવાંનું આચરણ કરે છે, તે અશુભ ફળને પામે છે; તેથી તેણે કાળને તથા દૈવને દોષ આપવો એ તેને લાયક નથી. હે મહારાજ, જે પુરૂષ મનુષ્યોએ નિંદવા લાયક સર્વ કામ કરે છે, તે સર્વ લોકે નાશ કરવા યોગ્ય થાય છે. હે મનુજ શ્રેષ્ઠ, તમોએ દ્યૂત વિષે છેતરેલા અમાત્યો સહિત પાંડવોએ, તમોએ કરેલા અનેક તિરસ્કારોને કેવળ તમારેજ લીધે સહન કર્યા છે. હવે હે રાજા, સર્વ લોકનો ક્ષય જેમાં થાય એવું અશ્વ, હસ્તિ તથા અતિ તેજસ્વી રાજાઓનું પરસ્પર વૈર થયું, તે તમે મારાથી સ્થિર થઇ સાંભળો; ને યુદ્ધને વિષે જેવી રીતે બન્યું છે, તે મારાથી સાંભળીને સ્થિર મનવાળા થાઓ. હે રાજા, આ સર્વ બનેલાં વૈરાદિને વિષે કોઇને પણ દોષ આપવો એ યોગ્ય નથી; કારણ શુભ તથા પાપરૂપ કાર્યનો કર્તા પુરૂષ નથી, કેમકે તે તો કાષ્ટની પુતળીની પેઠે પરતંત્ર રહીને ઇશ્વર કરાવે તેમ કરે છે; કારણ કેટલાક પુરૂષ ઇશ્વરેચ્છા પ્રમાણે કાર્ય થાય છે, કેટલાક પોતાની મેળે થાય છે તથા કેટલાક પૂર્વ કર્મ પ્રમાણે થાય છે એમ કહે છે, એ પ્રમાણે શુભ અથવા અશુભ કાર્ય ત્રણ પ્રકારથી થાય છે, માટે અનર્થપણાને પામેલા તમે સ્થિર થઇને, હું કહું તે સાંભળો.

केचिदीश्वरानिर्दिष्टाः केचिदेवयदृच्छया ।
पूर्वकर्मभिरप्यन्ये त्रैधमेतत्प्रदृश्यते ॥
तस्मादनर्थमापन्नः स्थिरोभूत्वानिशामय ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि सैन्यनिर्याणपर्वणि संजयवाक्ये गुर्जरभाषायां ऊनषष्ट्यधिकशततमोऽध्यायः ॥१५९॥

॥ समाप्तंचसैन्यनिर्याणपर्व ॥

---

## ॥ अथउलूकदूतागमनपर्व ॥

**संजयउवाच** ॥ हिरण्वत्यांनिविष्टेषु पांडवेषुमहात्मसु ।
न्यविशंतमहाराज कौरवेयायथाविधि ॥१॥

સંજય કહે છે—હે મહારાજ ધૃતરાષ્ટ્રરાજા, હિરણ્વતી નદીની પાસે મહાત્મા પાંડવોએ નિવાસ કર્યો. ત્યાર પછી કૌરવોએ પણ યથાવિધિ નિવાસ કર્યો. પછી દુર્યોધન રાજા ત્યાં પોતાનાં સૈન્યને નિવાસ કરાવી, સર્વ રાજાઓનું સન્માન, કરાવી. સેનાની અનેક ટુકડીને જૂદે જૂદે ઠેકાણે રખાવી, સર્વ યોદ્ધાઓની તથા દ્રવ્યાદિ સાહિત્યની રક્ષા કરવાનો બંદોબસ્ત કરાવી, કર્ણ, દુઃશાસન તથા સુબળ પુત્ર શકુનિને પોતાની પાસે બોલાવી, તેમની સાથે ભાષણ તથા વિચાર કરી અને ઉલૂક નામના દૂતને એકાંતમાં બોલાવીને કેહેવા લાગ્યો કે હે કપટી ઉલૂક, તું સોમકવંશિ રાજાએ સહિત બેઠેલા પાંડવો પાસે જા, ને મારા કેહેવા પ્રમાણે શ્રીકૃષ્ણને સાંભળતાં તેમને કેહે કે, ઘણા વર્ષનું ઈચ્છિત તથા લોકને ભય ઉપજાવનાર કૌરવ અને પાંડવોનું યુદ્ધ પ્રાપ્ત થયું. હે યુધિષ્ઠિર, વાસુદેવની સહાયતાવાળા નાના ભાઇ સહિત તમે, સંજય પાસે જે પોતાની પ્રશંસાનાં વાક્ય કેહેવરાવ્યાં ને તેણે કૌરવની સભામાં આવી કહ્યાં, તે કરવાનો આ સમય પાસે આવ્યો છે; માટે જેવી રીતે તમે પ્રતિજ્ઞા લીધી છે, તેવી રીતે તમે સર્વ કરો. વળી હે ઉલૂક, તું સર્વ પાંડવોમાં જ્યેષ્ઠ એવા યુધિષ્ઠિરને મારા કેહેવાથી કેહેજે કે, ભાઇયો, સોમક તથા કેકય સહિત તમે ધર્મિષ્ટ થઈને આ યુદ્ધમાં થનાર વિનાશરૂપ અધર્મને વિષે મન કેમ કરોછો ? તમે સર્વ ભૂત પ્રાણિને અભય આપનાર છો, માટે સંન્યાસ લઈ ચાલિ નિકળશો એમ મારી મતિમાં હતું; પણ આતો સર્વ જગત્ નાશ પામે એમ ક્રૂરની પેઠે કરવા ઇચ્છો છો. હે ભરતકુળમાં શ્રેષ્ઠ, તમારૂં કલ્યાણ થાઓ, પૂર્વે જ્યારે દેવતાઓએ દૈત્યનું રાજ્ય હરણ કરી લીધું, ત્યારે પ્રહ્લાદે દેવતાઓને કહેલાં વાક્ય સંભળાય છે તે એ કે હે દેવતાઓ, જે વ્રતનું દર્ભ તથા તેની વાંટી હાથમાં હોય એ ચિન્હ ધ્વજની પેઠે સર્વ જાણે છે અને

જેમાં પાપ ગુપ્ત રહે, તેને "બૈડાળ નામનું વ્રત કહે છે" બીલાડાનું વ્રત કહે છે. વળી હે નરાધિપ, આ પ્રસંગને વિષે નારદજીએ મારા પિતાને કહેલું આખ્યાન હું તમને કહુંછું કે, દુષ્ટ બુધિવાળો કોઇ બીલાડો સર્વ કામમાં ચેષ્ટા રહિત થઇ, ઉંચા હાથ રાખી મનની શુદ્ધિ કરી ગંગાના તીર પ્રત્યે બેઠો હતો; ને સર્વને પોતામાં વિશ્વાસ આવે તે સારૂ સૌને કેહેતો હતો કે, હું અહિ રહી ધર્મનું આચરણ કરૂંછું. હે પૃથ્વીપતિ, એ પ્રમાણે ગંગાના કીનારા પ્રત્યે રહેતાં તેને ઘણો કાળ ગયો, ત્યારે પક્ષિયોને તેનામાં વિશ્વાસ આવ્યો; તેથી તેઓ તેની પાસે આવીને પ્રશંસા કરવા લાગ્યાં. તે વેળા પક્ષિયોનું ભોજન કરનાર તથા પક્ષિયોએ વખાણેલો તે માર્જાર, મેં મારૂં કાર્ય કર્યું ને મારી આ ચર્યાનું ફળ મને મળ્યું એમ પોતાના મનમાં માનવા લાગ્યો. પછી કેટલેક દિવસે તેની પાસે ઉંદરો આવ્યા, ને તેમણે ધર્મિષ્ટ, વ્રત આચરણ કરેલા, મ્હોટા કાર્યવાળા તથા દંભ યુક્ત તેને જોઇને, પોતાની મતિમાં નિશ્ચય કરયો કે, આપણે સર્વ મિત્ર છીયે તેમનો આ માતુળ થાઓ ને આપણા વૃદ્ધ તથા બાળકની ચોતરફથી રક્ષા કરો. પછી એ પ્રમાણે પરસ્પર વિચાર કરી બિડાલ પાસે જઇને સર્વ ઉંદરો તેને આવી રીતે કેહેવા લાગ્યા કે, તમારા પ્રસાદથી અમે અહી સુખે કરી ફરવા ઇચ્છિયે છીયે; અમારી ગતિ તથા અમારા પરમસ્નેહિ તમેજ છો, માટે અમે સર્વ મળીને તમારી શરણે આવ્યા છીયે; કારણ તમે ધર્મમાં તત્પર થઇ તેનું આચરણ કરોછો. વાસ્તે જેમ ઈંદ્ર દેવતાઓની રક્ષા કરે, તેમ તમે અમારી રક્ષા કરો. હે પૃથ્વીપતિ, એપ્રમાણે ઉંદરોએ કહ્યું, ત્યારે તેમનો નાશ કરનાર તે બિડાલે તેમને ઉત્તર આપતાં કહ્યું કે, હું તપ કરૂંછું, ને તમે કહોછો કે, અમારી રક્ષા કરો એ બે કામ કેમ થાય; પણ મારે તમારા કેહેવા પ્રમાણે હિત માટે કરવું જોઇયે, તેમ તમારે પણ મારા કેહેવા પ્રમાણે કરવું જોઇયે. હું દૃઢ નિયમ પાળવાને લીધે તપ કરવાથી શાંત થયો છું, તેથી મારામાં કંઇ પણ ચાલવાની શક્તિ નથી; માટે તમારે મને અહીથી આ ગંગા નદીના બીજા કીનારા ઉપર લઇ જવો. હે ભરત કુળમાં શ્રેષ્ઠ, એવાં તેનાં વચન સાંભળી 'બહુ સારૂં' તેમ કરીશું એમ પ્રતિજ્ઞા કરી તથા પોતાના વૃદ્ધ અને બાળકો તેને સોંપીને, ઉંદરો નિશ્ચિંત થઇ સર્વત્ર ફરવા લાગ્યા. ત્યારપછી પાપરૂપ દુષ્ટ બુદ્ધિવાળો માર્જાર, પોતાની પાસે વિશ્વાસ કરી રહેલા ઉંદરોનું ભક્ષણ કરવા લાગ્યો; જેથી દિવસે દિવસે શરીરમાં સ્થૂળ, શ્રેષ્ઠ વર્ણવાન, દૃઢ

બંધવાળો તથા તેજ અને બળયુક્ત થઈ વૃદ્ધિ પામવા લાગ્યો; ને તેઓ-
નો સમુદાય અત્યંત ક્ષય થવા લાગ્યો. પછી તે ઉંદરો ત્યાં આવીને પર-
સ્પર કેહેવા લાગ્યા કે, આપણો મામો નિરંતર વૃદ્ધિ પામતો જાય છે,
ને આપણે ક્ષય થતા જઇયે છીયે. એ પ્રમાણે સૌએ કહ્યું ત્યારે તેમાં
અતિ બુદ્ધિમાન્ ડિંડિક નામના ઉંદરે ઊંદરના સમુદાયને આવી રીતે કહ્યું
કે, તમે સર્વે એકઠા મળીને આ નદીને બીજે કિનારે જાઓ. ને હું આ
મામા સહિત પાછળથી આવીશ. એ પ્રમાણે ડિંડિકનાં અર્થ યુક્ત વચન
સાંભળી 'બહુ સારૂં' એમ કહી તેનું માન્ય કરીને સર્વ ઉંદરોએ, તેના
કેહેવા પ્રમાણે કર્યું. ત્યાર પછી તે બિડાળે પોતાના કર્મની તે ઉંદરોને
ખબર ન પડે તે સારૂ તે ડિંડિકનેજ ભક્ષણ કરયો, પછી ડિંડિકને નહીં
જોઇને સર્વ ઉંદર એકઠા મળી વિચાર કરવા લાગ્યા. તે વેળા અવસ્થાએ
કરી અત્યંત વૃદ્ધ એવા કોઇ કોલિક નામના મૂષિકે પોતાની જ્ઞાતિના મ-
ધ્યમાં આવી રીતે વાક્ય કહ્યાં કે, મામો ધર્મ યુક્ત નથી, ને કેવળ કપટરૂપ
મિત્રતા રાખે છે. જૂવો ફળ તથા મૂળનું ભક્ષણ કરનારની વિષ્ટા રૂંવાટાં
સહિત હોય નહીં, ને મામાની તે સહિત છે. વળી તેનું શરીર નિત્ય વૃદ્ધિ
પામતું જાય છે, ને આપણો ગણ ક્ષય થતો જાય છે, તેમ આજ સાત અ-
થવા આઠ દિવસ થયા ડિંડિક પણ દેખાતો નથી; માટે તે આપણા ગણનું
ભક્ષણ કરે છે એમાં સંદેહ નથી. હે રાજા, એવાં કોલિકનાં વચન સાંભ-
ળીને સર્વ ઉંદર ત્યાંથી ભાગી ગયા; ને દુષ્ટ બુદ્ધિવાળો તે બિડાળ પણ
જેવી રીતે આવ્યો હતો, તેવી રીતે ત્યાંથી ભાગી ગયો. હે દુષ્ટ બુદ્ધિવાળા,
તમે પણ તે બિડાળના સરખા વ્રતને ધારણ કરીને, બિડાળે ઉંદરોને વિષે
જેવી રીતે આચરણ કર્યું તેવીજ રીતે પોતાની જ્ઞાતિને વિષે આચરણ
કરો છો. તમારૂં બોલવું જૂદી તરેહનું, ને કરવું જૂદી તરેહનું દેખાય
છે; માટે તમારૂં વેદાધ્યયન તથા શાંતિ કેવળ લોકોને ઠગવા સારૂજ છે!
હે મનુષ્યમાં શ્રેષ્ઠ, ક્ષત્ર ધર્મનો આશ્રય કરેલા તમે, હું અજાત શત્રુ છું
એ કપટનો ત્યાગ કરીને સર્વ કાર્ય કરો; કેમકે ધર્મિષ્ટ છો, માટે બાહુ
વીર્યથી પૃથ્વીને પામીને તમે, યથોચિત બ્રાહ્મણોને દાન આપો તથા પિતૃનાં
શ્રાદ્ધ કરો. પોતાની માતાના હિતને ઇચ્છનાર તમે સંગ્રામમાં અમને જીતીને
ઘણાં વર્ષ પર્યંત ક્લેશ પામેલી માતાનાં અશ્રુને લુંછો; જેથી સન્માનને
પામશો. તમે અમારી પાસે યત્નથી પાંચ પાંચ ગામ માગ્યાં, પણ અમે પાં-
ડવોને કેવી રીતે ક્રોધ પમાડીએ તથા તેમની સાથે યુદ્ધ શું કરવાથી થાય

એવા વિચારથી તે આપ્યાં નહીં; ને તમારે લીધેજ દુષ્ટ ભાગવાળા વિદુરનો પણ ત્યાગ કરયો છે. અમે તમને લાક્ષાગૃહમાં બાળ્યા એ અમારા કૃત્યને સંભારીને, તમે પરાક્રમ કરો. હે યુધિષ્ઠિર, તમે કૌરવની સભામાં આવેલા શ્રીકૃષ્ણ સાથે, હું સલાહ કરવાને તથા યુદ્ધ કરવાને તૈયાર છું એમ કેહેવરાવ્યું હતું; માટે તે યુદ્ધ કરવાનો આ સમય આવ્યો છે. હે યુધિષ્ઠિર, મેં યુદ્ધ કરવા સારૂજ આ સર્વ કર્યું છે; કેમકે તે કરવું એ ક્ષત્રિયો અધિક લાભ માને છે, માટે તમે ક્ષત્રિય કુળમાં ઉત્પન્ન થયા છો, પૃથ્વીને વિષે વિખ્યાત છો, દ્રોણાચાર્ય તથા કૃપાચાર્યથી અસ્ત્ર વિદ્યા શિખ્યા છો, અને કૃષ્ણના આશ્રયવાળા છો; વાસ્તે યુદ્ધ કરો. હે ઉલૂક, તું પાંડવોની સમક્ષ શ્રીકૃષ્ણને કેહેજે કે, તમે પોતાના અથવા પાંડવોના સ્વાર્થે માટે યત્ન યુક્ત થઇ તેઓને મારી સામે યુદ્ધ કરાવો; ને મારી સભામાં માયાએ કરી જે રૂપ ધારણ કર્યું હતું, તે રૂપ પાછું લઈ અર્જુન સહિત થઇને મારી સામે દોડી આવો. ઇંદ્રજાળ, કપટ તથા ભયંકર અભિચાર એ સંગ્રામને વિષે શસ્ત્ર ધારણ કરેલાને ભય ઉત્પન્ન કરતાં નથી ! અમે પણ ઇચ્છા કરીયે તો માયાએ કરી આકાશ તથા સ્વર્ગ પ્રત્યે જઇયે અને રસાતળમાં તથા ઇંદ્રના શેહેરમાં પણ પ્રવેશ કરીયે, ને પોતાના શરીરને વિષે ઘણા પ્રકારનાં રૂપ પણ દેખાડીયે ! પણ તેમ કરવાથી પોતાનાં ઇચ્છિત કાર્યની સિદ્ધિ થાય નહીં, તેમ શત્રુ ભય પણ પામે નહીં. ઇચ્છા માત્રમાંતો સર્વ ભૂત પ્રાણિને વિધાતાજ વશ કરે છે, પણ તમારા જેવાથી તેમ થાય નહીં ! હે વૃષ્ણિ કુળમાં ઉત્પન્ન થયેલા શ્રીકૃષ્ણ, હું કૌરવોને નાશ કરાવી પાંડવોને રાજ્ય આપીશ તથા મારી સહાયતાવાળા અર્જુનની સાથે તમને વૈર થશે એમ તમે સંજય સાથે કેહેવરાવ્યું હતું; જે તેણે મને સર્વ કહ્યું છે. માટે તમે સત્ય પ્રતિજ્ઞાવાળા થઇને, પાંડવો સારૂ સાવધાન થઈ આ મારી સાથે યુદ્ધ કરો અને પુરૂષ થાઓ; જે અમે જોઇયે ! જે પુરૂષ પોતાના શત્રુને જાણી શુદ્ધ પરાક્રમ કરે છે તે પોતાના શત્રુને શોક ઉત્પન્ન કરે છે, ને તેનું જીવિત પણ સફળ છે ! હે કૃષ્ણ, જગત્‌માં તમારૂં યશ અકસ્માત્ વિખ્યાત થયું છે, તેથી પુરૂષના ચિન્હ તથા ડાઢી મુછવાળા "ષંઢ" નિર્વીર્ય પુરૂષો છે. એમ અમે હમણાં જાણ્યું; જેમાં તમારો યશ વિખ્યાત થયોછે ! માટે સંગ્રામમાં કંસના ચાકર એવા તમારી સામે, મારા સરખા રાજાએ કવચ ધારણ કરવું એ કદિ પણ યોગ્ય નથી. હે ઉલૂક, મ્હોટા શૃંગવાળા બેલ સરખા, ઘણું ભોજન કરનાર તથા મૂર્ખ ભીમસેનને મારા કેહેવાથી તું કેહેજે કે, હે પાર્થ, તું વિરાટ નગરને વિષે તેને ત્યાં બલ્લવ નામે

વિખ્યાત રસોઇયો થયો હતો, એ મારૂંજ પરાક્રમ છે એમ જાણ્! હે ભીમસેન, તેં પૂર્વે મારી સભામાં હું દુ:શાસનના રૂધિરનું પાન કરીશ એમ પ્રતિજ્ઞા લીધી છે, માટે જો તારામાં તેમ કરવાની શક્તિ હોય, તો તેમ કરીને પોતાની પ્રતિજ્ઞાને સત્ય કર! હે કુંતિના પુત્ર, તું પૂર્વે કહેતો હતો કે, હું બળાત્કારથી ધૃતરાષ્ટ્રના પુત્ર કૌરવોને સંગ્રામમાં નાશ કરીશ; માટે તેમ કરવાનો આ સમય આવ્યો છે! હે ભારત, તું તો ભક્ષ્ય તથા પેય પદાર્થનું ભોજન કરવામાં મુખ્ય હતો; માટે જમવું એ ક્યાં ને યુદ્ધ કરવું એ ક્યાં! માટે તું અમારી સાથે યુદ્ધ કરીને, પોતાનું પરાક્રમ અમને બતાવ! હે વૃકોદર, હે ભારત ભીમસેન, તેં પૂર્વે સભામાં જે વાક્ય કહ્યાં હતાં, તે સર્વ વૃથા છે એમ હું માનું છું, કેમકે તું સંગ્રામને વિષે નાશ પામી ગદાને આલિંગન કરી રણભૂમી પ્રત્યે શયન કરીશ! હે ઉલૂક, તું મારા કેહેવાથી નકુળને પણ કેહેજે કે હે ભરત વંશમાં ઉત્પન્ન થયેલા નકુળ, તું યુધિષ્ઠિરને વિષે તારી પ્રીતિ, મારે વિષે તને દ્વેષ તથા અમે આપેલા દ્રૌપદીના ક્લેશને યથાર્થ સંભારીને, આજ અમારી સાથે યુદ્ધ કર; જેથી તારા પરાક્રમને અમે જોઇયે! હે ઉલૂક, તું સહદેવને પણ મારા કેહેવા પ્રમાણે રાજાઓની વચમાં કેહેજે કે હે પાંડવ, તું ઉદ્યોગ યુક્ત થઇને અમારી સાથે યુદ્ધ કર અને અમે આપેલા ક્લેશને હમણાં સંભાર! હે ઉલૂક. તું વિરાટ તથા દ્રુપદ રાજાને પણ મારા કેહેવાથી કેહેજે કે હે વિરાટ, હે દ્રુપદ, જ્યારથી ઈશ્વરે પ્રજા ઉત્પન્ન કરી છે, ત્યાથીર આજ દિવસ સુધી ગુણવાન ચાકરોએ પોતાને લાયક રજાઓને જોયા નથી, ને રાજાઓએ પોતાને લાયક ચાકરોને જોયા નથી; ને તમે જેનો આશ્રય કરયો છે એવા યુધિષ્ઠિર રાજા તો અશ્લાઘ્ય છે! માટે તમે સર્વ એકઠા મળી યુધિષ્ઠિર તથા તમારા પોતાના સ્વાર્થ માટે અને મને મારવા સારૂ મારી સાથે યુદ્ધ કરો! હવે હે ઉલૂક, મારા કેહેવાથી તું દ્રુપદના પુત્ર ધૃષ્ટદ્યુમ્નને કેહેજે કે, આ યુદ્ધ કરવાનો સમય આવ્યો છે, માટે તેને તું સંભાળજે; જેથી સંગ્રામમાં દ્રોણાચાર્યને પામીને, પોતાના ઉત્તમ હિતને જાણીશ! પોતાના સ્નેહિ સહિત તું યુદ્ધ કર, ને ગુરૂ એવા દ્રોણને મારવારૂપ પાપ કર્મ કર! હે ઉલૂક, તું મારા કેહેવા પ્રમાણે શિખંડીને પણ કેહેજે કે, ધનુષ ધારણ કરનાઓમાં શ્રેષ્ઠ, મહાબાહુ, કુરૂકુળમાં ઉત્પન્ન થયેલા તથા ગંગા પુત્ર ભીષ્મ, તને સ્ત્રી છે એમ માનીને મારશે નહીં; માટે તું ભય વગરનો થઇને યુદ્ધ કર, ને સાવધાન થઇ પરાક્રમ

કર, જેને અમે જોઈયે ! હે ધૃતરાષ્ટ્ર રાજા, એ પ્રમાણે ઉલૂકને કહી હસીને, વળી દુર્યોધન તેને કેહેવા લાગ્યો કે હે ઉલૂક, મારા કેહેવા પ્રમાણે શ્રીકૃષ્ણને સાંભળતાં અર્જુનને પણ કેહેજે કે, તું યુદ્ધમાં અમને પરાજય પમાડીને આ પૃથ્વીનું પાલન કરીશ અથવા અમોએ જીતવાથી રણશય્યામાં શયન કરીશ ! હે પાંડવ, તું અમે તમને દેશવટો આપ્યો તે સંબંધિ ક્લેશ, વનવાસ તથા દ્રૌપદીના ક્લેશને સ્મરણ કરીને, પુરૂષ થા ! જે માટે ક્ષત્રિયની સ્ત્રી પુત્રને ઉત્પન્ન કરે છે, તે કરવાનો આ સમય નજીક આવ્યો છે ! વાસ્તે તું યુદ્ધમાં પોતાના બળ, વીર્ય, શૌર્ય, અસ્ત્રલાઘવ તથા પૌરૂષ દેખાડીને, પોતાના ક્રોધની શાંતિ કર ! ક્લેશ પામેલા, દીન, ઘણા કાળ સુધિ પ્રવાસમાં રહેલા તથા ઐશ્વર્યથી ભ્રષ્ટ થયેલા, કયા પુરૂષનું હૃદય ફાટે નહીં ! સારા કુળમાં ઉત્પન્ન થયેલા, શૂરવીર અને પારકા ધનની ઇચ્છા નહીં રાખનાર પુરૂષનું રાજ્ય હરણ કરીને, મારા સરખો પુરૂષ તેને ક્રોધ કેમ ઉત્પન્ન ન કરે! હે અર્જુન, તેં પૂર્વે જે પોતાની પ્રશંસાનાં વાક્ય કહેલાં છે, તે પ્રમાણે કરી દેખાડ; કારણ યુદ્ધ કર્યા વગર પોતાની પ્રશંસા કરનારને સત્પુરૂષ કુત્સિત પુરૂષ કહે છે ! માટે તું યુદ્ધ કરીને પોતાના શત્રુને વશ એવાં પોતાનાં સ્થાન તથા રાજ્યને પાછાં ગ્રહણ કર ! હે પાંડવ, યુદ્ધ કરવાની ઇચ્છા રાખનારને ધર્મ તથા અર્થ એ બેઉ સિદ્ધ થાય છે, વાસ્તે તું પરાક્રમ કર ! અમે તને દ્યૂત રમાડી પરાજય પમાડચો છે, તથા તારી સ્ત્રી દ્રૌપદીને સભામાં બોલાવી મંગાવી છે; માટે હું પુરૂષ છું એમ ગર્વ રાખીને તારે ક્રોધ કરવો એ યોગ્ય છે ! મેં તને બાર વર્ષ સૂધી તો ઘરમાંથી કાઢી મૂકી વનવાસ કરાવ્યો, ને ત્યારપછી એક વર્ષ પર્યંત તું દાસપણું વેઠી વિરાટના શેહેરમાં રહ્યો, અને દુઃશાસનાદિયે શત્રુને લાયક એવાં અનેક વચન કહ્યાં છે; માટે તેને સ્મરણ કરી પોતાનો ક્રોધ અમને દેખાડ, કેમકે, તેજ પૌરૂષ છે ! હે પાર્થ, તું અમને આ સંગ્રામમાં પોતાના ક્રોધ, બળ, વીર્ય, જ્ઞાન યોગ તથા અસ્ત્રલાઘવ દેખાડતાં યુદ્ધ કર ને પુરૂષ થા ! હે અર્જુન, યુદ્ધની અગાઉ કરવાનાં શસ્ત્રને નિરાજનાદિ તથા તેમાં મંત્રે કરી દેવતાઓનાં આવાહનાદિ થઇ ગયાં છે, હમણાં કુરૂક્ષેત્રની ભૂમી કાદવ વગરની છે એટલે યુદ્ધ કરવા લાયક છે અને તારા યોદ્ધાઓ તથા વાહનો સમર્થ છે; માટે કેશવ સહિત એવો તું આવતી કાલે અમારી સાથે યુદ્ધ કર ! તું યુદ્ધમાં ભીષ્મને મળ્યા પેહેલાં પોતાની બડાઇનાં વાક્ય શું બોલે છે ! જેમાં ગંધમાદન પર્વત ઉપર ચઢવાની ઇચ્છાવાળો આળસુ

પુરૂષ બોલે, તેમ તું બોલે છે; માટે મોઢેથી પોતાની પ્રશંસા કરવી છોડી દઇને અમને પરાક્રમ દેખાડ! હે પાર્થ, કોઇથી સહન ન થાય એવો કર્ણ, બળવાનમાં શ્રેષ્ઠ શલ્ય તથા યુદ્ધમાં ઇંદ્ર સરખા દ્રોણાચાર્યને સંગ્રામમાં જીત્યા વગર તું રાજ્યની ઇચ્છા કેમ રાખે છે! બ્રહ્માસ્ત્ર તથા ધનુષ વિદ્યાના આચાર્ય, વેદ તથા ધનુર્વેદના પાર પામેલા, યુદ્ધમાં આગળ ચાલનાર, કોઇથી ક્ષોભ નહીં પામનાર, શત્રુની સેનાના મધ્યમાં ગતિ કરનાર, યુદ્ધમાંથી કદિ નહીં ભાગનાર તથા મ્હોટી શાંતિવાળા દ્રોણાચાર્યને તું જીતવાની ઇચ્છા રાખે છે, પણ તે ફોકટ છે; કેમકે અમે વાયુએ મેરૂ પર્વતને ઉન્મથન કરચો એમ કોઇ દિવસે સાંભળ્યું નથી! હે પાર્થ, જો વાયુ મેરૂ પર્વતને ઉડાડે, સ્વર્ગ પૃથ્વી ઉપર આવી પડે તથા કાળચક્ર અવળું ચાલે, તો તારા કેહેવા પ્રમાણે થાય, નહીં તો કદિ થવાનું નથી! શત્રુને મર્દન કરનાર દ્રોણને યુદ્ધમાં પામીને, પોતાના જીવિતની ઇચ્છા રાખે એવો કોણ પુરૂષ છે; કેમકે તું અથવા બીજો કોઇ પણ તેની સામેથી પાછો જીવતો ગૃહ પ્રત્યે જાય એમ નથી! વળી દ્રોણ તથા ભીષ્મે મારવા સારૂ જેને નજરમાં રાખ્યો હોય એવો અને દારૂણ અસ્ત્રે કરી જેને સ્પર્શ કરચો હોય એવો કોણ પુરૂષ યુદ્ધમાંથી જીવતો પોતાના ગૃહપ્રત્યે જાય એમ છે! જેમ કુવામાં રહેનાર દેડકો બીજાં જળાશય મ્હોટા તળાવને જાણે નહીં તેમ તું કોઈથી સહન ન થાય એવી, દેવતાની સેના સરખી પ્રકાશમાન, દેવતાઓએ રક્ષા કરેલી સ્વર્ગ પૂરીની પેઠે પૂર્વ, પશ્ચિમ, દક્ષિણ તથા ઉત્તર દિશામાંના કાંબોજ, શક ખશ, શાલ્વ, મત્સ્ય, કુરૂ, મધ્ય, મ્લેચ્છ, પુલિંદ, દ્રવિડ, આંધ્ર અને કાંચ્ય દેશના નરેંદ્રોએ રક્ષા કરેલી તથા એકઠી મળેલી આ રાજ સેનાને શું જાણતો નથી? હે મંદ, હે અલ્પ બુદ્ધિવાળા, વૃદ્ધિ પામેલા ગંગાના પ્રવાહની પેઠે કોઇથી પાર ન પમાય એવા આ મનુજ સમુદાયને તથા હસ્તિ સૈન્યકા મધ્યમાં રહેલા મને તું શું નથી જાણતો? જેથી યુદ્ધ કરવા ઇચ્છે છે! હે ભારત, સંગ્રામને વિષે અક્ષય એવા તારા બે ભાથા, અગ્નિએ આપેલા તારા રથ તથા દિવ્ય એવા રથ ધ્વજને અમે જાણીયે છીયે! માટે તું ઘણો શું બકવાદ કરે છે. તેમ કર્યા વગર અમારી સાથે યુદ્ધ કર; કેમકે તેમ કરવાથી ઇચ્છિત અર્થની સિદ્ધિ થાય છે પણ બકવાદરૂપ પોતાની પ્રશંસા કરવાથી સિદ્ધિ થતી નથી! હે ધનંજય, જો કેવળ પોતાની પ્રશંસા કરવાથીજ ઇચ્છિત અર્થની સિદ્ધિ થતિ હોય, તો સૌએ સિદ્ધાર્થ થાય; કેમકે તેમ ન કરી શકે એવો કોણ છે!

તારી સહાયતા કરનાર શ્રીકૃષ્ણ છે, તાલ વૃક્ષ જેવડું તારૂં ગાંડીવ ધનુષ છે તથા તારા સરખો બીજો કોઈ યોદ્ધો નથી એ સર્વ જાણતાં હું રાજ્ય હરણ કરૂંછું ! હે અર્જુન, જેમ વિધાતા સંકલ્પ માત્રે કરી સર્વને પોતાને વશ કરે છે, તેમ મનુષ્ય માયાદિથી સિદ્ધિને પામતો નથી કેવળ શૌર્યથીજ પામેછે ! બકવાદ કરતા એવા તારૂં રાજ્ય મેં તેર વર્ષ પર્યંત તો ભોગવ્યું, ને હજી પણ બાંધવ સહિત તને નાશ કરીને હું ભોગવીશ ! હે ફાલ્ગુન, જ્યારે મેં તને દાસના પણે કરી જીત્યો, ત્યારે તારૂં ગાંડીવ ધનુષ ક્યાં હતું તથા ભીમસેનનું બળ ક્યાં ગયું હતું; કારણ ગદા ધારણ કરેલા ભીમસેન તથા ગાંડીવ ધનુષ ધારણ કરેલા તારાથી દાસપણા વિષેથી તમારો મોક્ષ થયો નહીં, ત્યારે પૃષત્ ગોત્રમાં ઉત્પન્ન થયેલી સ્ત્રી દ્રૌપદિયે તમને છોડાવ્યા! મેં પૂર્વે તમને તેલ વગરના તીલની પેઠે શંઢ કહ્યા હતા એ સત્ય થયું, કેમકે તું વિરાટના નગરમાં વેણી ધારણ કરી શંઢ થઈ રહ્યો હતો તથા કન્યાઓને નચાવતો હતો અને ભીમસેન રસોઇયો થઇ રહ્યો હતો, ને તેમ કરવાથી થાકી ગયો હતો એ પણ મારૂં પરાક્રમ એમ જાણ ! હે પાંડવ, મારી પેઠેજ ક્ષત્રિયો ક્ષત્રિયને દંડ આપે છે ! હે અર્જુન, હું શ્રીકૃષ્ણ તથા તારા ભયથી રાજ્ય પાછું આપીશ નહીં, માટે તેના સહિત થઇને તું અમારી સાથે યુદ્ધ કર ! અરે ! એવા હજારો શ્રીકૃષ્ણ તથા "સેંકડો અર્જુન" તારા સરખા સેંકડો, યુદ્ધમાં અમોઘ બાણવાળા મારી સન્મુખતાને પામીને દશે દિશામાં નાસી જાય ! હે અર્જુન, તું ભીષ્મની સામે યુદ્ધ કર, અથવા મસ્તકે કરી પર્વતને ભેદ, વા પુરૂષના સમુદાયરૂપ મહા અગાધ એવા અમારા સૈન્ય સમુદ્રને બે હસ્તે કરી તર; જે કૃપાચાર્ય મહા મત્સ્ય, વિવિંશતિ મ્હોટા સર્પ, બૃહદ્બળરૂપ મ્હોટી વૃદ્ધિ, ભગદત્તરૂપ મગરમત્સ્ય, ભીષ્મરૂપ વેગ, દ્રોણરૂપ ગ્રાહ, કર્ણરૂપ ઇતરજાતિ મત્સ્ય, શલ્યરૂપ ધુમરી, કાંબોજરૂપ વાડવાનળ અગ્નિ, દુઃશાસનરૂપ ઓઘ, શલ્ય તથા શળરૂપ મત્સ્ય, સુષેણરૂપ નાગ, ચિત્રાયુદ્ધરૂપ ઝુડ, જયદ્રથરૂપ પર્વત, પુરૂમિત્રરૂપિ ગાંભીર્ય, દુર્મર્ષણરૂપી જળ અને શકુનિરૂપિ ખરાબાવાળા, શસ્ત્રના સમૂહવાળા, અક્ષય તથા ચારેકોરથી વૃદ્ધિ પામેલામાં, જ્યારે પ્રવેશ કરી શ્રમથી નાશ પામેલા ચિત્તવાળો તથા નાશ પામ્યા હશે સર્વે બાંધવ જન જેના એવો થઇશ, ત્યારે મ્હોટા સંતાપને પામીશ ! ને જેમ અપવિત્ર મનવાળા પુરૂષને સ્વર્ગ પ્રત્યે જવાનું મન નિવૃત્ત થાય છે, તેમ પૃથ્વીનું પાલન કરવાથી તારૂં મન નિવૃત્ત થશે; માટે શાંત થા ! હે પાર્થ ! જેમ અતપસ્વિ પુરૂષે ઇચ્છેલું સ્વર્ગ મળવું

અત્યંત દુર્લભ છે, તેમ તને પણ રાજ્ય મળવું દુર્લભ છે!

तद्दाममस्तेत्रिदिवादिवाश्च्युचेर्निवर्तितापार्थमहीप्रशासनात् ।
प्रशाम्यराज्यंहिसुदुर्लभंत्वया बुभूषितःस्वर्गइवातपस्विना ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि उलूकदूतागमनपर्वणि दुर्योधनवाक्ये गुर्जरभाषायां षष्ट्यधिकशततमोऽध्यायः ॥१६०॥

**संजयउवाच** ॥ सेनानिवेशंसंप्राप्तः कैतव्यःपांडवस्यह ।
समागतःपांडवेयैर्युधिष्ठिरमभाषत ॥१॥

સંજય કહે છે–હે ધૃતરાષ્ટ્ર રાજા, એ પ્રમાણે દુર્યોધનના કેહેવા પછી કપટી ઉલૂક પાંડવની સેનાના નિવાસ સ્થાન પ્રત્યે જઈ, પાંડવોને મળી યુધિષ્ઠિરને કેહેવા લાગ્યો કે, તમે દૂતના વાક્યને જાણનાર છો, માટે હું દુર્યોધનનો સંદેશો કહું તે સાંભળીને મારા ઉપર ક્રોધ કરવા લાયક નથી. યુધિષ્ઠિરે કહ્યું કે હે ઉલૂક, લોભી તથા લાંબા વિચાર વગરના ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધનનું જે મત હોય, તે તું મને સંતાપ વગર થઈ કેહે; કેમકે તને કશો ભય નથી. હે ધૃતરાષ્ટ્ર, એવાં યુધિષ્ઠિરનાં વચન સાંભળીને ઉલૂક, મ્હોટા તેજસ્વિ મહાત્મા પાંડવો, સંજય, મત્સ્ય દેશના રાજાઓ, યશસ્વિ શ્રીકૃષ્ણ, પુત્ર સહિત દ્રુપદ તથા વિરાટ અને સર્વ રાજાઓની વચમાં આવી રીતે કેહેવા લાગ્યો કે હે યુધિષ્ઠિર, મ્હોટા મનવાળા દુર્યોધન રાજાએ કૌરવ પક્ષના શૂરવીર પુરૂષોના સાંભળતાં તમને વાક્ય કેહેવરાવ્યાં છે, તે હું તમને કહું તે તમે સાંભળો–અમે તમને દ્યૂતમાં જીત્યા તથા તમારી સ્ત્રી દ્રૌપદીને પણ સભામાં લાવ્યા; માટે હું પુરૂષ છું એમ ગર્વ રાખનાર પુરૂષે ક્રોધ કરવો એ યોગ્ય છે! વળી અમે તમને પોતાના નિવાસ સ્થાનમાંથી કાઢ્યા, બાર વર્ષ પર્યંત વનવાસ ભોગવાવ્યો તથા એક વર્ષ પર્યંત વિરાટ રાજાનું દાસપણું વેઠાવ્યું! હે પાંડવ, અમે તમારા રાજ્યનું હરણ કર્યું, તમને વનવાસ પ્રાપ્ત કરાવ્યો તથા દ્રૌપદીને ક્લેશિત કરી એ તમારે ક્રોધ કરવા લાયક નથી? "છે!" માટે તે સંભારીને હવે તમે પુરૂષ થાઓ! હે યુધિષ્ઠિર, અસમર્થ એવા ભીમસેને દુઃશાસનના રૂધિરનું પાન કરવા વિષે શપથ લીધો છે, માટે જો તે તેમ કરવા સમર્થ હોય, તો તે પાન કરે! શસ્ત્રોને નીરાજનાદિ તથા તે વિષે મંત્રે કરી દેવતાઓના આવાહનાદિ થઈ ગયાં છે, ને આ કુરૂક્ષેત્રની ભૂમી હાલ કાદવ વગ-

રની યુદ્ધ કરવા લાયક છે તથા માર્ગ પણ સરખા છે, તેમ તમારા અ-શ્વ પણ પુષ્ટ થઈ રહ્યા છે, માટે કાલ સવારે કેશવ ભગવાન્ સહિત તમે અમારી સાથે યુદ્ધ કરો. જેમ કોઈ આળસુ માણસ હું ગંધમાદન પર્વત ઉપર ચઢી જાઉં એ રીતે પોતાનાં વખાણ કરે, તેમ તમે સંગ્રામમાં ભી-ષ્મને મળ્યા વગર હું જીતીશ એમ ફોકટ પોતાનાં વખાણ કરો છો; મા-ટે તેમ કરવું છોડી દઈ પુરૂષ થાઓ! હે પાર્થ, તમે કોઇથી સહન થાય નહીં એવા સૂત પુત્ર કર્ણને, બળવાનમાં શ્રેષ્ઠ શલ્યને તથા યુદ્ધમાં ઈં-દ્ર સરખા દ્રોણને જીત્યા વગર, કેમ રાજ્યની ઇચ્છા રાખો છો? બ્રહ્મક-ર્મ તથા ધનુષ વિદ્યાના આચાર્ય, વેદ તથા ધનુર્વેદના પારંગત, સંગ્રામ ક-રવામાં અગ્રણિ, સૈન્યમાં આગળ રેહેનાર, કદાપિ નહીં ભાગનાર અને કો-ઇથી ભય નહીં પામનાર મ્હોટી કાંતિવાળા દ્રોણને તમે જીતવા ઇચ્છો છો તે ફોકટ છે; કેમકે વાયુએ મેરૂ પર્વતને ઉખેડી નાખ્યો એમ અમે ક્યારે પણ સાંભળ્યું નથી! રે! જ્યારે વાયુ પર્વતને ઉચકે, સ્વર્ગ પૃથ્વી ઉપર પડે તથા કાળચક્ર ઉલટું ફરે, ત્યારે જે રીતે તમો કહો છો, તે રીતે થાય! કારણ શત્રુને મર્દન કરનાર આ દ્રોણને સંગ્રામમાં પામીને હાથી ઉપર બેસ-નાર, ઘોડેસ્વાર તથા રથમાં બેસનાર કોણ પુરૂષ જીવતો પાછો ઘેર જાય?! વળી ભીષ્મ તથા દ્રોણે આને આપણે સંગ્રામમાં મારવો છે એમ મનમાં લીધેલો તથા દારૂણ અસ્ત્રે કરી સ્પર્શ કરેલો કોણ મનુષ્ય સંગ્રામમાંથી પા-છો જીવતો જાય એમ છે! હે મંદ, હે અલ્પબુદ્ધિવાળા, પૂર્વ, પશ્ચિમ, દ-ક્ષિણ તથા ઉત્તર દિશાના, કાંબોજ, શક, ખશ, શાલ્વ, મત્સ્ય, કુરૂ મુખ્ય, મ્લેચ્છ, પુલિંદ, દ્રાવિડ, આંધ્ર તથા કાંચી દેશના રાજાઓએ જેમ દેવતાઓ ઈંદ્રપુરીની રક્ષા કરે, તેમ રક્ષા કરેલી, કોઇથી સહન થાય નહીં એવી, દેવસેના સરખા પ્રકાશવાળી તથા એકઠી મળેલી આ રાજસેનાને, કોઇથી પાર ન પમાય એવા ગંગાના વેગની પેઠે યુદ્ધમાં વૃદ્ધિ પામેલા આ નાના પ્રકારના મનુજ સ-માજને અને હસ્તિ સૈન્યના મધ્યમાં રહેલા મને, કુવામાં રહેનાર દેડકાની પેઠે તમે શું જાણતા નથી? જે યુદ્ધ કરવાની ઇચ્છા રાખો છો, હે ધૃ-તરાષ્ટ્ર, એ રીતે ધર્મ પુત્ર યુધિષ્ઠિર રાજાને કહી, બીજી તરફ અર્જુનની સામુ જોઈ ઉલૂક દૂત કહેવા લાગ્યો કે હે ફાલ્ગુન, તમોને જે દુર્યોધને કહ્યું છે તે હું કહું તે સાંભળો—હે અર્જુન, તું પોતાની બડાઇ છોડી દઈ યુદ્ધ કર, કારણ તેમ કરવાથી કશું કાર્ય થતું નથી! યુદ્ધ કરનારને તેના પરાક્રમથી કાર્યની સિદ્ધિ થાય છે, પણ પોતાની પ્રશંસા કરવાથી થતી નથી!

હે ધનંજય, જો લોક વિષે પોતાની પ્રશંસા કરવાથીજ કાર્ય સિદ્ધિ થતી હતે, તો સર્વનાં કાર્ય સિદ્ધ થાત, કારણ પોતાની પ્રશંસા કરવામાં કોઇપણ મનુષ્ય દરિદ્ર નથી! વાસુદેવ ભગવાન તને સહાય છે, તાડ જેવડું મ્હોટું ગાંડીવ નામનું તારૂં ધનુષ છે તથા તારા સરખો બીજો કોઈ પુરૂષ યુદ્ધ કરનાર નથી એ સર્વે હું જાણુ છું; તોપણ તારૂં રાજ્ય હરણ કરૂં છું! માયાદિ કપટ ધર્મથી મનુષ્ય રાજ્યને પામે નહીં, ને સંકલ્પ માત્રે કરીને તો એક વિધાતાજ સર્વ મનુષ્યને પોતાને વશ કરે છે! હે અર્જુન, તને વિલાપ કરતાં મેં તેર વર્ષ તારૂં રાજ્ય ભોગવ્યું, ને હજીપણ બાંધવ સહિત તને મારી હું રાજ્ય ભોગવીશ! જ્યારે તને દાસના પણે કરી જીતી લીધો, ત્યારે તારૂં ગાંડીવ ધનુષ તથા ભીમસેનનું બળ ક્યાં ગયાં હતાં? કારણ દાસપણાથી તમારી સર્વની રક્ષા અનિંદિત એવી પૃષત્ ગોત્રમાં ઉત્પન્ન થયેલી દ્રૌપદિયે કરી, પણ ગદા સહિત ભીમસેનથી વા ગાંડીવ ધનુષ સહિત તારાથી થઇ નહીં! મેં તમને વનમાં જવા વખતે તેલ વગરના તિલની પેઠે પંઢતિલ સરખા કહ્યા હતા, તે મારૂં બોલવું ખરૂં હતું; કારણ વિરાટના શેહેરમાં તું વેણી ધારણ કરી પંઢનો વેશ લઇ કન્યાઓને નચાવતો હતો, અને ભીમસેન તેના રસોઇ ઘરમાં રસોઇયાનું કામ કરતાં કરતાં થાકી ગયો હતો એ મારૂંજ પરાક્રમ એમ તું જાણ! હે અર્જુન, એ રીતે સદૈવ ક્ષત્રિય ક્ષત્રિયને દંડ આપે છે! હે ફાલ્ગુન, વાસુદેવ ભગવાનના તથા તારા ભયથી હું તને કદિપણ રાજ્ય પાછું આપીશ નહીં, માટે તેના સહિત થઈ તું યુદ્ધ કર! માયા, ઇંદ્રજાળ વા અભિચારજન્ય ભયંકર કૃત્યાએ, શસ્ત્ર ધારણ કરનાર મને યુદ્ધમાં ઉલટો ક્રોધ ઉત્પન્ન કરે છે! હજારો વાસુદેવ તથા તારા સરખા સેંકડો અર્જુન, યુદ્ધમાં અમોઘ બાણવાળા મને પામીને દશ દિશાઓ પ્રત્યે ભાગી જશે! હે પાર્થ, જોઇયે તો મસ્તકે કરી પર્વતનો ભેદ કર અથવા સંગ્રામમાં ભીષ્મની સામે જા ને પોતાના બે હાથે કરી મહા અગાધ એવા મારા સૈન્ય સમુદ્રને તર; જેમાં કૃપાચાર્ય મ્હોટા મત્સ્ય, વિવિંશતિ મ્હોટા સર્પ, બૃહદ્બલ મ્હોટી વૃદ્ધિ, ભૂરિશ્રવા મગરમચ્છ, ભીષ્મ વેગ, હદ વગરના દ્રોણ ગ્રાહ, કર્ણ મત્સ્ય, શલ્ય આવર્ત, કાંબોજ દેશના રાજા વડવાનળ અગ્નિ, દુ;શાસન ઓઘ, જયદ્રથરૂપિ પર્વત, પુરૂમિત્ર ગાંભીર્યની હદ, દુર્મર્ષણ જળ તથા શકુનિ ખરાબો છે! હે અર્જુન, તું જ્યારે શસ્ત્રના ઓઘવાળા, અક્ષય તથા અતિ વૃદ્ધિ પામેલા તે મારા સૈન્ય સમુદ્રમાં પ્રવેશ કરીને શ્રમથી નષ્ટ થયું હશે ચિત્ત

જેનું તથા હણાયા હશે સર્વ બાંધવ જેના એવો થઇશ, ત્યારે સંતાપને પામીશ ! ને હે પાર્થ, જેમ અપવિત્ર મનુષ્યનું મન સ્વર્ગમાં જવાની ઇચ્છાથી નિવૃત્ત થાય છે, તેમ તારૂં મન રાજ્ય કરવાની ઇચ્છાથી નિવૃત્ત થશે, માટે શાંતિ પામ; કારણ જેમ અતપસ્વિ પુરૂષને પ્રાપ્ત થવા ઇચ્છેલું સ્વર્ગ દુર્લભ છે, તેમ તને રાજ્ય મળવું દુર્લભ છે !

तदामनस्तेत्रिदिवादिवाशुचेर्निवर्तितापार्थमहीप्रशासनात् ।
प्रशाम्यराज्यंहिसुदुर्लभंत्वया बुभूषितःस्वर्गइवातपस्विना ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि उलूकदूतागमनपर्वणि उलूकवाक्ये गुर्जरभाषायां एकषष्ट्युत्तरशततमोऽध्यायः ॥१६१॥

---

**संजयउवाच** ॥ उलूकस्त्वर्जुनंभूयो यथोक्तंवाक्यमब्रवीत् ।
आशीविषमिवक्रुद्धं तुदन्वाक्यशलाकया ॥१॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર, એપ્રમાણે ઉલૂકે વાક્ય કહ્યાં તે સાંભળી સર્પની પેઠે ક્રોધ પામેલા અર્જુનને, વાક્યરૂપિ શસ્ત્રથી ખેદ પમાડતાં દુર્યોધનના કહેવા પ્રમાણે ફરીથી પણ વચન કહ્યાં. ત્યારે દુર્યોધને કપટથી છેતરેલા તેથી ક્રોધયુક્ત હતા ને વળી તે સાંભળવાથી અત્યંત ક્રોધયુક્ત થયેલા પાંડવો, આસન ઉપરથી ઉભા થઇ હાથ પછાડવા લાગ્યા અને સર્પની પેઠે ફુંફાડા મારતાં પરસ્પર એક બીજા સામું જોવા લાગ્યા. તે વખતે સર્પની પેઠે શ્વાસોશ્વાસ લેતા એવા ભીમસેન, નીચું મસ્તક રાખી ક્રોધથી લાલ થયા હતા પ્રાંત ભાગ જેના એવાં નેત્રથી શ્રીકૃષ્ણ સામું જોવા લાગ્યા. ત્યારે દાશાર્હ કુળમાં પ્રગટ થયેલા શ્રીકૃષ્ણે, અત્યંત ક્રોધાવિષ્ટ થયેલા તથા પીડિત વાયુપુત્ર ભીમને જોઇને, આશ્ચર્યથી કપટી ઉલૂકને કહ્યું કે હે કપટી ઉલૂક, તું જલદી જા અને દુર્યોધનને કહે કે, અમે તારૂં વાક્ય સાંભળ્યું "તારા બોલવાનો સાર જાણ્યો" માટે જેમ તારૂં મત છે તેમ થાઓ, સવારે અમે યુદ્ધ કરવા આવશું ! હે ધૃતરાષ્ટ્ર રાજા, એરીતે મહાબાહુ કેશવ ભગવાને ઉલૂકને કહીને મહા પ્રાજ્ઞ એવા યુધિષ્ઠિર રાજાના મોઢા સામું જોયું. તે વખતે વળી કપટી ઉલૂકે દુર્યોધનના કહેવા પ્રમાણે સર્વ સૃંજય, યશસ્વિ શ્રીકૃષ્ણ, પુત્ર સહિત દ્રુપદ, વિરાટ અને બીજા પણ એકઠા મળેલા સર્વ રાજાઓની સમક્ષ અર્જુનને તથા શ્રીકૃષ્ણાદિને

વાક્ય કહ્યાં. ત્યારે ઉલૂકનાં મહા દારૂણ તથા પાપરૂપ વચન સાંભળીને, અર્જુન ક્ષોભ પામ્યા તથા લલાટમાં આવેલા પસીનાને લૂવા લાગ્યા. હે ધૃતરાષ્ટ્ર રાજા, એવી અવસ્થાને પ્રાપ્ત થયેલા અર્જુનને જોઇને તે પાંડવની સભા સહન કરી શકી નહીં. ત્યારે તે સભાના મહારથિ પુરૂષમાં સિંહરૂપ ધૃષ્ટદ્યુમ્ન, શિખંડી, સાત્યકિ, કેક્ય નામના પાંચ ભાઇયો, રાક્ષસ ઘટોત્કચ, દ્રૌપદીના પુત્ર સહિત અભિમન્યુ, ધૃષ્ટકેતુ, પરાક્રમી ભીમસેન, નકુળ તથા સહદેવ ઇત્યાદિ મ્હોટા યોદ્ધાઓ, મહાત્મા અર્જુન તથા શ્રીકૃષ્ણનો તિરસ્કાર સાંભળીને ક્રોધથી રક્ત થયાં હતાં નેત્ર જેમનાં એવા રક્ત ચંદન ચોપડેલા તથા ચોતરફ મોતીના ગુચ્છાવાળા બાજુબંધથી શોભિતા બાહુને પકડી, પોતપોતાના આસન ઉપરથી ઉભા થઈ, દાંતે કરી દાંતને દાબી બે બાજુંના ભાગને ચાટવા લાગ્યા. તે વખતે તેમના આકાર તથા ભાવને જાણનાર કુંતિ પુત્ર ભીમસેન, ક્રોધે કરી જાણે પ્રજ્વલિત થતા હોય શું એવા થઇ વેગથી ઉભા થઈ નેત્ર ફાડી દાંત પીશી હાથથી હાથને પીસીને, ઉલૂક પ્રત્યે આવી રીતે વાક્ય કેહેવા લાગ્યા કે હે મૂર્ખ, અશક્ત પુરૂષોને યુદ્ધમાં ઉત્સાહ કરવા યોગ્ય એવાં વચન અમને દુર્યોધને કેહેવરાવ્યાં તે તેં કહ્યાં; જે અમે સાંભળ્યાં! હવે હે મંદ, દુઃખથી સહન થાય નહીં એવાં વાક્ય હું કહું તે તું સાંભળ—અને સર્વે ક્ષત્રિયો, સૂત પુત્ર કર્ણ તથા દુરાત્મા તારો પિતા શકુનિ જે રીતે સાંભળે તે રીતે દુર્યોધનને કેહેજે કે હે દુરાચાર, અમે મ્હોટા ભાઈ યુધિષ્ઠિરને પ્રસન્ન રાખવા સારૂ આટલા દિવસ તારો અપરાધ સહન કરયો! કૌરવોને પરસ્પર શાંતિ થાય એમ જાણીને કુળના હિતને ઇચ્છનાર બુદ્ધિમાન્ ધર્મ રાજાએ, ઋષીકેશ શ્રીકૃષ્ણને વિષ્ટિ કરવા સારૂ તારી પાસે મોકલ્યા હતા; પણ કાળની પ્રેરણાથી તારે જરૂર યમપુરીમાં જવું, માટેજ તેનાં કહેલાં વચન તારા માનવામાં આવ્યાં નહીં! વાસ્તે અમારી સામે યુદ્ધ કરવા આવ, ને કાલે સવારે નિશ્ચય યુદ્ધ થશે! હે પાપી, મેં સર્વ ભાઇ સહિત તને મારવાની પ્રતિજ્ઞા લીધી છે, માટે તેમજ થશે એમાં કંઇપણ સંશય નથી! રે! વરૂણને રેહેવાનું સ્થાન સમુદ્ર કદિ મર્યાદા મૂકે તથા પર્વતો વિખરાઈ જાય, પણ મારૂં બોલેલું કદિ ફોકટ થાય નહીં! હે દુર્બુદ્ધિમાન્, કદિ સંગ્રામમાં તને યમ, કુબેર વા સાક્ષાત્ રૂદ્ર સહાય થશે, તોપણ કરેલી પ્રતિજ્ઞા પાંડવો સત્ય કરશે એ તું જરૂર માનજે! હું મારી ઇચ્છા પ્રમાણે જે વખતે દુઃશાસનના રૂધિરનું પાન કરીશ, તે વખતે તૈયાર થયેલો કોઇપણ ક્ષત્રિય

કદિ ભીષ્મને આગળ કરીને પણ મારી સામે આવશે, તેને યમપુરી પ્રત્યે મોકલી દઇશ ! હે દુર્યોધન, મેં ક્ષત્રિયની સભામાં આ જે વચન કહ્યાં છે, તે સત્યજ થશે, એ હું ઇશ્વરના સમ ખાઇને કહું છું ! એ પ્રમાણે ભીમસેને ઉલૂકને કહ્યું, તે સાંભળીને ક્રોધથી લાલ થયાં હતાં નેત્ર જેનાં એવા સહદેવે, ઉલૂકને કહ્યું કે હે પાપી, ગર્વિષ્ટ શૂરવીર પુરૂષના સરખું મારૂં વચન સૈન્ય જનની સભામાં તું સાંભળ અને તેજ પ્રમાણે તારા પિતા શકુનિને કહેજે કે, જો ધૃતરાષ્ટ્રનો સંબંધ તારી સાથે નહતે, તો અમારે કૌરવ સાથે કદિપણ ભેદ થાત નહીં ! પાપ કર્મ કરનાર તથા વૈર પુરૂષ તું લોક, ધૃતરાષ્ટ્રના કુળના તથા પોતાના કુળના નાશ વાસ્તેજ ઉત્પન્ન થયો છે ! હે ઉલૂક, અમારો જન્મ થયો ત્યારથીજ તારો પિતા શકુનિ, નિરંતર અહિત કરવાની ઇચ્છા રાખે છે ! એ રીતે તારા પિતાએ અમારી સાથે જેનો અત્યંત દુઃખથી પણ અંત આવે નહીં એવું વૈર બાંધ્યું છે, તેનો અંત હું તેના જોતાં તને મારીને પામીશ, ને સર્વ ધનુષ ધારણ કરનાર પુરૂષો જોતાં તારા પિતા શકુનિને પણ મારીશ ! એવી રીતનાં ભીમસેન તથા સહદેવનાં વચન સાંભળીને ગર્વિષ્ટની પેઠે અર્જુને ભીમસેનને કહ્યું કે હે ભીમસેન, હે પુરૂષમાં શ્રેષ્ઠ, જેમને તમારી સાથે વૈર છે, તે મંદ બુદ્ધિવાળા તથા ઘરમાં સુખે કરી રહેલા મૃત્યુ પાશને વશ થયા છે એમ હું જાણુંછું ! તમારે ઉલૂકને કંઇપણ કઠોર વચન કેહેવાં નહી. કેમકે દૂતતો યથોક્ત ભાષણ કરે એમાં તેનો કાંઇ અપરાધ ગણવો નહીં. એ રીતે મહાબાહુ અર્જુન ભયંકર પરાક્રમવાળા ભીમસેનને કહીને પોતાના હિતને ઇચ્છનાર ધૃષ્ટદ્યુમ્નાદિ શૂરવીર પ્રત્યે કેહેવા લાગ્યા કે, તેઓએ પાપરૂપ ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધનનું બોલવું ઉલૂકના મુખથી સાંભળ્યું ? જેમાં વાસુદેવ ભગવાનની તથા તેથી પણ વિશેષ મારી નિંદા છે, તે પણ સાંભળી ? હે શૂરવીર, તમો સર્વ અમારા હિત વાસ્તે વ્યાકુળ થયા છો, માટે હું વાસુદેવ ભગવાન્‌ના પ્રભાવથી તથા તમારા યત્નથી સમગ્ર રાજા તથા સર્વ ક્ષત્રિયોને પણ ગણકારતો નથી. તમે સર્વ મને આજ્ઞા આપો કે, હું દુર્યોધનનાં વાક્યનો ઉત્તર ઉલૂકને આપું; જે તેને જઇને કહે. એ દુર્યોધને ફોકટ ફુલાઇને જે વાક્ય કેહેવરાવ્યાં છે, તેનું ઉત્તર આવતી કાલ સવારે હું સેના મુખ વિષે ગાંડીવ ધનુષે કરીને આપીશ; કારણ નપુંસક હોય તે વચનથી ઉત્તર આપે. એવાં અર્જુનનાં વચન સાંભળી સર્વ રાજાઓ તેની પ્રશંસા કરવા લાગ્યા, અને અતિ શ્રેષ્ઠ રાજાઓના મનમાં આશ્ચર્ય પ્રાપ્ત થયું. તે

સર્વ રાજાઓને અવસ્થા યોગ્ય ઘટતું માન આપી સમજાવીને અર્જુને, ધર્મરાજ યુધિષ્ઠિરને કહ્યું કે, પોતાનું અપમાન કરનાર રાજા ઉત્તમ કેહેવાય નહીં. વાસ્તે તમારી સેવામાં તત્પર એવો હું આ ઉલૂકને ઉત્તર આપું છું. એમ યુધિષ્ઠિરને કહી, લાલ નેત્રે કરી શ્રીકૃષ્ણ તથા ભાઇયોની સામે જોઈ સર્પની પેઠે શ્વાસોશ્વાસ કરી ક્રોધથી બે હોઠના બાજુના ભાગને ચાટી તથા પોતાનો મ્હોટો હથ દેખાડીને અર્જુને ઉલૂકને કહ્યું કે હે કૈતવ્ય ઉલૂક, તું જા, ને કૃતઘ્ન, વૈરં પુરૂષ, દુર્મતિવાળા તથા કુળમાં દુષણરૂપ દુર્યોધનને કહે કે હે પાપ, તેં પાંડવો વિષે બૈડાલ વ્રતરૂપ કપટ રચ્યું છે એમ કહ્યું તે ઠીકજ છે, પણ તું ક્ષત્રિય નથી; કારણ જે પુરૂષ પોતાના બળથી પરાક્રમ કરી શત્રુઓને યુદ્ધ કરવા સાદ કરે અને યુદ્ધ વખતે નિર્ભય રહિ પોતાનું બોલેલું વાક્ય સત્ય કરે, તે પુરૂષનેજ ક્ષત્રિય જાણવો! પણ હે કુળમાં અધમ, પાપરૂપ તું તો ક્ષત્રિય થઇને અમને સંગ્રામમાં બોલાવી, માન્ય ભીષ્માદિ તથા અમાન્ય લક્ષ્મણાદિ પુત્રોને આગળ કરી એ બાળ વૃદ્ધનો નાશ કરવા તૈયાર થયો છે; પણ તેમ ન કર! ને હે કૌરવ, પોતાના તથા ચાકરોના પરાક્રમનો આશ્રય કરીને તું અમને રણસંગ્રામમાં બોલાવ અને ક્ષત્રિ થા! જે પુરૂષ પારકા પરાક્રમનો આશ્રય કરી શત્રુઓને યુદ્ધ કરવા બોલાવે, અને પોતે યુદ્ધ કરવામાં અસમર્થ હોય એજ તેનું નપુંસકપણું જાણવું! રે! બીજાના પરાક્રમે કરી પોતામાં ગર્વ રાખનાર એવો તથા અશક્ત તું અમારી સામે કેમ ગર્જના કરે છે!! એરીતે અર્જુનના કહ્યા પછી શ્રીકૃષ્ણે કહ્યું કે હે ઉલૂક, તારે મારા કેહેવા પ્રમાણે દુર્યોધનને કેહેવું કે હે દુષ્ટ મતિવાળા, હવે બહુ થયું, તું આવતી સવારે અમને પ્રાપ્ત થા અને પુરૂષ થા! હે મૂઢ, જનાર્દન ભગવાન્ પાંડવોના સારથિપણામાં વર્ત્યા છે, તેથી યુદ્ધ કરશે નહીં એમ જાણીને તું ભય પામતો નથી; પણ છેલ્લા વખત સુધી જો તેમ ન થાય તો સારૂં, કારણ જેમ અગ્નિ ઘાસને બાળે, તેમ હું ક્રોધે કરી સર્વ રાજાઓને બાળી નાખું એવો છું! જીત્યું છે મન જેણે એવા યુધિષ્ઠિરની આજ્ઞાથી હું યુદ્ધ કરતા એવા મહાત્મા અર્જુનનું સારથિપણું કરીશ, તેથી તું ત્રણ લોકમાં જ્હાય ત્યાં જઇશ અથવા પૃથ્વી તળમાં ઘુશી જઇશ, તોપણ તે સર્વ સ્થાનને વિષે કાલ સવારે અર્જુનના રથને દેખીશ. તું ભીમસેનનું ભાષણ ફોકટ માને છે, પણ તેમ તારે માનવું નહીં; કારણ તેણે દુઃશાસનનું રૂધિર પીધુંજ છે એમ ધારી રાખજે! ને હે દુષ્ટ, પ્રતિકૂળ બોલનાર તને અર્જુન, યુધિષ્ઠિર રાજા, ભીમસેન, નકુળ તથા સહદેવ કંઇપણ ગણકારતા નથી!

नत्वांसमीक्षतेपार्थो नापिराजायुधिष्टिरः ।
नंभीमसेनोनयमौ प्रतिकूलप्रभाषिणं ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि उलूकदूतागमनपर्वणि कृष्णादिवाक्ये गुर्जरभाषायां द्विषष्ठ्यधिकशततमोऽध्यायः ॥१६२॥

---

**संजयउवाच ॥** दुर्योधनस्यतद्वाक्यं निशम्यभरतर्षभ ।
नेत्राभ्यामतिताम्राभ्यां कैतव्यंसमुदैक्षत ॥१॥

સંજય કહે છે—હે ભરતકુળમાં શ્રેષ્ઠ, એ પ્રમાણે ઉલૂકને મ્હોઢેથી દુર્યોધનનાં વચન સાંભળીને મ્હોટા યશવાળા અર્જુન, અતિ લાલ નેત્રે કરી ઉલૂક સામુ જોઇ તથા શ્રીકૃષ્ણ સામુ જોઇ કપટીનો હાથ ઝાલી કેહેવા લાગ્યા કે, જે પુરૂષ પોતાના પરાક્રમનો આશ્રય કરીને શત્રુને યુદ્ધ કરવા બોલાવે ને ભય રહિત થઇ તેની સામે યુદ્ધ કરે, તેજ પુરૂષ કેહેવાય! જે ક્ષત્રિયમાં અધમ પુરૂષ પોતે અશકત હોવાથી બીજાઓના પરાક્રમનો આશ્રય કરીને શત્રુને યુદ્ધ કરવા બોલાવે તે લોકમાં અધમ કહેવાય છે! હે મૂઢ, તેમજ કુત્સિત પુરૂષ એવો તું બીજાઓના પરાક્રમનો આશ્રય કરી પોતાને પરાક્રમી માનીને શત્રુ એવા અમને તિરસ્કાર કરવા ઇચ્છે છે! અરે! તું સર્વ રાજાઓમાં અવસ્થાએ કરી વૃદ્ધ, સર્વેનાં હિત ઇચ્છનાર તથા જીતેંદ્રિય મહા બુદ્ધિમાન્ ભીષ્મને તેના મરણ વાસ્તે દીક્ષા કરાવીને શું ફોકટ ફુલાય છે! હે દુર્બુદ્ધિ, હે કુળમાં કજ્જળરૂપ દુર્યોધન, તારો સર્વ અભિપ્રાય અમે જાણ્યો છે; જે પાંડવો દયાને લીધે ભીષ્મને મારશે નહીં! પણ હે ધૃતરાષ્ટ્રના પુત્ર, તું જે ભીષ્મના પરાક્રમનો આશ્રય કરી ફુલાય છે, તેને હું સર્વ ધનુષ ધારણ કરનાર યોદ્ધાઓના જોતાં પ્રથમજ નાશ કરીશ! હે કપટી ઉલૂક, તું વળી મારા કેહેવાથી કેહેજે કે, તારા કેહેવા પ્રમાણેજ અર્જુને કબૂલ કરયુ છે, ને કેહેવરાવ્યું છે કે, આવતી પ્રાતઃકાળે યુદ્ધ થશે! હે મંદ, તનેઅત્યંત પરાક્રમિ તથા સત્યવાદિ ભીષ્મે કૌરવની મધ્યમાં તમને હર્ષ ઉપજાવતાં, હું સૃંજય તથા શાલ્વેયની સેનાને નાશ કરીશ, કેમકે એ સર્વ ભાર મારી ઉપરજ છે, કારણ દ્રોણ વગર પણ સર્વ લોકને નાશ કરૂં એવો છું, માટે તને પાંડવોથી કશો ભય નથી એમ કહ્યું છે; તેથી તારા મનમાં મને રાજ્ય મળ્યું ને પાંડવો આપત્તિને પામ્યા છે એમ અભાવ થયો છે! પણ ગર્વથી ભરેલો તું પોતામાં રહેલા અનર્થને જોતો નથી, માટે હું રાજાઓના સમૂહમાં

તારા જોતાં પ્રથમ ભીષ્મનેજ મારીશ! હે દુર્યોધન, આવતી કાલે સર્યોદય વેળાએ સેનાની રચના કરી હશે જેણે એવા ધ્વજયુક્ત રથવાળા ભીષ્મને જોઇને, તમે સર્વ તેની રક્ષા કરજો, કેમકે તમારા સર્વના જોતાં હું બાણે કરી તેને રથમાંથી પાડીશ! હે ઉલૂક, જ્યારે હું આવતી કાલે સવારે મારા બાણના સમૂહે કરી ભીષ્મને આચ્છાદન કરીશ, ત્યારે તેને જોઇને દુર્યોધનને પોતાનાં કહેલાં વાક્યની ખબર પડશે! વળી દુર્યોધનને કેહેજે કે હે દુર્યોધન, તારી સભામાં ક્રોધ પામેલા ભીમસેને, હીગણા દેહવાળા, અધર્મજ્ઞ, નિત્ય વૈરી તથા નૃશંસની પેઠે પાપ બુદ્ધિવાળા તારા ભાઇ દુઃશાસનને જે પ્રતિજ્ઞા કરી કહ્યું છે, તેને સત્ય થયેલી થોડા વખતમાં તું જોઇશ! અભિમાન, દર્પ, ક્રોધ, કઠોર બોલવાપણું, સ્નેહ રહિતતા, બીજાઓને તિરસ્કાર કરવો, હુંજ જ્ઞાતા શૂરવીર છું એમ જાણવું, નિર્દયપણું, તીક્ષ્ણતા, ધર્મનો દ્વેષ કરવો, અધર્મ, ધર્મિષ્ઠને અધર્મિ કહેવા, વૃદ્ધના વાક્યને ઉલ્લંઘન કરવું, કર્ણાદિ જય મેળવશેજ એવી બુદ્ધિ, સેનાનું અધિકપણું તથા અમને છેટે કાઢી મૂકવા ઈત્યાદિ સર્વ દુર્ગુણ તારામાં રહ્યા છે, માટે તેનું તીવ્ર ફળ તું થોડા દિવસમાં નજરે જોઈશ! હે નરાધમ, હે મૂઢ, શ્રીકૃષ્ણ સહિત હું તારી ઉપર ક્રોધ પામ્યો છું, માટે હવે તુને જીવવાની તથા રાજ્યની આશા શા કારણથી રહે છે? રે! જ્યારે યુદ્ધમાં ભીષ્મ તથા દ્રોણ શાંત થશે અને સૂત પુત્ર કર્ણને અમે પાડશું, ત્યારે તને જીવવામાં, રાજ્યમાં તથા પુત્રો વિષે નિરાશપણું પ્રાપ્ત થશે! વળી હે દુર્યોધન, જ્યારે તું પોતાના ભાઇ તથા પુત્રનું મૃત્યુ સાંભળીશ અને ભીમસેનથી હણાઇ પૃથ્વીઉપર પડીશ, ત્યારે પોતાના દુષ્કર્મને સંભારીશ! હે ઉલૂક, હું આ ઉપરાંત બીજી કંઈ પણ પ્રતિજ્ઞા કરતો નથી, ફક્ત અમારા કેહેવા પ્રમાણેજ થશે એ સત્ય કહું છું! હે ધૃતરાષ્ટ્ર, એ પ્રમાણે અર્જુનના કેહેવા પછી યુધિષ્ઠિરે ઉલૂકને કહ્યું કે હે ઉલૂક, તું દુર્યોધન પાસે જઈને મારા કેહેવા પ્રમાણે તેને કેહેજે કે હે દુર્યોધન, તું પોતાનાં આચરણે કરી મારા આચરણની બરાબરી કરવા યોગ્ય નથી; કેમકે સત્ય તથા અનૃતમાં ઘણો ફેર છે તે હું જાણું છું! હું ક્યારેપણ કીટ તથા કીડીના વિનાશને ઇચ્છતો નથી, ત્યારે પોતાની જ્ઞાતિના વધને તો કેમજ ઇચ્છું! હે દુર્બુદ્ધિવાળા, હું મ્હોટું એવું તારૂં દુઃખ નજરે ન જોઉં, તે સારૂ મેં તારી પાસે પાંચ ગામની માગણી કરી; પણ કામનાથી વ્યાપ્ત મન વાળો તું મૂઢપણાથી બકવાદ કરે છે, ને શ્રી કૃષ્ણનાં હિતરૂપ વાક્યને પણ માન કરતો

નથી! માટે હવે આ વખતે તને વધારે કહેવું તેથી શું, વાસ્તે બાંધવ સહિત યુદ્ધ કર! હે કપટી ઉલૂક, મારૂં અપ્રિય કરનાર કૌરવ દુર્યોધનને વળી કેહેજે કે, મેં તારાં કેહેવરાવેલાં સર્વ વાક્ય સાંભળ્યાં, ને તેનું તાત્પર્ય જાણ્યું; માટે તારા મત પ્રમાણે થાઓ! હે ધૃતરાષ્ટ્ર, ત્યારપછી વળી ભીમસેને ઉલૂકને કહ્યું કે હે ઉલૂક, મારા કેહેવા પ્રમાણે પાપ બુદ્ધિમાન, શઠ, દુરાચરણ કરનાર, પાપી તથા કપટી દુર્યોધનને કેહેજે કે હે મનુષ્યમાં અધમ, તને તો ગૃધ્ર પક્ષીના ઉદરમાં વસવું પ્રાપ્ત થશે અથવા હસ્તિનાપુરમાં વસવું પ્રાપ્ત થશે! હે દુષ્ટ, મેં સભામાં જે પ્રતિજ્ઞા લીધી છે તે હું સત્ય કરીશ એમ ખરેખર તારા સોગન લઇ કહું છું કે, હું યુદ્ધમાં તારા સાથળના ઉપલા ભાગનાં બે અસ્થિને ભાગી તથા તારા ભાઇયોને નાશ કરી અને દુઃશાસનને મારી તેના શરીરના રૂધિરનું પાન કરીશ! હે દુર્યોધન, હું સર્વ ધૃતરાષ્ટ્રના પુત્રનો મૃત્યુ છું તથા સર્વ રાજપુત્રનો અભિમન્યુ મૃત્યુ છે, માટે પરાક્રમે કરી સર્વને સંતોષ પમાડીશ! હે સુયોધન, વળી વાક્ય કહું તે સાંભળ—હું ભાઇયો સહિત તને નાશ કરીને યુધિષ્ઠિરને જોતાં મારા પગે કરી તારા મસ્તકને આક્રમણ કરીશ! હે ધૃતરાષ્ટ્ર રાજા, એપ્રમાણે ભીમસેન કહી નિવૃત્ત થયા, ત્યારપછી નકુળે ઉલૂકને કહ્યું કે હે ઉલૂક, તું મારા કેહેવાથી ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધનને કેહેજે કે, તેં જે સર્વ વાક્ય કેહેવરાવ્યાં, તે સાંભળ્યાં, ને તારા કેહેવા પ્રમાણેજ કરીશ! હે મહારાજ, ત્યારકેડે સહદેવે પણ ઉલૂકને અર્થયુક્ત વચન કહ્યાં કે હે ઉલૂક, તું દુર્યોધનને કેહેજે કે હે મહારાજ સુયોધન, તારી મતિમાં જે ઉત્સાહ છે તે ઉલટો થશે, તેથી પુત્ર, જ્ઞાતિ તથા બાંધવજન સહિત તું ખેદ કરીશ; કારણ હર્ષથી અમારા ક્લેશને બકી સંભળાવે છે! હે ધૃતરાષ્ટ્ર, ત્યારપછી વૃદ્ધ એવા વિરાટ તથા દ્રુપદ રાજાએ ઉલૂકને કહ્યું કે હે ઉલૂક, તું દુર્યોધનને કેહેજે કે, અમે સાધુ પુરૂષના દાસપણાની ઇચ્છા રાખીયે છીયે, કેમકે અમારી એવીજ મતિ છે; પણ અમે દાસ છીએ અથવા અદાસ છીયે, તથાપિ તારૂં જે પરાક્રમ છે, તે આવતી કાલે જોઇશું! હે વૈચિત્રવીર્ય, ત્યારકેડે શિખંડિએ ઉલૂકને આવી રીતે કહ્યું કે હે ઉલૂક, તારે મારા કેહેવાથી સદૈવ પાપને વિષે પ્રીતિમાન દુર્યોધન રાજાને કેહેવું કે હે રાજા, તું રણસંગ્રામમાં દારૂણ એવું કર્મ કરતા એવા મને જોઇશ, ને જેના બળનો આશ્રય કરી વિજય મેળવવા ઇચ્છે છે, તે તારા પિતામહ ભીષ્મને હું રથમાંથી પાડીશ; કેમકે વિધાતાએ મને તેનો નાશ કરવા સારૂજ ઉત્પન્ન કર્યો છે,

માટે સર્વ ધનુષ ધારણ કરનારાઓના જોતાં તેમ કરીશ! હે ધૃતરાષ્ટ્ર રાજા, ત્યાર કેડે ધૃષ્ટદ્યુમ્ને પણ ઉલૂકને કહ્યું કે હે ઉલૂક, તારે મારા કેહેવાથી રાજપુત્ર દુર્યોધનને કેહેવું કે, હું, ગણ તથા બાંધવ સહિત દ્રોણને નાશ કરીશ, કારણ પિતાનું વૈર સૌએ લેવું એ યોગ્ય છે; માટે અવશ્ય તેમ કરીશ, ને યુદ્ધમાં જેવું કર્મ બીજો કોઇ નહીં કરી શકે તેવું કર્મ પણ કરીશ! હે ધૃતરાષ્ટ્ર રાજા, ધૃષ્ટદ્યુમ્નના કેહેવા પછી યુધિષ્ઠિર રાજાએ દયાને લીધે ઉલૂકને શ્રેષ્ઠ વચન કહ્યાં કે હે ઉલૂક, તું મારા કેહેવાથી દુર્યોધનને કેહેજે કે હે દુષ્ટ બુદ્ધિવાળા રાજા, હું જ્ઞાતિનો વધ થાય એમ કદિ ઇચ્છતો નથી; ને કેવળ તારાજ દોષને લીધે સર્વનો વિનાશ થશે એમ સ્પષ્ટ દેખાય છે! હે ઉલૂક, હવે તારે ઇચ્છા હોયતો તું જલદી કૌરવો પાસે જા અથવા અહી રહે; કેમકે અમેપણ તારા સંબંધિ છીયે. હે રાજા ધૃતરાષ્ટ્ર, એપ્રમાણે યુધિષ્ઠિર રાજાનાં વચન સાંભળી તેની રજા લઇને, ઉલૂક જ્યાં દુર્યોધન રાજા હતો, ત્યાં તેની પાસે ગયો. ને તેણે મહા ક્રોધિ એવા તેને અર્જુન, શ્રીકૃષ્ણ, ભીમસેન, યુધિષ્ઠિર, નકુળ, વિરાટ, દ્રુપદ, સહદેવ, ધૃષ્ટદ્યુમ્ન તથા શિખંડિએ કહેલા સંદેશા તથા તેમનાં પરાક્રમ સર્વ યથાર્થ કહ્યાં. તે સાંભળીને કુરૂકુળમાં શ્રેષ્ઠ દુર્યોધને કર્ણ, શકુનિ તથા દુઃશાસનને કહ્યું કે, જેવી રીતે આવતી કાલે સૂર્યોદય થયા પેહેલાં સર્વ સૈનિક પુરૂષ યુદ્ધ માટે સજ્જ થઇ ઉભા રેહે, તેવી રીતે આપણા તથા મિત્રના સૈન્યને હુકમ કરો. હે ધૃતરાષ્ટ્ર, એ પ્રમાણે દુર્યોધનનાં વચન સાંભળીને કર્ણના કેહેવાથી અનેક દૂતો રથ, સાંઢ, હાથી તથા ઘોડાઓ ઉપર બેસીને ઉતાવળથી સર્વ સેનામાં, આવતી કાલે સૂર્યોદય પેહેલાં યુદ્ધમાં સર્વ રાજાઓનો સમાગમ થશે, માટે સૌએ સજ્જ રેહેવું એમ આજ્ઞા આપતાં ચોતરફથી ગયા.

तूर्णंपरिययुःसेनां कृत्स्नांकर्णस्यशासनात् ।
आज्ञापयंतोराज्ञश्च योगःप्रागुदयादिति ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि उलूकदूतागमनपर्वणि उलूकाख्याने गुर्जरभाषायां त्रिषष्ट्यधिकशततमोऽध्यायः ॥१६३॥

---

संजयउवाच ॥ उलूकस्यवचःश्रुत्वा कुंतीपुत्रोयुधिष्टिरः ।
सेनांनिर्यापयामास धृष्टद्युम्नपुरोगमां ॥१॥

સંજય કેહે છે—હે ધૃતરાષ્ટ્ર રાજા, હવે ઉલૂકનાં વચન સાંભળીને યુધિ-

ષ્ઠિર રાજાએ ધૃષ્ટદ્યુમ્ન જેમાં મુખ્ય હતો એવી પદાતિ, હસ્તિ, રથ તથા અશ્વના સમુદાયરૂપ ચાર પ્રકારના બળવાળી, ભયંકર, પૃથ્વીની પેઠે અકંપ, અર્જુન તથા બીજાપણ મહારથિ સહિત ભીમસેનાદિએ રક્ષા કરેલી, ધૃષ્ટદ્યુમ્નને વશ એવી, શત્રુએ દુ:ખે કરી પણ જેમાં પ્રવેશ થઈ શકે નહીં એવી તથા સમુદ્રના પ્રવાહ સરખી પોતાની સેનાને રણ ભૂમી પ્રત્યે જવા રવાને કરી. ત્યારે મ્હોટા ધનુષવાળો, યુદ્ધમાં દુર્મદ તથા દ્રોણને મારવાની ઇચ્છાવાળો પંચાળ દેશનો રાજા ધૃષ્ટદ્યુમ્ન, પોતે સર્વ સેનાની અગાડી થઇ તેને પોતાની વાંસે ચલાવવા લાગ્યો. તે વેળા તેણે જેમાં જેવું બળ તથા ઉત્સાહ હતો તેવી રીતે રથિ પુરૂષોને આજ્ઞા આપી તે આવી રીતે કે, અર્જુને કર્ણ, ભીમસેને દુર્યોધન, ધૃષ્ટકેતુએ શલ્ય, ઉત્તમૌજાએ કૃપાચાર્ય, નકુળે અશ્વત્થામા, શૈબ્યે કૃતવર્મા, વૃષ્ણિ કુળમાં ઉત્પન્ન થયેલા યુયુધાને જયદ્રથ, શિખંડીએ ભીષ્મ, સહદેવે શકુનિ, ચેકિતાને શલ, દ્રૌપદીના પાંચ પુત્રે ત્રિગર્ત દેશના યોદ્ધાઓ અને સુભદ્રાના પુત્ર અભિમન્યુએ વૃષસેન તથા બાકીના સર્વ રાજાઓ સાથે યુદ્ધ કરવું. હે ધૃતરાષ્ટ્ર, ધૃષ્ટદ્યુમ્ને અભિમન્યુને સર્વ રાજાઓ સાથે યુદ્ધ કરવું એમ કહ્યું તેનું કારણ એકે-તે તેને યુદ્ધમાં અર્જુન કરતાં પણ અધિક સમર્થ તથા હિત કરનાર માનતો હતો. હે રાજા, એ પ્રમાણે શત્રુ પક્ષના યોદ્ધાઓને મારવા સારૂ પોતાના પક્ષના યોદ્ધાઓનો વિભાગ કરી તથા જૂદા જૂદા એકઠા મેળવીને અગ્નિની જ્વાળા સરખા વર્ણવાળા અને મ્હોટું ધનુષ ધારણ કરનાર ધૃષ્ટદ્યુમ્ને "દ્રોણાચાર્યે પોતાનો વિભાગ કલ્પના કર્યો." દ્રોણાચાર્યને મારવાનું કબૂલ કર્યું. ત્યાર પછી મ્હોટું ધનુષ ધારણ કરનાર, સેનાપતિ, બુદ્ધિમાન્ તથા યુદ્ધ કરવાનું મન કર્યું હતું જેણે એવો ધૃષ્ટદ્યુમ્ન, વિધિપૂર્વક વ્યૂહરચના કરી યથાયોગ્ય પાંડવ સેનાની યોજના કરીને, પાંડવ પુત્રોના જય વાસ્તે સજ્જ થઇ રણભૂમી વિષે આવી ઊભો.

यथोद्दिष्टानिसैन्यानि पांडवानामयोजयत् ।
जयायपांडुपुत्राणां यत्तस्तस्थौरणाजिरे ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि उलूकदूतागमनपर्वणि सैनापतिनियोगे गुर्जरभाषायां चतुःषष्ट्यधिकशततमोऽध्यायः ॥१६४॥

---

॥ समाप्तंचउलूकदूतागमनपर्वणि ॥

## ॥ अथरथातिरथसंख्यानपर्वणि ॥

**धृतराष्ट्रउवाच** ॥ प्रतिज्ञातेफाल्गुनेन वधेभीष्मस्यसंयुगे ।
किमकुर्वतमेमंदाः पुत्रादुर्योधनादयः ॥१॥

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે સંજય, અર્જુને યુદ્ધમાં ભીષ્મને મારવાની પ્રતિજ્ઞા લીધી, ત્યારપછી મંદ એવા દુર્યોધનાદિ મારા પુત્રોએ શું કર્યું ? હે સૂત, વાસુદેવની સહાયતાવાળા તથા દૃઢ ધનુષ ધરનાર અર્જુને સંગ્રામમાં મારા પિતારૂપ ગંગા પુત્ર ભીષ્મને માર્યાજ છે એમ હું માનું છું ! અત્યંત જ્ઞાનવાન, મ્હોટા ધનુષધારી તથા પ્રહાર કરનારાઓમાં શ્રેષ્ઠ ભીષ્મે અર્જુને કેહેવરાવેલાં વચન સાંભળીને દુર્યોધનને શું કહ્યું ? અને કૌરવ પક્ષમાં ધુરંધર, મહા બુદ્ધિમાન્ તથા પરાક્રમી ભીષ્મે સેનાપતિપણાને પામીને શું કર્યું ? તે કહે. વૈશંપાયન કહે છે–હે જનમેજય, એ પ્રમાણે ધૃતરાષ્ટ્રે પૂછ્યું ત્યારપછી સંજય, કુરૂકુળમાં વૃદ્ધ તથા મહા તેજસ્વિ ભીષ્મે જેવી રીતે કહ્યું હતું, તેવી રીતે સર્વ તેને કેહેવા લાગ્યો કે હે રાજા, શંતનુના પુત્ર ભીષ્મ સેનાપતિપણાને પામી, શક્તિ ધારણ કરનાર સેનાપતિ કાર્ત્તિકસ્વામિને નમસ્કાર કરીને, દુર્યોધનને હર્ષ ઉપજાવતાં કેહેવા લાગ્યા કે, હે દુર્યોધન, હું તારો સેનાપતિ થઇશ એમાં સંશય નથી; ને સેનાના કામમાં, વિવિધ પ્રકારની વ્યૂહરચના કરવી તેમાં અને પગાર દાખલ ચાકરો તથા મિત્રતાથી આવેલાઓ પાસે કામ કરાવવામાં ચતુર છું. વળી યુદ્ધ માટે જવા વખતે, યુદ્ધ વખતે તથા શત્રુના શસ્ત્રને પાછા વાળવા વખતે જે કરવાનું, તે પણ સર્વ બૃહસ્પતિની પેઠે હું જાણું છું. વળી હું દેવતા, ગંધર્વ તથા મનુષ્ય સરખી સેનાની રચના કરવાના આરંભને પણ જાણું છું, માટે તેણે કરી પાંડવોને મોહ પમાડીશ; વાસ્તે તારો સર્વ તાપ નિવૃત્ત પામો. હે રાજા, હું યથાર્થ મન લગાડીને, તારી સેનાનું પાળન કરતાં યુદ્ધ કરીશ ! માટે તારા મનનો સંતાપ જાઓ. દુર્યોધને કહ્યું કે હે ગંગા પુત્ર મહાબાહુ ભીષ્મ, સમસ્ત દેવતા તથા અસુરોથી પણ મને ભય નથી એ હું સત્ય કહુંછું; ત્યારે દુર્ધર્ષ એવા તમે મારા સેનાપતિ થયાછો અને પુરૂષમાં સિંહરૂપ તથા યુદ્ધમાં હર્ષ પામનાર દ્રોણાચાર્ય સેનામાં ઉભા રહેશે માટેહવે ભય શાનોજ હોય. હે કુરૂ શ્રેષ્ઠ, પુરૂષમાત્રમાં અગ્રણી તમે બેઉ જણ મારા પક્ષમાં ઉભા છો, માટે અવશ્ય મારો જય થશે; કેમકે મને દેવતાનું રાજ્યપણ દુર્લભ નથી એમ હું માનુંછું. હે કુરૂકુળમાં ઉત્પન્ન

થયેલા ભીષ્મ, પોતાના તથા શત્રુના રથિ અને અતિરથિ પુરૂષની સમગ્ર સંખ્યા, આ સર્વ પૃથ્વીનું પાળન કરનાર રાજાઓ સહિત હું સાંભળવા ઇચ્છુંછું; કેમકે તે સંખ્યા કેહેવામાં તમે કુશળ છો. ભીષ્મ કહે છે હે રાજેંદ્ર, હે પૃથ્વીનું પાળન કરનાર, હે ગાંધારીના પુત્ર દુર્યોધન, તારી સેનામાં જે રથિ તથા અતિરથિ છે તેના રથ હજારો, લાખો તથા કરોડો છે, પણ તેમાં જે મુખ્ય છે તે હું તને કહું તે તું સાંભળ—પ્રથમ તો દુઃશાસનાદિ સો ભાઇયો સહિત તું રથિ પુરૂષમાં શ્રેષ્ઠ છે. હે દુર્યોધન, અસ્ત્રવિદ્યા શીખેલા, રથના ઉપસ્થ ભાગને વિષે, હસ્તિના કાંધને વિષે તથા ગદા પ્રાસ, તલવાર અને ઢાલને વિષે છેદ તથા ભેદ કરવામાં ચતુર. શત્રુને નિયમમાં રાખનાર, પ્રહાર કરનાર, ભાર સહન કરનાર, બાણ તથા અસ્ત્ર વિદ્યામાં દ્રોણ તથા કૃપાચાર્યના શિષ્ય, પાંડવો સાથે વૈર કરેલા અને મનસ્વિ એવા આ ધૃતરાષ્ટ્રના સર્વ પુત્ર સંગ્રામમાં દુર્મદ એવા પાંચાલ દેશના યોદ્ધાઓને નાશ કરશે. હે ભરતકુળમાં શ્રેષ્ઠ, તેમજ તારી સેનાનો અધિપતિ હું પાંડવોને નહીં ગણકારીને, તારા શત્રુને નાશ કરીશ; મારા પોતાના ગુણ મોઢેથી કેહેવા યોગ્ય નથી, કેમકે તે તું જાણેજ છે. શસ્ત્ર ધારણ કરનારમાં શ્રેષ્ઠ, ભોજ કુળમાં ઉત્પન્ન થયેલા, અસ્ત્રવિદ્યા જાણનાર પુરૂષોથી સહન ન થાય એવા, શત્રુને દૂર ફેંકનાર તથા દૃઢ આયુદ્ધવાળા કૃતવર્મા અતિરથિ છે; જે સંગ્રામમાં તારા અર્થની સિદ્ધિ અને તારા શત્રુની સેનાને જેમ ઇંદ્ર દૈત્યોનો નાશ કરે તેમ નાશ કરશે, એમાં સંશય નથી. મ્હોટા ધનુષવાળો મદ્ર દેશનો રાજા શલ્ય અતિરથિ છે એમ હું માનું છું; જે પોતાના ભાણેજ પાંડવોનો ત્યાગ કરી રણમાં વારંવાર શ્રીકૃષ્ણની સાથે સ્પર્દ્ધા રાખે છે. માટે સમુદ્રની લેહેર સરખાં બાણે કરી શત્રુને ડૂબાવતો હોય શું એમ મહારથિ પાંડવો સાથે યુદ્ધ કરશે. અસ્ત્રવિદ્યા શિખેલો, તારૂં હિત ઇચ્છનાર, તારો સ્નેહિ તથા મ્હોટા ધનુષવાળો સોમદત્તનો પુત્ર ભૂરિશ્રવા અતિરથિ છે; જે તારા શત્રુના સૈન્યનો મ્હોટો વિનાશ કરશે- શત્રુના શૂરવીર પુરૂષોને નાશ કરનાર સિંધુ દેશનો રાજા જયદ્રથ દ્વિરથ છે, જેણે દ્રૌપદીના હરણ વેળાએ પાંડવોએ આપેલા કલેશને સ્મરણ કરી, દારૂણ તપ કરી પાંડવો સાથે યુદ્ધ કરવા સારૂ શ્રેષ્ઠ વરદાન મેળવ્યું છે માટે રથિ પુરૂષમાં સિંહરૂપ તે, પોતાના વૈરને સ્મરણ કરી, દુસ્ત્યજ પ્રાણનો ત્યાગ કરતાં પાંડવો સાથે યુદ્ધ કરશે.

सएषरथशार्दूल स्तद्वैरंसंस्मरन्रणे ।

योत्स्यतेपांडवैस्तात प्राणांस्त्यकत्त्वासुदुस्त्यजान् ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि रथातिरथसंख्यानपर्वणि गुर्जरभाषायां पंचषष्ठ्यधिकशततमोऽध्यायः ॥१६५॥

---

**भीष्मउवाच** ॥ सुदक्षिणस्तुकांबोजो रथएकगुणोमतः ।
तवार्थसिद्धिमाकांक्ष न्योत्स्यतेसमरेपरैः ॥१॥

ભીષ્મ કહે છે–હે દુર્યોધન, કાંબોજ દેશનો રાજા સુદક્ષિણ રથિ છે, જે તારા અર્થની સિદ્ધિની આકાંક્ષા રાખીને, સંગ્રામમાં શત્રુ સાથે યુદ્ધ કરશે. હે રાજા, રથિ પુરૂષમાં સિંહ સરખા તથા અત્યંત વેગથી પ્રહાર કરનાર તેના પરાક્રમને અને તેના રથની પાછળ તીડ નામના જંતુની પેઠે ચાલનાર તેના દેશના યોદ્ધાઓને કૌરવો જોશે. હે શત્રુને દમન કરનાર, માહિષ્મતીપુરીમાં રેહેરનાર તથા નીલ કવચ પેહેરનાર નીલરાજા રથિ છે, જેણે પૂર્વે સહદેવ સાથે વૈર કર્યું છે; માટે તારે વાસ્તે રથના સમુદાય યુક્ત થઇ સંગ્રામમાં શત્રુઓનો વિનાશ કરશે. હે તાત, યુદ્ધ કરવામાં કુશળ, દૃઢ વીર્ય તથા પરાક્રમવાળા, પુરૂષમાં સિંહરૂપ અને યુદ્ધની ઇચ્છા રાખનારા અવંતિ પુરીના રાજા વિંદ તથા અનુવિંદ પણ રથિ પુરૂષમાં શ્રેષ્ઠ છે, જેઓ પોતાની સેનામાં હસ્તિની પેઠે વિચરતા કાળની પેઠે ગદા, પ્રાસ, તલવાર, નારાચ અને ભાલાએ કરી શત્રુની સેનાને નાશ કરશે, ત્રિગર્ત દેશના રાજા પાંચ ભાઇયો પણ રથિમાં શ્રેષ્ઠ છે; જેણે પૂર્વે વિરાટના શેહેર વિષે પાંડવો સાથે વૈર કરેલું છે. માટે હે રાજા, તે પાંચેજણ, જેમ ઉદ્ધત લેહેરવાળી ગંગાને મગરમચ્છ ક્ષોભ પમાડે, તેમ યુદ્ધમાં ઊંચી ધ્વજાવાળી પાંડવની સેનાને ક્ષોભ પમાડશે. વળી સત્યરથ જેમાં શ્રેષ્ઠ છે એવા તે પાંચે ભાઇયો, પૂર્વે જ્યારે ભીમસેનના નાના ભાઇ અર્જુન દિશા જીતવા ગયા હતા, ત્યારે તેણે તેમનું જે અપ્રિય કર્યું છે, તેને સંભારીને પાંડવના શ્રેષ્ઠ એવા ધુરંધર મહારથિયોને નાશ કરશે. હે દુર્યોધન, પુરૂષમાં સિંહરૂપ, સંગ્રામમાંથી નહીં ભાગનાર, યુવાવસ્થાવાળા, કોમળ અંગવાળા, મ્હોટા દેહવાળા, યુદ્ધ કરવાની રીતિને જાણનાર, સર્વને નિયમમાં રાખનાર, ક્ષત્રિય ધર્મમાં તત્પર અને શૂરવીર તારો પુત્ર લક્ષ્મણ તથા દુ:શાસનનો પુત્ર, એ બેઉ રથિ પુરૂષમાં શ્રેષ્ઠ છે; માટે મ્હોટું પરાક્રમ કરશે. હે મહારાજ, હે મનુષ્યમાં શ્રેષ્ઠ, દંડધાર પણ રથિ છે, જે પોતાના સૈન્યથી રક્ષિત થઇને તારા સંગ્રામમાં યુદ્ધ કરશે. હે તાત, રથિ પુરૂષમાં શ્રેષ્ઠ, મ્હોટા વેગ તથા પરાક્રમ

વાળો ઉગ્ર આયુદ્ધ વાળો, મ્હોટા ધનુષ વાળો અને ધૃતરાષ્ટ્રના પુત્રોના હિતમાં આસક્ત કોશળ દેશનો રાજા બૃહદ્બળ રથિ છે એમ મારો મત છે, જે પોતાના બંધુઓને હર્ષ પમાડતાં સંગ્રામમાં યુદ્ધ કરશે. હે રાજા, કાર્તિકસ્વામિની પેઠે અજેય અને ગૌતમ જે શરદ્વાન તેના શર નામના તૃણના ઝુંબડામાંથી ઉત્પન્ન થયેલા પુત્ર કૃપાચાર્ય અતિરથિ છે; જે પોતાના પ્રિય પ્રાણનો ત્યાગ કરતાં તારા શત્રુને નાશ કરશે, ને એ કૃપાચાર્ય સંગ્રામમાં વિવિધ આયુધ તથા ધનુષવાળી ઘણી સેનાને અગ્નિની પેઠે બાળતાં ફરશે.

एषसेनाःसुबहुला विविधायुधकार्मुकाः ।
अग्निवत्समरेतात चरिष्यतिविनिर्दहन् ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि रथातिरथसंख्यानपर्वणि गुर्जरभाषायां षट्षष्ठ्यधिकशततमोऽध्यायः ॥१६६॥

---

भीष्मउवाच ॥ शकुनिर्मातुलस्तेसौ रथएकोनराधिप ।
प्रयुज्यपांडवैर्वैरं योत्स्यतेनात्रसंशयः ॥१॥

ભીષ્મ કહે છે—હે નરાધિપ, તારો મામો આ શકુનિ એક રથિ છે, જે પાંડવો સાથે વૈર યોજીને યુદ્ધ કરશે એમાં સંશય નથી; કેમકે તેની સંગ્રામમાં સામે ચાલનારી, વિવિધ આયુધે કરી વિસ્તારવાળી તથા વાયુ સરખા વેગવાળી સેના દુઃખે કરી સહન ન થાય એવી છે. હે મહારાજ, મ્હોટો ધનુષધારી, સર્વ ધનુષવાળામાં શ્રેષ્ઠ, સંગ્રામમાં વિચિત્ર તરેહથી યુદ્ધ કરનાર તથા દૃઢ અસ્ત્રવાળો દ્રોણાચાર્યનો પુત્ર અશ્વત્થામા મહારથિ છે; જેનાં અર્જુનના બાણની પેઠે ધનુષે કરી મૂકાયલાં બાણ એકઠાં મળીને જાય છે. હે દુર્યોધન, શૂરવીર, રથિ પુરૂષમાં શ્રેષ્ઠ તથા મહારથિ એવા અશ્વત્થામાની સંખ્યા કરવાને હું સમર્થ નથી, કેમકે ઇચ્છા કરેતો ત્રણ લોકને પણ બાળી ભસ્મ કરે એવો છે; કારણ આશ્રમવાસી ઋષીયોના ક્રોધ તથા તેજના સમુદાયરૂપ છે અને દ્રોણે દિવ્ય અસ્ત્ર શિખવવારૂપે અનુગ્રહ કરેલો છે, પણ હે ભરતકુળમાં શ્રેષ્ઠ, એમાં એક મ્હોટો દોષ છે તે એ કે, એ બ્રાહ્મણને જીવવું બહુ પ્રિય છે અને સદૈવ આયુષની ઇચ્છાવાળો છે; તેથી મારાથી રથિ છે કે અતિરથિ છે એમ કહી શકાતું નથી; પણ એના સરખો આપણી તથા પાંડવની સેનામાં બીજો કોઈ નથી; કેમકે સુંદર દેખાવવાળો એકલા રથે કરી દેવતાઓની સેનાને બાળી ભસ્મ કરે તથા

ધનુષના શબ્દે કરી પર્વતોને પણ વિદારણ કરે એવો છે. વળી હે ભારત, અસંખ્ય ગુણવાન, શૂરવીર, શત્રુને હણનાર, દારૂણ કાંતિવાળો, યમરાજાની પેઠે અસહ્ય, ક્રોધે કરી યુગાંતના અગ્નિ સરખો, સિંહ સરખા કાંધવાળો અને મ્હોટી કાંતિવાળો આ અશ્વત્થામા, કાળની પેઠે ફરશે ને યુદ્ધને અંતે અવશેષ રહેલા પાંડવ પક્ષના યોદ્ધાઓને નાશ કરશે. હે રાજા, એ અશ્વત્થામાના પિતા મ્હોટા તેજસ્વિ દ્રોણ અવસ્થાએ કરી વૃદ્ધ છે, પણ યુવાન પુરૂષોથી શ્રેષ્ઠ છે; માટે સંગ્રામમાં મ્હોટું કર્મ કરશે એમાં મને સંદેહ નથી. અસ્ત્રના વેગરૂપ વાયુથી વૃદ્ધિ પામેલા તથા સેના એજ તૃણરૂપી ઇંધનથી ઉઠેલા રક્ષિત એવા દ્રોણરૂપી અગ્નિ અતિરથિ છે; જે પાંડુરાજાના પુત્રની સેનાને બાળી ભસ્મ કરશે. વળી હે દુર્યોધન, મનુષ્યમાં શ્રેષ્ઠ ભરદ્વાજના પુત્ર દ્રોણાચાર્ય, યુદ્ધમાં મ્હોટું કર્મ તથા તારૂ હિત કરશે. વળી સર્વ રાજાઓના આચાર્ય તથા ગુરૂ અને અવસ્થાએ કરી વૃદ્ધ એવા આ દ્રોણાચાર્ય યુદ્ધમાં સંજયોનો અંત કરશે; જેને અર્જુન અત્યંત પ્રિય છે. માટે મ્હોટા ધનુષવાળા આ દ્રોણ અક્લિષ્ટ કર્મ કરનાર, પોતે વિદ્યા શિખવેલા, દેદિપ્યમાન તથા ગુણે કરી પોતે સ્વાધિન થયેલા અર્જુનને સ્મરણ કરી નાશ કરશે નહીં, કેમકે તેના ગુણના વિસ્તારથી વખણાય છે ને પોતાના પુત્ર કરતાં પણ અધિક માને છે. હે દુર્યોધન, ધનુષ ધારણ કરનાર મહા પ્રતાપિ દ્રોણાચાર્ય, સંગ્રામમાં દેવતા, ગંધર્વ તથા મનુષ્ય સર્વ એકઠા મળ્યા હોય, તોપણ તેમને એકલા અસ્ત્રે કરી નાશ કરે એવા છે. હે રાજા રાજાઓમાં સિંહ સરખો, મહારથિ તથા શત્રુના શૂરવીર રથિને પીડા આપનાર પૌરવ નામનો રાજા રથિ પુરૂષમાં શ્રેષ્ઠ છે એમ મારો મત છે; જે પોતાની મ્હોટી સેનાએ કરી શત્રુની સેનાને તાપ પમાડતો તથા તૃણમાં જેમ અગ્નિ ગતિ કરે, તેમ સેનામાં ગતિ કરતો પંચાળ દેશના યોદ્ધાઓને બાળી ભસ્મ કરશે. હે રાજા, સત્ય કીર્તિવાળો રાજપુત્ર બૃહદ્બળ એક રથિ છે, તે તારા શત્રુની સેનામાં કાળની પેઠે ફરશે; જેના વિચિત્ર કવચ તથા આયુદ્ધવાળા યોદ્ધાઓ સંગ્રામમાં તારા શત્રુઓને નાશ કરતા વિચરશે. મહારથિ તથા બળવાન્ પુરૂષોમાં શ્રેષ્ઠ કર્ણનો પુત્ર વૃષસેન તારી સેનામાંના રથિઓને વિષે મુખ્ય છે; જે તારા શત્રુના બળને બાળી ભસ્મ કરશે. હે રાજા, મ્હોટા તેજવાળો, તારા રથિમાં શ્રેષ્ઠ, શત્રુના પરાક્રમને નાશ કરનાર, હસ્તિ ઉપર બેસવામાં કુશળ, મહાબાહુ, પરાક્રમથી વિચિત્ર યુદ્ધ કરનાર તથા ભય વગરનો આ જળસંધ રાજા પણ રથિ છે એમ હું માનું છું; જે હસ્તિ અથવા રથ ઉપર બેસીને સંગ્રામમાં યુદ્ધ કરશે ને પોતાના પ્રાણનો ત્યાગ

કરશે. હે રાજા, સંગ્રામમાં પાછો નહીં હઠનાર, શૂરવીર તથા યમ રાજા સરખો બાહ્લિક અતિરથિ છે એમ મારો મત છે, જે સંગ્રામને પામીને કદિ પણ હઠશે નહીં અને વાયુની પેઠે શત્રુઓને નાશ કરશે. હે મહારાજ, મહારથિ, સંગ્રામમાં અદ્દભૂત કર્મ કરનાર તથા શત્રુના રથિ પુરૂષોને પીડા આપનાર તારી સેનાનો અધિપતિ સત્યવાન રથિ છે; જેના સંગ્રામને જો-વાથી કંઇપણ વ્યથા રેહેતી નથી. વળી રથ માર્ગમાં ઉભેલા શત્રુઓને વિષે હર્ષ પામતો જઈ પડે એવો પુરૂષમાં શ્રેષ્ઠ તે, મ્હોટા વિનાશ વેળાએ શ-ત્રુઓને વિષે તારા માટે સત્પુરૂષે કરવાં લાયક એવું કર્મ કરશે. હે રાજા, રાક્ષસોનો ઇંદ્ર, ક્રૂરકર્મા, મહારથિ, સર્વ રાક્ષસની સેનામાંના રથિયોમાં શ્રેષ્ઠ, માયાવી તથા દૃઢ વૈરવાન અલંબુષ રાક્ષસ, પોતાનાં પૂર્વનાં વૈરને સંભારીને સંગ્રામમાં શત્રુઓને નાશ કરતો વિચરશે. હે ગાંધારીના પુત્ર દુર્યોધન રાજા, પ્રાગ્જ્યોતિષપુરનો અધિપતિ ભગદત્ત રાજા મહા શૂરવીર, પ્રતાપિ, હસ્તિએ કરી યુદ્ધ કરવામાં કુશળ, પુરૂષમાં શ્રેષ્ઠ તથા રથિ વિષે-ના યુદ્ધમાં કુશળ છે, તેની સાથે પૂર્વે અર્જુને ઘણા દિવસ સુધી યુદ્ધ કર્યું હતું; જેમાં તે બેઉ પોતાના જયને ઇચ્છતા હતા. ત્યારપછી ઇંદ્રને પોતાનો સખા જાણીને તેણે, મહાત્મા અર્જુન સાથે મિત્રાઈ કરી છે, જે હસ્તિ ઉપર બેસવામાં કુશળ આ સંગ્રામમાં ઐરાવત ઉપર બેઠેલા દેવ-તાઓના રાજા ઇંદ્રની પેઠે યુદ્ધ કરશે.

एषयोत्स्यतिसंग्रामे गजस्कंधविशारदः ।
ऐरावतगतोराजा देवानामिववासवः ॥

इति श्रीमहाभारते उद्योगपर्वाणि रथातिरथसंख्यानपर्वणि गुर्जर-भाषायां सप्तषष्ट्यधिकशततमोऽध्यायः ॥१६७॥

---

भीष्मउवाच ॥ अचलोवृषकश्चैव सहितौभ्रातरावुभौ ।
रथौतवदुराधर्षौ शत्रुन्विध्वंसयिष्यतः ॥१॥

ભીષ્મ કહે છે—હે દુર્યોધન, દુરાધર્ષ એવા અચળ તથા વૃષક એ બે ભાઇયો તારા પક્ષના રથિ છે, તે મળીને શત્રુને નાશ કરશે; જેઓ બળવાન, પુરૂષમાં સિંહરૂપ, દૃઢ, ક્રોધિ, પ્રહાર કરનાર, ગાંધાર દેશના યોદ્ધાઓમાં મુખ્ય, યુવાન, જોવા લાયક સ્વરૂપવાળા તથા મહા બળવાન છે.

હે દુર્યોધન, તારો પ્રિય સખા, નિરંતર યુદ્ધમાં કર્કશ, તને પાંડવ
કરવામાં ઉત્સાહ કરાવનાર, પુરૂષ વચન બોલનાર, નીચ, તારો મં
બંધુ, જેના કેહેવા પ્રમાણે તું ચાલે છે એવો, માની, અત્યંત
મૂર્ખ અને નિરંતર નિંદક સૂર્ય પુત્ર કર્ણ, સંગ્રામમાં રથિ નથી ત
રથિ પણ નથી; કેમકે તેની સાથેજ ઉત્પન્ન થયેલાં કવચ તથા દિ
બે કુંડળ રહિત છે. હે રાજા, આ કર્ણ પરશુરામના શાપ, બ્રાહ્મ
પણ તથા દેહ સાથેજ ઉત્પન્ન થયેલાં કવચાદિથી રહિત હોવાને લ
ર્ધરથિ છે એમ હું માનું છું; માટે યુદ્ધમાં અર્જુનને પામી પાછો
કદિ પણ મૂકાશે નહીં, હે ધૃતરાષ્ટ્ર, એ પ્રમાણે ભીષ્મે કહ્યું ત્યાર
શસ્ત્ર ધારણ કરનારમાં શ્રેષ્ઠ દ્રોણે ફરીથી કહ્યું કે હે ભીષ્મ, જે
કહો છો, તેમ છે એમાં કંઇ પણ મિથ્યા નથી. નિંદક તથા ગા
અભિમાની છે, પણ સંગ્રામમાંતો વિમુખ થયેલો ઘણીવાર જોવા
વ્યો છે; માટે અર્ધ રથિજ છે એમ મારો પણ મત છે. હે ધૃતર
પ્રમાણે ભીષ્મનાં વચન સાંભળીને કર્ણ ક્રોધથી પોતાનાં નેત્ર ચઢા
ષ્મને ચાબુકની પેઠે વાણિએ કરી વ્યથા કરતો કેહેવા લાગ્યો કે હે
ભીષ્મ, તમે પગલે પગલે વગર અપરાધિ મને પોતાની ઇચ્છા પ્ર
દૈવ આવીજ રીતે વાણિરૂપી બાણે કરી વિંધો છે; પણ તેને હુ
દુર્યોધનને લીધેજ સહન કરૂં છું! તમે મને કુત્સિત પુરૂષની પેઠે
અર્ધ રથિ કહો છો; તેથી સર્વ જગત્ ભીષ્મ ખોટું બોલે નહીં એ
સર્વ મારી અવજ્ઞા કરશે! પણ તમે કૌરવના અહિત કરતા છો, તે
દુર્યોધન જાણતો નથી; કેમકે એમ ન હોયતો, જેમ સમાન ઉદાર
રાજાઓ વિષે ભેદ થાય એમ ઇચ્છનાર તમે તેમના ગુણની અદેખ
દ્વેષને ઇચ્છિ આવી રીતે ઉત્સાહને તોડોછો, તેમ બીજો કોણ
કુરૂકુળમાં ઉત્પન્ન થયેલા ભીષ્મ, તમે ઘણા વર્ષ સફેદ બાળ, ધણ
તથા બંધુઓને લીધે ક્ષત્રિયોની સંખ્યા કરવા યોગ્ય નથી; કેમકે
બળ પ્રધાન છે તથા બ્રાહ્મણોમાં મનસુબા કરવા એ પ્રધાન છે,
દ્રવ્ય પ્રધાન છે તથા શૂદ્રમાં અવસ્થા પ્રધાન છે! તમે તો પોતાની ઇ
માણે અમુક રથિ અને અમુક અતિરથિ એમ બોલો છો; તેથી કામ
ક્ત હોવાને લીધે માંહોમાંહી ભેદ કરો છો! હે મ્હોટી ભુજાવાળા, હે
સિંહરૂપ, હે રાજા દુર્યોધન, તું સારી રીતે ઝીણી નજરથી જો, દુષ્ટભાવ
ભીષ્મ તારૂં અપ્રિય કરનાર છે માટે એનો ત્યાગ કર; કેમકે પરંપરાર્થ

સેનામાં ભેદ થાય તો તેનું પાછું અનુસંધાન કરવું એ કઠિણ પડે છે, ત્યારે અનેક દેશની સેના મળીને એકજ કાર્ય કરવા સારૂ તૈયાર થઈ છે, તેમાં ભેદ થાયતો પછી તેનું અનુસંધાન કેમજ થાય ! હે ભારત, યુદ્ધને વિષે આ સર્વ યોદ્ધાઓમાં ભેદ ઉત્પન્ન થયો; કારણ આ ભીષ્મ પ્રત્યક્ષ અમારા ઉત્સાહને નાશ કરે છે! અરે ! રથિ તથા અતિરથિની સંખ્યા કરવાનું જ્ઞાન ક્યાં અને અલ્પ ચિત્તવાળા આ ભીષ્મ ક્યાં! "આ સર્વ ખોટું બોલે છે!" હું એકલો આ સર્વ પાંડવની સેનાને અટકાવીશ, અમોઘ બાણવાળા મને પામીને પંચાળ દેશના યોદ્ધાઓ સહિત તે પાંડવો, જેમ વૃષભો કેસરી સિંહને પામી દશ દિશાઓમાં ભાગી જાય, તેમ દશ દિશાઓમાં ભાગી જશે! અરે! યુદ્ધ, વિમર્દ તથા મનસુબાને વિષે બોલવું એ ક્યાં, અને અવસ્થા જેની જતી રહી છે એવા, મંદ અંતઃકરણવાળા તથા કાળે પ્રેરણા કરેલા આ ભીષ્મ ક્યાં! નિષ્ફળ દેખાવવાળા આ એકલા ભીષ્મ આખા જગત્ સાથે સ્પર્ધા કરે છે, ને જગતમાં પોતાવિના બીજા કોઇને પુરૂષ છે એમ માનતાજ નથી ! હે દુર્યોધન, વૃદ્ધોનાં વચન સાંભળવાં એમ શાસ્ત્રમાં કહ્યું છે, પણ અતિ વૃદ્ધ હોય તેનાં વચન ન સાંભળવાં; કેમકે તેતો બાળક સરખાજ છે એમ મારો મત છે! હે રાજાઓમાં સિંહરૂપ, યુદ્ધને વિષે હું એકલો પાંડવની સેનાને નાશ કરીશ, ને વિજયના યશને ભીષ્મ પામશે; કેમકે તેં એને સેનાપતિ કર્યા છે, માટે તે તેનેજ મળે, યોદ્ધાઓને મળે નહીં! પણ હે રાજા, જ્યાંસુધી ગંગાપુત્ર ભીષ્મ જીવતા હશે, ત્યાંસુધી હું કદિ યુદ્ધ કરીશ નહીં, ને જ્યારે નાશ પામશે, ત્યારપછી સર્વ મહારથિયોની સામે યુદ્ધ કરીશ! ભીષ્મે કહ્યું કે હે સૂત પુત્ર કર્ણ, સંગ્રામને વિષે ઘણા વર્ષનો ઇચ્છિત, મ્હોટો તથા સમુદ્ર સરખો દુર્યોધનનો આભાર મને પ્રાપ્ત થયો છે, તેને વહન કરવાનો, રૂવાટાંને હર્ષ ઉત્પન્ન કરે એવો આ પ્રચંડકાળ સમીપ આવ્યો છે; માટે મારે માંહોમાંહી ભેદ થાય એમ કરવું નથી, તેથીજ તું જીવે છે ! અરે ! હે સૂતજ, વૃદ્ધ એવો હું પરાક્રમથી બાળકરૂપ તને યુદ્ધ કરવામાં જે શ્રદ્ધા છે તેને તથા તારા જીવિતને આજ ભેદ કરતો નથી । રે ! પૂર્વે જમદગ્નિના પુત્ર પરશુરામે મારી ઉપર મ્હોટાં અસ્ત્ર મૂકયાં તેથી મને કંઇપણ વ્યથા થઇ નહીં. ત્યારે તું તે શું મને કરનાર છે ! હે નીચ, હે કુળમાં રજ સરખા કર્ણ, સત પુરૂષ પોતાના બળનું સ્તવન કરતાં પોતે કરેલા કાર્યની પ્રશંસા કરતા નથી; પણ અત્યંત તાપ પામેલો હું તને કહું છું કે, કાશિરાજાને ત્યાં સ્વયંવરને વિષે ક્ષત્રિય

રાજાઓ એકઠા મળ્યા હતા, તે સર્વને મેં એકજ રથે પરાજય કીધા ને તેની કન્યાને હરણ કરી! ત્યારપછી વળી એવીતો એકઠા મળેલા રાજાઓની હજારો સેનાને સંગ્રામમાં મેં એકલે પરાજય કરી છે! રે! કૌરવોને વૈર પુરૂષ એવો તું મળવાથીજ વિનાશ માટે મ્હોટું વૈર પ્રાપ્ત થયું; વાસ્તે હવે યત્ન કર અને પુરૂષ થા! હે નિરંતર દુષ્ટ બુદ્ધિવાળા કર્ણ, તું જે અર્જુન સાથે સ્પર્ધા કરે છે, તેની સાથે સંગ્રામમાં યુદ્ધ કર, તેનાથી જીવતો મૂકાઇશ તે હું જોઇશ! હે ધૃતરાષ્ટ્ર, એ પ્રમાણે ભીષ્મે કર્ણને કહ્યું, ત્યારે પ્રતાપિ તમારા પુત્ર દુર્યોધને ભીષ્મને કહ્યું કે હે ગંગાના પુત્ર ભીષ્મ, તમે મારી સામુ જૂવો * * મ્હોટું કામ તૈયાર થયું છે, માટે મારૂં કલ્યાણ થાય એવી રીતે એકાગ્ર મનથી તેનો વિચાર કરો. તમે બેઉ મારૂં મ્હોટું કામ કરશો; હું આપણા શત્રુમાંના રથિ, અતિરથિ તથા રથના યૂથને પાલન કરનારાઓ સાંભળવા ઇચ્છું છું. તેમજ હે કુરૂકુળમાં ઉત્પન્ન થયેલા ભીષ્મ, આપણા શત્રુનું બળાબળ પણ સાંભળવા ઇચ્છું છું; કેમકે આજની રાત્રિ નિવૃત્ત થશે એટલે આ યુદ્ધ થશે.

बलाबलममित्राणां श्रोतुमिच्छामिकौरव ।
प्रभातायांरजन्यांवै इदंयुद्धंभविष्यति ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि रथातिरथसंख्यानपर्वणि गुर्जरभाषायां अष्टषष्ट्यधिकशततमोऽध्यायः ॥१६८॥

---

भीष्मउवाच ॥ एतेरथास्तवाख्याता स्तथैवातिरथानृप ।
येचाप्यर्द्धरथाराजन् पांडवानामतःशृणु ॥१॥

ભીષ્મ કહેછે—હે રાજા દુર્યોધન, મેં તને તારા જે રથિ, અતિરથિ તથા અર્ધરથિ હતા, તે કહ્યા; ને જો પાંડવની સેના વિષે રથિ તથા અતિરથિની સંખ્યા સાંભળવાની ઇચ્છા હોય, તો હું કહું તે તું આ સર્વ રાજાઓ સહિત સાંભળ.—હે તાત, પાંડવ એવા કુંતિ પુત્ર યુધિષ્ઠિર રાજા, રથિ પુરૂષમાં ઉત્તમ છે; જે સંગ્રામમાં અગ્નિની પેઠે ફરશે. હે રાજેંદ્ર, દશ હજાર હસ્તિના બળ સરખો બળવાન, માની તથા તેજે કરી જાણે મનુષ્યજ નહીં એવો ભીમસેન અષ્ટરથિ છે; જેના સરખો યુદ્ધને વિષે ગદાયે કરી તથા બાણે કરી યુદ્ધ કરનાર બીજો કોઇ નથી. હે દુર્યોધન, પુરૂષમાં શ્રેષ્ઠ, અશ્વીનિકુમાર સરખા રૂપવાળા તથા તેજસ્વિ માદ્રીના પુત્ર નકુળ

તથા સહદેવ રથિ છે; જેઓ યુદ્ધમાં રૂદ્રની પેઠે વિચરશે એમાં મને કંઈ પણ સંદેહ નથી. હે રાજા, સર્વ પાંડવો મહાત્મા, નાગના સ્તંભ સરખા, સરલ દેહવાળા, બીજા પુરૂષો કરતાં અંગુઠા તથા તર્જનીના અંતર પ્રમાણે ઉંચા અને સિંહ સરખા બળવાન છે. વળી તેઓ બ્રહ્મચર્ય પાળી વેદ ભણેલા, તપસ્વિ, લજ્જાવાન, પુરૂષમાં સિંહરૂપ તથા વ્યાઘ્ર સરખા ઉત્કટ બળવાન છે. વળી હે ભરત કુળમાં શ્રેષ્ઠ, તેઓ વેગ, પ્રહાર તથા સંમર્દન વિષે સર્વ મનુષ્ય કરતાં અધિક છે; જેમણે દિગ્વિજયને વિષે સર્વ રાજાઓને જીત્યા છે. હે કૌરવ, એ પાંડવોના આયુધ, ગદા તથા બાણોને હાથમાં લઈ ફેંકવાને કોઇ પણ પુરૂષ સમર્થ નથી વળી વેગમાં, નિશાન પાડવામાં, મર્મસ્થાનને ભેદવામાં તથા પૃથ્વી ઉપર ઉભી મુષ્ટિએ કરી યુદ્ધ કરવામાં તેઓ બાળકપણાથીજ તમારા કરતાં અધિક છે ને વળી આપણા સૈન્યને પામીને અત્યંત બળોત્કટ થશે, તેથી સંગ્રામમાં વિનાશ કરશે; માટે તેમની સાથે તમે યુદ્ધ સમાગમ ન કરો. કેમકે હે રાજેંદ્ર, તે એક એકજણ સંગ્રામને વિષે સર્વ રાજાઓને હણે એવા છે; કારણ તેતો તેં રાજસુય યજ્ઞમાં પ્રત્યક્ષ જોયેલું છે. વળી તેઓ દ્રૌપદીના કેશને તથા દ્યૂતને વિષે તમોએ કહેલાં કઠોર વચનને સંભારીને, સંગ્રામમાં રૂદ્રની પેઠે સંહાર કરતા વિચરશે, હે રાજા, રક્ત નેત્રવાન તથા નારાયણની સહાયતાવાળો શૂરવીર અર્જુન, બેઉ સેનામાં જેના સરખો બીજો કોઇ નથી એવો રથિ છે; કારણ દેવતા, સર્પ, રાક્ષસ તથા યક્ષમાં પણ તેના સરખો કોઈ નથી, ત્યારે મનુષ્યમાં તે કોણજ હોય, જે રૂદ્રની પેઠે સંગ્રામમાં વિચરશે. હે રાજા, બુદ્ધિમાન્ અર્જુનના રથ સરખો કોઇનો પણ રથ થઈ ગયો અથવા થશે એમ મેં સાંભળ્યું નથી; કેમકે તેમાં સારથિ શ્રીકૃષ્ણ, યોદ્ધા અર્જુન, વાયુ સરખા વેગવાળા અશ્વ તથા દિવ્ય એવું ગાંડીવ ધનુ છે. હે રાજા, ભેદ ન પામે એવું દિવ્ય કવચ છે જેનું એવા, જેમાંથી બાણ ખૂટે નહીં એવા બે ભાથા છે જેના એવા, ઈંદ્ર, રૂદ્ર, કુબેર, યમ તથા વરૂણના અસ્ત્ર સમૂહ જેની પાસે છે એવા, ઉગ્ર દેખાવવાળી ગદાવાળા તથા વજ્રાદિ મુખ્ય પ્રહાર કરવાનાં હથિયારવાળા એકલા અર્જુને હિરણ્ય પુરમાં રહેનાર હજારો દૈત્યને યુદ્ધમાં નાશ કર્યા છે; માટે તેના સરખો બીજો કોણ રથિ છે ? વાસ્તે-ક્રોધિ, બળવાન, સત્ય પરાક્રમિ તથા મહાબાહુ અર્જુન, પોતાની સેનાનું પાળન કરતાં તારી સેનાને નાશ કરશે. હે રાજેંદ્ર, એ અર્જુન સામે હું તથા દ્રોણાચાર્ય યુદ્ધ કરવા જઈ શકીયે એવા છીયે,

પણ બેઉ સેનામાં ત્રીજો કોઈ તેવો નથી; જે વર્ષાઋતુમાં વાયુએ પ્રેરણા કરેલા મેઘની પેઠે બાણુનો વર્ષાદ કરનારની સામે જાય. હે દુર્યોધન, કુંતિ પુત્ર અર્જુન યુદ્ધ કરવામાં આસક્ત, શ્રીકૃષ્ણુની સહાયતાવાળો, તરૂણ તથા યુદ્ધ કરવામાં કુશળ છે, ને હું તથા દ્રોણ બેઉ વૃદ્ધ છીયે વૈશંપાયન કહે છે—હે જનમેજય, એ પ્રમાણે ભીષ્મનાં વચન સાંભળી તથા પાંડવોનાં પુરાતન સામર્થ્યને સંભારીને, સર્વ રાજાઓના સુવર્ણના બાજુબંધવાળા, સ્થૂળ તથા ચંદન લાપડેલા હસ્ત મન સહિત, જેમ પ્રત્યક્ષ જોવાથી શિથળ થાય તેમ શિથળ થઈ ગયા

मनोभिःसहसंवेगैः संस्मृत्यचपुरातनं ।
साम्थ्यपांडवेयानां यथाप्रत्यक्षदर्शनात् ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि रथातिरथसंख्यानपर्वणि पांडव रथातिरथसंख्यानं गुर्जरभाषायां उनसप्तत्यधिकशततमोऽध्यायः ॥१६९॥

---

भीष्मउवाच ॥ द्रौपदेयामहाराज सर्वेपंचमहारथाः ।
वैराटिरुत्तरश्चैव रथोदारोमतोमम ॥१॥

ભીષ્મ કહે છે—હે દુર્યોધન, દ્રૌપદીના પાંચ પુત્ર સૌએ મહારથિ છે; ને વિરાટનો પુત્ર ઉત્તર રથિ પુરૂષમાં શ્રેષ્ઠ છે એમ હું માનું છું. હે મહાબાહુ, સંગ્રામમાં અર્જુન તથા શ્રીકૃષ્ણ સમાન, શત્રુને નાશ કરનાર, જલદી અસ્ત્ર ફેંકનાર, અનેક તરેહથી યુદ્ધ કરનાર, મનસ્વી તથા દૃઢ વ્રતવાન અભિમન્યુ અતિરથિ છે; જે પોતાના પિતાના કલેશને સ્મરણ કરી યુદ્ધમાં મોટું પરાક્રમ કરશે. યાદવોમાં મહા ક્રોધિ તથા ભય વગરનો સાત્યકિ અતિરથિ છે. હે રાજા, ઉત્તમૌજા તથા પરાક્રમી યુધામન્યુ એ બેઉ રથિ છે એમ હું માનું છું. હે રાજા, મેં પાંડવ પક્ષના કહેલા યોદ્ધાઓના સૈન્યમાં રથ, અશ્વ, તથા હસ્તિ ઉપર બેસનાર યોદ્ધાઓ હજારો છે; જેઓ યુદ્ધમાં યુધિષ્ઠિરનું પ્રિય કરવાની ઈચ્છાથી પાંડવો સાથે મળીને તારી સેના વિષેના યોદ્ધાઓને અગ્નિ તથા વાયુની પેઠે બોલાવી પોતાના પ્રાણનો ત્યાગ કરતાં યુદ્ધ કરશે. હે રાજા, યુદ્ધમાં કોઈથી જીતાય નહીં એવા, મહા પરાક્રમી, પુરૂષમાં શ્રેષ્ઠ અને વૃદ્ધ વિરાટ તથા દ્રુપદને હું મહારથિ માનું છું; જેઓ અવસ્થાએ કરીવૃદ્ધ છે, તો પણ પાંડવોના હિત ઇચ્છનાર છે.

વળી ક્ષત્રીય ધર્મમાં તત્પર, શૂરવીરોએ અનુસરેલા માર્ગને વિષે રેહેનાર, શ્રેષ્ઠ વ્રતવાન, સ્નેહ તથા પરાક્રમે કરી સર્વ કરતાં શ્રેષ્ઠ, યુદ્ધમાં મરવું એવોજ જેમનો નિશ્ચય છે એવા, દૃઢ ધનુષવાળા, પોતાના પ્રાણ ત્યાગ કરવા સુધી પણ શક્તિ પ્રમાણે પરાક્રમ કરનાર, દારૂણ, એક એક અક્ષોહિણી સેનાવાળા, સંબધિપણાની રક્ષા કરનાર, લોકમાં શૂરવીર, મ્હોટા ધનુષવાળા, દેહ ત્યાગ કરવાની ઇચ્છાવાળા તથા નહીં વિશ્વાસઘાત કરનાર તે બેઉ યુદ્ધમાં મ્હોટું પરાક્રમ કરશે.

लोकवीरौमहेष्वासौ त्यक्त्वात्मानौचभारत ।
प्रत्ययंपरिरक्षंतौ महत्कर्मकरिष्यतः ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि रथातिरथसंख्यानपर्वणि गुर्जरभाषायां सप्तत्यधिकशततमोऽध्यायः ॥१७०॥

---

भीष्मउवाच ॥ पंचालराजस्यसुतो राजन्परपुरंजयः ।
शिखंडीरथमुख्योमे मतःपार्थस्यभारत ॥१॥

ભીષ્મ કેહે છે—હે રાજા દુર્યોધન, શત્રુના પૂરને જીતનાર દ્રુપદ પુત્ર શિખંડી પાંડવોના રથિ પુરૂષમાં મુખ્ય છે. તે પૂર્વની પોતાની સ્ત્રીપણાની સ્થિતિને નહીં દેખાડતાં તારી સેનામાં ઉત્કૃષ્ટ યશ વિસ્તાર કરતાં સંગ્રામમાં યુદ્ધ કરશે, જેની પંચાળ તથા પ્રભદ્રક દેશ નિવાસી સેના ઘણી છે, માટે રથ સમૂહે યુક્ત થઇ મ્હોટું કર્મ કરશે. હે ભરતકુળમાં ઉત્પન્ન થયેલા રાજા, દ્રોણનો શિષ્ય, મહારથિ તથા પાંડવની સેનાનો અધિપતિ ધૃષ્ટદ્યુમ્ન, સર્વ સેનામાં અતિરથિ છે એમ હું માનું છું. ને સંગ્રામમાં યુગના અંત વખતે ત્રિશૂળ ધારણ કરનાર, મહા ક્રોધયુક્ત થયેલા સમર્થ મહાદેવજીની પેઠે શત્રુઓને નાશ કરતાં યુદ્ધ કરશે; જેની રણ પ્રિય પુરૂષ રથ સેના ઘણી હોવાથી દેવતાઓની સેના સરખી તથા સમુદ્ર સરખી છે એમ કહે છે. હે રાજેંદ્ર, ધૃષ્ટદ્યુમ્નનો પુત્ર ક્ષત્રધર્મા અર્ધ રથિ છે એમ હું માનું છું; કેમકે તેણે બાળપણામાં અસ્ત્રવિદ્યા શિખવા વિષે અતિ શ્રમ કર્યો નથી. મહા શૂરવીર, મ્હોટો ધનુષધારી, પાંડવોનો સંબંધિ, શિશુપાળનો પુત્ર તથા ચેદિ દેશનો રાજા ધૃષ્ટકેતું મહારથિ છે; જે પોતાના પુત્ર સહિત થઇ મહારથિયોની મધ્યે બીજાથી ન થાય એવું મ્હોટું કર્મ કરશે. હે રાજેંદ્ર, ક્ષત્રિય ધર્મમાં પ્રીતિમાન તથા શત્રુના પૂરને જીતનાર ક્ષ-

ત્રદેવ, પાંડવોની સેના વિષે રથિ પુરૂષમાં ઉત્તમ છે એમ મારો મત છે. જયંત, અમિતૌજા તથા મહારથિ સત્યજીત એ સર્વ મહાત્મા તથા પાંચાળ દેશના યોદ્ધાઓમાં શ્રેષ્ઠ મહારથિ છે; જેઓ સંગ્રામને વિષે ક્રોધ પામેલા હસ્તિની પેઠે યુદ્ધ કરશે. મહાપરાક્રમિ, અને શૂરવીર અજ તથા ભોજ રાજા મહારથિ છે, જેઓ પાંડવોને લીધે પોતાની ઉત્કૃષ્ટ શકિતથી વિનાશ કરતાં યુદ્ધ કરશે. હે રાજેંદ્ર, શીઘ્ર અસ્ત્ર ફેંકનાર, વિચિત્ર યુદ્ધ કરનાર, કુશળ, દૃઢ પરાક્રમિ તથા લાલ ધ્વજવાળા કેકય નામના પાંચ ભાઇયો રથિ પુરૂષમાં ઉદાર છે. હે નૃપ, કાશિક, સુકુમાર, નીળ, સૂર્યદત્ત, શંખ તથા મદિરાશ્વ રથિ પુરૂષમાં ઉત્તમ છે; જેઓ યુદ્ધ કરવામાં કુશલ, અસ્ત્રવિદ્યામાં ચતુર તથા મહાત્મા છે એમ હું માનું છું. હે મહારાજ, વાર્ધક્ષેમિ મહારથિ છે એમ હું માનું છું. ચિત્રાયુદ્ધ રાજા રથિ પુરૂષમાં ઉત્તમ છે એમ મારો મત છે; જે સંગ્રામમાં શોભે એવો તથા અર્જુનનો ભક્ત છે. પુરૂષમાં સિંહરૂપ ચેકીતાન તથા સત્યધૃતિ પાંડવ સૈન્યમાં મહારથિ છે એમ હું માનું છું. હે ભારત રાજા, વ્યાઘ્રદત્ત તથા ચંદ્રસેન પાંડવ સેના વિષે રથિ પુરૂષમાં ઉત્તમ છે એમ મારા માનવામાં છે એમાં મને કંઇપણ સંશય નથી. હે સમર્થ રાજા, વાસુદેવ તથા ભીમસેન સમાન, અત્યંત ઉતાવળથી અસ્ત્ર ફેંકનાર, વખાણવા લાયક, મનુષ્યમાં ઉત્તમ, શત્રુના પૂરને જીતનાર તથા ક્રોધહંતા એવું જેનું ઉપનામ છે એવો સેનાબિંદુ રાજાને મારે તો એક રથિજ માનવો, પણ યુદ્ધમાં તે પરાક્રમ કરે તો અષ્ટરથિ છે; જેને તારે, જેમ તું મને, દ્રોણને તથા કૃપાચાર્યને માને છે, તેમજ યુદ્ધમાં શ્લાઘા કરવા લાયક છે એમ માનવો. યુદ્ધમાં વખાણાયલો, પાંડવોમાં પ્રીતિમાન, શૂરવીર તથા યુવાન દ્રુપદનો પુત્ર સત્યજીત, ધૃષ્ટદ્યુમ્ન સમાન અતિરથિપણાને પામ્યો છે; જે પાંડવોના યશની કામનાથી મ્હોટું કર્મ કરશે. મહા વીર્યવાન, પાંડવ સેનામાં ધુરંધર, દૃઢ ધનુષવાળો તથા શ્રેષ્ઠ બાણવાળો પાંડ્ય રાજા પાંડવના સૈન્યમો મહારથિ છે. હે કૌરવમાં શ્રેષ્ઠ, શત્રુના શેહેરને જીતનાર શ્રેણિમાન તથા વસુદાન એ બે રાજા અતિરથિ છે એમ હું માનું છું.

श्रेणिमान्कौरवश्रेष्ठ वसुदानश्चपार्थिवः ।
उभावेतावतिरथौ मतौपरपुरंजयौ ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि रथातिरथसंख्यानपर्वणि गुर्जरभाषायां एकसप्तत्यधिकशततमोऽध्यायः ॥१७१॥

भीष्मउवाच ॥ रोचमानोमहाराज पांडवानांमहारथः ।
योत्स्यतेऽमरवत्संख्ये परसैन्येषुभारत ॥१॥

ભીષ્મ કહે છે—હે મહારાજ, ભરત કુળમાં ઉત્પન્ન થયેલા દુર્યોધન, રોચમાન પાંડવ સેનામાં મહારથિ છે, જે સંગ્રામમાં શત્રુની સેનામાં દેવતાની પેઠે યુદ્ધ કરશે. ઘણાઓને જીતનાર, મ્હોટો ધનુષ ધારી, મહા બળવાન ભીમસેનનો મામો, શૂરવીર, ચતુર, નિપુણ, વિચિત્ર યુદ્ધ કરનાર, સમર્થ, જેના સર્વ યોદ્ધાઓ વિખ્યાત તથા યુદ્ધ કરવામાં કુશળ છે એવો અને પાંડવોના પ્રિય હિતમાં પ્રીતિમાન કુંતિભોજ રથિ છે એમ હું માનું છું. તે, જેમ ઈંદ્ર દાનવો સાથે યુદ્ધ કરે, તેમ યુદ્ધ કરતાં પોતાના ભાણેજને લીધે મ્હોટું કર્મ કરશે. હે મહારાજ, મહામાયાવી તથા રાક્ષસોનો રાજા ભીમપુત્ર હેડંબ અતિરથિ છે એમ હું માનું છું; જે સંગ્રામમાં યુદ્ધ કરશે. ને હે તાત, મહામાયાવી તથા યુદ્ધ જેને પ્રિય છે એવા હેડંબના વશવર્તી એવા શૂરવીર સચિવ રાક્ષસો પણ, સંગ્રામમાં યુદ્ધ કરશે. હે રાજા, વાસુદેવ જેમાં મુખ્ય છે એવા મેં કહ્યા એ તથા અનેક દેશના પતિ બીજા ઘણા રાજાઓ યુધિષ્ઠિર માટે એકઠા થયા છે; જે મહાત્માના રથિ, અતિરથિ તથા અર્ધ રથિયો, જેમ ઈંદ્રદેવ સેનાનું પાલન કરે, તેમ અર્જુને પાલન કરેલી ભયંકર તેમની સેનાને રણસંગ્રામમાં લાવશે. હે રાજા, સર્વ માયા જાણનાર તથા જયની ઇચ્છાવાળા તે સર્વ રાજાઓ સાથે હું જયની ઇચ્છા રાખી યુદ્ધ કરીશ અથવા સંગ્રામમાં મરણ પામીશ. ચક્ર તથા ગાંડીવ ધનુષને ધરનાર, બે સંધ્યાકાળ વેળા ઉદય થતા સૂર્ય તથા ચંદ્ર સરખા અને ઉત્તમ રથવાળા શ્રીકૃષ્ણ તથા અર્જુન અને યુધિષ્ઠિરના રથિ પુરૂષમાં ઉત્તમ સૈનિક પુરૂષો પોતપોતાની સેના સહિત રણસંગ્રામમાં આવશે, તેમની સામે હું જઇશ. હે કૌરવેંદ્ર રાજા, એ પ્રમાણે મેં તને પાંડવોના રથિ, અતિરથિ તથા અર્ધ રથિ જે હતા, તે મુખ્ય કહ્યા. હે ભારત, હું, અર્જુન, શ્રીકૃષ્ણ તથા સર્વ રાજાઓને જ્યાંસુધી મારા શરીરમાં શક્તિ હશે, ત્યાંસુધી યુદ્ધમાં નિવારણ કરીશ, પણ હે મહાબાહુ, દ્રુપદનો પુત્ર શિખંડી સંગ્રામમાં મારી સામે યુદ્ધ કરશે તથા બાણ ઉગામશે તેને હું જોઇશ, તો પણ તેને નાશ કરીશ નહીં. કેમકે હું પોતાના પિતાનું પ્રિય કરવાની ઇચ્છાથી પ્રાપ્ત થતાં રાજ્યનો પણ ત્યાગ કરી બ્રહ્મચર્ય વ્રતને પાળું છું, તેને સર્વ લોક જાણે છે. વળી મેં ચિત્રાંગદને કૌરવના અધિપતિપણાનો અભિષેક કર્યો તથા બાળક વિચિત્રવીર્યને યૌવરાજ્યનો અભિષેક કર્યો છે

અને સર્વ પૃથ્વી પ્રત્યે રાજાઓમાં મારૂં બ્રહ્મચર્યપણું જણાવ્યું છે, માટે હું સ્ત્રીરૂપ એવા શિખંડીને નાશ કરીશ નહીં; કેમકે તેના પૂર્વ ભાવનું સ્મરણ થવાથી મારા મનને વિકાર થાય. હે ભારત, હે રાજા, એ શિખંડી પ્રથમ સ્ત્રી હતો તે તારા જાણવામાં હશે, કેમકે જન્મ્યો ત્યારે તેવો હતો ને પછી પુરૂષ થયો છે; માટે હું તેની સામે યુદ્ધ નહીં કરૂં. હે ભરતકુળમાં શ્રેષ્ઠ, એ વિના બાકી જેની સાગે સંગ્રામમાં હું જઇશ તે-ને નાશ કરીશ, ને કુંતિ પુત્ર પાંડવોને નાશ કરીશ નહીં.

सर्वांस्त्वन्यान्हनिष्यामि पार्थिवान्भरतर्षभ ।
यान्समेष्यामिसमरे नतुकुंतीसुतान्नृप ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि रथातिरथसंख्यानपर्वणि गुर्जरभाषायां द्विसप्तत्यधिकशततमोऽध्यायः ॥१७२॥

॥ समाप्तंचरथातिरथसंख्यानपर्व ॥

---

॥ अथांबोपाख्यानपर्व ॥

**दुर्योधनउवाच** ॥ किमर्थंभरतश्रेष्ट नैवहन्याःशिखंडिनं ।
उद्यतेषुमथोदृष्ट्वा समरेष्वाततायिनं ॥१॥

દુર્યોધન પૂછે છે—હે ભરતકુળમાં શ્રેષ્ઠ ભીષ્મ, તમે સંગ્રામમાં ઉગા-મેલા બાણવાળા તથા કવચ પેહેરી મારવા તૈયાર થયેલા શિખંડીને જોઇ-ને કેમ નહીં મારો? કારણ હે મહાબાહો, હે ગંગાપુત્ર, તમે હું, સોમકો સહિત સર્વ પંચાળ દેશના યોદ્ધાઓને નાશ કરીશ એમ પૂર્વે કહેલું છે; માટે તેને ન મારવાનું જે કારણ હોય તે કહો. ભીષ્મ કહેછે-હે દુર્યોધન, હું જે સાર યુદ્ધમાં શિખંડીને જોઇને નહીં મારૂં, તેનું કારણ કહું તે તું આ સર્વ રાજાઓ સહિત સાંભળ—હે ભરતકુળમાં શ્રેષ્ઠ, ધર્માત્મા, લોકમાં પ્રસિદ્ધ તથા મહારાજ મારા પિતા શંતનુ, સમય આવ્યો ત્યારે મરણ પામ્યા. ત્યાર પછી મેં પોતાની પ્રતિજ્ઞાનું પાલન કરતાં, પોતાના ભાઈ ચિત્રાં-ગદને મહારાજ્યને વિષે અભિષેક કરયો. પછી જ્યારે તે મૃત્યુ પામ્યો, ત્યારે સત્યવતિના મતમાં રહીને મેં, વિચિત્રવીર્યને યથાવિધિ રાજ્યાભિષેક કરયો. હે રાજેંદ્ર, મેં જેને રાજ્ય ઉપર અભિષેક કરયો હતો એવો ધ-ર્માત્મા વિચિત્રવીર્ય અવસ્થાએ મારાથી ન્હાનો હતો, માટે મનેજ વશ થ-

ઇ રહ્યો હતો; તેથી હે પુત્રરૂપ દુર્યોધન, તે વિચિત્ર વીર્યનો વિવાહ કરવાની ઇચ્છાવાળા મેં, યોગ્ય કુળની કન્યા લેવી એમ નિશ્ચય કરચો. ત્યારકેડે હે મહાબાહુ, મેં જેના સરખી રૂપવાન બીજી કોઇ નહીં એવી કાશિરાજાની અંબા, અબિકા તથા અંબાલિકા એ ત્રણ કન્યાનો સ્વયંવર થતો હતો તે સાંભળ્યો; જેમાં સર્વે રાજાઓને તે રાજાએ બોલાવ્યા હતા. હે ભરત કુળમાં શ્રેષ્ઠ, તે કાશિરાજાની ત્રણ કન્યામાં અંબા મ્હોટી, અંબિકા મધ્યમ તથા અંબાલિકા નાની હતી. પછી હું એકલો એક રથે કરી કાશિરાજાની પૂરી પ્રત્યે ગયો, ને મેં શણગારેલી તે ત્રણ કન્યાને જોઇ તથા તે રાજાએ બોલાવેલા સર્વે રાજાઓને પણ જોયા. ત્યારપછી હે ભરતકુળમાં શ્રેષ્ઠ, મેં સંગ્રામમાં ઉભેલા સર્વે રાજાઓને બોલાવી પરાક્રમરૂપ દ્રવ્યના ખરચવાળી કન્યાઓને પોતાના રથમાં બેસારીને વારંવાર કહ્યું કે, આ હું શંતનુનો પુત્ર ભીષ્મ તમારા જોતાં આ કન્યાઓને બળાત્કારથી હરણ કરૂં છું, માટે જો તમારામાં શક્તિ હોય, તો તેમને છોડાવવા સારૂ યત્ન કરો. હે રાજા, એવાં મારાં વચન સાંભળીને તે સર્વે રાજાઓ ઉઘાડાં હથિયાર લઇ સારથિયોને 'રથ જોડો જોડો' એમ કેહેવા લાગ્યા. પછી મ્હોટા રથ, હસ્તિ તથા પુષ્ટ અશ્વ ઉપર બેઠેલા તે રાજાઓ ઉઘાડા અનેક પ્રકારનાં આયુધ લઈ યુદ્ધ કરવા આવ્યા, ને રથના સમુદાયે કરી ચોતરફથી મને ઘેરી લીધો. ત્યારે મેં એકલે તે સર્વને બાણના વર્ષાદે કરી અટકાવીને જેમ ઇંદ્ર દૈત્યોને જીતે, તેમ જીત્યા. તે આવી રીતે કે, મેં હસતાં હસતાં પ્રકાશમાન બાણે કરી આવતા એવા તે સર્વે રાજાઓના સુવર્ણથી શોભિતા વિચિત્ર ધ્વજોને પાડયા, ને એક એક બાણે કરી હસ્તિ, અશ્વ તથા સારથિયોને પૃથ્વી ઉપર પાડયા. ત્યારે મારી યુદ્ધ લાઘવીને જોઇને સર્વે રાજાઓ યુદ્ધ કરવાથી નિવૃત્ત થયા, ને તેઓમાં ભંગાણ થયું. ત્યારપછી સર્વે રાજાઓને જીતેલો હું કન્યાઓને સાથે લઇ હસ્તિનાપુરમાં આવ્યો. પછી હે ભારત, મેં મારા ભાઇ વિચિત્રવીર્ય સારૂ તે કન્યાઓને લાવ્યો તે તથા સર્વે રાજાઓને જીત્યા તે સર્વે મારી માના સત્યવતિને કહી સંભળાવ્યું.

ततोहंताश्चकन्यावै भ्रातुरर्थायभारत ।
तच्चकर्ममहाबाहो सत्यवत्यैन्यवेदयं ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि अंबोपाख्यानपर्वणि कन्याहरणे गुर्जरभाषायां त्रिसप्तत्यधिकशततमोऽध्यायः ॥१७३॥

**भीष्मउवाच** ॥ ततोहंभरतश्रेष्ठ मातरंवीरमातरं ।
अभिगम्योपसंगृह्य दाशेयीमिदमब्रुवं ॥

ભીષ્મ કહે છે–હે ભરતકુળમાં શ્રેષ્ઠ દુર્યોધન, શૂરવીર પુત્રને પ્રસૂત થયેલી મારી માતા સત્યવતિની પાસે જઇ તેના ચરણમાં પ્રમાણ કરીને મેં તેને આવી રીતે કહ્યું કે, હે માતા, હું સર્વ રાજાઓને જીતીને પરાક્રમરૂપ દ્રવ્યના ખરચવાળી આ કાશિરાજાથી કન્યાઓને વિચિત્રવીર્ય સારૂ હરણ કરી લાવ્યો છું. હે નૃપ, એવાં મારાં વચન સાંભળી મારૂં મસ્તક સુંઘીને અશ્રુયુક્ત નેત્રવાળી પ્રસન્ન થયેલી સત્યવતિએ મને કહ્યું કે હે પુત્ર, તારો જય થયો એ ઘણું સારૂં થયું. હે દુર્યોધન, એ પ્રમાણે માતાએ મેં કરેલા તે કામની પ્રશંસા કરી ત્યારપછી, જ્યારે માતાના મતથી ઠરાવેલો વિવાહનો સમય સમીપ આવ્યો, ત્યારે કાશિરાજાની મ્હોટી કન્યા અંબાએ લજ્જાયુક્ત થઇને મને કહ્યું કે હે ભીષ્મ, તમે ધર્મજ્ઞ તથા સર્વ શાસ્ત્રમાં ચતુર છો, માટે મારાં વચન સાંભળીને જે ધર્મયુક્ત હોય, તે કરવા લાયક છો. હું પ્રથમ શાલ્વ રાજાને શ્રેષ્ઠ વર માની મને કરી વરી છું, ને તે મારા પિતાથી ગુપ્ત એકાંતમાં મને વરયો છે. માટે હે ભીષ્મ, બીજા વરની કામનાવાળી મને તમે કુરૂકુળમાં ઉત્પન્ન થઇ રાજધર્મને છોડી દઇ કેમ ગૃહમાં રાખશો ? માટે હે ભરતર્ષભ, હે મહાબાહો, એ વિષે તમે બુદ્ધિએ કરી વિચાર કરીને, જેમ કરવું ઘટે, તેમ કરવા યોગ્ય છો. હે પૃથ્વીપતિ, તે શાલ્વરાજા મારી વાટ જોયા કરતો હશે; વાસ્તે તમે મને તેની પાસે જવાની રજા આપવા યોગ્ય છો. હે ધર્મ ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ, હે મહાબાહો, હે શૂરવીર, તમે પૃથ્વીને વિષે સત્ય વ્રતવાન છો એમ અમે સાંભળ્યું છે; વાસ્તે મારી ઉપર કૃપા કરો.

कृपांकुरुमहाबाहो मयिधर्मभृतांवर ।
त्वंहिसत्यव्रतोवीर पृथिव्यामितिनःश्रुतं ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि अंबोपाख्यानपर्वणि अंबावाक्ये गुर्जरभाषायां चतुःसप्तत्यधिकशततमोऽध्यायः ॥१७४॥

---

**भीष्मउवाच** ॥ ततोहंसमनुज्ञाप्य कालींगंधवतींतदा ।
मंत्रिणश्चर्त्विजश्चैव तथैवचपुरोहितान् ॥१॥

ભીષ્મ કહે છે-હે દુર્યોધન, એ પ્રમાણે તે કન્યાએ કહ્યું ત્યારપછી ગંધવતી કાળી મારી માતા સત્યવતી, મંત્રિ બ્રાહ્મણ તથા પુરોહિતની રજા લઇને, મેં મ્હોટી કન્યા અંબાને જવાની આજ્ઞા આપી. ત્યારે વૃદ્ધ બ્રાહ્મણોએ રક્ષા કરેલી તથા ધાત્રિ જેની વાંસે જતી હતી એવી તે અંબા મારી આજ્ઞાથી, મ્હોટા માર્ગનું ઉલ્લંઘન કરીને, શાલ્વરાજાના પૂર પ્રત્યે ગઇ; ને તે રાજા પાસે જઇ આવી રીતે બોલી કે હે મહાબાહો, હે મ્હોટી મતિવાળા શાલ્વરાજા, હું તમારે વાસ્તે અહી આવી છું. હે દુર્યોધનરાજા, એવાં અંબાનાં વચન સાંભળીને શાલ્વરાજાએ હસતાં હસતાં વાકય કહ્યાં કે હે શ્રેષ્ઠ સ્વરૂપવાળી, બીજાએ સ્વીકાર કરેલી તું છે, માટે તારારૂપ સ્ત્રીનો અર્થિ હું નથી, વાસ્તે ભીષ્મની પાસે જા; કેમકે તેણે બળાત્કારથી ગ્રહણ કરેલીને સ્વીકાર કરવા ઇચ્છતો નથી. હે શ્રેષ્ઠ સ્વરૂપવાળી, ભીષ્મ યુદ્ધમાં સર્વ રાજાઓને જીતી તેમાં પ્રીતિવાળી તને હરણ કરી લઇ ગયા હતા; માટે બીજાએ સ્વીકાર કરેલી તારા વિષે હું સ્ત્રીરૂપે ઇચ્છા રાખતો નથી. કેમકે હે કલ્યાણિ, જાણ્યુ હોય છે વિજ્ઞાન જેણે એવો તથા બીજાઓને ધર્મનો ઉપદેશ કરનાર મારા સરખો રાજા, બીજાએ સ્વીકાર કરેલી સ્ત્રીને પોતાના ગૃહને વિષે કોણ પ્રવેશ કરાવે; માટે તારે ઇચ્છા હોય ત્યાં જા, વિલંબ કર નહીં. હે ભારત, એવાં શાલ્વનાં વચન સાંભળીને કામથી પીડાયલી અંબાએ કહ્યું કે હે મહીપાળ શાલ્વ, તમે એમ બોલો નહીં, તમારા કેહેવા પ્રમાણે નથી. હે શત્રુઓને દમન કરનાર, હું પ્રીતિમાન હતી, ને તેણે મને હરણ કરી એમ નથી. હું તો તે વેળા રૂદન કરતી હતી, ને તે સર્વ રાજાઓને નસાડી બળાત્કારથી મને લઇ ગયા હતા; માટે હે શાલ્વ, તમે કંઇપણ બોલ્યા વગર નિરપરાધિ તથા તમારામાં પ્રીતિવાળી મને સ્ત્રીરૂપે ગ્રહણ કરો; કેમકે પોતામાં પ્રીતિમાનનો ત્યાગ કરવો એ કોઇ ધર્મમાં કહ્યું નથી. હે મ્હોટી ભુજાવાળા, યુદ્ધમાં કદિપણ હઠનાર નહીં એવા ભીષ્મની રજા લઇને હું, તેની આજ્ઞાથી તમારી પાસે આવી છું. હે પૃથ્વીપતિ, તે ભીષ્મ મને ઇચ્છતા નથી, તેણે તો પોતાના નાના ભાઈ વિચિત્રવીર્ય સારૂ આ મ્હોટો સમારંભ કરયો એમ મેં સાંભળ્યું; કેમકે મારી નાની બ્હેનો તેને પરણાવશે. હે પુરૂષમાં સિંહરૂપ, હે શાલ્વ, હું તમારા વગર બીજા કોઇપણ વરનું ચિંતન કરતી નથી; જો તેમ ન હોય, તો મારા મસ્તકના સોગન ખાઉ છું. હે રાજેંદ્ર, હું બીજાને સ્ત્રીરૂપે પ્રાપ્ત થઇ તમારી પાસે આવી નથી એ ખરેખર મારા પોતાના સોગન લઇ કહું છું. માટે હે મ્હોટાં ને-

ત્રવાન, પોતાની મેળે આવેલી, બીજા પુરૂષે નહીં સ્વીકાર કરેલી અને તમારી કૃપાની ઈચ્છાવાળી કન્યારૂપ હું છું, તેનો તમે સ્વીકાર કરો. હે ભરતકુળમાં શ્રેષ્ઠ દુર્યોધન, એ પ્રમાણે બીજાં પણ અનેક વાક્ય કહીને કાશિરાજાની પુત્રી અંબાએ ઘણો વિનવ્યો, તોપણ શાલ્વરાજાને તેમાં વિશ્વાસ આવ્યો નહીં; ને જેમ સર્પ જીર્ણ થયેલી કાંચળીનો ત્યાગ કરે, તેમ તેણે તેનો ત્યાગ કર્યો. ત્યારે ક્રોધ યુક્ત થયેલી તથા અશ્રુયુક્ત નેત્રવાળી કાશિરાજાની જ્યેષ્ઠ પુત્રી અંબા, ગદગદ વાણીએ કરી બોલવા લાગી કે હે પૃથ્વીપતિ, તમે મારો ત્યાગ કરો છો, માટે હું જ્યાં ક્યાંઈ જાઉં, ત્યાં મારા સત્ય પ્રમાણે સત્પુરૂષ મારી રક્ષા કરનાર થાઓ. હે કૌરવ્ય, એ પ્રમાણે બોલતી એવી તથા અત્યંત કરૂણા યુક્ત થઈ શોક કરતી એવી તે અંબાને ત્યાગ કરતો શાલ્વરાજા બોલ્યો કે હે શ્રેષ્ઠ કટિપશ્ચાત્ ભાગવાળી, ભીષ્મે ગ્રહણ કરેલી તું જા જા, હું તેનાથી ભય પામું છું. હે દુર્યોદ્ધન, એ પ્રમાણે લાંબા વિચારવાળા શાલ્વે કહ્યું, ત્યારે કુરરી પક્ષિણિની પેઠે રૂદન કરતી એવી તે અંબા, તેના પૂરમાંથી નિકળી. હે રાજા, શેહેરમાંથી નિકળીને દુઃખ યુક્ત તે કન્યા પોતાના મનમાં વિચાર કરવા લાગી કે, પૃથ્વીને વિષે મારા સરખી દુઃખી સ્ત્રી કોઇ પણ નથી; કેમકે મારો બંધુજને ત્યાગ કર્યો તથા શાલ્વ રાજાએ તિરસ્કાર કર્યો. તેમ મારાથી હસ્તિનાપુર પ્રત્યે જવાય એમ પણ નથી, કારણ ભીષ્મે શાલ્વને લીધે તેની પાસે જવાની મને આજ્ઞા આપી છે. માટે હું તે શું પોતાની વા યુદ્ધમાં દુઃસહ ભીષ્મની અથવા જેણે મારો સ્વયંવર કર્યો એવા મારા પિતાની નિંદા કરૂં! પણ તેમ નહીં, કેવળ મારો પોતાનોજ વાંક છે, કેમકે જ્યારે ભીષ્મનું ક્ષત્રિય સાથે દારૂણ યુદ્ધ થવા લાગ્યું, ત્યારે હું શાલ્વને માટે તેના રથમાંથી ઊતરી ન પડી; જે વાંકના ફળને મૂઢની પેઠે પામી! રે! ભીષ્મને ધિક્કાર છે અને મૂર્ખ મારા પિતાને પણ ધિક્કાર છે; જે પરાક્રમરૂપ દ્રવ્યવાન મારા પિતાએ સ્વયંવરને વિષે ભુજીશ્યાની પેઠે મને યોજી! વળી મને, શાલ્વ રાજાને અને વિધાતાને પણ ધિક્કાર છે; જેમના અયોગ્યપણાથી હું અત્યંત દુઃખ પામી! અરે? સર્વ મનુષ્ય પોતાના ભાગ્ય પ્રમાણે ફળને પામે છે, પણ આ મારા દુઃખનું કારણ કેવળ ભીષ્મજ છે; માટે મારે તપે કરી અથવા યુદ્ધે કરી તે મૃત્યુ પામે એવી રીતે કરવું એમ હું માનું છું, પણ યુદ્ધમાં ભીષ્મને પામી કોણ રાજા જીવવાનો ઉત્સાહ રાખે એમ છે?! હે રાજા, એ પ્રમાણે વિચાર કરતી એવી તે અંબા

શાલ્વરાજાના શેહેરમાંથી નિકળીને, પુણ્યશીયળવાન તથા મહાત્મા ઋષિયો-ના આશ્રમ પ્રત્યે ગઇ; ને તે દિવસની રાત્રિ તપસ્વિયોએ વિંટાયલી ત્યાં રહી અને પોતાનું ભીષ્મે હરણ કર્યું તે, તેણે શાલ્વરાજા પાસે જવાની ર-જા આપી તે તથા તે રાજાએ પોતાનો ત્યાગ કર્યો તે સમગ્ર વૃત્તાંત વિ-સ્તારથી તેણે તેમને કહ્યું. ત્યારે ત્યાં નિશ્ચય વ્રતવાળા, તપશ્ચર્યાએ કરી વૃ-દ્ધ, શાસ્ત્રને વિષે પ્રવીણ, બ્રહ્મવેત્તા, સ્માર્ત કર્મમાં કુશળ તથા શ્રેષ્ઠ મ્હોટા તપસ્વિ શૈખાવત્ય નામના બ્રાહ્મણ હતા, તેણે પીડા પામેલી, નિઃશ્વાસ મૂ-કતી અને દુઃખ તથા શોકને પરાયણ થયેલી સતિ તે અંબાને કહ્યું કે હે કલ્યાણરૂપ મ્હોટા ભાગ્યવાળી, એવિ રીતે છે, ત્યારે આશ્રમમાં બેઠેલા, ત-પશ્ચર્યાએ યુક્ત તથા મહાત્મા તપસ્વિયોએ શું થાય એમ છે? હે રાજા, એ પ્રમાણે તે બ્રાહ્મણનાં વચન સાંભળીને તે કન્યાએ કહ્યું કે હે બ્રહ્મન્, તમે મારી ઉપર અનુગ્રહ કરો, હું સન્યાસ કર્મને ઇચ્છું છું, માટે દુઃખે કરી પણ આચરણ ન થાય એવું તપ કરીશ. હે ઋષિ, મૂઢ એવી મેં પૂર્વ દે-હને વિષે પાપ કર્મ કર્યાં હશે, તેનું આ ફળ મને પ્રાપ્ત થયું છે એમાં સંદેહ નથી. હે તપસ્વિયો, શાલ્વ રાજાએ ના કહેલી તથા તિરસ્કાર કરેલી હું પાછી પોતાના પિતાના ગૃહપ્રત્યે જવા ઇચ્છતી નથી. હે પાપ રહિત મુ-નિયો, હું દેવતા સરખા તમોએ ઉપદેશ કરેલા તપશ્ચર્યા તથા વ્રત કરવા અહીં ઇચ્છું છું, માટે તમારી કૃપા મારે વિષે હો. હે રાજા, પછી શૈ-ખાવત્ય મુનિએ લોકના ઉદાહરણ, વેદનાં વાક્ય, તથા યુક્તિએ કરી તે ક-ન્યાને આશ્વાસના કરી તથા સાંત્વના પણ કરી; ને બ્રાહ્મણો સહિત તે તેના કાર્યનો વિચાર કરવા લાગ્યા.

सतामाश्वासयत्कन्यां दृष्टांतागमहेतुभिः ।
सांत्वयामासकार्यंच प्रतिजज्ञेद्विजैःसह ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि अंबोपाख्यानपर्वणि शैखावत्यांबा-संवादे गुर्जरभाषायां पंचसप्तत्यधिकशततमोऽध्यायः ॥१७५॥

---

भीष्मउवाच ॥ ततस्तेतापसाःसर्वे कार्यवंतोभवंस्तदा ।
तांकन्यांचिंतयंतस्ते किंकार्यमितिधर्मिणः ॥१॥

ભીષ્મ કહે છે—હે દુર્યોધન, પછી ધર્મિષ્ટ એવા તે તપસ્વિયો કાર્યવાન થયા, ને તે વેળા તે કન્યાનું ચિંતન કરતા આપણે શું કરવું એમ વિચાર

કરવા લાગ્યા. ત્યારે કેટલાએક તપસ્વિયો આ કન્યાને એના પિતાને ત્યાં પોહોચાડવી એમ કેહેવા લાગ્યા, કેટલાએક તો આપણો આશ્રય કરી રહે એમ મતિ કરી, કેટલાએક તો શાલ્વ રાજા પાસે જઇ એને મેળવવી અને કેટલાએક તો એમ નહીં એવી રીતે વિચાર કરવા લાગ્યા, ને શૈખાવત્યે તેઓના કેહેવા પ્રમાણે કરવાની તે કન્યાને ના કહી. હે રાજા, પછી સર્વ ઋષિયોએ તે કન્યાને કહ્યું કે હે કલ્યાણરૂપ, તારા કેહેવા પ્રમાણે છે, ત્યારે મનુષ્યોથી તેનો ઉપાય શું થઇ શકે એમ છે! હે દુર્યોધન, એવી રીતે તે ઋષિયોએ કહ્યું, ત્યારપછી વળી નિશ્ચય વ્રતવાળા તેઓ ફરીથી તેને કેહેવા લાગ્યા કે, હે કલ્યાણિ, તારે અહીં સન્યાસ કર્મ આચરવું તેણે કરી ? માટે અમે તારૂં હિત થાય એવાં વચન કહીએ તે તું સાંભળ—હે કન્યા, તા કલ્યાણ થાઓ ને તું તારા પિતાનાજ ગૃહપ્રત્યે જા, ને ત્યારપછી તેમે જે કરવાનું હશે, તે તે કરશે. વળી હે કલ્યાણિ, હે સર્વ ગુણયુક્ત, ત્યાં તું સુખે કરી વસીશ. તારે પિતાને ત્યાં જવું યોગ્ય છે, તેવું બીજે જવું યોગ્ય નથી, કેમકે સ્ત્રીના ગતિરૂપ પતિ તથા પિતાજ છે. તેમાં સારી અવસ્થાને વિષે સ્ત્રીનો ગતિરૂપ પતિ છે અને વિષય અવસ્થાને વિષે ગતિરૂપ પિતા છે. વળી હે શ્રેષ્ઠ સ્વરૂપવાળી, સુકુમારી એવી તને સન્યાસ કર્મ આચરવામાં મ્હોટું દુઃખ છે. વળી હે ભામિનિ, અહીં રહેવાથી રાજપુત્રી તથા પ્રકૃતિએ કરી સુકુમારી એવી તને ઘણા દોષ છે તે એ કે, સુંદર તરૂણિ તને જોઇને મુનિયો મોહ પામશે અથવા તું પોતાના ધર્મથી વિમુખ થઇશ; ને જો તારા પિતાને ત્યાં જઇ રહીશ. તો તે પ્રમાણે કંઇપણ દોષ થશે નહીં. હે દુર્યોધન, ત્યારપછી વળી બીજા મુનિયો તપસ્વિ એવી તે કન્યા અંબાને કેહેવા લાગ્યા કે હે શ્રેષ્ટ, મનુષ્ય વગરના ઘાટા વનમાં તું રહીશ તો તને જોઇને રાજાઓ તારી માગણી કરશે; માટે અહીં રેહેવાનું મન કર નહીં. અંબાએ કહ્યું કે હે મુનિયો, મારાથી કાશીપુરીને વિષે પિતાને ઘેર જવાય એમ નથી; કેમકે ત્યાં જો હું જઊં, તો મારા સર્વ બાંધવો મારી અવજ્ઞા કરે એમાં સંશય નથી. હે તપસ્વિયો, હું બાળકપણામાં પિતાને ઘેર રહી છું, માટે જ્યાં મારા પિતા છે, ત્યાં નહીં જાઊં, ને તપસ્વિયોથી રક્ષિત થઇને તપશ્ચર્યા કરવાની ઇચ્છા રાખું છું. હે તપસ્વિયોમાં શ્રેષ્ઠ, હાલ મારૂં દુર્ભાગ્યપણું છે તેથી મને પરલોકમાં સુખનો નાશ થાય નહીં, વાસ્તે હું અહીં રહી તપશ્ચર્યા કરીશ. ભીષ્મ કહે છે—હે દુર્યોધન, એ પ્રમાણે સર્વ બ્રાહ્મણો તથા અંબા કન્યા પ-

૨૨૫૨ વિચાર તથા વાતો કરતાં હતાં, તેવામાં તપસ્વિ હોત્રવાહન નામના રાજર્ષિ તે વનમાં આવ્યા. ત્યારે તપસ્વિયોએ પૂજા કરીને, 'તમે ભલે આવ્યા' એમ કેહેવારૂપે આસન આપવા તથા જળ આપવારૂપે તેનો સત્કાર કરયો. પછી થાકેલા તે હોત્રવાહન રાજર્ષિ બેઠા, ત્યારે તેના સાંભળતાં ઋષિયો તે કન્યા સાથે વાતો કરવા લાગ્યા. ત્યારે હે ભારત, મ્હોટા તેજસ્વિ હોત્રવાહન રાજા, અંબા તથા કાશિરાજા, સંબંધિ તે વાતો સાંભળીને, અત્યંત ઉદ્વેગ મનયુક્ત થયા. પછી મહાતપસ્વિ તે રાજર્ષિ, બોલતી એવી તે અંબાને જોઇ તથા તેનાં વચન સાંભળીને કૃપાયુક્ત થયા. પછી અંબાની માતાના પિતા મહાત્મા તે રાજા કંપતા કંપતા ઉઠયા; ને તેણે તેને પોતાના ખોળામાં બેસારી આશ્વાસના કરીને તેના દુઃખનું કારણ પૂછયું. ત્યારે તે કન્યાએ તે રાજર્ષિને પોતાનું સર્વ દુઃખ યથાર્થ વર્ણન કરી કહ્યું. હે દુર્યોધન, અંબાનાં દુઃખરૂપ વાક્ય સાંભળીને તે રાજર્ષિ દુઃખ તથા શોક યુક્ત થયા, ને તે કન્યાના કાર્યનો મનમાં વિચાર કરી કંપતા કંપતા કેહેવા લાગ્યા કે હે કલ્યાણિ, તું તારા પિતાના ગૃહપ્રત્યે જઇશ નહીં, હું તારી માતાનો પિતા થાઉ છું, માટે મારા કેહેવા પ્રમાણે કર; તારૂં સર્વ દુઃખ નિવૃત્ત કરીશ. હે વત્સે, તારા મનની ઇચ્છા સર્વ મેં જાણી છે, જેથી તું સુકાઈ ગઇ છે. હે પુત્રિ, તું મારા કેહેવાથી જમદગ્નિના પુત્ર તપસ્વી પરશુરામની પાસે જા, તે તારાં મ્હોટાં દુઃખ તથા શોકને નિવૃત્ત કરશે. હે શ્રેષ્ઠ, તે પ્રલયકાળના અગ્નિ સરખા તેજસ્વિ ભાર્ગવ શ્રેષ્ઠ પરશુરામ, જો ભીષ્મ તેના વચન પ્રમાણે નહીં કરે, તો તેને સંગ્રામમાં નાશ કરશે, વાસ્તે તું તેની પાસે જા; જે તને સારો રસ્તો બતાવશે. હે દુર્યોધન, એ પ્રમાણે હોત્રવાહનનાં વચન સાંભળીને નેત્રમાંથી વારંવાર અશ્રુ મૂકતી અંબા, પોતાની માતાના પિતા તે રાજાને નમસ્કાર કરી શ્રેષ્ઠ સ્વરથી કેહેવા લાગી કે, હું તમારી આજ્ઞાથી પરશુરામની પાસે જઇશ, ને આર્ય તથા સર્વ લોકમાં પ્રસિદ્ધ એવા તેને આજ જોઇશ; પણ ભાર્ગવ તે મારાં તીવ્ર દુઃખને કેમ નાશ કરશે? ને મારે તેની પાસે કેવી રીતે જવું એ તમારાથી જાણવા ઇચ્છું છું. હોત્રવાહને કહ્યું કે હે કલ્યાણિ, તું જેમાં વેદ જાણનાર ઋષિયો, ગંધર્વ તથા અપ્સરાઓ રહે છે એવા સર્વ પર્વતમાં શ્રેષ્ઠ મહેંદ્ર પર્વતને વિષે ઉગ્ર તપ કરનાર, સત્યવાદી, શસ્ત્ર ધારણ કરનારમાં શ્રેષ્ઠ, શૂરવીર, દૃઢ વ્રતવાળા, તપો વૃદ્ધ તથા મહાબળવાન જમદગ્નિના પુત્ર પરશુરામ રહે છે, તેની પાસે

જા, હે વત્સે, તું તેને મારી ઓળખાણ આપીશ તેથી તે તારૂં સર્વ કાર્ય કરી આપશે; કેમકે મારા સખા તથા મારામાં અત્યંત પ્રીતિમાન છે હે દુર્યોધન, એ પ્રમાણે હોત્રવાહન રાજા તે કન્યાને કેહેતા હતા તેવામાં પરશુરામના પ્રિય શિષ્ય અકૃતવ્રણ ત્યાં આવ્યા; જેને જોઇને સર્વ હજારો મુનિયો તથા અવસ્થાએ કરી વૃદ્ધ અને સૃંજય કુળમાં ઉત્પન્ન થયેલા રાજર્ષિ હોત્રવાહન ઉભા થયા. પછી સર્વ ઋષિયો એક બીજા સામુ જોઈને, હોત્રવાહને કર્યું હતું આતિથ્ય જેનું એવા અકૃતવ્રણને ચોતરફથી વિંટી બેઠા; ને મ્હોટા હર્ષથી મનોહર, દિવ્ય તથા ધન્ય એવી અનેક વાતો કરવા લાગ્યા, પછી તે વાતો થઇ રહ્યા કેડે મહાત્મા હોત્રવાહન રાજર્ષિ તે અકૃતવ્રણને પરશુરામના સમાચાર પૂછતાં કેહેવા લાગ્યા કે, હે મહાબાહો, હે વેદ જાણનારાઓમાં શ્રેષ્ઠ, હમણાં પ્રતાપિ જમદગ્નિના પુત્ર પરશુરામ ક્યાં વિરાજે છે? ને ક્યાં તેનાં દર્શન થશે? અકૃતવ્રણે કહ્યું કે હે સમર્થ રાજા, પરશુરામ સૃંજય કુળમાં ઉત્પન્ન થયેલો હોત્રવાહન રાજર્ષિ મારો પ્રિય સખા છે એમ નિરંતર તમને યાદ કરે છે. પરશુરામ તમને મળવા સારૂ આવતી કાલે સહવારના અહીં આવશે એમ મારા વિચારમાં આવે છે. હે રાજર્ષિ, આ કન્યા શા સારૂ વનમાં આવી છે? કોની કન્યા છે? અને તમારી શું થાય? એ હું જાણવા ઇચ્છુ છું. હોત્રવાહને કહ્યું કે હે નિષ્પાપ સમર્થ અકૃતવ્રણ, આ અંબા નામની કન્યા કાશિરાજાની મ્હોટી પ્રિય પુત્રી અને મારી દૌહિત્રી છે. હે બ્રાહ્મણમાં શ્રેષ્ઠ, આ કન્યાના પિતા કાશિરાજાએ કાશીપુરીમાં આની અંબિકા તથા અંબાલિકા નામની બે નાની બેહેનો સહિત આનો સ્વયંવર રચ્યો હતો; જેમાં સર્વ ક્ષત્રિય મંડળ ભેગુ થયું હતું, ને કન્યા નિમિત્ત મ્હોટો ઉત્સાહ થયો હતો. તેવામાં મહાપરાક્રમી તથા મહા તેજસ્વી શંતનુના પુત્ર ભીષ્મ ત્યાં આવ્યા, ને સર્વ રાજમંડળને જીતી બળાત્કારથી તે ત્રણે કન્યાનું હરણ કરી તેઓ સહિત હસ્તિનાપુર પ્રત્યે ગયા. પછી તેણે પોતાની માતા સત્યવતિને તે ત્રણે કન્યા નિવેદન કરી કહ્યું કે હે માતા, હું મારા નાના ભાઈ વિચિત્રવીર્ય સારૂ આ ત્રણે કન્યાઓને લાવ્યો છું. પછી એ પ્રમાણે માતા સત્યવતિને કહીને, ભીષ્મે તેના સહિત તે કન્યાઓ તથા વિચિત્રવીર્યના વિવાહના કાળનો નિશ્ચય કરયો; જે સાંભળીને આ અંબાએ મંત્રિયોની મધ્યમાં ગંગા પુત્ર ભીષ્મને કહ્યું કે હે ધર્મજ્ઞ, મેં મારા મનથી શાલ્વ રાજાને પતિ કરયો છે માટે બીજામાં મન વાળી મને

તમે પોતાના ભાઇને આપવા લાયક નથી. હે અકૃતવ્રણ, એવાં અંબાનાં વચન સાંભળીને ભીષ્મે પોતાના કારભારી સાથે વિચાર કરી, પોતાના મનમાં નિશ્ચય કરી તથા પોતાની માતા સત્યવતિના મત પ્રમાણે આને જવાની આજ્ઞા આપી. ત્યારે પ્રસન્ન થયેલી આ કન્યા સૌભ શેહેરના પતિ-શાલ્વ રાજા પાસે ગઇ. ને તેને આવી રીતે કાલાનુકૂલ વચન કેહેવા લાગી કે હે રાજાઓમાં શ્રેષ્ઠ, ભીષ્મે મારો ત્યાગ કર્યો છે, માટે તમે મને સ્ત્રી-રૂપે ગ્રહણ કરો; કેમકે હું પૂર્વેજ મને કરી તમને વરી છું. હે અકૃતવ્રણ, એવાં આ અંબાનાં વચન સાંભળી આના ચરિત્રમાં શંકા યુક્ત થઇ તે શાલ્વ રાજાએ, તેમ કરવાની ના કહી, તેથી તપ કરવામાં પ્રીતિવાળી આ કન્યા તે કરવાસારૂ તપોવનમાં આવી છે; ને મેં એણે વંશનું કીર્તન કરવાથી એને ઓળખી છે, હે ઋષિ, આ કન્યા પોતાના દુઃખનું કારણ ભીષ્મજ છે એમ માને છે. અંબાએ કહ્યું કે હે મહાસમર્થ ઋષિ, મારી માતાના પિતા સૃંજય કુળમાં ઉત્પન્ન થયેલા આ હોત્રવાહન રાજર્ષિ કહે છે તેમજ છે. હે તપોધન, હે બ્રાહ્મણમાં શ્રેષ્ઠ, હે ભગવન્, હું અપમાનના ભયથી તથા લજ્જાને લીધે મારા પિતા કાશિરાજાના શેહેરમાં પાછી જવા ઇચ્છતી નથી. ને પરશુરામ મને જે કેહેશે, તેજ કાર્ય ઘણું કરીને મારે કરવું એમ મારી મતિ છે.

यत्तुमांभगवान्रामो वक्ष्यातिद्विजसत्तम ।
तन्मेकार्यतमंकार्य मितिमेभगवन्मतिः ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि अंबोपाख्यानपर्वणि होत्रवाहनांबा-संवादे गुर्जरभाषायां षट्सप्तत्यधिकशततमोऽध्यायः ॥१७६॥

---

**अकृतव्रणउवाच** ॥ दुःखद्वयमिदंभद्रे कतरस्यचिकीर्षसि ।
प्रतिकर्तव्यमबले तत्त्वंवत्सेवदस्वमे ॥१॥

અકૃતવ્રણ કહે છે–હે કલ્યાણિ, હે અબળા, હે વત્સ અંબા, તને દુઃખનું કારણ ભીષ્મ તથા શાલ્વ રાજા છે, માટે તું એ બેમાં કોને નાશ કરવા ઇચ્છે છે, તે મને કહે. હે કલ્યાણિ, તું જો સૌભપતિ શાલ્વ રાજા સાથે પાણિગ્રહણ કરવા ઇચ્છતી હો, તો મહાત્મા પરશુરામ તારા હિત માટે તેમ કરાવશે. અને જો તું બુદ્ધિમાન પરશુરામે સંગ્રામમાં જીતેલા ભીષ્મને જોવા ઇચ્છતી હઇશ, તો તે પણ તારાં તથા હોત્રવાહન

રાજાનાં વચન સાંભળીને તે તેમ કરશે, માટે તારે જે અવશ્ય કરવાનું હોય, તેનો એક નિશ્ચય કર. અંબાએ કહ્યું કે હે ભગવન્, હે બ્રહ્મન્, ભીષ્મે મારૂં હરણ અજાણથી કર્યું છે, કેમકે તે મારૂં મન શાલ્વ રાજામાં આસક્ત હતું તે જાણતા ન હતા. માટે હે બ્રહ્મન્, અકૃતવ્રણ, એ વિષે તમે મનમાં વિચાર પૂર્વક નિશ્ચય કરીને, કુરૂકુળમાં સિંહરૂપ ભીષ્મ ઉપર અથવા શાલ્વરાજા ઉપર વા તે બેઉ ઉપર ન્યાયથી જેની ઉપર દોષ મૂકવો ઘટે, તેની ઉપર મૂકો. મેં મારા દુઃખનું મૂળ યથાર્થ તમને નિવેદન કર્યું; હવે જેવી રીતે કરવું યોગ્ય હોય, તેવી રીતે તમે કરો. એવાં અંબાનાં વચન સાંભળીને અકૃતવ્રણ ઋષિએ કહ્યું કે હે વરને વરનારી હે કલ્યાણિ, આ તું ધર્મયુક્ત વાક્ય કહે છે એ તને યોગ્ય છે, માટે હું કહું તે મારાં વચન સાંભળ–હે ભીરૂ, જો ભીષ્મ તને હસ્તિનાપુર પ્રત્યે લઈ ગયા ન હતે, તો શાલ્વરાજા પરશુરામની આજ્ઞાથી તને મસ્તક ઉપર ચઢાવી ગ્રહણ કરત, પણ હે કલ્યાણિ, હે રૂડા મધ્ય ભાગવાળી, તે ભીષ્મ રાજાઓને જીતી તને હસ્તીનાપુરમાં લઈ ગયા, તે કારણને લીધે શાલ્વ રાજાને તારે વિષે સંશય ઉત્પન્ન થયો; માટે હું પરાક્રમીછું એમ અભિમાનવાળા જયશીલ ભીષ્મ વિષેજ તારે દંડ આપાવવો યોગ્ય છે. હે દુર્યોધન, એવાં અકૃતવ્રણનાં વચન સાંભળી અંબાએ કહ્યું કે હે બ્રહ્મન્, મારા પણ હૃદયમાં સદૈવ એવીજ ઇચ્છા રહે છે, જે રણસંગ્રામમાં હું ભીષ્મને મરાવું. માટે હે બ્રહ્મન્, હે મહાબાહો, જે નિમિત્તથી હું અત્યંત દુઃખિત થઇ છું, તે ભીષ્મ વા શાલ્વ, જેની ઉપર તમને દોષ ભાસતો હોય તેને શિક્ષા કરો; હુંથી નિશ્ચય કહી શકાતું નથી. ભીષ્મ કહે છે— હે ભરતકુળમાં શ્રેષ્ઠ દુર્યોધન, એ રીતે વાતો કરતાં તેમને તે દિવસ તથા સુખરૂપ શીતોષ્ણ વાયુ વાળી રાત્રિ નિવૃત્ત પામ્યા, ને પ્રાતઃકાળ થયો ત્યારે તેજે કરી પ્રજ્વલિત અગ્નિ સરખા, જટા તથા ચિર વસ્ત્રથી શોભિતા, પરશુ તથા ધનુષ ધારણ કરેલા, ઉદાર ચિત્તવાળા તથા શિષ્યથી વિંટાયલા પરશુરામ મુનિ ત્યાં પધારયા. તેને જોઇને ત્યાં રેહેનાર તપસ્વિ પુરૂષોએ મહા તપસ્વિ હોત્રવાહન રાજાએ તથા તપસ્વિની તે કન્યા અંબાએ સામે ઉભા થઇ અવ્યગ્રચિત્તથી મધુપર્કે કરી ન્યાય પૂર્વક તેની પૂજા કરી; ત્યારે ભૃગુ કુળમાં ઉત્પન્ન થયેલા પરશુરામ તે સર્વ સહિત ત્યાં આસન ઉપર વિરાજમાન થયા. પછી સૃંજય કુળમાં ઉત્પન્ન થયેલો તે હોત્રવાહન રાજા તથા પરશુરામ એ બેઉજણ પ્રાચીન કેટલીક વાતો કર-

વા લાગ્યા; ને તે વાતો સંપૂર્ણ થયા પછી તે રાજર્ષિયે ભૃગુકુળમાં શ્રેષ્ઠ મહાબળવાન તેને મધુર વાણિથી વખતને યોગ્ય અર્થયુક્ત વચન કહ્યાં કે હે કાર્ય કરવામાં ચતુર, હે સમર્થ, હે રામ, આ અંબા મારી દૈહિત્રી અને કાશી રાજાની કન્યા થાય છે, માટે એનું કાર્ય યથાર્થ તમે સાંભળો. હે દુર્યોધન, એવાં હોત્રવાહનનાં વચન સાંભળીને પરશુરામે તે કન્યાને કહ્યું કે, જે તારે કાર્ય હોય, તે કહે. હે ભારત, એવાં પરશુરામનાં વચન સાંભળીને શોકવાળી અંબા કન્યા, અગ્નિ સરખા પ્રજ્વલિત પરશુરામના પવિત્ર ચરણને પ્રણામ કરી, કમળ દળ સરખા પોતાના બે હાથથી તેનો સ્પર્શ કરી, પાસે ઉભી રૂદન કરતી કેહેવા લાગી કે, સૃંજય કુળમાં ઉત્પન્ન થયેલા હોત્રવાહન રાજર્ષિની દૈહિત્રી હું શરણે થવા લાયક ભૃગુ નંદન તમારી શરણે આવીછું. હે દુર્યોધન, એ પ્રમાણે અંબાનાં વચન સાંભળી પરશુરામે કહ્યું કે હે રાજકન્યા, જે રીતે આ સૃંજયકુળમાં ઉત્પન્ન થયેલા હોત્રવાહન રાજાની તું દૈહિત્રી છે, તેજ રીતે મારી પણ દૈહિત્રી છે, માટે જે તારા મનનું દુઃખ હોય તે કહે, હું તારા કેહેવા પ્રમાણે કરીશ. અંબા બોલી કે હે ભગવન્, હું મ્હોટા વ્રતવાળા તમારી શરણે પ્રાપ્ત થઇ છું, વાસ્તે ભયંકર શોકરૂપી કાદવના સમુદ્રમાંથી મારો ઉદ્ધાર કરો. ભીષ્મ કહે છે—હે દુર્યોધન, એવાં અંબાનાં વચન સાંભળી તેનું રૂપ, નવી અવસ્થા તથા અત્યંત સુકુમારતાને જોઈ, પરશુરામે પોતાના મનમાં વિચાર કરતાં આ કન્યા શું કહેશે એમ જાણી વળી તેને દયાથી કહ્યું કે હે પવિત્ર હાસ્યવાળી, જે તારૂં દુઃખ હોય, તે ધૈર્ય રાખી મને કહે. હે ભરત કુળમાં ઉત્પન્ન થયેલા રાજા દુર્યોધન, એવાં પરશુરામનાં વચન સાંભળીને તે કન્યાએ, પોતાનું દુઃખ યથાથ તેને કહી સંભળાવ્યું. ત્યારે જમદગ્નિના પુત્ર પરશુરામે, તે રાજ્ય કન્યાનાં વચન સાંભળી મનમાં નિશ્ચય કરી, તેને કહ્યું કે હે ભાવિનિ, હું તને કુરૂકુળમાં શ્રેષ્ઠ ભીષ્મ પાસે મોકલીશ અને તે ગંગા પુત્ર રાજા મારા કેહેવા પ્રમાણે કરશેજ એમ હું માનુંછું; ને કદિ નહીં કરે, તો અમાત્ય સહિત તેને શસ્ત્રના તેજે કરી રણસંગ્રામમાં બાળી ભસ્મ કરીશ. હે રાજકન્યા, જો ત્યાં જવાની તારી મતિ ન હોય, તો એ કામમાં શૂરવીર શાલ્વ પતિને હું યોજના કરૂં. એવાં પરશુરામનાં વચન સાંભળી અંબાએ કહ્યું કે હે ભૃગુનંદન, પૂર્વેથી મારૂં મન શાલ્વ રાજા વિષે ગયેલું છે એમ મારા કેહેવાથી ભીષ્મે મને તેની પાસે મોકલી. ત્યારે સૌભપતિ શાલ્વ રાજા પાસે જઇને મેં દુઃખે કરી બોલાય નહીં એવાં વચન તેને કહ્યાં; પણ મારાં ચરિત્ર વિષે શંકાને લીધે તેણે તો સ્વીકાર

કર્યાં નહીં. હે ભૃગુનંદન, તમે આ મારાં વચન સાંભળ્યાં, માટે હવે નિશ્ચય કરી જે કરવું ઘટે, તે કરવા યોગ્ય છો. હું વિચાર કરૂંછું તો ખરેખર મારા દુ:ખનું મૂળ મ્હોટા વ્રતવાળા ભીષ્મજ છે એમ દેખાય છે; કારણ તેણે બળાત્કારથી હરણ કરી જઈ મને વશ કરી. માટે હે મહાબાહો પરશુરામ, જેને લીધે આ દુ:ખ મને પ્રાપ્ત થયું એવા ભીષ્મનેજ તમે મારો; જે લોભી, નીચ તથા જયશીલ છે, વાસ્તે તે વિષેજ પ્રતિક્રિયા કરવી એ યોગ્ય છે. જ્યારથી મ્હોટા વ્રતવાળા ભીષ્મે બળાત્કારથી મને હરણ કરી, ત્યારથીજ મારા મનમાં તેને હું કોઇ પાસે પણ મરાવું એવો સંકલ્પ છે. માટે હે નિષ્પાપ, હે મહાબાહો પરશુરામ, એ મારી કામના હાલ તમે સંપાદન કરો, ને ઇંદ્ર જેમ વૃત્રાસુરને મારે, તેમ ભીષ્મને મારો.

तस्मात्काममममाद्येमं रामसंपादयानघ ।
जहिभीष्मंमहाबाहो यथावृत्रंपुरंदरः ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि अंबोपाख्यानपर्वणि रामांबासंवादे गुर्जरभाषायां सप्तसप्तत्यधिकशततमोऽध्यायः ॥१७७॥

---

**भीष्मउवाच ॥** एवमुक्तस्तदारामो जहिभीष्ममितिप्रभो ।
उवाचरुदतींकन्यां चोदयंतींपुनःपुनः ॥१॥

ભીષ્મ કહેછે—હે દુર્યોધન, અંબાએ હે પ્રભો, ભીષ્મને મારો એમ કહ્યું, ત્યારે પરશુરામે વારંવાર તે કામ કરવાની પ્રેરણા કરતી તથા રૂદન કરતી એવી કન્યા અંબાને કહ્યું કે હે કાશિરાજાની પુત્રિ શ્રેષ્ઠ સ્વરૂપવાળી, હું બ્રહ્મવેત્તાના હેતું વિના ઈચ્છા પ્રમાણે શસ્ત્ર ધારણ નહીં કરૂં; માટે એ ઉપરાંત બીજું શું કરૂં ? હે સુંદર ગાત્રવાળી રાણિ, ભીષ્મ તથા શાલ્વ રાજા મારા કેહેવા પ્રમાણે કરશે, માટે હું શસ્ત્ર ધારણ નહીં કરૂં; ને તું કંઇપણ શોચ કર નહીં. હે શ્રેષ્ઠ અંગવાળી, હું કદિ પણ શસ્ત્ર ધરીશ નહીં, કેમકે બ્રાહ્મણની આજ્ઞા વગર મારે શસ્ત્ર ધરવાં નહીં એવો મેં નિશ્ચય કરયો છે. અંબાએ કહ્યું કે હે પરશુરામ, મહા સમર્થ એવા તમારે હરેક ઉપાયે કરી જે મારૂં દુ:ખ નિવૃત્ત કરવાનું છે, તે કેવળ ભીષ્મથીજ ઉત્પન્ન થયુંછે; માટે તમે મહા સમર્થ એવા તેને નાશ કરો, વિલંબ કરો નહીં. પરશુરામ બોલ્યા કે હે કાશિરાજાની કન્યા અંબા, ભીષ્મ મસ્તકે

કરી નમસ્કાર કરવા લાયક છે, તોપણ મારા કેહેવાથી તારા ચરણને પણ ગ્રહણ કરશે; વાસ્તે તું ફરીથી કેહે તેની સાથે યુદ્ધ વગર બીજું શું કરૂં? અંબા બોલી કે હે રામ, પૂર્વે સંગ્રામમાં રામચંદ્રને યુદ્ધ કરવા સારૂ જેણે બોલાવ્યા હતા એવા તમે, જો મારૂં પ્રિય કરવા ઇચ્છતા હો, તો યુદ્ધને વિષે અસુરની પેઠે ગર્જના કરનાર ભીષ્મને નાશ કરો. જે બોલ્યા છો, તે સત્ય કરવા લાયક છો. ભીષ્મ કહેછે—હે દુર્યોધન, એ પ્રમાણે પરશુરામ તથા અંબા પરસ્પર કેહેતાં હતાં તે વેળા પરમ ધર્માત્મા અકૃતવ્રણ ઋષિ બોલ્યા કે—હે મ્હોટી ભુજાવાળા, હે ભૃગુકુળમાં ઉત્પન્ન થયેલા, હે શૂરવીર પરશુરામ, શરણ આવેલી આ કન્યાનો ત્યાગ કરવા તમે લાયક નથી, માટે જો યુદ્ધમાં બોલાવેલા ભીષ્મ તમે મને જીત્યો એમ બોલે અથવા તમારા કેહેવા પ્રમાણે કરે, તો આનું કાર્ય કર્યું અને પોતાનાં વાક્ય પણ સત્ય કર્યાં એમ થાય. હે પરશુરામ, પૂર્વે તમે જ્યારે સર્વ ક્ષત્રિયોને જીત્યા, ત્યારે બ્રાહ્મણોની પાસે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્રમાંથી કોઇપણ બ્રાહ્મણનો દ્વેષ કરનાર થશે, તેને હું સંગ્રામમાં નાશ કરીશ; પણ શરણાર્થિ, ભય પામેલા તથા શરણને અર્થે પ્રાપ્ત થયેલા પ્રાણિને જીવતાં લગી કદિ પણ ત્યાગ કરવા સમર્થ થઈશ નહીં, અને સંગ્રામમાં એકઠું થયેલું સર્વે ક્ષત્રિય મંડળને જીતે એવો કોઈ હશે, તોપણ દેદીપ્યમાન શરીરવાળાને નાશ કરીશ એમ પ્રતિજ્ઞા લીધી છે. માટે હે ભૃગુકુળમાં ઉત્પન્ન થયેલા, એજ પ્રમાણે વિજયી કુરૂકુળમાં ઉત્પન્ન થયેલા ભીષ્મ છે; વાસ્તે તમે સંગ્રામમાં તેની સામે જઈ યુદ્ધ કરો. પરશુરામે કહ્યું કે હે ઋષિયોમાં શ્રેષ્ઠ, મેં પૂર્વે જે પ્રતિજ્ઞા લીધી છે, તે મને યાદ છે, માટે સામના ઉપાયે કરી જેમ સિદ્ધ થશે, તેમ હું કરીશ. હે બ્રહ્મન્, કાશિરાજાની આ કન્યાના મનમાં જે કાર્ય છે, તે મ્હોટું છે, માટે હું જ્યાં ભીષ્મ છે, ત્યાં આને સાથે લઇને જઇશ, ને જો સંગ્રામમાં વખાણવા લાયક ભીષ્મ મારા કેહેવા પ્રમાણે નહીં કરે, તો વૃદ્ધિ પામેલાને નાશ કરીશ એમ મારો નિશ્ચય છે. મારા મૂકેલા બાણ દેહ ધારીના શરીરને વિષે આસક્ત થઇ રહેતા નથી તેને કાપીજ નાખે છે, ક્ષત્રિયોના સંગ્રામને વિષે તમારા જાણવામાંજ છે. હે દુર્યોધન, મ્હોટા તપસ્વી પરશુરામ એ પ્રમાણે કહી બ્રહ્મવાદિ બ્રાહ્મણો સહિત પ્રયાણ કરવાનો નિશ્ચય કરીને જવા તૈયાર થયા. ત્યારપછી તે સર્વ તપસ્વિયો તે દિવસની રાત્રિ ત્યાં રહ્યા, ને બીજે દિવસે અગ્નિમાં આહુતિ આપી તથા કરવાના જપ કરીને મને મારવાની ઇચ્છાથી રવાને થવા તૈયાર થયા. ત્યારે

હે મહારાજ દુર્યોધન, પરશુરામ તે બ્રાહ્મણો તથા કન્યા અંબા સહિત કુરુક્ષેત્રને પ્રત્યે ગયા. પછી ભૃગુકુળમાં ઉત્તમ પરશુરામ જેમાં મુખ્ય હતા એવા મહાત્મા તથા તપસ્વિ સર્વ બ્રાહ્મણો સરસ્વતીની ચોમેર ફરતા બેઠા. ત્યારપછી તેમને ત્યાં આવ્યે ત્રણ દિવસ થયા ત્યારે બેઠેલા મ્હોટા વ્રતવાળા પરશુરામે, હું અહીં આવ્યોછું એમ મને કેહેવરાવ્યું. ત્યારે મહા બળવાન, અતિ તેજસ્વિ તથા મહા સમર્થ પરશુરામ મારા દેશની સાન્નિધ્ય આવ્યા છે એમ સાંભળીને, હું પ્રીતીને લીધે મ્હોટા વેગથી તેની પાસે ગયો, ને મેં ગાય નિવેદન કરી પૂજન કરી. ત્યારે હે રાજેંદ્ર, વેદમૂર્તિ ઋત્વિક, પુરોહિત તથા બીજા બ્રાહ્મણોથી વિંટાયલા અને મહા પ્રતાપિ જમદગ્નિના પુત્ર પરશુરામ, આવેલા મને જોઇને મારી પૂજાને સ્વીકાર કરી આવી રીતે વાક્ય બોલ્યા કે હે ભીષ્મ, નિષ્કામનાવાળા તમે કાશિરાજાની આ કન્યા અંબાને હરણ કરીને પાછો તેનો ત્યાગ કરયો એ કેવા વિચારથી કર્યું ? તમે મ્હોટા યશવાળી આ કન્યાને ધર્મથી ભ્રષ્ટ કરી; કેમકે તમોએ સ્વીકાર કરેલી ને આ પૃથ્વીને વિષે કોણ પુરૂષ ગ્રહણ કરવા સમર્થ છે ? હે ભારત, તમે આને લઇ ગયા તેથીજ શાલ્વ રાજાએ આનો સ્વીકાર કરયો નહીં; માટે મારા કેહેવાથી ગ્રહણ કરો. હે પુરૂષમાં સિંહરૂપ, હે નિષ્પાપ, રાજપુત્રી અંબા પોતાના ધર્મને પામો; ને તમારે આને અપમાન લગાડવું એ યોગ્ય નથી. હે દુર્યોધન, એ પ્રમાણે પરશુરામે મને કહ્યું, ત્યારે ઉદાસયુક્ત મનવાળા તેને જોઇને મેં કહ્યું કે હે બ્રહ્મન્, હું મારા ભાઈ વિચિત્રવીર્યને આ કન્યા ગ્રહણ કરી કદિપણ આપીશ નહીં; કેમકે જ્યારે તેણે મને હું શાલ્વ રાજાની સ્ત્રી છું એમ કહ્યું, ત્યારે મેં તેને તેની પાસે જવાની રજા આપી, તેથી તેના શેહેર પ્રત્યે ગઈ. હે પરશુરામ, ભય દયા, ધનનો લોભ તથા કામનાથી પણ મારે ક્ષત્રિય ધર્મનો ત્યાગ કરવો નહીં એમ મેં વ્રત લીધેલું છે. હે દુર્યોધન, એવાં મારાં વચન સાંભળીને, ક્રોધથી વ્યાકુળ નેત્રવાળા પરશુરામે કહ્યું કે હે મનુષ્યમાં શ્રેષ્ઠ, તું મારા કેહેવા પ્રમાણે નહીં કરે તો, હું અમાત્ય સહિત તને નાશ કરીશ ! હે શત્રુને દમન કરનાર દુર્યોધન, એ પ્રમાણે ક્રોધયુક્ત થયેલા પરશુરામે વારંવાર મને કહ્યું, ત્યારે મેં તેને પ્રિય લાગે એવી વાણીએ કરી પ્રાર્થના કરતાં અનેક વાક્ય કહ્યાં; તોપણ ભૃગુકુળમાં સિંહરૂપ તે શાંતિ પામ્યા નહીં. ત્યારે મેં તેને મસ્તકે કરી પ્રણામ કરીને ફરીથી કહ્યું કે, તમે મારી સાથે યુદ્ધ કરવા ઇચ્છોછો તેનું કારણ

શું ? હે મ્હોટી ભુજાઓવાળા ભાર્ગવ, તમે જ્યારે હું બાળક હતો, ત્યારે મને ચાર પ્રકારની બાણ તથા અસ્ત્રવિદ્યા શીખવી છે; માટે તમારો શિષ્ય છું. હે દુર્યોધન, મેં એ પ્રમાણે કહ્યું, ત્યારે મહા ક્રોધથી લાલ થવાં હતાં નેત્ર જેનાં એવા પરશુરામે કહ્યું કે, હે ભીષ્મ, તું મને ગુરૂ માને છે, પણ મારા કેહેવાથી કાશિરાજાની આ કન્યા અંબાને મારા પ્રિય માટે ગ્રહણ કરતો નથી; માટે યુદ્ધ વગર તારી શાંતિ થવાનીજ નથી એમ મને દેખાય છે! વાસ્તે હે મહાબાહો, તું આ કન્યાને ગ્રહણ કર ને પોતાના કુળની રક્ષા કર; કેમકે તેં આ કન્યાને ભ્રષ્ટ કરી છે, જેથી આ કોઇ પતિને પામી નથી! હે રાજા દુર્યોધન, એ પ્રમાણે બોલતા એવા તથા શત્રુના શેહેરને જીતનાર પરશુરામને મેં કહ્યું કે હે બ્રહ્મઋષિ, એ પ્રમાણે હવે કદિ પણ બનવાનું નથી, ફોકટ શ્રમ શા માટે કરો છો ? ! હે જામદગ્ન્ય, પૂર્વના તમે મારા ગુરૂ છો એમ જાણીને હું તમને પ્રસન્ન કરૂં છું. મેં આ કન્યાનો પૂર્વથીજ ત્યાગ કરેલો છે, કારણ સર્પણીની પેઠે નાશ કરનારી તથા બીજા પુરૂષમાં મનવાળી સ્ત્રીને જાણીને કોણ પુરૂષ ઘરમાં રાખે; જેનો દોષ મ્હોટી ખરાબી કરનાર છે. હે મ્હોટા વ્રતવાળા, હું ઇંદ્રના ભયથી પણ પોતાના ધર્મનો ત્યાગ ન કરૂં એવો છું, વાસ્તે જોઇએતો તમે પ્રસન્ન થાઓ અથવા હમણાંજ તમારે જે કરવાનું હોય તે કરો ! હે શુદ્ધ અંતઃકરણવાળા, હે શ્રેષ્ઠ બુદ્ધિવાળા, હે સમર્થ પરશુરામ, પુરાણોને વિષે મરૂત્ત રાજાએ કહેલું સંભળાય છે કે, મદોન્મત્ત, કરવા તથા નહીં કરવાના કાર્યને નહીં જાણનાર અને આડે માર્ગે ચાલનાર ગુરૂ હોય તોપણ તેનો ત્યાગ કરવો ! માટે હું તમે મારા ગુરૂ છો એમ જાણી અત્યંત પ્રેમથી તમને માનું છું; પણ ગુરૂએ કેવી રીતેથી વરતવું જોઇયે તે તમારા જાણવામાં કાંઇજ નથી, માટે તમારી સાથે યુદ્ધ કરીશ ! હે પરશુરામ, ગુરૂ, બ્રાહ્મણ તથા તપશ્ચર્યાએ કરી વૃદ્ધ એવા તમને હું સંગ્રામમાં ન મારૂં તો સારૂં એમ જાણીને મેં તમારો અપરાધ સહન કરયો. ! હે તપોધન, અધમ ક્ષત્રિયની પેઠે ઉગામેલા બાણવાળા, યુદ્ધ કરનાર, ક્રોધિ તથા પાછા નહીં હઠનાર બ્રાહ્મણને સંગ્રામમાં મારવાથી તેને બ્રહ્મહત્યા લાગતી નથી એમ ધર્મ શાસ્ત્રમાં નિશ્ચય કરયો છે હું ક્ષત્રિય ધર્મમાં રહેલો ક્ષત્રિય છું વાસ્તે તમને સંગ્રામમાં યુદ્ધ કરી નાશ કરીશ ! કેમકે કોઇ પુરૂષ જેની સાથે પ્રીતિથી અથવા દ્વેષથી વર્તતો હોય, તેણે તેની સાથે તેવી રીતે વર્તવું એમાં કાંઇ પણ અધર્મ કહેવાય નહીં અને તેનું અકલ્યાણ પણ કાંઇજ થાય નહીં. ગુરૂના કેહેવાથી સ્ત્રી પાણી ગ્રહણ કરવું

એ અર્થ તથા પિતાના વાકયથી બ્રહ્મચર્ય પાળવું એ ધર્મ, એ બેના વિ-વેકમાં કુશળ અને દેશ તથા કાળના વિભાગને જાણનાર પુરૂષને, તે બેઉમાંથી કલ્યાણ કરનાર કોણ? એમ સંશય રહેતો હોય તો અર્થનો ત્યાગ કરી નિઃસંશય ધર્મનું સેવન કરવું એજ કલ્યાણકારક છે. વાસ્તે તમે બ્રહ્મચર્ય ધર્મથી ભ્રષ્ટ કરીને મને સંશયવાન અર્થને વિષે અન્યાયથી પ્રવર્તાવા ઈચ્છો છો, માટે હું સંગ્રામમાં તમારી સાથે યુદ્ધ કરીશ! હે ભૃગુનંદન, હે વિપ્ર, હે મ્હોટા તેજસ્વિ, તમે મારી ભુજાના બળ તથા સર્વ મનુષ્ય કરતાં અધિક એવાં મારાં પરાક્રમને જૂવો! તમે બળવાન છો, તો પણ હું તમારી સાથે કુરૂક્ષેત્રમાં દ્વંદ્વ યુદ્ધ કરીશ; ને તમારે જે કરવાનું હોય તે કરો અને સજ્જ થાઓ! હું સંગ્રામને વિષે તમને નાશ કરીશ, તેથી મારા સેંકડો બાણે કરી પીડા પામેલા તથા શસ્ત્ર વાગવાથી પવિત્ર થયેલા તમે પુણ્યે કરી પ્રાપ્ત થતા શ્રેષ્ઠ લો-કને પામશો! હે યુદ્ધ કરવું એજ પ્રિયવાળા, હે મહાબાહો, હે તપોધન, તમે અહીંથી પાછા વળો ને કુરૂક્ષેત્ર પ્રત્યે જાઓ; હું યુદ્ધ કરવા સારૂ ત્યાં આવીશ! હે ભાર્ગવ રામ, જ્યાં પૂર્વે તમે પોતાના પિતા જમદગ્નિનું સ્નાન કરયું છે, ત્યાં તમને મારીને હું તમારૂં સ્નાન કરીશ! માટે હે યુદ્ધમાં દુષ્ટ મદવાળા પરશુરામ, તમે ઉતાવળથી કુરૂક્ષેત્ર પ્રત્યે જાઓ; ને હું બ્રાહ્મણ છું એમ બોલનાર તમનેજ પૂર્વનો ગર્વ છે, તે હું ઉતારીશ! હે રામ, ઘણાં વર્ષ થયાં મેં એકલે સર્વ ક્ષત્રિયોને જીત્યા એમ તમે ફુલાયા કરોછો, પણ તે વેળા હું તથા મારા સરખો કોઇ ક્ષત્રિય ઉત્પન્ન થયો ન હતો; તેથીજ જેમ ઘાસમાં અગ્નિને પ્રજ્વલિત થઇ તેને બાળે, તેમ તુચ્છ ક્ષત્રિ-યોને જીત્યા છે! પણ હે રામ, હું યુદ્ધ કરવામાં કુશળ છું એવા તમારા ગર્વને તથા તમારી કામનાને નાશ કરનાર અને શત્રુના શેહેરને જીતનાર આ હું ભીષ્મ ઉત્પન્ન થયો છું; માટે સંગ્રામમાં તમારો ગર્વ ઉતારીશ એમાં સંશય નથી. હે ભારત દુર્યોધન, એ પ્રમાણે મેં કહ્યું ત્યારે મારાં વચન સાંભળીને પરશુરામે હસતાં સરખા થઇ મને કહ્યું કે હે ભીષ્મ, તું સંગ્રામમાં મારી સાથે યુદ્ધ કરવા ઇચ્છે છે એ બહુ સારૂં છે. હે શત્રુને તપાવનાર, હે કુરૂકુળમાં ઉત્પન્ન થયેલા, હું કુરૂક્ષેત્ર વિષે જાઉ છું. ને તું પણ ત્યાં આવ; તારી સાથે તારા કેહેવા પ્રમાણે કરીશ! હે ભીષ્મ, કુરૂ-ક્ષેત્રને વિષે મેં નાશ કરેલા, સેંકડો બાણોથી વિંધાયલા તથા ગૃધ્ર, કંક અને કાગડાના ભક્ષ્યરૂપ તને તારી માતા ગંગા જૂવો! વળી હે પાર્થિવ,

સિદ્ધ તથા ચારણે સેવેલી દેવી, યોગ્ય, મ્હોટા ભાગ્યવાળી, ભગીરથની કન્યા, નિષ્પાપ અને યુદ્ધની કામના વાળા, આતુર તથા મંદ એવા તને પ્રસુત થયેલી ગંગા, આજ મેં નાશ કરેલાને જોઇને રૂદન કરો! હે ભરત કુળમાં ઉત્પન્ન થયેલા, હે યુદ્ધ કામુક, હે દુર્મદ, તું રથાદિ સાહિત્ય ગ્રહણ કર; ને આવ મારી સાથે ચાલ! હે દુર્યોધન, એ પ્રમાણે પારકા શેહેરને જીતનાર પરશુરામે કહ્યું, ત્યારે તેને મસ્તકે કરી પ્રણામ કરીને મેં કહ્યું કે, તમારા કેહેવા પ્રમાણે થાઓ! હે ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધન, એ પ્રમાણે મેં કહ્યું, ત્યારે પરશુરામ યુદ્ધ કરવાની ઇચ્છાથી કુરૂક્ષેત્ર પ્રત્યે ગયા, ને મેં શેહેરમાં જઇ મારી માતા સત્યવતીને તે સર્વ કહી સંભળાવ્યું. પછી હે મ્હોટી કાંતિવાળા દુર્યોધન, મંગળ કાર્ય કરેલો, માતાએ આશિર્વાદ આપેલો તથા બ્રાહ્મણો પાસે સ્વસ્તિવાચન કરાવેલો હું શ્વેત અશ્વો જોડેલા સુંદર, શોભાયમાન, શ્રેષ્ઠ ચક્રવાળા, વ્યાઘ્રચર્મથી મઢેલા, મ્હોટાં શસ્ત્રવાળા, સર્વ સાધન યુક્ત તથા અશ્વ વિદ્યામાં કુશળ, શૂરવીર, કુલીન, ઉત્તમ અને ઘણાં યુદ્ધરૂપ કર્મને દેખેલા સારથિએ નિયમમાં રાખેલા રથમાં બેઠો. ને હે ભરતકુળમાં શ્રેષ્ઠ, સુંદર ઉત્તમ શ્વેત કવચ પેહેરેલો, શ્વેત છત્ર જેની ઉપર હતું એવો, શ્વેત પંખાથી પવન થતો હતો જેને એવો, શ્વેત વસ્ત્ર તથા પાઘડી પેહેરેલો, શ્વેત અલંકાર ધારણ કરેલો અને તમારો જય થાઓ એવાં વાક્યથી સ્તુતિ કરેલો હું હસ્તિનાપુરથી નિકળીને રણસ્થાન કુરૂક્ષેત્ર વિષે જવા લાગ્યો. તે વેળા કુળવાન સારથિએ હાંકેલા મન તથા વાયુ સરખા વેગવાળા અશ્વ અત્યંત ચાલવા લાગ્યા; તેથી તરતજ હું ત્યાં જઇ પોંહોચ્યો. હે દુર્યોધન, એ પ્રમાણે હું તથા પ્રતાપિ પરશુરામ કુરૂક્ષેત્રને વિષે ગયા; ને તત્કાળ પરસ્પર યુદ્ધ કરવા તૈયાર થયા. પછી મેં અતિ તપસ્વિ પરશુરામની સામે ઉભા રહીને, શંખ નાદ કર્યો. તે વેળા બ્રાહ્મણો, વનમાં રેહેનારા તપસ્વિયો તથા ઇંદ્ર સહિત દેવતાઓના ગણ તે દિવ્ય યુદ્ધને જોવા સારૂ ત્યાં આવ્યા. તે સમય ત્યાં ચારે કોરથી દિવ્ય પુષ્પનો વર્ષાદ થવા લાગ્યો, દિવ્ય વાજીત્ર વાગવા લાગ્યાં અને મેઘે ઘટા કરી. વળી પરશુરામની પાછળ ચાલનારા તપસ્વિ બ્રાહ્મણો, રણસંગ્રામ જોવા સારૂ રણ ભૂમિને વિંટીને ઉભા. તે વેળા હે દુર્યોધન, સર્વનું હિત ઇચ્છનારી મારી માતા ગંગાએ મને કહ્યું કે હે ભીષ્મ, આ તારે શું કરવાની ઇચ્છા છે? હે કુરૂકુળમાં ઉત્પન્ન થયેલા, હું પરશુરામની પાસે જઇ વારંવાર પ્રાર્થના કરી કહીશ કે, ભીષ્મ તમારો શિષ્ય છે, માટે તેની

સાથે તમે યુદ્ધ કરો નહીં. હે પુત્ર, તું પણ બ્રાહ્મણ એવા જમદગ્નિના પુત્ર પરશુરામની સાથે યુદ્ધ કરવાનો આગ્રહ કર નહીં. એમ કહીને વળી મને તરછોડતાં કહ્યું કે, સર્વ ક્ષત્રિયને નાશ કરનાર તથા મહાદેવ સરખા પરાક્રમિ રામને તું શું જાણતો નથી? જેથી તેની સાથે યુદ્ધ કરવા ઇચ્છે છે. હે દુર્યોધન, એ પ્રમાણે મારી માતા ગંગાએ કહ્યું, ત્યારે મેં સ્વયંવરમાં બનેલું સર્વે વૃત્તાંત, પરશુરામને કહેલા પ્રાર્થનાનાં વાક્ય તથા કાશિરાજાની પુત્રી અંબાનું પૂર્વ કર્મ તેને કહી સંભળાવ્યું. ત્યારપછી મારી માતા ગંગા, પરશુરામ પાસે જઇ તેને ક્ષમાપના કરતાં કેહેવા લાગી કે, તમે આ તમારા શિષ્ય ભીષ્મની સાથે યુદ્ધ કરો નહીં, ત્યારે તેણે તેને કહ્યું કે હે ગંગા, તમે મને યુદ્ધ કરવાની ના કહો છો, પણ તેમ ભીષ્મને ના કહો; કારણ મારા કેહેવા પ્રમાણે તેણે કર્યું નહીં, તેથી હું તેની સાથે યુદ્ધ કરવા આવ્યો છું. વૈશંપાયન કહે છે—હે જનમેજય, એવાં પરશુરામનાં વચન સાંભળીને ગંગા, પુત્રના સ્નેહને લીધે પાછી ભીષ્મની પાસે ગઇ, ને તેણે પરશુરામના કેહેવા પ્રમાણે તેને કહ્યું, પણ ક્રોધને લીધે વ્યાકુળ નેત્રવાળા ભીષ્મે, તેનાં વાક્યને માન્ય કર્યાં નહીં. ત્યારપછી બ્રાહ્મણમાં શ્રેષ્ઠ, મ્હોટા તપસ્વિ, ભૃગુકુળમાં ઉત્તમ તથા ધર્માત્મા પરશુરામ યુદ્ધ કરવા સારૂ તૈયાર થઇ ઉભા, ને ભીષ્મને બોલાવ્યા.

अथादृश्यतधर्मात्मा भृगुश्रेष्टोमहातपाः ।
आव्हयामासचतदा युद्धायद्विजसत्तमः ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि अंबोपाख्यानपर्वणि परशुरामभीष्मयोःकुरुक्षेत्रावतरणे गुर्जरभाषायां अष्टसप्तत्युत्तरशततमोऽध्यायः १७८

---

**भीष्मउवाच ॥** तमहंस्मयन्नवरणे प्रतिभाषंव्यवस्थितं ।
भूमिष्टंनोत्सहेयोद्धुं भवंतंरथमास्थितः ॥१॥

ભીષ્મ કહેછે—હે દુર્યોધન, ત્યારપછી મેં સંગ્રામમાં ઉભેલા પરશુરામને ગર્વપૂર્વક વાક્ય કહ્યાં કે હે મ્હોટી ભુજાવાળા, હે શૂરવીર, રથમાં બેઠેલો હું પૃથ્વી ઉપર ઉભેલા તમારી સાથે યુદ્ધ કરવાનો ઉત્સાહ રાખતો નથી; માટે જો તમે મારી સાથે સંગ્રામમાં યુદ્ધ કરવા ઇચ્છતા હો, તો રથમાં બેસો અને કવચ ધારણ કરો હે દુર્યોધન, એવાં મારાં વચન સાંભળીને પરશુરામે સંગ્રામ દ્વાર પ્રત્યે મને કહ્યું કે હે ભીષ્મ, આ પૃ-

થ્વી મારો રથ, તેને વહન કરનાર વેદરૂપ અશ્વ, વાયુરૂપી સૂત અને ગાયત્રી, સાવિત્રી તથા સરસ્વતી એ ત્રણ કવચ મારાં છે. હે કુરૂનંદન, એ ત્રણ કવચ ધારણ કરેલો હું, સંગ્રામમાં તારી સાથે યુદ્ધ કરીશ. હે ગાંધારીના પુત્ર, એ પ્રમાણે કહીને સત્ય પરાક્રમિ પરશુરામે મ્હોટા બાણના સમુદાયે કરી મને ચોમેરથી વિંટી લીધો. ત્યારપછી મેં સર્વ શ્રેષ્ઠ આયુદ્ધવાળા, સુંદર, અદ્ભુત ઉપમા તથા દેખાવવાળા, સંકલ્પ માત્રથી ઉત્પન્ન કરેલા, પવિત્ર, મ્હોટા શેહેર સરખા, દિવ્ય અશ્વ જોડેલા, સુવર્ણથી મઢેલા અને દૃઢ એવા રથમાં સૂર્ય તથા ચંદ્રના ચિન્હવાળું કવચ ધારણ કરી બેઠેલા જમદગ્નિના પુત્ર પરશુરામને જોયા. તે વેળા ધનુષ ધરનાર, ભાથા બાંધેલા, ચામડાના હાથમાં મોજા પેહેરેલા, વેદ જાણનાર તથા પરશુરામના અત્યંત પ્રિય સખા અકૃતવ્રણ, યુદ્ધ કરવાની ઇચ્છાવાળા તેનું સારથિપણુ કરવા લાગ્યા. ત્યાર પછી હે દુર્યોધન, પરશુરામ મારા મનને હર્ષ ઉપજાવતાં વારંવાર સામે આવ, સામે આવ, એમ કેહેવા લાગ્યા. ત્યારે ઉગતા સૂર્યની પેઠે અસહ્ય, મહા બળવાન, તથા ક્ષત્રિયોનો નાશ કરનાર એકલા પરશુરામની સાથે હું એકલો યુદ્ધ માટે સાવધ થઇ ઉભો. ત્યારપછી જ્યારે બાણનો પ્રહાર ચાલવા લાગ્યો, ત્યારે હું મારા રથના અશ્વને ઉભા રાખી, ધનુષ મૂકી દઈ, રથમાંથી પૃથ્વી ઉપર ઉતરીને, પરશુરામની પૂજા કરવા સારૂ તેની પાસે ગયો; ને તેને વિધિ પૂર્વક પ્રણામ કરીને મેં આવી રીતે ઉત્તમ વાક્ય કહ્યાં કે હે પરશુરામ, ધર્મ શીલ, ગુરૂ તથા મારાથી અધિક અથવા મારા સમાન તમારી સાથે હું રણમાં યુદ્ધ કરીશ. માટે હે સમર્થ, તમે આ સંગ્રામમાં મારા જયને ઇચ્છજો. પરશુરામે કહ્યું કે હે મ્હોટી ભુજાવાળા, હે કુરૂકુળમાં શ્રેષ્ઠ ભીષ્મ, સમૃદ્ધિની ઇચ્છાવાળા તથા શ્રેષ્ઠની સાથે યુદ્ધ કરનાર પુરૂષે તારીજ પેઠે વિદ્યા ગુરૂને પ્રણામાદિ કરવું જોઇયે; કેમકે એવો ધર્મ છે; માટે જો તેં એ પ્રમાણે મને પ્રણામાદિ ન કર્યું હતે, તો હું તને શાપ આપત. હે ભીષ્મ, હવે ઉત્સાહથી તું મારી સામે આવ, ને ધૈર્ય રાખી સાવધ થઈ સંગ્રામમાં યુદ્ધ કર, હું તને જીતવા સારૂ ઉભો છું, માટે તારા જયને ઇચ્છતો નથી; પણ તારાં આચરણે કરી પ્રસન્ન થયો છું. વાસ્તે તું જા રથમાં બેસ ને ધર્મે કરી મારી સાથે યુદ્ધ કર. હે દુર્યોધન, એવાં પરશુરામનાં વચન સાંભળી તેને નમસ્કાર કરી ઉતાવળથી રથમાં બેસીને, મેં સુવર્ણથી મઢેલો શંખ ફરીથી સંગ્રામમાં વગાડ્યો. ત્યારપછી હે ભારત રાજા, પરસ્પર જીતવાની ઇચ્છાથી મારૂં તથા તેનું ઘણા દિવસ સુધી યુદ્ધ થવા લાગ્યું. ત્યારે પ્રથમ પરશુરામે ગૃધ્રના પીંછ બાંધેલા તથા નમેલા અ-

ગ્ર ભાગવાળા નવસો સાઠ બાણ મારી ઉપર મૂક્યાં; જેથી મારા રથના ચાર અશ્વ, સારથિ અને હું ઢંકાઇ ગયા, તો પણ હે દુર્યોધન, હું સંગ્રામમાં કવચ પેહેરીને સામો પ્રહાર નહીં કરતાં તેની સામે ઉભો રહ્યો. પછી દેવતા તથા બ્રાહ્મણોને નમસ્કાર કરીને મેં, રણમાં ઉભેલા તેને હસતાં કહ્યું કે હે બ્રહ્મન્, તમે મર્યાદા મૂકી, તોપણ મેં તમારૂં ગુરૂપણાનું માન રાખ્યું છે; વાસ્તે હવે હું ફરીથી ધર્મ સંગ્રહ વિષે મારી સંપત્તિ કહું તે તમે સાંભળો—હે ગુરૂ, સર્વ વેદ તમારા શરીરને વિષે રહ્યા છે, તમારૂં બ્રાહ્મણપણું પણ મ્હોટું છે તથા તમે તપશ્ચર્યાપણ બહું મ્હોટી કરી છે; તેથીજ હું તમારી ઉપર પ્રહાર કરતો નથી, પણ જે બ્રાહ્મણ શસ્ત્ર ઉગાગી પ્રહાર કરે તે ક્ષત્રિય પણાને પામે, માટે તમે મને ક્ષત્રિય ધર્મરૂપ પ્રહાર કરવા લાગ્યા છો, વાસ્તે હવે મારા ધનુષના પરાક્રમને તથા મારા બાહુબળને જૂવો. હે શૂરવીર, આ હું મારાં તીક્ષ્ણ બાણે કરી તમારા ધનુષને હમણાં કાપુછું. હે ભરતકુળમાં શ્રેષ્ઠ દુર્યોધન, એ પ્રમાણે પરશુરામને કહીને મેં તીક્ષ્ણ એવો એક બાણ તેની ઉપર મૂકીને તેના ધનુષની કોટીને કાપીને તેને પૃથ્વી ઉપર પાડયું. પછી મેં નમેલા અગ્રભાગવાળા તથા ગરજુના પીછ બાંધેલા સેંકડો બાણ તેના રથ ઉપર મૂકયા, ત્યારે વાયુના વેગથી વિશેષ ગતિ વાળા તે બાણ તેના શરીરમાં વાગી બાહાર નિકળીને, રૂધિર ટપકતા સર્પની પેઠે ચારે કોર ફરતા દેખાયા. તે વેળા રૂધિરથી ખરડાયલા સર્વ અંગવાળા તથા રૂધિર જેના શરીરમાંથી ટપકયા કરતું હતું એવા પરશુરામ, જેમ ધાતુ ખેરતો એવો મેરૂ પર્વત, શિશિર ઋતુને વિષે લાલ પુષ્પના ગુચ્છાથી આસોપાલવ તથા ઉઘડેલા કેસુડાના પુષ્પથી ખાખરાનું વૃક્ષ શોભે, તેમ શોભતા હતા. ત્યાર પછી મ્હોટા ક્રોધ યુક્ત થયેલા પરશુરામે બીજા ધનુષને ગ્રહણ કરીને, મારી ઉપર સુવર્ણના અગ્રભાગવાળા તથા અત્યંત તીક્ષ્ણ બાણનો વર્ષાદ કરયો. ત્યારે અનેક તરેહથી મર્મસ્થાનને ભેદનાર, મહા વેગવાન અને સર્વે અગ્નિ તથા વિષ સરખા તે ભયંકર બાણ મારા શરીર ઉપર પ્રાપ્ત થઇને મને કંપાયમાન કરવા લાગ્યા. તોપણ મારા શરીરને સ્થિર રાખી ક્રોધાયમાન થઇને મેં, પરશુરામ ઉપર સેંકડો બાણ મૂકયા; જે અગ્નિ, સૂર્ય તથા સર્પ સરખા અને તીક્ષ્ણથી પીડાયલા હોવાને લીધે તે ખેદયુક્ત મનવાળા થયા. ત્યારે હે ભારત, તેને જોઇને તેની ઉપર દયાયુક્ત થયું હતું ચિત્ત જેનું એવો હું, પોતાની બુદ્ધિ તથા મનને સ્થિર રાખીને, ક્ષત્રિય ધર્મને તથા

યુદ્ધને ધિક્કાર છે ધિક્કાર છે એમ કહેવા લાગ્યો. ને હે રાજા, શોકના વેગથી વ્યાપ્ત થયેલા મેં વારંવાર કહ્યું કે અરે ! મેં ક્ષત્રિય ધર્મને લીધે આ મ્હોટું પાપ કર્મ કર્યું; જેથી ગુરૂ, બ્રાહ્મણ તથા ધર્માત્માને તીક્ષ્ણ બાણે કરી આવા પીડિત કર્યા ! હે ભારત, ત્યારપછી મેં પરશુરામ ઉપર તે વખત ફરીથી પ્રહાર કરયો નહીં. તે વેળા હજારો કિરણવાળા સૂર્ય દેવતા પૃથ્વીને તપાવીને, જ્યારે નિવૃત્ત થયો, ત્યારે અસ્ત થયા; ને તે યુદ્ધ નિવૃત્ત થયું.

अथावताप्यपृथिवीं पूषादिवससंक्षये ।
जगामास्तंसहस्त्रांशु स्ततोयुद्धमुपारमत् ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि अंबोपाख्यानपर्वणि रामभीष्मयुद्धे गुर्जरभाषायां ऊनाशीत्यधिकशततमोऽध्यायः ॥१७९॥

---

**भीष्मउवाच** आत्मनस्तुततःसूतो हयानांचविशांपते ।
ममचापनयामास शल्यान्कुशलसंमतः ॥१॥

ભીષ્મ કહે છે—હે પૃથ્વીપતિ દુર્યોધન, ત્યારકેડે કુશળ પુરૂષમાં માન્ય મારા સારથિએ પોતાના, અશ્વના તથા મારા શરીરમાં ખૂંચી ગયેલા બાણ ખેંચી બહાર કાઢ્યા. પછી બીજા દિવસના પ્રભાતને વિષે સૂર્યનો ઉદય થયો, ત્યારે પાછું યુદ્ધ પ્રવર્ત થવું જોઇયે; માટે પ્રતાપિ પરશુરામે કવચ ધારણ કરેલા, રથમાં બેઠેલા તથા સ્નાન કરી વળેલા, જળપાન પ્રાપ્ત થયું હતું જેને એવા અને વિહ્વળતા રહિત અશ્વોએ કરી ઉતાવળથી આવતા એવા મને જોઇને, પોતાના રથને અત્યંત સજ્જ કર્યો. પછી હું યુદ્ધ કરવાની ઇચ્છાથી આવતા રામને જોઇને, પોતાના શ્રેષ્ઠ ધનુષનો ત્યાગ કરી તત્કાળ રથમાંથી ઉતરી, તેને નમસ્કાર કરી, પાછો રથમાં બેસી, તેની સામે યુદ્ધ કરવા સારૂ ભય વગર થઈ ઉભો. જ્યારે મેં તેની ઉપર બાણનો વર્ષાદ કર્યો, ત્યારે તેણે પણ મારી ઉપર બાણનો વર્ષાદ કર્યો. ત્યારપછી વળી પણ મહા ક્રોધ પામેલા જમદગ્નિના પુત્ર પરશુરામે અત્યંત તીક્ષ્ણ કરેલા સર્પ સરખા બાણ મારી ઉપર મૂકયા. મેં તે હજારો બાણોને તીક્ષ્ણ ભાલાએ કરી અંતરિક્ષમાંજ તત્કાળ કાપી નાખ્યા. ત્યારપછી પ્રતાપિ જમદગ્નિના પુત્ર પરશુરામે મારી ઉપર દિવ્ય અસ્ત્ર મૂકયાં. ત્યારે તેના કરતાં અધિક પરાક્રમ કરવાની ઇચ્છાવાળા મેં, તેનાં અસ્ત્રોને અસ્ત્રે કરી રૂંધ્યાં; જેથી આકાશમાં ચારેકોર મ્હોટો શબ્દ થયો. ત્યારકેડે હે ભા-

રત, મેં પરશુરામ ઉપર વાયવ્યાસ્ત્ર મૂક્યું; જેને તેણે ગુહ્યકાસ્ત્રે કરી નિવૃત્ત કરૂં. ત્યારે વળી મેં અગ્ન્યસ્ત્રને મંત્રી પરશુરામ ઉપર મૂક્યું, તેને પણ સમર્થે વારૂણાસ્ત્રે કરી નિવારણ કર્યું. હે દુર્યોધન, એ પ્રમાણે પરશુરામનાં દિવ્ય અસ્ત્રોને મેં નિવારણ કર્યાં, અને દિવ્યાસ્ત્ર જાણનાર, શત્રુને દમન કરનાર તથા તેજસ્વી તેણે મારાં અસ્ત્રોને નિવારણ કર્યાં. ત્યારપછી અત્યંત ક્રોધાયમાન થયેલા, પ્રતાપિ તથા બ્રાહ્મણમાં ઉત્તમ જમદગ્નિના પુત્ર પરશુરામે મને ડાબી બાજુ કરી વક્ષસ્થળને વિષે બાણ મારી વિંધ્યો; જેથી હું શ્રેષ્ઠ મારા રથ વિષે ખેદ પામી પડી ગયો. ત્યારે મારો સારથિ તેની વ્યવસ્થાવાળા મને જોઇને રણભૂમિમાંથી રથ પાછો વાળી લઇ ગયો. ને અત્યંત વિંધાયલા, બેભાન થયેલા, રામના બાણથી પીડાયલા તથા ગ્લાનિ યુક્ત થયેલા મને જોઇને, અકૃતવ્રણાદિ પરશુરામના સર્વ અનુચર પ્રસન્ન થઇ મ્હોટો શબ્દ કરવા લાગ્યા; ને તેમજ કાશિરાજાની કન્યા અંબા પણ હર્ષ પામી. ત્યારપછી હે દુર્યોધન, જ્યારે મને શરીરનું ભાન થયું, ત્યારે મેં સારથિને કહ્યું કે હે સૂત, તું, જ્યાં પરશુરામ હોય, ત્યાં મારો રથ લઈ જા; મને સર્વ વેદના નિવૃત્ત થઈ છે ને હું યુદ્ધ કરવા સાવધ છું. હે કુરૂકુળમાં ઉત્પન્ન થયેલા, એવાં મારાં વચન સાંભળીને સારથિ પરમ શોભાયમાન, વાયુ સરખી ગતિવાળા અને જાણે નાચતાજ હોય શું એવા અશ્વોએ કરી મને પરશુરામની પાસે લઇ ગયો. ત્યારે હે કૌરવ, અત્યંત ક્રોધ પામેલા મેં પરશુરામની સામે જઇને, મને જીતવાની ઇચ્છાથી ક્રોધેલા તેની ઉપર બાણનો વર્ષાદ કર્યો. ત્યારે તેણે સરખી ગતિ કરનાર તથા પોતાની ઉપર આવતા મારા અસંખ્ય બાણોને એક એક પ્રત્યે ત્રણ ત્રણ બાણ મારી એકદમ કાપી નાખ્યા; જેથી તે તીક્ષ્ણોના બબે કકડા થયા, ત્યારપછી મેં પરશુરામને નાશ કરવાની ઇચ્છાથી દેદીપ્યમાન, શ્રેષ્ઠ કાંતિવાળો, તથા કાળ સમાન એક બાણ તેની ઉપર ફેંક્યો; જેથી તે હણાવાને લીધે તેના વેગને વશ થઇને સંગ્રામમાં મોહ પામી પૃથ્વી ઉપર પડી ગયા. તે વેળા સર્વ હાહાકાર કરવા લાગ્યા, ને સર્વ જગત્ જેમ સૂર્ય પડે ને ગ્લાનિ યુક્ત થાય, તેમ ગ્લાનીયુક્ત થયું. તે સમય તપશ્ચર્યારૂપ ધનવાળા બ્રાહ્મણો તથા કાશિરાજાની પુત્રિ અંબા ઉદ્વિગ્ન ચિત્તવાળાં થઇ દોડીને, પરશુરામની પાસે આવ્યાં, ને તેને આસ્તેથી મળી જળયુક્ત હાથે કરી 'તમારો જય થાઓ' એમ આશિષ આપી તેની આશ્વાસના કરવા લાગ્યા. ત્યારે પરશુરામે ઉઠીને હે ભીષ્મ, તું ઉભો રેહે, તને હમણાં મારચો છે! એમ વિહ્વળતાયુક્ત વાક્ય કહી, પોતાના ધનુષમાં બાણ સાંધી ઊતાવળથી મારી ઉપર મૂક્યો; જે મારા ડાબા પડખા વિષે લાગ્યો,

તેથી હું ડોલતા વૃક્ષની પેઠે અત્યંત ઉદ્વિગ્ન થયો. ત્યારપછી વળી પરશુ-રામે એકદમ અસ્ત્રે કરી મારા રથના અશ્વોને પ્રહાર કરીને, મારી ઉપર અનેક બાણ મૂકયા. ત્યારે હે દુર્યોધન, મેં પણ શત્રુના પ્રહારને અટકાવે એવું એક જલદી ચાલનાર અસ્ત્ર ફેંકયું; જેથી તેના સર્વ બાણ મારી ઉપર પ્રાપ્ત થયા પેહેલાંજ આકાશ માર્ગની મધ્યે નિવૃત્ત થયા. પછી હે રાજન, મારા તથા તેના બાણના સમુદાયને લીધે આકાશ છવાઇ ગયું, તેથી સૂર્ય દેખાતો ન હતો ને વાયુ પણ રૂંધાઇ ગયો. ત્યારપછી વાયુએ કંપાવાથી, સૂર્યના કિરણથી તથા પરસ્પર પછડાવાથી બાણમાં અગ્નિ ઉત્પન્ન થયો; જેને લીધે તેઓ પ્રદીપ્ત થઈ બળીને ભસ્મ થઈ પૃથ્વી ઉપર પડ્યા. ત્યારે અત્યંત ક્રોધેલા પરશુરામે મારી ઉપર ક્રમે કરી સો, હજાર, દશ હજાર, લાખ, અર્બુદ, ખર્વ તથા નિખર્વ બાણ ઉતાવળથી મૂકયા. ત્યારે મેં સંગ્રામને વિષે સર્પ સરખા બાણે કરી તેના બાણોને કાપી પર્વતની પેઠે પૃથ્વીને વિષે પાડ્યા. હે ભરતકુળમાં શ્રેષ્ઠ, એ પ્રમાણે તે વેળા યુદ્ધ થયું, ને જ્યારે સંધ્યાકાળ વ્યતીત થયો, ત્યારે તે મારા ગુરૂ પરશુરામ રણભૂમિમાંથી પાછા વળ્યા.

एवंतदभवद्युद्धं तदाभरतसत्तम ।
संध्याकालेव्यतीतेतु व्यपायात्सचमेगुरुः ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि अंबोपाख्यानपर्वणि रामभीष्मयुद्धे गुर्जरभाषायां अशीत्यधिकशततमोऽध्यायः ॥१८०॥

---

**भीष्मउवाच** ॥ समागतस्यरामेण पुनरेवातिदारुणं ।
अन्येद्युस्तुमुलंयुद्धं तदाभरतसत्तम ॥१॥

ભીષ્મ કહે છે—હે ભરતસત્તમ દુર્યોધન, પછી બીજે દિવસે રણ-ભૂમિમાં આવેલા પરશુરામની સાથે મારૂં દારૂણ તથા ભયંકર એવું યુદ્ધ થવા લાગ્યું. ત્યારે દિવ્યાસ્ત્ર જાણનાર, શૂરવીર, ધર્માત્મા તથા સમર્થ એવા પરશુરામે મારી ઉપર અનેક દિવ્યાસ્ત્ર મૂકયાં; જેમને મેં પ્રાણ ત્યાગને પણ નહીં ગણકારતાં તેમને નાશ કરે એવાં અસ્ત્રે કરી નાશ કર્યાં. હે ભારત, જ્યારે મારાં અસ્ત્રે કરી તેનાં અસ્ત્ર નાશ પામ્યાં; ત્યારે સંગ્રામને વિષે પ્રાણ ત્યાગ કરવા તૈયાર થયેલા ધર્માત્મા પરશુરામ મહા ક્રોધ યુક્ત થયા. હે દુર્યોધન, જ્યારે એ પ્રમાણે સર્વ અસ્ત્ર વ્યર્થ ગયાં, ત્યારે મહાત્મા જમદગ્નિના પુત્ર પરશુરામે ભયંકર દેખાવવાળી, કાળ સરખી, ઉંબાડીયાં સમાન પ્રજ્વલિત, દૈદીપ્યમાન અગ્રભાગવાળી તથા જેનું તેજ સર્વ લોકમાં

વ્યાપે એવી એક શક્તિ મારી ઉપર મૂકી. ત્યારે મેં દેદીપ્યમાન, પ્રલયકાળના સૂર્ય સરખી પ્રકાશમાન તથા મારી ઉપર આવતી એવી તે શક્તિને અનેક બાણે કરી ત્રણ કકડા કરી પૃથ્વી ઉપર પાડી; તે વેળા પવિત્ર સુગંધવાળો વાયુ વાવા લાગ્યો. હે ભારત, એ પ્રમાણે તે શક્તિ કપાઇ પૃથ્વી ઉપર પડી, ત્યારે ક્રોધે કરી દેદીપ્યમાન થયેલા પરશુરામે મારી ઉપર મહા ભયંકર બીજી બાર શક્તિ મૂકી; જેમનો દેખાવ તેજસ્વિ તથા લાઘવપણાને લીધે હું કંઇપણ કહી શકતો નથી. હે રાજા, હું અગ્નિના ઉંબાડીયાં સરખી, અનેક તરેહના દેખાવવાળી, ઉગ્ર તેજે કરી પ્રદિપ્ત, પ્રલયકાળના બાર સૂર્ય સરખી તથા ચારેકોરથી આવતી એવી તે સર્વ શક્તિને જોઇને વિહ્વળ થયો. ત્યારપછી મેં પ્રથમ તેઓમાંથી નિકળેલા બાણના સમુદાયને બાણના સમૂહથી ભેદ કરી બીજા બાર બાણ મૂકી તે સર્વ શક્તિને કાપી નાખી. ત્યારકેડે વળી મહાત્મા જમદગ્નિના પુત્ર પરશુરામે સુવર્ણના દંડવાળી, વિચિત્ર, સુવર્ણના પટા મઢેલી તથા પ્રજ્વલિત ઉંબાડીયાં સરખી અનેક શક્તિ મારી ઉપર ફેંકી. ત્યારે મેં સંગ્રામને વિષે તે સર્વ શકિતને ઢાલે કરી નિવારણ કરી તથા તલવારે કરી કાપી પૃથ્વી ઉપર પાડીને, પરશુરામના સારથિ સહિત રથના અશ્વો ઉપર દિવ્ય બાણનો વર્ષાદ કરયો. તે વેળા સહસ્રાર્જુનને નાશ કરનાર મહાત્મા પરશુરામે, પોતાની સુવર્ણથી શોભિતી તે સર્વ શકિત કપાઇ પૃથ્વી ઉપર પડી તેમને તથા મેં મૂકેલા સર્પ સરખા મારા બાણોને જોઈ મહા ક્રોધયુક્ત થઈને, મારી ઉપર દિવ્યઅસ્ત્ર મૂક્યું. ત્યારે તેમાંથી તીડ નામના જંતુની પંક્તિની પેઠે પ્રજ્વલિત તથા મહા ભયંકર બાણની પંક્તિ નિકળી; જેનાથી સારથિ, અશ્વ તથા રથ સહિત મારૂં શરીર વિંધાયું. હે રાજા, પરશુરામના બાણે કરી મારો રથ, સારથિ તથા અશ્વો ચારે કોરથી અત્યંત વિંધાયા, ને રથનાં યુગ, ચાક તથા અક્ષ ભાગી પડયાં. ત્યારપછી જ્યારે તે બાણ સમૂહ નિવૃત્ત થયો. ત્યારે મેં તે મારા ગુરૂ પરશુરામની ઉપર અનેક બાણનો વર્ષાદ કરયો; જેથી ભેદાવાને લીધે તેના શરીરમાંથી દેહ ઉપર ન ઠરે એવું ઘણું રૂધિર વેહેવા લાગ્યું. હે રાજા, જેમ મારા બાણથી પરશુરામ સંતપ્ત થયા હતા, તેમ હું પણ તેના બાણથી અત્યંત વિંધાયો હતો. ત્યારપછી પાછલા પ્રહર કેડે સૂર્ય અસ્તાચળ પર્વત પ્રત્યે અસ્ત થયા, ત્યારે તે દિવસે યુદ્ધ નિવૃત્ત થયું.

यथारामोबाणजालाभितप्त स्तथैवाहंसुभृशंगाढविद्धः ।

ततोयुद्धंव्यरमंच्चापरान्हे मानावस्तंप्रतियातेमहीध्रं ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि अंबोपाख्यानपर्वणि गुर्जरभाषायां एकाशीत्यधिकशततमोऽध्यायः ॥१८१॥

---

भीष्मउवाच ॥ ततःप्रभातेराजेंद्र सूर्येविमलतांगते ।
भार्गवस्यमयासार्धं पुनर्युद्धमवर्तत ॥१॥

ભીષ્મ કહે છે—હે રાજેંદ્ર. દુર્યોધન, ત્યારપછી બીજા દિવસની પ્રભાતને વિષે નિર્મળ સૂર્યનો ઉદય થયો, ત્યારે વળી ભાર્ગવ એવા પરશુરામનું મારી સાથે યુદ્ધ થવા લાગ્યું. ત્યારે પ્રહાર કરનારાઓમાં શ્રેષ્ઠ પરશુરામે મેઘ મંડળ સરખા રથમાં બેસીને મારી ઉપર, જેમ મેઘ પર્વત ઉપર જળનો વર્ષાદ કરે, તેમ બાણ સમૂહનો વર્ષાદ કરયો. ત્યારે તેના બાણ મારામાં અત્યંત સ્નેહિ મારા સારથિને વાગ્યા, તેથી તે મારા મનને ખેદ ઉપજાવતાં રથ ઉપરથી ઉતરી ભાગી ગયો; ને તેને અત્યંત કષ્ટ પ્રાપ્ત થયું. તેથી તે થોડે જઇ પૃથ્વી ઉપર પડી મોહ યુક્ત થયો, અને તેણે એક મુહૂર્ત માત્રમાં પોતાના પ્રાણનો ત્યાગ કરયો; જે જોઇને મારા મનમાં અત્યંત ભય પ્રાપ્ત થયો. હે રાજેંદ્ર, એ પ્રમાણે સારથિ નાશ પામ્યા કેડે ગાફલતા યુક્ત મનવાળો હું, પરશુરામની ઉપર અનેક બાણ મૂકતો હતો; ત્યારે તે મૃત્યુ સરખો એક બાણ મારી ઉપર મૂકવા તૈયાર થયા. તે વેળા ભૃગુકુળમાં ઉત્પન્ન થયેલા તે પરશુરામે બળાત્કારથી પોતાના ધનુષને ખેંચીને, સારથિ નાશ પામવાને લીધે દુઃખ યુક્ત થયેલા તથા રથમાંથી ઉતરી પડેલા મને તે એક બાણ મૂકી અત્યંત પ્રહાર કરયો. ત્યારે હે રાજા, મનુષ્ય શરીરના રૂધિરનું પાન કરનાર તે બાણ મારા વક્ષસ્થળમાં વાગ્યો ને મારા સહિત પૃથ્વી ઉપર પડયો. ત્યારકેડે હે ભરતકુળમાં શ્રેષ્ઠ, હું મૃત્યુ પામ્યો એમ જાણીને પરશુરામ મેઘની પેઠે મ્હોટી ગર્જના કરવા લાગ્યા તથા વારંવાર હર્ષ પામવા લાગ્યા. વળી હે રાજા, જ્યારે હું પૃથ્વી ઉપર પડયો, ત્યારે હર્ષયુક્ત થયેલા રામ પોતાના અનુચરો સહિત મ્હોટા પોકાર કરવા લાગ્યા; ને મારી પાસે જે કુરૂકુળના પુરૂષો ઉભા હતા તે તથા યુદ્ધ જોવાને આવેલા તે સર્વ અત્યંત પીડા પામવા લાગ્યાં. તે વેળા હે રાજાઓમાં સિંહરૂપ દુર્યોધન, મેં સૂર્ય તથા અગ્નિ સરખા તેજસ્વિ અને બ્રાહ્મણનાં સ્વરૂપ ધારણ કરેલા આઠ વસુને જોયા; જેઓ મને રણભૂમિને વિષે પોતાના હાથમાં અદ્ધર રાખી ચારે કોરથી વિંટી ઉભા હતા. હે રાજા, હું પડયો પણ તે બ્રાહ્મણોએ મારી રક્ષા કરી તેથી પૃથ્વી ઉપર પડયો

નહીં; કેમકે તેઓએ બાંધવની પેઠે મને અદ્ધર ગ્રહણ કરી રાખ્યો હતો. પછી તે બ્રાહ્મણોના હસ્તને વિષે અદ્ધર રહેલા, તેઓ જેને જળનું સેચન કરતા હતા એવા તથા કેવળ જેને શ્વાસ ચાલતો હતો એવા મને ગ્રહણ કરીને તેઓએ, તું કંઇપણ ભય નહીં પામ, એમ કહી 'તારૂં કલ્યાણ થાઓ' એમ એકદમ કહ્યું. ત્યારપછી તેમનાં વાક્ય સાંભળી અત્યંત તૃપ્ત થયેલો હું તત્કાળ ઉઠ્યો. ત્યારે મેં નદિયોમાં શ્રેષ્ઠ એવી મારી માતા ગંગાને મારા રથમાં બેઠેલી જોઇ; જેણે સંગ્રામને વિષે મારા અશ્વને ગ્રહણ કરી રાખ્યા હતા. પછી તે મારી માતાના તથા પિતૃઓના ચરણ વંદન કરીને હું પાછો રથમાં બેઠો; ને મેં મારા રથ, અશ્વ તથા યુદ્ધનાં સાહિત્ય સહિત મારી રક્ષા કરતી એવી તે મારી માતાને હાથ જોડી પાછી વાળી મૂકી. ત્યારકેડે હે ભારત, તે દિવસ નિવૃત્ત થવા આવ્યો તે વેળા હું પોતેજ વાયુ સરખા વેગવાળા મારા અશ્વોને ચલાવતાં જમદગ્નિના પુત્ર પરશુરામ સાથે યુદ્ધ કરવા લાગ્યો. ત્યારે હે ભરત શ્રેષ્ઠ, મેં હૃદયને છેદ કરે એવો એક બાણ મહાબળવાન ભગવાન્ પરશુરામ ઉપર ફેંક્યો; જેથી પીડા પામવાને લીધે ધનુષનો ત્યાગ કરી તે ગોઠણ ભર પૃથ્વી ઉપર પડી ગયા ને મોહને વશ થયા. હે રાજા, જ્યારે હજારો સુવર્ણનાં દાન આપનાર પરશુરામ પૃથ્વી ઉપર પડ્યા, ત્યારે મેઘ ઘણું રૂધિર વર્ષતા આકાશમાં ઘેરાઇ ગયા, મહા કઠિણ વિજળીયો સહિત સેંકડો ઉંબાડીયાં પડ્યાં, દેદિપ્યમાન સૂર્યને રાહુએ ઘેરી લીધો, તીક્ષ્ણ વાયુ વાવા લાગ્યો, પૃથ્વી ચળાયમાન થઇ, ગૃધ્ર, બલાક તથા ગર્જનુ મ્હોટા હર્ષયુક્ત થઈ ચારે કોરથી ત્યાં આવી પડવા લાગ્યા. દક્ષિણ દિશાને વિષે ગોમાયુ વારંવાર મ્હોટા શબ્દ કરવા લાગ્યાં અને મ્હોટા શબ્દવાળા દુંદુભિ વગર વગાડે શબ્દ કરવા લાગ્યા. એ પ્રમાણે જ્યારે મહાત્મા રામ સંજ્ઞા વગરના થઈ પૃથ્વી ઉપર પડ્યા, ત્યારે ઘોરરૂપ ભયંકર શબ્દ થયો. ત્યારપછી હે કૌરવ્ય, તત્કાળ ઉઠીને વ્યાકુળ થયેલા, ક્રોધે કરી અત્યંત વૃદ્ધિ પામેલા તથા મહાબાહુ પરશુરામ, વળી મારી સામે યુદ્ધ કરવા સારૂ પ્રાપ્ત થયા; ને મને પ્રહાર કરવા સારૂ અત્યંત દૃઢ ધનુષ તથા બાણ ગ્રહણ કરવા લાગ્યા. તે જોઇને કૃપાયુક્ત મહર્ષિયોએ તેને વાર્યા, તેથી ક્રોધયુક્ત તેણે મારી ઉપર મૂકવા સારૂ ગ્રહણ કરેલા કાળ તથા અગ્નિ સરખા બાણનો પાછો સંહાર કર્યો. તે વેળા મંત્રરૂપ કિરણના મંડળવાળા તથા રજના પૂંજથી ઢંકાયલા સૂર્ય અસ્ત થયા, ને સુખરૂપ શીતળ વાયુવાળી રાત્રિ પ્રાપ્ત થઇ; ત્યારે અમે બેઉએ યુદ્ધ કરવું બંધ કર્યું. હે રાજા, એ પ્રમાણે તે દિવસે યુદ્ધ કરવું બંધ કર્યું, પછી જ્યારે વળી બીજે દિવસે સૂર્યોદય થયો, ત્યારે વળી યુદ્ધ થવા લાગ્યું, એ પ્રમાણે પ્રાતઃકાળથી તે સાયંકાળ પર્યંત ત્રેવિશ દિવસ સુધી યુદ્ધ થયું.

एवंराजन्नवहारोबभूव ततःपूनर्विमलेभूत्सुघोरं ।
कल्यंकल्यंविंशतिंवैदिनानि तथैवचान्यानिदिनानित्रीणि ॥
इति श्रीमहाभारते उद्योगपर्वणि अंबोपाख्यानपर्वणि रामभीष्मयुद्धे गुर्जरभाषायां द्व्यशीत्यधिकशततमोऽध्यायः ॥१८२॥

---

भीष्मउवाच ॥ ततोहंनिशिराजेंद्र प्रणम्यशिरसातदा ।
ब्राह्मणानांपितॄणांच देवतानांचसर्वशः ॥१॥

ભીષ્મ કહે છે—હે રાજેંદ્ર દુર્યોધન, પછી જ્યારે ત્રેવિશમા દિવસની રાત્રિ પ્રાપ્ત થઈ, ત્યારે હું બ્રાહ્મણોને, પિતૃઓને, સર્વ દેવતાઓને, રાત્રિને વિષે ફરનાર ભૂત પ્રાણિને તથા રાજવંશિયોને મસ્તકે કરી પ્રણામ કરીને, એકાંત વિષે શય્યા ઉપર બેસી મને કરી વિચાર કરવા લાગ્યો કે, મારૂં જમદગ્નિના પુત્ર પરશુરામ સાથે આજ ઘણા દિવસ થયાં અત્યંત દારૂણ તથા મ્હોટા દુઃખરૂપ યુદ્ધ થાય છે, તોપણ તેમાં હું મહા શૂરવીર તથા મહા બળવાન તે બ્રાહ્મણને જીતી શકતો નથી. પણ જો હું પ્રતાપિ તે રામને જીતવા સમર્થ હઉં, તો આજ રાત્રિને વિષે પ્રસન્ન એવા દેવતાઓ મને દર્શન આપો. હે રાજેંદ્ર, એ પ્રમાણે વિચાર કરીને બાણથી વિંધાયલો હું જમણા પડખાભર સૂતો, ને જ્યારે પ્રભાતકાળ થવા આવ્યો, ત્યારે પૂર્વે જે બ્રાહ્મણોએ રથમાંથી પડેલા મને ઉઠાડી ગ્રહણ કરી તું ભય નહીં પામ એમ કહી સાંત્વના કરી હતી, તેઓએ સ્વપ્નમાં દર્શન આપી વિંટી ઉભારહી જે વાક્ય કહ્યાં, તે હું તને કહું તે તું સાંભળ હે ગંગાના પુત્ર ભીષ્મ, તું ઉઠ તને આ યુદ્ધમાં કંઇપણ ભય નથી, અમે તારી રક્ષા કરશું; કેમકે અમારૂં શરીર છે. માટે હે ભરતકુળમાં શ્રેષ્ઠ, હે કૌરવ્ય ભીષ્મ, સંગ્રામને વિષે જમદગ્નિના પુત્ર પરશુરામ કદિ તને જીતનાર નથી તું તેને જીતીશ. હે ભારત, પૂર્વના પોતાના વસુ નામના દેહને વિષે તું, જે વિશ્વકર્માએ કરેલાં તથા પ્રજાપતિનાં પ્રસ્વાપ નામનાં અસ્ત્રને જાણે છે અને જે તને પ્રિય હતું, તેને હાલ સંભાર, જેથી તે પોતાની મેળે પ્રાપ્ત થશે, ને તેને મૂકવા તથા પાછું વાળવાના પરિચયને પણ પોતાની મેળે જાણીશ; જેને પરશુરામ અથવા બીજો કોઇપણ જાણતો નથી. ત્યારપછી હે કૌરવ, તું એ અસ્ત્રે કરી મહા પરાક્રમિ સર્વને શિક્ષા કરીશ. હે માન્યને માન આપનાર, તે અસ્ત્રે કરી પરશુરામ નાશ પામશે નહીં, તેથી તને કંઇપણ દોષ પ્રાપ્ત થશે નહીં; કેમકે તે તારા બાણના બળથી પીડાયુક્ત થઇ કેવળ નિદ્રા વશ થઇ શયન કરશે. એ પ્રમાણે તું પરશુરા-

મને જીતીને, પાછા તને પ્રિય એવાં સંબોધન નામનાં અસ્ત્રે કરી જાગ્રત કરીશ. હે કૌરવ્ય, આ અમારા કેહેવા પ્રમાણે આવતી કાલના પ્રભાત સમયે રથમાં બેસી તું કર; કેમકે નિદ્રા વશ થયેલાને તથા મૃત્યુ પામેલાને અમે સરખાજ માનીએ છીએ. હે પાર્થિવ, પરશુરામ કદિપણ મરણ પામનાર નથી માટે કેવળ તેને જીતવા સારૂ તેની ઉપર પ્રસ્વાપ નામના અસ્ત્રની યોજના કર. હે રાજા દુર્યોધન, એ પ્રમાણે કહીને સમાન રૂપવાળા, તેજસ્વિ તથા બ્રાહ્મણોમાં ઉત્તમ તે આઠે બ્રાહ્મણો અંતર્ધાન થયા.

इत्युक्तांतार्हिताराजन्सर्वएवाद्विजोत्तमाः ।
अष्टौसद्दशरूपास्ते सर्वेभासुरमूर्तयः ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि अंबोपाख्यानपर्वाणि भीष्मप्रस्वापनास्त्रलाभे गुर्जरभाषायां त्र्यशीत्यधिकशततमोऽध्यायः ॥१८३ ॥

---

**भीष्मउवाच** ॥ ततोरात्रौव्यतीतायां प्रतिबुद्धोस्मिभारत ।
ततःसंचिंत्यवैस्वप्न मवापंहर्षमुत्तमं ॥१॥

ભીષ્મ કહે છે—હે ભારત દુર્યોધન, ત્યારપછી જ્યારે તે રાત્રિ નિવૃત્ત થઇ, ત્યારે હું પ્રાતઃકાળમાંજ જાગ્યો ને તે સ્વપ્નને સ્મરણ કરી ઉત્તમ હર્ષને પામ્યો. ત્યારકેડે હે ભરતકુળમાં ઉત્પન્ન થયેલા, મારૂં તથા પરશુરામનું સર્વ પ્રાણિના રૂવાટાંને ઉભાં કરે એવું અદ્ભૂત તથા ભયંકર યુદ્ધ થવા લાગ્યું. ત્યારે હે ભારત, ભૃગુકુળમાં ઉત્પન્ન થયેલા પરશુરામે મારી ઉપર બાણનો વર્ષાદ વર્ષાવ્યો; જેને મેં બાણના સમુદાયે કરી નિવારણ કરયો. ત્યાર પછી વળી મહા ક્રોધ પામેલા તપસ્વિ પરશુરામે ગયા દિવસના ક્રોધને લીધે મારી ઉપર ઇંદ્રના વજ્ર સરખા સ્પર્શવાળી, યમરાજાના દંડ સરખી શોભાયમાન, અગ્નિ સરખી પ્રજ્વલિત તથા ચારે કોરથી ત્રાસ કરતી એવી એક શક્તિ મૂકી. ત્યારે હે કુરૂકુળને પાળનાર, હે ભરત કુળમાં શ્રેષ્ઠ દુર્યોધન, આકાશમાં નક્ષત્ર સરખી પ્રકાશમાન તે શક્તિ મારી હાંસડીને વિષે વાગી; જેથી જેમ પર્વતમાંથી ગેરૂ નામનો ધાતુ ખરે, તેમ મારા શરીરમાંથી રૂધિર સ્રવવા લાગ્યું. ત્યારે અત્યંત ક્રોધાયમાન થયેલા મેં જમદગ્નિના પુત્ર પરશુરામની ઉપર સર્પના વિષ સરખો તથા મૃત્યુતુલ્ય એક બાણ મૂક્યો; જેણે કરી લલાટને વિષે વિંધાયલા શૂરવીર તે શૃંગવાળા પર્વતની પેઠે શોભવા લાગ્યા. ત્યારપછી મહા ક્રોધ પામેલા પરશુરામે મારી સામે વળી બળથી પોતાના ધનુષની પ્રત્યંચા ખેંચી તેમાં કાળ

તથા અંતકાળ સરખો, શત્રુને નાશ કરનાર અને ભયંકર એક બાણ સાંધી ફેંક્યો; જે શ્વાસોશ્વાસ લેતા સર્પની પેઠે ઉગ્ર મારા વક્ષસ્થળ વિષે વાગ્યો. તેથી રૂધિરે કરી ખરડાએલો હું પૃથ્વી ઉપર પડી ગયો. ત્યારકેડે થોડીવાર પછી સંજ્ઞાને પામીને મેં બુદ્ધિમાન્ પરશુરામ ઉપર નિર્મળ એવી એક વજ્ર સરખી શકિત મૂકી, જે બ્રાહ્મણમાં મુખ્યના વક્ષસ્થળને વિષે વાગી; તેથી તે વિહ્વળ થયા ને તેનું શરીર કંપવા લાગ્યું. ત્યારે તેના સરખા મહા તપસ્વિ અકૃતવ્રણ બ્રાહ્મણ. તેને મળી સુંદર વાકયે કરી અનેક તરેહથી આશ્વાસના કરવા લાગ્યા. ત્યારે આશ્વાસના પામેલા તથા અત્યંત ક્રોધાયમાન થયેલા મ્હોટા વ્રતવાળા પરશુરામે, મારી ઉપર શ્રેષ્ઠ એવું એક બ્રહ્માસ્ત્ર મૂક્યું; તે વેળા મેં પણ તે અસ્ત્રને નાશ કરવા સારૂ તેની સામે ઉત્તમ એવું બ્રહ્માસ્ત્ર મૂકયું; જે મેં મૂકેલું પ્રજ્વલિત થઇ પ્રલયના ચિન્હને દેખાડવા લાગ્યું. ને હે ભરતકુળમાં શ્રેષ્ઠ, તેં મારૂં તથા પરશુરામનું એ બે બ્રહ્માસ્ત્ર મને તથા તેને પ્રાપ્ત થયા વગર પરસ્પર એકઠાં મળ્યાં, જેથી આકાશમાં મ્હોટું તેજ ઉત્પન્ન થયું, તેથી સર્વ પ્રાણી પીડા પામવા લાગ્યાં, ને ઋષિ, ગંધર્વ તથા સર્વ દેવતાઓ પીડાયુક્ત થઈ અત્યંત સંતાપને પામ્યા. વળી તે વેળા પર્વત, પવન તથા સમુદ્ર સહિત પૃથ્વી ચળાયમાન થઇ અને સર્વ ભૂત પણ અત્યંત સંતપ્ત થઇ ઘણા ખેદને પામ્યા. હે રાજા, આકાશ જ્વલાયમાન થયું તથા સર્વ દિશાઓ ધુમ્ર સરખી ઝાંખી થઈ ગઇ; તેથી આકાશમાં રેહેનાર પ્રાણિ ત્યાં રેહેવા સમર્થ થયાં નહીં, ને દેવતા, અસુર તથા રાક્ષસ સહિત સર્વ લોક હાહાકાર કરવા લાગ્યાં. એ વેળા હે ભારત, મને પૂર્વે બ્રહ્મવાદિના કેહેવાથી વિચિત્ર તે પ્રસ્વાપ નામનું અસ્ત્ર ઉતાવળથી તેની ઉપર મૂકવાની ઇચ્છા થઇ, કે તેજ સમયે તેનો પ્રહાર કરવાની રીતિ પોતાની મેળેજ મારા મનમાં પ્રાપ્ત થઇ.

प्रस्वापमस्त्रंत्वरितो वचनाद्ब्रह्मवादिनां ।
विचित्रंचतदस्त्रंमे मनसिप्रत्यभात्तदा ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि अंबोपाख्यानपर्वणि परस्परब्रह्मास्त्रप्रयोगे गुर्जरभाषायां चतुरशीत्यधिकशततमोऽध्यायः ॥१८४॥

---

भीष्मउवाच ॥ ततोहलहलाशब्दो दिविराजन्महानभूत् ।
प्रस्वापंभीष्ममास्त्राक्षी रितिकौरवनंदन ॥१॥

ભીષ્મ કહે છે—હે દુર્યોધન, તે વેળા આકાશમાં દેવતાઓએ 'હે કૌરવનંદન ભીષ્મ, પ્રસ્વાપ નામનું અસ્ત્ર ન મૂકશો' એમ મ્હોટો હળાહળ શબ્દ કર્યો. ને પરશુરામ ઉપર તે પ્રસ્વાપ અસ્ત્ર મૂકવા તૈયાર થયેલા મ

ને નારદજીએ આવી વાક્ય કહ્યાં કે હે કૌરવ્ય, આકાશમાં ઉભેલા દેવગણ તમને પ્રસ્વાપ નામના અસ્ત્ર મૂકવાથી નિવારણ કરે છે; માટે તમે તે નમૂકશો. કેમકે પરશુરામ તપસ્વિ, બ્રહ્મણ્ય, બ્રાહ્મણ તથા તમારા ગુરૂ છે; માટે તમારે તેનું કોઇ રીતે પણ અપમાન કરવું એ તમને યોગ્ય નથી. હે રાજેંદ્ર દુર્યોધન, એ પ્રમાણે નારદજીનાં વચન સાંભળી મેં આકાશમાં જોયું, તો પૂર્વે જે આઠ બ્રાહ્મણોએ મને સ્વપ્નમાં દર્શન આપી વાક્ય કહ્યાં હતાં, તે બ્રહ્મવાદિયોને જોયા. ત્યારે તેઓએ હસીને આસ્તેથી મને કહ્યું કે હે ભારત શ્રેષ્ઠ, જેવી રીતે તને નારદજી કહે છે, તેવી રીતે તું કર; કેમકે એમ કરવાથી સર્વ લોકનું પરમ કલ્યાણ છે. હે દુર્યોધન, એવાં તે આઠ બ્રાહ્મણોનાં વચન સાંભળીને હું તે પ્રસ્વાપ નામના અસ્ત્રનો સંહાર કરી, તે યુદ્ધમાં વિધિપૂર્વક બ્રહ્માસ્ત્ર મૂકવા તૈયાર થયો, પણ હે રાજાઓમાં સિંહરૂપ, મેં સંહાર કરેલા પ્રસ્વાપ નામના અસ્ત્રને જોઇને પ્રસન્ન થયેલા પરશુરામ, મંદ બુદ્ધિવાળા મને આ ભીષ્મ જીત્યો એમ વાક્ય બોલ્યા; ને તે પછી તેણે પોતાના પિતા, પિતામહ તથા પ્રપિતામહને જોયા. ત્યારે તે તેના પિતૃઓ તેને વિંટી ઉભા રહી સાંત્વના પૂર્વક વાક્ય કેહેવા લાગ્યા કે હે તાત, તું કોઈ દિવસે પણ આવી રીતે સાહસ કામ કરીશ નહી; ને ક્ષત્રિય એવા આ ભીષ્મની સામે તો ઘણું કરી કોઈ દિવસે યુદ્ધ કરીશમાં. કેમકે યુદ્ધ કરવું એ ક્ષત્રિયનો ધર્મ છે, ને વેદ ભણવા તથા વ્રતાચરણ કરવું એ બ્રાહ્મણોનું પરમ ધન છે. અમે પૂર્વે તને શસ્ત્ર ધારણ કરવાનું કોઈ કારણને લીધે કહ્યું હતું, તે ન કરવાનું હતું તોપણ તેં કર્યું. હે મહાબાહો, હે વત્સ, આ સંગ્રામમાં ભીષ્મ સાથે તારો સમાગમ થયો એ બહુ થયું, કેમકે તેમાં તારો વિમર્દ થયો; માટે હવે સંગ્રામ કરવું છોડી દે. ને હે ભાર્ગવ, હે અસહ્ય, તેં એટલા દિવસ ધનુષ ધારણ કર્યું એ બહુ થયું; માટે હવે એનો ત્યાગ કરી તપશ્ચર્યા કર. શંતનુના પુત્ર ભીષ્મને સર્વ દેવતાઓએ પ્રસન્ન કરી કહ્યું છે કે, તું તારા ગુરૂ પરશુરામની સાથે યુદ્ધ કરવાથી નિવૃત્ત થા; કેમકે તારે તેને જીતવા એ કંઇ ન્યાય નથી. હે ગંગા પુત્ર ભીષ્મ, તું સંગ્રામને વિષે બ્રાહ્મણ એવા પરશુરામને માન આપ. હે રામ, એ પ્રમાણે સર્વ દેવતાઓએ ભીષ્મને વારયો છે, ને અમે પણ તારા વડિલ છીયે, માટે તને વારીએ છીયે. હે પુત્ર, શાંતનું તથા ગંગાનો પુત્ર મ્હોટા યશવાળો આ ભીષ્મ આઠ વસુ દેવતામાંનો એક વસુ છે, વાસ્તે તેની સાથે યુદ્ધ કરી તું જીવે છે તે ઘણું સારૂં છે; કેમકે એ તારાથી જીતાય એમ નથી વાસ્તે યુદ્ધ કરવાથી નિવૃત્ત થા. કેમકે પાંડવમાં શ્રેષ્ઠ, ઇંદ્રના પુત્ર, બળવાન, પરાક્રમી, નર, પ્રજાપતિ, શૂરવીર, પૂર્વે સનાતન દેવરૂપ તથા સવ્યસાચિ નામે જગતમાં વિખ્યાત અર્જુન, સમય આવ્યે ભીષ્મનો મૃત્યુ છે

એમ બ્રહ્માએ કહેલું છે. ભીષ્મ કહેછે—હે દુર્યોધન, એ પ્રમાણે પિતૃઓએ કહ્યું ત્યારે પરશુરામે તેમને કહ્યું કે, હું યુદ્ધથી નિવૃત્ત થાઊં નહીં; કેમકે એવું મારૂં વ્રત છે, જેથી પૂર્વે કોઇ દિવસે પણ રણસંગ્રામથી શત્રુને જીત્યા વગર નિવૃત્ત થયો નથી. માટે હે પિતામહો, જોઇયે તો ગંગાનો પુત્ર ભીષ્મ સંગ્રામ કરવાથી નિવૃત્ત થાઓ, હું તો કદિપણ આ યુદ્ધથી વિરામ પામીશ નહીં. હે દુર્યોધન, એવાં પરશુરામનાં વચન સાંભળીને, તેના ઋચિકાદિ પિતૃઓ નારદજી સહિત મારી પાસે આવી મને કેહેવા લાગ્યા કે, હે પુત્ર ભીષ્મ, તું આ સંગ્રામથી નિવૃત્ત થા, ને બ્રાહ્મણ એવા પરશુરામને માન આપ. હે રાજા, એ પ્રમાણે તેઓએ મને કહ્યું, ત્યારે મેં તેમને ક્ષત્રિય ધર્મને લીધે આવી રીતે કહ્યું કે, મને પછવાડેથી બાણ વાગતાં જાય ને વિમુખ થઈ યુદ્ધમાંથી પાછો વળું એમ કદિપણ હું કરૂં નહીં; કેમકે તેમ ન કરવું એમ મારૂં વ્રત છે. હું લોભ, કૃપણતા, ભય તથા ધનને લીધે પણ શાશ્વત ધર્મનો ત્યાગ ન કરૂં એવી મારી મતિ છે. હે નૃપ, એવાં મારાં વચન સાંભળીને નારદાદિ તે મુનિયો તથા મારી માતા ગંગા, રણભૂમિના મધ્યમાં આવી ઉભાં, તોપણ દૃઢ નિશ્ચયવાળો હું ધનુષ તથાં બાણ ધારણ કરી યુદ્ધ કરવા સારૂ સ્થિર થઈ સંગ્રામ ભૂમિ વિષે ઉભો રહ્યો. ત્યારે તેઓએ, પરશુરામ પાસે જઈ તેને કહ્યું કે હે ભાર્ગવ, હે બ્રાહ્મણમાં ઉત્તમ, હે રામ, બ્રાહ્મણનું હૃદય માંખણ સરખું કોમળ હોય છે, માટે તું શાંત થા, ને આ યુદ્ધ કરવાથી નિવૃત્ત થા. હે ભૃગુકુળમાં ઉત્પન્ન થયેલા રામ, તારે ભીષ્મને મારવા એ યોગ્ય નથી ને તેણે તને મારવો એ યોગ્ય નથી. હે દુર્યોધન, એ પ્રમાણે પરશુરામને કહીને તે સર્વ રણસંગ્રામની ભૂમિને રૂંધિ ઉભા; ને તેઓએ તેનાં શસ્ત્ર મૂકાવ્યાં. ત્યારપછી મેં દેદિપ્યમાન બ્રહ્મવાદિ આઠ બ્રાહ્મણોને ઉદય પામેલા ગ્રહો સરખા જોયા. ત્યારે તેઓએ રણમાં ઉભેલા મને વિનય પૂર્વક વાક્ય કહ્યાં કે હે મહાબાહો, તું તારા ગુરૂ પરશુરામ પાસે જા, ને લોકનું કલ્યાણ કર. હે દુર્યોધન, એવાં તેમનાં વચન સાંભળી તથા પોતાના પિતૃઓનાં વચનથી યુદ્ધ કરવાથી નિવૃત્ત થયેલા પરશુરામને જોઇને, મેં લોકના કલ્યાણ સારૂ તે બ્રાહ્મણનાં વચન માન્ય કર્યાં. પછી ઘણાં ક્ષત થયાં હતાં જેને એવા મેં તે પરશુરામ પાસે જઈ તેને પ્રણામ કર્યા. ત્યારે મહા તપસ્વિ પરશુરામે પ્રેમથી હસી મને કહ્યું કે, હે ભીષ્મ, તારા સરખો પૃથ્વીને વિષે વિચરનાર કોઈપણ ક્ષત્રિય નથી, માટે તું જા, કેમકે આ યુદ્ધમાં તારી ઉપર હું અત્યંત પ્રસન્ન થયો છું. હે દુર્યોધન, એ પ્રમાણે મને કહીને પરશુરામ, મારી સમક્ષ તે અંબા કન્યાને બોલાવીને તે મહાત્મા પુરૂષોના મધ્યમાં દીનવાણિથી કેહેવા લાગ્યા.

ममचैवसमक्षंतां कन्यामाहूयभार्गवः ।
उक्तवान्दीनयावाचा मध्येतेषांमहात्मनां ॥
इति श्रीमहाभारते उद्योगपर्वणि अंबोपाख्यानपर्वणि युद्धनिवृत्तौ
गुर्जरभाषायां पंचाशीत्यधिकशततमोऽध्यायः ॥१८५॥
**रामउवाच** ॥ प्रत्यक्षमेतल्लोकानां सर्वेषामेवभाविनि ।

यथाशक्त्यामयायुद्धं कृतंवैपौरुषंपरं ॥१॥

પરશુરામ કહે છે—હે ભાવિનિ, મેં સર્વ લોકના જોતાં મારી શક્તિ પ્રમાણે યુદ્ધ કરયું તથા પરમ પરાક્રમ પણ કરયું; તોપણ હું ઉત્તમ અસ્ત્ર મૂકતાં શસ્ત્ર ધારણ કરનારમાં શ્રેષ્ઠ ભીષ્મને જીતવા સમર્થ થયો નહીં. હે કલ્યાણિ, મારામાં એટલીજ શક્તિ તથા એટલુંજ બળ છે; માટે હવે તારે ઇચ્છા હોય ત્યાં જા, અથવા એ વિના બીજું તારૂં શું કામ કરૂં ? તું ભીષ્મની શરણે જા, તે વિના બીજો કોઇ ઉપાય નથી; કેમકે મ્હોટાં અસ્ત્ર મૂકતાં તેણે મને યુદ્ધમાં જીત્યો છે. હે દુર્યોધન, એ પ્રમાણે કહીને પરશુરામ મ્હોટા નિઃશ્વાસ મૂકી ચૂપ થઇ બેસી રહ્યા; ત્યારે તે અંબા કન્યાએ ભૃગુનંદનને કહ્યું કે હે ભગવન્, જેવી રીતે તમે કહો છો, તેવીજ રીતે યુદ્ધમાં દેવતાઓએ પણ અજેય ઉદારબુદ્ધિવાળા ભીષ્મ છે, ને તમે તમારામાં જેવી શક્તિ તથા જેવો ઉત્સાહ હતો, તે વાપરી મારૂં કામ કરવામાં યત્ન કરયો. યુદ્ધમાં ભીષ્મનાં પરાક્રમને તથા વિવિધ અસ્ત્રને છેવટ પર્યંત પણ નિવારણ કરી શકાય તેમ નથી. હે પરશુરામ, હું હવે ફરીથી કદિ તે ભીષ્મની પાસે જઇશ નહીં, ને જ્યાં ગયેથી સંગ્રામમાં હું પોતે ભીષ્મને પાડી શકું એવો ઉપાય મળશે, ત્યાં જઇશ. હે રાજા, એ પ્રમાણે પરશુરામને કહીને ક્રોધથી વ્યાકુળ નેત્રવાળી તથા તપ કરવામાં નિશ્ચયવાળી તે અંબા કન્યા, મારા વધના ઉપાયને ચિંતન કરતી ત્યાંથી ચાલી નિકળી. ત્યારપછી હે ભારત, ભૃગુકુળમાં શ્રેષ્ઠ પરશુરામ મારી રજા લઇને, પોતાના સંઘાતના મુનિયો સહિત જેવી રીતે આવ્યા હતા, તેવી રીતે પાછા મહેંદ્ર પર્વત પ્રત્યે ગયા. ત્યારકેડે બ્રાહ્મણોએ સ્તુતિ કરેલા મેં રથમાં બેસી હસ્તિનાપુરમાં જઇને, મારી માતા સત્યવતીને બનેલું તે સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યું; ત્યારે તેણે મારૂં ઘણું વખાણ કરયું. ત્યાર પછી મેં મારૂં પ્રિય તથા હિત ઇચ્છનાર બુદ્ધિમાન્ મનુષ્યોને, તે કન્યાનું વૃત્તાંત જાણવા સારૂ પૃથ્વીને વિષે મોકલ્યા; જેઓ તેની ગતિ, તેનું ભાષણ તથા ચેષ્ટા દિવસે દિવસે આવી મને કેહેતા હતા. તેથી જ્યારે તે કન્યા વનમાં જઇ તપ કરવા લાગી એવું મેં સાંભળ્યું, ત્યારે ખેદયુક્ત હું ચિત્ત વગરના સરખો દીન થયો. હે પુત્ર દુર્યોધન, તપે કરી તીક્ષ્ણ વ્રતવાળા બ્રહ્મવેત્તા

વિના કોઈ ક્ષત્રિયે પરાક્રમે કરી મને યુદ્ધમાં જીત્યો નથી એવો હું છું, તોપણ મેં તે કન્યા તપ કરવા લાગી એ તેનું વૃત્તાંત નારદજીને તથા વ્યાસજીને કહી સંભળાવ્યું. ત્યારે તે બેઉએ મને કહ્યું કે હે ભીષ્મ, તારે કાશિરાજની કન્યા અંબા સંબંધિ કંઈપણ ખેદ કરવો નહીં; કેમકે દૈવને કોઈપણ પુરૂષ પરાક્રમે કરી ટાળવા સમર્થ નથી હે મહારાજ દુર્યોધન, હવે તે કન્યા અંબા યમુનાના તીર વિષે આશ્રમ મંડળમાં જઇને, મનુષ્યોથી ન બની શકે એવું તપ કરવા લાગી, તે આવી રીતે કે આહાર ન કરવાને લીધે શરીરમાં દુર્બળ તથા રૂક્ષ થયેલી, કેશની જટા કરેલી, શરીર ઉપર જેને મેલ ઘણો લાગ્યો હતો એવી તથા તપરૂપ ધનવાળી તે કન્યાએ છ માસ સુધી વાયુનું ભક્ષણ કરી તપ કર્યું, ને છ માસ પર્યંત યમુનાના જળનો આશ્રય કરીને વૃક્ષના થુંબડાની પેઠે નિશ્ચળ ઉભાં રહી તપ કરયું અને બીજું એક વર્ષ આહાર માત્રનો ત્યાગ કરી પાણીમાં નિવાસ કરીને તપ કરયું. ત્યાર પછી વળી તીવ્ર કોપવાળી તે કન્યાએ સુકેલાં એક પાંદડાનો આહાર કરી પગના અંગુઠા ભેર ઉભાં રહીને, એક વર્ષ પર્યંત તપ કરયું. એ પ્રમાણે બાર વર્ષ પર્યંત તપ કરીને તેણે તેના પ્રભાવથી ધાવા પૃથ્વીને તપાયમાન કરી. ત્યારે તેના સંબંધિયો તેની પાસે આવી તેથી તેને નિવૃત્ત કરવા લાગ્યા; પણ તેઓ તેમ કરવા સમર્થ થયા નહીં. ત્યાર પછી તે કન્યા સિદ્ધ તથા ચારણોએ સેવેલી અને પુણ્યશીળ તપસ્વિયોના આશ્રમરૂપ વત્સ ભૂમિ પ્રત્યેં ગઈ, ને ત્યાંના પવિત્ર તીર્થમાં દિવસ તથા રાત્રિની વેળાએ સ્નાન કરી પોતાની ઇચ્છા પ્રમાણે ત્યાં ફરતી હતી. ત્યારપછી હે મહારાજ, તે કન્યા દુષ્કર વ્રતનો આશ્રય કરી નંદ, ઉલૂક તથા ચ્યવનના આશ્રમ, બ્રહ્માના સ્થાન, પ્રયાગ, દેવયજન, દેવારણ્ય, ભોગવતી, કૌશિક, માંડવ્ય, તથા દિલીપના આશ્રમ, રામહ્રદ અને પૈલ તથા ગર્ગના આશ્રમ વિષેના તીર્થ વિષે જઇ સ્નાન કરવા લાગી. ત્યારે હે કૌરવ્ય, જળમાં રહેલી મારી માતા ગંગાએ તે કન્યાને કહ્યું કે હે કલ્યાણિ, તું શા માટે આવા ક્લેશને પામે છે? તે મને સત્ય કહે. હે રાજા, શુદ્ધ એવી તે કન્યાએ હાથ જોડીને ગંગાને કહ્યું કે હે સુંદર નેત્રવાળી, ભીષ્મે સંગ્રામમાં પરશુરામને જીત્યા છે, માટે ઉંગામેલા બાણવાળા તેને જીતવા બીજો કોણ રાજા ઉત્સાહ કરે? માટે હે દેવિ, હું તેનો વિનાશ કરવા સારૂ અત્યંત દારૂણ તપ કરીશ, ને તેને માટે આ પૃથ્વીને વિષે વિચરૂંછું; મારા વ્રતનું ફળ એજ મને પ્રાપ્ત થાઓ. હે દુર્યોધન, એવાં તે કન્યાનાં વચન સાંભળીને મારી માતા ગંગાએ તેને કહ્યું કે હે અબળા, હે સુંદર દેહવાળી, તું કપટથી વ્રતાચરણ કરે છે, માટે તારી ધારેલી કામના પૂર્ણ થશે નહીં. હે કાશિ રાજાની કન્યા, જો તું ભીષ્મને

નાશ કરવા સારૂ વ્રતાચરણ કરે છે, પણ જો તે કરતાં કરતાંજ તારૂં શરીર પડી જશે, તો વર્ષાઋતુમાં વેહેનારી, દુષ્ટ તીર્થરૂપ, ભયંકર ઝુંડવાળી, તથા સર્વ ભૂત પ્રાણિને ભય ઉપજાવનારી નદી થઇશ. હે રાજા. એ પ્રમાણે કાશિ કન્યાને ગર્વથી કહીને મ્હોટા ભાગ્યવાળી મારી માતા ગંગા નિવૃત્ત થઇ. ત્યાર પછી શ્રેષ્ઠ સ્વરૂપવાળી તે કન્યા અંબા, પૂર્વે કોઈ વેળા આઠમે અથવા દશમે માસે જળપાન કરતી હતી, તેપણ છોડી દઇ તીર્થના લોભથી ચારે કોર ફરતી પાછી વત્સ ભૂમિ પ્રત્યે આવી. ત્યાર પછી તે કન્યા ઘણા ઝુંડવાળી, દુષ્ટ તીર્થરૂપ તથા વાંકી વેહેનારી અંબા નામની નદી થઇ તે આવી રીતે કે, વત્સ દેશમાં તેના અર્ધ દેહની નદી થઇ અને તપના પ્રભાવથી બાકીનો અર્ધો દેહ કન્યારૂપ રહ્યો.

साकन्यातपसातेन देहार्धेनव्यजायत ।

नदीचराजन्वत्सेषु कन्याचैवाभवत्तदा ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि अंबोपाख्यानपर्वणि अंबातपस्यायां गुर्जरभाषायां षडशीत्यधिकशततमोऽध्यायः ॥१८६॥

---

**भीष्मउवाच** ॥ ततस्तेतापसाःसर्वे तपसेधृतनिश्चयां ।

दृष्ट्वान्यवर्तयस्तात किंकार्यमितिचाब्रुवन् ॥१॥

ભીષ્મ કહેછે–હે તાત દુર્યોધન, ત્યારપછી તે સર્વ તપસ્વી પુરૂષો, તપ કરવાનો નિશ્ચય કરયો હતો જેણે એવી કન્યાને જોઇને, તેનાથી નિવૃત્ત કરતાં કેહેવા લાગ્યા કે, તારે તપે કરીને શું કરવાનું છે? એવાં તેમનાં વચન સાંભળીને અંબાએ તપોવૃદ્ધ તેઓને કહ્યું કે હે તપોધન, મને ભીષ્મે તિરસ્કાર તથા પતિ ધર્મથી ભ્રષ્ટ કરી છે; માટે મેં તેને નાશ કરવા સારૂ આ તપ કરવાની દીક્ષા લીધી છે, પરલોકની પ્રાપ્તિ સારૂ લીધી નથી. કેમકે જ્યારે હું ભીષ્મને મારૂં, ત્યારેજ મારા મનમાં શાંતિ થાય એવોજ મારો નિશ્ચય છે; જેને લીધે નિરંતર દુઃખરૂપ અવસ્થાને પામીછું, પતિ લોકથી ભ્રષ્ટ થઇ છું અને સ્ત્રીપણાના અથવા પુરૂષપણાના સુખથી રહિત થઇછું. વાસ્તે હે તપોધન બ્રાહ્મણો, હું ગંગા પુત્ર ભીષ્મને યુદ્ધમાં માર્યા વગર નિવૃત્તિ નહીં પામું એ મારા મનનો સંકલ્પ છે, જે મેં તમને કહી સંભળાવ્યો. હે ઋષિયો, સ્ત્રી ભાવને વિષે ઇચ્છા વગરની તથા પુરૂષ ભાવને વિષે ઇચ્છાવાળી હું પુરૂષ થઇને, ભીષ્મ પાસેથી મારા વૈરનો બદલો લઇશ; માટે તમારે મને તે કામથી અટકાવવી નહીં. હે દુર્યોધન, એ પ્રમાણે તે કન્યા બ્રાહ્મણોને કેહેતી હતી, તે વેળા જેના હાથમાં ત્રિશૂળ હતું એવા પાર્વતીના પતિ દેવ મહાદેવે ત્યાં તે ઋષિયોની મધ્યમાં આવી તપસ્વિની તે

કન્યાને દર્શન આપીને, તું મારાથી વરદાન માગ એમ કહ્યું. ત્યારે તેણે મને મારવાનું વરદાન માગ્યું; જેથી તેણે મનસ્વિનીને તું તેને નાશ કરીશ એમ વરદાન આપ્યું. ત્યાર કેડે વળી તે કન્યાએ રૂદ્રને કહ્યું કે હે દેવ, હું સ્ત્રીરૂપ છું તેનો યુદ્ધમાં જય કેમ થશે ? હે પાર્વતી પતિ, હું સ્ત્રીરૂપ છું જેથી મારૂં મન શૌર્ય ધર્મથી રહિત છે, ને તમે 'તું ભીષ્મને નાશ કરીશ; એમ મને વરદાન આપ્યું છે. માટે હે વૃષધ્વજ, જેવી રીતે તમારૂં વાક્ય સત્ય થાય ને હું યુદ્ધમાં ભીષ્મને નાશ કરૂં, તેવી રીતે તમે કરો. હે રાજા, એવાં તે કન્યાનાં વચન સાંભળીને મહાદેવજીએ કહ્યું કે હે કલ્યાણિ, મારી વાણિ ખોટું ભાષણ કરતીજ નથી, માટે મારૂં બોલવું સત્યજ થશે. તું બીજા જન્મમાં પુરૂષપણાને પામીને યુદ્ધમાં ભીષ્મને નાશ કરીશ, ને આ વૃત્તાંત તને સાંભરશે. હે કલ્યાણિ, તું દ્રુપદરાજાના કુળને વિષે કન્યારૂપે અવતરીશ, ને કેટલોક કાળ જશે ત્યારે શિઘ્ર અસ્ત્ર મૂકનાર, વિચિત્ર રીતે યુદ્ધ કરનાર તથા માન્ય એવો મહારથિ પુરૂષ થઈશ; ને મારા કેહેવા પ્રમાણે સર્વ થશે. હે ભારત, એ પ્રમાણે કહીને કપર્દિ વૃષભધ્વજ મહાદેવજી, તે સર્વ બ્રાહ્મણોને જોતાં અંતર્ધાન થયા ત્યાર પછી શ્રેષ્ઠ સ્વરૂપવાળી અનંદિતા તે કન્યાએ, સર્વે ઋષિયોને જોતાં વનમાંથી કાષ્ટ એકઠાં કરી, તેની ચિતા ખડકી, તેમાં અગ્નિ મૂકયો. ને હે રાજા, જ્યારે તે પ્રજ્વલિત થયો, ત્યારે ક્રોધયુક્ત ચિત્તને લીધે, હું ભીષ્મને મારવા સારૂં અગ્નિમાં પ્રવેશ કરૂંછું, એમ કહીને, કાશિ રાજાની જ્યેષ્ઠ કન્યાએ યમુના નદીની સમીપ તેમાં પ્રવેશ કરયો.

उक्काभीष्मवधायेति प्रविवेशहुताशनं ।

ज्येष्टाकाशिसुताराजन् यमुनामभितोनदीं ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि अंबोपाख्यानपर्वणि अंबाहुताशनप्रवेशो गुर्जरभाषायां सप्ताशीत्यधिशततमोऽध्यायः ॥१८७॥

---

**दुर्योधनउवाच ॥ कथंशिखंडीगांगेय कन्याभूत्वापुरातदा ।**

**पुरूषोभूद्युधिश्रेष्ठ तन्मेब्रूहिपितामह ॥१॥**

દુર્યોધન પૂછે છે—હે ગંગા પુત્ર, હે યુદ્ધને વિષે શ્રેષ્ઠ, હે પિતામહ ભીષ્મ, શિખંડિ પ્રથમ કન્યા હતો, ને તે પાછો પુરૂષ કેમ થયો ? તે મને કહો. ભીષ્મ કહે છે-હે પૃથ્વીપતિ રાજેંદ્ર દુર્યોધન, પૃથ્વીપતિ દ્રુપદરાજાની અતિ પ્રિય અને પુત્ર વગરની એક સ્ત્રી હતી. તે વેળા હે મહારાજ, પૃથ્વીપતિ દ્રુપદે મારા વધનો નિશ્ચય કરી, પોતાને પુત્રની પ્રાપ્તિ થાય તે સારૂ મહાદેવજીને પ્રસન્ન કરતાં ઘોર તપ કરવા માંડયું. ને કન્યા

વગર મને પુત્ર થાય એમ કેહેતાં કહ્યું કે હે ભગવન્ મહાદેવજી, હું ભીષ્મને મારવાની ઈચ્છાથી મને પુત્ર થાય એમ ઇચ્છું છું. હે દુર્યોધન, એ પ્રમાણે દ્રુપદે કહ્યું, ત્યારે મહાદેવજીએ તેને કહ્યું કે હે રાજા, તને "સ્ત્રી પુરૂષ સંતાન થશે," પ્રથમ કન્યા અને કેટલેક કાળે તે પાછો પુત્ર થશે; ને હવેથી તું તપ કરવાથી નિવૃત્ત થા, જે ભાવિ છે તે અન્યથા થશે નહીં. હે ભારત, એવાં મહાદેવજીનાં વચન સાંભળીને દ્રુપદ રાજા, પાછો પોતાના શેહેર પ્રત્યે ગયો; ને પોતાની સ્ત્રીને કેહેવા લાગ્યો કે મેં પુત્રની પ્રાપ્તિ થાય તે સારૂ મ્હોટો યત્ન કરયો, ને તપે કરી માહાદેવજીને પ્રસન્ન કર્યા; ત્યાં તેણે મને પ્રથમ કન્યા થઇ પછી તે પુત્ર થશે એમ કહ્યું. તે વેળા હે પ્રિયે, મેં તેને એમ ન થાઓ એમ વારંવાર કહ્યું, તો તેણે અદ્રષ્ટ એમ કહ્યું; માટે તેમજ થશે, કારણ ભાવિ છે તે અન્યથા થતુંજ નથી. હે દુર્યોધન, ત્યારપછી મનસ્વી એવી દ્રુપદ રાજાની સ્ત્રિએ, ઋતુકાળ વેળાએ આહારાદિવિષે સાવધાન રહીને, તે પોતાના પતિ સાથે એકાંતમાં પ્રવેશ કરયો. ત્યારે હે મહિપાળ, તે સ્ત્રિએ પોતાના પતિથી શાસ્ત્રમાં કહેલા ગર્ભધાન સંસ્કાર પૂર્વક ગર્ભ ધારણ કરયો; જે મને નારદજીએ તે સર્વ વૃત્તાંત કહેલું હતું. ત્યારે હે કુરૂનંદન, મહાબાહુ દ્રુપદ રાજા, પુત્ર પ્રાપ્ત થવાની આશાથી તે પ્રિય સ્ત્રીની ઇચ્છા પ્રમાણે ખાનપાનાદિ તેને પ્રાપ્ત કરવા લાગ્યો; તેથી તે પોતાના ઇચ્છિતને પામતી હતી. ત્યાર કેડે હે નરાધિપ, પુત્ર વગરના દ્રુપદ રાજાની તે સ્ત્રી પ્રસૂત થતી વખતે શ્રેષ્ઠ સ્વરૂપવાળી કન્યાને પ્રસૂત થઇ; ને સર્વને કેહેવા લાગી કે, મને પુત્ર ઉત્પન્ન થયો છે. એવાં પોતાની સ્ત્રીનાં વચન સાંભળીને દ્રુપદ રાજાએ, છાની રાખેલી તે કન્યાને પુત્રની પેઠે સર્વ કાર્ય કરાવ્યાં. પછી દ્રુપદ રાજાની સ્ત્રિએ પોતાને પુત્રી ઉત્પન્ન થઈ છે તેની કોઇને ખબર ન પડે, માટે આ મારો પુત્ર છે એમ કહીને, યત્નથી તે ગુપ્ત વાર્તાની કોઇને ખબર પડવા આપી નહીં; તેથી એ વાર્તા દ્રુપદ વગર તે શેહેરમાં બીજું કોઇપણ જાણતું ન હતું. દ્રુપદે પણ ઘણા તેજવાળા મહાદેવજીનાં વચન ઉપર વિશ્વાસ રાખીને, આ પુત્ર છે એમ કહી તે કન્યા છુપી રાખી; ને તેને જાત કર્માદિ સર્વ સંસ્કાર પુરૂષના કરાવી, શિખંઢિ એવું નામ તેનું પાડયું. હે દુર્યોધન, મહાદેવજીનાં વચનરૂપ વાકયથી તથા અંબાના તપથી દ્રુપદને ત્યાં કન્યા ઉત્પન્ન થઈ, એ વાતા નારદજીના કેહેવાથી તથા મારા ચાકરોના કેહેવાથી હું એકજ જાણતો હતો.

अहमेकस्तुचारेण वचनान्नारदस्यच ।

ज्ञातवान्देववाक्येन अंबायास्तपसातथा ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि अंबोपाख्यानपर्वणि शिखंडयुत्पत्तौ गुर्जरभाषायां अष्टाशीत्यधिकशततमोऽध्यायः ॥१८८॥

---

भीष्मउवाच ॥ चकारयत्नंद्रुपदः सुतायाःसर्वकर्मसु ।
ततोलेख्यादिषुतथा शिल्पेषुचपरंतप ॥१॥

ભીષ્મ કહેછે—હે શત્રુને તપાવનાર દુર્યોધન, દ્રુપદરાજા પોતાની પુત્રીને સર્વ કાર્યને વિષે, લખતાં શીખવવા વિષે તથા ચિત્ર કાઢતાં શીખવવા વિષે તે રહસ્યની કોઈને ખબર ન પડે માટે તેનો ઘણો યત્ન કરતો હતો. પછી હે મહારાજ, તે શિખંડિ કન્યારૂપ પુત્ર, બાણ તથા અસ્ત્ર વિદ્યા શિખવા સારૂ દ્રોણાચાર્યનો શિષ્ય થયો. હવે હે મહારાજ, સુંદર તે દ્રુપદ રાજાની સ્ત્રિએ, તે પોતાની કન્યાને પુત્રની પેઠે તેની સ્ત્રી કરવાનું પોતાના પતિને કહ્યું. ત્યારે દ્રુપદ પ્રાપ્ત થયેલા યૌવનવાળી તે કન્યાને જોઈને, આ સ્ત્રી છે એમજાણી પોતાની સ્ત્રી સહિત ચિંતાયુક્ત થયો; ને સ્ત્રીને કેહેવા લાગ્યો કે હે સ્ત્રિ, મને શોક વધારનારી આ કન્યા યુવાવસ્થાને પામી; ને મહાદેવજીના કેહેવાથી મેં એને ગુપ્ત રાખી. હે દુર્યોધન, એવાં દ્રુપદનાં વચન સાંભળીને સ્ત્રિએ કહ્યું કે હે મહારાજ, મહાદેવજીએ જે કહ્યું છે, તે કદિ મિથ્યા થશે નહીં; કેમકે ત્રણ લોકના કર્ત્તાને વૃથા બોલવું એ યોગ્ય નથી. માટે હે પૃષતાત્મજ રાજા, તમને મારાં વચન રૂચે, તો હું તમને કહું તે તમે સાભળો; ને પછી પોતાના વિચાર પ્રમાણે કરો. હે રાજા, આ શિખંડિને યત્નથી વિધિ પૂર્વક સ્ત્રી પરણાવો; કેમકે મહાદેવજીએ કહેલું વચન સત્યજ થશે એમ મને નિશ્ચયજ છે. હે દુર્યોધન, એવાં તે સ્ત્રીનાં વચન સાંભળીને દ્રુપદ રાજાએ, તે પોતાની સ્ત્રી સહિત તે કામ કરવાનો નિશ્ચય કરયો; ને દશાર્ણ દેશના હિરણ્યવર્મા રાજાની કન્યાની માગણી કરવી એમ ધારયું ત્યારપછી રાજાઓમાં સિંહરૂપ દ્રુપદ રાજાએ સર્વ રાજાઓનાં કુળ તથા ગોત્રાદિ સાંભળીને, દશાર્ણ દેશના હિરણ્યવર્મા રાજાની કન્યાની કન્યારૂપ પુત્ર શિખંડિ સારૂ માગણી કરી. ત્યારે દશાર્ણ દેશમાં મ્હોટા, અત્યંત દુર્જય, દુર્ધર્ષ, મ્હોટી સેનાવાળા તથા મ્હોટા મનવાળા તે હિરણ્યવર્મા રાજાએ પોતાની કન્યા શીખંડિને વાક્દાનરૂપે આપી. પછી હે રાજાઓમાં શ્રેષ્ઠ, જ્યારે તેમનો વિવાહ કરયો, ત્યારે તે કન્યા યુવાવસ્થાને પામી અને તે કન્યારૂપ શીખંડિની પણ તેને પામી. પછી વિવાહ કરયો હતો જેનો એવો કન્યારૂપ દ્રુપદ પુત્ર શિખંડિ, પાછો કાંપિલ્ય નામના શેહેર પ્રત્યે આવ્યો. ત્યારકેડે કેટલેક કાળે હિરણ્યવર્મા રાજાની તે કન્યાએ, શિખંડિને સ્ત્રી છે એમ જાણીને, પોતાના પિતાના ગૃહથી આવેલી

દાઇયો તથા પોતાની સખિયો પાસે લજ્જાથી તે વાત કરી. ત્યારે હે રાજા-માં સિંહરૂપ, તે કન્યાની દાઇયોએ તે વાર્તા સાંભળી અત્યંત પીડાયુક્ત થઇને, હિરણ્યવર્મા રાજાને તે વાતની ખબર આપવા સારૂ દૂતોને મોકલ્યા. ત્યારે તેઓએ તે રાજા પાસે જઇને, દ્રુપદે જે કપટ કર્યું છે, તે તથા ત્યાંનું તે સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યું; જેથી તે દ્રપદ ઉપર અત્યંત ક્રોધ-યુક્ત થયો. હે મહારાજ, શિખંડીતો પોતાને સ્ત્રીપણું છે તેને નહીં પ્રસ-ન્ન કરતો હર્ષયુક્ત થઇને પુરૂષની પેઠે રાજકુળમાં વિચર્યા કરતો હતો. હે ભરતકુળમાં શ્રેષ્ઠ રાજા દુર્યોધન, હિરણ્યવર્મા રાજા વિવાહ થયા પછી કેટલેક દિવસે તે વાર્તા સાંભળીને, ક્રોધયુક્ત તથા ખેદયુક્ત થયો. પછી અ-ત્યંત ક્રોધ યુક્ત થયેલા દશાર્ણ દેશના હિરણ્યવર્મા રાજાએ, દ્રુપદ રાજાના ગૃહ પ્રત્યે એક દૂત મોકલ્યો. ત્યારે હિરણ્યવર્મા રાજાનો તે દૂત દ્રુપદ રાજા પાસે આવીને, તેને એકાંતમાં લઈ જઈ કેહેવા લાગ્યો કે હે રાજા, તમે કપટ કરી છેતરવારૂપે પરાભવ કરવાને લીધે ક્રોધ પામેલા દશાર્ણ દેશના હિરણ્યવર્મા રાજાએ તમને આવી રીતે કહ્યું છે કે હે રાજા, તેં પોતાની શિખંડિની નામની કન્યા સારૂ મારી પાસે મારી કન્યાની માગણી કરી એ જે મારૂ અપમાન કર્યું, તે દુષ્ટ મનસુબાથી કર્યું છે! માટે હે દુષ્ટ મ-તિવાળા દ્રુપદ, એ મને છળ કરવાના ફળને તું આજ પામ; આ હું જન તથા પ્રધાન સહિત તને સમૂળ નાશ કરીશ, તું સ્થિર થા.

तस्याद्यत्विप्रलंभस्य फलंप्राप्नुहिदुर्मते ।
एषत्वांसजनामात्य मुद्धरामिस्थिरोभव ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि अंबोपाख्यानपर्वणि हिरण्यवर्मदूतागमने गुर्जरभाषायां ऊननवत्यधिकशततमोऽध्यायः ॥१८९॥

---

भीष्मउवाच ॥ एवमुक्तस्यदूतेन द्रुपदस्यतदानृप ।
चोरस्येवगृहीतस्य नप्रावर्ततभारती ॥१॥

ભીષ્મ કહે છે—હેનૃપ દુર્યોધન, એ પ્રમાણે હિરણ્યવર્મા રાજાના દૂતે કહ્યું, ત્યારે દ્રુપદરાજા પકડેલા ચોરની પેઠે કંઇપણ બોલી શક્યો નહીં. પછી તેણે મધુર બોલનાર દૂતોને તે રાજા પાસે મોકલી, તમારા કેહેવરા-વ્યા પ્રમાણે નથી એમ તેને કેહેવરાવીને, સંબંધિપણાને માન આપવાનો યત્ન કર્યો. તોપણ તે રાજા, દ્રુપદની તે શિખંડિની નામની કન્યા છે એ-મ જાણીને, તેની સામે યુદ્ધ કરવા સારૂ ઉતાવળ કરી પોતાના શેહેરમાંથી નિકળવા તૈયાર થયો. ત્યારે તેણે દાઈયોનાં વચનથી પોતાની કન્યાના સંક-ટને જોઇને, ઘણા પરાક્રમવાળા પોતાના મિત્રો હતા તેમને તે વાર્તા કહી

મોકલી; જેથી તેઓ સર્વ તે રાજા પાસે આવી મળ્યા. હે ભારત, એ પ્રમાણે સર્વ રાજાઓમાં શ્રેષ્ઠ હિરણ્યવર્મા રાજાએ, પોતાની સેનાના સમુદાયને એકઠો કરીને, દ્રુપદ સાથે યુદ્ધ કરવા જવાનો વિચાર કરયો. ત્યારે હે રાજેંદ્ર દુર્યોધન, તે રાજાએ પોતાના મંત્રિ તથા આવેલા રાજાઓ સાથે દ્રુપદ સામે ચઢાઇ કરવા વિષે મનસુબો કરવા માંડયો. તે વેળા તે મહાત્મા રાજાઓએ નિશ્ચય કરી હિરણ્યવર્મા રાજાને કહ્યું કે હે રાજા, જો દ્રુપદની એ શિખંડિની નામની કન્યા છે એમ સત્ય થાય, તો આપણે પંચાળ દેશમાં કોઇ બીજાને રાજા કરી, તે રાજાને બાંધી અહીં લઈ આવીને શિખંડિ સહિત મરાવી નાખશું. હે દુર્યોધન, એવાં તે રાજાઓનાં વચન સાંભળી દ્રુપદનું તે કપટ છે એમ જાણીને હિરણ્યવર્મા રાજાએ તેની પાસે વળી દૂત મોકલી કેહેવરાવ્યું કે, હું તને નાશ કરીશ; માટે સાવધાન થઇ સ્થિર થા! ભીષ્મ કહે છે—હે દુર્યોધન, એવાં હિરણ્યવર્મા રાજાનાં દૂતથી વચન સાંભળીને પ્રકૃતિયે કરી કોમળ પૃથ્વી પતિ દ્રુપદ પોતે અપરાધિ હોવાથી તીવ્ર ભયયુક્ત થયો; ને શોકને લીધે મૂર્છિત થઇ, તે દૂતોને પાછા તે રાજા પાસે મોકલી, એકાંતમાં પોતાની સ્ત્રી પાસે આવી કેહેવા લાગ્યો કે હે સ્ત્રિ, મહાબળવાન આપણો સંબંધિ હિરણ્યવર્મા રાજા મ્હોટી સેના લઈને, ક્રોધથી મારા સામે યુદ્ધ કરવા આવશે. માટે મૂઢ એવાં આપણે બેઉ, આ કન્યા સંબંધિ શું કરશું? કેમકે તે રાજાને આ શિખંડિ નામના તારા પુત્ર વિષે, કન્યા છે એમ શંકા છે ને દ્રુપદે મને છેતરયો છે એમ તે જાણે છે; માટે પોતાના મિત્ર તથા સૈન્ય સહિત યત્નથી મને મારવા ઇચ્છે છે! વાસ્તે હે શ્રેષ્ઠ સ્ત્રિ, આ વેળા શું કરવાથી આપણુ સારૂં થાય, ને શું કરવાથી ખરાબ થાય એ મને કંઈપણ સુજતું નથી; માટે શું કરવું? એ તું મને કહે; કેમકે તારા કેહેવા પ્રમાણે હું કરીશ. હે વરવાર્ણિનિ, હું મ્હોટા સંશયને પામ્યો છું, આ શિખંડિની બાળક છે અને તું પણ આ કારણથી મહત્કષ્ટને પામી છે! વાસ્તે આપણુ સર્વ દુઃખ ટળી જાય તે સારૂં હું તને પૂછું છું; માટે જે કરવાનો ઉપાય હોય, તે તું મને ઉતાવળી કહે, જેથી તારા કેહેવા પ્રમાણે કરૂં. હે શ્રેષ્ઠ કટિપશ્ચાત્ ભાગવાળી સ્ત્રિ, તું આ આપણી કન્યા શિખંડિની વિષે કંઈપણ ભય કરીશ માં; મહાદેવજીના વાક્યથી છેતરાયેલો હું દયાએ કરી તમારૂં બેઉનું ધારણ તથા પોષણ કરીશ. પણ હે મ્હોટા ભાગ્યવાળી, મેં દશાર્ણ દેશના રાજા હિરણ્યવર્માને છેતરયો છે; માટે હવે આપણુ જે કરવાથી હિત થાય તે મને કહે, તારા કેહેવા પ્રમાણે હું કરીશ. હે દુર્યોધન, તે રહસ્યને જાણતા એવા દ્રુપદે બીજા સર્વને તેની ખબર પડે, માટે એ પ્રમાણે પોતાની સ્ત્રીને કહ્યું; ત્યારે તે સ્ત્રી સર્વના સાંભળતાં પોતાના પતિને પ્રતિ ઉત્તર આપવા તૈયાર થઈ.

जानताहिनरेंद्रेण ख्यापनार्थंपरस्यवै ।
प्रकाशंचोदितादेवी प्रत्युवाचमहीपतिं ।
इति श्रीमहाभारते उद्योगपर्वणि अंबोपाख्यानपर्वणि द्रुपदप्रश्ने गुर्जरभाषायां नवत्यधिकशततमोऽध्यायः ॥१९०॥

---

**भीष्मउवाच** ॥ ततःशिखंडिनोमाता यथातत्त्वनराधिप ।
आचचक्षेमहाबाहो भर्त्रेकन्यांशिखंडिनीं ॥१॥

ભીષ્મ કહે છે—હે નરાધિપ, હે મહાબાહો દુર્યોધન, ત્યારે શિખંડિની માતા પોતાના પતિને શિખંડિની કન્યા સંબંધિ સર્વ વાર્તા યથાર્થ કેહેવા લાગી કે હે રાજા, પુત્ર વગરની મેં શોકના ભયથી આ શિખંડિની કન્યા ઉત્પન્ન થઇ હતી, તોપણ પુત્ર થયો એમ કહ્યું. ને હે રાજાઓમાં શ્રેષ્ઠ, તમે મારા કેહેવાને સ્વીકારીને, કન્યાને પુત્રની પેઠે સંસ્કાર કરયા; અને દશાર્ણ દેશના રાજાની કન્યા પણ પરણાવી. હે રાજા, મેં પણ તમને મહાદેવજીએ કહેલાં વાક્ય જે કન્યા થઇ પાછો પુત્ર થશે, તે ઉપર ભરોંસો રાખી એટલા દિવસ સુધી તે વાર્તા ગુપ્ત રાખી છે. હે ભારત, એવાં પોતાની સ્ત્રીનાં વચન સાંભળીને દ્રુપદ રાજાએ, પોતાના મંત્રિયોને બોલાવી તે વાર્તા યથાર્થ કહી સંભળાવી; ને તે રાજા, જેમ પ્રજાના રક્ષણ સંબંધિ વિચાર કરે, તેમ તેમની સાથે હવે પછી શું કરવું તેનો વિચાર કરવા લાગ્યો! ત્યારે હે નરેંદ્ર દુર્યોધન, તે રાજાએ પોતાના મંત્રિયોને મેં હિરણ્યવર્મા રાજા સાથે સંબંધ ઘણું કરી મહાદેવજીના વાક્ય ઉપર ભરોંસો રાખી કરયો છે, કંઈ તેને છળ કરવા સારૂ કર્યો નથી એમ કહીને, હવે પછી કરવાનો નિશ્ચય કરયો. ત્યારપછી હે ભારત, સમીપ આવતા ભયને જાણીને દ્રુપદે, સાધારણ રીતિથી સદૈવ રક્ષણ કરેલા તથા શોભાયમાન પોતાના શેહેરની ચારેકોરથી અત્યંત રક્ષા કરાવી; ને હિરણ્યવર્મા રાજા સાથે વિરોધ થવાને લીધે પોતાની સ્ત્રી સહિત તે અત્યંત પીડાયુક્ત થઇ વિચાર કરવા લાગ્યો કે, સંબંધિ દશાર્ણ રાજા સાથે મને મ્હોટો વિગ્રહ કેમ ન થાય એમ વિચારીને દ્રુપદ, દેવતાઓનું પૂજન કરવા લાગ્યો. ત્યારે તે જોઇને તેની સ્ત્રી તેને કેહેવા લાગી કે હે સ્વામિ, સુખ અવસ્થાને વિષે સત્પુરૂષોએ દેવતાઓની પૂજા કરવી યોગ્ય છે, ત્યારે દુઃખ સમુદ્રને પ્રાપ્ત થઇ તેમ કરવું યોગ્ય હોય એમાં આશ્ચર્ય શું! માટે તમે જેમ દેવતાઓનાં પૂજન કરો છો, તેમ બ્રાહ્મણોનાં પણ પૂજન કરો, ને તેમને ઘણી દક્ષિણા આપો તથા અગ્નિમાં આહુતિ આપો જેથી હિરણ્યવર્મા રાજા પોતાની મેળે પાછો હઠી જાય. ને હે સમર્થ રાજા, તે રાજા તમારી સામે

યુદ્ધ કર્યા વગરજ નિવૃત્તિ પામે એમ તમે પોતાના મનમાં દેવતાઓ પા-
સે માગો; જેથી તેમના પ્રસાદે કરી તમારા ચિંતન પ્રમાણે થશે. ને હે
મ્હોટાં નેત્રવાળા, તમે પોતાના મંત્રિયો સાથે જે વિચાર કરયો હોય તે પણ
આ આપણા શેહેરના બચાવ સારૂ કરો; કેમકે પ્રારબ્ધ પણ પુરૂષાર્થથીજ
અત્યંત સિદ્ધ થાય છે, તો પણ જો તે એકબીજાને પરસ્પર વિરોધ હોય,
તો યથાર્થ ફળ આપતાં નથી. માટે તમે આ શેહેરની, મંત્રિયો સહિત રક્ષા
કરાવીને, પોતાની ઇચ્છા પ્રમાણે દેવતાઆદિનું પૂજન કરો. હે દુર્યોધન,
એ પ્રમાણે પરસ્પર ભાષણ કરતા એવા તથા ક્ષોભયુક્ત થયેલાં તે દંપતી-
ને જોઈને, તપસ્વીની એવી તેમની શિખંડિની નામની કન્યાએ લજ્જાયુ-
ક્ત થઇ પોતાના મનમાં, આ બેઉ જણ મારે લીધે દુઃખી છે એમ વિ-
ચારી પોતાનો પ્રાણ ત્યાગ કરવાની મતિ કરી. હે રાજા, એ પ્રમાણે અ-
ત્યંત શોકને પરાયણ એવી તે કન્યા નિશ્ચય કરીને, પોતાના ગૃહનો ત્યાગ
કરી સમૃદ્ધિમાન સ્થૂણાકર્ણ નામના યક્ષે પાલન કરેલા મનુષ્ય વગરના ઘાટા
વનમાં ગઈ; જ્યાં તે યક્ષના ભયથી કોઇપણ મનુષ્ય જતું ન હતું. ત્યાં
કળી ચૂનો દીધેલ, સુગંધિવાળાના ધૂપનો ધૂમ્ર જેમાંથી નિકળતો હતો એ-
વા અને ઉંચા કિલ્લા તથા દરવાજાવાળા સ્થૂણાકર્ણ યક્ષના ગૃહને જોઇને,
દ્રુપદ પુત્રી શિખંડિની તેમાં પ્રવેશ કરી રહી; ને ઘણા દિવસ સૂધી ઉપ-
વાસ કરી પોતાના શરીરને સુકાવવા લાગી. ત્યારપછી કેટલેક દિવસે સ્થૂણા-
કર્ણ યક્ષે તે કન્યાને જોઈ, તેથી તેના મનમાં દયા આવી, ને કહ્યું કે હે
કન્યા, તું શા કારણથી આવી રીતે કરે છે? જે તારૂં કામ હોય, તે મને
ઉતાવળથી કહે, હું તારૂં કામ કરીશ. હે દુર્યોધન, એવાં તે યક્ષનાં વચન
સાંભળીને તે કન્યાએ મારૂં કામ કોઇથીપણ થઇ શકે એમ નથી એમ
વારંવાર તેને કહ્યું. ત્યારે કુબેરના ચાકર તે યક્ષે કહ્યું કે હે નૃપાત્મજે, હું
તને વરદાન આપું છું કે, જે તારૂં કામ હશે તે હું ઉતાવળથી કરીશ; ને
કદિ તું કંઇ માગીશ, ને તે ન દેવાય એમ હશે, તોપણ તને આપીશ,
માટે તારે જે કેહેવાનું હોય તે મને તું કહે. હે ભારત, એવાં તે યક્ષમાં
મુખ્ય સ્થૂણાકર્ણ યક્ષનાં વચન સાંભળીને, શિખંડિનિએ તેને પોતાનું સમગ્ર
વૃત્તાંત કહી સંભળાવતાં કહ્યું કે હે યક્ષ, પુત્ર વગરનો મારો દ્રુપદ નામે
પિતા થોડા દિવસમાં નાશ પામશે; કેમકે મહા બળવાન્ તથા મ્હોટા ઉ-
ત્સાહવાળો હિરણ્યવર્મા રાજા ક્રોધ યુક્ત થઈ તે મારા પિતા સામે યુદ્ધ
કરવા આવશે. માટે હે યક્ષ, તે રાજાથી મારાં માતા તથા પિતાની તમે
રક્ષા કરો; ને મારૂં દુઃખ શાંત કરવું એમ પ્રતિજ્ઞા લીધી છે, માટે તમા-
રા પ્રસાદથી હું ઉત્તમ પુરૂષ થાઉં તેમ કરો. હે મ્હોટા યક્ષ, હે ગુહ્યક,
જ્યાંસૂધી હિરણ્યવર્મા રાજા મારા પિતાના શેહેર પ્રત્યે નથી આવ્યો, ત્યાં
સૂધીમાં તમે મારી ઉપર પ્રસન્ન થઇને મને તેમ કરવારૂપ પ્રસાદ કરો.

यावद्देवसराजावै नोपयातिपुरंमम ।
तावद्देवमहायक्ष प्रसादंकुरुगुह्यक ॥
इति श्रीमहाभारते उद्योगपर्वणि अंबोपाख्यानपर्वणि स्थूणाकर्णासमागमे गुर्जरभाषायां एकनवत्याधिकशततमोऽध्यायः॥१९१॥

---

भीष्मउवाच ॥ शिखंडिवाक्यंश्रुत्वाथ सयक्षोभरतर्षभ ।
प्रोवाचमनसाचिंत्य दैवेनोपनिपीडितः ॥१॥

ભીષ્મ કહે છે—હે ભરતર્ષભ દુર્યોધન, એ પ્રમાણે શિખંડિનાં વચન સાંભળીને દૈવથી પાસે આવી હતી પીડા જેને એવો તે યક્ષ, પોતાના મનમાં વિચાર કરી તેને કહેવા તૈયાર થયો. હે કૌરવ્ય, શિખંડિના કહેવા પ્રમાણે ભાવિ છે, માટે મારા દુઃખ વાસ્તે તેમ થશે એમ માનીને તે યક્ષે, શિખંડિની કન્યાને કહ્યું કે હે કલ્યાણિ, હું તારૂં કામ કરીશ, પણ તેનો સમય કહું તે તું સાંભળ—હું તને મારૂં પુરૂષ સ્વરૂપ આપીશ, ને તે કાળ પૂરો થાય ત્યારે તારે તે પાછું આપવા સારૂ અહીં આવવું, તેની મને તું ખરી ખાતરી આપ. હું સમર્થ, ઇચ્છા માત્રમાં સિદ્ધ કામનાવાળો, સ્વેચ્છા પ્રમાણે ગતિ કરનાર તથા આકાશમાં વિચરનાર છું; માટે તું મારી કૃપાથી પોતાના પૂર તથા બંધુઓની રક્ષા કર. હે દ્રુપદ રાજાની પુત્રિ, આ તારૂં સ્ત્રિ સ્વરૂપ છે તેને હું ધારણ કરી પ્રિય કરીશ, આ મારૂં બોલવું તું સત્ય જાણ. શિખંડિયે કહ્યું કે હે શ્રેષ્ઠ વ્રતવાળા સમર્થ નિશાચર યક્ષ, હું તમારૂં પુરૂષ સ્વરૂપ તમને પાછું આપીશ, ને હમણાં થોડા કાળ સુધી તમે મારૂં સ્ત્રી સ્વરૂપ ધારણ કરો. હે યક્ષ, દશાર્ણ દેશનો રાજા હિરણ્યવર્મા પાછો વળી જશે, એટલે હું પાછું મારૂં સ્ત્રી સ્વરૂપ ધારણ કરી તમારૂં પુરૂષ સ્વરૂપ તમને પાછું આપીશ; જેથી તમે પાછા પુરૂષપણાને પામશો. ભીષ્મ કહે છે—હે રાજા દુર્યોધન, એ પ્રમાણે કહી એક બીજામાં સંદેહને લીધે પરસ્પર શપથ લઇને તે બેઉએ સ્વરૂપ બદલાવ્યાં. તેમાં હે ભારત, સ્થૂણાકર્ણ યક્ષે સ્ત્રી સ્વરૂપ ધારણ કર્યું, ને શિખંડિ પ્રકાશમાન યક્ષ સ્વરૂપને પામ્યો. હે પાર્થિવ, દ્રુપદ રાજાનો પુત્ર શિખંડિ પુરૂષપણાને પામી હર્ષ યુકત થઇને, પોતાના શેહેર પ્રત્યે જઈ પિતાને મળ્યો; ને તેણે તે સર્વ વૃત્તાંત તેને કહી સંભળાવ્યું. ત્યારે દ્રુપદરાજા શિખંડિનાં તે વચન સાંભળીને અત્યંત હર્ષ યુકત થયો; ને પોતાની સ્ત્રી સહિત થઇ તેણે મહાદેવજીનાં વચનને સ્મરણ કર્યાં, ત્યાર પછી તે રાજાએ દશાર્ણ દેશના રાજા હિરણ્યવર્માને, મારો પુત્ર પુરૂષ છે તમે મારામાં વિશ્વાસ રાખો એમ સમાચાર કેહેવરાવ્યા, ત્યારે હે દુર્યોધન,

એ પ્રમાણે દ્રુપદે કહેવરાવેલા સમાચાર સાંભળીને દુઃખ તથા શોકયુક્ત તે રાજા તત્કાળ તે પંચાળ દેશના રાજા પાસે જવા લાગ્યો. પછી તે રાજાએ કાંપિલ્ય નામના શેહેર પ્રત્યે આવીને, બ્રહ્મવેત્તા બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ એવા કોઈ બ્રાહ્મણનો સત્કાર કરી તેને દૂત કરી દ્રુપદ પાસે મોકલવા સારૂ કહ્યું કે હે દૂત, તું રાજાઓમાં અધમ દ્રુપદ પાસે જઇને, મારા કેહેવાથી તેને કહે કે, હે દુષ્ટ મતિવાળા, તેં પોતાની કન્યા સારૂ મારી કન્યાની માગણી કરી, તે મને ડાગ લગાડે એવા કર્મના ફળને તું આજ નજરે જોઇશ એમાં કંઇપણ સંદેહ નથી. હે રાજાઓમા શ્રેષ્ઠ દુર્યોધન, એ પ્રમાણે હિરણ્યવર્મા રાજાએ કહ્યું, ત્યારે એના કેહેવાથી બ્રાહ્મણમાં શ્રેષ્ઠ તે દૂત, દ્રુપદના શેહેર પ્રત્યે જઇ તે રાજા પાસે ગયો. ત્યારે શિખંડિ સહિત દ્રુપદ રાજાએ તે બ્રાહ્મણને સત્કાર પૂર્વક ગાય તથા અર્ઘ્ય પ્રાપ્ત કર્યાં; જેને તેણે નહીં સ્વિકારી તેને હિરણ્યવર્મા રાજાએ કેહેવરાવેલાં વાક્ય આવી રીતે કહ્યાં કે હે દુષ્ટ આચારવાળા, હે દુષ્ટમતિવાળા રાજન દ્રુપદ, તેં પોતાની કન્યાએ કરી મને છેતરયો એ પાપકર્મ કર્યું, માટે તેના ફળને તું પામ, ને રણસંગ્રામને વિષે યુદ્ધ આપ; જેમાં હું પુત્ર તથા બાંધવ સહિત તને નાશ કરીશ! હે ભરત કુળમાં શ્રેષ્ઠ દુર્યોધન, એ પ્રમાણે દશાર્ણ દેશના રાજા હિરણ્યવર્માના પુરોહિતે તિરસ્કાર યુક્ત વાક્ય કહી સંભળાવ્યાં હતાં જેને એવા દ્રુપદ રાજાએ સ્નેહના કારણથી નમ્રતા યુક્ત થઇને, તે દૂતને કહ્યું કે હે બ્રહ્મન, તમે મારા સંબંધિ હિરણ્યવર્મા રાજાના કેહેવાથી મને જે વાક્ય કહ્યાં, તેનાં અત્યંત ઉત્કૃષ્ટ પ્રતિ વચન મારો દૂત તેને કહેશે. હે રાજા, એ પ્રમાણે તે દૂતને કહીને દ્રુપદ રાજાએ મ્હોટી મતિવાળા હિરણ્યવર્મા રાજા પાસે વેદના પારને પામેલા કોઇ બ્રાહ્મણને દૂત કરી મોકલ્યો. ત્યારે તે બ્રાહ્મણ દૂત હિરણ્યવર્મા રાજા પાસે જઇને, તેને દ્રુપદના કેહેવા પ્રમાણે કેહેવા લાગ્યો કે હે રાજા, મારો પુત્ર પુરૂષ છે, તમે પ્રસિદ્ધપણાથી તેની પરીક્ષા કરો; તમને એ કન્યા છે એમ કોઇએ ખોટું કહ્યું છે, માટે તે સત્ય છે એમ માનવા યોગ્ય નથી હે દુર્યોધન, એ પ્રમાણે દ્રુપદે કેહેવરાવેલાં વચન તેના દૂતને મોઢેથી સાંભળીને ક્રોધયુક્ત તે હિરણ્યવર્મા રાજાએ, શિખંડિ સ્ત્રી છે કે પુરૂષ છે એમ જાણવા સારૂ, તેની પરીક્ષા કરવા સારૂ તેની પાસે અત્યંત શ્રેષ્ઠ સ્વરૂપવાળી ઉત્તમ સ્ત્રિયોને મોકલી. ત્યારે હે રાજેંદ્ર, તેઓએ તેની યથાર્થ પરીક્ષા કરી પ્રીતિયુક્ત થઇ દશાર્ણ દેશના હિરણ્યવર્મા રાજા પાસે જઇને, મ્હોટા મહિમાવાળો શિખંડિ પુરૂષ છે એમ કહ્યું. ત્યારપછી પ્રીતિ-

યુક્ત થયેલા હિરણ્યવર્મા રાજાએ દ્રુપદ રાજા સાથે હર્ષથી મળી, નિવાસ કરયો. પછી તે રાજા મ્હોટા આનંદથી શિખંડિને દ્રવ્ય, હસ્તિ, અશ્વ, ગાય તથા દાસી અનેક આપી અને પોતાની પુત્રીને તેં મને ખોટું કેહેવરાવ્યું એમ તરછોડીને, પાછો પોતાને દેશ ગયો. હે દુર્યોધન, જ્યારે નિવૃત્ત થયો હતો સંદેહ જેનો એવો તથા પ્રસન્ન થયેલો હિરણ્યવર્મા રાજા દાશાર્ણ દેશ પ્રત્યે ગયો, ત્યારે શિખંડિ હર્ષયુક્ત થયો. હવે કોઇ વેળાએ નરવાહન કુબેર લોકમાં ફરતાં ફરતાં સ્થૂણાકર્ણ યક્ષના ભવન પ્રત્યે આવવા લાગ્યા. ત્યારે ધનની રક્ષા કરનાર તથા આકાશ માર્ગથી સ્થૂણાકર્ણના ગૃહ ઉપર આવેલા કુબેરે વિચિત્ર પુષ્પના ગુણે કરી શોભાયમાન, વાળા, ચંદન, તથા ચંદરવાએ કરી સુશોભિત, ધૂપે કરી ધૂપિત, ધ્વજા તથા પતાકાએ કરી રમણીય, ભક્ષ્ય, ભોજ્ય તથા લેહ્યપદાર્થ અને આમિષ જેમાંથી પ્રાપ્ત થાય એવાં; મણિ, રત્ન તથા સુવર્ણની માળાઓએ કરી પરિપૂર્ણ, અનેક પ્રકારના પુષ્પની સુગંધવાળા, સેચન કરેલાં મિઠાં જળે કરી શોભાયમાન અને ચારેકોરથી શણગારેલા તેના ગૃહને વિષે પ્રવેશ કર્યો. હે દુર્યોધન, ચારેકોરથી શોભાયમાન સ્થૂણાકર્ણના ગૃહને જોઇને, કુબેરે પોતાના ચાકર યક્ષોને કહ્યું કે હે અત્યંત પરાક્રમિ યક્ષો, આ સ્થૂણાકર્ણનું શણગારેલ ગૃહ છે, પણ મંદ બુદ્ધિવાળો તે આજ મારી પાસે કેમ નથી આવતો ? રે ! મંદમતિવાળો તે હું આવ્યોછું તે જાણે છે, તોપણ મારી પાસે આવતો નથી, માટે તેને મ્હોટો દંડ આપવો એમ મારી મતિ છે. યક્ષે કહ્યું કે હે રાજા કુબેર, દ્રુપદ રાજાને શિખંડિની નામે કન્યા ઉત્પન્ન થઇ, તેના કોઈ કારણને લીધે સ્થૂણાકર્ણ યક્ષે તેને પોતાનું પુરૂષ સ્વરૂપ આપ્યું છે, ને પોતે તેનું સ્ત્રીસ્વરૂપ ધારણ કર્યું છે; તેથીજ તે તમારી પાસે આવતો નથી, કારણ સ્ત્રીપણાને લીધે લજ્જા પામે છે. હે ધનદ, અમે સ્થૂણાકર્ણ સંબંધિ વૃત્તાંત કહ્યું જે તમે સાંભળ્યું; માટે હવે જે ન્યાય હોય, તે કરો ને વિમાનમાં બેસો. હે દુર્યોધન, એવાં યક્ષોનાં વચન સાંભળીને, હે યક્ષો, સ્થૂણાકર્ણને બોલાવી લાવો હું તેને દંડ આપીશ એમ વારંવાર કુબેરે કહ્યું. હે પૃથ્વીપતિ મહારાજ દુર્યોધન, કુબેરના બોલાવવાથી સ્થૂણાકર્ણ યક્ષ તેની પાસે આવી, સ્ત્રીરૂપને લીધે લજ્જાયુક્ત થઇ ઉભો. ત્યારે હે કુરૂનંદન, ક્રોધ પામેલા કુબેરે તેને શાપ આપતાં યક્ષોને કહ્યું કે હે ગુહ્યકો, પાપરૂપ આ સ્થૂણાકર્ણ સદૈવ આવીજ રીતે સ્ત્રીરૂપ રહો. હે દુર્યોધન, એ પ્રમાણે યક્ષોને કહીને મહાત્મા કુબેરે સ્થૂણાકર્ણને કહ્યું કે હે પાપકર્મ તથા દુષ્ટબુદ્ધિવાળા સ્થૂણાકર્ણ યક્ષ, તેં યક્ષોને કંઈ પણ નહીં ગ-

ણકારીને શિખંડિનું સ્ત્રીપણું ગ્રહણ કર્યું એ અયોગ્ય કર્યું; માટે તું આજથી સ્ત્રીરૂપ રહીશ ને તે પુરૂષરૂપ રેહેશે. હે દુર્યોધન, એ પ્રમાણે કુબેરે સ્થૂણાકર્ણને શાપ આપ્યો, ત્યારે સર્વ યક્ષો તે શાપના અંત વાસ્તે તેને પ્રસન્ન કરતાં સ્થૂણાકર્ણને લીધે, તમારા આપેલા શાપનો અંત આવે એમ કરો એવી રીતે વારંવાર કેહેવા લાગ્યા. ત્યારે હે તાત, મહાત્મા યક્ષના રાજા કુબેરે, તે શાપના અંતની ઇચ્છાને લીધે પોતાના અનુચર યક્ષોને કહ્યું કે હે યક્ષો, જ્યારે શિખંડિ મૃત્યુ પામશે, ત્યારે સ્થૂણાકર્ણ પાછો પોતાના સ્વરૂપને પામશે; માટે હવે મ્હોટા મનવાળો તે ઉદ્વેગ રહિત થાઓ. હે દુર્યોધન, એ પ્રમાણે યક્ષોને કહીને પૂજા થઇ હતી જેની એવા, મહા સમર્થ, દેવ તથા યક્ષોના રાજા કુબેર પોતાના સર્વ અનુચર સહિત ત્યાંથી ચાલી નિકળ્યા; ને સ્થૂણાકર્ણ શાપ પામીને ત્યાંજ રહ્યો. હવે શિખંડિ સ્થૂણાકર્ણ પાસે તેને તેનું પુરૂષ સ્વરૂપ પાછું આપવાનો તથા પોતાનું સ્ત્રીસ્વરૂપ લેવાનો જે કાળ નિમ્યો હતો, તે જ્યારે આવ્યો, ત્યારે તેની પાસે આવી મળી, હે સમર્થ, હું આવ્યો છું એમ બોલ્યો. ત્યારે મ્હોટા આર્જવથી આવેલા દ્રુપદ પુત્ર શિખંડિને જોઇને સ્થૂણાકર્ણ યક્ષ, હું પ્રસન્ન થયોછું એમ વારંવાર કેહેતાં પોતાનું બનેલું સર્વ વૃત્તાંત તેને કેહેવા લાગ્યો કે હે દ્રુપદ રાજાના પુત્ર, મને કુબેરે તારે લીધે શાપ આપ્યો છે, માટે તું હમણાં તારી ઇચ્છા પ્રમાણે જા ને સર્વ લોકમાં સુખે કરી ફર. હે શિખંડિ, મને જે શાપ થયો, તે મારૂં પૂર્વનું પ્રારબ્ધ એમ હું માનું છું, જેનું ઉલ્લંઘન થઇ શકતું નથી; કેમકે તારા જવા પછી તરતજ કુબેરે અહીં આવી દર્શન આપ્યું. ભીષ્મ કહે છે—હે ભરતકુળમાં ઉત્પન્ન થયેલા રાજા દુર્યોધન, એ પ્રમાણે સ્થૂણાકર્ણે કહ્યું, ત્યારે શિખંડિ મ્હોટા હર્ષ યુક્ત થઇને પાછો પોતાના ગૃહ પ્રત્યે ગયો; ને તેણે મ્હોટા ધનની કીંમતવાળા ચંદન તથા પુષ્પાદિયે કરી બ્રાહ્મણો, દેવતાઓ, ત્રવાટા તથા ચોવટાઓની પૂજા કરી. હે દુર્યોધન, પોતાના બાંધવજન સહિત દ્રુપદરાજા, સિદ્ધ થયો હતો અર્થ જેનો એવા પોતાના પુત્ર શિખંડિયે કરી અત્યંત હર્ષ પામ્યો. પછી હે કુરૂકુળમાં શ્રેષ્ઠ મહારાજ દુર્યોધન, તેણે પૂર્વે જેનું સ્ત્રીરૂપ હતું એવા શિખંડિને શિષ્યરૂપે દ્રોણને સોંપ્યો. ત્યારે હે કુરૂશ્રેષ્ઠ, સર્વે તમ સહિત દ્રુપદ પુત્ર શિખંડિ તથા ધૃષ્ટદ્યુમ્ન ગ્રહણ, ધારણ, પ્રયોગ તથા પ્રતીકારરૂપ ચાર પાદવાળા ધનુર્વેદને પામ્યા હતા. એ સર્વ શિખંડિનું યથાર્થ વૃત્તાંત મેં, દ્રુપદ પાસે જડ, બેહેરા તથા આંધળા ચાકરોને ગુપ્ત મોકલ્યા હતા, તેમણે મને કહ્યું છે. હે મહારાજ કુરૂકુળમાં શ્રેષ્ઠ દુ-

ર્યોધન, એપ્રાણે રથિ પુરૂષમાં શ્રેષ્ઠ દ્રુપદનો પુત્ર શિખંડિ સ્ત્રીમાંથી પુરૂષ થયો છે. હે ભરતર્ષભ, કાશિરાજાની અંબા નામની મ્હોટી કન્યા દ્રુપદ રાજાને ત્યાં શિખંડિ નામે ઉત્પન્ન થઇ છે; માટે હું ધનુષ ધારણ કરેલા તથા યુદ્ધ કરવા ઉભેલા તેની સામે એક મુહૂર્ત પણ જોઉં નહીં ને તેને પ્રહાર પણ કરૂં નહીં. કેમકે હે કૌરવ, મારે સ્ત્રી ઉપર, પ્રથમ સ્ત્રી હોય તેની ઉપર, સ્ત્રીનામ જેનું હોય એવાની ઉપર તથા સ્ત્રી સ્વરૂપવાન ઉપર બાણ ન મૂકવો એ મારૂં વ્રત સદૈવ પૃથ્વીને વિષે પ્રસિદ્ધ છે; માટે હું એ કારણને લીધે શિખંડિને નાશ કરીશ નહીં. હે તાત, હું શિખંડિના જન્મને જાણું છું, વાસ્તે સંગ્રામમાં કવચ ધારણ કરી મને મારવા તૈયાર થયેલા તેને મારીશ નહીં. જો આ હું ભીષ્મ સ્ત્રીને મારૂં, તો સત પુરૂષ મારી નિંદા કરે; માટે સંગ્રામમાં ઉભેલા શિખંડિને જોઇશ તોપણ મારીશ નહીં. વૈશંપાયન કહે છે—હે જનમેજય, એ પ્રમાણે ભીષ્મનું બોલવું સાંભળીને કુરૂકુળમાં ઉત્પન્ન થયેલા દુર્યોધન રાજાએ, મુહૂર્ત માત્ર વિચાર કરી ભીષ્મે એમજ કરવું યોગ્ય છે એમ માન્યું.

**वैशंपायनउवाच** ॥ एतच्छ्रुत्वातुकौरव्यो राजादुर्योधनस्तदा ।
मुहूर्तमिवसध्यात्वा भीष्मेयुक्तममन्यतः ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि अंबोपाख्यानपर्वणि शिखंडिपुस्त्वप्राप्तौ गुर्जरभाषायां द्विनवत्यधिकशततमोऽध्यायः ॥१९२॥

---

**संजयउवाच** ॥ प्रभातायांतुशर्वर्यां पुनरेवसुतस्तव ।
मध्येसर्वस्यसैन्यस्य पितामहमपृच्छत ॥१॥

સંજય કહેછે—હે ધૃતરાષ્ટ્ર રાજા, તે દિવસની રાત્રિ નિવૃત્ત થઇ ને બીજા દિવસનો પ્રાતઃકાળ થયો, ત્યારે તમારા પુત્ર દુર્યોધને સર્વ સૈન્યની વચમાં પિતામહને પૂછયું કે હે ગંગા પુત્ર ભીષ્મ, પાંડવનું ઘણા નર, હસ્તિ તથા અશ્વવાળો, મ્હોટા રથોએ કરી સંકીર્ણ, ધૃષ્ટદ્યુમ્ન જેમાં મુખ્ય છે એવા મ્હોટા ધનુષધારી, મહાબળવાન તથા લોકપાળ સમાન ભીમસેન તથા અર્જુનાદિયે રક્ષણ કરેલો, અસહ્ય, ન વારી શકાય એવો, મ્હોટી લેહેરવાળા સમુદ્ર સરખો અને સંગ્રામમાં દેવતાઓથી પણ નહીં ક્ષોભ પામનાર સૈન્યરૂપ સમુદ્ર છે, તેને તમે મ્હોટા ધનુષધારી દ્રોણાચાર્ય, મહાબળવાન કૃપાચાર્ય, યુદ્ધમાં શ્લાઘા કરવા લાયક કર્ણ તથા બ્રાહ્મણમાં શ્રેષ્ઠ અશ્વત્થામા કેટલેક કાળે નાશ કરશો? કેમકે હે મ્હોટી ભુજાવાળા ભીષ્મ,

તમે સૌ મારા સૈન્યમાં દિવ્ય અસ્ત્ર જાણનાર છો, માટે નિત્ય મારા હૃદયમાં કૌતૂહળને લીધે હું એ જાણવા ઇચ્છુંછું; વાસ્તે તમે મને કેહેવા યોગ્ય છો, ભીષ્મે કહ્યું કે હે કુરૂકુળમાં શ્રેષ્ઠ પૃથ્વીપતિ દુર્યોધન, તું પોતાના શત્રુ તે પાંડવોનું બળાબળ જાણવા ઇચ્છે છે એ તને યોગ્ય છે, માટે શસ્ત્રરૂપ પરાક્રમવાળા સંગ્રામમાં મારા ભુજની જે ઉત્કૃષ્ટ શક્તિ છે, તે કહું તે તું સાંભળ–સાધારણ મનુષ્યની સાથે સરળતાથી યુદ્ધ કરવું અને માયાવીની સાથે માયાએ કરી યુદ્ધ કરવું એજ ધર્મ છે. હે મહાભાગ, નિત્ય દિવસના પૂર્વ ભાગમાં દશ હજાર યોદ્ધાઓ તથા એક હજાર રથિને મારો ભાગ કલ્પિને હું, યુદ્ધમાં જો સેંકડો તથા હજારોને નાશ કરે એવાં દિવ્ય અસ્ત્ર મૂકીશ, તો પાંડવની સર્વ સેનાને એક મહિને નાશ કરીશ. સંજય કહેછે– હે ધૃતરાષ્ટ્ર,એવાં ભીષ્મનાં વચન સાંભળીને દુર્યોધને, અંગિરસ ગોત્રમાં શ્રેષ્ઠ દ્રોણને પૂછ્યું કે હે આચાર્ય, તમે પાંડુ રાજાના પુત્ર પાંડવની સેનાના યોદ્ધાઓને કેટલે કાળે નાશ કરો? હે ધૃતરાષ્ટ્ર, એવાં દુર્યોધનનાં વચન સાંભળી હસીને દ્રોણે કહ્યું કે હે મ્હોટી ભુજાવાળા, હું વૃદ્ધ અવસ્થાને લીધે મંદ શક્તિ તથા ચેષ્ટાવાળો છું, તોપણ ભીષ્મની પેઠે એક મહિને શસ્ત્રરૂપ અગ્નિએ કરી પાંડવ સેનાને નાશ કરૂં એમ મારી મતિ છે; કેમકે એટલીજ મારામાં પરમ શક્તિ તથા એટલુંજ મારૂં પરમ બળ છે. હે ધૃતરાષ્ટ્ર, એ પ્રમાણે દ્રોણના કેહેવા પછી શરદ્વાનના પુત્ર કૃપાચાર્યે હું બે માસે પાંડવની સેનાને નાશ કરૂં એમ દુર્યોધનને કહ્યું. ત્યારપછી હે રાજા, અશ્વત્થામાએ દશ દિવસે પાંડવ સેનાને નાશ કરવાની પ્રતિજ્ઞા લીધી તથા મહાસ્ત્ર જાણનાર કર્ણે પાંચ દિવસે તે સેનાને નાશ કરવાની પ્રતિજ્ઞા લીધી. ત્યારે સૂતપુત્ર કર્ણનાં વચન સાંભળીને ગંગાપુત્ર ભીષ્મ મ્હોટા શબ્દથી હસ્યાને આવી રીતે વાક્ય બોલ્યા કે હે રાધેય, જ્યાં સુધી તું સંગ્રામમાં બાણ, શંખ તથા ધનુષ ધરનાર અને વાસુદેવ સહિત રથમાં બેસી આવતા અર્જુનને પામ્યો નથી, ત્યાં સુધી એમ માને છે ને પોતાની ઇચ્છા પ્રમાણે બોલે પણ છે.

वासुदेवसमायुक्तं रथेनायांतमाहवे ।
समागच्छसिराधेय तेनैवमभिमन्यसे ॥
शक्यमेवंचभूयश्च त्वयावक्तुंयथेष्टतः ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि अंबोपाख्यानपर्वणि भीष्मादिशक्तिकथने गुर्जरभाषायां त्रिनवत्यधिकशततमोऽध्यायः ॥१९३॥

वैशंपायनउवाच ॥ एतच्छ्रुत्वातुकौंतेयः सर्वान्भ्रातृनुपह्वरे ।
आहूयभरतश्रेष्ठ इदंवचनमब्रवीत् ॥१॥

વૈશંપાયન કહેછે—હે ભરતકુળમાં શ્રેષ્ઠ જનમેજય, ભીષ્માદિયે દુર્યોધનને જે વાક્ય કહ્યાં, તે સર્વ સાંભળીને કુંતિ પુત્ર યુધિષ્ઠિરે પોતાના સર્વ ભાઇયોને એકાંતમાં બોલાવી આવી રીતે વાક્ય કહ્યું કે હે ભાઇયો, દુર્યોધનૂની સેનામાં જે મારા દૂતો મેં મોકલ્યા હતા, તેણે આજ પ્રાતઃકાળને વિષે તેની વર્તણુક મને આવી રીતેં કહી કે, દુર્યોધને મ્હોટા વ્રતવાળા ગંગા પુત્ર ભીષ્મને પૂછયું કે હે સમર્થ, તમે કેટલે દિવસે પાંડવ સૈન્યને નાશ કરો? એ પ્રમાણે તેના પૂછવા પછી તેણે અત્યંત દુર્મતિવાળા ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધનને કહ્યું કે હે રાજા, હું એક મહીને કરી પાંડવ સૈન્યને નાશ કરૂં. હે ભાઇયો, એ પ્રમાણે ભીષ્મના કેહેવા પછી દુર્યોધનના પૂછવાથી દ્રોણે એક માસે, કૃપાચાર્યે બે માસે, મહાસ્ત્ર જાણનાર અશ્વત્થામાએ દશ દિવસે તથા દિવ્યાસ્ત્ર જાણનાર કર્ણે પાંચ દિવસે આપણી સેનાને નાશ કરવાની પ્રતિજ્ઞા લીધી છે, માટે હે અર્જુન, હું પણ તારાં વચન સાંભળવા ઇચ્છું છું, વાસ્તે તું કેટલા વખતમાં આપણા શત્રુને નાશ કરીશ? તે કહે. હે જનમેજય, એ પ્રમાણે યુધિષ્ઠિરે કહ્યું, ત્યારે ગુડાકેશ ધનંજય અર્જુને શ્રીકૃષ્ણની સામે જોઇને તેને કહ્યું કે હે મહારાજ, અસ્ત્ર વિદ્યા શિખેલા તથા વિચિત્ર તરેહથી યુદ્ધ કરનાર એ સર્વ ભીષ્માદિ મહાત્મા પોતાના કેહેવા પ્રમાણે કરે એમાં સંશય નથી, તોપણ તમારા મનનો સંતાપ નિવૃત્ત પામો, ને હું સત્ય વાક્ય કહું તે તમે સાંભળો—હે રાજા, વાસુદેવની સહાયતાવાળો હું એકલો રથમાં બેસીને, દેવતાઓ સહિત ત્રણ લોકને, સર્વ સ્થાવર જંગમને અને ભૂત, ભવિષ્ય તથા વર્તમાનને એક નિમેષમાં નાશ કરૂં એવો છું એમ મારી મતિ છે. કેમકે જ્યારે ભીલનું સ્વરૂપ ધરી મહાદેવજીએ મારી સામે દ્વંદ્વ યુદ્ધ કર્યું હતું, ત્યારે પ્રસન્ન થયેલા પશુપતિયે મને યુગના અંત સમયે સર્વ પ્રાણિનો સંહાર કરવા વાસ્તે જે મૂકે છે એવું તથા મહાભયંકર પાશુપતાસ્ત્ર આપેલું છે તેથી મારી પાસે છે; જેને ભીષ્મ, દ્રોણ, કૃપ તથા અશ્વત્થામા જાણતા નથી, ત્યારે સૂત પુત્ર કર્ણ તો ક્યાંથીજ જાણે! હે રાજા, સંગ્રામ વિષે હલકા મનુષ્યોને દિવ્યાસ્ત્રે કરી નાશ કરવા એ યોગ્ય નથી, માટે સરલતાથી યુદ્ધ કરીનેજ આપણે શત્રુઓને જીતશું. વળી હે રાજા, પુરૂષમાં સિંહરૂપ, દિવ્યાસ્ત્ર જાણનાર, યુદ્ધની ઇચ્છા કરનાર, વેદ ભણ્યા કેડે ગૃહસ્થાશ્રમ કરી યજ્ઞ કરેલા, પરાજય નહીં પામેલા અને સંગ્રામમાં દેવ સેનાને પણ નાશ કરવા સમર્થ

શિખંડિ, સાત્યકિ, પૃષત્ ગોત્રમાં ઉત્પન્ન થયેલો ધૃષ્ટદ્યુમ્ન, ભીમસેન નકુળ, સહદેવ, યુધામન્યુ, ઉત્તમૌજા, ભીષ્મ તથા દ્રોણ સમાન વિરાટ તથા દ્રુપદ, મહાબાહુ શંખ, મહાબળવાન ઘટોત્કચ, મહાબળ તથા પરાક્રમવાળો તેનો પુત્ર અંજનપર્વા, બળવાન અભિમન્યુ અને દ્રૌપદીના પાંચ પુત્ર એ સર્વ તમારી સહાયતામાં છે; ને તમે પોતે પણ ત્રણ લોકને નાશ કરવા સમર્થ છો. કેમકે હે ઇંદ્ર સરખી કાંતિવાળા, કુરૂકુળમાં ઉત્પન્ન થયેલા યુધિષ્ઠિર રાજા, તમે ક્રોધ દૃષ્ટિથી જે પુરૂષ સામું જૂઓ, તે તેજ વખતે અવશ્ય નાશ પામે એમ હું તમને જાણું છું.

क्रोधाद्यंपुरुषंपश्ये स्तथाशक्रसमद्युते ।

सक्षिप्रंनभवेद्व्यक्त मितित्वांवेद्मिकौरव ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि अंबोपाख्यानपर्वणि अर्जुनवाक्ये गुर्जरभाषायां चतुर्नवत्यधिकशततमोऽध्यायः ॥१९४॥

---

वैशंपायनउवाच ॥ ततःप्रभातेविमले धार्तराष्ट्रेणचोदिताः ।

दुर्योधनेनराजानः प्रययुःपांडवान्प्रति ॥१॥

વૈશંપાયન કેહે છે—હે ભરતકુળમાં શ્રેષ્ઠ જનમેજય, ત્યાર પછી જ્યારે નિર્મળ પ્રભાત થયું, ત્યારે ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધને પ્રેરણા કરેલા, સ્નાન કરી પવિત્ર થયેલા, પુષ્પનીમાળા ધારણ કરેલા, સફેદ વસ્ત્ર પેહેરેલા, એકાગ્ર મનવાળા તથા એક બીજામાં વિશ્વાસુ સર્વ રાજા પાંડવો સામે જવા લાગ્યા. તેમાં અવંતિપુરીના રાજા વિંદ તથા અનુવિંદ અને બાહ્લિક સહિત કેકય દ્રોણને મુખ્ય કરી યુદ્ધ કરવા સારૂ નિકળ્યા. વળી અશ્વત્થામા, જયદ્રથ, દક્ષિણ, પશ્ચિમ, ઉત્તર તથા પૂર્વ દિશાના રાજાઓ, પર્વતવાળા દેશના રાજાઓ, કંધાર દેશનો રાજા શકુનિ, શક, કિરાત, યવન અને શિબી એ સર્વ મહારથિ રાજાઓ પોતપોતાની સેના સહિત થઇ મહારથિ ભીષ્મને વિંટી યુદ્ધ કરવા સારૂ બીજી ટુકડીમાં નિકળ્યા. વળી સૈન્ય સહિત કૃતવર્મા તથા મહારથિ ત્રિગર્ત, શલ, ભૂરીશ્રવા, શલ્ય અને કોશલ દેશનો રાજા બૃહદ્રથ, એ સર્વ રાજાઓ ભાઇઓથી વિંટાયલા દુર્યોધનને મુખ્ય કરી ત્રીજી ટુકડીમાં નિકળ્યા. પછી દુર્યોધનના પક્ષના મહાબળવાન તથા કવચ ધારણ કરેલા તે સર્વ રાજાઓ કુરૂક્ષેત્ર પ્રત્યે જઇ તેના છેવટના ભાગમાં ઉભા. પછી દુર્યોધને પૂર્વના કેહેવા પ્રમાણે તંબુ હસ્તિનાપુર સરખો શોભાયમાન કરાવ્યો; તેનું તથા તે પૂરનું વિશેષપણું તેમાં રેહેનાર કુશળ પુરૂષ પણ નહીં જાણતા હતા. પછી હે ભારત, પૃથ્વીપતિ

કુરૂકુળમાં ઉત્પન્ન થયેલા દુર્યોધને પાંચ યોજન રણાંગણને મૂકી દઇને, રાજાઓ માટે દુઃખે કરી પણ શત્રુઓથી જેમાં જવાય નહીં એવા પોતાના સરખા સેંકડો તથા હજારો તંબુ કરાવ્યા; જે હજારો સેનાના નિવાસરૂપ થયા. ત્યારે તે સર્વ રાજાઓએ પોતાના ઉત્સાહ તથા બળ પ્રમાણે અમૂલ્ય તેમાં પ્રવેશ કરયો. પછી દુર્યોધન રાજાએ સૈન્ય સાથે આવેલા બહારના રાજાઓ સહિત મહાત્મા તે પુરૂષોને ઉત્તમ ભક્ષ્ય તથા ભોજ્યાદિ પદાર્થ આપવાની પોતાના ચાકરોને આજ્ઞા કરી; ને શિલ્પ વિદ્યાએ કરી જીવનાર કારીગર, સૂત, માગધ, બંદિજન, વેપારી, વેશ્યા, ચાર પુરૂષો તથા યુદ્ધ જોવા આવેલા પુરૂષોની કુરૂકુળમાં ઉત્પન્ન થયેલા રાજા દુર્યોધને યથાયોગ્ય સંભાળ કરી.

वणिजोगणिकाश्चारा येचैवप्रेक्षकाजनाः ।
सर्वांस्तान्कौरवोराजा विधिवत्प्रत्यवैक्षत ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि अंबोपाख्यानपर्वाणि कौरवसैन्यनिर्याणे गुर्जरभाषायां पंचनवत्यधिकशततमोऽध्यायः ॥१९५॥

---

**वैशंपायनउवाच ॥** तथैवराजाकौंतेयो धर्मपुत्रोयुधिष्टिरः ।
धृष्टद्युम्नमुखान्वीरां श्चोदयामासभारत ॥१॥

વૈશંપાયન કહેછે—હે ભારત જનમેજય, દુર્યોધનની પેઠે કુંતિ તથા ધર્મના પુત્ર યુધિષ્ઠિર રાજા, ધૃષ્ટદ્યુમ્ન જેમાં મુખ્ય હતા એવા શૂરવીરોને આજ્ઞા આપવા લાગ્યા. તેમાં ચેદિ, કાશિ તથા કરૂષ દેશના યોદ્ધાઓને નિયમમાં રાખનાર, દૃઢ પરાક્રમી, સેનાપતિ, અને શત્રુઓને નાશ કરનાર ધૃષ્ટકેતુ, વિરાટ, દ્રુપદ, સાત્યકિ, શિખંડિ, પંચાળ દેશના મ્હોટા ધનુષવાળા યુધામન્યુ તથા ઉત્તમૌજાને યુદ્ધ પ્રત્યે જવા સારૂ તૈયાર થવાની યુધિષ્ઠિરે આજ્ઞા આપી; જેઓ મ્હોટા ધનુષવાળા, શૂરવીર, વિચિત્ર કવચ પેહેરેલા તથા ઉત્તમ સુવર્ણનાં કુંડળ ધારણ કરેલા, જેમ ઘી હોમેલા પ્રજ્વલિત અગ્નિ કુંડમાં શોભે તથા પ્રકાશમાન ગ્રહો આકાશમાં શોભે, તેમ શોભતા હતા. પછી મનુષ્યમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિર રાજાએ પોતાના સર્વ સૈન્યને યથાયોગ્ય સત્કાર કરીને, તેને યુદ્ધ માટે જવાની રજા આપી. ત્યારકેડે સૈન્ય સહિત પોતાના તથા બહારથી આવેલા મહાત્મા યોદ્ધાઓને અને કારીગરોને ઉત્તમ એવા ભક્ષ્ય તથા ભોજ્યાદિ ખાનપાનના પદાર્થ પ્રાપ્ત

કરવાનો ચાકરોને યુધિષ્ઠિરે હુકમ કરચો. ત્યારપછી તે રાજાએ ધૃષ્ટદ્યુમ્ન જે-માં મુખ્ય હતો એવા મ્હોટા બળવાળા અભિમન્યુ તથા દ્રૌપદીના સર્વ પુ-ત્રને અને સૈન્ય સહિત ભીમસેન, સાત્યકિ યાદવ તથા અર્જુનને યુદ્ધ માટે જવાની રજા આપી. તે વેળા યુદ્ધનાં સાહિત્યો ગ્રહણ કરતા, વિચરતા, ચારે કોર દોડતા તથા યુદ્ધ કરવામાં પ્રસન્ન થયેલા તે યોદ્ધાઓનો સ્વર્ગને સ્પર્શ કરે એવો શબ્દ થયો હતો. પછી પૃથ્વી પતિ પોતે યુધિષ્ઠિરરાજા, વિરાટ, દ્રુપદ તથા બાકીના સર્વ રાજાઓ સહિત યુદ્ધ માટે રવાને થવા લાગ્યા. તે સમય ભયંકર ધનુષ ધરનાર, શૂરવીર વાળી, ધૃષ્ટદ્યુમ્ને રક્ષા કરેલી તથા કાંઇએક ચાલતી થયેલી તે સેના, જેમ પૂર્ણ ભરેલી તથા લેહેરવાળી ગંગા દેખાય, તેમ દેખાતી હતી. ત્યારપછી હે ભારત, ધૃત-રાષ્ટ્રના પુત્રોને અમે પાંડવોને જીતશું ને અમારેજ જય થશે એવો નિ-શ્ચય હતો તેને ટાળવા સારૂ યુધિષ્ઠિરે વળી પોતાની સેનાની યોજના કરી. તેમાં તેણે મ્હોટા ધનુષવાળા દ્રૌપદીના પાંચ પુત્ર, અભિમન્યુ, નકુળ, સહ-દેવ તથા સર્વ પ્રભદ્રકો, દશ હજાર અશ્વ, બે હજાર હસ્તિ, દશ હજાર પદાતિ તથા પાંચસો રથવાળા અસહ્ય ભીમસેનના સૈન્યને આગળ યુદ્ધ પ્રત્યે જવાની આજ્ઞા આપી. ને તેણે મધ્ય ભાગમાં વિરાટ, જયત્સેન, મહારથિ, પરાક્રમિ, ગદા તથા ધનુષ ધારણ કરનાર અને મહાત્મા પંચાળદેશના યુધામ-ન્યુ તથા ઉત્તમૌજાની વચમાં રેહેનાર શ્રીકૃષ્ણ તથા અર્જુનને જવાની આજ્ઞા આપી. તેથી પૂર્વે ઘણાં યુદ્ધ કરેલા તે સર્વ યોદ્ધાઓ કૌરવો ઉપર અતિ ક્રોધ યુક્ત થયા; જેમના વિશ હજાર શૂરવીર પુરૂષો જેમની ઉપર બેઠા હતા. એવા અશ્વ, પાંચ હજાર હસ્તિ, પાંચ હજાર રથ તથા ધનુષ, તલ-વાર તથા ગદા ધારણ કરેલા શૂરવીર અસંખ્ય પદાતિ સૈન્યની આગળ તથા પાછળ ચાલતા હતા. અને જે સૈન્ય સમુદ્રમાં યુધિષ્ઠિર ચાલતા હતા, તેમાં બાકીના સર્વ રાજાઓ રહ્યા હતા; જેમાં હજારો હસ્તિ, અશ્વ, રથ તથા પદાતિ હતા. ત્યાપછી હે રાજાઓમાં શ્રેષ્ઠ, પોતાની મ્હોટી સેના સ-હિત ચેકિતાન રાજા, ચેદી દેશને નિયમમા રાખનાર ધૃષ્ટકેતુ તથા મ્હોટા ધનુષવાળો, બળવાન, યાદવમાં શ્રેષ્ઠ, રથમાં બેઠેલા તથા હજારો રથથી વિંટાયલા સાત્યકિ જાણે શત્રુઓને નાશજ કરતા હોય શું એમ જવા લાગ્યા. ને પુરૂષમાં શ્રેષ્ઠ તથા રથમાં બેઠેલા ક્ષત્રદેવ અને બ્રહ્મદેવ, તે સે-નાના પાછલા ભાગની રક્ષા કરતા ચાલવા લાગ્યા. તે વેળા સાહિત્યથી ભરેલાં ગાડાં, વેપારી, વેશ્યાઓ, યુદ્ધ લાયક વાહન, સાધારણ વાહન, હજારો હાથિ, ઘોડાઓ, બાળકો, સ્ત્રિયો, બાકી પણ ગરીબ ગુરબા, ધન-થી ભરેલાં વાહન અને ધાન્યના કોઠારને એકઠા કરી તેમની રક્ષા-

નો બંદોબસ્ત કરીને યુધિષ્ઠિર રાજા આસતે આસતે જવા લાગ્યા. ત્યારે તેની પાછળ સત્યધૃતિ, યુદ્ધ દુર્મદ સાત્યિકિ, અભિમાન તથા કાશિરાજાના પુત્ર વસુદાન અને વિભુ જવા લાગ્યા; જેમની પાછળ વિશ હજાર રથ, ઘૂઘરીઓ બાંધેલા અસંખ્ય અશ્વ, હળ સરખા દાંતે કરી પ્રહાર કરનાર, કુલીન, કુંભસ્થળમાંથી મદ જેને ઝરતા હતા એવા તથા ચાલતા મેઘ સરખા વિશ હજાર હસ્તિ જતા હતા. હે ભારત, યુધિષ્ઠિરની સેનામાંના વર્ષતા મેઘની પેઠે મદ જેના કુંભસ્થળમાંથી ઝરતા હતા એવા તથા ચાલતા પર્વત સરખા સિતેર હજાર હસ્તિ હતા; જે તેની પાછળ ચાલતા હતા. એ પ્રમાણનું બુદ્ધિમાન્ કુંતિપુત્ર યુધિષ્ઠિર રાજાનું સૈન્ય હતું, જેનો આશ્રય કરીને તે રાજાએ ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધન સાથે યુદ્ધ કર્યું. વળી તે રાજાઓના મ્હોટા નાદ કરતા એવા અસંખ્ય પુરૂષોવાળી અનેક સેના પાછળથી જતી હતી; જેના હજારો ઢોલ તથા લાખો શંખને પ્રસન્ન એવા હજારો પુરૂષો વગાડતા હતા.

तत्रभेरीसहस्राणि शंखानामयुतानिच ।
न्यवादयंतसंहृष्टाः सहस्रायुतशोनराः ॥

इति श्रीमहाभारते उद्योगपर्वणि अंबोपाख्यानपर्वणि पांडवसेनानिर्याणे गुर्जरभाषायां षण्णवत्यधिकशततमोऽध्यायः ॥१९६॥

उद्योगपर्वसमाप्त.

॥ श्री ॥

॥ सत्धर्मशोधकमंडळीमुख्येन श्रीमहाभारतांतर्गतस्योद्योगपर्वण, आदितोनवाशीत्यध्यायपर्यंतं शास्त्रिप्रभुरामात्मजभगवत्संज्ञकैः ततस्समाप्तिपर्यंतंतै व्यास जयकृष्णात्मज रूपजी संज्ञकैश्चभाषांतरंकारयित्वा मुंबईवर्तमानमुद्रालयेमुद्रयित्वाच विक्रमस्यसंवत्एकोनविंशातिशताधिकषट्त्रिंशत्तमेऽब्दे भानुवासरान्वितश्रावणशुक्लद्वितीयादिने प्रकटीकृतं तन्मध्येयत्रकुत्रापि प्रमादश्चेत्तुवाचनशीलैःसुशीलैःक्षंतव्य इतिजिकू ॥